# फोजदारी कायदानो संग्रह

બનાવનાર


## મગનલાલ જયચંદ પારેખ

સબોરડીનેટ ગવરમેંટ પ્લીડર

કપડવંજ કોર્ટ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

## બુકસેલર કસ્તુર વીરચંદ.





## અમદાવાદમાં

હિતેચ્છુ પ્રેસમાં તથા મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૦. સને ૧૮૮૪.

આ કાયદો પંચભાઈની પોળ આગળ કીકાભટની પોળમાં ઘર આગળથી તથા ચોટામાં વલંદાની હવેલીની સામે દુકાનેથી મળશે.

# અર્પણ પત્ર.

ખાનબાહાદૂર બમનજી એદલજી

મોદી૦ એમ૦ એ૦

ડિસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર સાહેબ

ખેડા.

સાહેબ

ઉત્તમ જ્ઞાનથી, ખાનદાનીથી, ઉદાર સ્વભાવથી, પ્રમાણીક ઇનસાફથી અને નિરાશ્રીત માણસોને આશ્રયં આપવાથી લોક પ્રસિદ્ધ થયેલા આપ નામદાર સાંહેબને હું આ ગ્રંથ નમૃતા પુર્વક અર્પણ કરૂંછું તે કૃપા કરી સ્વિકારશો.

લા૦ સેવક

કપડવંજ. મગનલાલ જયચંદ વકીલ

કર્તા.

# પ્રસ્તાવના.



પ્રતાપી અંગરેજ સરકારના નેક રાજ્યમાં કાયદાની ખુબી મહાન તરેહની જણાઈ છે. એટલે રાજ્યકર્તા પોતે પણ કાયદાને વશ છે. તેથી આ રાજ્યની છાયા નિચે રહેનાર સરવે કોઈ સમજુ ગૃહસ્થે કાયદા જાણવા જોઈએ તેમાં જે જે કૃત્ય કર્યાથી ગુન્હા બનેછે અને તેણે કરીને તે કરનાર શિક્ષાને પાત્ર થાયછે એવા જે જે કાયદા તથા આક્ટો રાજ્યકર્તાએ પ્રસિદ્ધ કરેલા હોય તેથી તો અવશ્ય વાકેફગાર થવું જોઈયે.

કાયદાની બાબતમાં ફક્ત તે વાંચ્યા એટલે માહિતગાર થયા એમ નથી. પણ કાયદાની કલમોના એવા તો બારીક અર્થ થાય છે કે જેને માટે કાયદો ઘડાયા પછી તેના ઉપર વિદ્વાન ગૃહસ્થોએ ટીકાઓ કરી અંગરેજીમાં મોટાં મોટાં પુસ્તકો બનાવ્યાં છે અને તેમ કરી કલમોના અર્થ સમજાવ્યા છે.

પરંતુ એ કલમોના અર્થ જાણવાની ટીકા ગુજરાતીમાં જોઈયે તેટલી નથી. તેથી હમેશાં ગુજરાતી જાણનાર ન્યાયાધીશ, વકીલો, સીરસ્તેદારો, મુખત્યારો અને બીજા સદ્ગૃહસ્થોને અગવડ ભોગવવી પડેછે. તેથી તે અગવડ દૂર કરવા માટે મારી અલ્પમતીથી મળી શકી તે મદદથી ફોજદારી ગુન્હાઓમાં પ્રખ્યાત આક્ટ જે પીનલકોડ (સને ૧૮૬૦ નો ૪૫ મો) છે તે તથા બીજા કેટલાક ઉપયોગી ફોજદારી આક્ટો ટીકા સાથે બાહાર પાડ્યા છે તેથી તેની સમજુતી સારી રીતે થઈ શકશે.

ફોજદારી આક્ટોનો એક બીજા સાથે વધારે સબંધ હોયછે કેમકે કોઈ કોઈ આક્ટોમાં બીજા આક્ટોની કલમોના હવાલા આપવામાં આવ્યાછે. તેથી જ્યારે તે આક્ટ વાંચવામાં આવે ત્યારે હવાલો આપેલો આક્ટ વાંચવાની જરૂર પડે છે પણ તે આક્ટ પાસે ના હોય ત્યારે અડચણ પડે તેથી તે અડચણ દુર કરવા માટે ઘણાખરા ફોજદારી આક્ટો આ સાથે સામેલ કરી આ ગ્રંથનું નામ "ફોજદારી સંગ્રહ" એવું રાખવામાં આવ્યું છે.

કાયદાની ખુબી કાયદાના જાણનાર પીછાને છે અને તેમાં ખોડખાંપણ હોય તે, તેઓજ સુધારી શકેછે તેથી કાયદાના ગ્રંથો હમેશાં કાયદા જાણનાર વિદ્વાન સદ્ગૃહસ્થને અર્પણ કરવા એજ ઉત્તમ કામ છે એમ સમજી મેં આ ગ્રંથ અર્પણ કરવાને ખેડાજીલ્લાના ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટર સાહેબ. ખાનબાહાદુર બમનજી એદલજી મોદી એમ. એ. ને મેં વિનંતિ કરી તે સ્વિકારવાથી તેઉ સાહેબ માનપૂર્વક નમ્રતા સાથે અર્પણ કર્યોછે.

કપડવંજ.
તા. ૨૯ નવેમ્બર ૧૮૮૩.

લા૦ શેઠ઼ક૦
**મગનલાલ જયચંદ વકીલ.**
કર્તા.

## આ સંગ્રહમાં દાખલ કરેલા આક્ટોની સંખ્યા.

૧ પેનલકોડ સને ૧૮૬૦ નો ૪૫ મો ટીકા સાથે.

૨ પેનલકોડના સુધારાનો સને ૧૮૭૦ નો ૨૭માં

૩ પેનલકોડના સુધારાનો સન ૧૮૮૨ નો ૮માં.

૪ કટકાનો સન ૧૮૬૪ નો ૬ ઠો ટીકાસાથે.

૫ જુગારનો સન ૧૮૬૬ નો ૩જો ટીકાસાથે.

૬ ડીસ્ત્રીક્ટ પોલીસનો સન ૧૮૬૭ નો ૭મો ટીકાસાથે.

૭ ગામની પોલીસનો સને ૧૮૬૭ નો ૮મો ટીકાસાથે.

૮ સન ૧૮૭૧ નો ૧લો ઢોરના અતીક્રમણનો ટીકાસાથે.

૯ મીઠાનો સન ૧૮૮૨ નો ૧૪મો.

૧૦ યુરોપીઆન વેગનશી આક્ટ સન ૧૮૭૪ નો ૧૩મો.

૧૧ અફીણનો સન ૧૮૭૮નો ૧લો.

૧૨ આબકારી સન ૧૮૭૮ નો ૫મો.

૧૩ હથીયાર બાબત સન ૧૮૭૮ નો ૧૧મો.

૧૪ પર રાજ્યના ગુના બાબત સન ૧૮૭૪ નો ૨૧મો ટીકાસાથે.

૧૫ જેલ કેદીનો સન ૧૮૭૪નો ૨જો.

૧૬ ક્રીમીનલ પ્રોશીજરકોડ નવો સન ૧૮૮૨ નો ૧૦મો.

---

# પેનલકોડ.

# ACT NO. XLV OF 1860 AND

# NO. XXVII 1870—GUJARATI.

# हिंदुस्तानना फोजदारी कायदो.

## सने १८६० नो आक्ट नंबर ४५ मो.

સન ૧૮૭૦ નો આક્ટ ૨૭ મો તા. સને ૧૮૮૨

ના ૮ મોથી સુધારવામાં આવેલો તે સુધાંત

ટીકા સાથે.


મગનલાલ જયચંદ પારેખ

સબોરડીનેટ ગવરમેંટ પ્લીડર.

કપડવંજ કોર્ટ.


તૈયાર કર્યો તે

બુકસેલર કસ્તુર વીરચંદે.

છપાવી પ્રસિદ્ધ કર્યો.


અમદાવાદમાં

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ. એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૦. સને ૧૮૮૪.





આ કાયદો પંચભાઇની પોળ આગળ ફીકાભટની પોળમાં ઘર આગળથી તથા ચોટામાં વલંદાની હવેલીની સામે દુકાનમાંથી મળશે.

# અનુંક્રમણિકા.

## કલમોની ગોઠવણ.

## બાબ ૧ લો.



## બાબ ૨ જો.

### સાધારણ સમજાણ.

## બાબ ૩ જો.

### શિક્ષા બાબત.



## બાબ ૪ થો.

### સાધારણ અપવાદ.

## બાબ. ૫ મો.

### મદદગારી બાબત.

---

## બાબ ૬ ઠો.

### રાજ્ય વિરૂદ્ધ ગુન્હાઓ બાબત.



## બાબ ૭મો.

### જમીનપરની તથા દરીઆઇ ફોજ સબંધી ગુન્હા બાબત.



## બાબ ૮ મો.

### લોકની સમાધાની વિરૂદ્ધ ગુનાહો બાબત.

## બાબ ૯ મો.

### સરકારી નોકરોના અથવા તેઓ સબંધી ગુન્હા બાબત.



## બાબ ૧૦ મો.

### સરકારી નોકરોના કાયદેસર અખતયારના તીરસ્કાર બાબત.

## બાબ ૧૧ મો.

### ખોટા પુરાવા તથા સરકારી ઇનસાફ વિરૂદ્ધ ગુન્હા બાબત.

## બાબ ૧૨ મો.

### શિક્કા તથા સરકારી સ્ટાંપ સબંધી ગુન્હાઓ બાબત.

---

## બાબ ૧૩ મો.

### કાટલાં તથા માપ સબંધી ગુન્હા બાબત.



---

## બાબ ૧૪ મો

### લોકની તંદુરસ્તી, સલામતી, અનુકુળતા, લજ્જા, તથા નિતી સબંધી ગુન્હા બાબત.

# બાબ ૧૫ મો.

## ધર્મસંબંધી ગુન્હા બાબત.



# બાબ ૧૬ મો.

## માણસનાં શરીર સબંધી ગુન્હા બાબત

### જીંદગી સબંધી ગુન્હા બાબત.

ગેરવ્યાજબી અટકાવ તથા ગેરવ્યાજબી કેદ બાબત.



સાપરાધબળ તથા હુમલા બાબત.

**મનુષ્યહરણ, મનુષ્યનયન, ગુલામી, તથા વેઠ બાબત.**



**બળાત્કાર સંભોગ બાબત.**



**સૃષ્ટીક્રમ વિરૂદ્ધ ગુન્હાબાબત.**



---

## બાબ ૧૭ મો.

**મિલકત વિરૂદ્ધ ગુન્હાબાબત.**

**ચોરીબાબત.**



**જબરાઇથી કડાવવા બાબત.**



**અપહરણ તથા ડાકાઇટી બાબત.**

### સાપ્રાધ પ્રવેશ બાબત.



---

## બાબ ૧૮ મો

### લખસંબંધી તથા વેપારની અથવા મિલકતની નિશાણીઓ સંબંધી ગુન્હાબાબત.

## બાબ ૨૨ મો

### સાપ્રાધ ધમકી, તિરસ્કાર, તથા દુઃખ બાબત.



## બાબ ૨૩ મો

### ગુન્હા કરવાની કોશિશ બાબત.

# हिंदुस्ताननो फ़ौजदारी कायदो.

## ACT No. XLV. of 1860.—Gujarati.

**સન ૧૮૬૦ નો આકટ નંબર ૪૫ મો.**

હિંદુસ્તાનની કાયદા કરનારી સભા.

**તારીખ ૬ ઠી અકટોબર સન ૧૮૬૦.**

નીચે લખેલો આક્ટ હિંદુસ્તાનની કાયદા કરનારી સભાએ પસાર કરેલો, તે રાઇટ ઓનરેબલ ધિ ગવરનર જનરલે સન ૧૮૬૦ના અકટોબર મહીનાની ૬ ઠી તારીખે મંજુર કરેલો, અને સરવ લોકોને જાણ થવા સારૂ તે અત્રે પ્રસિદ્ધ કરેલો છે.

—꧁꧂—

## ભાગ ૧ લો.

કારણ. | બ્રિટિશ ઇંડિયાને માટે એક સામાન્ય ફોજદારી કાયદો કરવો યોગ્ય છે, માટે નીચે મુજબ ઠરાવ્યું છે:—

કાયદાનું નામ તથા એ ક્યાં ક્યાં અમલમાં આવશે. | ૧. આ આક્ટનું નામ "હિંદુસ્તાનનો ફોજદારી કાયદો," અને પ્રિન્સ આફ વેલ્સ આયર્લંડ, સિંગાપોર, તથા મલાકા શીવાયનો "હિંદુસ્તાનનો રાજ્યકારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આક્ટ" એ નામના વિક્ટોરિયાનાં રાજ્યનાં ૨૧ મા તથા ૨૨ મા વર્ષમાં કરેલા કાયદાના ભાગ ૧૦૬ ઠા ઉપરથી રાણી સાહેબના હાથ જે મુલક આવ્યો છે અથવા આવે તે સઘળા મુલકમાં સને ૧૮૬૧ ના મે મહીનાની તારીખ ૧ લી ને દીને તથા ત્યારથી એ અમલમાં આવશે.

ટીકા—સને ૧૮૬૭ ના આક્ટ ૫ ઉપરથી આ આક્ટ પ્રીન્સ ઓફ વેલ્સ અને આઇર્લાન્ડ વિગેરે સ્વસ્થાનને લાગુ કર્યોછે.

સદરહુ મુલકમાં થયેલા ગુનાહની શિક્ષા. | ૨. સન ૧૮૬૧ ના મે મહીનાની તારીખ ૧ લીને દીને અથવા ત્યાર પછી સદરહુ મુલક મધ્યે આ કાયદાના ઠરાવો વિરૂદ્ધનાં જે કામ અથવા કસુરનો જે સખસ ગુનેગાર થશે, તે સખસને તે કામ અથવા કસુર બાબત આ કાયદા મુજબ શિક્ષા કરવામાં આવશે; બીજી રીતે કરવામાં આવશે નહી.

ટીકા—આ કાયદો અમલમાં લાવવાની જે તારીખ આમાં લખીછે તે તારીખ સને ૧૮૬૧ના આક્ટ ૬ ઉપરથી ફેરવી સને ૧૮૬૨ના જાનેવારી માસની તા. ૧ થી અમલમાં લાવવાનો ઠરાવ કર્યોછે.

સરકાર વિરૂદ્ધ કાસ્તીઆરામના ફેસલામાં તા. ૨૦ સપટેંબર સને ૧૮૭૧ને રોજ (મુ. હા. વા. ૮ પાને ૬૩) એવો ઠરાવ કરવામાં આવ્યોછે કે બ્રીટીશ હદના કાંઠાથી ત્રણ માઇલની અંદર ભર સમુદ્રમાં ગુન્હો કર્યો હોય તો તે ગુન્હો પી. કો. કા. ૨ પ્રમાણે કર્યો છે. અને વીક્ટોરિયાના રાજ્યના ૧૨ મા તથા ૧૩ મા વર્ષમાં થયેલા કાયદાની કા. ૨ તથા ૩ ની રકમ ૯૬ ની રૂહેથે આવા ગુન્હાની તપાશ કરવાનો આ દેશની સાધારણ ફોજદારી કોરટને અધિકારછે. અને સદરહુ કાયદો વીક્ટોરિયાના રાજ્યના ૨૩ તથા ૨૪ મા કાયદાની કા. ૮૮ મુજબ હીંદુસ્તાનને લાગુ કર્યોછે. અને તેથી બ્રિટિશ રાજ્યના કાંઠાથી ત્રણ માઇલ સુધીમાં કરેલા ગુન્હા વિષે કાયદો કરવાનો હીંદુસ્થાનના ગવરનર જનરલ ઇનકૌન્સિલને અધિકારછે.

સરકાર વિરૂદ્ધ પીરતાઇના કામમાં તા. ૧૯ જુલાઈ ૧૮૭૩ ને રોજ (મુ. હા. વા. ૧૦ પાને ૩૫૯) એવો ઠરાવ કરવામાં આવ્યોછે કે પીરતાઈ પર ખુનના તોહોમત બદલ મોતની શિક્ષાને માટે કરેલો હુકમ અમે રદ કરીએ છીએ, કેમકે તે પરરાજ્યમાં રહેનાર પ્રજાછે અને ખુન કરવામાં મદદ કરવાનો જે ગુન્હો તેણે કર્યોછે તે સર્વ પરમુલકમાં થયો છે. અને પી. કો. કા. ૨ જો ફકત બ્રીટીશ ઇંડિયામાં થયેલા ગુન્હાને લાગુછે.

જે ગુનાહ સદરહુ મુલકના બહાર થયા હોય, પણ જેહેની તજવીજ કાયદાપ્રમાણે મુલકની માંહે થઈ શકે તે ગુનાહોની શિક્ષા.

૩. સદરહુ મુલકની હદની બાહાર કરેલા કોઈ ગુનાહને માટે જે સખ્સની તજવીજ હિંદુસ્તાનના ગવરનર જનરલ ઇનકાઉન્સિલે કરેલા કોઈ કાયદાથી, થઈ શકતી હોય તે સખ્સની ઉપર સદરહુ મુલકની બાહાર કરેલાં કામને માટે, તે કામ જાણે સદરહુ મુલકની માંહેજ કરેલું હોય એ પ્રમાણે, આ કાયદાના ઠરાવો મુજબ અમલ કરવામાં આવશે.

ટીકા—આ રાજ્યની રૈયતે પરમુલકમાં ગુન્હો કર્યાથી તેને તે રાજ્યમાં શિક્ષા થઈ હોય અને તેનો દાખલો તે બતાવે તો તેનાપર ફરી તેજ ગુન્હા બદલ કામ ચલાવવું નહિ (જુઓ ઇંટરપ્રીટીશન નં. ૧૦૭ તા. ૩૧ ડીશમબર ૧૮૩૮)

સરકાર વિરૂદ્ધ ગોલના કામમાં તા. ૭ જુલાઈ ૧૮૭૧ને રોજ (મુ. હા. વા. ૮ નં. ૬૨) એવો ઠરાવ કરવામાં આવ્યોછે કે આ કામના કેદીએ મુંબાઈ તાબાના રજપુતસ્થાનમાં આવેલા ટોંક રાજ્યના પ્રગણાના એક ગામમાં એક સખ્સને ગેરવાજબી કેદ કર્યાથી તેનાપર પીનલકોડ કા. ૩૪૨ મુજબ તોહોમત મુકયું હતું. તેમાં તેની તરફથી એવી તકરાર થઈ કે "મારાપરના તોહોમતની તપાસ કરવાનો આ કોરટને અધિકાર નથી અને હોય તો ઇંગ્રેજી કાયદા પ્રમાણે થવી જોઇએ પણ પીનલકોડ પ્રમાણે નહિ."

પણ માજી સુપ્રીમ કોરટ કે જે હાલની હાઈકોરટછે તેના ચારટરની કા. ૪૪ થી મુંબાઈ સરકાર સાથે સુલેહ રાખનાર રાજ્યોમાં યા દેશી રાજાના મુલકમાં યા મુંબાઈ તાબાના કોઇપણ રાજ્યમાં રાણીની કોઈ રૈયત રાજ્યદ્રોહ, ખુન, બળાત્કારે કડાવવું, મીસડીમીનર, પ્રવેશ, ખોટાં કામ અને જુલમ કરે તો તેની તપાસ આ કોરટ કરે એમછે, તેથી તેનાપરના તપાસ પીનલકોડ પ્રમાણે કરવાને સત્તાછે.

વળી ઉપરની કા. ૨ માં સરકાર વિરૂદ્ધ પીરતાઇના ફેસલાનો જે આધાર બતાવ્યો છે તેમાં એમપણ છે કે પી. કો. કા. ૩ પ્રમાણે વિશેષ કાયદાથી પીરતાઈ બ્રિટિશ મુલકની કોરટથી ચોકશી થવાને લાયક થયાનું દેખાઈ આવતું નથી તેથી પણ તેનાપરનું તોહોમત રદ કર્યું છે.

સદરહુ કલમ પારકા રાજ્યમાં દેશી રૈયતે કરેલા ગુન્હાને લાગુ નથી એટલે આ કાયદાની નિચે લખેલી કલમો પ્રમાણેનો કોઈ ગુન્હો કોઈ પરરાજ્યમાં કોઇયે કર્યો હોય તો તેની તપાસ તે પરરાજ્યમાં થવી જોઇએ એમ પોલીટીકાલ એજંટને જણાય તો તેમ કરવાને પોલીટીકાલ એજંટ વારંટ કાડી શકે એમ સને ૧૮૭૯ના આકટ ૨૧ ના કા. ૧૧ માં કહી તેમાં લખેલી કલમો પરીશીષ્ટમાં બતાવીછે તેની વીગત.

કલમ ૨૦૬. ૨૦૮. ૨૨૪. ૨૩૦. ૨૩૧. ૨૩૨. ૨૩૩. ૨૩૪. ૨૩૫. ૨૩૬. ૨૩૭. ૨૩૮. ૨૩૯. ૨૪૦. ૨૪૧. ૨૪૨. ૨૪૩. ૨૪૪. ૨૪૫. ૨૪૬. ૨૪૭. ૨૪૮. ૨૪૯. ૨૫૦. ૨૫૧. ૨૫૨. ૨૫૩. ૨૫૪. ૨૫૫. ૨૫૬. ૨૫૭. ૨૫૮. ૨૫૯. ૨૬૦. ૨૬૧. ૨૬૨. ૨૬૩. ૨૯૯. ૩૦૦. ૩૦૧. ૩૦૨. ૩૦૩. ૩૦૪. ૩૦૭. ૩૧૦. ૩૧૧. ૩૧૨. ૩૧૩. ૩૧૪. ૩૧૫. ૩૧૬. ૩૧૭. ૩૨૩. ૩૨૪. ૩૨૫. ૩૨૬. ૩૨૭. ૩૨૮. ૩૨૯. ૩૩૦. ૩૩૧. ૩૩૨. ૩૩૩. ૩૪૭. ૩૪૮. ૩૬૦. ૩૬૧. ૩૬૨. ૩૬૩. ૩૬૪. ૩૬૫. ૩૬૬. ૩૬૭. ૩૬૮. ૩૬૯. ૩૭૦. ૩૭૧.

૩૭૨. ૩૭૩. ૩૭૫. ૩૭૬. ૩૭૭. ૩૭૮. ૩૭૯. ૩૮૦. ૩૮૧. ૩૮૨. ૩૮૩. ૩૮૪. ૩૮૫. ૩૮૬. ૩૮૭. ૩૮૮. ૩૮૯. ૩૯૦. ૩૯૧. ૩૯૨. ૩૯૩. ૩૯૪. ૩૯૫. ૩૯૬. ૩૯૭. ૩૯૮. ૩૯૯. ૪૦૦. ૪૦૧. ૪૦૨. ૪૦૩. ૪૦૪. ૪૦૫. ૪૦૬. ૪૦૭. ૪૦૮. ૪૦૯. ૪૧૦. ૪૧૧. ૪૧૨. ૪૧૩. ૪૧૪. ૪૩૫. ૪૩૬. ૪૩૭. ૪૩૮. ૪૩૯. ૪૪૦. ૪૪૩. ૪૪૪. ૪૪૫. ૪૪૬. ૪૬૪. ૪૬૫. ૪૬૬. ૪૬૭. ૪૬૮. ૪૭૧. ૪૭૨. ૪૭૩. ૪૭૪. ૪૭૫. ૪૭૬. ૪૭૭.

દોસ્તી રાખનારા પર રાજ્યમાં રાણીના કોઇ નોકરે કરેલા ગુનાહોની શિક્ષા.

૪. આજ સુધી કાંઇ તહનામું અથવા બંદોબસ્ત. ઇસ્ટ ઈંડિયા કંપનીની સાથે થયો હોય, અથવા રાણીને નામે હિંદુસ્તાનની કોઇ પણ સરકારે કર્યો હોય, અથવા હવે પછી કરે, તે તહનામા અથવા બંદોબસ્ત ઉપરથી રાણીની સાથે દોસ્તી રાખનારો કોઇ રાજા અથવા રાજ્યના મુલુકની માંહે. સને ૧૮૬૧ ના મે મહીનાની તારીખ ૧ લીને દીને અથવા ત્યાર પછી રાણીની નોકરીમાં છતાં રાણીનો જે નોકર આ કાયદાના ઠરાવો વિરૂધનાં જે કામ અથવા કસુરનો ગુનેગાર થશે, તે નોકરને તે કામ અથવા કસુરને માટે આ કાયદા મુજબ શિક્ષા કરવામાં આવશે.

ટીકા—કોઈ માણસ પરમુલકનો છતાં હીંદુસ્થાનમાં ૬ મહીના સુધી લાગટ રહ્યો હોય અને તે પોતે ખુશીથી રહયો હોય એટલે કોઇના પ્રતિબંધથી રહ્યો ના હોય તો તેની બાબતમાં આ કલમના ઠરાવ લાગુ પડેછે.

"રાણીના નોકર" ની વાખ્યા આજ કાયદાની કા. ૧૪માં બતાવીછે તે જુઓ.

પરરાજ્યમાં કરેલા ગુન્હેગારની બાબતમાં પકડી મંગાવવા તથા પકડી આપવાને માટે સને ૧૮૭૯નો આકટ ૨૧મો છે તે જુઓ.

કેટલાએક કાયદાઓ પર આ આકટથી કાંઇ અસર થતીનથી.

૫. ચોથા વિલિયમના રાજ્યના ૩જા તથા ચોથા વર્ષમાં કરેલા કાયદાના ૮૫ મા બાબના, અથવા ત્યાર પછી કોઇપણ પ્રકારે ઇસ્ટ ઈંડિયા કંપની અથવા સદરહુ મુલુક, અથવા તે માંહેલા રેહેવાસિયો સંબંધી કરેલા પાર્લેમેન્ટના કોઈ પણ આકટના, અથવા રાણી સાહેબની અથવા ઇસ્ટઈંડિયા કંપનીની નોકરી માંહેલા આફિસરો તથા સોલજરો બંડ કરે તથા નાહાશી જાય તેઓને સીક્ષા કરવા સારૂ કરેલા કોઇ પણ આકટના, અથવા હિંદુસ્તાનની દરીઆઇ ફોજનો બંદોબસ્ત કરવાના કોઈ પણ આકટના, અથવા કોઈ પણ વિશેષ અથવા સ્થાનિક કાયદાના, કોઇ પણ ઠરાવને આ આકટ માંહેના કોઈ બીનાથી રદ કરવાનો, અથવા તેમાં ફેરફાર કરવાનો, અથવા તેને મોકુફ કરવાનો, અથવા તે પર કોઇ રીતે અસર કરવાનો ઇરાદો નથી.

ટીકા—કોઈ ગુન્હો સામાન્ય કીંવા વિશેષ કાયદા પ્રમાણે હોય અને તેજ ગુન્હો આ કાયદામાં કહેલી વાખ્યા યા કલમમાં સમાતો હોય તો ગુન્હેગારને આ કાયદા પ્રમાણે સજા કરવી. પણ જો કદાચ વિશેષ કાયદા પ્રમાણે સજા થઈ હોય તો તેટલાજ કારણથી એ સજા રદ ન થાય. (મેન્સ. કા.)



## બાબ ૨ જો.

### સાધારણ સમજણ.

આ કાયદા

૬. આ કાયદામાં સઘળે ઠેકાણે ગુનાહનાં પ્રત્યેક લક્ષણને, તથા

**એહેનાં લક્ષણો ને અપવાદો લાગુ પડે છે, એમ સમજવું.**

શિક્ષા સંબંધી પ્રત્યેક ઠરાવને, તથા એહેવાં પ્રત્યેક લક્ષણ અથવા શિક્ષા સંબંધી ઠરાવના પ્રત્યેક દ્રષ્ટાંતને "સાધારણ અપવાદો" એ નામના બાબ મધ્યે લખેલા અપવાદો લાગુ પડે છે એમ સમજવું, અગર તે તે અપવાદો તે લક્ષણમાં અથવા શિક્ષા સંબંધી ઠરાવમાં અથવા દ્રષ્ટાંતમાં ફરીથી લખ્યા નથી તોપણ.

## દ્રષ્ટાંતો.

(અ) આ કાયદા મધ્યે જે જે કલમોમાં ગુનાહોનાં લક્ષણો લખ્યાં છે તેઓમાં એમ લખ્યું નથી કે, એ ગુનાહ સાત વર્ષથી ઓછી ઉમરનાં બાળકથી થઇ શકે નહી પણ જે સાધારણ અપવાદમાં એમ લખેલું છે કે સાત વર્ષથી ઓછી ઉમરનાં બાળકે કરેલું કાંઇ પણ કામ ગુનાહ ગણાશે નહી તે અપવાદ તે લક્ષણોને લાગુ પડેછે એમ સમજવું.

(બ) ઝએ ખુન કરેલું છે, તેહેને અ પોલીસ અમલદારે વગર વારંટે પકડ્યો તો એ ઠેકાણે અ ગેરબાજબી કેદના ગુનાહની તકસીરવાર નથી, કેમકે કાયદા પ્રમાણે ઝ ને પકડવાની તેની ફરજછે; માટે જે અપવાદમાં એમ લખેલું છે કે "જે કામ કરવાની કાયદા પ્રમાણે જે સખસની ફરજછે તે કામ તે સખસે કર્યુ, તો તે ગુનાહ નથી" તે સાધારણ અપવાદમાં આ બીના દાખલ થાય છે.

**આ કાયદામાં જે શબ્દનો અર્થ એક વાર સમજાવ્યો તે શબ્દ સઘળે ઠેકાણે તેજ અર્થમાં વાપરેલો છે.**

૭. આ કાયદાના કોઇ પણ ભાગમાં જે શબ્દનો અરથ સમજાવ્યો છે તે શબ્દ આ કાયદાના પ્રત્યેક ભાગમાં તેજ અરથ પ્રમાણે વાપરેલો છે.

**લિંગ.**

૮. પુરૂષ સરવનામ "તે" તથા 'તે' ને વિભક્તિ લાગીને સિદ્ધ થએલા શબ્દો પુરૂષ તથા સ્ત્રી એ બંનેને લાગુ પડે છે.

**વચન.**

૯. એક વચનમાં લખેલા શબ્દોને અનેક વચનમાં પણ સમજવા; અને અનેક વચનમાં લખેલા શબ્દોને એક વચનમાં પણ સમજવા; પણ જે ઠેકાણે તે શબ્દો લખ્યા હોય તે ઠેકાણે તેમ ન સમજવા એવુ જણાય, તો ત્યાં તેમ ન સમજવા.

**"પુરૂષ" "સ્ત્રી"**

૧૦. "પુરૂષ" એ શબ્દ વડે કોઈ પણ વયનો માનવી પુરૂષ સમજવો અને "સ્ત્રી" એ શબ્દ વડે કોઇપણ વયની માનવી "સ્ત્રી" સમજવી.

**"સખસ"**

૧૧. "સખસ" એ શબ્દમાં કોઈ પણ કંપની અથવા સભા અથવા માણસોની મંડળીનો સમાવેશ થાય છે; પછી તે કંપની, સભા, અથવા મંડળીને કારપોરેસનના હક મળ્યા હોય કે નહી તો પણ.

**"લોક"**

૧૨. "લોક" એ શબ્દમાં લોકના કોઈ પણ વર્ગની અથવા કોઇ પણ જમાતનો સમાવેશ થાય છે.

**"રાણી"**

૧૩. "રાણી" એ શબ્દ વડે ગ્રેટબ્રિટન તથા આયરલંડનાં એકઠાં મળેલાં રાજ્યની જે વખતે જે શતાધીશ હોય તે સમજવો.

રાણીનો નોકર. | ૧૪. "રાણીનો નોકર" એ શબ્દો વડે "હિંદુસ્તાનનો રાજ્યકારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આકટ" એ નામનો વિક્ટોરીઆના રાજ્યનાં ૨૧ માં તથા ૨૨ મા વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ ઠા એ અથવા તેના આધાર ઉપરથી, અથવા હિંદુસ્તાનની સરકારે કે કોઈ પણ સરકારે અથવા તેની સતાથી હિંદુસ્તાન મધ્યે કાયમ રાખેલા, ઠરાવેલા અથવા મુકરર કરેલા સઘળા અમલદારો અથવા નોકરો સમજવા.

"બ્રિટીસ ઈંડિયા" | ૧૫. "બ્રિટિશઈંડિયા" એ શબ્દો વડે પ્રિન્સ આવ વેલ્સ આયરલેંડ, સિંગાપોર, તથા મલાકા કહેવાયનો "હિંદુસ્તાનનો રાજ્યકારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આકટ એ નામના વિકટોરિયાના રાજ્યનાં ૨૧ મા તથા ૨૨ મા વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ ઠા ઉપરથી રાણીસાહેબને હાથ જે મુલક આવ્યો છે અથવા આવે તે મુલક સમજવો.

"હિંદુસ્તાનની સરકાર" | ૧૬. "હિંદુસ્તાનની સરકાર" એ શબ્દો વડે હિંદુસ્તાનના ગવરનર જનરલ ઈનકાઉનસીલ, અથવા હિંદુસ્તાનના ગવરનર જનરલ પોતાની કાઉનસીલથી ગેરહાજર હોય તે દરમીયાનમાં પ્રેસીડેંટ ઈનકાઉનસીલ અથવા એકલા હિંદુસ્તાનના ગવરનર જનરલ સમજવા; તે તેઓ અથવા તે જે જે અખત્યાર પ્રમાણે કાયદા મુજબ અમલ કરી શકે તે તે અખત્યારને સંબંધે સમજવા.

"સરકાર" | ૧૭. "સરકાર" એ શબ્દ વડે જે શખસ અથવા સખસોનો બ્રિટિશ ઈંડિયાના કોઈ પણ ભાગમાં હકુમત કરવાનો કાયદા પ્રમાણે અખત્યાર છે તે સખસ અથવા સખસો સમજવા.

"પ્રેસિડેનસિ" | ૧૮. "પ્રેસિડેનસિ" એ શબ્દ વડે એક પ્રેસીડેનસિના સરકારનો તાબેનો મુલક સમજવો.

"જડજ" | ૧૯. "જડજ" એ શબ્દ વડે જે સખસને તેના ઓહદાને લીધે જડજનું નામ આપ્યું હોય તે સખસજ નહી, પણ જે જે સખસને કાયદાથી કોઈ પણ દીવાની અથવા ફોજદારી મુકદમામાં આખરી ફેસલો, અથવા જે પર અપીલ ન થાય તો આખરી ગણાય એવો ફેસલો, અથવા બીજા કોઈ અધીકારીએ બહાલ રાખેથી આખરી થાય એવો ફેસલો આપવાનો અખત્યાર હોય, અથવા એવો ફેસલો આપવાને કાયદાથી અખત્યાર પામેલા અનેક સખસોમાંનો જે એક હોય તે દરએક સખસ પણ સમજવો.

**દષ્ટાંતો.**

(અ) સન ૧૮૫૯ ના ૧૦ મા આંકટ મુજબ કલેકટર કોઈ મુકદમામાં અધીકાર ચલાવતો હોય, તે જડજ છે.

(બ) જે તોહોમત બાબત દંડનો અથવા કેદનો હુકમ કરવાનો જે માજીસ્ત્રેટને અખત્યાર હોય તે માજીસ્ત્રેટ તે તોહોમત બાબત પોતાનો અધિકાર ચલાવતો હોય તે વખતે જડજ છે, પછી તેના ફેસલાપર અપીલ હોય કે નહી તોપણ.

(ક) મદ્રાસના કાયદાનાં પુસ્તક માંહેલા સન ૧૮૧૬ ના ૭ મા કાયદા મુજબ મુકદમા-

ઓની તજવીજ કરીને ફેસલા કરવાનો જે પંચાયતને અખતિયાર છે તે પંચાયત-માંનો કોઈ પણ માણસ જડજ છે.

(૬) જે તોહોમત બાબત તજવીજને સારુ બીજી કોરટમાં કાંઈ મુકદમો મોકલવાનોજ અખતિયાર જે માજીસ્ટ્રેટને હોય તે માજીસ્ટ્રેટ તે તોહમત બાબત પોતાનો અખિકાર ચલાવતો હોય તે વખતે જડજ નથી.

"ઇનિસાફની કોરટ"

૨૦. "ઇનિસાફની કોરટ" એ શબ્દો વડે જે જડજને કાયદાથી એકલો રહીને ઇનિસાફનું કામ કરવાનો અખ્તિયાર મળ્યો હોય, અથવા જે જડજોને કાયદાથી એકઠા રહીને ઇનિસાફનું કામ કરવાનો અખ્તિયાર મળ્યો હોય, તે જડજ અથવા જડજો સમજવા; પણ જ્યારે તે જડજ અથવા જડજો ઇનિસાફનું કામ કરતા હોય ત્યારે.

**દૃષ્ટાંત.**

મદ્રાસના કાયદાનાં પુસ્તક માંહેલા સન ૧૮૧૬ ના ૭ મા કાયદા મુજબ કામ કરનારા પંચાયત, જેને મુકદમાઓની તજવીજ કરીને ફેસલા કરવાનો અખ્તિયાર છે તે, એક ઇનિસાફની કોરટ છે.

"સરકારી નોકર"

૨૧. "સરકારી નોકર" એ શબ્દો વડે નીચે લખેલાં બ્યાનો માંહેલાં કોઈ પણ બ્યાનમાં દાખલ થાય એવા સખસ સમજવા તેની વીગતઃ

પેહેલું.—રાણીનો હરએક કવેનાટેડ સરવંટ.

બીજું.—રાણીની જમીનપરની અથવા દરીઆઈ ફોજમાંનો હરએક કમીશંડ, આફીસર, તે હિંદુસ્તાનની સરકાર અથવા કોઈ પણ સરકારના હુકમ તળે નોકરી કરતો હોય ત્યાં સુધી.

ત્રીજું.—હરએક જડજ.

ચોથું—કોઇ પણ ઇનિસાફની કોરટનો હરએક અમલદાર જેનું કામ પોતાના હોદાને લીધે, કાયદાની અથવા હકીકતની કોઈ બાબતની તજવીજ કરવાનું અથવા તે વિશે રીપોર્ટ કરવાનું અથવા કોઈ લેખ કરવાનું, તેના ખરાપણા વિશે સહી કરવાનું, કે તે લેખ પોતાના હવાલામાં રાખવાનું, અથવા કાંઇ મીલકત પોતાના હવાલામાં લેવાનું, કે તેની બ્યવસ્થા કરવાનું, અથવા ઇનિસાફી બાબતના કાંઈ હુકમો બજાવવાનું, અથવા કાંઈ સોગંદ આપવાનું, કે સમજાવવાનું, કે કોરટમાં બંદોબસ્ત રાખવાનું હોય તે; તથા તે કામો માંહેનાં કાંઇ પણ કામો કરવાને કોઈ ઇનિસાફની કોરટે ખસુસન અખ્તિયાર આપેલો હરેક સખસ.

પાંચમું—હરએક જુરીનો માણસ, આસેસર, અથવા કોઈ ઇનસાફની કોરટને કે સરકારી નોકરને મદદ કરનારી પંચાયતમાંનો માણસ.

છઠું—હરએક લવાદ અથવા બીજો સખસ જેને કોઈ ઇનિસાફની કોરટે કે કોઈ બીજા મુખ્તિયાર સરકારી અધિકારીએ કાંઈ મુકદમો અથવા બાબત ફેસલો અથવા રીપોર્ટ કરવા સારુ સોંપી હોય તે.

સાતમું—હરેક સખસ જેને પોતાના હોદાના જોરથી કોઈ સખસને કેદ કરવાનો અથવા કેદમાં રાખવાનો અખ્તિયાર હોય તે.

આઠમું—સરકારનો હરએક અમલદાર જેનું કામ, પોતાના હોદાને લીધે ગુનાહ

અટકાવવાનું, ગુનાહોની ખબર આપવાનું, ગુનેહગારોને તેઓનો ઈનસાફ થવા સારૂ કોરટમાં હાજર કરવાનું, અથવા લોકની તનદુરસ્તી, સલામત, કે અનુકુળતા સંભાળવાનું હોય તે.

નવમું—હરએક અમલદાર જેનું કામ, પોતાના હોદાને લીધે સરકારની વતી કાંઈ મીલકત લેવાનું, કબુલ કરવાનું, રાખવાનું, કે ખરચ કરવાનું, અથવા સરકારની વતી કાંઈ તપાસ અથવા માગણી, જમાબંદી, કે કરાર કરવાનું, અથવા મેહેસુલ બાબતના કાંઈ હુકમ બજાવવાનું, અથવા સરકારના પઈસા સંબંધી લાભની કાંઈ બાબતની તજવીજ કરવાનું, કે તે વિશે રીપોર્ટ કરવાનું, અથવા સરકારના પઈસા સંબંધી લાભ બાબતનો કાંઈ લેખ કરવાનું, તેના ખરાપણા વિશે સહી કરવાનુ, કે તે લેખ પોતાના હવાલામાં રાખવાનું, અથવા સરકારના પઈસા સંબંધી લાભની સંભાળને માટે કરેલા કોઈ કાયદા તોડાતા અટકાવવાનું હોય તે; તથા હરેક અમલદાર જે સરકારની ચાકરી કે પગારમાં હોય અથવા જેને કાંઈ સરકારી કામ કરવા સારૂ 'ફી' કે કમીશન, મળતું હોય તે.

દશમું—હરએક અમલદાર, જેનું કામ, પોતાના હોદ્દાને લીધે કાંઈ ગામ, શેહેર, કે જીલ્લાનાં કાંઈ સામાન્ય લૌકિક કારણ માટે કાંઈ મિલકત લેવાનું, કબુલ કરવાનું, રાખવાનું કે ખરચ કરવાનું, અથવા કાંઈ તપાસ કે માપણી કે રકમબંદી કરવાનું, અથવા કાંઈ વેરો કે કર વસુલ કરવાનું અથવા કોઈ ગામ, શેહેર, કે જીલ્લાના લોકોના હક્ક મુકરર કરવા સારૂ કાંઈ લેખ કરવાનું, તેનાં ખરાપણા વિશે સહી કરવાનું, અથવા તે લેખ પોતાના હવાલામાં રાખવાનું હોય તે.

## દૃષ્ટાંત.

મ્યુનિસિપાલ કમિશનર સરકારી નોકર છે.

ખુલાસો ૧ લો—ઉપર લખેલાં બ્યાનો માંહેના કોઈ પણ બ્યાનમાં દાખલ થાય તે સખસો સરકારી નોકર છે એમ સમજવું, પછી તેઓને સરકારે મુકરર કર્યા હોય કે નહી, તોપણ

ખુલાસો ૨ જો.—જે જે ઠેકાણે "સરકારી નોકર" એ શબ્દો આવે, તે તે ઠેકાણે તે શબ્દો જે માણસ સરકારી નોકર માફક હોદ્દો ચલાવતો હોય તેને વિશે સમજવા; પછી તે માણસના તે હોદ્દા ચલાવવાબાબતના અખ્ત્યારમાં કાયદાસંબંધી ગમેતે ખામી હોય, તોપણ:

ટીકા—સરકાર વિરૂદ્ધ નૌતમરામ ઉત્તમરામના કામમાં તા. ૨૯ સપટેંબર ૧૮૬૯ ને રોજ (મુ. હા. વા. ૬ પા. ૬૪) થયેલા ઠરાવ પ્રમાણે મુનસીપાલિટીના ઇનજીનીયરને પૈસાનો ખરચ કરવાની મંજુરી આપવાને અધિકાર ન હોય તો પણ મુનસીપાલ કમીટીમાંથી પૈસા આપતો અને લેતો તેથી તે આ કલમની રા. ૧૦ પ્રમાણે સરકારી નોકર છે અને તેથી તેને કામ પ્રસંગે લલચાવનાર લાંચના ગુનાનો ગુનેગાર થાયછે.

સરકાર વિરૂદ્ધ કલ્યાણરાય વરજરાયના કામમાં મુંબાઈ હાઇકોરટે તા. ૨૮ જુલાઈ ૧૮૭૦ ને રોજ ઠરાવ્યુંછે કે સને ૧૮૬૯નો જનરોલ સ્ટાંપ આકટ અમલમાં આવ્યા પછી એક શખસને સને ૧૮૬૨ના આકટ ૧૦ પ્રમાણે પ્રસીદ્ધ કરેલા નિયમ પ્રમાણે સ્ટાંપ વેચવા કલેકટરે રાખ્યો તો તે બરોબર નથી કેમકે જે આકટની રૂલ પ્રમાણે તેને રાખ્યો તે આકટ તો નવા સ્ટાંપ આકટથી રદ થયો હતો તો એ શખસની બાબતમાં ફકત એમજ ગણાય કે તેણે કલેકટર સાથે સ્ટાંપ વેચવા કરાર કર્યો. પણ તેથી તે કા. ૨૧ના રકમ ૯ પ્રમાણે સરકારી નોકર ગણાતો નથી.

સરકાર વિરુદ્ધ ઈબ્રાહીમ મુસા વિગેરેના કામમાં તા. ૨૦ નવેંબર ૧૮૭૬ને રોજ મુંબાઈ હાઈકોર્ટે એમ ઠરાવ્યું કે બાઈસના હાકેમોનો હુકમ કરનારો આકટ ૭ના ૧૫ તેની રૂએ નિમેલા વહીવટદારે જમાબંધી સંબંધી પ્રોસેસ બજાવવાનું તથા વસુલ લેવાનું કામ કરવા સારૂ રાખેલો કારકુન પી. કો. કા. ૨૧ની રકમ ૯ પ્રમાણે સરકારી નોકર છે.

સરકાર વિરુદ્ધ પતો ફાસ્તોદોશના કામમાં તા. ૪ માર્ચ ૧૮૬૮ ને રોજ (કા. હા. લા. વા. ૭ પા. ૪૯૭) ઠરાવ્યું કે ગવરમેંટ સોલીસીટરે સરકારની મંજુરી લઈને ગવરનર જનરલ ઈન કૌંસીલે કરેલા ઠરાવ પ્રમાણે કોઈ પણ માણસને કલકત્તા પોલીસકોરટમાં પ્રોસીક્યુટરનું કામ કરવા નિમ્યા હોય તો તે માણસ પી. કો. કા. ૨૧ના અર્થ પ્રમાણે સરકારી નોકર છે.

સરકાર વિરુદ્ધ મદનમોહનની અરજીના કામમાં તા. ૧૦ ડીસેંબર ૧૮૭૮ ને રોજ (કા. ઈ. વા. ૪ પા. ૩૭૬) ફેસલો થયો કે તેમાં કોરટ આફ વાર્ડસના એક મેનેજરે કેટલાક રૂપીઆ સરકાર તરફથી એક બેંકમાં અનામત મુક્યા. તે બેંક સરકારના ખજાનાનું કામ જુએ છે. તે બેંકમાંના એક નોકરે તમે મને કાંઈ બક્ષીશ આપો તો હું આ તમારી રકમ અનામત મુકું એમ તે મેનેજરને કહ્યું તેથી તે મેનેજરે તેનાપર પી. કો. કા. ૧૬૧ પ્રમાણે સરકારી નોકરે લાંચનો ગુનો કર્યો એમ કામ ચલાવ્યું. તે વેળા હાઈકોર્ટે ઠરાવ્યું કે જો કે સરકાર તરફથી રૂપીઆ અનામત મુકવાના હતા તોપણ આરોપિતે તે પૈસા જે બેંકમાં લીધા તે સરકાર તરફથી લીધા નહિ છતાં બેંકના નોકર તે રીતે તેણે લીધા અને આરોપિત એ સરકારી નોકર નહિ છતાં કેવળ બેંકનો નોકર હતો અને તેથી પી. કો. કા. ૨૧ ની રકમ ૯ના અર્થ પ્રમાણે તે સરકારી નોકર નથી.

"જંગમ મિલકત."

૨૨. "જંગમ મિલકત" એ શબ્દો વડે જમીન તથા જમીનને ચોંટેલી વસ્તુ અથવા જમીનને ચોંટેલી વસ્તુ જોડે જડી જડાયલી વસ્તુ સિવાયની કોઈ પણ પ્રકારની સાકાર મિલકત સમજવી.

"ગેરવ્યાજબી લાભ."

૨૩. "ગેરવ્યાજબી લાભ" એટલે કાયદાવિરુદ્ધ ઉપાયોથી મેળવેલી મિલકત જે મિલકતપર તે મેળવનાર સખસનો કાયદા પ્રમાણે હક નથી.

"ગેરવ્યાજબી હાની."

"ગેરવ્યાજબી હાની" એટલે કાયદા વીરુદ્ધ ઉપાયોથી મીલકતનું જવું, જે મીલકતપર તે જેહેની પાસે જાયછે તે સખસનો કાયદાપ્રમાણેહકછે.

"ગેરવ્યાજબી લાભ"માં મિલકતનું ગેરવ્યાજબી રાખવું પણ સમજવું.

ગેર વ્યાજબી હાનીમાં કાંઈ મિલકતલેવામાં ગેરવ્યાજબી પ્રતિબંધ થાય તે પણ સમજવો.

કોઈ સખસને ગેરવ્યાજબી રીતે કાંઈ મળે ત્યારે, અને તેમજ તે ગેરવ્યાજબી રીતે પોતાની પાસ રાખે ત્યારે પણ, તેને ગેરવ્યાજબી લાભ થયો એમ સમજવું. કોઈ સખસની પાસેથી ગેરવ્યાજબી રીતે કાંઈ મિલકત લઈ લેવાય ત્યારે, અને તેમજ તેહેને કાંઈ મિલકત લેતાં ગેરવ્યાજબી રીતે પ્રતિબંધ થાય ત્યારે પણ, તેને ગેરવ્યાજબી હાની થઈ એમ સમજવું.

"બદદાનતથી."

૨૪. જે માણસ કાંઈ વસ્તુ એક સખસને ગેરવ્યાજબી લાભ કરવાના, અથવા બીજા સખસને ગેરવ્યાજબી હાની કરવાના ઈરાદાથી કરે, તે માણસે તે વસ્તુ બદદાનતથી કરી એમ સમજવું.

"દગલબાજી" | ૨૫. જો કોઈ સખ્સ કાંઈ વસ્તુ દગો કરવાના ઇરાદાથી કરે, તો તે વસ્તુ તેણે "દગલબાજીથી" કરી એમ સમજવું, નહી તો નહી.

"માનવાનું કારણ." | ૨૬. જો કોઈ સખ્સને કાંઈ વસ્તુ માનવાનું પાકું કારણ હોય, તો તેહેને તે વસ્તુ "માનવાનું કારણ" છે એમ સમજવું, નહી તો નહી.

સ્ત્રી, મેહેતા, અથવા નોકરના કબજામાંની મિલકત. | ૨૭. જ્યારે કાંઈ મિલકત, કોઇ સખ્સની વતી, તે સખ્સની સ્ત્રી, મેહેતા, અથવા નોકરના કબજામાં હોય, ત્યારે આ કાયદાના અર્થ પ્રમાણે તે તેજ સખ્સના કબજામાં છે એમ સમજવું.

ખુલાસો—જે સખ્સને થોડીવાર અથવા કોઈ વિશેષ પ્રસંગે મેહેતા અથવા નોકરની માફક રાખ્યો હોય તેને આ કલમના અર્થ પ્રમાણે મેહેતો અથવા નોકર સમજવો.

"ખોટું બનાવવું" | ૨૮. જે સખ્સ એક વસ્તુ બીજી વસ્તુના સરખી કરે, એવા ઇરાદાથી કે તે સરખાપણાથી ફરેબ કરવો, અથવા એવું જાણીને કે તેથી ફરેબ થશે એવો સંભવ છે તે સખ્સે તે વસ્તુ ખોટી બનાવી એમ સમજવું.

ખુલાસો—કાંઇ વસ્તુ ખોટી બનાવવામાં નકલ બરાબર થવી જોઇએ એમ જરૂર નથી.

૨૯. "લેખ" એ શબ્દવડે કાંઈ પણ બાબત સમજવી, જે બાબત કોઈ પણ વસ્તુ ઉપર અક્ષર, અંક, કે ચિન્હ વડે, અથવા એ માંહેના એકથી વધારે સાધનો વડે સમજાવી અથવા બ્યાન કરેલી હોય, અને જે સાધનો તે બાબતના પુરાવા દાખલ વાપરવાનો ઇરાદો કરેલો હોય અથવા વપરાય.

ખુલાસો ૧ લો.—ગમે તે સાધનવડે અથવા ગમે તે વસ્તુ ઉપર તે અક્ષર, અંક અથવા ચિન્હ કાહાડ્યાં હોય, અને તે પુરાવો કોઈ ઇનસાફની કોરટ માટે ઇરાદો રાખી કરેલો હોય કે નહી, અથવા તે કોઇ ઇનસાફની કોરટમાં વપરાય કે નહી તેહેની કાંઇ ફિકર નથી.

**દ્રષ્ટાંતો.**

એક લખતમાં કાંઇ કરારની સરતો લખીછે, અને તે લખત તે કરારના પુરાવાની માફક વાપરી શકાય એહવુંછે, તો તે લેખછે.

કોઈ સરાફની ઉપરનો ચેક લેખછે.

વકાલતનામું અથવા મુખત્યારનામું લેખછે.

નકસો જે પુરાવામાં વાપરવાનો ઇરાદો કરેલો હોય, અથવા જે પુરાવામાં વપરાય તે લેખછે.

જે લખતમાં કાંઇ હુકમ લખ્યો હોય, અથવા કેમ કરવું એ બાબત કાંઇ સલાહ લખી હોય તે લેખછે.

ખુલાસો ૨ જો.—અક્ષર, અંક અથવા ચિન્હો વડે વેપારીઓના અથવા બીજા રિવાજ મુજબ, જે સમજાતુ હોય, તે આ કલમના અરથ પ્રમાણે તે અક્ષર, અંક અથવા ચિન્હોવડે સમજાયછે એમ સમજવું; પછી તે સઘળુ સવિસ્તર લખ્યું ન હોય તોપણ

**દ્રષ્ટાંતો.**

અ હુકમ કરે તેને નાણાં આપવાં એવી તરેહની એક હુંડીની પાછળ અ પોતાનું નામ લખે, તો એ પાછળ લખવાનો અર્થ વેહેપારીઓના રિવાજ મુજબ હેવોછે કે એ

હુંડી જેહની પાસે હોય તેહને નાણાં આપવાં. હવે પાછળ જે લખ્યું છે તે લેખ છે, "આ જેહેની પાસે હોય તેહને નાણાં આપજો," એ શબ્દો અથવા એજ મતલબના બીજા શબ્દો જાણે તે સહીની ઉપર લખ્યા હોય એ, પ્રમાણે તેહેનો અર્થ કરવો.

"કિમતી દસ્તાવેજ." | ૩૦. "કિમતી દસ્તાવેજ" એ શબ્દો વડે, જે લેખથી કાંઈ કાયદેસર હક ઉત્પન્ન થતો હોય, વધતો હોય, બીજાને અપાતો હોય, ઓછો થતો હોય, નાબુદ થતો હોય, અથવા છોડી દેવાતો હોય; અથવા જે લેખથી કોઈ સખસ કબુલ કરતો હોય કે માહારી કાયદેસર જુમેદારીછે, અથવા ફલાણો કાયદેસર હક માહારો નથી, એવો લેખ, અથવા એની મતલબનો લેખ, સમજવો.

દ્રષ્ટાંત.

અ એ એક હુંડીની પાછળ પોતાનું નામ લખ્યું. હવે એ લખવાની અસર એવી છે કે તે હુંડીપરનો હક જે માણસની પાસે તે હુંડી કાયદા પ્રમાણે આવે તેને પોહોંચે, માટે પાછળ જે લખ્યું તે "કિમતી દસ્તાવેજ" છે.

**ટીકા**—નકી કીધેલા હિસાબની યાદ લખ્ય, છતાં તેનાપર કોઈ સખસની સહી થઈ ન હોય તોપણ તે યાદ આ કલમ પ્રમાણે કીમતી દસ્તાવેજછે. ટ્રાં. પૃ. ૯

પટાની નકલ આ કલમ પ્રમાણે કીમતી દસ્તાવેજ નથી (મું. હા. વા. ૮ પા. ૨૮ સરકાર વિરૂદ્ધ ખુશાલ હીરામન અને ઇંદ્રગીરનો ફેસલો જુઓ)

વગર સ્ટાંપનો દસ્તાવેજ પુરાવામાં લેવા લાયક નથી તોપણ તે આ કલમ પ્રમાણે કીમતી દસ્તાવેજ ગણાયછે. (મ. હા. વા. ૭ પા. ૨૬)

"વિલ" | ૩૧. "વીલ" એ શબ્દ વડે કોઈપણ વશીયતનામાનો લેખ સમજવો.

કામને કેહેનારા શબ્દોમાં કાયદા વિરૂદ્ધ કસુરો પણ સમજવાં. | ૩૨. આ કાયદાના હરેક ભાગમાં કરેલા કામોનો બોધ કરનારા શબ્દો હોય તે શબ્દો કાયદા વિરૂદ્ધ કસુરોને પણ લાગે છે એમ સમજવું પણ જે ઠેકાણે તે શબ્દો લખ્યા હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અરથ દેખાતો હોય, તો ત્યાંહાં તેમ અરથ કરવો.

"કામ" "કસુર" | ૩૩. "કામ" એ શબ્દ એક કામને અને તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલા અનેક કામોને પણ લાગેછે; અને "કસુર" એ શબ્દ એક કસુરને, તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલી અનેક કસુરોને પણ લાગે છે.

ઘણા સખસોનો ઇરાદો પાર પાડવા સારૂ તે સઘળા સખસોએ મળીને કરેલા કામની જવાબદારી | ૩૪. "ઘણા સખસોનો ઇરાદો હોય તે પાર પાડવા સારૂ તે સઘળા સખસોએ મળીને જ્યારે કાંઇ ગુનાહનું કામ કરયું હોય, ત્યારે તેઓમાંનો હરેક સખસ, તે કામ તેણે એકલાએજ કરયું હોય એ રીતે તે કામને માટે જવાબદાર છે."

જ્યારે એહેવું કાંઇ કામ સાપ્રાધ ગ્યાન અથવા ઇરાદાથી થયાને લીધે ગુનોહ ગણાતું હોય, ત્યારે. | ૩૫. જો કાંઇ કામ ઘણા સખસોએ કરયુ હોય, અને તે કામ કાંઇ સાપ્રાધ ગ્યાન અથવા ઇરાદાથી થયાને લીધેજ ગુનોહ ગણાતું હોય તો તેઓમાંનો હરેક સખસ, જે તે કામમાં તેવાં ગ્યાન - અથવા ઇરાદાથી સામીલ થયો હોય તે, તેણે એકલાએજ તેવાં ગ્યાન અથવા ઇરાદાથી તે કામ કરયુ હોય એ રીતે, તે કામને માટે જવાબદાર છે.

થોડીએક કાંઇ કામથીતથા થોડી એક કાંઇકસુરથી કરેલી અસર.

૩૬. જો, કાંઇ કામથી અથવા કાંઇ કસુરથી, કાંઇ અસરકરવી, અથવા અસર કરવાની કોશીશ કરવી, એ કાંઇ ગુનોહ હોય, તો તેજ અસર થોડી કાંઇ કામથી કરવી, અને થોડી કાંઇ કસુરથી કરવી, એ પણ તેજ ગુનોહ છે એમ સમજવું.

દૃષ્ટાંત.

અ ઝ ને ખોરાક આપવાની કાયદા વિરૂધ કસુર કરીને તથા ઝ ને મારીને ઇરાદાથી ઝ નું મોત થાય એમ કરે તો, અ એ ખુન કરેચુ એમ સમજવું.

ઘણાંકામો મળીને કંઇ ગુનોહ થયો હોય તો બેઓમાંનુંએકંકામ કરીતોમદદકરવી.

૩૭. જો કોઇ ગુનોહ ઘણાં કામો કરવાથી થયો હોય તો, જે સખસ એકલો અથવા બીજા કોઈ સખસોની સાથે રહીને તે કામો માંહેનું ગમે તે એક કામ કરીને તે ગુનોહ કરવામાં ઇરાદાથી સહકાર કરે, તે સખસે તે ગુનોહ કરચો એમ સમજવું.

દૃષ્ટાંત.

(અ) અ તથા બ હરેક જુદે જુદે વખતે થોડું થોડું જેહેર આપીને ઝને મારી નાખવાનો ઠરાવ કરે, અને અ તથા બ તે ઠરાવ મુજબ ઝ ને મારી નાખવાના ઇરાદાથી ઝેર આપે, અને તેને જુદે જુદે વખતે આપેલાં તે ઝેરની અસરથી ઝ મરી જાય, તો એ ઠેકાણે ખુન કરવામાં અ તથા બ ઇરાદાથી સહકારી થયા; અને તેઓનાં કામ જુદાં જુદાં તોપણ તે બંને તે ગુનાહના તકશીરવાર છે એમ સમજવું. કેમકે તેઓમાંના હરેકે જેથી મોત થયું એવું કામ કીધુંછે.

(બ) અ તથા બ એ બે એકઠા જેલર છે, અને તેઓના હોદ્દાને લીધે, ઝ એક કેદી છે તે વારાફરતી છ છ કલાક એક એકના હવાલામાં રહેછે. હવે ઝ નું મોત આણવાના ઇરાદાથી, તે અસર પેદા કરવામાં જાણી બુઝીને તેઓ સહકારી થાય એવી રીતે કે ઝ ને પોંચાડવા સારૂ તેઓને આપેલો ખોરાક તેઓ, પોત પોતાના હાજરીના દરમીયાનમાં ઝ ને પોંચાડવા કાયદા વીરૂદ્ધ કસુર કરે અને ઝ ભુખે મરી જાય, તો અ તથા બ એ બંનેએ ઝ નું ખુન કરેચું એમ સમજવું.

(ક) અ જેલરના હવાલામાં ઝ કેદી છે. ઝ નું મોત આણવાના ઇરાદાથી અ ઝ ને ખોરાક આપવામાં કાયદા વીરૂદ્ધ કસુર કરે, જેથી ઝ ઘણો અશક્ત થઇ જાય, પણ તે ભુખમરો એટલો ન થઇ પડે કે તેથી તે મરી જાય પછી અ પોતાના હોદ્દાપરથી બરતરફ થઇને બ તેની જગો પર મુકરર થાય અને બ અ ની સાથે મીલાપી અથવા સહકારી ન થતાં, ઝ ને ખોરાક આપવામાં કાયદા વીરૂધ કસુર કરે એવું જાણીને કે તેમ કરેથી ઝ મરી જશે એવો સંભવ છે, અને ઝ ભુખે મરી જાય, તો બ એ ખુન કરેચુ એમ સમજવું; પણ અ કાંઇ બ ની સાથે સહકારી થયો નહી માટે અ એ માત્ર ખુન કરવાની કોશીશ કરી એમ સમજવું.

કાંઇ ગુનાહનું કામ કરવામાં ઘણા સખશો શામિલ થયા હોય,

૩૮. કાંઇ ગુનાહનું કામ કરવામાં ઘણા સખસો લાગેલા અથવા સામિલ હોય, તો તેઓ તે કામથી જુદા જુદા ગુનાહના તકસીરવાર થઇ શકે.

તો તેઓ જુદા જુદા ગુનાહના તકશીરવાર થઇ શકે |

દૃષ્ટાંત.

(અ) ઝ ની ઉપર હુમલો કરે, પણ તે વખતે તેને એટલો ભારે ક્રોધ ચહડેલો હોય કે તેને હાથે ઝ નું મરવું ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણીય મનુષ્ય વધ થાય; તેહેવામાં ઝ ની ઉપર દ્વેષ ભાવથી, તથા ઝ ને મારી નાંખવાના ઇરાદાથી, અ ની માફક ક્રોધ ન ચહડ્યા છતાં, ઝ ને મારી નાખવામાં બ અ ને મદદ કરે, તો એ ઠેકાણે, અગર ઝ નું મોત આણવામાં અ તથા બ એ બંને શામિલ છે તોપણ, બ એ ખુન કીધું, અને અ એ માત્ર શિક્ષણીય મનુષ્ય વધ કીધો એમ સમજવું.

"બુદ્ધિપુર્વક." | ૩૯. જ્યારે કોઇ સખસે જે ઉપાયથી કાંઇ અસર પેદા કરવાનો ઇરાદો કર્યો હોય તે ઉપરથી અથવા જે ઉપાયથી તે અસર પેદા થઇ હેવો સંભવ છે એમ, તે ઉપાય કામે લગાડતી વખતે તેણે જાણ્યું હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તે ઉપાયથી, તે તે અસર પેદા કરે, ત્યારે તેને બુદ્ધિ પુર્વક તે અસર પેદા કરી એમ સમજવું.

દૃષ્ટાંત.

એક મોહોટા શેહેરમાં એક ઘર છે. તેમાં માણસો રેહે છે. તે ઘરને, રાતને વખતે, અપહરણનો ગુનોહ શેહેલ કરવા માટે, અ આગ લગાડે, અને તેથી એક સખસનું મોત થાય, તો એ ઠેકાણે કોઇનું મોત આણવાને અ એ ઇરાદો ન કીધો હોય, અને પોતાનાં કામથી મોત થયું એમ જાણીને અ દીલગીર પણ થાય, તો પણ તેણે બુદ્ધિ પુર્વક તે મોત આણ્યું એમ સમજવું.

"ગુનોહ." | ૪૦. આ કલમની બીજી અને ત્રીજી રકમમાં લખેલા બાબ અને કલમો શિવાય "ગુનોહ" એ શબ્દ વડે જે વસ્તુને માટે આ કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે તે વસ્તુ સમજવી.

"૪ થા બાબમાં અને હેઠળ લખેલી કલમોમાં એટલે ૧૦૯ મી, ૧૧૦ મી, ૧૧૨ મી, ૧૧૪ મી, ૧૧૫ મી, ૧૧૬ મી, ૧૧૭ મી, ૧૮૭ મી, ૧૯૪ મી, ૧૯૫ મી, ૨૦૩ જી, ૨૧૧ મી, ૨૧૩ મી, ૨૧૪ મી, ૨૨૧ મી, ૨૨૨ મી, ૨૨૩ મી, ૨૨૪ મી, ૨૨૫ મી, ૩૨૭ મી, ૩૨૮ મી, ૩૨૯ મી, ૩૩૦ મી, ૩૩૧ મી, ૩૪૭ મી, ૩૪૮ મી, ૩૮૮ મી, ૩૮૯ મી, અને ૪૪૫ મી કલમમાં "ગુનોહ" આ શબ્દ લખેલો છે તે શબ્દ વડે જે વસ્તુને માટે આ કાયદામાં, અથવા આ કાયદામાં વ્યાખ્યા લખેલી છે તેવા કોઇ વિશેષ કાયદામાં અથવા સ્થાનિક કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યુંછે. તે વસ્તુ સમજવી."

"અને ૧૪૧ મી, ૧૭૬ મી, ૧૭૭ મી, ૨૦૧ લી, ૨૦૨ જી, ૨૧૨ મી, ૨૧૬ મી, અને ૪૪૧ મી કલમમાં "ગુનોહ" આ શબ્દ લખેલો છે તે શબ્દનો અર્થ જે વસ્તુને માટે વિશેષ કાયદામાં કે સ્થાનિક કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે અને તેજ કાયદા ઉપરથી તે વસ્તુને માટે દંડ સુધાં અથવા દંડ વગર છ મહીનાની અથવા તે કરતાં વતી

મુદ્દતની કેદની શિક્ષા કરવા ફરમાવ્યું હોય ત્યારે તેવોજ અરથ સમજવો."

"વીશેષ કાયદો" | ૪૧ "વિશેષ કાયદો" એટલે કાંઇ ખાસ બાબતને લાગુ પડે એવો કાયદો.

સ્થાનીક કાયદો" | ૪૨. "સ્થાનિક કાયદો" એટલે બ્રિટિશ ઇંડિયાના કોઇ વિશેષ ભાગનેજ લાગુ પડે એવો કાયદો.

"કાયદા વીરૂદ્ધ." "કાયદા પ્રમાણે ફરજ" | ૪૩. "કાયદા વિરૂદ્ધ" એ શબ્દો જે જે વસ્તુ ગુનોહ છે, અથવા કાયદાએ મને કરેલી છે, અથવા દિવાની ફરિયાદીનું કારણ થાયછે, તે પ્રત્યેકને લાગુ પડે છે; અને જે સખસ જે વસ્તુ કરવામાં કસુર કરે તો કાયદા વીરૂદ્ધ થાય, તે વસ્તુ કરવાની તે સખસની "કાયદા પ્રમાણે ફરજ છે" એમ સમજવું.

"નુકશાન" | ૪૪. "નુકશાન" એ શબ્દ વડે કોઇ પણ સખસના સરીરને, મનને, આબરૂને, અથવા મિલકતને કાયદા વીરૂધ રીતે કરેલી કાંઇ પણ હાનિ સમજવી.

ટીકા—સરકાર વિરૂદ્ધ નાથા લાલા (મુ. હા. વા. પ. પા. ૬૭ તા. ૬ અગષ્ટ ૧૮૬૮) ના કામમાં તેણે લગન વખતે રસ્તા ઉપર દારૂ છોડ્યાથી ફરીયાદીના માંડવાને અગ્નીથી કેટલુંક નુકશાન થયાથી તેનાપર કા. ૨૮૫ મુજબ તોહોમત હતું પણ એ નુકશાન મીલકતનુંછે અને સદરહુ કા. ૨૮૫ શરીરના નુકશાનને લાગેછે એ હેતુથી આ કામ હાઇકોરટમાં ગયાથી ઠરાવ્યું કે પી. કો. કા. ૪૪માં નુકશાન એ શબ્દના અર્થ વિશે અને કા.૭ની સાધારણ વાખ્યા વિશે વિચાર કરતાં ફરિયાદીની મીલકતને ગેરકાયદેશર રીતે થયેલી નુકશાનીનો પી. કો. કા. ૨૮૫માં શમાશછે.

૬. બા. કા. વા. ૫ પા. ૨૮૧ સરકાર વિરૂદ્ધ અસરફઅલ્લી અને બીજાના કામમાં તા. ૨૪ જુન ૧૮૭૯ને રોજ એમ ઠરાવ્યુંછે કે પોલીશની રૂબરૂ ખોટું તોહોમત મુકયુ હોય અને એકાદ કોરટમાં આગળ કામ ચલાવવાનો બીલકુલ ઇરાદો ન હોય તો જેનાપર તે ખોટું તોહોમત મુકયું તેને કા. ૪૪માં કહ્યા પ્રમાણે ખાસ નુકશાન થાયછે.

"જિંદગી" | ૪૫. "જિંદગી" એ શબ્દ વડે માણસની જિંદગી સમજવી; પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અરથ દેખાતો હોય, તો ત્યાં તેમ અરથ કરવો.

"મોત" | ૪૬. "મોત" એ શબ્દ વડે માણસનું મોત સમજવું; પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અરથ દેખાતો હોય તો ત્યાહાં તેમ અરથ કરવો.

"જાનવર" | ૪૭. "જાનવર" એ શબ્દવડે માણસ સિવાય બીજી કાંઇ પણ જીવ વાળી વસ્તુ સમજવી.

"વાહાણ" | ૪૮. "વાહાણ" એ શબ્દ વડે જળ મારગે માણસોને અથવા મિલકતને લઇ જવા માટે કરેલી કાંઇ પણ વસ્તુ સમજવી.

"વરસ" | ૪૯. "જે જે ઠેકાણે વર્ષ" એ શબ્દ અથવા "મહીનો" એ શબ્દ લખ્યો હોય, તે તે ઠેકાણે એમ સમજવું કે ઇંગ્રેજી પંચાંગ પ્રમાણે તે વરસ અથવા મહીનો ગણવો.

"કલમ" | ૫૦. "કલમ" એ શબ્દ વડે આ કાયદાના બાબના જે જે ભાગો ની આગળ આંકડાં લખીને તેઓને જુદા પાડેલા છે તેઓમાંનો એક ભાગ સમજવો.

"સોગંદ" | ૫૧. "સોગંદ" એ શબ્દમાં, સોગંદને ઠેકાણે ધરમ પુર્વક પ્રતિજ્ઞા કરવાનું કાયદામાં ફરમાવેલું હોય તે પ્રતિજ્ઞા, તથા, ઇનસાફની કોરટમાં કે બીજે ઠેકાણે, કોઇ સરકારી નોકરની આગળ કાંઇ પણ એકરાર કરવાનું કાયદામાં ફરમાવ્યું અથવા રજા આપી હોય, અથવા જે એકરાર પુરાવાના કારણસર વાપરેલો હોય, તે એકરાર, પણ સમાય છે એમ સમજવું.

"શુદ્ધબુદ્ધિ" | ૫૨. જે વસ્તુ ઘટતી સંભાળ તથા ધ્યાન વિના કરી અથવા માની હોય તે "શુદ્ધબુદ્ધીથી" કરી અથવા માની એમ સમજવું નહિ.



## બાબ ૩ જો.

### શીક્ષા બાબત.

"શિક્ષા" | ૫૩. આ કાયદાના ઠરાવો પ્રમાણે ગુનેહગારો જે શીક્ષાઓને લાયક છે તે નીચે પ્રમાણેઃ—

પેહેલી—મોત.

બીજી—સમુદ્રપાર.

ત્રીજી—શાશનીક દાસત્વ.

ચોથી—કેદ, કેદ બે પ્રકારની છેઃ—

(૧) સખત એટલે સખત મજુરી સાથે.

(૨) આસાન.

પાંચમી—મીલકત સરકાર જપત થવી.

છઠી—દંડ.

**ટીકા**—સદરહુ કલમમાં કહેલી શિક્ષા શિવાય વળી સને ૧૮૬૪ના આકટ ૬ થી ફટકાની સજા વધારેલામાં આવીછે માટે તે આકટ જુઓ.

તથા ક્રીમીનલ પ્રોસીજરકોડમાં કા. ૩૯૦ થી ૩૯૫ સુધીની કલમો ફટકાના સબંધમાં છે માટે તેપણ જુઓ.

પરીશિષ્ટમાં કલમોના આસનમાં શિક્ષા કરવાની બાબતમાં જ્યાંહાં કેદ તથા દંડ એવા શબ્દ વાપરેલાછે તે કલમ પ્રમાણે કરેલા ગુનાને માટે ગુનેગારને ફકત દંડની શીક્ષા કરવી નહિ. પણ થોડી યા જાદે કંઇપણ કેદની શિક્ષા કરી તે સાથે દંડ થઈ શકે (જુઓ મુ. હા. વા. ૧ પા. ૪ સરકાર વિરૂદ્ધ ચેનવિયોવાસીદ્રામશેટીનો ફેસલો તા.૧ જુલાઈ ૧૮૬૩ ને રોજ થયો છે તે.

મોતની શિક્ષાને બદલે બીજી શિક્ષા. | ૫૪. જે જે બાબતમાં મોતની શીક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય તે તે બાબતમાં, ગુનેહગારની રજામંદી શીવાય, હિંદુસ્તાનની સરકાર અથવા જે ઠેકાણે ગુનેહગારને શીક્ષાનો હુકમ થયો હોય તે ઠેકાણાની સરકાર તે શીક્ષાને બદલે આ કાયદામાં ઠરાવેલી બીજી ગમે તે સીક્ષા કરવાને મુખત્યાર છે.

જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાને બદલે બીજી શીક્ષા.

૫૫. જે જે બાબતમાં જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય તે તે બાબતમાં ગુનેહગારની રજામંદી શીવાય, હિંદુસ્તાનની સરકાર અથવા જે ઠેકાણે તે ગુનેહગારને શીક્ષાનો હુકમ થયો હોય તે ઠેકાણાની સરકાર તે શીક્ષાને બદલે ચઉદ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવાને મુખત્યાર છે.

યુરોપિયન તથા અમેરિકન લોકોને સમુદ્રપારની શીક્ષાને બદલેશાસનિકદાસત્વનીશિક્ષાકરવી.

૫૬. જે જે બાબતમાં કોઇ સખસ યુરોપીયન અથવા અમેરિકન છતાં, આ કાયદામાં જેને માટે સમુદ્રપારની શીક્ષા ઠરાવી છે એવો કોઇ ગુનોહ તેની ઉપર સાબીત થાય, તે તે બાબતમાં સમુદ્રપારની શીક્ષાનો, હુકમ ન કરતાં સન ૧૮૫૫ ના ૨૪ મા આકટના ઠરાવો મુજબ કોરટે તે ગુનેહગારને શાસનિક દાસત્વની શીક્ષાનો હુકમ કરવો.

જીવતાં સુધીની શિક્ષાનો ઠરાવ નહી હોય અને દસ વરસ કરતાંવતી મુદતની કેદની શિક્ષાનોઠરાવ હોય તે બાબત વિશેષઠરાવ

"પણ એવું ઠરાવ્યું છે કે, સદરહુ આકટ ઠરયો નહી હોત તો જે ગુનાહ બાબત યુરોપીયન અથવા અમેરીકન માણસ જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાને લાયક થતે નહી પણ દસ વર્ષ કરતાં વતી મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શીક્ષા પામવાને અથવા તેને તે શીક્ષા કરવાનો હુકમ થવાને તે લાયક થતે તો તે ગુનાહ બાબત તે માણસ કોરટની નજરમાં આવશે તે પ્રમાણે છ વરસ કરતાં વતી મુદત સુધી શાસનિક દાસત્વની શીક્ષા પામવાને અથવા તેને તે શીક્ષા કરવાનો હુકમ થવાને તે લાયક થશે, પણ જીવતાં સુધી શાસનિક દાસત્વની શીક્ષાને લાયક થશે એવું સમજવું નહી."

શિક્ષાની મુદતના ભાગ.

૫૭. શીક્ષાની મુદતોના ભાગોની ગણતી કરવામાં જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાને વીસ વરસની સમુદ્રપારની શીક્ષાની બરાબર ગણવી.

ટીકા—આ કલમનો હેતુ એમ નથી કે કોઈ ગુનેગારને જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા કરી અને તે વિશ વર્ષ ત્યાંહાં રહ્યો એટલે તેની શિક્ષા પુરી થઈ. પણ તેનો હેતુ એવોછે કે પરીશિષ્ટમાં તેમજ આ કાયદાની કલમોમાંની કેટલીક કલમમાં એમ ઠરાવ્યું છે કે અમુક ગુનો કરે તો તેને મૂળ ગુનાને જેટલી શિક્ષા ઠરાવી હોય તેનાથી અડધી, ચોથી યા આઠમા ભાગની શિક્ષા કરવી એમ ઠરાવ્યુંછે. હવે જો કોઈ મૂળ ગુનાને માટે જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા કાયદામાં ઠરાવી હોય અને તે ગુનો કરવાને મદદ કરનારને યા કોશીશ કરનારને અડધી શિક્ષા કરવાની હોય તો તે ગુનેગારને તેવી વખતે દશ વર્ષની મુદત સુધીની સમુદ્રપારની શિક્ષા થઈ શકે. દ્રષ્ટાંત—

કોઈ સખસે પીનલકોડ કા. ૩૭૬, ૩૭૭ વિગરેની કલમોમાં કહેલા ગુનાની કોશીશ કરવાનો ગુનો કર્યો તો તેવી કોશીશને માટે આ કાયદામાં જુદી શિક્ષા ઠરાવી ન હોય તો કા. ૫૧૧ પ્રમાણે જે ગુનાને માટે કોશીશ કરી હોય તે ગુનામાં કહેલી શિક્ષાના અડધ યા ચોથે ભાગે શિક્ષા કરવી એમછે ને ૩૭૬. ૩૭૭માં જીવતાં સુધી સમુદ્રપાર યા અમુક મુદતની કેદની શિક્ષા કહીછે પણ ન્યાયાધીશની મરજીમાં કોશીશ કરનાર ગુનેગારને તે ગુના માટે સમુદ્રપારની શિક્ષા કરવાનો વિચાર થાયતો તે સમુદ્રપારની શિક્ષાની અડધ યા ચોથાઈ ગણવામાં ૨૦ વરસની સંખ્યાનું અડધ યા ચોથાઈ કરી તે પ્રમાણેની મુદતની સમુદ્રપારની શિક્ષા તેને થઈ શકે એટલે અડધ હોય તો ૧૦ વરષ અને ચોથી હોયતો ૫ વર્ષ સમુદ્રપારની શિક્ષા થાય.

જે ગુનેહગારોને સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે તે ગુનેહગારોને સમુદ્રપાર કરતાં સુધી શું કરવું.

૫૮. જે જે બાબતમાં સમુદ્રપારની શીક્ષાનો હુકમ કરવામાં આવે, તે તે બાબતમાં જે ગુનેહગારને સમુદ્રપાર કરતાં સુધી જાણે તેને સખ્ત કેદની શીક્ષાનો હુકમ થયો હોય એ રીતે તેની ઉપર અમલ કરવો, અને તે કેદ રહે તે મુદતના દરમિયાનમાં તેણે સમુદ્રપારની શીક્ષા ભોગવી એમ સમજવું.

કેદને ઠેકાણે સમુદ્રપારનો હુકમ ક્યારે થઈ શકે.

૫૯. જે જે બાબતમાં ગુનેહગારને સાત વરસ અથવા તેથી વધારે મુદતની કેદની શીક્ષા થઈ શકતી હોય, તે તે બાબતમાં તે ગુનેહગારને કેદની શીક્ષાનો હુકમ ન કરતાં સમુદ્રપારનો હુકમ કરવાને તે ગુનેહગારને શીક્ષાનો હુકમ કરનારી કોરટ મુખત્યાર છે; પણ તે સમુદ્રપારની શીક્ષા સાત વરસ કરતાં ઓછી મુદતની ન હોવી જોઇએ, તથા આ કાયદા મુજબ જેટલી મુદતની કેદની શીક્ષાને તે ગુનેહગાર લાયક હોય તે કરતાં વધારે મુદતની પણ ન હોવી જોઇએ.

**ટીકા**—જે અમલદારને ૭ વર્ષસુધી કેદની શિક્ષા કરવાનો અધિકાર છે એવા કોઈ અમલદારે આ કલમથી મળેલો અધિકાર ચલાવવો. મે. કા. પૃ. ૨૬

આ કલમ જે ગુનાને માટે ૭ અને તેથી વધારે મુદતની કેદની શિક્ષા થઈ શકે તેવા ગુનાને લાગેછે પરંતુ કેદીને જુદા જુદા ગુના બદલ જુદી જુદી શિક્ષા આપી હોય અને તે ૭ વર્ષ કરતાં વધારે એકંદર મેળવ્યાથી થઈ હોય તો તેવી બાબતમાં આ કલમ લાગુ પડતી નથી. (ક્રા. વિ. રી. વા. ૫ પાને ૪૪ તથા વા. ૮ પાને ૨)

આ કલમ પ્રમાણે કેદને બદલે સમુદ્રપારની શિક્ષા કરવાની કહીછે તે જે કલમમાં જેટલી મુદત સુધી કેદ કહી હોય તે મુદત કરતાં વધારે મુદતની સમુદ્રપારની શિક્ષા થઈ શકે નહિ એટલે કોઈ કલમમાં જીવતાંસુધી સમુદ્રપારની અથવા ૧૦ વર્ષની મુદતસુધીની કેદની શિક્ષા એમ કહ્યું હોય અને કોરટ તે ગુનાને માટે જીવતાસુધીની સમુદ્રપારની શિક્ષા કરવાને ધારતી ન હોય તો તેવે પ્રસંગે કેદની શિક્ષાને બદલે સમુદ્રપારની જે શિક્ષા કરવામાં આવે તે ૧૦ વર્ષ કરતાં વધારે મુદતની થઈ શકે નહિ.

(કેટલીએક બાબતોમાં) કેદ આખીમુદત અથવા થોડી મુદત સુધી સકત અથવા આસાન, એ હેવો હુકમ થઈ શકે

૬૦. જે જે બાબતમાં ગુનેહગારને એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા થઈ શકતી હોય, તે તે બાબતમાં આખી કેદ સખ્ત અથવા આખી આસાન, અથવા તે કેદનો કાંઈ ભાગ સખ્ત તથા બાકીનો ભાગ આસાન, એ પ્રમાણે શીક્ષાના હુકમમાં ફરમાવવાને તે ગુનેહગારને શીક્ષાનો હુકમ કરનારી કોરટ મુખત્યાર છે.

**ટીકા**—શિક્ષાની મુદત ગણવી તે જે તારીખે ફેસલો આપ્યો તે દીવસથી ગણવી. અને કેદીએ અપીલ કર્યાથી અપીલનો નિકાલ થતા સુધી શિક્ષા મુલતવી રહી હોય અને પછી અપીલ ના મંજુર થાય તો જેટલા દિવસ શિક્ષા મુલતવી રહી હોય તેટલા દિવસ શિક્ષાની મુદતમાંથી બાદ થઈ શકે નહિ. (સદરકોરટ રુલીંગ તા. ૨૮ અપરેલ ૧૮૬૨)

મિલકત સરકાર જપ્ત થાય એહેવો હુકમ.

૬૧. જે જે બાબતમાં કોઈ સખસની ઉપર એવો ગુનોહ સાબીત થાય કે તે ગુનાહને માટે તે ગુનેહગાર પોતાની સઘળી મીલકત સરકાર જપત થવાને લાયક છે, તે તે બાબતમાં ફરમાવેલી શીક્ષા, અથવા તેને બદલે કરવામાં આવી હોય એવી બીજી શીક્ષા, ભોગવી રહ્યા વીના, અથવા

તેને માફ થયા વીના, સરકારના લાભ શીવાયુ બીજી રીતે, તે ગુનેહગારથી કાંઈ મીલકત મેળવી સકાશે નહી.

**દૃષ્ટાંત.**

હિંદુસ્તાનની સરકારની સાહામા લડાઈ કરવાનો ગુનોહ **અ** ની ઉપર સાબીત થયો, તેથી તેની સઘળી મીલકત સરકાર જપત થવાને **અ** લાયકછે. હવે શીક્ષાનો હુકમ થયા પછી, તથા તે હુકમ કાયમ છે તે દરમિયાનમાં **અ** નો બાપ કાંઈ મિલકત મુકીને મરી જાય, જે મિલકત, અગર સરકાર જપતીનો હુકમ ન થયો હોત તો, **અ** ની થાત; તો તે મિલકત સરકારની થાય એમ સમજવું.'

જે ગુનેહગારો મોતની, સમુદ્રપારની, અથવા કેદની શિક્ષા થઈ શકે એહેવા હોય તેઓની મીલકત સરકાર જપ્તથવી.

૬૨. જે જે બાબતમાં કોઈ સખસની ઉપર મોતની શીક્ષા થઈ શકે એવા ગુનોહ સાબીત થાય, તે તે બાબતમાં તે સખસની સ્થાવર જંગમ સઘળી મીલકત સરકાર જપત થાય એવો હુકમ કરવાને કોરટ મુખતિયાર છે; અને જે જે બાબતમાં કોઈ સખસની ઉપર એવો ગુનોહ સાબીત થાય કે તે ગુનાહને માટે તેને સમુદ્રપાર કરવામાં આવે, અથવા સાત વરસ અથવા તે કરતાં વધારે મુદતની કેદની શીક્ષાનો હુકમ કરવામાં આવે, તે તે બાબતમાં તેના સમુદ્રપારની અથવા કેદની મુદતના દરમિયાનમાં તે સખસનાં કુટુંબ તથા અનુજીવીઓને માટે સરકારની નજરમાં દુરસ્ત જણાય તેવો બંદોબસ્ત સરકાર કરે એવી છુટ રાખીને, તે મુદતના દરમિયાનમાં તે સખસની સરવે સ્થાવર તથા જંગમ મિલકતનું ભાડું તથા ઉપજ સરકાર જપત થાય, એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

**ટીકા**—આ કલમ પ્રમાણે એક સખસને શિક્ષા ભોગવવાનો હુકમ કરેચો હોય અને તે મુદતમાં તેની મીલકતનું ભાડુ તથા ઉત્પન્ન સરકાર જપત કરી રાખે એવો હુકમ થયો હોય તેમાં ઠરાવ્યું કે જે કોરટની સામે તે સખસની તપાસ ચાલી અપરાધ શાબિત થયો હોય તે કોરટને મજકુર ભાડુ તથા ઉત્પન્નનો કાંઈ ભાગ ફરિયાદીને બદલા દાખલ અપાવવાનો અધિકાર નથી. (મુ. હા. સરકાર વિરુદ્ધ નાનાપતલુનો ફેસલો તા. ૧૦ જુન ૧૮૮૦ ને રોજ થયોછે તે જુઓ)

દંડની રકમ

૬૩. કેટલે સુધી દંડ કરવો, એનીરકમ જ્યાં ઠરાવી નથી ત્યાં ગુનેહગારને જે દંડ થઈ શકે તે દંડની કાંઈ હદ બાંધી નથી પણ અતિશય દંડ કરવો નહી.

દંડ ન આપે, તો કેદનો હુકમ.

૬૪. જે જે બાબતમાં ગુનેહગારને દંડની શીક્ષાનો હુકમ કરવામાં આવે, તે તે બાબતમાં, તે ગુનેહગાર દંડ ન આપે તો, તે આટલી મુદત સુધી કેદ ભોગવે એ પ્રમાણે તે ગુનેહગારને શીક્ષાનો હુકમ કરનારી કોરટ તે હુકમમાં ફરમાવવાને મુખત્યાર છે; અનેએ કેદ, બીજી કાંઈ કેદની શીક્ષાનો હુકમ તે ગુનેહગારની ઉપર થયો હોય તે કેદની ઉપરાંત, અથવા એક શીક્ષાને બદલે બીજી શીક્ષા કરવાના હુકમ ઉપરથી જે કેદને તે લાયક હોય તે કેદની ઉપરાંત, સમજવી.

**ટીકા**—આ કલમ આ કાયદા પ્રમાણે કરેલા ગુનાની બાબતમાં લાગુ હતીપણ સને ૧૮૬૮ના આક્ટ નંબર ૧ની કા. ૫ થી બીજા કાયદા પ્રમાણે કરેલા ગુનાની બાબતપણ લાગુ થઈ છે, તે કલમમાં નિચે પ્રમાણેછે.

પીનલકોડની કા. ૬૩ ના આરંભથી કા. ૭૦ના છેડા સુધીની કલમોના તથા ક્રીમીનલ પ્રોસીજરકોડની કા. ૬૧ના ઠરાવો હવે પછી આકટ થાય તેના આધારથી દંડ કરવામાં આવે તેને લાગુ થશે પણ તે આકટમાં એ વાત વિરૂદ્ધ ખાસુશ કરીને ઠરાવ કરેલા હશે તો લાગુ થશે નહિ.

જે ગુનાહને માટે કેદ તથા દંડ એ બંને શિક્ષા થઈ શકતી હોય તેવા ગુનાહમાં દંડ ન આપે તો તેને બદલે કેદની મુદતની હદ.

૬૫. અગર કોઈ ગુનાહને માટે કેદ તથા દંડ એ બંને શીક્ષા થઈ શકતી હોય, તો તે ગુનોહ કરનાર દંડ ન આપે તો તેને આટલી મુદત સુધી કેદ કરવો એ પ્રમાણે જે કોરટ ફરમાવે તેણે તે મુદત, તે ગુનાહને માટે ઠરાવેલી ઘણામાં ઘણી કેદની જે મુદત હોય તેના ચતુરથાંસ કરતાં વધારે ઠરાવવી નહી.

**ટીકા**—આ કલમ પ્રમાણે કેદની સાથે દંડની શિક્ષા થઈ શકે તે વખતે દંડ બદલ કેદની શિક્ષા ગુનાને માટે ઠરાવેલી કેદની શિક્ષાના ¼ કરતાં વધારે નહિ જોઈએ એમછે પણ એજ બાબતમાં માજીસ્ત્રેટની બાબતમાં ક્રી. પ્રો. કો. કા. ૩૩નાં નિયે પ્રમાણે છે.

વળી એવું પણ ઠરાવ્યુંછે કે જે મુકદમામાં ફેસલો કોઈ માજીસ્ત્રેટ કર્યો હોય અને તેમાં પહેલાની શિક્ષાના હુકમનો ભાગ કેદ ઠરાવી હોય તે મુકદમામાં દંડ ન આપેથી કેદ કરવાની જે મુદત ઠરાવવી તે, દંડ ન આપેથી જે કેદ ઠરાવવામાં આવે તે શિવાય તે ગુનાને સારૂ જેટલી મુદતની બીજી કેદની શિક્ષા કરવાનો તે માજીસ્ત્રેટને અધિકાર હોય તે મુદતના ચતુર્થાંસ કરતાં કદાપી વધારે ઠરાવવી નહિ.

સને ૧૮૫૦ ના આકટ ૩૧ ની કા. ૩ પ્રમાણે કરેલા ગુનાને માટે ત્રણમાસની કેદની શિક્ષા ઠરાવીછે પણ એક માજીસ્ત્રેટે આ કામમાં દંડ ન આપેથી કેદની શિક્ષા એક માસની કરેલી તે કામમાં માજીસ્ત્રેટને ખુલાસો પુછતાં તેમણે કહ્યું કે પી. કો. કા. ૬૫નો ઠરાવ ફકત તેજ કાયદા પ્રમાણે કરેલા ગુનાને લાગુછે તેમાં હાઈકોરટે ઠરાવ્યું કે ક્રી. પ્રો. કો. પ્રમાણે માજીસ્ત્રેટને અધિકાર મળેલોછે માટે પી. કો. કા. ૬૫ના ઠરાવ આ કામને લાગુ છે તેથી શિક્ષા ત્રણ અઠવાડિયાની કરી (જુઓ મુ. હા. વા. ૫ પાને ૬૧ સરકાર વિરૂદ્ધ વિઠોબા શામા તા. ૩૦ જુલાઈ ૧૮૬૮)

સને ૧૮૭૨ના ૧૦ની કા. ૩૦૯ રા. ૩(ને હાલ ૧૮૮૨ ના ૧૦ની કા ૩૩ની રા. ૧) થી પી. કો. ૬૫ પ્રમાણે ચાલવાની ફરજ દુર થતી નથી. એકલા દંડની શિક્ષા કરી હોય ત્યારે તે દંડ નહિ આપે તો જેટલી મુદતની કેદની શિક્ષા કરવાનો માજીસ્ત્રેટને અધિકારછે તેટલી કેદની શિક્ષા તે ઠરાવે એટલોજ તેમાં ઠરાવછે (પણ તે મુદત પી. કો. કા. ૬૫ માં બતાવ્યા કરતાં કદી વધારે હોવી જોઈએ નહિ) પણ કેદની તથા દંડની શિક્ષા કરી હોય ત્યારે દંડ નહિ આપેથી જે કેદની મુદત ઠરાવવાનો માજીસ્ત્રેટને અધિકાર છે તે મુદતના ચતુર્થાંસ કરતાં તે વધારે હોવી જોઈએ નહિ.

(જુઓ મુ. હા. તા. ૨૭ ફેબ્રુઆરી ૧૮૭૩નો સરકાર વિરૂદ્ધ અલમાલ્યાનો ફેસલો)

આ કલમ પ્રમાણે જે શિક્ષા દંડના બદલે આપવાનો માજીસ્ત્રેટને અધિકારછે તે શિક્ષાની મુદત ક્રી. પ્રો. કો. કા. ૩૦૯ ઉપરથી જાસ્તી કરી નથી કા. ૩૦૯(હાલના કાયદામાં કા. ૩૩) એતો ફકત માજીસ્ત્રેટે ચલાવવાના કામનો નિયમ ઠરાવવા બાબતનોછે. (જુઓ અલ્હાબાદ હાઈકોરટ ઇંડિયન લોરીપોર્ટ વા. ૧ પા. ૪૬૧ સરકાર વિરૂદ્ધ દરબા અને બીજાનો તા. ૩ અગષ્ટ ૧૮૬૭નો ફેસલો)

દંડ ન આપે તો કેદનો પ્રકાર.

૬૬. દંડ ન આપવાને સારૂ જે કેદનો કોરટ હુકમ કરે તે કેદ, તે ગુનાહને માટે ગુનેહગારને જે પ્રકારની કેદની શીક્ષાનો હુકમ થઇ શકે, તે પ્રકારની થઇ શકે.

ગુનાની શિક્ષામાં દંડજ થઇ શકતો હોયત્યારે અગર દંડ ન આપે તો કેદની મુદત.

૬૭. અગર દંડની શીક્ષા થઇ શકે એવો ગુનોહ હોય, તો તે દંડ ન આપે તો કોરટ જે કેદની શિક્ષા કરે તે આસાન હોવી જોઇએ, અને દંડ ન આપે તેને બદલે તે ગુનેગારને કેદ કરવાનું કોરટ ફરમાવે તેની મુદત નીચે લખી છે તે કરતાં વધારે ન હોવી જોઇએ:—એટલે દંડની રકમ પચાસ રૂપીયાથી વધારે ન હોય, તો કેદની મુદત બે મહીનાથી વધારે ન હોવી જોઇએ; અને દંડની રકમ એકસો રૂપીયાથી વધારે ન હોય,તો કેદની મુદત ચાર મહીનાથી વધારે ન હોવી જોઇએ; અને બીજી કોઇ બાબતમાં છમહીનાથી વધારે ન હોવી જોઇએ.

ટીકા—એકલો દંડ થઇ શકતો હોય તેવા ગુનામાં દંડને બદલે કેદની શિક્ષા કરવી તે આશાન કેદની કરવી (જુઓ મુ. હા. વા. ૫ પા. ૪૫ સરકાર વિરૂદ્ધ સંત્રુ લખાપા તા. ૧૭ જુન ૧૮૬૮)

તે કેદ દંડ આપે કેબંધ થાય.

૬૮. દંડ નહી આપવાથી જે કેદ કરી હોય, તે કેદ. તે દંડ આપવામાં આવે અથવા કાયદાના હુકમથી વસુલ કરવામાં આવે એટલે બંધ થશે.

દંડના હિસાબે નિકળે તેટલોભાગ આપે કે કેદ બંધ થાય.

૬૯. દંડ નહી આપે તેને માટે કેદની જે મુદત ઠરાવી હોય, તે મુદત પુરી થતાં પેલાં અગર તે દંડનો એટલો ભાગ આપવામાં કે વસુલ કરવામાં આવે, કે દંડનો જેટલો ભાગ બાકી રહ્યો હોય તેના પ્રમાણમાં દંડ ન આપ્યાથી ભોગવેલો કેદની મુદત ઓછી ન હોય, તો કેદ બંધ થશે.

દૃષ્ટાંત.

અ ને શીક્ષાનો એવો હુકમ થયો છે કે તે એકસો રૂપીયાનો દંડ આપે, અને દંડ ન આપે તો ચાર મહીના કેદ રેહે. હવે એ ઠેકાણે તે કેદનો એક મહીનો પુરો થતાં પેહેલાં તે દંડમાંના પોણોસો રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે, તો પેહેલો મહીનો પુરો થાય એટલે તુરત અ ને છોડી મુકવામાં આવશે. જો પેહેલો મહીનો પુરો થાય તે વખતે અથવા ત્યાર પછી અ કેદમાં છતાં કોઇ બીજી વખતે, પોણોસો રૂપીઆ આપવામાં કે વસુલ કરવામાં આવે તો અ ને તુરત છોડી મુકવામાં આવશે. જો કેદના બે મહીના પુરા થતાં પેહેલાં તે દંડમાંના પચાસ રૂપીઆ આપવામાં કે વસુલ કરવામાં આવે. તો બે મહીના પુરા થાય એટલે તુરત અ ને છોડી મુકવામાં આવશે. જો તે બે મહીના પુરા થાય તે વખતે અથવા ત્યાર પછી અ કેદમાં છતાં કોઈ બીજી વખતે. પચાસ રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે તો, અ ને તુરત છોડી મુકવામાં આવશે;

ટીકા—કેદીને ચોરીના તોહોમત બદલ કેદની અને રૂ૨૫)ના દંડની અને દંડ નહિ આપે તો એક માસ જ્યાદે કેદ ભોગવવાની શિક્ષા કરી હતી. કેદીએ દંડ બદલ રૂ૨૨—૧—૧૧ ભરેયા પણ તેની જેલરને ખબર ન કરેયાથી દંડ બદલ કરેલી કેદની તમામ શિક્ષા ભોગવવી પડી તેથી દંડની રકમ પાછી આપવા હાઇકોરટમાં લખાણ થયાથી ઠરાવ્યુ કે દંડ પાછો આપવાનો હુકમ કરવાને આ કોરટને અધિકાર નથી (જુઓ મુ. હા. વા.૪ પા. ૩૭ સરકાર વિરૂદ્ધ નાથા સુજા તા. ૯ અકટોબર ૧૮૬૭)

દંડ છ વર્ષ સુધીમાં અથવા કેદનીમુદતસુધીમાં કોઈ પણ વખતે

૭૦. દંડ અથવા તેનો જેટલો ભાગ આપવાનો બાકી રેહે તેટલો ભાગ, શિક્ષાનો હુકમ થયા પછી છ વર્ષ સુધીમાં કોઈ પણ વખતે વસુલ થઈ શકે, અને અગર, તે શિક્ષાના હુકમ મુજબ ગુનેહગાર છ

*વસુલ થઈ શકે. ગુનેહગારનાં મોતથી તેની મીલકત જવાબદારી માંથીછુટતીનથી*

વર્ષ કરતાં વધારે મુદતની કેદને લાયક હોય તો તે મુદત પુરી થતાં પેહેલાં કોઈ પણ વખતે વસુલ થઈ શકે; અને ગુનેહગારનાં મોતથી, જે મિલકત તેનું મરણ થયા પછી, તેનાં કરજને સારૂ કાયદા પ્રમાણે જવાબદાર હોય, તે મિલકત તે દંડની જવાબદારીમાંથી છુટતી નથી.

**ટીકા**—આ કાયદા પ્રમાણે શિક્ષા થનારા ગુનાને માત્ર આ કલમ લાગુછે માટે વિશેષ અગર, સામાન્ય કાયદા પ્રમાણે શિક્ષા આપવામાં આવનારા ગુના બદલ દંડ કરેલા છતાં વિશેષ ઠરાવ કરેલો હોવા શિવાય તેને આ કલમમાંના ઠરાવ લાગુ થતા નથી. તેમજ દંડ બદલ આપેલી શિક્ષા ભોગવી હોય તોપણ દંડ વસુલ કરી શકાયછે મે. કા. પા. ૩૫

દંડ ન આપ્યાથી કેદીની જંગમ મિલકત જપત થઈ શકે પણ દંડ વસુલ થતાં પહેલાં કેદી ગુજરી જાય તો તે કારણસર કેદીની સ્થાવર મિલકત જપત થવાને પાત્ર નથી. (જુઓ મુ.હા.વા. ૫ પા.૬૩ સરકાર વિરૂદ્ધ લાલુ કારભારનો તા.૩૦જુલાઈ૧૮૬૮નો ફેસલો)

કેદી ઉપર સને ૧૮૫૦ના ૧૩ની કા. ૩ પ્રમાણે તોહોમત ઠરાવી રૂ૨૫૦)ના દંડની અને તે ના આપે તો ૬ હફતાની કેદની શિક્ષા કરી દંડપૈકી રૂ૨૩૮–૧૪–૩ ભરેલા. તેથી બાકીની દંડની રકમ એટલે બે દિવસની કેદના પ્રમાણની રકમ પી.કો.કા.૬૯પ્રમાણે માફ કરી.

તેમાં ઠરાવ્યું કે કા. ૬૯ ગેરશીરસ્તે લાગુ કરેલછે કારણ કે એ કલમતો તેજ આક્ટમાં લખેલા ગુનાને લાગુછે અગર બીજાને લાગુ પડેતો તે જે દંડનો ભાગ આપવા માંડ્યો હતો તે માફ કરવાસારૂ તે કાયદાની ત્યાર પછીની કલમથી આધાર મળતો નથી. અને પી. કો. કા. ૭૦ પ્રમાણેનો બાકીની રકમ હજીપણ વસુલ થઈ શકે (જુઓ મુ. હા. સરકાર વિરૂદ્ધ માયા દેવજી તા. ૧૫ સપટેંબર ૧૮૮૦નો ફેસલો)

કેદીનો એકહજાર રૂપીયા દંડ થયાથી અને બીજી શિક્ષા થયાથી તેણે હાઈકોર્ટમાં અપીલ કરી પણ અપીલ સાંભળવાના દિવસ અગાઉ કેદી મરણ પામ્યા તોપણ કેદીના વકીલે અપીલ સાંભળવા અને વારસનું વકીલાતનામું દાખલ કરવા કહ્યું એમ કહીને કે આ કલમ પ્રમાણે કેદીના મરણ પછી પણ તેની મિલકતથી દંડ વસુલ થઈ શકે તેમછે માટે તકરાર સાંભળવી. તેમાં ઠરાવ્યું કે વારેશ રીતે મૃત્યુપત્ર ચલાવનારને હક આપવા ક્રી. પ્રો. કોડમાં ઠરાવ નથી માટે અપીલ બંધ થશે. (જુઓ મુ. હા. ઇંડિયન લા. રી. વા. ૨ પા. ૫૬૪ સરકાર વિરૂદ્ધ ગોપાળજી અંબાજી તા. ૨૯ અપરેલ ૧૮૭૮નો ફેસલો)

*જે ગુનો ઘણા ગુનાહોથીબનેલો હોય તેની શીક્ષાની હદ.*

૭૧. જો જે વસ્તુ ગુનોહછે તે જુદા જુદા ભાગોથી બનેલી હોય, અને તે ભાગો માંહેલો હરકોઈ ભાગ જાતેજ ગુનોહ હોય, તો, એથી બીજી રીતે કરવું એવો સાફ ઠરાવ ન કરેલો હોય તો, ગુનેહગારને તે તેના ગુનાહોમાંના એક કરતાં વધારે ગુનાહની શિક્ષા કરવી નહી.

**દૃષ્ટાંતો.**

(અ) **અ ઝ** ને એક લાકડીથી પચાસ સપાટા મારે, તો એ ઠેકાણે એ સઘળા મારથી, તથા તે સઘળા મારમાં જેટલા સપાટા આવ્યાછે તેમાંના હરએક સપાટાથી પણ **ઝ** ને બુદ્ધિપુરવક બ્યથા કરવાનો ગુનોહ **અ** એ કરેલો હોય એમ બની શકેછે. હવે જો તે હરએક સપાટાને માટે **અ** શિક્ષા લાયક હોય, તો હરએક સપાટાને સારૂ એક વરસ એ પ્રમાણે પચાસ વરસની કેદ **અ** ને થઇ સકે. પણ સઘળા મારને સારૂ એકજ શિક્ષાને તે લાયક છે.

(બ) પણ **અ ઝ** ને મારે છે એટલામાં **ય** વચ્ચે પડે અને **અ** ઇરાદાથી **ય** ને મારે, તો **ઝ** ને બુદ્ધીપુરવક બ્યથા કરવાની એક શિક્ષાને, તથા **ય** ને સપાટો મારેલો તેની

બીજી શિક્ષાને આ લાયક છે કેમકે જે કામથી અ એ ઝ ને બુદ્ધીપુર્વક બચાવ કરી તે કામનો ય ને મારેલો સપાટો કાંઈ ભાગ નથી.

**ટીકા**—કેદીપર એકજ વખતે કરેલા ગુના બદલ કા. ૩૮૦ અને ૪૫૭ મુજબ જુદાં જુદાં તોહોમતો રાખી જુદી જુદી શિક્ષા ઠરાવેલી તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે કેદીએ આ બેઉ કલમો મુજબ એકજ વખતે ગુનો કરેલોછે માટે પી. કો. કા. ૭૧ લાગુ પડેછે અને માજીસ્ત્રેટને એક ગુના બદલ ફકત બેવરસની શિક્ષા કરવાનો અખત્યારછે માટે તેટલી કાયમ રાખી બીજી રદ કરી (જુઓ મુ. હા. વા. ૧ પા. ૮૭ સરકાર વિરુદ્ધ અરજુનનો તા. ૪ નવેંબર ૧૮૬૩નો ફેસલો)

જે વખતે સ્વરૂપમાં એકજ અપરાધ હોય અને કેદીપર એક તોહોમત જે કૃત્યપરથી મુકાયુ તેજ કૃત્ય તેનાપર બીજુ તોહોમત ઠરાવાને કારણ હોય તો એવી વખતે દરેક તોહોમત બદલ શિક્ષા આપવી નહિ. (કા. વી. રી. વા. ૯ પા. ૧૨

કેદીપર કા. ૩૮૦, ૪૫૭ મુજબ બેઉ તોહોમતો ઠરાવી તે બેઉ બદલ એક એક વર્ષની શિક્ષા માજીસ્ત્રેટે કરાવી, અપીલમાં શેશનજજે એ કૃત્ય એકજ ગુનોછે માટે પી. કો. કા. ૭૧ પ્રમાણે એ બે કૃત્ય બદલ જુદી જુદી શિક્ષા થઈ શકતી નથી. તેથી એક વર્ષની કાયમ રાખી બીજી ફેરવી તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે કેદીપર ચોરી કરવાને ઈરાદે ઘર ફોડવાનો અને રહેવાના ઘરમાં ચોરી કરવાનો એવા બે અપરાધ બદલ શાબિતી થયાથી પ્રત્યેક બદલ જુદી જુદી શિક્ષા માજીસ્ત્રેટને કરવાનો અધિકારછે. પણ કેદીપર શાબિત થએલા તોહોમત પૈકી મોટા અપરાધની જે શિક્ષા કહી હોય તે કરતાં બેઉ તોહોમતની એકંદર શિક્ષા વધારે થાય નહિ તેમજ એકંદર શિક્ષા માજીસ્ત્રેટના અધિકારથી બહાર જાય નહિ તો બસછે. (જુઓ મુ. હા વા. ૯ પા. ૧૭૨ સરકાર વિરુદ્ધ અનવરખાં ગુલખાં વિગરેનો તા. ૨૩મે ૧૮૭૨નો ફેસલો)

ગુનેહગારે ઘણાગુનાહોમાંથી એક ગુનોહ કરયો એમ સાબીત થાય છે, પણ કીયો એ બાબત શક છે એ પ્રમાણે ફેસલામાંલખવામાં આવે, ત્યારેશીક્ષા.

૭૨. જે જે બાબતોમાં એવો ફેસલો આપવામાં આવે કે ફલાણા ફલાણા જુદા જુદા ગુનાહોમાંનો એક ગુનોહ ફલાણા સખસે કરયો છે, પણ તેઓમાંનો કીયો એક કરયો છે તે વિશે શક છે, તે સરવે બાબતોમાં અગર તે સઘળા ગુનાહોને સારૂ એક સરખીજ શિક્ષા ન ઠરાવી હોય તો, જે ગુનાહને સારૂ ઓછામાં ઓછી શીક્ષા ઠરાવી હોય તે શક્ષા તે ગુનેહગારને કરવામાં આવશે.

એકાંત કેદ.

૭૩. કોઈ સખસની ઉપર એવો ગુનોહ સાબીત થાય કે, તેને માટે, આ કાયદા મુજબ, તેને સખત કેદની શિક્ષા કરવાનો કોરટને અખત્યાર છે, તો તે ગુનેહગારને જેટલી મુદતની કેદનો હુકમ કરવામાં આવે તે મુદતના આટલા ભાગ અથવા ભાગો સુધી તેને એકાંત કેદમાં રાખવો એ રીતે તેના શિક્ષાના હુકમમાં ફરમાવવાને કોરટ મુખતાર છે; પણ સઘળું મળીને તે એકાંત કેદની મુદત ત્રણ મહીનાથી વધારે ન હોવી જોઇએ, અને તે નીચેના હીસાબપ્રમાણે હોવી જોઇએ. (એટલે)—

જો કેદની મુદત છ મહીનાથી વધારે ન હોય, તો એકાંત કેદની મુદત એક મહીનાથી વધારે ન જોઇએ.

જો કેદની મુદત છ મહીનાથી વધારે અને એક વરસથી ઓછી હોય, તો એકાંત કેદની મુદત બે મહીનાથી વધારે ન જોઇએ.

જો કેદની મુદત એક વરસથી વધારે હોય; તો એકાંત કેદની મુદત ત્રણ મહીનાથી વધારે ન જોઇએ.

એકાંત કેદની હદ.

૭૪. એકાંત કેદની શીક્ષાનો હુકમ બજાવવામાં તેવી કેદ એકી વખતે કદાપી ચઉદ દિવસ કરતાં વધારે ન હોવી જોઇએ, અને એકાંત કેદની મુદતોની વચે તે મુદતો કરતાં ઓછી વેળા ન જવી જોઇએ; અને જ્યારે કેદની શિક્ષા ત્રણ મહીનાથી વધારે મુદતની હોય, ત્યારે તે ફરમાવેલી આખી કેદની મુદતના કોઈ પણ એક મહીનામાં સાત દિવસ કરતાં વધારે એકાંત કેદ ન હોવી જોઇએ, અને એકાંત કેદની મુદતોની વચે તે મુદતો કરતાં ઓછી વેળા ન જવી જોઇએ.

જે સખ્સોની ઉપર એક વાર આગળ ત્રણ વરસની કેદની શીક્ષા થાય એવા ગુનોહ સાબીત થયા હોય તેઓની ઉપર તેવા કોઈ બીજો ગુનોહ સાબીત થાય, તો તેઓને શિક્ષા.

૭૫. જે સખ્સની ઉપર એવો કોઈ ગુનોહ સાબીત થયો હોય કે જેને માટે આ કાયદાના બાબ ૧૨ મા અથવા બાબ ૧૭ મા મુજબ ત્રણ વરસ અથવા તેથી વધારે મુદતના બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા થઈ શકે, તે સખ્સ ફરીથી એવો કોઇ ગુનોહ કરે કે જેને માટે તે બે બાબો માહેના ગમે તે બાબ મુજબ ત્રણ વરસ અથવા તેથી વધારે મુદતની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા થઇ શકે; તો તે સખ્સ એવા પાછળના હરેક ગુનાહને માટે જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષાને, અથવા એ પ્રમાણે ન બન્યું હોય તો તે ગુનાહને માટે જેટલી શીક્ષાને તે લાયક થાય તેથી બમણી શીક્ષાને, લાયક થશે; પરંતુ કોઇ પણ બાબતમાં દશ વરસથી વધારે મુદતની કેદને તે લાયક થશે નહી.

**ટીકા**—કેદીપર ઈ. પી. કા. ૩૮૦ પ્રમાણે તોહોમત રાખી તેને આ કલમ પ્રમાણે ૧૪ વર્ષ સમુદ્રપારની શિક્ષા કરી. કેમકે ૧૭મા બાબમાં લખેલા ગુના ૧૩ વખત કેદીએ કર્યા હતા. તેમાં ઠરાવ્યું કે પ્રથમના ગુના બીનતકસીર થતા પહેલાનાકેદ માટે હાલના ગુનાથી કેદી કા. ૭૫ ની શિક્ષાને લાયક નથી (મુ. હા. વા. ૪ પાને ૧૧ સરકાર વિરુદ્ધ હુશાબીન એસુ તા. ૧૨ સપટેંબર સને ૧૮૬૭નો ફેસલો)

જે ગુના બદલ કેદીપર તોહોમત મુકવામાં આવ્યું હતું તેવો તેમજ તે બાબતમાંનો કોઈ ગુનો પ્રથમ નહિ કર્યો હતો તો આ કલમ પ્રમાણે જે શિક્ષા વધારે કરવામાં આવી છે તે બરાબર નથી અને.

અગાઉ કરેલા ગુના બદલ થયેલી શિક્ષામાંથી ભોગવવાની બાકી રહેલી શિક્ષા હાલના ગુના બદલ કરેલા શિક્ષામાં ઉમેરીને તે શિક્ષાને જ્યાદે મુદતની સજા કરી શકવાનો આ કલમ પ્રમાણે કોઈ સે૦ જડજને અધિકાર નથી (જુઓ મુ. હા. વા. ૫ પા. ૯૬ સરકાર વિરુદ્ધ સકયા કાવજી વિગેરે તા. ૨૦ મે ૧૮૬૮નો ફેસલો)

ક્રી. પ્રો. ના બાબ ૨૨ (સને ૧૮૬૧ના ૨૫ માનો) તે હાલના આકટનોબાબ૨૨ છે તે પ્રમાણે જે સજા સબોરડીનેટ માજીસ્ત્રેટ કરી શકે તે કરતાં વધારે સજા કરવાસારૂ આ કલમથી તેને અધિકાર મળતો નથી (જુઓ તા. ૨ મારચ ૧૮૭૧નો મુ. હા. નો ફેસલો સરકાર વિરુદ્ધ વિઠયા વલદે સુબાના)

કેદી ઉપર પી. કો. ના બાબ ૧૨ તથા ૧૭ પ્રમાણે પ્રથમ કેટલાક ગુનાની શાબીતી થયેલી હતી છતાં સબોરડીનેટ માજીસ્ત્રેટે તેને છમાસ કેદ અને ૨૦૦ દંડની શિક્ષા કરી પણ કેદીને હમેશ ગુના કરવાની ટેવછે માટે ક્રી. પ્રો. કા. ૩૧૫ (૧૮૭૨ના ૧૦ની) પ્રમાણે તેનો ઇનસાફ કરવાનો તે માજીસ્ત્રેટને અધિકાર નહોતો એમ જીલ્લામાજીસ્ત્રેટે હાઇકોરટને

બખ્યાથી તે કોરટ જીલ્લામાજીસ્ત્રેટના અભિપ્રાયને મળતા થયા (જુઓ મુ. હા. સરકાર વિરૂદ્ધ અણાજી ક્રશ્ણાજી તા. ૨૪ અપરેલ ૧૮૭૩નો ફેસલો)

પીનલકોડના બાબ ૧૨ તથા ૧૭ માં કહેલા ગુનામાંનો ત્રણ વર્ષ યા તે કરતાં વધારે કેદ થાય એવા ગુનો પ્રથમ શાબિત થયેલો અને પછી તેજ બાબમાંનો તેટલી શિક્ષા થઈ શકે એવા ગુનો શાબિત થયાના કામમાં ઠરાવ્યું કે દશ વર્ષની સમુદ્રપારની શિક્ષા ગેરકાયદેશરછે. પી. કો. કા. ૭૫ મુજબ તોહોમતવાળાને જીવતાસુધી સમુદ્રપાર મોકલવા પણ તેને છ વર્ષથી વધારે મુદતની કેદ થવી નહિ જોઇએ. (જુઓ મું. હા. સરકાર વિરૂદ્ધ ગોપાળ સંતુ તા. ૨૧ નવેંબર ૧૮૭૬નો ફેસલો)

પીનલકોડના બાબ ૧૨ તથા ૧૭ પ્રમાણે જે ગુનો ત્રણ અથવા વધારે વરશની કેદની શિક્ષાને પાત્રછે તેવા કોઈ ગુનો કરવાને કોશિશ કર્યાનો ગુનો કોઈ શખશ ઉપર શાબિત થયો હોય તો તેથી તે શખશ પી. કો. કા. ૭૫ માં ફરમાવેલી વધારે સજાને પાત્ર થતો નથી. (જુઓ મુ. હા. ઈ. લા. રી. વા. ૫ પા. ૧૪૦ સરકાર વિરૂદ્ધ નાના રહીમ. તા. ૨૮ અક્ટોબર ૧૮૮૧)

પી. કો. ના ૧૨ મા યા ૧૭ મા બાબ પ્રમાણે જે ગુનાને ત્રણ વરશની કેદની શિક્ષા ફરમાવીછે તેવા અપરાધ કોઇએ કર્યા છતાં તેનાપર તોહોમત શાબિત થતા અગાઉ તે બીજા તેવાજ અપરાધ કરે તો તે બીજા અપરાધ બદલ કા. ૭૫ પ્રમાણે તે જ્યાદે શિક્ષાને પાત્ર નથી. અગાઉ કરેલા અપરાધનું તોહોમત શાબિત થયા પછી તેણે તે બીજો અપરાધ કર્યો હોતતો માત્ર એ કલમમાં આખરે કહ્યા પ્રમાણે તે જ્યાદે શિક્ષાને પાત્ર હોત. (જુઓ અલહાબાદ ઈ. લા. વા. ૧ પા. ૬૩૭ સરકાર વિરૂદ્ધ મેઘા તા. ૨ એપ્રીલ ૧૮૭૮ નો ફેસલો)

કેદીપર કા. ૩૮૦ અને ૪૫૭ મુજબ તોહોમત ઠરાવી દરેક ગુના બદલ બબેવરશ સુધીની શિક્ષા કરી તેમાં ઠરાવ્યુ કે કેદીપર બંને ગુનાનું એકજ તોહોમત રાખી બેને માટે કરેલી શિક્ષા કમી કરી ફકત બે વરશ કાયમ રાખ્યાં અને એમ પણ ઠરાવ્યું કે કેદી એવા ગુનાનો કેટલીક વખત અગાઉ તકશીરવાર ઠર્યો હતો તેથી માજીસ્ત્રેટે તેને શેશનમાં કમીટ કરવો હતો કેમકે કા. ૭૫ મુજબ ઘટતી શિક્ષા થાત. (મુ. હા. વા. ૨ પા. ૧૨૬ સરકાર વિરૂદ્ધ ગનુબાકુ તા. ૮ જાન્યુઆરી ૧૮૬૪)



# બાબ ૪ થો.

## સાધારણ અપવાદ.

જે કામ કરવાની જે સખસની ફરજછે, અથવા જે કરવાની માહારી કાયદા પ્રમાણે ફરજછે એમ જે સખસ કાંઈ હકીકતની ભુલને લીધે માનેછેતે સખસે કરેલું તે કામ.

૭૬. જે સખસની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ છે, અથવા કાયદાની કાંઇ ભુલના સબબથી નહી, પણ હકીકતના કાંઇ ભુલના સબબથી, જે સખસ સુદ્ધ બુદ્ધિથી એમ માને છે કે એ વસ્તુ કરવાની માહારી કાયદા પ્રમાણે ફરજ છે, તે સખસ જો તે વસ્તુ કરે, તો તેગુનો છે એમ સમજવું નહી.

### દ્રષ્ટાંતો.

(અ) અ સોલજર, કાયદાના હુકમ મુજબ, પોતાના ઉપરી અમલદારના ફરમાવ્યાથી લોકોનાં એક ટોળા ઉપર બંદુકનો એક બાહાર કરે, તો અ એ કાંઇ ગુનોહ કીધો એમ સમજવું નહી.

(બ) એક ઇનસાફની કોરટના અમલદાર અ ને તે કોરટે ય ને પકડવાનો હુકમ કર્યા ઉપર·

થી ધારતી તજવીજ કરીને, ઝ ને ય માનીને તે ઝ ને પકડે, તો એ કાંઇ ગુનોહ કીધો એમ સમજવું નહી.

**ટીકા**—આ કલમમાં કહ્યા પ્રમાણે કાંઈ કૃત્ય કર્યા છતાં ગુનો થતો નથી તેનો અર્થ એકે તેને આ કાયદા પ્રમાણે શિક્ષા થતી નથી પરંતુ તેનાપર દીવાનીમાં દાવો થઈ શકેછે.

ઇનસાફનું કામ કરતાં કરેલું જડજનું કામ.

૭૭. જે અખ્તિયાર જે જડજને કાયદાએ આપેલો છે, અથવા જે જડજ શુદ્ધબુદ્ધિથી એમ માને છે કે આ અખ્તિયાર મને કાયદાએ આપેલોછે, તેવો કોઇ અખ્તિયાર અમલમાં લાવતાં તે જડજ ઇનસાફનું કામ કરવામાં જે વસ્તુ કરે, તે ગુનોહ છે એમ સમજવું નહી.

**ટીકા**—આ કલમ કમીટ કરનાર માજીસ્ટ્રેટનો બચાવ કરતી નથી કેમકે કા. ૧૯માં "જડજ" શબ્દની વાખ્યાછે તેના ૬ દ્રષ્ટાંત પ્રમાણે કમીટીંગ માજીસ્ટ્રેટ જડજ નથી.

વળી શુધ બુદ્ધિએ કામ કરનાર કોઈ જડજપર દીવાની કોરટમાં પણ ફરિયાદ થઈ શકે નહિ તેને માટે સને ૧૮૫૦નો ૧૮મો આકટછે.

તો પણ તેથી એમ નથી કે તેઓ જે કામ અખત્યાર બહાર કરે તેમાં પણ તેમને તે કાયદાનો લાભ મળે. સરકાર વિરુદ્ધ દલસુખ હરીભાઇનો ફેસલો મુ. હા. વા. ૨ પા. ૩૮૪ મે. તા. ૨૭ અપરેલ ૧૮૬૬નો છપાયોછે તેમાં એમછે કે એક માજીસ્ટ્રેટે તોહોમત વાળાની ઇમારત પડાવી નાખવા હુકમ કરેલો તેપરથી તોહોમત વાળાએ સેશન જડજને અપીલ કરેલી તેથી સેશન જડજે માજીસ્ટ્રેટ પાસે કામના કાગળો મંગાવ્યા. પણ જડજને કાગળો મંગાવવાનો અધિકાર નથી એમ જાણી તેમના જવાબની રાહ ન જોતાં તોહોમત વાળાનું ઘર પડાવી નંખાવ્યુ અને વળી હુકમના અપમાનનું કામ ચલાવી શિક્ષા કરી. તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે માજીસ્ટ્રેટે સેશન જડજના હુકમ પ્રમાણે તરતજ ચાલવું જોઇતું હતુ અને અપીલકોરટનો ઠરાવ થતાસુધી હુકમના અપમાનનું કામ ચલાવવુ નોહોતું તેમજ ઘર પડાવવું નોહોતુ. છતાં માજીસ્ટ્રેટે આમ કર્યુંછે તો તેને સન ૧૮૫૦ના ૧૮માનો લાભ મળે કે નહિ એ પણ એક સવાલછે.

ત્યારે એ ઉપરથી જોવાનુંછે કે કોઇપણ જડજે પોતાને મળેલા અધિકાર બાહાર કામ કર્યાથી તેને આ કલમનો લાભ મળે નહિ.

કોઇ ઇનસાફી કોરટના ફેસલા અથવા હુકમ મુજબ કરેલું કામ

૭૮. કોઇ ઇનસાફની કોરટનો ફેસલો અથવા હુકમ કાયમ હોય, તે, દરમિયાનમાં, તે ફેસલા અથવા હુકમ મુજબ કરેલી કાંઇ વસ્તુ અથવા તે ફેસલા અથવા હુકમથી થઇ શકે એવી કાંઇ વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી, પછી તે ફેસલો અથવા હુકમ કરવાનો તે કોરટનો અધિકાર ન હોય તેની કાંઇ ચિંતા નહી; પરંતુ તે કામ કરનાર સખ્શે શુદ્ધબુદ્ધિથી એમ માનવું જોઇએ કે તે કોરટને તે અધિકાર છે.

**ટીકા**—"ઇનસાફની કોર્ટ"ની વાખ્યા કલમ ૨૦માં આપેલીછે તે જુઓ. કોઈ શાક્ષી કોરટમાં સાહેદી આપવા જતો હોય અને માર્ગમાં તેને કોઈ દીવાની કોરટના પ્રોસેસથી સીપાઈ પકડે અને તે સાહેદ સીપાઇને કહે કે મારે સાહેદી પુરવા જવુંછે તે વાત તે સીપાઈ મનમાં ન લાવતાં તેને પકડેતો તેવી વખતે આ સીપાઈ આ કલમ પ્રમાણે બચાવ કરવાને હકદાર થતો નથી કારણ કે સી. પ્રો. કો. કા. ૬૪૨ પ્રમાણે તેવા માણસો સાહેદી પુરવા જતી વખતે કેદ પકડાઈ શકાય નહિ. એટલે સીપાઇ યા બેલીફ જે કામ કરે તે કોરટના અધિકાર બાહારનું કરેછે.

વળી મુ. હા. દીવાની વાલ્યુમ ૯ને પાને ૧૨૭મે બાઇ કુંવર વિરુદ્ધ વેણીદાસ ગંગારામનો અને ફોજદારી મુ. હા. વા. ૭ પાને ૮૩મે સરકાર વિરુદ્ધ ગજીકોમ આબાજીનો

જે ફેસલો છપાયોછે તે ફેસલા આ પ્રમાણે તથી સી. પ્રો. કો. કા. ૨૭૧ પ્રમાણે દીવાની કોરટના કોઈ સીપાઈ યા બેલીફને જંગમ મિલકત જપત કરવા માટે દેણદારના રહેવાના ઘરનો આગલો દરવાજો ઉઘાડવાનો અધિકાર નથી છતાં તે ઉઘાડી અંદર જાય તો આ કલમ પ્રમાણે તેનો બચાવ થઈ શકે નહિ.

નિચેની કોરટનો હુકમ રદ થતા સુધી તે કાયમ સમજવો અને તેથી કોરટ જે હુકમ કરે તે તેના અમલદારોએ બજાવવો. સ્ટાર. પૃ. ૧૫

જે કામ કરવાની જે સખસને કાયદાથી રજાછે, અથવા જે કરવાની મને કાયદાથી રજા એમ જે સખસ કાંઇ હકીકતની ભુલને લીધે માનેછે તે સખસે કરેલું તે કામ.

૭૯. જે સખસને જે વસ્તુ કરવાની કાયદાથી રજાછે, અથવા કાયદાની કાંઇ ભુલના સબબથી નહી, પણ હકીકતની કાંઈ ભુલના સબબથી જે સખસ શુદ્ધબુદ્ધિથી એમ માને છે કે એ વસ્તુ કરવાની મને કાયદાથી રજા છે તે સખસ જો તે વસ્તુ કરે, તો તે ગુનોહ છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

ઝ ખુન કરે છે એવું સમજીને અ ઝ ને પકડે. હવે ખુન કરનારાઓને ખુન કરતાં પકડવાનો અખ્તીયાર કાયદાએ સઘળા સખસોને આપ્યોછે તે અખ્તીયાર પોતાની અક્કલ શુદ્ધબુદ્ધિથી ચલાવીને અમલમાં લાવતાં અ ઝ ને પકડે, એવા હેતુથી કે તેને યોગ્ય અમલદારની આગળ હાજર કરેવો, તો અ એ કાંઇ ગુનોહ કરેયો એમ સમજવું નહી; પછી એમ માલમ પડે કે ઝ પોતાના બચાવમાં કાંઇ કામ કરતો હતો તોપણ.

ટીકા—કોઇપણ ગેરકાયદેશર કૃત્ય માબાપની કીંવા ધણીની આજ્ઞાથી કર્યું એવો સબબ આ કલમ પ્રમાણે ચાલે નહિ. (આલીશન ક્રી. લૉ. પાને ૬૭૧. ૬૭૨)

ઈંગરેજી લા પ્રમાણે મોટા અઘોર અપરાધ નહિ હોય એવું કૃત્ય ધણીની રૂબરૂ ધણીયાણીએ કર્યું તે તેના ધણીએ બળાત્કાર કરેયાથી કર્યું તો તેને માટે ધણી શિક્ષાને પાત્ર થાયછે (આર્ચબોલ ક્રી. લા. પાને ૧૮) પણ સ્કાચલા પ્રમાણે જોતાં એવી બાબતમાં સદરેહુ સબબ લાગુ થતો નથી (એજ લાને પાને ૬૬)

કાયદાની ગેરમાહીતી અગર ચુકથી કોઇનો બચાવ થતો નથી, એ વિશે સાધારણ નિયમ એવોછે કે જે માણસને કાયદો સમજવા જેવું જ્ઞાનછે તેવા દરેકને કાયદાનું જ્ઞાન છે એવું અનુમાનછે તેથી કોઇ પરરાજ્યના માણસે કરેલું કૃત્ય તેના દેશમાં ગુનો થતો નહિ હોય પણ જે ઠેકાણે ચોકસી ચાલી હોય તે ઠેકાણે તે ગુનો થતો હોય તો એ વિશે પોતાને માહીતી નહોતી એમ કહેતો ચાલે નહિ (આર્ચબોલ ક્રી. લા. પાને ૧૯)

આ કલમનો સાધારણ અપવાદ અને ક્રી. પ્રો. કો. ૧૦૦ ની રકમ ૫ (સને૧૮૬૧ ના આકટ ૨૫ નીછે પણ હાલના સને ૧૮૮૨ના ૧૦મા આકટમાં તેને બદલ કા.૫૪છે) માં આપેલો અધિકાર એ જે કોઈ પોલીસ અમલદાર યોગ્ય ખબરદારીથી કામ કરતો નથી તેનું સંરક્ષણ કરતો નથી. જે મિલકત ચોરીનાછે એમ શાબિત થયું હોય તેવી બાબતમાં એ કલમ લાગુછે પણ એકાદ વસ્તુ ચોરીનાછે એવું કોઈ પોલીશ અમલદાર માને તો તેને લાગુ નથી. તેથી જો મિલકત ચોરીનીછે એમ નિશ્ચય જાણ્યા શિવાય તેવા માણસને કોઇ પોલીશ અમલદાર પકડે તો તેને આ કલમનો બચાવ માગવાનો હક નથી (જુઓ કા. વી. રી. વા. ૧૦ પાને ૨૦ સીખશરેનસાહી વિરૂદ્ધ મહમદ ફાજીલખાન તા.૧૭ જુલાઇ સને ૧૮૬૮નો ફેસલો)

કાંઇ કાયદેસર કામ કરતાં ઇતિફાક.

૮૦. કાંઈ કાયદેસર કામ, કાયદેસર રીતે, કાયદેસર ઉપાયોથી તથા ઘટતી સંભાળ અને ખબરદારીથી કરતાં ઇતિ-

કૌકેન અથવા કમનસીબથી અને સાપ્રાધ ઈરાદા કે સાન વિના થએલી કાંઇ વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહીં.

દૃષ્ટાંત.

અ એક કુહાડો લઇને મજુરીનું કામ કરે છે, એટલામાં તેનું માથુ હાથામાંથી જુદુ થઇને ઉડીને પાસે ઉભેલા એક માણસને લાગીને તે માણસ મરી જાય, તો એ ઠેકાણે જો બરાબર ખબરદારી રાખવામાં અ ની તરફની કાંઈ કસુર ન હોય, તો અ નું કામ માફ કરવા જેવું છે, ગુનોહ નથી, એમ સમજવું.

જે કામથી હાની થાય એવો સંભવ હોય તે કામ, ગુનાહના ઇરાદા વગર, તથા બીજી હાની અટકાવવાને, કરેલું.

૮૧. જો કાંઇ વસ્તુ હાનિ કરવાના સાપરાધ ઇરાદા વગર, તથા શુદ્ધબુદ્ધિથી શરીર અથવા મિલકતને થતી બીજી હાની અટકાવવાને અથવા તેથી તે બચાવવાને, કરી હોય, તો તે વસ્તુથી હાનિ થશે હેવો સંભવ છે એમ જાણીને તે વસ્તુ કીધી એટલાજ સબબ પરથી તે ગુનોહ છે એમ સમજવું નહી.

ખુલાસો—એવી બાબતમાં તે અટકાવવાની અથવા જેથી બચાવ કરવાનો તે હાનિ એવી તરેહની તથા એટલીજ નજદીકની હતી કે જે કામથી બીજી હાની થશે હેવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામનું જોખમ માથે લેવું એ કાયદેસર અથવા માફ કરવા જેવું ગણાય, એ હકીકતની બાબત છે.

દૃષ્ટાંતો.

(અ) એક આગબોટના કપતાન અને, એકાએક, તથા પોતાની તરફની કાંઇ ભુલ અથવા ગફલત વિના, એમ દીઠામાં આવે કે હું એવી સ્થિતિમાં આવી પડ્યો છું કે જો હું માહરાં વાહાણનો મારગ બદલું નહી તો તેને હું અટકાવી શકુ તે પેહેલાં, ૨૦ અથવા ૩૦ ઉતારૂવાળી એક બ હોડીને એ વાહાણ લાગીને જરૂર નિચે બેસાડી દેશે, અને જો હું મારગ બદલું તો માત્ર ૨ ઉતારૂ વાળી એક ક હોડી નીચે બેસાડી દેવાનું જોખમ માથે લેવું પડે, અને તે હોડી એવી છે કે બને તો બચી પણ શકે. હવે એ ઠેકાણે ક હોડી નિચે બેસાડી દેવાના ઇરાદા વગર, તથા શુદ્ધબુદ્ધિથી, બ હોડી માહેના ઉતારૂઓને બચાવવાના હેતુથી, જો અ પોતાનો મારગ બદલે, તો, જે કામ કરેથી ક હોડી નીચે બેશી જશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામ કરેથી ક હોડી નીચે બેસી જાય તોપણ, અ એ કાંઇ ગુનોહ કીધો એમ સમજવું નહીં; પરંતુ હકીકતની બાબત દાખલ એમ માલમ પડવું જોઇએ કે જે ભયમાંથી બચવાનો તેણે ઇરાદો કર્યો તે એટલો મોહોટો હતો કે, તેને લીધે તેણે ક હોડી નિચે બેસાડી દેવાનું જોખમ માથે લીધું તે માફ થઇ શકે.

(બ) એક મોહોટી આગમાં અ લોકોનાં ઘરો તોડી પાડે, એટલા સારૂ કે તે આગ પથરાતી અટકે; અને એ કામ તે, શુદ્ધબુદ્ધીથી, માણસની જીંદગી અથવા મીલકત બચાવવાના ઇરાદાથી કરે, તો એ ઠેકાણે, જો એવું માલમ પડે કે અટકાવવાની હાનિ એવી તરેહની તથા એટલી નજદીકની હતી કે તેથી અ નું કામ માફ થાય તો, અ એ ગુન્હો કીધો એમ સમજવું નહી.

ટીકા—કોઈ માણસ પોતાને ઇજાછે તે બંધ કરવા માટે બીજાને ઇજા થાય એવું કરે એટલે પોતાને ખાવા ન મળતુ હોય યા પહેરવા ન મળતુ હોય તેવી વખતે ધાન્ય અથવા વસ્ત્ર ચોરે તો તેનું કૃત્ય કાયદેસરછે કે નહિ? તે વિશે અદ્યાપીસુધી શક પડતી વાતછે તોપણ પીનલકોડ કા. ૯૬થી ૧૦૬ સુધીમાં જે પ્રકારમાં ખાનગી બચાવ કરવાનો હકછે તે પ્રકારમાં આવો રીતનો ખાનગી બચાવ કરવાનો હક બતાવ્યો નથી તો તે ચોરી કરનારનો અન વસ્ત્રના વાખાથી ચોરી કરવાનો સબબ ચાલે નહિ અને તેને આ કલમનો લાભ મળે નહિ.

કેદીના તાડના ઝાડની તાડી જે વાસણમાં તે ભરી મુકતો તેમાંથી કોઇ એક હમેશાં તાડી ચોરી જતો તેથી તે ચોરી કરનારને પકડવા માટે તાડી ભરેલા વાસણમાં એક ઝેહેરી પદાર્થ મુક્યો. તે પછી તે તાડીમાંથી ચોરાયલો તાડી બીજાને વેચવામાં આવતાં તે પીનારને હરકત થઈ તે ઉપરથી કેદીપર કામ ચાલતાં તેણે આ કલમનો લાભ માગ્યો પણ હાઇકોરટે આ કલમ એવી બાબતમાં લાગુ નથી પડતી એમ ઠરાવ્યું. (જુઓ મું. હા. વા. ૫ પાને ૫૯ સરકાર વિરુદ્ધ ધનીઆ દાજી તા. ૨૭ જુલાઈ સને૧૮૬૮નો ફેસલો)

*૭ વર્ષથી ઓછી ઉમરનાં બાળકે કરેલું કામ.*

૮૨. સાત વર્ષથી ઓછી ઉમરના બાળકે કરેલી કાંઇ પણ વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી.

*૭ વર્ષથી વધારે અને બાર વર્ષથી ઓછી ઉમરનું બાળક જેની અકલ જોઇએ એટલી પુખ્ત થઈ નથી તેનું કામ.*

૮૩. સાત વર્ષથી વધારે અને બાર વર્ષથી ઓછી ઉમરનું બાળક જેની અકલ તે વખતે પોતાની ચાલ કેવી છે તથા તેથી શું પરિણામ થશે એ બાબત વિચાર કરી શકે એટલી પુખ્ત થઇ નથી તેણે કરેલી કાંઇ પણ વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી.

*દીવાના સખસનું કામ.*

૮૪. જે સખસ કાંઇ કામ કરતી વખતે, દીવાનગીના સબબથી, હું કેવી રીતનું કામ કરછું એ, અથવા જે કામ હું કરછું તે ખોટું છે અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી, તેનું કરેલું કામ તે કામ ગુનોહ છે એમ સમજવું નહી.

ટીકા—જ્યુરીએ ઠરાવ કર્યા અગાઉ આરોપીતના ગાંડાપણાની વાત સ્પષ્ટ પ્રકારે સાબિત થવી જોઇયે (કા. વી. રી વા. ૨૦ પાને ૭૦ સરકાર વિરુદ્ધ નોબીનચંદર બાનરજી તા. ૨૪ અકટોબર ૧૮૭૩ નો ફેસલો જુઓ)

*પોતાની ખુશી ન છતાં થએલી કેફના સબબથી જે સખસ વીચાર કરવાને અશક્ત થયોછે તેનું કામ.*

૮૫. જે સખસ કાંઇ કામ કરતી વખતે, કેફના સબબથી હું કેવી રીતનું કામ કરછું એ, અથવા હું જે કામ કરછું તે ખોટું છે અથવા કાયદાથી ઉલટું છે એવું, જાણી શકતો નથી, તેનું કરેલું તે કામ ગુનોહ છે એમ સમજવું નહી; પણ જે વસ્તુથી તેને કેફ ચહડી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવાડી હોય તો.

*જે ગુનાહમાં અમુક ઇરાદો અથવા જ્ઞાન જોઇતુ હોય; તે ગુનોહ*

૮૬. જે જે બાબતોમાં કાંઇ કામ અમુક જ્ઞાન અથવા ઇરાદાથી કરેલું ન હોય તો તે ગુનોહ ન ગણાય એવું હોય, તે તે બાબતોમાં જે સખસ કેફની હાલતમાં હોઇને તે કામ કરે તે સખસની ઉપર,

**જેને કેફ ચડી હોય એવા માણસે કરેલો.**

જાણે તેને કેફ ન ચડી હોત તો જે જ્ઞાન તેને હોત તેજ જ્ઞાન તે હતું એમ સમજીનેજ, અમલ થવાને તે લાયક થશે; પણ જે વસ્તુ તેને કેફ ચહડી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતે તેને ખવડાવી ન હોય તો.

**જે કામથી મોત અથવા મહાવ્યથા કરવાનો ઈરાદો કર્યો નથી, અથવા તે થશે એવો સંભવ જણાયામાં નથી, એવું કામ રજામંદીથી કરેલું.**

૮૭. જે વસ્તુથી મોત અથવા મહાવ્યથા કરવાનો ઈરાદો કર્યો નથી, અને જેથી મોત અથવા મહાવ્યથા થશે એવો સંભવ છે એમ તેહેનો કરનાર જાણતો નથી, તે વસ્તુ કરવાથી, થતી હાનિ ખમવાને જે સખસે સાફ રીતે અથવા અર્થાત સમજાય એવી રીતે, રજામંદી આપી હોય, એવા અઢાર વર્ષથી વધારે ઉમરના કોઈ સખસને કાંઈ હાનિ થાય અથવા કાંઈ હાનિ કરવાનો તે વસ્તુ કરનારે ઈરાદો કર્યો હોય, તે હાનીના સબબથી, અથવા એવા જે સખસે તે હાનિનું જોખમ માથે લેવાની રજામંદી આપી હોય તે સખસને તે વસ્તુથી કાંઈ હાનિ થશે એવો સંભવ છે એમ તે વસ્તુ કરનાર જાણતો હોય, તે હાનીના સબબથી, તે વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી.

**દૃષ્ટાંત.**

અ તથા ઝ અમથા રમતને સારૂ એક બીજા સાથે પટો ખેલવાનું કબુલ કરે, તો, એ કબુલાતમાં અર્થાત હરએકની હેવી રજામંદી સમજાય છે કે વગર દગલબાજીએ તે પટો ખેલતાં જે હાનિ થાય તે ખમવી. હવે અ થી વાજબી રીતે ખેલતાં ઝ ને કાંઈ વ્યથા થાય, તો અ એ કાંઈ ગુનોહ કર્યો એમ સમજવું નહી.

**ટીકા**—આ અને હવે પછીની કલમમાં આવેલી રજામંદી નિચે પ્રમાણેના સબબથી આપી હોય તો તે રજામંદી કાયદેસર નથી.

દબાણથી આપી હોય, કપટથી મેળવી હોય, વાત છુપાવાથી મળી હોય, રજામંદી જુની થઈ ગઈ હોય, પ્રથમ આપેલી રજામંદી પાછળથી રદ કરી હોય, ગાંડા માણસે આપી હોય, કેફની હાલતમાં આપી હોય તથા બાળક છોકરાંએ આપી હોય તો. (જુઓ બેંને થામ કૃત ન્યાયનાં મૂળ તત્વોના પુસ્તકનું પૃષ્ઠ ૨૬૭)

**જે કામથી મોત થાય એવો ઈરાદો કર્યો નથી, તે કામ, રજામંદીથી, તથા સુબુદ્ધિથી કોઈ સખસના ફાયદાને માટે કરેલું.**

૮૮. જે વસ્તુથી મોત થાય એવો ઈરાદો કર્યો નથી તે વસ્તુથી થતિ હાનિ ખમવાની અથવા તે હાનિનું જોખમ માથે લેવાની જે સખસે, સાફ રીતે અથવા અર્થાત સમજાય એવી રીતે, રજામંદી આપી હોય, તે સખસના ફાયદાને માટે સુબુદ્ધિથી તે કરવામાં તે સખસને કાંઈ હાનિ થાય, અથવા તેને કાંઈ હાનિ કરવાનો ઈરાદો તે કરનારે કર્યો હોય, અથવા તેને તેથી કાંઈ હાનિ થશે હેવો સંભવ છે એમ તે કરનારે જાણ્યું હોય, તે હાનિના સબબથી તે વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી.

**દૃષ્ટાંત.**

અમુક શસ્ત્રક્રિયા કરવાથી ઝ નું મોત થશે એવો સંભવ છે એમ જાણીને, પણ ઝ નું મોત આણવાનો ઈરાદો ન કરતાં અને ઝ કાંઈ દુખકારક રોગથી પીડા પામે છે તેને

ફાયદો થાય એવા ઇરાદાથી, શુદ્ધબુદ્ધિએ, બ ની રજામંદી લઇને, બ ની ઉપર તે શસ્ત્રક્રિયા, અ દાકતર કરે, તો અ એ કાંઇ ગુનોહ કર્યો એમ સમજવું નહી.

કોઇ બાળક અથવા દીવાનાના ફાયદા માટે, તેના વાલીએ, અથવા વાલીની રજામંદીથી બીજા સખ્સે. શુદ્ધબુદ્ધિથી કરેલું કામ. શરતો.

૮૯. કોઇ બાર વર્ષથી ઓછી ઉમરના અથવા દીવાના સખ્સના ફાયદાને માટે, તે સખ્સમો જે વાલી હોય અથવા જે બીજા સખ્સના કાયદેસર હવાલામાં તે સખ્સ હોય તે અથવા તેની સાફ રીતે અથવા અર્થાત સમજાય એવી રીતે રજામંદી લઇને કોઇ બીજો સખ્સ, શુદ્ધબુદ્ધિથી, કાંઇ વસ્તુ કરે, અને તે વસ્તુથી તે સખ્સને કાંઇ હાની થાય, અથવા તેને કાંઇ હાનિ કરવાનો ઇરાદો તે કરનારે કર્યો હોય, અથવા તેને તેથી કાંઇ હાનિ થશે એવો સંભવ છે એમ તે કરનારે જાણ્યું હોય, તો તે હાનિના સબબથી તે વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી; પરંતુ.

પેહેલી—ઇરાદાથી મોત આણવાને, અથવા મોત આણવાની કોશીશ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહી.

બીજી—કાંઇ વસ્તુનો કરનાર સખ્સ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે, તે વસ્તુ મોત અથવા મહાવ્યથા અટકાવવાના, અથવા કાંઇ મોટો રોગ કે અશક્તતા દુર કરવાના કારણથી કાંઇ બીજા કારણ માટે, તે સખ્સ કરે, તેને આ અપવાદ લાગુ પડશે નહી.

ત્રીજી—મોત અથવા મહાવ્યથા અટકાવવાનાં, અથવા કાંઇ મોટો રોગ કે અશક્તતા દુર કરવાના, કારણ શિવાય બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાને, અથવા મહાવ્યથા કરવાની કોશિશ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહી.

ચોથી—જે ગુનોહ કરવાને આ અપવાદ લાગુ પડતો નથી તે ગુનોહ કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહી.

**દ્રષ્ટાંત.**

**અ**, શુદ્ધબુદ્ધિથી, પોતાના બાળકના ફાયદાને સારૂ પોતાનાં બાળકની રજામંદી શિવાય, તેની પથરી કહડાવવાને તેની જાંગ એક દાકતર પાસે ચિરાવે, અને તે એમ જાણતો હોય કે એ શસ્ત્રક્રિયાથી એ બાળકનું મોત થશે એવો સંભવ છે, પણ તે બાળકનો જીવ જાય એવો તેનો ઇરાદો ન હોય, તો અ આ અપવાદમાં દાખલ થાય છે કેમકે તેની મતલબ પોતાના બાળકનો રોગ જાય એ છે.

**ટીકા**—સગીર છોકરાને તેના બાપે અથવા પાલણ કરનારાએ અગર તેમાંના કોઇએ રજામંદી આપી હોય તેથી મેહેતાજી સાધારણ શિક્ષા આપે તેને આ અપવાદ લાગુ પડેછે જુઓ સ્ટારલીંગ પૃષ્ટ ૧૮

દેહશત અથવા ખોટી સમજથી અપાઇછે. એવી જાણેલી રજા મંદી.

૯૦ કાંઇ નુકશાનની દેહેસતથી અથવા હકીકતની ખોટી સમજથી કાંઇ રજામંદી કોઇ સખ્સથી અપાઇ હોય, અને તે રજામંદી તેવી દેહેસતથી અથવા ખોટી સમજથી અપાઇ છે એમ તે કામ કરનાર સખ્સ જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, અથવા,

બાળક અથવા દીવાના સખ્સની રજામંદી.

જે સખ્સ દીવાનગી અથવા કેફના સબબથી જે કામ બાબત પોતાની રજામંદી આપતો હોય તે કામ કેવી તરેહનું

છે તથા તેનો પરિણામ કેવા થશે એ સમજવાને અશક્ત હોય હેવા સખ્સે રજામંદી આપી હોય, અથવા વાક્ય સંબંધી એથી ઉલટું ન દેખાય તો, બાર વર્ષથી ઓછી ઉમેરના કોઈ સખ્સે રજામંદી આપી હોય, તો તે રજામંદીને આ કાયદાની કોઈપણ કલમમાં લખેલી રજામંદી જેવી સમજવી નહી.

રજામંદી આપનાર સખ્સને થનારી હાનીના સંબંધ વીના પણ જે કામો ગુનોહ છે, તે કામોને ૮૭, ૮૮, તથા ૮૯ મી કલમો માહેલા અપવાદો લાગુ પડતા નથી,

૯૧. જે સખ્સ રજામંદી આપતો હોય, અથવા જેની વતી રજામંદી અપાતી હોય, તે સખ્સને જે હાની થાય અથવા જે હાની કરવાનો ઇરાદો થયો હોય, અથવા જે હાની થશે એવો સંભવ છે એમ જાણવામાં આવ્યું હોય તે હાનીના સંબંધ વીના પણ જે કામો ગુનાહ છે, તે કામોને ૮૭, ૮૮ તથા ૮૯ મી કલમોમાંના અપવાદો લાગુ પડતા નથી.

દ્રષ્ટાંત.

(શુદ્ધબુદ્ધિયે કાંઈ સ્ત્રીનો જીવ બચાવવાના હેતુથી ન કર્યો હોય, તો) તે સ્ત્રીને તેથી કાંઈ હાની થાય અથવા કાંઈ હાની કરવાનો ઇરાદો કર્યો હોય તે હાનીના સંબંધ વિના પણ, ગરભપાત કરવો એ ગુનોહ છે. માટે "તે હાનીના સબબથી" કાંઈ તે ગુનોહ નથી; અને તે સ્ત્રી અથવા તેના વાલીની રજામંદી લેઈને તેનો ગરભાપાત કર્યો હોય તો તે રજામંદીથી તે કામ નહી ગુનોહ એમ થતું નથી.

કોઈ સખ્સની વગર રજામંદીએ તેના ફાયદાસારુ શુદ્ધબુદ્ધીએ કરેલું કામ.

૯૨. જે સખ્સના ફાયદાને સારુ કાંઈ વસ્તુ કરવીછે તે હેવી હાલત માં આવી પડ્યો હોય કે તેથી રજામંદી બતાવી શકાતી ન હોય, અને કોઈ વાલી અથવા તેને કાયદેસર હવાલામાં રાખનારો કોઈ બીજો સખ્સ ન હોય કે તે વસ્તુ કરેથી ફાયદો થાય એ રીતે વખ્તસર તેની રજામંદી મેળવી શકાય, તો તેવી વેળાએ, શુદ્ધબુદ્ધિથી તે સખ્સના ફાયદાને સારુ તેની રજામંદી વગર કાંઈ વસ્તુ કરી હોય તે, તેથી તે સખ્સને કાંઈ હાની થાય.

શરતો.

તે હાનિના સબબથી, ગુનોહ છે એમ સમજવું નહી. પરંતુ.—

પેહેલી.—ઇરાદાથી મોત આણવાને, અથવા મોત આણવાની કોસીસ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહી.

બીજી.— કાંઈ વસ્તુનો કરનાર સખ્સ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે, તે વસ્તુ, મોત અથવા મહાવ્યથા અટકાવવાના, અથવા કાંઈ મોટો રોગ કે અશક્તતા દુર કરવાનાં કારણથી કાંઈ બીજા કારણ માટે તે સખ્સ કરે, તેને આ અપવાદ લાગુ પડશે નહી.

ત્રીજી.—મોત અથવા વ્યથા અટકાવવાનાં કારણથી કાંઈ બીજા કારણે માટે બુદ્ધિ પુર્વક વ્યથા કરવાને અથવા વ્યથા કરવાની કોશીશ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહી.

ચોથી.—જે ગુનોહ કરવાને આ અપવાદ લાગુ પડતો નથી; તે ગુનોહ કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહી.

દ્રષ્ટાંતો.

(અ) ઝ પોતાના ઘોડા પરથી પડીને બે હોશ થઈ જાય, અને તેવામાં અ દાકતરના

આવી પોહોચે ને તેના વીચારમાં એમ આવે કે ઝ ની ખોપરી કાપવી જોઇએ, પછી ઝ ને વિચાર કરવાની શકતી પાછી આવતાં પેહેલાં અગર અ ઝ નું મોત આણવાનાં ઇરાદાથી નહી, પણ સુદ્ધબુદ્ધિથી, ઝ ના ફાયદાને માટે ઝ ની ખોપરી કાપે, તો અ એ કાંઈ ગુનોહ કરયો એમ સમજવું નહી.

(ખ) ઝ ને એક વાઘ લેઈ જાય છે. તે જોઇને અ તે વાઘને તાકીને ગોળી મારે; અને તે ગોળીથી ઝ નો જીવ જાય એવો સંભવ છે એમ જાણીને, પણ ઝ નો જીવલેવાના ઇરાદાથી નહી, અને સુદ્ધબુદ્ધિએ ઝ ને ફાયદો કરવાના ઇરાદાથી તે ગોળી મારે, અને તેની ગોળીથી ઝ ને તેનો જીવ જાય એવું જખમ લાગે, તો અ એ કાંઈ ગુનોહ કરયો એમ સમજવું નહી;

(ઠ) એક બાળક એકાએક હેવી આફતમાં આવી પડે; કે તેની ઉપર તુરત કાંઈ શસ્ત્રક્રિયા ન થાય તો તેનો જીવ જાય હેવો સંભવ હોય, અને તે બાળકના વાલીની રજા લેવાનો વેળા ન હોય હેવી હાલત જોઇને તે બાળકના કાલાવાલા પર નજર ન રાખતાં, સુદ્ધબુદ્ધિએ, તે બાળકના ફાયદાને માટે અ દાકતર તે શસ્ત્રક્રિયા કરે, તો અ એ કાંઈ ગુનોહ કરયો એમ સમજવું નહી.

(ડ) એક ઘરને આગ લાગી છે. તે ઘરમાં અ છે તથા ઝ એક બાળક છે. હેવામાં લોક નીચેથી એક ચાદર પોહોળી કરીને પકડી રહે, અને અ તે બાળકને તે ઘરના છાપરાપરથી નીચે નાંખે, હેવું જાણીને કે નીચે પરથી એ બાળકનો જીવ જાય એવો સંભવ છે, પણ તે બાળકનો જીવ લેવો હેવો તેનો ઇરાદો ન હોય, અને સુદ્ધબુદ્ધિએ તે બાળકને ફાયદો કરવાનો ઇરાદો તેણે કરયો હોય, તો એ ઠેકાણે અગર પડવાથી તે બાળકનો જીવ જાય તોપણ, અ એ કાંઈ ગુનોહ કરયો એમ સમજવું નહી.

ખુલાશો—ફકત પઇસાની તરફનો ફાયદો થતો હોય, તેને ૮૮, ૮૯ તથા ૯૨ મી કલમોના અર્થ પ્રમાણેનો ફાયદો સમજવો નહી.

સુદ્ધબુદ્ધિએ કાંઈ કેહેવું.

૯૩. કોઈ સખસના ફાયદાને સારૂ તેને સુદ્ધબુદ્ધિએ કાંઈ કેહેવામાં આવે, અને તેથી તે સખસને કાંઈ હાની થાય, તો તે હાનિના સબબથી તે કેહેવું ગુનોહ છે એમ સમજવું નહી.

દૃષ્ટાંત.

એક માંદા માણસને તેનો દાકતર અ સુદ્ધબુદ્ધિએ પોતાનો અભિપ્રાય કહે કે તું જીવી શકવાનો નથી, અને તે હેબકથી તે માંદો માણસ મરી જાય, તો અગર અ ને ખબર હતી કે એ પ્રમાણે કેહેવાથી તે માંદા માણસનું મોત થાય હેવો સંભવ છે તોપણ, અ એ કાંઈ ગુનોહ કરયો એમ સમજવું નહી.

જે કામ કોઈ સખસને ડરથી કરવું પડે.

૯૪. ખુન તથા રાજ્ય વિરૂદ્ધ જે ગુનાહોને માટે મોતની શિક્ષા ઠરાવેલી છે તે ગુનાહો શિવાય, જે કામ કોઈ સખસને કાંઈ ધમકીને લીધે કરવું પડે અને તે ધમકી હેવી હોય કે જેથી, તે કામ કરતી વેળાએ તે સખસના મનમાં કારણસર હેવી દેહેસત પેદા થાય કે જો હું એ કામ નહી કરીશ તો મારૂ તાતકાલીક મોત થશે, તો તે કામ ગુનોહ છે એમ સમજવું નહી; પણ તે

કામ કરનાર સખ્સ પોતાની ખુશીથી અથવા પોતાને તાત્કાલીક મોત કરતાં કાંઈ ઓછી હાનિના કારણસર દેહેસતથી, હેવી હાલતમાં પોતે આવ્યો હોય કે તેથી તેની ઉપર તે દાબ થયો હોય એમ ન થવું જોઇએ.

ખુલાસો ૧ લો—જે સખ્સ પોતાની ખુશીથી, અથવા માર મારવાની ધમકીના સબબથી, આ માણસો ડાકાઈટ છે એમ જાણીને, તે ડાકાઇટોની ટોળીમાં ભળે, અને પછી કાયદા મુજબ ગુનોહ હોય એવી કોઈ વસ્તુ તેના સોબતીઓના જોરથી તેને કરવી પડે, તો તેને આ અપવાદનો ફાયદો મળી શકતો નથી.

ખુલાસો ૨ જો—કોઇ સખ્સને ડાકાઇટોની એક ટોળી પકડે, અને તેને તુરત મારી નાંખવાની ધમકી દેખાડીને કાયદા મુજબ ગુનોહ હોય એવી કાંઇ વસ્તુ તેની પાસે કરાવે, જેમકે કોઈ લુહાર પાસે તેના હથિયાર લેવાડીને પોતે કોઈ ઘરમાં પેશીને તે લુટી લેવાસારૂ તે ઘરનાં બારણાં ઉઘડાવે, તો તેને આ અપવાદનો ફાયદો મળી શકે છે.

**ટીકા**—આમાં બતાવેલા અપવાદનો કાયદો મેળવવા માટે કેદીએ જે કૃત્ય કર્યું તે તેણે કર્યું નહોતતો તેનો જીવ તરતજ ગયો હોત, એવી તેને ભીતી હતી તેથી તે તેણે કર્યું એમ બતાવવું જોઇએ (ક્રી. વી. રી. વા. ૧૦ પા. ૪૮ સરકાર વિરુદ્ધ સોનુ વિગેરે તા. ૨૯ અકટોબર ૧૮૬૦નો ફેસલો જુઓ)

જુજ હાનીથાય એવું કામ. | ૯૫. કાંઇ વસ્તુથી કાંઈ હાનિ થાય અથવા કાંઇ હાનિ કરવાનો ઈરાદો કરેલો હોય, અથવા કાંઇ હાનિ થશે એવો સંભવ જાણ્યામાં હોય, પણ તે હાનિ એટલી જુજ હોય કે સાધારણ સમજ તથા સ્વભાવનો કોઈ સખ્સ તે હાનિ બાબત ફરિયાદ કરે નહીં, તો તે હાનિના સબબથી તે વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી.

**ટીકા**—કેદીએ સરકારી પડતર જમીનના એક ભાગમાં ઝાડ હતું તેની ત્રણપાઇની કીમતની સીંગો તોડ્યાથી તેનાપર ચોરીનું તોહોમત ઠરાવી શિક્ષા કરી તેમાં હાઇકોર્ટે ઠરાવ્યું કે જે ઝાડની સીંગો તોડીછે તેનો ઉપયોગ કરતા નથી તેથી સરકારને તેની કાંઈ કીમત નથી તેથી આ કામનો આ કલમમાં સમાશ થવાથી તોહોમત અને શિક્ષા રદ કરી. (જુઓ મુ. હા. વા. ૫ પા. ૩૫ સરકાર વિરુદ્ધ કાશીવા કાવજી વગેરેનો તા. ૨૦ મે સને ૧૮૬૮ નો ફેસલો)

### ખાનગી બચાવના હક બાબત.

ખાનગી બચાવમાં કરેલી કાંઇપણ વસ્તુ ગુનોહ નથી. | ૯૬. ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી કાંઇ પણ વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી.

શરીર તથા મિલકતના ખાનગી બચાવનો હક. | ૯૭. હરએક સખ્સને નીચે લખેલો બચાવ કરવાને હક છે, પણ તે હકને ૯૯મી કલમમાં લખેલી હદો લાગુ પડેછે:—

પેહેલો—શરીર સંબંધી કોઇ પણ ગુનાહથી પોતાના અથવા બીજા કોઇ પણ સખ્સના શરીરનો બચાવ.

બીજો—ચોરી, અપહરણ, બીગાડ, અથવા સાપરાધ પ્રવેશ, એ ગુનાહોના લક્ષણોમાં દાખલ થઇ શકે, હેવો ગુનોહ જે કામ હોય, અથવા જે કામ ચોરી, અપહરણ, બીગાડ, અથવા સાપરાધ પ્રવેશ કરવાની કોશિશ હોય, તે, કામથી પોતાની અથવા બીજા કોઇ પણ સખ્સની સ્થાવર કે જંગમ મિલકતનો બચાવ.

**ટીકા**—જેનો કબજો જબરાઇથી છીનાવી લેવા પ્રયત્ન થયો હોય તો તેવી વખતે કબજાવાળો કબજાનો બચાવ કરવા હકદારછે (ને. લા. રી. વા. ૨ પા. ૧૬).

આ કલમમાંનો ખાનગી બચાવ અમલમાં લાવતાં કા.૯૯ અને ૧૦૨માં બતાવેલી હદોપર ધ્યાન આપવું (સરકાર વિરૂદ્ધ ગોવરધન ૪ બે. લા. રી. પા. ૧૦૧).

જમીનના કબજામાં જબરાઇથી કબજો લેવા આવનારનો એક કબજેદારના ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં મરણ પામ્યો તેમાં મારનારપર કાંઈ ગુનો ઠરાવ્યો નહિ. (જુઓ કા. વી. રી. વા. ૩ પા. ૪૧).

સરકાર વિરૂદ્ધ નવાબદીનના કામમાં ઠરાવ્યું કે હુમલો થવાનો ભય રાખી કોઈ શખસ ગુનો કરે તો તેનો આ કલમ પ્રમાણે બચાવ થાય નહિ.

ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં એકજણ મરાયો તેમાં મારનાર ગુનેગાર ન ઠર્યો તેથી તેને મદદગારી કરનાર પણ ગુનેગાર નથી એમ ઠર્યું (કા. વી.રી.વા.૨ પા.૪૨).

*દીવાના સખસ વગેરેનાં કામથી ખાનગી બચાવનો હક.*

૯૮. જે કામ બીજી હાલતમાં થએથી અમુક ગુનોહ ગણાય હેવું હોય, તે જો તે કામના કરનારની નાહાની ઉમરના, બુદ્ધિની કચાઇના, અથવા દીવાનગીના સબબથી, અથવા તેને કેફ ચડી હોય, અથવા તે સખસની કાંઈ ખોટી સમજ હોય તે સબબથી, તે ગુનોહ થઇ શકતું ન હોય, તોપણ જાણે તે કામ તે ગુનોહ હોય હેવી રીતે તેથી ખાનગી બચાવ કરવાનો હરએક સખસનો તેવોજ હક છે.

**દૃષ્ટાંતો.**

(અ) દીવાનગીના જોરથી ઝ અ નો જીવ લેવાની કોશિશ કરે, તો ઝ એ કાંઇ ગુનોહ કર્યો એમસમજવું નહી. પણ ઝ ડાહ્યો હોય હેવીજરીતે ખાનગીબચાવનોઅનો હકછે.

(બ) જે ઘરમાં પેસવાનો અ નો કાયદા પ્રમાણે હકછે તે ઘરમાં અ રાતને વખતે પેસે. ઝ સુધબુદ્ધિએ, અ ને ઘર ફોડનારો સમજીને અ ની ઉપર હુમલો કરે, તો એ ઠેકાણે આ ખોટી સમજને લીધે અ ની ઉપર હુમલો કરવાથી ઝ એ કાંઇ ગુનોહ કર્યો એમ સમજવું નહી પણ ઝ તે ખોટી સમજથી કામ ન કરતો હોય હેવીજ રીતે ઝ ની સાહામા ખાનગી બચાવનો અ નો હક છે.

*કીયાં કામોથી ખાનગી બચાવ કરવાનોહકનથી.*

૯૯. પેહેલી—જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી એવું કાંઇ કામ કોઇ સરકારી નોકર પોતાના હોદ્દાની રીતથી સુદ્ધબુદ્ધિએ અમલ કરતાં જો કરે અથવા કરવાની કોશિશ કરે, તો, પછી તે કામ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ તે કામથી ખાનગી બચાવનો હક નથી.

બીજી—જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી એવું કાંઇ કામ કોઇ સરકારી નોકર પોતાના હોદ્દાની રીતથી શુદ્ધબુદ્ધિએ અમલ કરતાં કરેલા હુકમ ઉપરથી જો કોઇ કરે અથવા કરવાની કોશિશ કરે, તો, પછી તે હુકમ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ, તે કામથી ખાનગી બચાવનો હક નથી.

ત્રીજી—સરકારી અધિકારીઓનો આસરો માગવા જવાની વેળા હોય એવી બાબતોમાં ખાનગી બચાવનો હક નથી.

કેટલી હદ સુધી એ હક અમલમાં આવી શકાય.

ચોથી—કોઈપણ બાબતમાં બચાવ કરવાનાં કારણસર કરવી જરૂર હોય તે કરતાં વધારે હાનિ કરવા સુધીનો ખાનગી બચાવનો હક નથી.

ખુલાસો ૧ લો—આ કામ કરનારો સરકારી નોકરછે એવું જે સખસ જાણતો નથી અથવા એવું માનવાનું જેને કારણ નથી તે સખસનો, તે સરકારી નોકર જે કામ કરે અથવા કરવાની કોશિશ કરે તે કામથી ખાનગી બચાવનો હક જતો નથી.

ખુલાસો ૨ જો—આ કામ કરનારો માણસ કોઇ સરકારી નોકરના હુકમથી એ કરે છે એવું જે સખસ જાણતો નથી અથવા એવું માનવાનું જેને કારણ નથી, અથવા હું ફલાણા અખ્તીયારથી એ કામ કરૂંછું એમ તે માણસ કેહે નહી, અથવા, અગર તે અખ્તીયાર લખેલો હોય તો, માગેથી તે અખ્તીયાર બતાવે નહી તો તે સખસનો, તે સરકારી નોકરના હુકમથી તે માણસ જે કામ કરે અથવા કરવાની કોશીશ કરે તે કામથી ખાનગી બચાવનો હક જતો નથી.

ટીકા—કેદીએ એક પોલીસ અમલદારને તેના ઘરનો ઝાડો લેતાં એવા કારણથી અટકાવ્યો કે "ઝાડો લેવાનું વારંટ તમારી પાસે નથી તેથી ઘરમાં પેસવું અયોગ્યછે" તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે તેના ઉપરીએ તેને તપાસ કરવા નિમ્યો હતો પણ તેને વગર વારંટે ઝાડો લેવા ઘરમાં પેસવાનો અધિકાર નહોતો તોપણ તેણે ચલાવેલું કામ દુષ્ટબુધિનું અને ગેરવાજબી ચલાવ્યું એમ દેખાતું નથી. અને તેમ હતું તો તેને આ કલમ પ્રમાણે બચાવ કરવાનો હક નથી (જુઓ. મુ.હા.વા.૭ પાને ૫૦સરકારવિ૦ વ્યંકટરાવ શ્રીનિવાસનો)

શરીરના ખાનગી બચાવનો હક મોત કરતાં સુધી ક્યારે પોહોચે છે.

૧૦૦. જે ગુનાહ ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે ગુનોહ જો નીચે લખેલા પ્રકારોમાંના કોઇપણ પ્રકારનો હોય, તો હુમલો કરનારને બુદ્ધિપુર્વક મોત અથવા બીજી કાંઇ પણ હાની કરતા સુધી શરીરના ખાનગી બચાવનો હક પોહોંચેછે, પણ તે હકને ઉપલી કલમમાં લખેલી હદો લાગુ પડે છે. ગુનાહોના પ્રકારોઃ—

પેહેલો—જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લવાય, તો તેનો પરિણામ મોત થશે, એવો કારણસર ભય જેથી ઉત્પન્ન થાય એવો હુમલો.

બીજો—જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લવાય, તો તેનો પરિણામ મહાવ્યથા થશે એવો કારણસર ભય જેથી ઉત્પન્ન થાય એવો હુમલો.

ત્રીજો—બળાત્કારે સંભોગ કરવાના ઇરાદાથી હુમલો.

ચોથો—સૃષ્ટિક્રમ વીરૂધ મઇથુનેચ્છા પુરણ કરવાના ઇરાદાથી હુમલો.

પાંચમો—મનુષ્યહરણ અથવા મનુષ્યનયન કરવાના ઇરાદાથી હુમલો.

છઠો—કોઇ સખસને ગેરવાજબી રીતે કેદ કરવાના ઇરાદાથી, હુમલો, અને તે એવી હાલતમાં હોય કે તેથી પેલા સખસને કારણસર એવો ભય ઉત્પન્ન થાય કે પછી એ કેદમાંથી છુટવાને સારૂ સરકારી અધીકારીઓને અરજ કરવાનું માહારાથી બનીશકશેનહી.

તે હક મોત સિવાયના કાંઈ બીજી હાનિ કરતાં સુધી ક્યારે પોંચે છે.

૧૦૧. જો ગુનોહ ઉપલી કલમમાં લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારનો નહી હોય, તો શરીરના ખાનગી બચાવનો હક હુમલો કરનારને બુદ્ધિપુર્વક મોત કરતાં સુધી પોહોંચતો નથી; પણ હુમલો કરનારને મોત શીવાયની બુદ્ધિપુર્વક કાંઇ બીજી હાની કરતા સુધી પોહોંચે છે,

અને તે હકને ૯૯મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

શરીરના ખાનગી બચાવના હકની શરૂઆત અને તેનું જારી રહેવું.

૧૦૨. અગર ગુનોહ થયો નહી હોય, તોપણ ગુનોહ કરવાની કાંઇ કોશીશ અથવા ધમકીથી શરીરને જોખમ પોહોંચવાનો કારણસર ભય ઉત્પન્ન થાય કે તરત શરીરના ખાનગી બચાવનો હક શરૂ થાય છે; અને જ્યાં સુધી શરીરને જોખમનો તે ભય જારી રહે ત્યાં સુધી તે હક જારી રહે છે.

મિલકતના ખાનગી બચાવનો હક મોત કરતાં સુધી ક્યારે પોંચે છે

૧૦૩. જે ગુનોહ કરવા અથવા જેની કોશીશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે; તે ગુનોહ જો નીચે લખેલા પ્રકારોમાંના કાંઇ પણ પ્રકારનો હોય, તો ગુનોહ કરનારને બુદ્ધિપુરવક મોત અથવા બીજી કાંઇ પણ હાનિ કરતા સુધી મીલકતના ખાનગી બચાવનો હક પોહોંચે છે; પણ તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે. ગુનાહોના પ્રકારઃ—

પેહેલો—અપહરણ.

બીજો—રાતને વખતે ઘર ફોડવું.

ત્રીજો—કોઈ ઇમારત, તંબુ, અથવા વાહાણ માણસનાં ઘર દાખલ વપરાતુ હોય, અથવા મીલકત રાખવાની જગા દાખલ વપરાતુ હોય, તે ઇમારત, તંબુ, અથવા વાહાણ પર આગથી બીગાડ કરવો.

ચોથો—ચોરી, બિગાડ, અથવા ગ્રહપ્રવેશ, અને તે એવી હાલતમાં કરવો કે તેથી કારણસર એવો ભય ઉત્પન્ન થાય કે જો ખાનગી બચાવનો તે હક અમલમાં નહી લવાય તો તેનો પરિણામ મોત અથવા મહાવ્યથા થશે.

તે હક મોત શિવાયની બીજી કાંઇ હાનિ કરતાં સુધી ક્યારે પોહોંચે છે.

૧૦૪. જે ગુનોહ કરવા અથવા જેની કોશીશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે, તે જો ઉપલી કલમમાં લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારની ચોરી, બીગાડ, અથવા સાપરાધ પ્રવેશ નહી હોય તો તે હક બુદ્ધિપુરવક મોત કરતા સુધી પોહોંચતો નથી, પણ ગુનેહગારને મોત શીવાયની બુદ્ધિપુરવક બીજી કાંઇ પણ હાની કરતા સુધી પોહોંચે છે, અને તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

ટીકા—જમીનના કજીયામાં કા. ૧૪૭ પ્રમાણે તોહોમત રાખી શિક્ષા કરેલી પણ જમીન એકના કબજામાં હતી તેથી જેના કબજામાં હતી તેને માટે એમ ઠરાવ્યું કે તેને આ કલમનો લાભ મળે (જુઓ કા. વી. રી. વા. ૧૦ પાને ૬૪).

મિલકતના ખાનગી બચાવના હકની શરૂઆત અને તેનું જારી રહેવું.

૧૦૫. પેહેલી—જ્યારથી કાંઇ મીલકતને જોખમનો કારણસર ભય ઉત્પન્ન થાય, ત્યારથી તે મીલકતના ખાનગી બચાવનો હક શરૂ થાય છે.

બીજી—ચોરીથી મીલકતના ખાનગી બચાવનો હક, મીલકત લઇને ગુનેહગાર નાસી જાય, અથવા સરકારી અધિકારીઓનો આશરો મળે અથવા તે મીલકત પાછી હાથ લાગે, ત્યાં સુધી જારી રહે છે.

ત્રીજી—અપહરણથી મીલકતના ખાનગી બચાવનો હક ત્યાં સુધી ગુનેહગાર કોઈ સખસને મોત અથવા વ્યથા અથવા ગેરવાજબી અટકાવ કરે અથવા કરવાની કોશીશ કરે, અથવા જ્યાં સુધી તાત્કાલિક મોતનો અથવા તાત્કાલિક વ્યથાનો, અથવા શરીર સંબંધી તાત્કાલિક અટકાવનો ભય જારી રેહે ત્યાં સુધી જારી રેહે છે.

ચોથી—સાપ્રાધ પ્રવેશ અથવા બીગાડથી મિલકતના ખાનગી બચાવનો હક, જ્યાંહાં સુધી ગુનેહગાર સાપ્રાધપ્રવેશ અથવા બિગાડ કરવામાં જારી રેહે, ત્યાંહાં સુધી જારી રેહેછે.

પાંચમા—રાતને વખતે ઘર ફોડવાથી મિલકતના ખાનગી બચાવનો હક, તે ઘર ફોડવાથી શુરૂ થએલા ગૃહપ્રવેશ જ્યાંહાં સુધી જારી રેહે, ત્યાંહાં સુધી જારી રેહે છે.

**ટીકા**—ચોરોને ઘરમાં પ્રવેશ કર્યાનું કેદીએ જોયું. અને તેના ઘરમાં પ્રવેશ થયાનું કૃત્ય પૂરૂ થતાંજ તેણે ચોરનો પ્રાણ લીધો તેમાં ઠરાવ્યું કે આ કામ કા. ૩૦૦ ના ૫ મા અપવાદમાં ન આવતાં આ કલમની ૫ મી રકમમાં આવેછે (જુઓ કા.વી.રી.વા.૧૦પાને૯)

કોઈ બેગુનાહ સખસને હાનિ થવાનું જોખમ હોય એવી વેળા એ જીવ લે એવા હુમલાથી ખાનગી બચાવનોહક.

૧૦૬. જો કાંઈ હુમલો એહવો થાય કે તેથી મોતનો, કારણસર ભય ઉત્પન્ન થાય અને તે હુમલાથી ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં પોતાનો બચાવ કરનાર સખસ હેવી હાલતમાં આવી ગયેલો હોય કે કોઈ બેગુનાહ સખસને હાની કરવાના જોખમ શિવાય તેથી તે હક ધારેલું થાય હેવી રીતે અમલમાં લાવી શકાય નહી, તો તે જોખમમાં પડતા સુધી ખાનગી બચાવને તેનો હક પોહોંચે છે.

**દૃષ્ટાંત.**

**અ** ની ઉપર એક ટોળીએ હુમલો કરયો છે, અને તેઓ તેનું ખુન કરવાની કોશીશ કરે છે. તે ટોળીની ઉપર બંદુક છોડ્યા શિવાય ધારેલું થાય એવી રીતે ખાનગી બચાવનો હક **અ** અમલમાં લાવી શકે હેવું નથી, અને તે ટોળીમાં કેટલાએક બાળક છોકરાં છે તેઓને હાની કરવાનાં જોખમ શિવાય આ બંદુક છોડી શકતો નથી હવે હેવું છતાં બંદુક છોડેથી જો **અ** થી તે છોકરાઓમાંના કોઈ છોકરાઓને કાંઈ હાની થાય, તો, **અ** એ કાંઈ ગુનોહ કરયો એમ સમજવું નહી.

—❦—

# બાબ ૫ મો.

## મદદગારી બાબત.

કાંઈ વસ્તુમાં મદદગારી.

૧૦૭. કાંઈ વસ્તુ સંબંધી નિચે લખ્યા પ્રમાણે જે માણસ કરે તે માણસે તે વસ્તુ કરવામાં મદદગારી કરી એમ સમજવું.—

પેહેલું—જે માણસ તે વસ્તુ કરવાને કોઈ સખસને ઉસકેરે; અથવા—

બીજુ—જે માણસ તે વસ્તુ કરવા સારૂ કોઈ સખસ અથવા સખસોની સાથે કાંઈ મસલતમાં સામીલ થાય; પણ તે કયારે કે તે મસલત મુજબ, તથા તે વસ્તુ કરવા માટે, કાંઈ કામ અથવા કાયદા બિરૂદ્ધ કસુર કરવામાં આવે તો; અથવા—

ત્રીજુ—જે માણસ, કાંઈ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને તે વસ્તુ કરવામાં ઇરાદાથી સહાય કરે,

ખુલાસો ૧ લો—અગર કોઈ સખસ જાણી જોઇને કાંઈ ખોઈ વાત કહીને, અથવા જે જરૂરની હકીકત જાહેર કરવાની પોતાની ફરજ હોય તે હકીકત જાણી જોઇને છુપાવીને, બુદ્ધિ પુરવક કાંઈ વસ્તુ કરાવે અથવા કરાવવાની કોશિશ કરે, તો તેણે તે વસ્તુ કરવાની ઉસકેરણી કરી એમ સમજવું.

દૃષ્ટાંત.

અ એક સરકારી અમલદાર છે. તેને એક ઇનસાફની કોરટમાંથી વારંટ મળેલું છે. તે વારંટ મુજબ ઝ ને પકડવાનો અ નો અખતિયાર છે, હવે એ હકીકત જાણ્યા છતાં, તથા ક તે ઝ નથી એ પણ જાણ્યા છતાં, બ અ ને જાણી જોઇને એમ કહે કે ક તે ઝ છે, અને એમ કરીને ઇરાદાથી અ ની પાસે ક ને પકડાવે, તો એ ઠેકાણે બ એ ઉસકેરણીથી ક ને પકડવામાં મદદગારી કરી એમ સમજવું.

ખુલાસો ૨ જો—કાંઈ કામ કરતાં પેહેલાં, અથવા કાંઈ કામ કરતી વખતે તે કામ કરવું સેહેલ કરવા સારૂ જે માણસ કાંઈ વસ્તુ કરે, અને તેમ કરીને તે કામ કરવું સેહેલ કરે, તે માણસે તે કામ કરવામાં સાહાય કર્યું એમ સમજવું.

ટીકા—કેઈએ ચોરી કરવા આવવાને કબુલ કરી પછી આવવાને ના પાડી તેથી કા. ૧૧૪ નો આધાર લઈ ચોરી કરતી વખતે તે હાજર નહોતો માટે કાંઈ ગુનો નથી એમ ઠરાવ્યું તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે ઉપર પ્રમાણે ગુનો પી. કો. કા. ૧૦૭ ની રા. ૩ અને કા. ૧૦૯ પ્રમાણે સહાય કર્યાનો ગુનો થાયછે માટે તે મુજબ તોહોમત રાખવું.(વી. રી. વા. ૮ તા. ૨૦–૧૦–૬૭)

ખોટા તોહોમતના ટેકામાં જુબાની આપવાથી ખોટું તોહોમત મુકવામાં મદદગારી કર્યાનો ગુનો થતો નથી (૯ બે. હા. રી. પ્રા. ૧૬).

તોહોમતદારની જુલમથી લેવાતી કબુલત જાણી જોઈ લેવા દેવાને આંખ આડા કાન કરવાને એક હેડકોનસટેબલ વિચારે એ આ કલમના ૨ જા ખુલાશા પ્રમાણે ગુનેગારછે (કા. વી. રી. વા. ૧૧ પા. ૧૧).

ઇંડિયન ડાઇજેસ્ટને પાને ૩૪૦ મે નિચેના ફેસલાછે.

ખુન શાબિત થયા વિના ખુનમાં મદદગારી કર્યાનો ગુનો રહી શકતો નથી.

કાયદા વિરૂદ્ધ મંડળીના કેટલાક શખ્સો પાસે લાકડી હોય અને એકાદ પાસે ન હોય પણ તેણે બીજા પાસેથી લાકડી લઈ વાપરે. અને તે વાપરનારનો મુખ્ય તે મારવાને હુકમ આપે તો મારનારે કરેલા હુમલાને મુખ્ય એ મદદગારી કરી એમ કહેવાય.

કેઈએ શાહેદીને પોતાની વિરૂદ્ધ જુબાની આપતી વખતે અમુક હકીકત નહિ કહેવાને પુછ્યાથી તેનાપર મદદગારીનો ગુનો ઠરે.

ડાકાઇટીનો ગુનો થવાની વાત જાણનારે તે ગુનો પુરો થવાના ઇરાદે જાણીબુજીને તે વાત છુપાવી હોય તો મદદગારીનો ગુનેગાર થતો નથી.

જેને મુખ્ય ગુનેગાર તરીકે શિક્ષા થઇ હોય તેને મદદગાર તરીકે શિક્ષા ના થાય.

ખુન થવાની વાત જાણવામાં નહોતી પણ થયું ત્યારે ઉભો રહેલો એક શખ્સે બીકથી મુડદું છુપાવવામાં સામેલગીરી કર્યાથી તેનાપર મદદગારીનો ગુનો ન ઠરાવતાં કા. ૨૦૧ પ્રમાણે પુરાવો છુપાવ્યાનો ઠરાવ્યો.

એક શખ્સે બે જણને, એક માણસને પકડી લાવવાનું કહ્યાથી તેઓ પકડી લાવ્યા અને પકડાવનારપર શખ્ત માર પડ્યો તેમાં પકડાવી મંગાવનારપર બુદ્ધિપુર્વક મહાવ્યથા કર્યાના ગુનામાં મદદગારી કર્યાનું તોહોમતે ઠરાવ્યું.

પારકા રાજ્યમાં રહેનાર બ્રિટિશકોરટમાં થવાના ગુનામાં મદદગારી કરે અને તે મદદગારીનું કૃત્ય પણ પારકા રાજ્યમાં થયું હોય તો તેવા મદદગારનો ઇનસાફ બ્રિટિશ કોરટથી થાય નહિ. (મું. હા. વા. ૧૦ પા. ૩૫૬ સરકાર વિરૂદ્ધ પીરતાઇ).

મદદગાર | ૧૦૮. જે સખ્સ કાંઈ ગુનોહ કરવામાં મદદગારી કરે, અથવા, જે કામ મદદગાર સખ્સના ઇરાદા અથવા ગ્નાનથી ગુનોહ કરવાને કાયદા પ્રમાણે કોઈ શકતીમાન સખ્સે કરેલું હોય તો ગુનોહ થાય, એવું કાંઈ કામ કરવામાં મદદગારી કરે, તે સખ્સે ગુનાહમાં મદદગારી કરી એમ સમજવું.

ખુલાસો ૧ લો—કાંઈ કામની કાયદા વિરૂધ કસુર કરવામાં મદદગારી કરવી તે ગુનોહ થઇ શકે છે, પછી તે કામ કરવાની અગર તે મદદગારની પોતાની ફરજ નહી હોય તો પણ.

ખુલાસો ૨ જો—મદદગારીનો ગુનોહ થવામાં એવું કાંઇ જરૂર નથી કે, મદદગારી કરેલું કામ થવું જોઇએ, અથવા જે અસર તે ગુનોહ થવામાં જરૂર છે તે અસર પેદા થવી જોઇએ.

દ્રષ્ટાંત.

(અ) અ બ ને ક નું ખુન કરવાને ઉશકેરે, બ તેમ કરવાની ના કેહે તો બ ને ખુન કરવામાં અ એ મદદગારી કરી એમ સમજવું.

(બ) અ બ ને ડ નું ખુન કરવાને ઉશકેરે. તે ઉશકેરણી મુજબ બ ડ ને એક ખાંજર મારે, તે જખમથી ડ સારો થાય તોપણ અ એ બ ને ખુન કરવાની ઉશકેરણી કરી એમ સમજવું.

ખુલાસો ૩ જો—એવું કાંઈ જરૂર નથી કે જે સખ્સને મદદગારી કરી હોય તે સખ્સ કાંઈ ગુનોહ કરવાને કાયદા પ્રમાણે શકતીમાન જોઇએ, અથવા તે મદદગારના જેવોજ તે સખ્સનો સાપ્રાધ ઇરાદો કે ગ્નાન જોઇએ, અથવા તે સખ્સનો કાંઈ પણ સાપ્રાત ઇરાદો અથવા ગ્નાન જોઇએ.

દ્રષ્ટાંતો.

(અ) અ, સાપ્રાધ ઇરાદાથી, એક બાળકને અથવા ગાંડા માણસને કાંઈ કામ કરવાને ઉસકેરે, અને તે કામ એવું હોય કે ગુનોહ કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન હોય એવો કોઈ સખ્સ અ ના જેવા ઇરાદાથી તે કામ કરે તો ગુનોહ ગણાય, તો એ ઠેકાણે અ એ ગુનામાં મદદગારી કરી એમ સમજવું, પછી તે કામ કરવામાં આવે કે નહી તો પણ.

(બ) ઝ નું ખુન કરવાના ઇરાદાથી અ સાત વર્ષથી ઓછી ઉમરના એક બાળક બ ને એક એવું કામ કરવાને ઉશકેરે કે તેથી ઝ નું મોત થાય. બ તે મદદગારી ઉપરથી તે કામ કરે, અને તે કામથી ઝ નું મોત થાય, તો એ ઠેકાણે, જો બ ગુનોહ કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન નથી તો પણ જાણે, બ ગુનોહ કરવાને કાયદા

પ્રમાણે શક્તિમાન હોય, અને તેણે ખુન કરયું હોય તેજ મિસાલે, અ શિક્ષા થવાને લાયક છે; માટે તેને મોતની શિક્ષા થઈ શકે.

(ક) અ એક ઘરને આગ લગાડવાને બ ને ઉશકેરે. અ ની ઉશકેરણી ઉપરથી બ તે ઘરને આગ લગાડે, અને દીવાનગીના સબબથી તે કામ કેવી તરેહનું છે તે, અથવા પોતે જે કામ કરે છે તે કામ ખોટુ અથવા કાયદા વિરૂદ્ધ છે એવું જાણવાને બ અશક્ત હોય, તો બ એ કાંઈ ગુનોહ કરયો એમ સમજવું નહીં; પણ અ એ ઘરને આગ લગાડવાના ગુનાહમાં મદદગારી કરી, અને તે ગુનાહને માટે ઠરાવેલી શીક્ષાને તે લાયક છે, એમ સમજવું.

(ક) ચોરી કરવાના ઇરાદાથી ઝ ના કબજામાંથી કાંઈ ઝ ની મીલકત લેવાને અ બ ને ઉશકેરે. અ બ ના મનમાં એવો વીશ્વાસ ઉત્પન્ન કરે કે તે મીલકત અ નીછે. પછી સુદ્ધબુદ્ધિથી તે મીલકત અ ની છે એમ માનીને, બ તે મીલકત ઝ ના કબજામાંથી લે, તો એ ખોટી સમજણથી કામ કરયું તેથી તેણે તે બદદ્યાનતથી લીધી એમ કેહેવાય નહીં; માટે તેણે ચોરી કરી એમ સમજવું નહીં. પણ અ એ ચોરીમાં મદદગારી કરી, અને બ એ ચોરી કરી હોયે ને જે શીક્ષા બ ને થાય તેજ શીક્ષાને અ લાયક છે. એમ સમજવું.

ખુલાસો ૪ થો.— કોઈ ગુનાહમાં મદદગારી કરવી એ ગુનોહછે, માટે એવી મદદગારીમાં મદદગારી કરવી તે પણ ગુનોહ છે, એમ સમજવું.

દૃષ્ટાંત.

ઝ નું ખુન કરવાને ક ને ઉશકેરવાને અ બ ને ઉશકેરે. તે ઉપરથી ઝ નું ખુન કરવાને બ ક ને ઉશકેરે, અને બ ની ઉશકેરણી ઉપરથી ક તે ગુનોહ કરે, તો પોતાના ગુનાહને માટે બ ખુનની શીક્ષાને લાયક છે, અને તે ગુનોહ કરવાને અ એ બ ને ઉશકેરયો માટે અ પણ તેજ શીક્ષાને લાયક છે, એમ સમજવું.

ખુલાસો ૫ મો—મસલતથી મદદગારીનો ગુનોહ કરવામાં એવું કાંઈ જરૂર નથી. કે જે સખસ ગુનોહ કરે તે સખસની સાથે તે મદદગારે તે ગુનાહ બાબત મનસુબો કરવો જોઈએ. જે મસલત મુજબ તે ગુનોહ કરવામાં આવે તે મસલતમાં તે સામિલ થયો તો બસ છે.

દૃષ્ટાંત.

અ બ ની સાથે મનસુબો કરીને તેઓ ઝ ને ઝેર દેવાની ગોઠવણ કરે. તેમાં એમ ઠરે કે અ એ ઝેર આપવું પછી તે ગોઠવણ બ ક ને સમજાવે; અને એમ કેહે કે એક ત્રીજો સખસ ઝેહેર આપવાનો છે, પણ અ નું નામ કેહે નહી. ક ઝેર લઈ આવવું કબુલ કરે અને સમજાવેલી રીતે વાપરવા સારૂ તે ઝેર તે બ ને હવાલે કરે પછી અ તે ઝેર આપે અને તેના જોરથી ઝ મરી જાય, તો એ ઠેકાણે અ તથા ક એઓએ મળીને કાંઈ મસલત કરી નથી, તોપણ જે મસલત મુજબ ઝ નું ખુન થયું તે મધ્યે ક સામીલ થયો, માટે ક એ આ કલમમાં બયાન કરેલો ગુનોહ કરયો, અને તે ખુનની શિક્ષાને લાયક છે, એમ સમજવું.

**ટીકા**—શેઠના નોકરની મદદ લઈ શેઠની મિલકત ચોરવાને યત્ન કીધા પછી તે ગુનો કરેલો. નોકરે ચોરને શિક્ષા થવાના હેતુથી ચોરી કરવા દીધી. આ ઉપરથી નોકર ઉપર આ કલમના ૪ થા અને ૨ જા ખુલાશા પ્રમાણે ગુનેગાર થાયછે એમ ઠર્યું અને એમ પણ ઠરાવ્યું કે જે કૃત્ય કરવા વિશે સાહાય કરી તે કૃત્ય થવુંજ જોઇયે એમ નથી. તેથી માલીકની સમતીથી લીધેલી મિલકતછે તો ચોરી નથી થતી પણ ચોરીમાં મદદ કરવાનો ગુનો નોકરપર ઠરેલો તે વ્યાજબીછે. (કા. ઈ. લા. વા. ૪ પા. ૩૬૬ સરકાર વિરૂદ્ધ ત્રૈલોખનાથ રાય ચોધરી વિગેરે).

જો મદદગારી પરથી મદદગારી કરેલું કામ કરવામાં આવે, અને તે હેવી મદદગારીને માટે ખીજે કેથાં સાફ શિક્ષા ન ઠરાવી હોય તેહેની શિક્ષા.

૧૦૯. અગર કોઈ માણસ કાંઈ ગુનાહમાં મદદગારી કરે અને તે મદદગારી ઉપરથી તે કરેલું કામ કરવામાં આવે, અને તે મદદગારીની શિક્ષાને માટે, આ કાયદામાં કાંઈ સાફ ઠરાવ કરેલો નહી હોય, તો તે ગુનાહને માટે ઠરાવેલી શિક્ષા તે માણસને કરવામાં આવશે.

ખુલાસો—કાંઈ કામ અથવા ગુનોહ મદદગારી ઉપરથી કરવામાં આવ્યો એમ ક્યારે સમજવું, કે જ્યારે તે કામ અથવા ગુનોહ, તે મદદગારીમાં જે ઉશકેરણી, અથવા મસલત, અથવા સાહાય આપ્યું હોય તે ઉશકેરણી ઉપરથી, અથવા તે મસલત મુજબ, અથવા તે સાહાયથી કરવામાં આવે ત્યારે.

દૃષ્ટાંત.

(અ) બ એક સરકારી નોકર છે. તેણે પોતાના ઓહદ્દાનો અમલ ચલાવવામાં અ ની ઉપર કાંઈ મેહેરબાની બતાવવાના બદલામાં અ બ ને કાંઈ લાંચ આપવા માંડે, અને બ તે લાંચ લે, તો ૧૬૧મી કલમમાં બ્યાન કરેલા ગુનહામાં અ એ મદદગારી કરી એમ સમજવું.

(બ) ખોટી સાહેદી આપવાને અ બ ને ઉશકેરે, અને તે ઉશકેરણી ઉપરથી બ તે ગુનોહ કરે, તો અ એ તે ગુનાહમાં મદદગારી કરી, તથા બ ના જેવીજ શિક્ષાને તે લાયક છે, એમ સમજવું.

(ક) અ તથા બ ઝ ને ઝેર આપવાની મસલત કરે તે મસલત મુજબ અ ઝેર લાવીને બ ને હવાલે કરે, એટલા સારૂ કે બ તે ઝેર ઝ ને આપે પછી તે મસલત મુજબ બ અ ની ગેરહાજરીમાં તે ઝેર ઝ ને આપે, અને તેથી ઝ નું મોત થાય, તો એ ઠેકાણે બ ખુનનો તકસિરવાર છે; અને અ એ મસલતથી તે ગુનાહમાં મદદગારી કરી, તથા તે ખુનની શિક્ષાને લાયક છે, એમ સમજવું.

**ટીકા**—તરીના ઇજારેદારે ઇજારો પુરો પાડવા ભાડે રાખેલા મછવામાં જોઇયે તેટલા નિયમ ન હોવાથી તે ઊંધો વળી ગયો એવા પુરાવાથી કેદીપર પી. કો. કા. ૨૮૦ તા.૧૦૯ મુજબ બેફીકરાઈ ભરેલી રીતે વાહાણ ચલાવવાના ગુનાને મદદગારી આપ્યાનો ગુનો શાબિત કર્યો. તેમાં ઠરાવ્યું કે વાહાણ સલામત રીતે ચલાવવા સારૂ જે કાંઈ જરૂર છે એવું તે ઇજારેદારને માલુમ હતું તે એમ જાણ્યા છતાં તે પુરૂ પાડ્યું નહિ એવો પુરાવ નથી માટે મદદગારીના ગુનાની શાબિતીને આધાર મળતો નથી (સરકાર વિરૂદ્ધ સખારામ ગોવિંદ મુ. હા. તા. ૨૮ જુલાઈ ૧૮૭૦).

સહાય કરવાનો ગુનો એ એક પ્રથક ગુનો ઈ. પી. કો. માં કહેલોછે તેથી સહાય કરનારપર તોહોમત શાબિત કરવું તે મુખ્ય ગુનેગારપર તોહોમત શાબિત થાય તોજ કરવું,

નહિતો ના કરવું એમ થતું નથી. (મુ. હા. ઇ. લા. વા. ૧ પા. ૧૫ સરકાર વિરૂદ્ધ મારૂતી દાદા વિગરે તા. ૧૨ નવેંબર ૧૮૭૫).

એક સ્ત્રીએ પોતાના ધણીને રગતપીતનો રોગ હોવાથી છુટા છેડા કરવાની પરવાનગી તેની પાસે માગી તે ના આપી તેથી તેણીએ નાતના માણસોને એકઠા કરી તેમની પરવાનગી માગ્યાથી તેઓએ તેણીને પરવાનગી આપ્યાથી સ્ત્રી ઉપર અને નાતમાંના એક શંભુના ઉપર તેણીના ધણીએ ફરિયાદ માંડી તેમાં સ્ત્રીપર કા. ૪૯૪ મુજબ અને શંભુપર કા. ૧૦૯ મુજબ મદદગારીનું તોહોમત રાખેલું તે કામમાં અપીલ કરી તકરાર કરી કે મેં નાતની રજા લીધાથી હું ગુનેગાર નથી એમ સ્ત્રીએ તકરાર કરી ત્યારે શંભુએ એમ તકરાર કરી કે તે ગુનેગાર નથી તો હું મદદગારીનો ગુનેગાર નથી તેમાં હાઇકોરટે બે ઉપર બેઉ તોહોમત કાયમ રાખ્યાં (જુઓ મુ.હા.ઇ. લા.વા.૧પા.૬૪૭સરકાવિરૂધ શંભુ.)

એક મુસલમાનની છોકરીનો વિવાહ તેના કાકાએ પ્રથમ એક સખશ સાથે કરી પછીથી બીજા સાથે કર્યાથી તેથી કેદીપર પી. કો. કા. ૪૯૪ સાથે ૧૦૯ પ્રમાણે તોહોમત રાખ્યું તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે આરોપિતે પોતાની ભત્રીજીનો વિવાહ કર્યો તે વખતે તેણે તેના નામનો માત્ર વિવાહ કર્યો પરંતુ છોકરી લગ્નની વખતે નહોતી તેથી પી. કો. કા. ૧૦૯ અને ૪૯૪ માં કહ્યા પ્રમાણેની મદદ કર્યાનો ગુનો રહી શકતો નથી (જુઓ ઇ. પી. કો. કા. વા. ૪ પાને ૧૦ સરકાર વિરૂધ અબદુલ કરીમ)

કા. ૧૦૭ નિચે વી.રી. વા.૮ તા.૨૦-૧૦-૯૦ના ફેસલાનો દાખલો આપ્યોછે તે જુઓ

**અગર મદદગારી કરેલો સખસ તે કામ મદદગારના ઇરાદા કરતાં જુદા ઇરાદાથી કરે, તો તે મદદગારીની શિક્ષા.**

૧૧૦. અગર કોઈ માણસ કાંઈ ગુનાહમાં મદદગારી કરે, અને મદદગારી કરેલો સખસ મદદગારના ઇરાદા અથવા જ્ઞાન કરતાં જુદાજ ઇરાદા કે જ્ઞાનથી તે કામ કરે, તો બીજા ઇરાદાથી અથવા જ્ઞાનથી નહી પણ મદદગારના જેવાજ ઇરાદાથી અથવા જ્ઞાનથી અગર તે કામ કરયું હોય તો જે ગુનોહ થાય, તે ગુનાહને માટે ઠરાવેલી શિક્ષા તે માણસને કરવામાં આવશે.

**એક કામમાં મદદગારી કરી હોય અને જુદુજ કામ બને, ત્યારે મદદગારીની જવાબદારી શરત.**

૧૧૧. અગર એક કામમાં મદદગારી કરવામાં આવે અને બીજુ કામ બને, તો જાણે તેજ કામમાં મદદગારી કરી હોય એવીજ રીતે તથા તેટલે દરજ્જે તે મદદગાર તે બનેલા કામને માટે જવાબદારછે; પણ તે બનેલું કામ તે મદદગારીનું સંભાવ્ય ફળ હોવું જોઇએ. તથા જે ઉશકેરણી, અથવા સહાય, અથવા મસલત તે મદદગારીમાં આપી હોય તે ઉશકેરણીના જોરથી, અથવા તે સહાયથી, અથવા તે મસલત મુજબ, તે કામ થયુ જોઇએ.

દૃષ્ટાંતો.

(અ) ઝ ના ખોરાકમાં ઝેહેર ઘાલવાને એક બાળકને ઉશકેરીને અ તે કારણસર તે બાળકને કાંઇ ઝેહેર સોંપે, પછી તે ઉસકેરણી ઉપરથી, ય નો ખોરાક ઝ ના ખોરાકની પાસે છે તેમાં ચુકથી તે ઝેહેર ઘાલે, તો એ ઠેકાણે, જો તે બાળકે તે ઉસકેરણીના જોરથી કામ કરયુ હોય, અને સઘળો હાલ જોતાં જે કામ થયું તે મદદગારીનું સંભાવ્ય ફળ હોય, તો અગર અ એ તે બાળકને ય નાજ ખોરાકમાં ઝેહેર ઘાલવાને ઉસકેરયો હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે અ જવાબદાર છે.

(બ) ઝ નું ઘર બાળી નાખવાને અ બ ને ઉસકેરે, અને બ તે ઘરને આગ લગાડીને

તેજ વખતે, ત્યાંહાં કાંઇ મિલકતની ચોરી કરે, તો, અગર તે ઘર બાળવામાં મદદગારી કરવાનો **અ** તકસીરવાર છે તોપણ, તેણે તે ચોરીમાં મદદગારી કરી એમ સમજવું નહીં; કેમકે ચોરી તે જુદુંજ કામછે, અને તે બાળવાનું સંભાવ્ય ફળ નથી.

(ક) અપહરણના કારણસર મધરાતે એક વાસેલું ઘર ફોડવાને **અ**, **બ** તથા **ક** એઓને ઉસકેરે, અને તે કારણસર તે તેઓને શસ્ત્ર આપે. પછી **બ** તથા **ક** તે ઘર ફોડીને અંદર જાય, અને તે ઘર માંહેલો એક માણસ **ઝ** તેઓની સામો થયેથી તેઓ **ઝ** નું ખુન કરે, તો એ ઠેકાણે, જો તે ખુન તે મદદગારીનું સંભાવ્ય ફળ હોય તો, **અ** ખુનને માટે ઠરાવેલી શિક્ષાને લાયક છે એમ સમજવું.

મદદગારને મદદગારી કરેલાં કામની તથાબનેલાં કામની એ બંને શિક્ષા ક્યારે થઇ શકે.

૧૧૨. મદદગારી કરેલું કામ પણ કરવામાં આવે, અને ઉપલી કલમ મુજબ જે કામને માટે મદદગાર જવાબદાર છે તે કામ પણ કરવામાં આવે, અને તે કામ જુદોજ ગુન્હો થાય, તો તે મદદગાર તે ગુન્હાઓમાંના હરએક ગુન્હાની શિક્ષાને લાયક છે.

**દૃષ્ટાંત.**

એક સરકારી નોકરે કરેલી જપતીની સામો થવાને **અ** **બ** ને ઉસકેરે, પછી તે ઉપરથી **બ** તે જપતીની સામો થાય અને સામો થવામાં **બ** તે જપતી કરનાર અમલદારને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે, તો તે જપતીના સામો થવાનો ગુનોહ તથા બુદ્ધિપુરવક મહાવ્યથા કરવાનો ગુનોહ, એ બંને ગુનાહ **બ** એ કરેચા, માટે **બ** એ બંને ગુનાહની શિક્ષાને લાયક છે; અને અગર **અ** એ એમ જાણ્યું હોય કે તે જપતીની સામો થવામાં **બ** બુદ્ધિપુરવક મહાવ્યથા કરશે હેવો સંભવ છે, તો **અ** પણ એ ગુનાહોમાંના હરએક ગુનાહની શિક્ષાને લાયક છે એમ સમજવું.

**મદદગારી કરેલાં કામથી મદદગારના ધાર્યા કરતાં જુદી અસર પેદા થાય, તે અસરને માટે તે મદદગારની જવાબદારી.**

૧૧૩. એક મુકરર અસર પેદા કરવાના ઇરાદાથી મદદગાર સખ્સ કાંઇ કામમાં મદદગારી કરે; અને તે મદદગારી ઉપરથી જે કામને માટે તે મદદગાર જવાબદાર હોય હેવું કાંઇ કામ તે મદદગારે ધારેલી હોય તે કરતાં જુદીજ અસર પેદા કરે, તો અગર તે મદદગારે તેજ અસર પેદા કરવાના ઇરાદાથી તે કામમાં મદદગારી કરી હોય હેવીજ રીતે તથા તેટલેજ દરજ્જે; તે મદદગાર તે પેદા કરેલી અસરને માટે જવાબદાર છે પણ તે મદદગારી કરેલા કામથી તે અસર થવાનો સંભવ છે એમ તેણે જાણ્યું હોય તો.

**દૃષ્ટાંત.**

**ઝ** ને મહાવ્યથા કરવાને **અ** **બ** ને ઉસકેરે. પછી **બ** તે ઉસકેરણી ઉપરથી **ઝ** ને મહાવ્યથા કરે, અને તેથી કરીને **ઝ** મરી જાય, તો એ ઠેકાણે, અગર **અ** એ એમ જાણ્યું હોય કે તે મદદગારી કરેલી મહાવ્યથાથી **ઝ** નું મોહોત થશે હેવો સંભવ છે તો, ખુનને માટે ઠરાવેલી શિક્ષા પામવાને **અ** લાયક છે, એમ સમજવું.

**ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો.**

૧૧૪. જે સખ્સ અગર ગેરહાજર હોય તો મદદગાર દાખલ શિક્ષા પામવાને લાયક થાય, તે સખ્સને તે મદદગારીને લીધે જે કામ

અથવા ગુનાહને માટે શિક્ષા થઈ શકે હેવું હોય, તે કામ અથવા ગુનોહ થતી વખતે તે સખસ જો ત્યાં હાજર હોય, તો તેણે તે કામ અથવા ગુનોહ કરયો એમ સમજવું.

ટીકા—કોઈ માણસ ગુનો થતી વખતે હાજર છતાં તે કરવાને તેણે ઉત્તેજન આપ્યું હોય, અગર સાહ્ય કરી હોય, કીંવા તે ગુનો થવા દેવામાં પોતાની સમતી આપી હોય તો તે સાહ્ય કર્યાના ગુનાનો ગુનેગાર થાયછે. કોઈ કેદીએ માહાવ્યથા કર્યા છતાં બીજાઓ પાસે ઉભા હોય અને પુરાવથી એમ જણાય કે તેઓએ મેળાપ કર્યો નથી તો પાસે ઉભા રહેનાર આ કલમ પ્રમાણે મુખ્ય ગુનેગાર તરીકે શિક્ષાને પાત્ર ન થતાં આ કાયદાની કા. ૧૦૭ ની રકમ ૩ પ્રમાણે સહાય કરયાની શિક્ષાને પાત્ર થાય. જો તેઓ ગેર હાજર હોય તો કોઈ પણ શિક્ષાને પાત્ર ન થાત અને જો મદદ કરી હોતતો મુખ્ય ગુનેગાર તરીકે ગુનાને માટે જવાબદાર થાત (મે. પૃ. ૮૮).

કોઈ ગુનામાં મદદ કરનાર માણસ તે ગુનો થયો તે વખતે પાસે હોવાથી તે અપરાધ તેણેજ કરયો એવું સમજી તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત મુકાય તો તેનું તે સાહ્ય કરવું તે અપરાધ બનતા સુધી એક સરખુ ચાલુ રહેવું જોઈયે. આખરનું કૃત્ય થયા અગાઉ એક ક્ષણ પહેલાં જો કે તેણે પોતાનું અંગ તેમાંથી કહાડી લીધુ હોય તો તેની મદદથી તે અપરાધ બન્યો એમ કહેવાય નહિ (જુઓ મુ. હા. વા. ૧૦ પાને ૪૯૭ સરકાર વિ૦ અમૃતા ગોવિંદા).

મુસલમાનમાં લગ્ન થએલી સ્ત્રી ઉપર તેણે પોતાના ધણીની મિલકતની ચોરી કરયાનું અથવા ચોરીમાં મદદ કરયાનું તોહોમત મુકવાને હરકત નથી (મુ. હા. વા. ૬ પાને ૯ સરકાર વિરૂધ ખતાબાઈ શેખહસમાલની સ્ત્રીનો ફેસલો જુઓ).

ધણીના કબજામાંથી ધણીની ગેરહાજરીમાંથી તેની સ્ત્રીએ પોતાના સ્ત્રીધનનીમિલકત લીધી હોય તો તે સ્ત્રી ચોરીના ગુનાની ગુનેગાર નથી એટલુંજ નહિ પણ એવી હકીકત હોવાથી તે ગુનામાં મદદ કરનાર પણ ગુનેગાર નથી. સરકાર વિ૦ નાથા કલ્યાણ અને બીજા મુ. હા. વા. ૮ પાને ૧૧).

જ્યારે કોઈ એક માણસ એકાદ ગુનો કરવાને મદદ કરે અને તે ગુનો થાય તે વખતે તે હાજર હોય તો તેવી વખતે તેની ચોકશી કરવાની તે મુખ્ય અપરાધ કર્યા પ્રમાણે ઈ. પી. કો. કા. ૧૧૪ પ્રમાણે કરવી (મુ. હા. વા. ૮ પા. ૧૬૪ સરકાર વિરૂધ ચીમા).

જ્યારે પાક ઉઠાવી લેઈ જનાર ઘણા શખ્સો હોય અને તેવી વખતે તેમાંના કોઈયે પાક ઉઠાવ્યો ન હોય તોપણ સરવે શખસો એક સરખા જવાબદારછે (કા. વી. રી. વા. ૮ પાને ૫૯).

મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી ન થાય, તો તે મદદગારીની શિક્ષા.

અગર જેથી વ્યથા થાય એવું કાંઈ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો.

૧૧૫. મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે હેવો કાંઈ ગુનોહ કરવામાં કોઈ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે ગુનોહ કરવામાં આવે નહી, તથા તે મદદગારી માટે શિક્ષા સંબંધી આ કાયદામાં કાંઈ સાફ ઠરાવ નહીં કરેલો હોય, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે મદદગારી ઉપરથી જે કામને માટે તે મદદગાર જવાબદાર હોય, અને જે કામથી કોઈ સખસને વ્યથા થાય, હેવું કાંઈ કામ કરવામાં આવે, તો તે મદદગારને ચૌદ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થસે.

દૃષ્ટાંતો.

ક ને ઝ નું ખુન કરવાને અ બ ને ઉસકેરે, પણ તે ગુનોહ કરવામાં આવે નહી. હવે અગર બ ઝ નું ખુન કરે તો તે મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક થાય એવું છે; માટે અ સાત વર્ષની મુદત સુધીની કેદને તથા દંડને પણ લાયક છે, એમ સમજવું. અને તે મદદગારી ઉપરથી જો ઝ ને કાંઇ વ્યથા કરવામાં આવે તો તે માણસ અ ચઉદ વર્ષની મુદત સુધીની કેદને તથા દંડને લાયક થશે, એમ સમજવું.

કેદની શિક્ષા થઇ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે, અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી ન થાય તો તે મદદગારીની શિક્ષા.

અગર તે મદદગાર અથવા મદદગારી કરેલો સખ્સ સરકારી નોકર હોય, અને તેહેની ફરજ તે ગુન્હો અટકાવવાની હોય તો.

૧૧૬. કેદની શિક્ષા થઇ શકે એવા કાંઇ ગુનાહમાં કોઇ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે ગુનોહ કરવામાં આવે નહી, તથા તે મદદગારીને માટે શિક્ષા સંબંધી આ કાયદામાં કાંઈ સાફ ઠરાવ નહી કરેલો હોય તો તે માણસને તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુનાહને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા તે ગુનાહને માટે ઠરાવેલા દંડની અથવા એ બનેની, શિક્ષા કરવામાં આવશે; અને અગર તે મદદગાર અથવા જેને મદદગારી કરી હોય તે સખ્સ સરકારી નોકર હોય, અને તેની ફરજ તે ગુનોહ થતો અટકાવવાની હોય, તો તે મદદગારને તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુનાહને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદત સુધીની કેદની, અથવા તે ગુનાહને માટે ઠરાવેલા દંડની, અથવા એ બનેની, શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંતો.

(અ) બ એક સરકારી નોકર છે તે પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં અ ની ઉપર કાંઈ મેહેરબાની કરે તેના બદલામાં અ બ ને કાંઈ લાંચ આપે, અને બ તે લાંચ લે નહીં, તો અ ને આ કલમ મુજબ શીક્ષા થઈ શકે.

(બ) ખોટી શાહેદી આપવાને અ બ ને ઉશકેરે, તો એ ઠેકાણે, અગર બ ખોટી શાહેદી આપે નહીં, તો પણ અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો, અને તે મુજબ તેને શિક્ષા થઈ શકે, એમ સમજવું.

(ક) અ એક પોલીસ અમલદાર છે, તેની ફરજ અપહરણ અટકાવવાની છે, તે અપહરણ કરવામાં મદદગારી કરે, તો એ ઠેકાણે, અગર તે અપહરણ ન થાય તોપણ, તે ગુનાહને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય, તેની અરધી મુદતની કેદને તથા દંડને પણ અ લાયક છે, એમ સમજવું.

(ડ) અ એક પોલીસ અમલદાર છે, તેની ફરજ અપહરણ અટકાવવાની છે. તેની પાસે તે ગુનોહ કરાવવામાં બ મદદગારી કરે તો એ ઠેકાણે, અગર તે અપહરણ ન થાય તોપણ, તે અપહરણના ગુનાહને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અરધી મુદતની કેદને, તથા દંડને પણ, બ લાયક છે, એમ સમજવું.

ટીકા—સગીર છોકરાના કાયદેસર પાલણ કરનારના તાબામાંથી સગીરને લઈ જવાની ક્રિયા ચાલુ હોય ત્યાંહાં સુધી ચોરી લેવાના અપરાધને સાહ્ય કરવામાં આવેછે અને બીજા હાલના કામમાં પી. કો. કા. ૩૬૩ અને ૧૧૬ પ્રમાણે અપરાધ મુકવો જોઇએ (મદ્રાશ ઇ. લા. વા. ૧ પા. ૧૭૩ સરકાર વિરુધ સમ્યાકાનદત્ત)

લોક પાસે અથવા દશથી વધારે માણસો પાસે કાંઈ ગુનોહ કરાવવામાં મદદ ગારી.

૧૧૭. લોક પાસે અથવા કોઈ પણ વરગના દશથી વધારે માણસો પાસે કાંઈ ગુનોહ કરાવવામાં જે માણસ, મદદ ગારી કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

અ એક સરીઆમ જગ્યામાં એક જાહેરનામુ ચોહોડે, અને તે મધ્યે દશથી વધારે માણસોના એક તડવાળાઓને એવી રીતે ઉશકેરે કે તમારા સામા તડવાળા માણસો ફલાણી વખતે તથા ફલાણા ઠેકાણેથી એક વરઘોડો લઈ જવાના છે તેઓની ઉપર હુમલો કરવાના કારણસર તમે તે વખતે તે ઠેકાણે એકઠા થજો, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરેયો, એમ સમજવું.

ટીકા—ગુનો થયા પછી તેને સાહ્ય કરનાર વિશે આ બાબમાં કીંવા આ કાયદાના બીજા બાબમાં કાંઈ કહેલું જણાતું નથી સર્વ કલમમાં ગુનો થયા અગાઉ અગર ગુનો થતી વખતે થયેલા પ્રકાર વિશે કહેલું નથી. સાહ્ય કર્યા પછી ત્રણ પ્રકારની વાત બનેછે. પહેલી વાત એક જે ગુનામાં સાહ્ય કરીકે તે થઈ ના આવે, એવે પ્રસંગે ગુનો થવાને પ્રયત્ન કર્યા બદલ ગુનેગાર કા. ૧૧૫ અને ૧૧૬ પ્રમાણે શિક્ષાને પાત્ર થાયછે. બીજી વાત જે ગુનાને સાહ્ય કરી તે ગુનો થયો અને તે વખતે કા. ૧૦૯–૧૧૦ પ્રમાણે શિક્ષાને પાત્ર થાય ત્રીજી વાત જે કૃત કરવામાં સાહ્ય કરી તેથી જુદુ કૃત્ય થાય ને જે કૃત્યને સાહ્ય કરી તેનાથી થવાનો સંભવ હોય તે પ્રસંગે કા. ૧૧૧ અને ૧૧૩ પ્રમાણે શિક્ષાને પાત્ર થાય (મે. કા. પૃ. ૬૨).

મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુનોહ કરવાની ધારણા છુપાવવી.
અગર તે ગુનોહ થાય, તો અગર તે ગુનોહ ન થાય તો.

૧૧૮. મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુનોહ કરવો સેહેલ કરવાના ઇરાદાથી, અથવા તે પોતાથી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, અગર કોઈ માણસ, કાંઈ કામ અથવા કાયદા વિરુદ્ધ કસુર કરીને, તે ગુનોહ કરવાની, ધારણા થઈ હોય તે ધારણા બુદ્ધિપુરવક છુપાવે, અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણતો હોય એવી કાંઈ વાત જાહેર કરે, તો તે માણસને જો તે ગુનોહ થાય તો, સાત વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા જો તે ગુનોહ ન થાય તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને ગુનોહ થાય તો પણ, અને ન થાય તોપણ ઉપલી સીક્ષાની સાથે દંડને પણ તે માણસ લાયક થશે.

દૃષ્ટાંત.

બ ઠેકાણે એક ડાકાઈટીનો ગુનોહ થવાનો છે એમ જાણ્યા છતાં અ માજીસ્ટ્રેટને એવી ખોટી ખબર કરે કે તેથી સામા રસ્તાપર એક ક નામની જગા છે ત્યાં તે ગુનોહ થવાનો છે અને એમ કરીને તે માજીસ્ટ્રેટને છેતરે એવા ઇરાદાથીકે તે ગુનોહ કરવો શેહેલ કરવો, અને તે ધારણા મુજબ બ જગાપર તે ગુનોહ કરવામાં આવે તો અ ને આ કલમ મુજબ શિક્ષા થઈ શકે.

જે ગુનોહ અટકાવવાની પોતાની ફરજ હોય એવો કોઈ ગુનોહ કરવાની ધારણા કોઈ સરકારી નોકરે છુપાવવી.

૧૧૯. કોઈ માણસ સરકારી નોકર હોય, અને સરકારી નોકર દાખલ જે ગુનોહ થતો અટકાવવાની તેની ફરજ હોય, એવો કોઈ ગુનોહ કરવો શેહેલ કરવાના ઇરાદાથી, અથવા પોતાથી તે સેહેલ થશે એવો સંભવ છે એમ જાણીને, અ-

અગર તે ગુનોહ થાય, તો. અગર તે ગુનોહ મોત વગેરેની શિક્ષા જોગ હોયતો. અગર તે ગુનોહ ન થાય, તો.

ગર તે સરકારી નોકર, કાંઇ કામ કે કાયદા વિરૂદ્ધ કસુર કરીને, તે ગુનોહ કરવાની ધારણા થઇ હોય તે ધારણા બુદ્ધિપુરવક છુપાવે, અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણતો હોય એવી કાંઇ વાત જાહેર કરે તો તે માણસને, જો તે ગુનોહ થાય તો તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા તેને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય, તેની અરધી મુદત સુધીની કેદની અથવા તે ગુનાહને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે; અથવા જો તે ગુનોહ મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવો હોય તો તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા જો તે ગુનોહ ન થાય, તો તે માણસને, તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા તેને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા તે ગુનાહને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

### દૃષ્ટાંત.

અ એક પોલીસ અમલદાર છે, અને અપહરણ કરવાની જે જે ધારણા તેના જાણ્યામાં આવે તે સરવેની ખબર આપવાની કાયદા મુજબ તેની ફરજ છે. તેના જાણ્યામાં એમ હોય કે અપહરણ કરવાની બ ધારણા કરે છે, અને તે તે ગુનોહ કરવો શહેલ કરવાના ઇરાદાથી તે ખબર આપવામાં કસુર કરે, તો એ ઠેકાણે કાયદા વિરૂદ્ધ, કસુર કરીને, અ એ બ ની ધારણા છે તે છુપાવી માટે તે આ કલમના ઠરાવ મુજબ શિક્ષાને લાયક છે એમ સમજવું.

કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુનો કરવાની ધારણા છુપાવવા અગર તે ગુનો થાય તો, અગર ન થાય તો.

૧૨૦. કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુનો કરવો સેહેલ કરવાના ઇરાદાથી, અથવા તે પોતાથી સેહેલ થશે એવો સંભવછે એમ જાણ્યા છતાં, અગર કોઇ માણસ કોઇ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને, તે ગુનો કરવાની ધારણા થઇ હોય તે ધારણા બુદ્ધિપુર્વક છુપાવે અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણતો હોય એવી કોઇ વાત જાહેર કરે, તો તે માણસને જો તે ગુનો થાય તો તે ગુનાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુનાને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવેલી હોય તેની પા મુદત સુધીની કેદની, અને જો તે ગુનો ન થાયતો તેઘણામાંઘણી મુદતની એક અષ્ટમાંશ મુદત સુધીની કેદની, અથવા તે ગુનાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

## બાબ ૬ ઠો.

### રાજ્ય વિરૂદ્ધ ગુન્હાઓ બાબત.

રાણીના સામા લડાઇ કરવી અથવા લડાઇ કર

૧૨૧. જે માણસ રાણીની સામા લડાઇ કરે, અથવા લડાઇ કરવાની કોશિશ કરે, અથવા લડાઇ કરવામાં મદદ-

વાની, કોશીશ કરવી, અથવા લડાઈ કરવામાં મદદગારી કરવી.

ગારી કરે, તેને મોતની અથવા જીવતાંસુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે, અને તેની સઘળી મિલકત સરકાર જપ્ત થશે.

૧૨૧ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુનો કરવાનો સંપ કરવો.

"૧૨૧. અ.—જે માણસ બ્રિટીશ ઇંડીયામાં અથવા બ્રિટીશ ઇંડીયા બહાર ૧૨૧ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કાંઈ ગુનો કરવાનો અથવા બ્રિટીશ ઇંડીયાનું અથવા તેના કાંઈ ભાગનું રાણી સાહેબનું રાજ્ય છીનવી લેવાનો સંપ કરશે, અથવા ઇંડીયા સરકારને અથવા હરકોઈ ઇલાકાની સરકારને સાપ્રાધ બળથી અથવા સાપ્રાધ બળના દેખાવથી ડરાવવાનો સંપ કરશે તે માણસને જીવતાં સુધી અથવા થોડી મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શિક્ષા કરવી, અથવા ઘણામાં ઘણા દશ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવી."

"ખુલાસો—આ કલમ પ્રમાણે સંપ કરવાનો ગુનો થવા સારૂ સંપ કરવાના કામમાં હરકોઈ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર થવીજ જોઇએ એવું સમજવું નહિ."

દૃષ્ટાંત.

(અ) રાણીની સામા એક બંડ થાય તેમાં અ સામિલ થાય, તો, આ કલમમાં બયાન કરેલો ગુનો અ એ કર્યો એમ સમજવું.

(બ) શીલોન મધ્યેના બંડખોરોને હથિયારો મોકલીને ત્યાંના રાણીના રાજ્યની સામા બંડ કરવામાં અ હિંદુસ્થાનમાં રહ્યો મદદગારી કરે, તો અ એ રાણીની સામાં લડાઈ કરવામાં મદદગારી કરવાનો ગુનો કીધો એમ સમજવું.

રાણીના સામા લડાઈ કરવાના ઇરાદાથી હથિયારો વગેરે એકઠાં કરવાં.

૧૨૨. જે સખ્સ રાણીની સામા લડાઈ કરવાના ઇરાદાથી, અથવા લડાઈ કરવાને તૈયાર થવાના ઇરાદાથી, માણસો, હથિયારો, અથવા દારૂગોળા એકઠા કરે, અથવા લડાઈ કરવાની બીજી રીતે તઇયારી કરે તો તે સખ્સને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તેની સઘળી મિલકત સરકાર જપ્ત થશે.

લડાઇનું કામ સેહેલ કરવાના ઇરાદાથી લડાઇની ધારણા છુપાવવી.

૧૨૩. રાણીની સામા લડાઈ કરવાંની કાંઈ ધારણા થઈ હોય તે ધારણા કાંઈ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને જો કોઇ માણસ છુપાવે, અને તે એવા ઇરાદાથી કે એ પ્રમાણે તે ધારણા છુપાવેથી તે લડાઈ કરવી સેહેલ થાય, અથવા એ પ્રમાણે તે છુપાવેથી તે લડાઈ કરવી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને દસવરસની મુદત સુધીની એમાંનાં ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

કાંઈ કાયદેસર અખ્તિયાર અમલમાં અણાવવા અથવા ના અણાવવાના ઇરાદાથી ગવરનર જનરલ, ગવરનર વગેરેપર હુમલો કરવો.

૧૨૪. હિંદુસ્થાનના ગવરનર જનરલ, અથવા કોઈ પ્રેસિડેન્સીના ગવરનર અથવા કોઈ લિવટેનંટ ગવરનર, અથવા હીંદુસ્થાનના ગવરનર જનરલની કાઉનસીલના અથવા કોઈ પ્રેસિડેન્સીની કાઉનસીલના કોઈ સભાસદના કાયદેસર અખ્તિયાર માહેલા કાંઇપણ અખ્તિયાર, તે ગવરનર જનરલ અથવા ગવ-

રનર, લિવટેનંટ ગવરનર અથવા કાઉન્સીલના સભાસદને સમજાવીને અથવા જબરદસ્તીથી તેની પાસે કોઇપણ રીતે અમલમાં અણાવવા અથવા ન અણાવવાના ઇરાદાથી, જે માણુસ તે ગવરનર જનરલ અથવા ગવરનર અથવા લિવટેનંટ ગવરનર અથવા કાઉન્સીલના સભાસદની ઉપર હુમલો કરે, અથવા તેને ગેરવ્યાજબી અટકાવ કરે. અથવા ગેરવ્યાજબી અટકાવ કરવાની કોશિશ કરે, અથવા સાપ્રાધ બળથી અથવા સાપ્રાધ બળના દેખાવથી તેને ડરાવે, અથવા તે રીતે ડરાવવાની કોશિશ કરે, તે માણુસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

બેદિલી ઉત્પન્ન કરવી. ૧૨૪. અ—કોઇ માણુસ બ્રિટિશ ઇંડિયામાં કાયદાની રૂએ જે સરકારનો અમલ સ્થાપેલો છે તે સરકાર બાબત લોકોના મનમાં બેદિલીના વિચાર બોલેલા શબ્દો વડે અથવા કોઇ વાંચે તેવા ઇરાદાથી લખેલા શબ્દો વડે અથવા પ્રસારત કરીને અથવા પ્રતક્ષ કાંઇ દેખાડીને અથવા બીજી રીતે ઉત્પન્ન કરશે અથવા ઉત્પન્ન કરવાની કોશિશ કરશે તો તેને જીવતાં સુધી અથવા હરેકાંઇ મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શિક્ષા કરવી અને વળી જોઇએ તો દંડ પણ કરવો અથવા ઘણામાં ઘણા ત્રણ વરસ સુધીની કેદની શિક્ષા કરવી અને વળી જોઇએ તો દંડ પણ કરવો, અથવા દંડ કરવો.

"ખુલાસો—સરકારી યોજના બાબતની જે નાપસંદી સરકારનો કાયદાસર અધિકાર માનવાના ધોરણને અનુસરીને હોય અને સરકારનો કાયદાસર અધીકાર નહિ સરખો કરવા બાબત અથવા તેને હરેકત કરવા બાબત કાયદા વિરૂદ્ધ રીતે કરેલી કોશિશ વિરૂદ્ધ સરકારના અધીકારને મદદ કરવાના ધોરણને અનુસરીને હોય તે ના પસંદી ને બેદીલી સમજવી નહિ; વાસ્તે એવાજ પ્રકારની નાપસંદીજ લોકના મનમાં લાવવાના ઇરાદાથી સરકારની યોજના બાબત ટીકા કરવી તે આ કલમના અર્થ પ્રમાણે ગુનોહ થતો નથી."

રાણીની સાથે મઇત્રીરાખનારા એશીયાના કોઇ રાજાની ઉપર લડાઇ કરવી. ૧૨૫. રાણીના સાથે મઇત્રી અથવા સલાહ હોય એવા એશિયાના કોઇપણ રાજાના રાજ્યની સામા જે માણુસ લડાઇ કરે, અથવા લડાઇ કરવાની કોશિશ કરે, અથવા લડાઇ કરવામાં મદદગારી કરે, તે માણુસને જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે, અને તેની સાથે તેને દંડપણ થઇ શકે; અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની શિક્ષા કરવામાં આવશે. અને તેની સાથે તેને દંડ પણ થઇ શકે, અથવા દંડની શિક્ષા કરવામાં આવશે.

રાણીની સાથે સલાહ રાખનારા કોઇ રાજાના મુલકપર લુટ કરવી. ૧૨૬. રાણીની સાથે મઇત્રી અથવા સલાહ હોય, એવા કોઇપણ રાજાના મુલકપર જે માણુસ લુટ કરે, અથવા લુટ કરવાની તૈયારી કરે, તે માણુસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને, તથા તે લુટ કરવામાં વાપરેલી અથવા વાપરવાને ધારેલી, અથવા તે લુટમાંથી મળેલી જે મિલકત હોય તે મિલકત સરકાર જપ્ત થવાને પણ, લાયક થશે.

**૧૨૫ મી તથા ૧૨૬મી કલમોમાં લખ્યા પ્રમાણે લડાઈ અથવા લુટથી મળેલી મિલકત લેવી.**

૧૨૭. ૧૨૫ મી તથા ૧૨૬મી કલમોમાં લખેલા ગુનાહો માંહેલા કોઈ ગુનાહ કરવામાં મળેલી કાંઈ મિલકત જે માણસ તે તે રીતે મેળવેલી છે એમ જાણીને લે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને, તથા તે લીધેલી મિલકત સરકાર જપ્ત થવાને પણ લાયક થશે.

**સરકારી નોકર બુદ્ધિપુર્વક પોતાના હવાલામાં કોઈ રાજક્યઅથવા લડાઇના કેદીને નાશી જવા દે, તે બાબત.**

૧૨૮. જે માણસ સરકારી નોકર છતાં, પોતાના હવાલામાંના કોઈ રાજક્ય કેદીને અથવા લડાઇના કેદીને, જે જગામાં તે કેદીને કેદ કરેલો હોય તે જગામાંથી બુદ્ધિપુર્વક નાશી જવાદે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

**સરકારી નોકર ગફલતથી પોતાના હવાલામાંના કોઈ રાજક્ય અથવા લડાઇના કેદીને નાશી જવા દે, તે બાબત.**

૧૨૯. જે માણસ, સરકારી નોકર છતાં, પોતાના હવાલામાંના કોઈ રાજક્ય કેદીને અથવા લડાઇના કેદીને કેદની જે જગામાં તે કેદીને કેદ કરેલો હોય તે જગામાંથી ગફલતથી નાશી જવાદે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની આસાન કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**તેવા કેદીનેનાશી જવામાં સહાય કરવું, છોડાવવો અથવા ઘરમાં રાખવો.**

૧૩૦. કોઈ રાજક્ય કેદીને અથવા લડાઈના કેદીને કાયદેસર કેદમાંથી નાશી જવામાં જે માણસ સહાય અથવા મદદ કરે, અથવા એવા કોઈ કેદીને જે છોડાવે. અથવા છોડાવવાની કોશિશ કરે, અથવા એવા કેદી કાયદેસર કેદમાંથી નાશી ગયો હોય તેને જે ઘરમાં રાખે અથવા સંતાડે, અથવા એવા કેદીને પાછો પકડવામાં જે હરકત કરે, અથવા હરકત કરવાની કોશિશ કરે, તે માણસને જીવતા સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—જે રાજક્ય કેદીને અથવા લડાઇના કેદીને પોતાના વચનપરથી બ્રિટિશ ઈંડિયાની કેટલીએક મુકરરર કરેલી હદમાં છુટો રેહેવા દીધો હોય, તે કેદી જે હદમાં છુટો રેહેવાની તેને રજા હોય તે હદમાંથી બાહાર જાય તો તે કાયદેસર કેદમાંથી નાશી ગયો એમ સમજવું.



## બાબ ૭ મો.

### જમીનપરની તથા દરિયાઈ ફોજ સંબંધી ગુન્હાઓ બાબત.

**બંડમાં મદદગારી કરવી અથવા કોઇ સોલજરને કે ખલાશીને પોતાનીનોકરીથી ભ્રષ્ટ કરવાની કોશિશ કરવી.**

૧૩૧. રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંના કોઈ આફિસરે, સોલજરે, અથવા ખલાશીએ બંડ કરવામાં જે માણસ મદદ કરે, અથવા તેવા કોઈ આફિસર, સોલજર, અથવા ખલાશીને પોતાના પ્રજાધર્મથી અથવા પોતાના શેવા

ધર્મથી ભ્રષ્ટ કરવાની જે માણસ કોશિશ કરે, તેને જીવતા સુધી સમુદ્રપારની, અથવા દશ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—આ કલમમાં "આફિસર" અને "સોલજર" આ શબ્દો લખેલા છે તેમાં મલિકા માઆઝમાના લશ્કરનો વધારે સારો બંદોબસ્ત રાખવા બાબતના લશ્કરી આઈન અથવા સને ૧૮૬૯ ના ૫ મા આક્ટના લશ્કરી આઇન જે માણસને લાગુ હોય તે માણસનો સમાસ થાયછે એવું સમજવું.

બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય તો તેની શિક્ષા.

૧૩૨. રાણીની જમીનપરે અથવા દરિયાઈ ફોજમાંના કોઈ આફીસરે, સોલજરે, અથવા ખલાશીએ બંડ કરવામાં જો કોઈ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપર બંડ થાય તો તે માણસને મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ ઉપરી અમલદાર પોતાનો હોદ્દો ચલાવતો હોય તે દરમિયાનમાં તેના ઉપર કોઇ આફીસરે,સોલજરે અથવા ખલાશીએ હુમલો કરવામાં મદદગારી કરવી.

૧૩૩. રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંના કોઈ આફિસરે, સોલજરે, ખલાશીએ કોઈ ઉપરી અમલદાર પોતાના હોદ્દાનું કામ કરતો હોય તેવામાં તેની ઉપર હુમલો કરવામાં જે માણસ મદદગારી કરે તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

જો તે હુમલો થાય તો તે હુમલામાં મદદગારીની શિક્ષા,

૧૩૪. રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંના કોઇ આફીસરે, સોલજરે, અથવા ખલાશીએ કોઇ ઉપરી અમલદાર પોતાના હોદ્દાનું કામ કરતો હોય તેવામાં તેના ઉપર હુમલો કરવામાં જો કોઇ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે હુમલો થાય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સોલજર અથવા ખલાશીને નાશી જવામાંમ દદગારી કરવી.

૧૩૫. રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંના કોઇ આફીસરે, સોલજરે, અથવા ખલાશીએ નાશી જવામાં જે માણસ મદદગારી કરે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

નાશિ આવેલાને ઘરમાં રાખવો.

૧૩૬. રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજમાંનો ફલાણો આફીસર, સોલજર, અથવા ખલાશી નાશી આવેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં નીચેનો અપવાદ ન લાગતાં જે માણસ તે આફીસર, સોલજર, અથવા ખલાશીને ઘરમાં રાખે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અપવાદ—કોઇ સ્ત્રી પોતાના વરને ઘરમાં રાખે તેને આ ઠરાવ લાગુ પડતો નથી.

કોઇ વેપારી વહાણમાં માસ્તરની ગફલતથી કોઇ નાશી જનાર સંતાયો હોય તો.

૧૩૭. જે વેપારી વાહાણમાં રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંથી કોઇ નાશી જનારો સંતાયો હોય, તે વાહાણનો માસ્તરે અથવા જે સખ્સના હવાલામાં તે વાહાણ હોય તે સખ્સ અગર તેહેના સંતાયાની વાતથી અજાણ્યો હોય તોપણ જો તે માસ્તરે અથવા જે સખ્સના હવાલામાં તે વાહાણ હોય તે સખ્સે પોતાનો હોદો બજાવવામાં કાંઇ ગફલત ન કરી હોત, અથવા વાહાણપર પાકો બંદોબસ્ત રાખ્યો હોત તો તેના જાણ્યામાં તે વાત આવત એવું હોય તો તે માસ્તર અથવા જે સખ્સના હવાલામાં તે વાહાણ હોય તે સખ્સ પાંચસે રૂપીઆ સુધીના દંડને લાયક થશે.

કોઇ સોલજરઅથવા ખલાશીને નાફરમાનીનું કાઇ કામ કરવામાં મદદગારી કરવી.

૧૩૮. ફલાણું કામ નાફરમાનીનું કામ છે એમ જાણીને તે કામ રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંના કોઇ આફીસરે, સોલજરે, અથવા ખલાશીએ કરવામાં જો કોઇ માણુસ મદદગારી કરે, અને તે મદદગારીથી તે નાફરમાનીનું કામ થાય, તો તે માણુસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારના કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

લશ્કરી કાયદાને તાબેના સખ્સને આ કાયદા મુજબ શિક્ષા થઇ શકે નહીં.

૧૩૯. રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજને સારૂ, અથવા રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજના કોઇ ભાગને સારૂ, કરેલા કોઇ લશકરી કાયદાને તાબે હોય એવા કોઇ સખ્સને આ કાયદા મુજબ આ બાબમાં બ્યાન કરેલા ગુનાહોમાંના કોઇ ગુનાહને સારૂ શિક્ષા થઇ શકશે નહી.

સોલજરનો પોશાક પેહેરવો.

૧૪૦. રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંનો જે માણુસ સોલજર નથી, તે માણુસ તેવા સોલજર પેહેરતા હોય એવો કાંઇ પોશાક પેહેરે, અથવા તેવા સોલજર જે ચિન્હ વાપરતા હોય તેના જેવું કાંઇ ચિન્હ વાપરે, એવા ઇરાદાથી કે તે તેવો સોલજર છે એમ માનવામાં આવે, તો તે માણુસને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.



## બાબ ૮ મો.

### લોકની સમાધાની વિરૂદ્ધ ગુનાહો બાબત.

કાયદા વિરૂદ્ધ મંડળી

૧૪૧. જો પાચ અથવા વધારે શખ્સોની એક મંડળી મળે; અને જે સખ્સો તે મંડળીમાં હોય તેઓનો સામાન્ય હેતુ નીચે લખ્યા પ્રમાણે હોય, તો તે મંડળીને "કાયદા વિરૂદ્ધ મંડળી" કહેવી.

પેહેલો—હિંદુસ્તાનની કાયદા કરનારી અથવા હકુમત કરનારી સરકારને, અથવા કોઇ પ્રેસીડેન્સીની સરકારને, અથવા કોઇ લેવટેન્ટ ગવરનરને, અથવા પોતાના ઓહદાનો કાંઇ કાયદેસર અખતિયાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરને, સાપરાધ બળ કરીને અથવા

સાપ્રાધ બળ દેખાડીને કરાવવો; અથવા,

બીજો — કાંઈ કાયદો કે કોઈ કાયદેસર, હુકમ બજાવતા હરકત કરવી; અથવા,

ત્રીજો—કાંઈ બીગાડ. અથવા સાપ્રાધ પ્રવેશ અથવા બીજો ગુનોહ કરવો; અથવા,

ચોથો—કોઈ સખ્સની ઉપર સાપ્રાધ બળ કરીને અથવા તેને સાપ્રાધ બળ દેખાડીને, કાંઈ મિલકતનો કબજો લેવો અથવા મેળવવો, અથવા કોઈ સખ્સનો આવવા જવાનો હક, અથવા પાણી વાપરવાનો હક અથવા બીજો જે નીરાકાર વસ્તુ સંબંધી હક તે સખ્સના કબજામાં કે ભોગવટામાં હોય તે તેની પાસેથી લઈ લેવો, અથવા કાંઈ હક કે ધારેલો હક અમલમાં લાવો; અથવા,

પાંચમો—સાપ્રાધ બળ કરીને અથવા સાપ્રાધ બળ દેખાડીને જે કામ કરવાની જે સખ્સની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે કામ તે સખ્સ પાસે કરાવવું, અથવા જે કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કરવામાં તેની પાસે કસુર કરાવવી.

ખુલાસો—જે મંડળી પ્રથમ મળતી વખતે કાયદા વિરૂદ્ધ ન હોય તે પાછળથી કાયદા વિરૂદ્ધ મંડળી થઈ શકે.

કાયદા વિરૂધ મંડળીનો અંગભુત તે શું.

૧૪૨. જે હકીકતોને લીધે કોઈ મંડળી કાયદા વિરૂદ્ધ મંડળીમાં થતી હોય તે હકીકતો જાણ્યા છતાં જે માણસ ઈરાદાથી તે મંડળીમાં સામિલ થાય, અથવા તેમાં જારી રહે, તે માણસને કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત સમજવો.

ટીકા—જે જે ઠેકાણે ગેરકાયદાની મંડળી એકઠી થએલી છે તે ઠેકાણે કોઈ માણસ પોતાની મીલકતને ઉપદ્રવ કરશો નહી એમ અટકાવ કરવા ગયો હતો એવું પુરાવાથી સાબિત થયું હોય તો તે ગેરકાયદેસર મંડળીમાં મળેલો કીંવા સામેલ રહેલો છે એવું કહેવાય નહી. (કા. વી. રી. વા.૧૯ પા. ૬૬ બરજ્યુશીંગ વિરૂદ્ધ ખુબલાલ વગેરે ).

શીક્ષા. | ૧૪૩. જે માણસ કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત હોય તેને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—આ કલમ પ્રમાણે ફરીયાદ નહી થતાં પ્રથમ કા.૩૯૫ પ્રમાણે તોહોમત રાખી ફરીયાદ કરવામાં આવી હતી. પણ માજીસ્ટ્રેટે તે કામ ચલાવતાં કલમ ૧૪૩ પ્રમાણે તોહમત રાખી ચોકશી સંક્ષિપ્ત રીતે શરૂ કરી તેમાં ઠરાવ્યું કે જો આ કલમ પ્રમાણે ફરીયાદ થઈ હોત તો તેની સંક્ષીપ્ત રીતે તપાસ થઈ શકત પણ ફરીયાદી કલમ ૩૯૫ પ્રમાણે થઈ હતી તો માજીસ્ટ્રેટને સંક્ષિપ્ત તપાસ કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર નહી હતો ( કા. વી.રી.વા.૨૧ પા. ૮૯ દ્વારકાનાથ વિરૂદ્ધ નાલુદાસ.

પુરાવાપરથી એમ જણાય છે કે ગેરકાયદેસર મંડળીમાં જે બે મુખ્ય આશામી હતા તેઓ પાસે તરવાર હતી તેથી કેદીપર કલમ ૧૪૪ પ્રમાણે તોહોમત રાખવું જોઈતું હતું. પણ માજીસ્ટ્રેટે કલમ ૧૪૩ પ્રમાણે તોહોમત રાખી સંક્ષીપ્ત તપાસ કરી છે તે બરોબર નથી. (કા. હા. ઇ. લા. વા. ૪ પા. ૧૮ સરકાર વિ.ગુલામ મહમદ).

જીવ લે એવું કાંઈ હથિયાર પાસે છતા કોઇ કાયદા વિરૂધ મંડળીમાં સામીલ થવું.

૧૪૪. જીવ લેનારૂં કાંઈ હથિયાર, અથવા જે મારેથી સામા માણસનો પ્રાણ જાય એવો સંભવ હોય એવી કાંઇ વસ્તુ પાસે છતાં જે માણસ કોઇ કાયદા વિરૂધ મંડળીનો અંગભુત તેને બે વર્ષની મુદતસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીને વીખરાઈ જવાનો હુકમ થયો છે એમ જાણવા છતાં તેમાં સામીલ થવું, અથવા જારી રહેવું.

૧૪૫. કોઈ કાયદા વિરૂધ મંડળીને ફરમાવેલી રીતે વિખરાઈ જવાનું ફરમાવ્યું છે એવું જાણ્યા છતાં જે માણસ તે કાયદા વિરૂધ મંડળીમાં સામીલ થાય અથવા જારી રહે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા બંનેની શીક્ષા કરવામાં આવશે.

સામાન્ય હેતુ પાર પાડવામાં એક અંગભુતેવાપરેલું બળ.

૧૪૬. કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે કાયદા વિરૂદ્ધ મંડળી અથવા તેનો કોઈ અંગભુત બળ અથવા જુલમ વાપરે, તો, તે મંડળીના દરએક અંગભુતને હંગામાનો ગુનોહ કર્યો, એમ સમજવું.

હંગામો કરવાની શીક્ષા.

૧૪૭. જે માણસ હંગામાનો ગુનોહ કરે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા—આ કલમ અને ૪૪૭ તથા ૪૫૩ પ્રમાણે કોઈ માણસપર ગરદી કર્યા બદલ વિગેરે તોહમત શાબિત કર્યાની અગાઉ જે કૃત્ય ઊપરથી તેનાપર આરોપ આવ્યો તે કૃત્યમાં તે સામેલ હતો કીંવા નહી ? એ ગેરકાયદેસર ઉપાયનોજ ઉદેશ શીધ થવાનો તે પ્રયત્ન કરતો હતો તેનો ઊદેશ હતો એ બદલ પુરાવા છે કીંવા નહી એ ચોકસ ખાત્રી પુરવક જોવું જોઈએ. (કા. વી. રી. વા. ૨૨ પા. ૧૭ )

આઠ આશામીના એક ટોળાએ સાત આશામીના ટોળા ઉપર હુમલો કર્યો. તેમાં મારામારી થવાથી બેઉ ટોળાના લોકને દુખ થયું તેથી અરજદારપર પી. કો. કા. ૧૪૭ અને ૩૨૩ પ્રમાણેનાં તોહમત મુકી દરેક તોહમત બદલ શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે જે કેદી પર હંગામો કર્યાનું તોહમત સાબિત થયુ છે તેનાપર કામની હકીકત તેવી હોય તો જીવ જનારૂં હથીયાર લઈ હંગામો કર્યા બદલ, શિક્ષીણીય મનુષ્યવધ કર્યા બદલ, અને મહા બથા બદલ તોહોમત ઠરાવવાને હરકત નથી. હંગામો કરવો અને ગેરકાયદેસર મંડળી એ સુલેહ વિરૂધના ગુન્હા છે. અને શરીરપર મારવું, દુઃખ કરવું એ શરીર વિરૂધ ગુન્હા છે. (અલ્હાબાદ હા. ઈ. લા. વા.૨ પા.૧૩૯ સરકાર વિરૂધ રામ આધિન વિગેરેનો ફેસલો જુઓ.)

જીવ લે એવું હથિયાર પાસેરાખીને હંગામો કરવો.

૧૪૮. જીવ લેનારૂં કાંઇ હથિયાર, અથવા જે મારેથી સામા માણસનો પ્રાણ જાય એવો સંભવ હોય એવી કાંઈ વસ્તુ પાસે છતાં જે માણસ હંગામો કરે, તેને ત્રણ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં કાંઈ ગુન્હો થાય તો તે મંડળીના પ્રત્યેકઅંગભુતને તે ગુનાહનો તકસીરવાર સમજવો.

૧૪૯. કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે મંડળીના કોઈ અંગભુતથી કાંઈ ગુનોહ થાય, અથવા એવો કાંઈ ગુનોહ થાય કે તે હેતુ પાર પાડવામાં તે ગુનોહ થશે એવો સંભવ તે મંડળીના અંગભુતોના જાણવામાં હોય તો તે ગુનોહ થતી વખતે જે જે સખસ તેજ મંડળીના અંગભુત હોય તે દરેક સખસે તે ગુનોહ કરયો એમ સમજવું.

ટીકા—બેઉ પક્ષકાર તરફથી બેઉ ટોળીઓ વચ્ચે તોફાન થતાં એક ટોળીમાંના એકનો જીવ ગયો, ટોળીવાળાઓ પાસે હથીયાર ભાલા વગેરે હતા. તેમાં ઠરાવ્યું કે આવી બાબતમાં કલમ ૩૦૦ ના અપવાદ ૪ તથા ૫ પ્રમાણે ગુન્હો રહી શકતો નથી પણ કલમ ૩૦૨ અને કલમ ૧૪૯ મળીને આ ગુન્હો થાય છે. (કા., હા. ઈ. લા. રી. વા. ૫ પાને ૩૧ સરકાર વિરૂધ રહીમુદીન વિગેરેનો ફેસલો જુઓ ).

કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થવાને પઈસા આપવા કરીને કોઈ સખ્સોને રાખવા અથવા તેઓને રાખવામાં અસ્મપોશી કરવી.

૧૫૦. જે માણસ કોઈ સખ્સને કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થવાને અથવા અંગભુત થવાને પઈશા આપવા કરીને અથવા કોઈ બીજી રીતે રાખે, અથવા પઈશા આપવાં કરીને અથવા બીજી કોઈ રીતે રાખવામાં મદદ કરે, અથવા ચસ્મપોશી કરે, તે માણસને તે કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુત દાખલ, તથા તે પઈશા આપવા કરીને અથવા બીજી કોઇ રીતે રાખવા ઉપરથી તે રાખેલા સખ્સથી તે કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુત દાખલ જે કાંઈ ગુનોહ થાય તે ગુનાહને માટે જાણે તે માણસ તે કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુતજ હોય, અથવા જાણે તેણે પોતેજ તે ગુન્હો કર્યો હોય, એવા રીતે શીક્ષા કરવામાં આવશે.

પાંચ અથવા વધારે સખ્સોની કોઈ મંડળીને વીખરાઈ જવાનો હુકમ થયા પછી જાણી બુઝીને તે મંડળીમાં સામીલ થવું અથવા જારી રેહેવું.

૧૫૧. જેથી લોકની સુલેહમાં ગડબડ થાય એવો સંભવ હોય એવી પાંચ અથવા વધારે સખ્સોની મંડળીને વીખરાઈ જવાનો કાયદેસર રીતે હુકમ થયા પછી, જે માણસ જાણી બુઝીને તે મંડળીમાં સામીલ થાય અથવા જારી રહે તેને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ખુલાસો.—અગર તે મંડળી ૧૪૧ મી કલમના અરથ પ્રમાણેની કાયદા વિરૂધ મંડળી હોય તો તે ગુનેગારને ૧૪૫ મી કલમ મુજબ સીક્ષા કરવામાં આવશે.

હંગામો બંધ પાડવા વગેરેનું કામ કરતો હોય તેવામાં કોઈ સરકારી નોકરનીઉપર હુમલો કરવો અથવા તેને હરકત કરવી.

૧૫૨. કોઇ સરકારી નોકર પોતાનો સરકારી હોદો બજાવવામાં કાંઈ કાયદા વિરૂધ મંડળીને વીખેરી નાંખવાની અથવા કાંઈ હંગામો કે બખેડો બંધ પાડવાની મેહેનત કરતો હોય તેવામાં તેની ઉપર જે માણસ હુમલો કરે, અથવા હુમલો કરવાનો ડર દેખાડે અથવા તેને હરકત કરે, અથવા હરકત કરવાની કોશીશ કરે, અથવા તે સરકારી નોકરપર સાપરાધ બળ વાપરે, અથવા તે વાપરવાનો ડર દેખાડે અથવા તે વાપરવાની કોશીશ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

હંગામો કરવાના ઇરાદાથી દુષ્ટતાથી કોઈના મનમાં ક્રોધ ઉત્પન્ન કરવો.

૧૫૩. જે માણસ દ્વેષ બુદ્ધિથી અથવા દુષ્ટતાથી કાંઈ કાયદા વિરૂદ્ધ વસ્તુ કરીને કોઈ સખ્સના મનમાં ક્રોધ ઉત્પન્ન કરે અને તે એવા ઇરાદાથી કે તે ક્રોધ હંગામાનો ગુનોહ કરાવે અથવા તે ક્રોધ હંગામાનો ગુનોહ કરાવશે એવો સંભવ છે એમ જાણીને તે એ પ્રમાણે કરે તો અગર તે ક્રોધ ઉત્પન્ન થયાથી હંગામાનો ગુનો થાય તો તે માણસને એક વરસની મુદત સુધીની એમાંના ગમેતે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એબંનેની સીક્ષા કરવામાં આવશે; અને

અગર હંગામો થાય તો.

અગર હંગામાનો ગુનોહ ન થાય, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

જે જમીનપરે કાંઇ કાયદા વિરૂદ્ધ મંડળી હોય તે જમીનનો માલિક અથવા કબજેદાર.

૧૫૪. જ્યારે કાંઈ કાયદા વિરૂદ્ધ મંડળી મળે અથવા હંગામો થાય ત્યારે જે જમીનપર તે કાયદા વિરૂદ્ધ મંડળી મળે અથવા તે હંગામો થાય તે જમીનના માલીક અથવા કબજેદારને, તથા તે જમીનમાં જેનો હક હોય અથવા જે હકનો દાવો કરતો હોય એવા સખ્સને એક હજાર રૂપીયા સુધીના દંડનો શીક્ષા કરવામાં આવશે; પણ તે ક્યારે કે જો તે અથવા તેનો મુખ્તિયાર કે કારભારી, તે ગુનોહ થાય છે અથવા થયો છે એવું જાણીને, અથવા એવો સંભવ છે એમ માનવાનું કારણ છતાં, પાસેમાં પાસેની પોલીસની ચોકીપરના મુખ્ય અમલદારને તે બાબતની પોતાથી બનતી જલદીમાં જલદી ખબર નહી આપે તો; અને તે ગુનોહ થવાનો છે એમ માનવાનું તેને અથવા તેઓને કારણ છતાં, તે અથવા તેઓ તે ગુનોહ અટકાવવાને સારૂ પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહી લગાડે તો; અને તે ગુનોહ થયા પછી તે હંગામો બંધ પાડવાને અથવા તે કાયદા વિરૂદ્ધ મંડળીને વિખેરી નાંખવાને પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહી લગાડે તો.

જે સખ્સના ફાયદાને સારૂ કાંઈ હંગામો કરવામાં આવે, તે સખ્સની જવાબદારી.

૧૫૫. જો કોઈ સખ્સના ફાયદાને સારૂ, અથવા તેની વતી, કાંઈ હંગામો કરવામાં આવે, અને જે જમીન બાબત તે હંગામો થાય તે જમીનનો તે સખ્સ માલિક અથવા કબજેદાર હોય, અથવા તે જમીનમાં અથવા જે કાંઈ તકરાર ઊપરથી તે હંગામો થયો હોય તે તકરારની બાબતમાં, કાંઈ હકનો તે સખ્સ દાવો કરતો હોય; અથવા તેમાંથી તે સખ્સને કાંઈ ફાયદો થયો હોય અથવા તેણે કાંઈ ફાયદો કબુલ કરયો હોય, તો તે સખ્સને દંડની શિક્ષા કરવામાં આવશે; પણ ક્યારે કે જો તે અથવા તેનો મુખ્તિયાર કે કારભારી, તે હંગામો થવાનો સંભવ છે, અથવા તે હંગામો જેથી થયો હોય તે કાયદા વિરૂધ મંડળી મળવાનો સંભવછે, એમ માનવાનું તેને કારણ છતાં, તે મંડળી મળતી અથવા હંગામો થતો અટકાવવાને, તથા તે હંગામો બંધ પાડવાને અને તે મંડળીને વિખેરી નાંખવાનો પોત પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહી લગાડે તો.

**ટીકા**—જે જમીનદારની હદમાં ગોવાળીતું હુલડ થાય અને તે થશે એમ તેના માનવાને કારણ ન હોય તો એ હુલડ માટે જમીનદાર જવાબદાર નથી (કા.વી. રી. વા. ૩ પા. ૫૪).

જે માલિક અથવા કબજેદારના ફાયદાને સારૂ કાંઈ હંગામો કરવામાં આવે તે સખ્સના અખ્તિયારની જવાબદારી.

૧૫૬. જો કોઈ સખ્સના ફાયદાને સારૂ, અથવા તેની વતી; કાંઈ હંગામો કરવામાં આવે, અને જમીન બાબત તે હંગામો થાય તે જમીનનો તે સખ્સ માલિક અથવા કબજેદાર હોય, અથવા તે જમીનમાં અથવા જે કાંઇ તકરાર ઉપરથી તે હંગામો થયો હોય તે તકરારની બાબતમાં, કાંઇ હકનો તે સખ્સ દાવો કરતો હોય, અથવા તેમાંથી તે સખ્સને કાંઈ ફાયદો થયો હોય અથવા તેણે કાંઈ ફાયદો કબુલ કરયો હોય, તો તે સખ્સ મુખ્તિયાર અથવા કારભારીને દંડની શિક્ષા કરવામાં આવશે; પણ ક્યારે કે જો તે મુખ્તિયાર અથવા કારભારી, તે હંગામો થવાનો સંભવ છે. અથવા તે હંગામો જેથી થયો હોય તે કાયદા વિરૂધ મંડળી મળવાનો સંભવ છે, એમ માનવાનું તેને કારણ છતાં, તે મંડળી મળતી અથવા હંગામો થતો અટકાવવાને, તથા તે હંગામો બંધ પાડવાને અને

તે મંડળીને વિખેરી નાંખવાને ખોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહી લગાડે તો.

કોઇ કાયદા વિરૂધ મંડળીનેસારૂ પઇસા આપવા કરીને રાખેલા સખશોને ઘરમાં રાખવા.

૧૫૭. જે માણસ પોતાના કબજા કે હવાલા માંહેના અથવા પોતાના અખતિયાર તળેના કોઈ ઘર કે જગામાં,કોઈ સખસોને રાખે; આવવા દે, અથવા એકઠા કરે, અને તે એવું જાણીને કે કોઈ કાયદા વિરૂધ મંડળીમાં સામિલ થવાને અથવા અંગભુત થવાને એ સખસોને પૈસા આપવા કરીને અથવા કોઈ બીજી રીતે રાખેલા છે, અથવા પઇશા આપવા કરીને અથવા કોઈ બીજી રીતે રાખવાનાછે, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બનેના, શિક્ષા કરવામાં આવશે.

કોઈ કાયદા વિરૂધ મંડળીઅથવા હંગામામાં સામિલ થવા સારૂ પઇસા લેવા કરીને રેહેવું.

૧૫૮. ૧૪૧ મી કલમમાં લખેલાં કામો માહેના કાંઇ પણ કામ કરવાને અથવા તે કરવામાં મદદ કરવાને જે માણસ પૈસા લેવા કરીને અથવા કોઈ બીજી રીતે રેહે. અથવા પઇસા લેવા કરીને કે કોઈ બીજી રીતે રેહેવાનું કેહે અથવા રેહેવાની કોશિશ કરે, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવસે; અને ઉપર લખ્યા પ્રમાણે પઇસા લેવા કરીને અથવા કોઈ બીજી રીતે રહ્યા પછી, જે માણસ જીવ લેનારૂં કાંઈ હથિયાર અથવા જે મારેથી સામા માણસનો પ્રાણ જાય એવી કાંઈ વસ્તુ સાથે લેઇને ફરે અથવા ફરવાનું કબુલ કરે કે

અથવાહથિયા રબંધથઇનેફરેવું.

કેહે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની. અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

બખેડો.

૧૫૯. જ્યારે બે અથવા વધારે સખસો કોઈ જાહેર જગામાં મારામારી કરીને લોકોની સુલેહમાં ગડબડ કરે, ત્યારે તેઓએ તે "બખેડો" કર્યો એમ સમજવું.

બખેડો કરવાની શિક્ષા.

૧૬૦. જે માણસ બખેડો કરે તેને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એકસો રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—સદરહુ કલમમાં કહ્યા પ્રમાણે મારામારીનો ગુનોહ સાબિત થવાને જે ઠેકાણે મારામારી થઈ તે જગો આમ લોકને જવાઆવવા જેવી હોય અને વળી લોકોની સ્વસ્થાને ઉપદ્રવ થવો જોઇયે એટલે એકાદ ઓરડામાં કેટલાંક માણસ એકઠાં થઈ ભાંડવિદ્યા કરે અને તેથી તેઓ શિવાય બીજાને હરકત થવાજેવું ન હોય તો તે મારામારી આ કલમ પ્રમાણે ન થતાં શરીર સંબંધી ગુનોહ થાય છે.

રાજકીય કીંવા સાર્વજનિક કામ માટે સાધારણ મતને સારૂ અથવા તે ફેરવવા માટે ખુલ્લી સભા ભરી હોય તો એવી મંડળી ગેરકાયદેસર સમજવી નહિ (મે. પ્ર. ૧૧૧).



# બાબ ૯ મો.

## સરકારી નોકરોના અથવા તેઓ સબંધી ગુન્હાઓ બાબત.

કોઇ સરકારી

૧૬૧. જે માણસ સરકારી નોકર હોય, અથવા સરકારી નોકર થ-

નોકરીના કામ સંબંધી કાયદેસર મેહેનતાણા સિવાય કોઈ સરકારી નોકરે કાંઈ બીજો અવેજ લેવો.

વાની ઉમેદ રાખતો હોય, તે માણસ પોતાના હોદાનું કાંઈ કામ કરવા અથવા ન કરવાનાં કારણ દાખલ અથવા બદલામાં, અથવા પોતાના હોદાનો અમલ ચલાવવામાં કોઈ સખ્સની ઉપર મેહેરબાની અથવા ઈતરાજી કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં, અથવા હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે, અથવા કોઈ પ્રેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઈ લીવટેનટ ગવરનરની જોડે, અથવા કોઈ પણ સરકારી નોકરની જોડે તેના સરકારી ઓહદા સંબંધી કોઈ સખ્સને માટે અથવા કોઈ સખ્સની વિરૂદ્ધ કાંઈ વગ ચલાવવાનાં અથવા વગ ચલાવવાની કોશીશ કરવાના કારણ દાખલ અથવા બદલામાં, કોઈ પણ સખ્સ પાસે, પોતાને માટે અથવા બીજા કોઈ સખ્સને માટે, કાયદેસર મેહેનતાણાં શિવાય બીજો કાંઈ પણ અવેજ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશીસ કરે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બુંનેની, શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો—"સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય." અગર કોઈ સખ્સ સરકારી નોકર થવાની ઉમેદ રાખતો ન હોય, અને તે બીજાઓને એમ સમજાવે કે મને સરકારી નોકરી મળવાની છે અને ત્યારે હું તમારૂં કામ કરી આપીશ, અને એ પ્રમાણે તેઓને ઠગીને કાંઈ અવેજ મેળવે તો તે ઠગાઈનો ગુનેહગાર થઈ શકે, પણ તે કાંઈ આ કલમમાં બ્યાન કરેલા ગુનાહનો તકસીરવાર ગણાય નહી.

"અવેજ" અવેજ શબ્દ વડે એકલા પઈશાજ, અથવા જેની કીમત પઈશાથી થઈ શકે એવા અવેજજ સમજવા નહી.

"કાયદેસર મેનતાણું" "કાયદેસર મેનતાણું" એ શબ્દો વડે કોઈ સરકારી નોકર જે મેનતાણું કાયદા મુજબ માગી શકે તે મેનતાણુંજ સમજવું નહી, પણ જે સરકારની તે નોકરી કરતો હોય તે સરકારની તેને જે જે મેનતાણું લેવાની પરવાનગી હોય તે સઘળા મેનતાણાનો તેઓમાં સમાવેશ થાય છે.

"કરવાનું કારણ અથવા બદલો," કોઈ સખ્સ જે વસ્તુ કરવાનો ઇરાદો રાખતો ન હોય તે વસ્તુ કરવાના કારણ દાખલ, અથવા જે વસ્તુ તેણે કરી ન હોય તે વસ્તુ કરવાના બદલામાં, કાંઈ અવેજ લે, તો તે શબ્દોમાં દાખલ થાય છે.

**દષ્ટાંત.**

(અ) એક મુનસફ, અ એક સરાફ ઝ ની તરફનું હુકમનામું કરી આપવાના બદલામાં પોતાના ભાઈને ઝ ની પાસે (ઝ ની પેહેડીમાં) એક જગ્યા અપાવે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરેલો એમ સમજવું.

(બ) એક કુમ્મક કરનારા રાજાના દરબારમાં રેસીડેન્ટના ઓહોદાપર છતાં તે રાજાના પ્રધાન પાસેથી અ એક લાખ રૂપીયા લે, અને એમ નહી માલમ પડે કે પોતાના હોદાનું ફલાણું મુકર કામ કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં અથવા તે રાજાને માટે બ્રિટીશ સરકારની સાથે કાંઈ મુકર બાબતમાં વગ ચલાવવા

અથવા વગ ચલાવવાની કોશિશ કરવાનાં કારણ દાખલ અથવા બદલામાં, અ એ ઉ પલી રકમ લીધી, પણ એમ માલમ પડે કે પોતાના ઓહદાનો અમલ બજાવવામાં તે રાજાની ઉપર અકસર મેહેરબાની રાખવાના કારણ દાખલ અથવા બદલામાં એ એ તે રકમ લીધી, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

(ક) કોઇ સરકારી નોકર અ ઞ ને એમ ખોટુ સમજાવે કે શરકારના સાથે મારી વગથી તને ખીતાબ મળ્યો અને એમ કરીને તે ચાકરીના બદલામાં ઞ તને કાંઈ નાણું આપે એમ કરે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

**ટીકા**—આ કલમથી ૧૬૫ સુધીનો ઠરાવ રેલવેકંપનીના અમલદાર અને નોકરને સન ૧૮૬૭ના આક્ટ ૩૧ થી લાગુ કરી છે.

એક તલાટીપર લાંચ લીધા બાબત નનામી અરજી થવાથી જેની પાસેથી પઇસા લીધાનું લખ્યું હતુ તેને બોલાવ્યા અને તોહોમત વાળો તેની મેળે રૂબરૂ હાજર થવાથી અરજીની હકીકતનો પુરાવ લીધો અને તેની શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે પોતા ઉપર મુકેલા ગુનાહનો જવાબ આપવા તોહોમતવાળો પોતાની મેળે માજીસ્ત્રેટના રૂબરૂ હાજર થયો હોય તેવી બીનામાં સોગનપર ફરીયાદ લઈ સમન કાઢવા જરૂરનો નથી. (મુ. હા. વા. ૫ પા. ૨૯ સરકાર વિરૂધ સદાસીવઆપા પાંડુરંગઆપા)

સુરત મ્યુનીસીપાલેટીએ પાણીના કામપર રાખેલા ઇજનેરે કેટલુંક કામ કેદીને સોંપ્યું હતું ઇજનેર હલકો માલ પસંદ કરે એ હેતુથી કેદી તેને કંઇક દાગીના આપવા ગયો. તેથી આ કામમાં ઠરાવ્યુ કે જો કે ઇજનેરને પઇસાનો ખરચ કરવાની મંજુર આપવાનો અખ્ત્યાર નહોતો તોપણ તે કમીટીમાંથી પઈસા આપતો લેતો તેથી તેને પી. કો. કા. ૨૧ નીરો. ૧૦ મુજબ નોકરગણી તેને આ કલમ અને ૧૧૬ પ્રમાણે ગુનેહગાર ઠરાવ્યો. (મુ. હા. વા. ૬ પા. ૬૪ સરકાર વિરૂધ નૌતમ ઉતમ.)

જુગારીને પકડવા કોનસ્ટેબલ અને કેટલાક લોક ઘરમાં પેસે અને પછી જુગારીને પકડી તેમની પાસેથી નાણાં લઈ તેમને છુટા મુકે તો કાનસ્ટેબલ આ કલમ પ્રમાણે અને બીજાઓ તેમાં મદદ કર્યાના ગુનેહગાર થાય (ઈ. ડા. પ્ર. ૩૪૧)

કોર્ટ આફ વાર્ડસના એક મેનેજરે કેટલાક રૂપીયા સરકાર તરફથી એક બેંકમાં અનામત મુક્યા તે બેંક સરકારના ખજાનાનું કામ કરતીહતી તે બેંકમાંના એક નોકરે તમે મને કાંઈ બક્ષિશ આપોતો હું આ તમારી રકમ અનામત મુકુ એમ તે મેનેજરને કહ્યું તેથી તે મેનેજરે તેનાપર કા૦ ૧૬૧ પ્રમાણે કામ ચલાવ્યું.

તેમાં ઠરાવ્યું કે મેનેજરે જો કે સરકાર તરફથી રૂપીયા અનામત મુકવાના હતા તો પણ આરોપિતે તે પઇસા જે બેંકમાં લીધા તે સરકાર તરફથી લીધા નહિ છતાં બેંકના નોકર એ રીતે તેણે લીધા અને આરોપિત એ બેંકનો નોકર હતો સરકારની નોકરીમાં નહોતો માટે તેને નોકર ગણી તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત રહી શકતું નથી (ઈ. લા. કા. વા. ૪ પા. ૩૭૬ સરકારવિરૂધ મદન મોહન)

માજીસ્ત્રેટની કોરટમાં પોલીસ તરફથી કમિટ થયેલા કામમાં કામ ચલાવવા માટે નિમેલા એક પોલીસ અમલદારે, ફરીયાદીને ચોરીનો જે માલ પાછો આપ્યો તેમાંથી કાંઇક માગણુ કર્યું તેથી ફરીયાદીએ કંઇક માલ આપ્યો. તેમાં ઠરાવ્યું કે એ માલ આ કલમમાં કહેલા કારણ માટે લીધા તેમાંનો એકાદ હેતુ સિદ્ધ થવા માટેનું તે માગણુ કર્યું નહી છતાં દસ્તુરી તરીકે માગણુ કર્યું હતુ એમ દેખાય છે માટે તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત નહિ રહેતાં કા. ૧૬૫ પ્રમાણે રહેછે. (અલાહાબાદ ઇ. લા. વા. ૭ પા. ૫૩૦ સરકાર વિરૂધ કમતા પ્રસાદ).

વ એ પેનશન ખાતાનો નોકર હતો અ એ પેનશન લેવા અરજ કરી હતી. બ ને

અ મળ્યો તે વખતે આ ખાતામાં મારૂં સારૂં ચલણ છે અને તેથી એક બે આસામીને મેં જાસ્તી પેનશન અપાવ્યું છે એમ બ એ મ ને કહ્યું અને તમે કાંઈ તજવીજ કરોતો તમારૂં આ પેનશન જાસ્તી થાય એમ પણ તેને કહ્યું તે વાત બ એ ના કબુલ કરી તેથી બ એ અ ને એ મકહ્યું કે તમે ના કબુલ કરોછો પણ તેમાં તમે પસ્તાશો તેમાં ઠરાવ્યું કે બ નું આ કૃત્ય આ કલમ પ્રમાણે લાંચ મેળવવાનો યત્ન કર્યાનું થાય છે. (અ. લા. વા. ૨ પા. ૨૫૩)

કોઈ સરકારી નોકરની સાથે લાંચના અથવા કાયદા વિરુદ્ધ ઉપાયથી વગ ચલાવવા માટે કાંઈ અવેજ લેવો.

૧૬૨. લાંચના અથવા કાયદા વીરુદ્ધ ઉપાયથી કોઈ સરકારી નોકરને પોતાના ઓહદાનું કાંઈ કામ કરવા અથવા ન કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, અથવા તે સરકારી નોકરને પોતાના ઓહદાનો અમલ ચલાવવામાં કોઈ સખ્સની ઉપર મેહેરબાની અથવા ઇતરાજી કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં; હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે, અથવા કોઈ પ્રેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઈ લીવટેનેંટ ગવરનરની જોડે, અથવા કોઈપણ સરકારી નોકરની જોડે, તેના સરકારી ઓહદા સંબંધી, કોઈ સખ્સને માટે અથવા કોઈ સખ્સની વીરુદ્ધ વગ ચલાવવાને અથવા વગ ચલાવવાની કોશિશ કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, જે માણસ કોઈ પણ સખ્સ પાસે, પોતાને માટે અથવા બીજા કોઈપણ સખ્સને માટે, કાંઈપણ અવેજ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશિશ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા—ક્યા સખ્સ પાસેથી અવેજ લીધો અને કોને ત્યાંહાં વગ ચલાવવા, તેવો પુરાવો હોવા સીવાય આ કલમ પ્રમાણે તોહોમત રેહી શકતુ નથી.(કા. વા. રી. વા. ૩ પા. ૬૯)

સરકારી નોકરને સરકારી કામ કરવા માટે ગેરવ્યાજબી એટલે કાયદા વિરુદ્ધ ઉપાયોથી એ નોકરને લલચાવે તો તેનાપર કા. ૧૬૧ પ્રમાણે તોહોમત ન રેહેતાં આ કલમ પ્રમાણે રેહેછે (કા. વી. રી. વા. ૩ પા. ૧૦)

કોઈ સરકારી નોકરની સાથે પોતાનો વગ ચલાવવા સારૂ કાંઈ અવેજ લેવો.

૧૬૩. પોતાનો ખાનગી વગ ચલાવીને કોઈ સરકારી નોકરને પોતાના ઓહદાનું કાંઈ કામ કરવા અથવા ન કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં; અથવા તે સરકારી નોકરને પોતાના ઓહદાનો અમલ ચલાવવામાં કોઈ સખ્સની ઉપર મેહેરબાની અથવા ઇતરાજી કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, અથવા હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે, અથવા કોઈ પ્રેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઈ લીવટેનેંટ ગવરનરની જોડે, અથવા કોઈ પણ સરકારી નોકરની જોડે, તેના સરકારી ઓહદા સંબંધી, કોઈ સખ્સને માટે અથવા કોઈ સખ્સની વીરુદ્ધ વગ ચલાવવાને અથવા વગ ચલાવવાની કોશિશ કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, જે માણસ, કોઈ પણ સખ્સ પાસે પોતાને માટે અથવા બીજા કોઈ સખ્સને માટે, કાંઈ પણ અવેજ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશિશ કરે, તે માણસને એક વર્ષની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

કોઈ વકીલ કોઈ જડજની આગળ કોઈ મુકદમામાં તકરાર કરવાને કાંઈ ફી લે તે; સરકારને કાંઈ અરજી કરવી હોય, અને તેમાં અરજદારની ચાકરી તથા તેના દાવાનું બ્યાન કરવું હોય, તે અરજીની બીના બરાબર ગોઠવવા સારૂ તથા તે અરજી શુદ્ધ કરવા સારૂ કોઈ માણસ કાંઈ અવેજ લે તે; કોઈ તકસીરવાર ઠરેલા માણસનો પૈસા આપીને રાખેલો મુખ્તાર જે તે માણસને ગેરવાજબી રીતે તકસીરવાર ઠરાવ્યો છે એવું બતાવવાને સરકારના આગળ કાંઈ મજકુર લખીને રજુ કરે તે.—એ સખસો આ કલમમાં દાખલ થતા નથી કેમકે તેઓ પોતાનો ખાનગી વગ ચલાવતા અથવા ચલાવવાનું કેહેતા નથી.

**સરકારી નોકર ઉપર બ્યાન કરેલા ગુનાહોમાંમ દદગારી કરે તેને શીક્ષા.**

૧૬૪. કોઈ માણસ સરકારી નોકર હોય, તેની બાબતમાં ઉપલી બે કલમો મધ્યે બ્યાન કરેલા બે ગુનાહો માહેંનો ગમે તે ગુનોહ કરવામાં આવે, અને તે તે ગુનાહમાં મદદગારી કરે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

અ એક સરકારી નોકર છે તે અ ની વહુ બ અ ની પાસે કોઈ મુકરર સખસને કાંઈ જગા આપવાનું અ ને કેહેવાના કારણ દાખલ કાંઈ નજરાણું લે, અને અ બ ને તે લેવામાં મદદગારી કરે, તો બ ને એક વરસની મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા થઈ શકે; અને અ ને ત્રણ વરસની મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા થઈ શકે.

**કોઈ સરકારી નોકરની આગળ કાંઈ મુકદમો અથવા મામલો ચાલતો હોય તેમધ્યે નિસબત રાખનારા કોઈ સખસ પાસેથી તે સરકારી નોકરે વગર કીમત આપે કાંઈ કીમતદાર વસ્તુ લેવી.**

૧૬૫. કોઈ સરકારી નોકર જે મુકદમો અથવા મામલો ચલાવતો હોય અથવા ચલાવવાનો હોય, અથવા જે મુકદમો કે મામલો પોતાનાં અથવા પોતે જે સરકારી નોકરને તાબે હોય એવા કોઈ સરકારી નોકરના હોદ્દાનાં અમલની સાથે નીસબત રાખતો હોય, એવા કાંઈ મુકદમા કે મામલા મધ્યે જે સખસનું કાંઈ લાગતું વળગતું હતું; અથવા છે અથવા થવાનો સંભવ છે, એમ તે જાણતો હોય, હેવા કોઈ સખસની પાસેથી, અથવા એ પ્રમાણે લાગતું વળગતું હોય, તેવા સખસની સાથે જે સખસનો કાંઈ સંબંધ અથવા સગપણ છે એમ તે જાણતો હોય એવા કોઈ સખસ પાસેથી, તે સરકારી નોકર, કિમત આપ્યા વગર, અથવા પોતાના જાણ્યા મુજબ ઓછી કીમત આપીને, પોતાને માટે અથવા બીજા કોઈ સખસને માટે, કાંઈ કિમતી વસ્તુ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાની કોશિશ કરે, તો તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની; અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(અ) અ એક કલેકટર છે. તેની આગળ જમાબંધી બાબતનો એક ઝ નો મુકદમો ચાલેછે

હવે ઝ નું એક ઘર અ ભાડે લે, અને એવો બંદોબસ્ત થાય કે અ એ દર મહીને પચાસ રૂપીઆ આપવા, અને તે ઘર એવું હોય કે, અગર તે સાટુ શુદ્ધબુધિએ થયું હોય તો અ એ દર મહીને બસે રૂપીઆ આપવા પડે, તો અ એ ઝ પાસેથી પુરી કીમત આપ્યા વીના કીમતી વસ્તુ મેળવી એમ સમજવું.

(ખ) અ એક જડજ છે તેની કોરટ મધે ઝ નો એક મુકદમો ચાલેછે તે ઝ ની પાસેથી બજારમાં સરકારી પ્રામિસરી નોટો વધારે ભાવે વેચાય છે એવી વખતે, ઓછેભાવે અ કાંઇ સરકારી પ્રામિસરી નોટો ખરીદ કરે, તો અ એ ઝ ની પાસેથી પુરી કિમત આપ્યા વિના કિમતી વસ્તુ મેળવી એમ સમજવું.

(ક) ઝ ના ભાઇને ખોટી શાહેદી આપવાના તોહોમત પરથી પકડીને અ માજીસ્ત્રેટની આગળ લેઇ ગયા છે, હવે કોઈ બેંકના શેર બજારમાં ઓછે ભાવે વેચતા હોય એવી વખતે અ તે બેંકના કાંઈ શેર ઝ ને વધારે ભાવે વેચે, અને તે ભાવ પ્રમાણે ઝ અ ને તે શેરના નાણાં ભરે, તો અ એ એરીતે મેળવેલાં નાણાને તેણે પુરી કીમત આપ્યા વિના લીધેલી કીમતી વસ્તુ સમજવી.

ટીકા.—કલમ ૧૬૧ નિચે અલાહાબાદ હાઇકોરટના ઈં. લા. વા. ૧ ને પાને ૫૩૦નો સરકાર વિરૂધ કમતાપ્રસાદનો ફેસલો છે તે જુઓ.

બક્ષિશ આપનાર કીંવા લેનાર એનો હેતુ ન જોતાં કોઈ માણસે (નોકરે) ફકત બક્ષિશ લીધુ હોય તો તે ઉપરથી આ કલમ પ્રમાણે ગુનોહ બનેછે. (મ. કો. પ્ર. ૧૧૫)

કોઈ સખસને નુકશાન કરવાના ઇરાદાથી કોઇ સરકારી નોકરે કાંઈ કાયદાનો હુકમ ન માનવો.

૧૬૬. કોઇ માણસ સરકારી નોકર હોય. અને તેણે પોતાના સરકારી ઓહદાસર કેમ ચાલવું એ બાબતનો કાંઇ કાયદાનો હુકમ તે જાણીબુઝીને ન માને, એવા ઇરાદાથી કે તે ન માનવાથી કોઇ સખસને કાંઈ નુકશાન કરવું, અથવા તેથી કાંઇ નુકશાન થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

ઝ ની તરફનું એક ઇનસાફના કોરટે હુકમનામું કરી આપ્યું હોય તે હુકમનામુ પુરૂ કરવા સારૂ તે બજાવવામાં કાંઈ મિલકત જપ્ત કરવાનો કાયદાએ અ અમલદારને હુકમ કર્યો હોય, તે કાયદાનો હુકમ અ જાણીબુઝીને ન માને અને તે તે એમ જાણતો હોય કે હું એ હુકમ નહી માનીશ તેથી ઝ ને નુકશાન થવાનો સંભવ છે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સમજવું.

નુકશાન કરવાના ઇરાદાથી કોઈ સરકારી નોકરે કાંઈ ખોટો લેખ બનાવવો:

૧૬૭. કોઈ માણસ સરકારી નોકર હોય, અને તેને પોતાના સરકારી હોદ્દાના જોરથી કાંઇ લેખ તૈયાર કરવાનું અથવા તેનો તરજુમો કરવાનું સોંપ્યુ હોય, તે માણસ પોતે જેને ખોટી જાણતો હોય અથવા માનતો હોય એવી રીતે તે લેખ બનાવે, અથવા તેનો તરજુમો કરે, એવા ઇરાદાથી કે તેમ કરીને પોતે કોઈ સખસનું નુકશાન કરવું, અથવા તેમ કરવાથી પોતાથી કોઇનું નુકશાન થાય એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને ત્રણ વરસ-

ની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

સરકારી નોકરે કાયદા વિરૂદ્ધ વેપાર કરવો.

૧૬૮. જે માણસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ જેણે વેપાર નહી કરવાની ફરજ હોય, તે માણસ જો વેપાર કરે, તો તેને એક વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

સરકારી નોકરે કાયદા વિરૂધ્ધ કોઈ મીલકતની ખરીદી અથવા માગણી કરવી.

૧૬૯. જે માણસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ જેણે કાંઈ મીલકતની ખરીદી અથવા માગણી નહી કરવાની ફરજ હોય, તે માણસ જો પોતાને નામે અથવા બીજાને નામે, અથવા બીજાઓની સાથે રહીને કે ભાગમાં તે મીલકતની ખરીદી અથવા માગણી કરે, તો તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, એ બંનેની, શિક્ષા કરવામાં આવશે અને અગર તે મીલકત ખરીદ થઇ હશે, તો તે સરકારમાં જપ્ત કરવામાં આવશે.

કોઈ સરકારી નોકરનો વેશ લેવો.

૧૭૦. જે શખ્સ પોતે અમુક હોદ્દાપર નથી એમ જાણ્યા છતાં, સરકારી નોકર દાખલ તે હોદ્દાપર હોવાનો ડોળ કરે, અથવા તે હોદ્દાપર હોય એવા કોઈ બીજા સખ્સનો વેશ લે, અને તે વેશ લેઇને, તે હોદ્દાથી કરતો હોય એવી રીતે કાંઈ કામ કરે અથવા કામ કરવાની કોશિશ કરે, તે સખ્સને બે વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઈ સરકારી નોકર જેવો પોશાક પેહેરતો હોય અથવા જેવી નીશાણી સાથે રાખતો હોય તેવો પોશાક અથવા તેવી નિશાણી દગલબાજીના ઇરાદાથી પેહેરવો અથવા સાથે રાખવો.

૧૭૧. જે માણસ સરકારી નોકરોના અમુક વરગનો નહી છતાં, તે વરગના સરકારી નોકરોના પોશાક જેવો પોશાક પેહેરે અથવા તેઓની નીશાણી જેવી નિશાણી સાથે રાખે, એવા ઇરાદાથી કે તે માણસ સરકારી નોકરોના તે વરગમાંનો છે એમ માનવામાં આવે અથવા એમ માનવામાં આવશે. એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

# બાબ ૧૦ મો

## સરકારી નોકરોના કાયદેસર અખતિયારના તિરસ્કાર બાબત.

કોઈ સરકારી નોકરની તરફથી થએલો સમન કે હુકમ ન પોહોચે એટલા માટે નાસી જવું.

૧૭૨. જે સરકારી નોકરને પોતાના સરકારી ઓહદ્દાના જોરથી સમન અથવા નોટીસ, અથવા હુકમ કરવાનો કાયદા મુજબ અખતિયાર હોય એવો કોઈ સરકારી નોકરે કરેલો સમન, અથવા નોટીસ અથવા હુકમ પોતાને ન પોહોચાડાય એટલા માટે જે માણસ નાશી જાય, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસે

રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે અથવા અગર તે સમન, નોટીસ, અથવા હુકમ જાતે અથવા મુખ્તિયારની મારફતે કોઈ ઇનસાફની કોરટમાં હાજર થવા બાબતનો અથવા કોઈ લેખ હાજર કરવા બાબતનો હોય તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા.—કોઈ માણસને પકડવાનું વારંટ આવ્યું હોય તેને ન મળવાના ઇરાદે તે છુપાઈ જાય તો આ કલમ પ્રમાણે તે શિક્ષાને પાત્ર થતો નથી કારણ કે વારંટ એ સમન કીંવા નોટીશ નથી. વારંટ જે માણસને પકડવાનો હોય તેના નામનું નહિ થતાં સરકારી અમલદારના નામનું લખાય છે. તેથી વારંટની બાબતમાં આ કલમ લાગતો નથી ( મે. પ્ર. ૧૨૧ )

સમન અથવા બીજો હુકમ પોહોંચતો અટકાવવો અથવા તે જાહેર થતો અટકાવવો.

૧૭૩. જે સરકારી નોકરને પોતાના સરકારી ઓહદાના જોરથી સમન, અથવા નોટીસ, અથવા હુકમ કરવાનો કાયદા મુજબ અખતિયાર હોય એવા કોઈ સરકારી નોકરે કરેલો સમન, નોટીસ, અથવા હુકમ પોતાને અથવા બીજા કોઈ પણ માણસને પોહોંચે તો જે માણસ કોઈ પણ રીતે ઇરાદાથી અટકાવે અથવા કાયદા મુજબ તે સમન, નોટીસ અથવા હુકમ કોઈ જગોપર ચોડતાં જે માણસ કોઈ પણ રીતે ઇરાદાથી અટકાવે અથવા જે જગાપર તે સમન, નોટીસ, અથવા હુકમ કાયદા મુજબ ચોડેલો હોય તેવી કોઈ જગો પરથી જે માણસ કોઈ પણ રીતે તેને ઇરાદાથી ખશેડે, અથવા જે સરકારી નોકરને પોતાના સરકારી ઓહદાના જોરથી કોઈ જાહેરખબર આપવાનું ફરમાવવાને કાયદા મુજબ અખતિયાર હોય તેવા કોઈ સરકારી નોકરના હુકમથી તેવી કોઈ જાહેરખબર કાયદા મુજબ અપાતી જે માણસ કોઈ પણ રીતે ઇરાદાથી અટકાવે, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસેં રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અથવા, અગર તે સમન, નોટિસ, હુકમ કે જાહેર ખબર જાતે અથવા મુખતિયારની મારફતે કોઈ ઇનસાફની કોરટમાં હાજર થવા બાબતની અથવા કોઈ લેખ હાજર કરવા બાબતની હશે તો તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—સમનપર સહી કરવાને નાકબુલ કર્યાથી આ કલમ મુજબ પોતાનાપર સમન બજાવવાને બુધિપુર્વક અટકાવ કર્યાનો ગુનેહગાર થતો નથી ( મુ. હા. વા. ૫ પાને ૩૪ સરકાર વિરૂધ કાળીયા ફકીર )

સમન લેવા તા. સહી કરવા સારૂ નાકબુલ કરવું એ આ કલમના અર્થ પ્રમાણે બજાવણીને અટકાવ કર્યો એમ થતું નથી (સરકાર વિ૦ ખુશાલ પરભુદાસ તા. ૧૫ જુલાઈ સને ૧૮૬૯ મુ. હા.)

સમન પોહોચ્યા બદલ સેરો આપવાને નાકબુલ કરવું એ કૃત્યથી આ કલમ પ્રમાણે ગુનોહ થતો નથી (કા. હા. લા. વા. ૩ પા. ૬૨૧ સરકાર વિ૦ ભુવનેશ્વર.)

કોઈ સરકારી નોકરની તરફથી થયેલા હુકમ મુજબ હાજર નથવું.

૧૭૪. જે સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના જોરથી સમન, નોટિસ, હુકમ, અથવા જાહેરખબર આપવાનો કાયદા મુજબ અખતિયાર હોય, એવા કોઈ સરકારી નોકરે કરેલા સમન, નોટિસ, હુક-

મ, અથવા જાહેરખબર મુજબ ફલાણે ઠેકાણે તથા ફલાણી વખતે જાતે, અથવા મુખતિયારની મારફતે હાજર થવાની જે માણસની કાયદા મુજબ ફરજ હોય, તે માણસ અગર ઇરાદાથી તે ઠેકાણે અથવા તે વખતે હાજર થવામાં કસુર કરે, અથવા જે ઠેકાણે હાજર થવાની ફરજ હોય તે ઠેકાણેથી જવાના કાયદેસર વખત થતાં પેહેલાં, ત્યાંહાંથી જાય, તે માણસને એક મહિનાની મુદત સુધીના આસાન કેદની અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અથવા અગર તે, સમન, નોટિસ, હુકમ, કે જાહેરખબર જાતે અથવા મુખતિયારની મારફતે કોઈ ઇનસાફની કોરટમાં હાજર થવા બાબતના હોએ તો તે માણસને છ મહીનાની મુદત સુધીના આસાન કેદની, અથવા એક હજાર રૂપિઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(અ) કલકત્તાના સુપ્રીમ કોરટમાંથી થએલા સમન મુજબ તે કોરટ સંમુખે હાજર થવાની કાયદા મુજબ ફરજ છતાં અ હાજર થવામાં ઇરાદાથી કસુર કરે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સમજવું.

(બ) કોઈ જીલ્લા જડજે કરેલા સમન મુજબ તે જીલ્લા જડજના હજુરમાં હાજર થવાની કાયદા મુજબ ફરજ છતાં અ હાજર થવામાં ઇરાદાથી કસુર કરે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સમજવું.

ટીકા.—દિવાની કોરટનું હુકમનામું બજાવવામાં કરેલા વારંટથી પ્રા૦ ને કબજામાં રાખ્યો હોય ત્યાંહાંથી તે નાશી જાય તો તેવા કામને આ કલમ લાગુ પડતી નથી ( મુ. હા. વા. ૧ પા. ૩૮ સરકાર વિરુદ્ધ સરદારપથુ. )

ફક્ત સમન બતાવ્યાથી પુરી બજાવણી થઈ નથી એવો મારો અભિપ્રાય છે. અસલ સમન તોહોમતવાળાને આપવો હતો કીંવા અસલ તેને બતાવી તેની નકલ આપવી હતી અથવા આપવા માંડી હતી તેમ નથી માટે આ કલમ પ્રમાણે તોહોમત રહી શકતું નથી ( મુ. હા. વા. ૫ પા. ૨૦ સરકાર વિરુદ્ધ કરશનલાલ દોલતરામ. )

સરકારી નોકરે કરેલા સમન પ્રમાણે હાજર નહી થયાથી તોહોમતવાળાપર શિ. ક. સબો. માજીસ્ત્રેટે આ કલમ પ્રમાણે તોહોમત ઠરાવી શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે આ પ્રમાણેનું કામ ચલાવવાને માજીસ્ત્રેટે પરવાનગી આપી હોત તો ઠીક તેમ છતાં નથી આપી અને જે માજીસ્ત્રેટનો સમન માન્યો નહી તેણે જે ચોકશી કરી છે તો તેમાં તેની ગરબીત પરવાનગી થઇ છે એમ સમજવું( મુ. હા. વા. ૫ પાને. ૩૮ સરકાર વિરુદ્ધ. ગાણું. )

સબોરડીનેટ માજીસ્ત્રેટ (શિકદકલાશ) નો અખતિયાર મળેલા માહાલકરીને સને ૧૮૪૩ ના આક્ટ ૧૧ (વતન બાબતના) ની કા. ૮ મુજબ સમન કરવાનો અધિકાર નહોતો તો તે કલમ પ્રમાણે કરેલો સમન નહી માન્યાથી તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત રહી શકતુ નથી ( મુ. હા. વા. ૮ પાને. ૧૯ સરકાર વિરુદ્ધ. બાંકાજી. )

સને ૧૮૨૭ ના કાયદા૧૭ની કા. ૨૮ અને ૨૯ મુજબ ચાલતા મુલકી • કામમાં શાહેદી આપવા કેદીપર એક માહાલ કરીએ સમન કરેલો તેને પોહોચેલો અને તેણે સહી કરી આપેલી તે છતાં હાજર ન થયો તે કામમાં ઠરાવ્યું કે શાક્ષિને હાજર થવા સમન કાઢવા માહાલ કરીને અધિકાર નથી તો પણ તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત રહી શકેછે ( મુ. હા. વા. પા. ૩૯ સરકારવિ. નારાયન. )

સીવીલજડજની કોર્ટના નોકરપરનો સમન તેને પોહોચાડેલો પણ સીવીલજડજે તે નોકરને રજા નહિ આપવાથી તે હાજર થયો નહિ તેમાં ઠરાવ્યું કે આ કામમાં બુધિપુર્વક હરકત કર્યાનો પુરાવો જણાતો નથી માટે તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત રહી

શકતુ નથી (કો. હા. વાં. ૧૦ પા. ૩૩ સરકારવિરૂદ્ધ ઓનાથઘોસ.)

અમુક રોજ અમુક વેળાએ હાજર રેહેવા વિશે કોરટે શાક્ષિદારને આપેલો મોહાનો હુકમ એવો છે કે તે નહિ માનવો એ પીનલકોડની કલમ ૧૭૪ પ્રમાણે સિક્ષા થવા જોગ છે. (મુ. હા. સરકારવિરૂદ્ધ ગુમાન પરશામ તા. ૧૨ જુન ૧૮૭૩.)

એક સેટલમેંટ ઓફીસરને માજીસ્ટ્રેટનો અધિકાર હતો સેટલમેંટ ઓફીસર તરીકે તેણે પોતાની કોર્ટમાં હાજર રેહેવા સમન કર્યો પણ તે હાજર થયો નહિ. તેથી તેનાપર આ કલમપ્રમાણે તોહોમત મુકી પોતે તેની તપાસ કરી તેને શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે ક્રી. પ્રો. કો. ૪૭૧ અને ૪૭૩ મુજબ આ તોહોમત ગેરકાયદેસર છે (અલ્હા. હા. લા. વા. ૨ પા. ૪૦૫ સરકાર વિરૂદ્ધ સુખરી.)

કોઈ સરકારી નોકરની આગળ કાંઈ લેખ હાજર કરવાની જે સખસની કાયદા મુજબ ફરજ હોય તે સખસે તે લેખ હાજર કરવામાં કસુર કરવી.

૧૭૫. સરકારી હોદાના જોરથી કોઈ સરકારી નોકરની આગળ કાંઈ લેખ હાજર કરવાની અથવા તેને કાંઈ લેખ સ્વાધીન કરવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ તે લેખ હાજર કરવામાં અથવા સ્વાધીન કરવામાં ઇરાદાથી કસુર કરે, તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. અથવા, અગર તે લેખ કોઈ ઇનસાફની કોરટમાં હાજર કરવાનો અથવા કોરટને સ્વાધીન કરવાનો હોશે તો, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

કોઈ જીલ્લા કોરટ મધ્યે કાંઈ લેખ હાજર કરવાની કાયદા મુજબ ફરજ છતાં અ તે લેખ હાજર કરવામાં ઇરાદાથી કસુર કરે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

કોઈ સરકારી નોકરને નોટિસ અથવા ખબર આપવાની જે સખસની કાયદા મુજબ ફરજ હોય તે સખસે તે નોટિસ અથવા ખબર ન આપવી.

૧૭૬. સરકારી ઓહદાના જોરથી કોઈ સરકારી નોકરને કાંઇ બાબત સંબંધી કાંઈ નોટીસ અથવા ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ કાયદામાં ફરમાવેલી રીતે તથા વખતે તે તે નોટીસ અથવા ખબર આપવામાં ઇરાદાથી કસુર કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે; અથવા, અગર તે આપવાની નોટીસ અથવા ખબર કાંઈ ગુનોહ થવા બાબતની હોય, અથવા કાંઈ ગુનોહ થતો અટકાવવાના કારણસર, અથવા કોઈ ગુનેહગારને પકડવા માટે આપવી જોઈતી હોય તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—સને ૧૮૮૨ ના આક્ટ ૧૦ ની કલમ ૪૪ પ્રમાણે નિચેના ગુનાહાની ખબર દરેક સખસે આપવી જોઇયે.

પીનલકોડ કો. ૧૨૧, ૧૨૧ અ. ૧૨૨. ૧૨૩. ૧૨૪. ૧૨૪ અ. ૧૨૫. ૧૨૬. ૧૩૦. ૩૦૨. ૩૦૩. ૩૦૪. ૩૮૨. ૩૯૨. ૩૯૩. ૩૯૪. ૩૯૫ ૩૯૬. ૩૯૭. ૩૯૮. ૩૯૯. ૪૦૨. ૪૩૫. ૪૩૬. ૪૪૯. ૪૫૦. ૪૫૬. ૪૫૭. ૪૫૮. ૪૫૯. ૪૬૦.

મુખી, રખવાળ પોલીશ, અમલદાર, અને, બીજા જમીનદારોએ ખબર આપવાવિશે એજ આકટની કલમ ૪૫ છે તે જુઓ.

એક ગામના ગુમાસ્તાએ જે ગુનાહની ખબર હરકોઈ સખસે આપવી જોઇયે તેવો ગુનોહ ગામમાં થયાછતાં તેણે તે ખબર નહિ આપવાથી તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત મુકાવ્યું તેમાં ઠરાવ્યું કે.

તે ગામમાં જે ચોરી થઈ તે ચોરીની ખબર લાગલીજ ગામમાંના એક બીજા માણસે અને તે ગામના ગુમાસ્તા પૈકી એકે પોલીસને ખબર આપી. આ આરોપીતને તે ચોરીની ખબર ચાર દિવસસુધી થઈ નહિ તેથી તેણે પોલીસને ખબર આપી નહિ સબબ જે ચોરીની ખબર પોલીસને બીજી રીતે લાગેલી છે તે ચોરીની ખબર આરોપિતે આપી નહોવાથી કાંઈ અન્યાવ થયા છે એમ નથી જેવાપ્રકારનો ગુનોહ છુપાવ નહિ તેથી ખબર આપવાનું કામ કાયદા ઉપરથી કેટલાક લોકને શિર નાખ્યું છે અને તેવી ખબર બીજા લોક પાસેથી મળેલી હોવાથી તે કાયદાનો હેતુ શિદ્ધ થયો છે. તેથી કેદીપરનું તોહોમત રદ કર્યું (કા. હા. ક. લા. વા. ૪ પા. ૬૨૩ સરકાર વિરુદ્ધ શશીભુષન ચકરબતી.)

ખોટી ખબર આપવી. | ૧૭૭. સરકારી હોદાના જોરથી કોઈ સરકારી નોકરને કાંઈ બાબત સંબંધી કાંઈ ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં તે બાબત સંબંધી જે ખબર પોતે ખોટી છે એમ જાણતો હોય, અથવા એમ માનવાનું પોતાને કારણ હોય, એવી કાંઇ ખબર ખરી ખબર દાખલ જે માણસ આપે તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે; અથવા, અગર જે ખબર આપવાની તેની કાયદા મુજબ ફરજ હોય તે ખબર કાંઈ ગુનોહ થયા બાબતની હોય, અથવા કાંઈ ગુનોહ થતો અટકાવવાના કારણસર, અથવા કાંઈ ગુનેહગારને પકડવા માટે આપવી જોઇતી હોય તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(અ) અ જમીનદાર, પોતાની જમીનદારીની હદમાં એક ખુન થયેલું જાણ્યા છતાં તે જીલ્લાના માજીસ્ત્રેટને જાણી જોઇને એવી ખોટી ખબર આપે કે એ મોત એક સાપના ડંસથી અકસ્માત થયું છે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

(બ) એક પાસેની જગામાં રેહેનારા એક માતબર વેપારી ઝ ના ઘરમાં ડાકાઈટીનો ગુનોહ કરવા માટે પોતાના ગામમાંથી ઘણાએક અજાણ્યા માણસો ગયા છે એમ જાણ્યા છતાં; તથા બંગાલાના કાયદાના પુસ્તક માંહેલા સન ૧૮૨૧ ના ૩ જા કાયદાની ૭ મી કલમની ૫ મી રકમ મુજબ તે હકીકતની જલદી તથા બરાબર ખબર પાસેમાં પાસેની પોલીસ ચોકીના અમલદારને આપવાની પોતાની ફરજ છતાં, અ તે ગામનો રખવાળ જાણી જોઇને તે પોલીસ અમલદારને એવી ખોટી ખબર આપે કે (તે માણસો ગયા હોય તેથી જુદી દિશા બતાવીને) આણીમેર કાંઈ દુર જગાપર ડાકાઈટીનો ગુનોહ કરવાના વિચારથી જેઓની ઉપર ગુમાન જાય એવા કેટલાએક સખસોનું એક ટોળુ આ ગામમાંથી ગયું તો એ ઠેકાણે અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

**ટીકા.**—કેદીએ પોતાનું ખરૂ નામ નહિ કહેતાં હું અમુક માણસ છુ એમ કહીને એક કાગળ-સ્ટાંપવેંડર પાસેથી વેચાણ લીધો તેથી તેનાપર કલમ ૪૧૯ મુજબ વેશ બદલી ઠગાઈ કર્યાનું તોહોમત મુક્યું તેમાં ઠરાવ્યુ કે આ ગુનોહ વેશબદલી ઠગાઈ કર્યાનો નથી પણ પી. કો. કા. ૧૭૭ મુજબ ખોટી ખબર આપવાનો ગુનોહ થાય છે (મુ. હા. વા. ૩ પા. ૪૨ સરકાર વિરૂદ્ધ રાધાજી.)

એકાદ ગુનાહ વિશે ખબર આપવાની કાયદાથી જેને ફરજ નથી-એવા કોઈ સખસ કાંઈ ગુનોહ કરવામાં આવ્યા બાબત પોલીસને ખોટી ખબર આપે પણ ફલાણા સખસનું નુકશાન કરવું અગર તેને દુઃખ આપવું એવો તેનો ઇરાદો નહિ હશેતો એવી બાબતમાં પી. કો. કા. ૧૭૭ અગર ૧૮૨ એ બેમાંની એક પણ કલમમુજબ તેણે કાંઈ ગુનોહ કીધો નથી (મુ. હા. સરકાર વિરૂદ્ધ સુરાજી મોહન તા. ૧૦ જુલાઈ ૧૮૭૩.)

જે ખાતામાં નોકરછે તે ખાતાના નિયમ પ્રમાણે રાખવાની રોજનીશીમાં તે નોકરે ખોટો મજકુર લખી તે રોજનીશી પોતાના ઉપરીને મોકલી હોય તો તેનો તે અપરાધ પી. કો. કા. ૧૭૭ માં કહ્યા પ્રમાણે થાય છે ( મદ્રાશ. હા. ઈ. લા. વા. ૪ પા. ૧૪૮ સરકાર વિરૂદ્ધ શીરસામી.)

*કોઈ સરકારી નોકરે કાયદા મુજબ સોગંદ ખાવાનું ફરમાવ્યા છતાં સોગંદ ખાવાની ના કેહેવી.*

૧૭૮. સાચુ બોલાવવાને સોગંદ આપવાનો જે સરકારી નોકરને કાયદા મુજબ અખતિયાર હોય તેવા કોઈ સરકારી નોકરે સાચુ બોલવાને બંધાવા સારૂ કોઈ માણસને સોગંદ ખાવાનું ફરમાવ્યા છતાં તે માણસ અગર તે પ્રમાણે સાચુ બોલવાને બંધાવા સારૂ સોગંદ ખાવાની ના કહે તો તે માણસને છ મહિનાની મુદત સુધીની આસન કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

*સવાલ પુછવાનો અખત્યાર હોય એવા કોઈ સરકારી નોકરને કાંઈ સવાલનો જવાબ દેવાનીનાકહેવી.*

૧૭૯. કોઈ સરકારી નોકર પોતાના સરકારી હોદાના કાયદેસર અખતિયારનો અમલ કરતાં કોઈ બાબતમાં કાંઈ સવાલ પુછે, અને તે બાબતમાં તે સરકારી નોકરને સાચી વાત કહેવાની કાયદા મુજબ પોતાની ફરજ છતાં જે માણસ તે સવાલનો જવાબ દેવાની ના કહે, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની; અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—આ કલમ પ્રમાણે ગુનોહ થવાને જે વાત બદલ ચોકસી કરવાનો સરકારી નોકરને અધિકાર છે તે વાતવિશે અગર જે વાતનો તેની સાથે કાંઈ સબંધ હોય એવી બાબતમાં પ્રશ્ન કર્યા છતાં ઉત્તર આપવાને નાકબુલ કરવાથી થાય છે.

*કાંઈ મજકુર ઉપર સહી કરવાની ના કેહેવી.*

૧૮૦. કોઈ માણસે કાંઈ મજકુર કહ્યો હોય તે મજકુર ઉપર તેને સહી કરવાનું ફરમાવવાને કાયદા મુજબ મુખતિયાર હોય તેવા કોઈ સરકારી નોકરે તે મજકુર ઉપર સહી કરવાનું ફરમાવ્યા છતાં અગર તે માણસ તે ઉપર સહી કરવાની ના કહે, તો તેને ત્રણ મહિનાની મુદત સુધીની આસાન કેદની,અથવા પાંચસે રૂપિઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—ચોકસી ચાલતાં કોરટે કરેલા સવાલનો જવાબ આપતાં કહેલા મજકુરપર સહી કરવાને આરોપિત માણસે નાકબુલ કર્યું તો તેથી આ કલમ પ્રમાણે શિક્ષા આપવાજોગ ગુનોહ તેણે કર્યો એમ થતું નથી.(મુ. હા. ઈ. લા. વા. ૪ પા. ૧૫ સરકારવિરૂદ્ધસીરસાપા)

જે સરકારી નોકર. અથવા સખ્સને સોગંદ આપવાનો અખતિયાર હોય તેની આગળ સોગંદ આઈને જુઠો મજકુર કહેવો

૧૮૧. કોઈ સરકારી નોકરને અથવા કાયદા મુજબ સોગંદ આપવાનો જેને અખતિયાર હોય એવા કોઈ બીજા સખસને કાંઈ પણ બાબતમાં સાચી વાત કહેવાને કાંઈ સોગંદથી કાયદા મુજબ બંધાયા છતાં જે માણસ સદરહુ સરકારી નોકર અથવા બીજા સખસને તે બાબતમાં એવો કાંઈ મજકુર કહે કે તે ખોટો હોય, અને તે મજકુર ખોટો છે એમ તે માણસ જાણતો કે માનતો હોય, અથવા તે ખરો છે એમ તે માણસ માનતો ન હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશેઃ અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—સોગન આપનાર અમલદાર પોતાના અખિત્યાર ઉપરાંત કામની ચોકસી કરતા હોય ને કોઈને સોગન આપે તેમાં તે સોગન લેનાર ખોટો મજકુર કહે તો તે ખોટી પ્રતિજ્ઞાના ગુનાહને પાત્ર થતો નથી (મ. હા. વા. ૨ પા. ૪૩૮.)

ઇનકમ ટાકસના કમીશનરની રૂબરૂ કહેલો મજકુર ખોટો છે અથવા ખોટો છે એમ માનવાને કેહેને કારણ છતાં એવો મજકુર તેણે કહ્યો તો તે આ કલમ પ્રમાણે ગુનેહગાર નહિ થતાં કા. ૧૯૩ પ્રમાણે થાય છે (મુ. હા. વા. ૮ પા. ૨૧ સરકાર વિરૂદ્ધ દાલજી જાંદરજી તા. ૨૫ અપરેલ ૧૮૭૧.)

કોઇ સરકારી નોકર પાસે તેનો કાયદેસર અખત્યાર અમલમાં અણાવીને બીજા સખસનેનુકશાન કરાવવાના ઇરાદાથી ખોટી ખબર આપવી.

૧૮૨. કોઈ સરકારી નોકરથી પોતાના સરકારી હોદાનો કાયદેસર અખતિયાર વાપરતાં કોઈ સખસને નુકશાન અથવા દુખ થાય, અથવાસાચે સાચી હકીકત તે સરકારી નોકરના જાણ્યામાં આવી હોય તો જે વસ્તુ તે સરકારી નોકરે ન કરવી જોઇયે અથવા જે વસ્તુ કરવામાં તેણે કસુર ન કરવી જોઇયે તે વસ્તુ તે કરે, અથવા તે કરવામાં તે કસુર કરે, એવા ઇરાદાથી અથવા તે એમ કરશે, એવો સંભવ છે એવું જાણ્યા છતાં જે માણસ તે સરકારી નોકરને પોતે જે ખબર ખોટી જાણતો હોય અથવા ખોટી માનતો હોય એવી કાંઈ ખબર આપે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(અ) અ કોઈ માજીસ્રેટને એવી ખબર આપે કે, તમારા હાથ તળેના ઝ પોલીસ અમલદારે નોકરીમાં ગફલત કરી છે અથવા બદચાલ ચલાવી છે, અને તે ખબર ખોટી છે એમ તે પોતે જાણતો હોય તથા તે ખોટી ખબર ઉપરથી તે માજીસ્રેટ ઝ ને બરતરફ કરશે એવો સંભવ છે એમ પણ તે જાણતો હોય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સમજવું.

(બ) અ કોઈ સરકારી નોકરને એવી ખોટી ખબર આપે કે મને કરેલું નિમક ઝ એ એક છાને ઠેકાણે સંતાડ્યુ છે, અને તે ખબર ખોટી છે એમ પોતે જાણતો હોય, તથા તે ખોટી ખબરનો પરિણામ એવો થશે કે ઝ ની જગાનો ઝાડો લેવાશે, તથા ઝ ને દુખ થશે એવો સંભવ છે એમ પણ તે જાણતો હોય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સમજવું.

**ટીકા.**—મારા છોકરાને ઝેરદઈ મારી નાંખ્યાની ખબર હાલના કેદીએ પોલીસને આપ્યાથી તેનાપર આ કલમ પ્રમાણે જાણીબુઝીને ફરીયાદીને દુઃખ કરવાના ઇરાદાથી કેદીએ ખોટું તોહમત મુક્યુ તેથી કેદીપર કલમ ૧૮૨ પ્રમાણે તોહમત સાબિત કરી શિક્ષા કરી તેમાં હાઈકોરટે એમ ઠરાવ્યુ કે કલમ ૧૮૨ અને ૨૧૧ એ બે જુદી જુદી છે અને આવાં કામને કલમ ૨૧૧ લાગેછે'(ક્રા. વી. વા. ૮ પાને ૬૭ તા. ૩ સપટેમ્બર ૧૮૬૭ સરકાર વિરૂધ રહીમ હમદ વિરૂધ આબસખાન )

કોઈ એક સખસે પોલીસને અરજી કરી, તે અરજીમાં એવી ખોટી હકીકત લખી કે કોઈ બીજા સખસે અપરાધ કરયો છે એવો પોતાને શક છે માટે ચોકશી કરવી તે અરજી ઊપરથી પીનલકોડના કલમ ૨૧૧ ના અર્થ મુજબ તે સખસ ઉપર ફોજદારીમાં કામ ચલાવવું તેમ થતું નથી. સરકારી નોકરને પોતાના કાયદેસર અખત્યાર અમલમાં આણાવીને બીજા સખસને નુકશાન કરવાના ઇરાદાથી ખોટી ખબર આપ્યાનું તોહમત મજકુર કાયદાના કલમ ૧૮૨ પ્રમાણે તે અરજદારપર મુકવું જોઇએ (મુ. હા. સરકાર વિરૂદ્ધ ગોપાળ બાકાજી તા. ૨૪ એપરલ સન ૧૮૭૩.

વળી કલમ ૧૭૭ નિચેની ટીકામાં સરકાર વિરૂદ્ધ શુરાજી મોહનનો તા. ૧૦ જુલાઈ ૧૮૭૩.નો ફેસલો ટાંકયો છે તે વાંચો.

પીનલકોડ કલમ ૨૧૧ માં કહેલા અપરાધમાં કલમ ૧૮૨ માં કહેલા અપરાધનો સમાવેશ થાય છે અને એટલા વાસ્તે તેવા કામમાં જોઈએ તે કલમ પ્રમાણે કામ ચલાવવાનો માજીસ્રેટને અધિકાર છે પરંતુ ગુન્હાનો સ્વરૂપ જ્યારે ભયંકર છે એમ દેખાય તો કલમ ૨૧૧ પ્રમાણે કામ ચલાવવું યોગ્ય છે (ક્રા. હા. ઈ. લા. વા. ૫ પા. ૧૮૪ ભક્તીરામ વિરૂદ્ધ હીરા કોલીત).

કેદીએ પોતાના બચાવ ખાતર કહેલી હકીકત ખોટી પડે તો એમ આ કલમ પ્રમાણે ખોટી ખબર આપનાર ઠરતો નથી (મ. હા. રી. પા. ૧૨૮)

| કોઈ સરકારી નોકરનાકાયદેસર અખત્યારથી કાંઈ મીલકત જપ્ત થતી હોયતે- માં સામા થવું. | ૧૮૩. આ સખસ સરકારી નોકર છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં, તે સરકારી નોકરના કાયદેસર અખત્યારથી કાંઇ મીલકત જપ્ત થતી હોય તેમાં જે |
|---|---|

માણસ સામો થાય, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—હુકમનામાના પ્રા. ઉપર હુકમનામું બજાવવા માટે કારકુન ત્રીજા માણસના ઘરનો દરવાજો ઊઘાડે અને તે ઘરમાંથી તે પ્રા, કીંવા તેનો માલ નિકળે નહી તો તે કારકુન પ્રવેશનો ગુન્હેગાર થાય. અને તેવી વખતે તે ઘરનો માલીક કારકુનને ઘરમાં જવાને અટકાવે તો પણ તે ઈ. પી. કો. કા. ૧૮૩ યા ૧૮૬ પ્રમાણે શિક્ષાને પાત્ર નથી, (મુ.હા. વા. ૭ પા.૮૩ સરકાર વિરૂદ્ધ ગુજી).

એક સબારડીનેટ જડજનું વારંટ બજાવવાના કામમાં હરકત કરયાથી આરોપિતપર કલમ ૧૮૩ પ્રમાણેનું તોહમત ક્રી. પ્રો. કા. ૪૭૦ મુજબ સબારડીનેટ જડજની પરવાનગી લઈ એક મુસાઅલી આદમે મુક્યું. પછી સબારડીનેટ જડજના મંજુરી વગર મુસાઅલી આદમની અરજી પરથી તે ફરીયાદ કાહાડી લેવાની માજીસ્રેટે પરવાનગી આપી તેમાં ઠરાવ્યું કે ફરીયાદી ચલાવવાની પરવાનગી આપનાર કોરટની મંજુરી વગર આવી ફરીયાદ કાડી લેવાય નહી (મુ. હા. ઈ. લા. વા. ૨ પા. ૬૫૩ મુસેઅલી આદમની બાબતમાં.)

| કોઇ સરકારી નોકરના અખત્યારથી વેચવા કહાડેલી મીલકતના વેચવામાં અડચણ કરવી. | ૧૮૪. કોઇ સરકારી નોકરના પોતાના સરકારી હોદાના કાયદેસર અખત્યારથી વેચવા કાહાડેલી કાંઇ મીલકત વેચાણમાં જે માણસ ઇરાદાથી કાંઈ અડચણ કરે, તે માણસને |
|---|---|

એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરના અખત્યારથી વેચવા કાહાડેલી મીલકતનીક્રયદા વારૂધ ખરીદી અથવા માગણી.

૧૮૫. કોઇ સરકારી નોકરના પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખત્યારથી કોઇ મીલકતનું વેચાણ થતું હોય તે વેચાણમાંથી તે મીલકત ખરીદ કરવાને કલાણો સખસ કાયદા મુજબ અશકત છે એમ જાણ્યા છતાં તે સખસને હિસાબે, પછી તે સખસ પોતેજ હોય કે કોઇ બીજો સખસ હોય તો પણ જે માણસ તે મીલકત ખરીદ કરે અથવા તેની માગણી કરે અથવા માગણી કરેથી જે કરજ પોતાની ઉપર આવતી હોય તે કરજ અદા કરવાનો પોતાનો ઈરાદો નહી છતાં જે માણસ તે મીલકતની માગણી કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—માજીસ્ટ્રેટ લીલામમાં પુકારતી વખતે કોઈ માણસ હાશી કરે તો તથા" હાશી થવા જેવા કીમ્મત બોલે તો તે આ કલમ પ્રમાણે શિક્ષાને પાત્ર થાય (સા. પા. ૮૯).

કોઈ સરકારી નોકરનેતેના સરકારી કામ કરવામાંઅડચણકરવી

૧૮૬. કોઈ સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં જે માણસ બુધિપુરવક અડચણ કરે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—કેદી એક પોલીસના સીપાઈની કેદમાંથી નાશી ગયો તેમાં ઠરાવ્યું કે કાયદેસર કેદમાંથી નાશી જવાથી આ કલમ મુજબ સરકારી નોકરને તેનું કામ બજાવવામાં હરેકત કરી એવો ગુન્હો થતો નથી (મુ. હા. વા. ૨. પાને ૧૨૮ સરકાર વિરૂદ્ધ પોશુખાન ધાબાજી તા. ૨૫-૧-૬૫).

સને ૧૮૬૫ ના મુંબાઈ આક્ટ ૧ ની કલમ ૧ પ્રમાણે નિમેલા મોજણીદારે તોહમત વાળાને પોતાનું ખ્રર માપવા આવવા ઘેર આવવા કહ્યું તો તેણે કહ્યુંકે હાલ મને ફુરસદ નથી તેથી તેનાપર આ કલમ મુજબ તોહમત મુકવામાં આવેલું તેમાં ઠરાવ્યું કે આ આક્ટ પ્રમાણે નિમેલા મોજણીદાર સાથે કેદીએ પોતાને ઘેર જવાનું અને પોતાનું ખ્રર માપવા વિશે પરવાનગી આપવાનું નાકબુલ કર્યું તો તેટલાજ કૃત્યથી સરકારી નોકરને તેનું કામ ચલાવતાં છતાં આ કલમ પ્રમાણે હરકત કર્યાનો ગુન્હો થતો નથી (મુ. હા. વા. ૫ પાને ૫૧ સરકાર વિરૂદ્ધ ભગતીદાસ ભગવાનદાસ).

સરકાર વિરૂદ્ધ ગજીનો ફેસલો મુ. હા. વા. ૭ પાને ૮૩ મે છપાયલ. આ કાયદાની કલમ ૧૮૩ નિચે ટાંકવામાં આવ્યો છે તે જુઓ.

ગાડીના માલેકે પોતાની ગાડી સરકારી અમલદારને ભાડે આપવાને નાકબુલ કર્યું તો તેથી તેના પર આ કલમ પમાણે ગુનો ઠરતો નથી (મુ. હા. વા. ૯ પાને ૧૬૫ સરકાર વિરૂદ્ધ ઘોરી કુલન તા. ૮-૨-૭૨).

કાયદા મુજબ મદદ કરવાની ફરજ છતાં કોઈ સરકારી નોકરને મદદ કરવામાં કસુર કરવી.

૧૮૭. કોઈ સરકારી નોકરને તેની સરકારી નોકરી બજાવવામાં મદદ કરવા અથવા આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ હોય, તે માણસ અગર ઈરાદાથી તે પ્રમાણે મદદ આપવામાં કસુર કરે, તો તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા બસે રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે;

અને મદદ માગવાનો કાયદા પ્રમાણે જેને અખ્તિયાર હોય એવાં કોઈ સરકારી નોકરે કોઈ ઈનસાફની કોરટે કાયદા મુજબ કરેલા કોઈ હુકમ બજાવવાનાં કારણસર અથવા કોઈ ગુનોહ થતો અટકાવવાના કારણસર અથવા કાંઈ હંગામો કે બખેડો બંધ પાડવાના કારણસર અથવા જે સખસની ઉપર કાંઈ ગુનાહનું તોહોમત મુકયું હોય, કે જે કાંઈ ગુનાહનો તકશીરવાર હોય કે કાયદેસર કેદમાંથી નાશી ગયો હોય, એવા કોઈ સખસને પકડવાના કારણસર, તે મદદ માગી હોય તો તે માણસને છ મહિનાના મુદત સુધીના આસાન કેદની, અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—એક ચોરીના કામમાં ચોરીનો પંદર દિવસમાં પતો લાવવા વિશે અને પોલીસને મદદ કરવા વિશે એક માજીસ્ત્રેટે એક જમીનદારને હુકમ કર્યો. તેણે તે હુકમ અમાન્ય કર્યા માટે જીલ્લા માજીસ્ત્રેટે તેનાપર ઈ. પી. કો. કા. ૧૮૭–૧૮૮ પ્રમાણે તોહમત સાબિત કરી તેને શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે સને ૧૮૭૨ ના ૧૦ ની કલમ ૯૦ તથા ૯૧ પ્રમાણે જોતાં એવા પ્રકારનો હુકમ કરવાનો તે માજીસ્ત્રેટને અધિકાર નહોતો કારણ જમીનના માલિકે શું કરવું તે તેમાં કહેલું છે પરંતુ તેને હુકમ કરવાનો અધિકાર માજીસ્ત્રેટને તે કલમ ઉપરથી આપેલો નથી. માટે સરકારી અમલદારે કરેલો હુકમ અમાન્ય કર્યા બદલ આ કલમ તો. ૧૦૪ મી કલમ પ્રમાણે તેના પર તોહોમત રેહી શકતુ નથી માટે શીક્ષા રદ કરી (અલ્હા. હાઈ. ઈ. લા. વા. ૩ પા. ૨૦૧ સરકાર વિરૂદ્ધ કાશીરામ વિગેરે )

કોઈ સરકારી નોકરે કાયદા મુજબ જાહેર કરેલો હુકમ ન માનવો.

૧૮૮. કોઈ સરકારી નોકરને કાંઈ હુકમ જાહેર કરવાને કાયદા મુજબ અખ્તિયાર હોય, તે પ્રમાણે હુકમ જાહેર કરીને તે કોઈ માણસને એ પ્રમાણે ફરમાવે કે તમારે ફલાણા કામથી દુર રેહેવું, અથવા તમારા કબજામાં કે તમારા વહીવટમાં ફલાણી મિલકત છે તે બાબત ફલાણી તરેહનો બંદોબસ્ત રાખવો અને એ પ્રમાણે તે સરકારી નોકરે ફરમાવેલું છે એમ જાણ્યા છતાં તે માણસ તે હુકમ ન માને અને તે હુકમ તેણે ન માનવાથી અગર કાયદેસર કહેલા કોઈ સખસોને કાંઈ અડચણ, દુઃખ, કે નુકશાન થાય અથવા થશે એવું થાય અથવા કાંઈ અડચણ, દુખ કે નુકશાનનું જોખમ થાય અથવા થશે એવું થાય, તો તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા બસેં રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને અગર તેણે તે હુકમ ન માનવાથી માણસની જિંદગીને, તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ થાય અથવા થશે એવું થાય, અથવા હંગામો કે બખેડો થાય અથવા થશે એવું થાય, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો—તે ગુનેહગારે હાનિ કરવાનો ઇરાદો કરવો જોઇએ અથવા તે હુકમ ન માનેથી હાની થવાનો સંભવ છે એવો તેને વિચાર થવો જોઇએ, એમ કાંઈ જરૂર નથી. તે એમ જાણે કે હું ફલાણો હુકમ માનતો નથી, તથા તે હુકમ તેણે ન માનવાથી હાની થાય અથવા થશે એવો સંભવ હોય, તો બસ છે.

### દ્રષ્ટાંત.

જે સરકારી નોકરને કાયદા મુજબ હુકમ જાહેર કરવાનો અખ્તિયાર હોય એવો કોઈ સરકારી નોકર અગર એ પ્રમાણે એક હુકમ જાહેર કરે કે ફલાણો ધરમ સંબંધીનો

જરોખોશે ફલાણે રસ્તે થઈને જવું નહી ને પુછી જાણી બુઝીને આ તે હુકમ ને માને, અને તેથી હંગામાનું જોખમ થાય, તો આ એ આકલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ જાણવું.

ટીકા.—ઉપરની કલમ ૧૭૭ ઉપર આપેલો ફેસલો જુઓ.

કોઈ, કરેલો હુકમ કાયદેસર છે કે નહી એ બાબત અપીલ કોરટ ઠરાવ કરે ત્યાંહા સુધી હુકમનું અનુમાન ક્યાની તજવીજ કરી શિક્ષા કરવાનો અધિકાર નથી. (જુઓ મુ. હા. વા ૨ પા. ૩૮૪ સરકાર વિરૂધ દલસુખ હરિભાઈ.

કેદીએ એક બીજાને કબજે જબરાઈથી લીધાથી તેનાપર હુકમ નહી માન્યા બાબત આ કલમ પ્રમાણે તોહમત સાબિત કરી તેને સખ્ત કેદની શીક્ષા કરી તેમાં ઠરાવ્યુ કે આ કલમના ફેરફારના ભાગમાં લખેલા પ્રકારનો આ ગુનેહો છે એવું માજીસ્ત્રેટના અભિપ્રાયથી જણાતું નથી તેથી સખ્ત કેદની શિક્ષાનો હુકમ રદ કરી આસાન કેદની શીક્ષા કરી (જુઓ, મુ. હા. વા. ૩ પા. ૩૨ સરકાર વિરૂદ્ધ રતનરાવ માહાદેવ )

સને ૧૮૬૪ ના આકટ ૫ મુજબ મામલતદારે કેદીને વાદીના કબજાની ઇમારતમાં પ્રતીવાદીના ઘરનું પાણી પડે છે તે પડવા નહી દેવા કરેલો હુકમ નહી માન્યો તેથી તેનાપર આ કલમ મુજબ તોહમત રાખી શીક્ષા કરેલી તેમાં ઠરાવ્યું કે મુંબાઈના સને ૧૮૬૪ ના આકટ ૫ મુજબ તેવો હુકમ કરવાનો મામલતદારને અધિકાર નહી હતો. સબબ તોહમત અને શિક્ષા રદ કરયાં. (જુઓ મુ. હા. વા. ૩ પાને ૫૩ સરકાર વિરૂદ્ધ બાઉ વીઠુ)

સન ૧૮૬૪ ના આકટ ૫ મુજબ મામલતદારે કેદીને એવો હુકમ કરયો કે તારા દરવાજામાંથી જવા આવવાનો ફરીયાદીને અટકાવ કરવો નહી અને તે દરવાજો ઉઘાડો રાખવો. કેદીએ તે હુકમ ન માન્યાથી તેના પર આ કલમ પ્રમાણે તોહમત રાખ્યાથી ઠરાવ્યું કે દરવાજો ઉઘાડો રાખવા વિષે હુકમ કરવાને મામલતદારને સન ૧૮૬૪ ના ૫ મુજબ અધિકાર નથી માટે કેદીપર આ કલમ પ્રમાણે તોહોમત રહી શકતું નથી. (મું. હા. વા. ૫ પાને ૨૧ સરકાર વિરૂધ ખંડોજી નાનાજી)

અમુક ભંડારનો દરવાજો ઉઘાડો મુકવા કેદીને મામલતદારે સન ૧૮૬૪ ના ૫ મુજબ કરેલો હુકમ નહી માન્યાથી તેના પર આ કલમ મુજબ તોહોમત રાખ્યાથી ઠરાવ્યુ કે વાસ્તવીક જોતાં આ ગુનેહો પક્ષકારોના કબજાને હરકત નહી થવા માટે આપેલી તાકીદને નહી માન્યાનો છે અને તે મામલતદારના અધિકારમાં છે માટે કોરટની શિક્ષામાં હાથ નાખવાનું કારણ નથી (મું. હા. વા. ૫ પાને. ૪૬ સરકાર વિરૂધ કલ્યાણ શેઠ નારાયણ શેઠ)

પંઢરપુરના દેવળમાં પેસવાનો દરવાજો કેટલોક ઉંચો અને પોહોળો કરવાને ગુનેહગાર ઉપર એક માજીસ્ત્રેટે (ક્રી. પ્રો. કો. કા. ૬૨ સને ૧૮૬૧ ના આકટ ૨૫ ની) હુકમ કરેલો પરંતુ તે ન માન્યો તેથી તેના પર આ કલમ મુજબ તોહમત રાખેલું હાઈકોરટે કાયમ રાખ્યું (જુઓ મુ. હા. વા. ૬ પાને ૩૬ સરકાર વિ. રામચંદ્ર એકનાથ વિગેરે )

હોલકર સરકાર પાસેથી કહેલી રાહાદારી જકાત લેવી નહી એવો માજીસ્ત્રેટે કલેકટરના હોદ્દાથી કરેલો હુકમ ગુનેગારે નહી માન્યાથી તેના પર આ કલમ મુજબ મુકેલા તોહમતમાં ઠરાવ્યું કે બ્રિટીસ રાજ્યના મુલકમાં હોલકર સરકાર પાસેથી કહેલી રાહાદારી જકાત લેવી બંધ કરવાનો હુકમ કરવાને કોઈ કલેકટરને અધિકાર નથી. માટે આ કલમ પ્રમાણે તોહોમત રહી શકતું નથી (મુ. હા. વા. ૫ પાને ૧૩ સરકાર વિરૂદ્ધ વિઠલ લક્ષ્મણ.(

જે વાતથી લોકને ત્રાસ, અડચણ કે નુકશાન થતું હોય એવી બાબતમાંજ માત્ર હાથ ઘાલવાનો અધિકાર છે તેથી જે બાબતમાં આવો પ્રકાર થયો ન હોય કીંવા થવાનો સંભવ ન હોય તે બાબતમાં માજીસ્ત્રેટથી હાથ નંખાય નહી (મ. હા. વા. ૪ પાને ૬)

આ કલમ પ્રમાણે ગુનેગાર ઠરાવતી વખતે એવું જોવું જોઇએ કે તે હુકમ લખેલો હતો કે કેમ (ઈ. ડા. પ્ર. ૩૪૩.)

* ક્રી. પ્રો. કા ૫૧૮ (સન ૧૮૭૨ ના ૧૦ મા પ્રમાણે માજીસ્ત્રેટે કેદીપર કરેલો હુકમ

મુદતની અંદર માન્યો નહી તેથી તેના પર આ કલમ મુજબ તોહોમત ઠરાવી તેને શિક્ષા કરી. તેમાં ઠરાવ્યુ કે કલમ ૫૧૮ પ્રમાણે કરેલો હુકમ ન માન્યો તો તે બદલ ક્રી. પ્રો. કા. ૪૮૩ પ્રમાણે શિક્ષા કરવાનો તે માજીસ્ત્રેટને અધિકાર મળતો નથી માટે શિક્ષા રદ કરી. વળી એમ પણ ઠરાવ્યું કે પી કો. કા. ૧૮૮ માંના ઠરાવ પર માજીસ્ત્રેટે ધ્યાન આપવું કે એકાદ હુકમ અમાન્ય થયો એટલુંજ સાબિત થવું બસ નથી પણ તેણે હુકમ નહી માન્યાથી કાયદેસર કામ કરનારા માણસને કાંઇ હરકત યા ઉપદ્રવ અગર નુકશાન થાય અગર થવાનો સંભવ હોય અગર તેથી હરકત અગર ઉપદ્રવ અગર નુકશાની થવાનો ભય થશે એમ સાબિત થવું જોઇએ એવું થાય છે. મુ. હા. વા. ૧૦ પાને ૪૨૪ સરકાર વિરૂધ રણછોડ દયાળ ).

અમુક જગોએ મુડદાં દાટવાં તથા બાળવાસારૂ લોકોને મનાઈ કરવા બાબતનો હુકમ તે જગોએ ચોડેલો તે હુકમ તોડ્યાના ગુન્હાની સાબિતી આ કલમ પ્રમાણે એક સખ્સ પર થઇ તેમાં ઠરાવ્યું કે સદરહુ હુકમ ખુદ તોહોમતવાળાને પોહોંચાડવામાં નહી આવેલો સબબ એ ગુન્હાની સાબિતી ગેરકાયદેસર છે (સરકાર વિરૂદ્ધ સુકર બુવિયા તા. ૩ મારચ ૧૮૭૦ મુંબાઈ હાઈ. )

સને ૧૮૬૪ ના ૫ પ્રમાણે ખેતરનો કબજો ફરિયાદીને આપવા માટે તોહોમતવાળા પર મામલેતદારે કરેલો હુકમ તેણે નહિ માન્યાથી તેનાપર આ કલમ મુજબ તોહોમત મુકવાની ફરિયાદીને પરવાનગી આપેલી તેથી તેણે આ કલમ મુજબ તેનાપર ફરિયાદ કરી પણ ફરિયાદીને ક્રી. પ્રો. કા. ૨૭૧ (૬૧ના ૨૫ ની) મુજબ ફરિયાદ એચી લેવા દીધી તેમાં ઠરાવ્યું કે હાલના કામમાં હુકમ ન માનવાથી જે સખ્સને નુકશાન થયુ અને જેને તોહોમતવાળાપર ફોજદારી કામ ચલાવાની રજા મળી તે ફરિયાદ કરનાર હતો અને ક્રી. પ્રો. કો. ના બાબ ૧૫ ની અંદર આવે એવાં કામોમાં તે પોતાની ફરિયાદ પાછી લઈ શકેછે(મુ. હા. તા. ૧૬ ફેબ્રુઆરી ૧૮૭૧ સરકાર વિરૂદ્ધ જીજીભાઈ નથુભાઈ વીગેરે)

કુવાને મરામત કરવા સને ૧૮૬૧ ના આક્ટ ૨૫ ની કા. ૬૨ મુજબ એક સબોરડીનેટ માજીસ્ત્રેટે કરેલો હુકમ ન માન્યાથી તેનાપર આ કલમ મુજબ તોહોમત રાખી દંડની શિક્ષા કરી અને તે દંડમાંથી કુવાને મરામત કરવા ઠરાવ કર્યો. તેમાં ઠરાવ્યું કે આ કામમાં કા. ૩૦૮ લાગુ પડેછે તેથી આ કામમાં સબો. માજીસ્ત્રેટને અધિકાર નથી અને વળી કા. ૪૪ મુજબ કુવાને મરામત કરવાનો હુકમ કરાવાનો તેને અધિકાર નહોતો. (મુ. હા. તા. ૧૩-૪-૭૧ સરકાર વિ૦ તાત્યા વિઠોબા પાડક)

માજીસ્ત્રેટે (સને ૧૮૭૨ ના ૧૦ની કા. ૫૧૮) કા. ૫૧૮ પ્રમાણે વધેલી વાડ કાપી બરાબર કરવા કરેલો હુકમ નહિ માન્યા બાબત આ કલમ પ્રમાણે તોહોમત વાળાપર રાખેલા તોહોમતના કામમાં ઠરાવ્યું કે તુરતા તુરત ઈલાજ કરવાની કંઈ જરૂર નહોતી એમ મુકદમાની હકીકતથી માલમ પડ્યુ માટે જે હુકમ માનવામાં નથી આવ્યો તે હુકમ કરવાનો માજીસ્ત્રેટને અખતિયાર નહોતો કેમકે કા. ૫૧૮ ના પહેલા ખુલાશામાં એવી બાબતનેસારૂ બીજો અને થોડો સંક્ષેપ રસ્તો બતાવેલો છે. માજીસ્ત્રેટને એમ પણ ખબર આપવી કે આવા કામને મુંબાઇના સને ૧૮૬૭ના આક્ટ ૭ ની કા. ૩૩ વધારે લાગુ પડેછે. (મુ. હા. તા. ૧૧ જુન સને ૧૮૭૪ સરકાર વિરૂદ્ધ બાપુજી બેચર)

લોકને તાબડતોબ નુકશાન થનારછે એમ હોવા શિવાય ક્રી. પ્રો. કા. ૫૨૮ પ્રમાણે હુકમ કરી શકાતો નથી અને તેવો હુકમ કર્યા પછી જો માજીસ્ત્રેટે અગાડી ચોકશી કરવા વિશે કા. ૫૨૫ પ્રમાણે હુકમ કર્યો હોય તો કા. ૫૨૮ પ્રમાણે ચલાવેલુ કામ માજીસ્ત્રેટે બંધ કર્યુ એમ સમજવું જોઇયે અને કા. ૫૨૫ પ્રમાણે કામ શરૂ કર્યું એટલેપી. કો. કા. ૧૮૮ પ્રમાણે જે માણસપર આરોપ મુકવામાં આવ્યોછે તે માણસને દંડ ન કરતાં કા. ૫૨૧ પ્રમાણેજ માજીસ્ત્રેટે કામ ચલાવવું જોઇયે. (કા. વી. વા. ૨૧ પાને ૮૬ સરકારવિરૂદ્ધ બાલેંદ્રલાલ અને બીજા)

પી. કો. કા. ૧૮૮ ના આધારે તોહોમતની શાબિતી થવાને હુકમ પ્રસિદ્ધ કરવાનો અખતિયાર કાયદાથી જે સરકારી નોકરને હતો એવા નોકરે પ્રસિદ્ધ કરેલો હુકમ આરોપિતે અમાન્ય કર્યોછે એમ શાબિત થનારો પુરાવો જોઇયે (કા. વી. વા. ૨૩ પાને ૫૭ સરકાર વિરૂધ સુબનસીંગ વીગેરે)

એક દીવાની કોરટે અરજદારને એમ તાકીદ કરી હતી કે અમુક જગાએ તારે ઝપડી બાંધવી નહિ છતાં તેણે બાંધી તેથી તેનાપર કા. ૧૮૮ મુજબ તોહોમત રાખ્યુ તેમાં ઠરાવ્યું કે સરકારી અમલદાર સાર્વજનિક કામ માટે જે હુકમ પ્રસિધ કરે છે તે હુકમને માત્ર આ કલમમાંના ઠરાવ લાગુ પડેછે અને દીવાની દાવામાં પક્ષકારોના દરમિયાન થયેલા હુકમને તે કલમ લાગુ પડતી નથી. કા. હા. હાં. લા. વા. ૬ પાને. ૪૪૫ ચંદરકાંતદે અરજદારની બાબતમાં)

કોઈ સરકારી નોકરને નુકશાન કરવાનો ડર દેખાડવો.

૧૮૯. કોઇ સરકારી નોકરને પોતાના સરકારી ઓહદાના અમલસંબંધી કાંઈ કામ કરવાને, અથવા કાંઈ કામ ન કરવાને, અથવા કાંઈ કામમાં ઢીલ કરવાને લલચાવવાના કારણસર, તે સરકારી નોકરને ખુદને, અથવા જે સખસની સાથે તે સરકારી નોકરને સંબંધ છે એમ પોતે માનતો હોય, એવા કોઈ સખ્સને, કાંઈ નુકશાન કરવાનો, જે માણસ ડર દેખાડે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઈ સરકારી નોકરની પાસે આશરો માગવાની અરજ કરવાથી દુર રેહેવાને કોઈ સખ્સને લલચાવવા સારૂ તેને નુકશાન કરવાનો ડર દેખાડવો.

૧૯૦. કાંઈ નુકશાનથી કોઇનું રેક્ષણ કરવાનો અથવા કરાવાનો જે સરકારી નોકરને કાયદા મુજબ અખત્યાર હોય, એવા કોઈ સરકારી નોકરની આગળ કોઈ સખ્સને કાંઈ નુકશાનથી પોતાનું રેક્ષણ થવા બાબત કાયદેસર, અરજ ન કરવાને અથવા અરજ કરતો અટકાવવાને લલચાવવાના કારણસર, જે માણસ તે સખ્સને કાંઈ નુકશાન કરવાનો ડર દેખાડે તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.



## બાબ ૧૧ મો.

### ખોટા પુરાવા તથા સરકારી ઈનસાફ વિરૂદ્ધ ગુનાહ બાબત.

ખોટી શાહેદી આપવી.

૧૯૧. કાંઈ સોગંદથી અથવા કાયદાના ખાસ ઠરાવથી સાચુ બોલવાને જે માણસ કાયદા મુજબ બંધાએલો હોય, અથવા કાંઈ પણ બાબત સંબંધી કાંઈ એકરાર કરવાને કાયદાથી બંધાએલો હોય. તે માણસ એવી કાંઈ વાત કેહે કે જે ખોટી હોય, અને જે ખોટીછે એમ તે જાણતો કે માનતો હોય, અથવા ખરી છે એમ તે ન માનતો હોય, તો તે માણસે ખોટી શાહેદી આપી એમ સમજવું.

ખુલાસો ૧ લો—કાંઈ વાત મોહોડેથી કહી હોય અથવા કોઈ બીજી રીતે કહી હોય તોપણ તેને આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી.

ખુલાસો ૨ જો—શાહેદી આપનાર સખ્સ પોતાના માનવા બાબત જે ખોટી વાત કહે, તેને પણ આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી, અને જેમ જે વસ્તુ કોઈ સખ્સ જાણતો ન હોય ને તે કહે કે હું જાણુંછું તેથી તે સખ્સ ખોટી શાહેદી આપ્યાનો

ગુનેગાર થાય તેમજ જે વસ્તુ તે માનતો નહી હોય તે વીશે તે એમ કહે કે હું એ માનુંછું તો તેથી પણ તે સખ્સ ખોટી શાહેદી આપ્યાનો ગુનેહગાર થઈ શકે છે.

દ્રષ્ટાંત.

(અ) ઝ ની ઉપર બ નો હજાર રૂપીઆનો એક વ્યાજબી દાવો છે, તેની મજબુતીમાં ઇનસાફની વખતે અ આવીને એવા ખોટા સોગન ખાય કે બ નો દાવો વ્યાજબી છે એમ ઝ ને કબુલ કરતાંમેંસાંભળ્યો, તો અ એ ખોટી શાહેદી આપીએમસમજવું.

(બ) કાંઈ સોગંદથી સાચુ બોલવાને બંધાએલો છતાં, અ એ પ્રમાણે કહે કે ફલાણી સહી ઝ ની લખેલી છે એમ હું માનું છું. અને ઝ ની લખેલી છે એમ તે ન માનતો હોય, તો એ ઠેકાણે અ જે વાત પોતે ખોટી જાણે છે તે કેહેછે, માટે તેણે ખોટી શાહેદી આપી એમ સમજવું.

(ક) ઝ ના અક્ષરનું વલણ અ જાણે છે અને તે એ પ્રમાણે કેહેકે ફલાણી સહી ઝ ની લખેલી છે એમ હું માનુ છું, અને તેમજ તે સહી તેની લખેલી છે એમ અ શુદ્ધબુદ્ધિએ માનતો હોય, તો એ ઠેકાણે અ ની વાત ફકત તેના માનવા વિશે છે અને તેના માનવા વિશે તે સાચો છે, માટે અગર તે સહી ઝ ની લખેલી ન હોય તોપણ અ એ ખોટી શાહેદી આપી એમ સમજવું નહી.

(ડ) કાંઈ સોગંદથી સાચુ બોલવાને બંધાયલો છતાં, અ એ પ્રમાણે કેહેકે ફલાણે દાહાડે ઝ ફલાણે ઠેકાણે હતો એમ હું જાણુંછું, અને તે બાબત અ કાંઈ જાણતો ન હોય તો, અગર તે દહાડે ઝ તે ઠેકાણે હતો કે નહી તોપણ અ એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

(ઇ) અ કોઈ સમજાવનારો કે તરજુમો કરનારો છે, અને તે જે વાત અથવા લખ ખરી રીતે સમજાવવા અથવા તેનો તરજુમો કરવાને સોગંદથી બંધાએલો છે, તે વાતની અથવા લખની એવી સમજણ આપે અથવા એવો તરજુમો કરે, અથવા તે સમજણ અથવા તરજુમો ખરો છે એમ સરટીફીકેટ આપે; કે તે સમજણ અથવા તરજુમો ખરો ન હોય, અને તે તેને ખરો માનતો ન હોય, તો અ એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

ટીકા—કોઈ પક્ષકારને કાયદા પ્રમાણે સોગનપર ખરો મજકુર કહેવાની જરૂર છતાં તે ખોટો મજકુર કહે અને તથી તેનાપર ખોટી સાક્ષી આપ્યાનું તોહોમત મુકયું હોય તો જો તેણે ખરો મજકુર કહ્યો હોત તો ગુનેહ થાત માટે તેણે ખોટો મજકુર કહ્યોછે એવા સબબથી તેને ખોટી સાહેદી આપ્યાના તોહોમતમાંથી મુકત કરવો યોગ્ય નથી(મ.હા.વા.૩પા.૨૯)

આ કલમ પ્રમાણે ખોટી શાહેદી આપ્યાનો ગુનોહ થવા માટે જે કામમાં તે ખોટી સાહેદી આપી તે કામમાં તે મુદ્દાનીજ હોવી જોઇયે એમ કાંઇ જરૂર નથી (મુ. હા. વા. ૫ પા. ૬૮ સરકાર વિરૂદ્ધ રામચંદ્ર)

કોઈ પોલીશપટેલ મુંબાઇના સને ૧૮૬૭ ના આકટ ૮ની કા. ૨૩ પ્રમાણે કામ કરતાં છતાં તેમની આગળ સોગનપર કાંઈ ખોટો મજકુર કહે તો તેણે આ કલમ પ્રમાણે ખોટી સાહેદી આપી એમ થાયછે (મુ. હા. ઇ. લા. વા. ૪ પા. ૪૭૯ સરકાર વિરૂદ્ધ હરે બસાપા)

ખોટી સાહેદી આપ્યા બદલનો ચાર્જ મુકવો તે ન્યાયની કોરટમાં આપેલી શાક્ષીને માટેજ મુકવો એમ નથી એવા પ્રકારનો મજકુર એકાદ પોલીશ અમલદાર આગળ કહ્યો

હોય તોપણ તે આ કલમ પ્રમાણે અને ક્રી. પ્રો. કા. ૧૧૮ પ્રમાણે વિચાર કરી જોતાં ખોટી સાહેદી આપ્યા પ્રમાણે થાયછે (કા. વી. રી. વા. ૨૦ પા. ૪૧ સરકાર વિરૂધ નાનચંદ મુકરજી)

ખોટો પુરાવો બનાવવો. | ૧૯૨. જે માણસ કાંઈ બીના બનાવે, અથવા કાંઈ ચોપડી કે દફતર મધ્યે કાંઈ ખોટી રકમ લખે, અથવા કાંઈ લેખ કરે અને તેમાં કાંઈ ખોટી વાત લખે, એવા ઇરાદાથી કે કોઇ ઇનસાફી મુકદમામાં, અથવા કોઇ સરકારી નોકરની આગળ તેના સરકારી હોદ્દાથી કાયદા મુજબ ચાલતા મુકદમામાં, અથવા કોઇ લવાદની આગળ, તે બીના, ખોટી રકમ અથવા ખોટી વાત પુરાવામાં રજુ થાય, તથા તે રજુ થનારી બીના, અથવા ખોટી રકમ, અથવા ખોટી વાતથી, તે મુકદમામાં પુરાવા ઉપરથી જે સખસ કાંઈ અભીપ્રાય બાંધનાર હોય તે સખસના મનમાં, તે મુદતમાંના ફેસલાને લગતી કાંઈ જરૂરની બાબત સંબંધી ખોટો અભીપ્રાય આવે, તો તે માણસે ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

**દ્રષ્ટાંત.**

(અ) ઝ ની એક પેટીમાં અ કાંઈ ઘરેણાં મુકે; એવા ઇરાદાથી કે તે ઘરેણાં તે પેટીમાંથી જડે, તથા એ બીનાથી ઝ ની ઉપર ચોરી સાબીત થાય, તો અ એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

(બ) અ પોતાની દુકાનના ચોપડામાં એક ખોટી રકમ લખે. એટલા સારૂ કે કોઈ ઇનસાફની કોરટમાં તે પુષ્ટીકર પ્રમાણ દાખલ વાપરવી, તો અ એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

(ક) ઝ ની ઉપર બદમસ્લતનો ગુનોહ સાબિત કરવાના ઇરાદાથી અ ઝ ના જેવા અક્ષર કરીને એક કાગળ લખે, એવી રીતે કે જાણે તે કાગળ તે બદમસ્લત માંહેના કોઈ સોબતિને લખેલો હોય. અને પોલીસ અમલદારો ફલાણે ઠેકાણે ખોળ કરશે એવો સંભવ છે એમ જાણીને તે કાગળ તે ઠેકાણે મુકે, તો અ એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

**ટીકા**—કેદીએ સને ૧૮૫૯ના આકટ ૮ ની કા. ૧૧૯ મુજબ દાવાની ફરી ચોકશી માટે એક અરજી આપી અને તે અરજીપર એક સ્માલકાજ કોરટના જડજની રૂબરૂ પ્રતિજ્ઞા લેખ કરયો તેમાં કેદીએ કંઇક ખોટું કહ્યું તેથી તેનાપર આ કલમ મુજબ તોહોમત મુકી તેને ગુનેહગાર ઠરાવ્યો તેમાં ઠરાવ્યું કે ગુનેહગાર આ કલમમાં કહેલા ગુનાહનો ગુનેહગાર નથી અને ૫૯ ના ૮ ની કા. ૨૪ પ્રમાણે તે શિક્ષાને પાત્ર નથી. આ કલમમાં કહેલો ગુનોહ થવાને જે દસ્તાવેજમાં ખોટો મજકુર કરયો હોય તે પુરાવામાં વાપરવા માટે લખવો જોઇયે. કા. ૧૧૯ મુજબ કરવાના અરજીપર પ્રતિજ્ઞા લેખ કરવાની જરૂર નથી તો આરોપિત ગુનેહગાર નથી (કા. વા. ૧૦ સરકાર વિરૂધ હારેનમંદલ તા. ૧૦ અગષ્ટ ૧૮૬૮) એક માણસપર ચોરીની થયેલી ફરિયાદીમાં તે બીન ગુનેહગાર ઠરવાથી તેના વિરૂધ સાહેદી આપનાર બેઉ સખસોપર ખોટો આરોપ આણ્યા બદલ તેને ફરિયાદી કરવાની એક માજીસ્ત્રેટે પરવાનગી આપી. પણ તેણે મંજુરીપરથી ફરિયાદ ન કરી તેથી માજીસ્ત્રેટે પોલીશના રીપોર્ટથી કા. ૧૯૨ પ્રમાણે ખોટા સાહેદી આપ્યાનો આરોપ રાખ્યો તેમાં ઠરાવ્યું કે આવી રીતે મંજુરી મળેલો શખ્સ ફરિયાદી ના કરે તો ફરિયાદ શિવાય કા. ૧૪૨ ઉપરથી તે કામ લેવાનો જીલ્લા માજીસ્ત્રેટને અધિકારછે (કા. હા. ઈ. લા. વા. ૪ પા. ૭૧૨ સરકાર વિરૂધ નિપમજી તા. ૨ ડીસેંબર ૧૮૭૮)

ખોટી શાહેદી તથા ખોટા પુરાવાની શિક્ષા.

૧૯૩. જે માણસ કાંઈ ઇનસાફી મુકદમાના કોઈપણ ભાગમાં ઇરાદાથી ખોટી શાહેદી આપે, અથવા કોઈ ઇનસાફી મુકદમાના કોઈપણ ભાગમાં વપરાય એવા કારણસર ખોટો પુરાવો બનાવે તે માણસને સાત વર્ષની મુદત સુધીની એમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; તથા બીજી કોઈ બાબતમાં જે માણસ ઇરાદાથી ખોટી શાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એ માંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો ૧ લો.—કોઈ કોરટ માર્સલ અથવા મીલીટરી કોરટ આન્વરિક વેસ્ટની આગળ તજવીજ ચાલતી હોય તેને ઇનસાફી મુકદમો સમજવો.

ખુલાસો ૨ જો.—કોઈ ઇનસાફની કોરટની આગળ મુકદમો ચાલતાં પેહેલાં કાયદાએ ફરમાવેલી તજવીજ થતી હોય તેને ઇનશાફી મુકદમાનો એક ભાગ સમજવો, પછી તે તજવીજ કોઈ ઇનસાફની કોરટની આગળ નહી થતી હોય તોપણ.

દૃષ્ટાંત.

ઞ ને તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવો જોઈએ કે નહી એ ઠરાવવા સારૂ કોઈ માજીસ્ટ્રેટની આગળ ચાલતી તજવીજમાં અ સોગંદ ખાઈને એવી વાત કહે કે જે ખોટીછે એમ તે જાણતો હોય, તો એ તજવીજ ઇનસાફી મુકદમાનો એક ભાગ છે, માટે અ એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

ખુલાસો ૩ જો.—કોઈ ઇનસાફની કોરટે કાયદા મુજબ કાંઈ તજવીજ કરવાનુ ફરમાવ્યું હોય, અને તે તજવીજ કોઈ ઇનસાફની કોરટના હુકમ મુજબ થતી હોય, તો તે તજવીજને ઇનસાફી મુકદમાનો એક ભાગ સમજવો. પછી તે તજવીજ કોઈ ઇનસાફની કોરટની આગળ નહી થતી હોય તોપણ કાંઈ જમીનની હદ મુકરેર કરવા સારૂ એક ઇનસાફની કોરટે કોઈ અમલદારને તે જગોપર મોકલ્યો હોય, તે અમલદારની આગળ થતી તજવીજમાં અ સોગંદ ખાઈને એવી એક વાત કહે કે જે ખોટી છે એમ તે જાણતો હોય, તો એ તજવીજ ઇનસાફી મુકદમા નો એક ભાગ છે માટે અ એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

ટીકા—મદ્રાસ સદરકોરટે એમ ઠરાવ્યુંછે કે ન્યાયના કામમાં જાણીબુજીને ખોટી સાહેદી આપ્યા બદલ સદરહુ કલમ પ્રમાણે કામ ચલાવવું હોય તો આરોપિતે કહેલો મજકુર તેણે અગાઉ સોગનપર કીંવા પ્રતિજ્ઞાપર જે મજકુર કહ્યો હતો તેથી જુદો છે એટલુંજ બતાવવું બસ નથી પણ તેણે કહેલો મજકુર ખોટોછે એમ તેને માહીત હતું એ શાબિત થવું જોઇયે (મ. કા. પૃ. ૧૪૧)

જે સાહેદ જુઠી રીતે બીજાના નામથી જુબાની આપે તેના ઉપર પી. કો. કા. ૪૧૯ મુજબ વેશ લઈ ઠગાઈ કર્યાનું તોહોમત નહિ રાખતાં કા. ૧૯૩ પ્રમાણે ખોટી સાહેદી આપ્યાનું તોહોમત રાખવું જોઇયે (મુ. હા. વા. ૧ પા. ૮૯ સરકારવિરુદ્ધ પ્રેમા ભીખા તા. ૫ નવેંબર ૧૮૬૩)

ઇનકમટાક્શના કમીશનરની રૂબરૂ કહેલો મજકુર ખોટોછે અથવા ખોટોછે એમ માનવાને કારણે કેદીને હતું તે છતાં તેણે તેવો મજકુર કહ્યો તો તેથી કા. ૧૮૧ પ્રમાણે નહિ પણ આ કલમ પ્રમાણે ગુનોહ થાયછે (મુ.હા.વા. ૮ પા.૨૧ સરકારવિરુદ્ધ દાલજી અદરજી)

એક વિનાયક દેવાકર ઉપર કામ ચાલ્યું તેમાં આ કામના કેદીએ, પ્રતિજ્ઞા ઉપર ક-

હેલી હકીકત ખોટીછે એમ ગણી તેનાપર ખોટી સાહેદી આપ્યાનું કામ ચલાવી તેને શિક્ષા કરી. તેમાં ઠરાવ્યું કે સદરહુ વિનાયકપર મુકેલુ તોહોમત જેને ફરિયાદ કરવાને હક મળ્યો હતો તે શિવાયના બીજા માણસે તેનાપર ફરિયાદ કર્યાથી એ વિનાયકપરનું તોહોમત રદ કર્યું તેથી આ કેદીની બાબતમાં એમ ઠરાવ્યું કે જે કામનું મૂળ તોહોમત અમે રદ કર્યું તેમાંથી આ કામ ઉભુ થયુંછે તો આ કેદીની બાબતમાં પણ શિક્ષા રદ કરીછે (મુ. હા. વા. ૮ પાને ૩૭ સરકાર વિરુદ્ધ રાવજી તાજર તા. ૧૫ જુન ૧૮૭૧)

ત્રણજણે જડજની રુબરુ ખોટી સાહેદી આપ્યાથી તેઓની એકઠી તપાસ કરેલી તેમાં ઠરાવ્યું કે દરેક કેદીપર મુકેલા તોહોમતની એકઠી તપાસ ન કરતાં દરેકની જુદી જુદી તપાસ માગવાનો તે કેદીનો હક છે અને તે તપાસ જુદીજ કરવી. (મુ. હા. વા. ૫ પા. ૫૫ સરકાર વિરુધ ભવાનીશંકર હરીભાઈ વિગેરે)

એક મુલકી પટેલની નિમનોકની બાબતમાં આરોપિતે કરેલી અરજીમાં કહેલો મજકુર ત્રાસદાયક હતો તેથી તે અરજીનો લખનાર કોણ તેની શોધ કરવા માટે આરોપિતની સોગનપર લીધેલી જુબાનીમાં તેણે કહેલો કેટલોક મજકુર ખોટો છે એમ ગણી તેનાપર કા. ૧૯૩ મુજબ તોહોમત મુકી શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે ત્રાસદાયક અરજી લખનાર કોણ છે એ બાબત શોધ કરવામાં જે કામ માજીસ્ટ્રેટ ચલાવે તેમાં સોગન આપવાનો તે માજીસ્ટ્રેટને અધિકાર નથી માટે, આરોપિત ખોટી શાહેદી આપ્યાનો ગુનેહગાર થતો નથી. (મુ. હા. વા. ૧૧ પાને ૧૧ સરકાર વિરુધ જીજીભાઈ વજા)

તેવીજ રીતે કા. વી. રી. વા. ૫ પાને ૭૨ ના કામમાં સરકાર વિરુધ વૈકુંઠનાથ બાનરજીમાં એમજ ઠેરાવ્યુંછે તેમાં ખુનની બાબત નનામી અરજી થયેલી તેનો લખનાર કોણ એ વિશે તપાસ થતી હતી તેમાં આરોપિત ખોટું બોલ્યો હતો તેથી તેનાપર આ કલમ પ્રમાણે મુકેલા તોહોમતમાં એમ ઠરાવ્યું કે આ તપાસ અથવા તેનો ભાગ ઇનસાફી તપાસનો નહોતો શબબ આ કલમ પ્રમાણે તેનાપર તોહોમત રહી શકે નહિ.

આ કલમ પ્રમાણે ફરિયાદ કરવા માટે આપેલી મંજુરીમાં એમ લખ્યું હતું કે "બાલાજી સીતારામે જુદી જુદી કોરટમાં સોગનપર જુદો જુદો મજકુર કહ્યોછે શબબ તેનાપર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી આપુછુ" આ ઉપરથી આ કામમાં હાઇકોરટે ઠરાવ્યું કે જે મંજુરી આપવી તેમાં જે ખોટો મજકુર કહ્યો તે મજકુર, જે કોરટમાં ખોટો કહ્યો હોય તે, અને જે પ્રસંગે કહ્યો હોય તે એ લખવું જોઇયે. હાલની મંજુરીમાં તેમ નથી લખ્યું માટે તે મંજુરી રદ કરી (મુ. હા. વા. ૧૧ પા. ૩૪ સરકાર વિરૂધ બાલાજી સીતારામ)

એક ફોરેસ્ટ (જંગલખાતાનો) ઓફીસર કે જેને કાયદા પ્રમાણે તપાસ કરવાનો તથા પુરાવો લેવાનો અધિકાર મળ્યો નથી તે શખ્શની રુબરુ રજુ કરવાના ઇરાદાથી ખોટો હીસાબ તૈયાર કરવો એ પી. કો. કા. ૧૯૩ પ્રમાણે ખોટો પુરાવો બનાવ્યો કહેવાય નહિ (મુ. હા. વા. ૧૨ પાને ૧ સરકાર વિરુધ રામાજીરાવજી વભાજીરાવ વાગેરે)

ખોટો દાવો કરવા બાબત પી. કો. કા. ૨૦૯ પ્રમાણે ફુલપાવર માજીસ્ટ્રેટે એક તોહોમતવાળા શખ્સને અપરાધી ઠેરવેલો તે મુકદમામાં તોહોમતવાળાએ પોતાની ફરિયાદઅરજી ઉપર ખોટી પ્રતિગ્ના કરેલી એવું માલમ પડ્યુ તે તોહોમતની શાબિતી હાઇકોરટે એવા કારણથી રદ કરી કે પી. કો. કા. ૧૯૩ પ્રમાણે જે ગુનહા સારૂ શિક્ષા થઇ શકે એવો ગુનોહ થયો હતો અને માજીસ્ટ્રેટને અધિકાર નહોતો તે મુકદમામાં તોહોમતવાળા ઉપર વધારે કામ ચલાવવાનું માજીસ્ટ્રેટના વિચાર ઉપર રાખ્યું. (મુ. હા. તા. ૨૩ સપટેંબર ૧૮૬૯ સરકાર વિ૦ લક્ષ્મનદાસ પ્રેમચંદ વિગેરે).

બે તોહોમત વાળાપરની તજવીજ એકજ કામમાં થઇ તેમનાપર પી. કો. કા. ૪૬૭ તથા ૧૯૩ મુજબના ગુનાહ શાબિત કર્યા તેમાં ઠરાવ્યું કે દરેક તોહોમતવાળાનું ખોટી સાહેદી આપવાના તોહોમત ઉપરથી જુદુ જુદુ કામ ચલાવવું જોઇતું હતુ માટે તે તોહો-

મતનામા ઉપરથી થયેલી શાબિતીને તે કોરટે રદ કીધી. (મુ. હા. તા. ૭ એપ્રીલ ૧૮૭૦ સરકાર વિ૦ જીવાજી આબાજી વિગેરે)

કોઈ ફોજદારી ઇનસાફનું કામ ચાલતાં છતાં ઇનસાફ કરનાર માજીસ્ત્રેટે જે પુરાવા દફતરમાં દાખલ કરેલો હોય તે ઉપરથી પી. કો. કા. ૧૯૩ મધ્યેનો કાંઈ ગુનોહ કોઈ શખ્સના હાથથી બન્યો એવું પ્રથમ દર્શને માજીસ્ત્રેટને દેખાઇ આવે તો તે તોહોમતવાળાનો (એટલે જે શખ્સ વિરૂદ્ધ પ્રથમ દર્શની ગુનોહ બન્યો હોય તે શખ્સને) ઇનસાફ થવાની મંજુરીવત, સ્વતંત્ર (અલાયદી) પ્રથમની ચોકશી કર્યા વગર આપવાનો તે માજીસ્ત્રેટને અધિકાર છે. (મુ. હા. તા. ૨૯ નવેમર ૧૮૭૭)

આ કલમ પ્રમાણે કોઈ પોલીશપટેલની રૂબરૂ ગુનોહ કર્યા છતાં તે ગુનેહગાર ઉપર ફોજદારીમાં કામ ચલાવવા માટે મંજુરી આપવાની જરૂર નથી. (મુ. હા. ઈ. લા. વા. ૪ પાને ૪૭૯ સરકાર વિરૂદ્ધ હરબસાપા)

એક શેશનજડજની રૂબરૂ ચાલેલા એક ન્યાયના કામમાં આરોપિતે બુદ્ધિપૂર્વક ખોટી સાહેદી આપ્યા ઉપરથી પી. કો. કા. ૧૯૩ પ્રમાણે તેનાપર જડજે આરોપ મુકી પોતેજ તેની સંક્ષીપ્ત ચોકશી કરી પોતાની રૂબરૂ ચોકશી થવા તેને કમિટ કર્યો તેમાં ઠરાવ્યું આ ગુનાહનો ઇનસાફ ફક્ત શેશનકોરટથીજ થઈ શકે એવો નથી તો જડજને પોતાને ત્યાંહાં ઇનસાફ માટે મોકલવાનો અધિકાર નથી. (કો. હા. ઇ. લા. વા. ૮ પાને ૫૭૦ સરકાર વિ૦ ફતેજમખાન વિગેરે)

આરોપિતે એક દસ્તાવેજ રજીષ્ટર કરાવવા મુદત પહોંચતાની અંદર લાવવા માટે દસ્તાવેજમાંની તારીખ ફેરવી જો તે ફેરવી નહોતતો તે દસ્તાવેજ રજીષ્ટર કરવાને મુદતની હરેકત આવે તેમ હતું તેથી તેનાપર પી. કો. કા. ૪૬૪ મુજબ તોહોમત મુકેલું તેમાં ઠરાવ્યું કે નોંધણીના કામના સંબંધે એકાદ હીતની વાત વિશે નોંધણી કરનારા અમલદારની ચુક થાય એ હેતુથી તેણે તારીખ બદલી એમ સ્પષ્ટછે. અને તેમ છે તો આરોપિતનું એ કૃત્ય પી. કો. કા. ૧૯૨. ૧૯૩ ઉપરથી ખોટો પુરાવા બનાવ્યાનો ગુનોહ થાયછે અને કા. ૧૯૬ પ્રમાણે બનાઉ પુરાવનો ઉપયોગ કર્યાનો ગુનોહ થાયછે. (કો. હા. ઇ. લા. વા. ૬ પાને ૪૮૨ સરકાર વિરૂદ્ધ મીર હાફેજઅલી)

આ કલમ પ્રમાણેનો ગુનોહ જે માજીસ્ત્રેટની હજુરમાં કરવામાં આવ્યો હોય તે માજીસ્ત્રેટ પોતે તેનો ઇનસાફ કરી શકે નહિ (અલ્હા. હા. ઇ. લા. વા. ૧ પા. ૧૨૯ સરકાર વિરૂદ્ધ કુળતારણસીંગ)

કોઈ માણસે રેલવેના કાંઈ ચોરીના ખીલા બીજા એક માણસના ઘરમાં છુપાવી મુક્યાના કામમાં મદદ કરી હોય અને કોઇ બીન અપરાધી માણસને શિક્ષા થવા માટે પોતે નાશી ગયો હોય તો પી. કો. કા. ૧૯૩ પ્રમાણે તે માણસે ન્યાયના કામમાં ઉપયોગી પડવા વાસ્તે ખોટો પુરાવા બનાવ્યો તે બદલ અને કા. ૪૧૪ પ્રમાણે ચોરીનો માલ છુપાવ્યાના કામમાં તેણે સાહ્ય કરી તે બદલ તેને શિક્ષા આપી તે વ્યાજબીછે (અલ્હા. વા. ૧ પા. ૩૭૯ સરકાર વિ૦ રામેશરરાય.)

પી. કો. કા. ૧૯૩ પ્રમાણેનો ગુનોહ ક્રી. પ્રો. કા. ૪૭૩ના ભાવાર્થ પ્રમાણે કોરટના અપમાન કર્યાનો ગુનોહ છે અને તેથી કરીને જે કોરટની રૂબરૂ તે ગુનોહ કરવામાં આવ્યો તે કોરટના માજીસ્ત્રેટને કા. ૪૭૩ પ્રમાણે તે ગુનાહનો ઇનસાફ કરવાનો અધિકાર નથી (અલ્હા. હા. ઇ. લા. વા. ૧ પાને ૬૨૫ સરકાર વિરૂદ્ધ કાશમીરીલાલ)

ભાડાચીઠીની નકલ પુરાવા વાસ્તે તૈયાર કરી તો તે અપરાધ આ કલમ પ્રમાણે થાય છે (મુ. હા. વા. ૪ પા. ૨૮ સરકાર વિ૦ ખુશાલ હીરામન વિગેરે)

ખોટી સાહેદી આપવાના કામમાં હરેક કેદીપર જુદુ તોહોમતનામું તૈયાર કરી હરેક

તોહોમતની જુદી જુદી ચોકશી કરવી જોઇયે (મ. હા. વા. ૩ પા. ૩૨.)

ન્યાયના કામમાં એક વખતે સોગનપર જુદો જુદો મજકુર કહે તો તે વખતે અમુક મજકુર તેણે ખોટા કહ્યો એવો પુરાવો હોય તો તે એક તોહોમત ઉપરથી ખોટી સાહેદી પુરયાના ગુનાહની તપાસ કરી તેનાપર તે ગુનોહ ઠરાવવાનો અધિકાર છે જે વખતે પક્ષકાર પ્રથમ ખરી હકીકત કહી પછી ખોટી કહે તેને ભારે શિક્ષા કરવી અને પ્રથમ ખોટી કહી પછી ખરી કહે તેને કમી કરવી(મુ.હા.વા. ૫ પાને ૪૯સરકાર વિ૦ ગણોજી પાંડેજી.)

તોહોમતવાળાએ એક જબર નામના માણસને ચાર આના આપી ચાતરનું નામ કહી તે નામનો કાગળ લાવવા એક સ્ટાંપવેંડર પાસે મોકલ્યો તેથી તે કાગળ લાવ્યો આ કાગળ ચાતરની વિરૂધ્ધ ઇનસાફી કોરટમાં વાપરવાનો તોહોમતવાળાનો ઇરાદો હતો તેથી આ કામના તોહોમતવાળાપર ખોટો પુરાવો બનાવવાનો ગુનોહ ઠરાવ્યો (સરકાર વિ૦ મુલા અબ્દુલા. હા. ઈ. લા. વા. ૨ પા. ૧૦૫)

સમન બજાવ્યાનો ખોટો રીપોર્ટ કરે તો કો. ૯/૧ પ્રમાણે નહિ પણ આ કલમ પ્રમાણે તોહોમત રહી શકે (ક્રા. વી. રી. વા. ૮ પા. ૨૭, સરકાર વિરૂદ્ધ શામાચરણરાય.)

એક દિવશમાં જે કામ ચાલવાના તેમાંના જે જે કામમાં તોહોમતવાળાની શાક્ષી લેવામાં આવે તે દરેકમાં સાચું બોલવાના એકજ વખતે સોગન આપ્યા જે કામ તે દિવસે ચાલવાનું હતું નહિ તે ચલાવ્યું તેમાં તોહોમતવાળાએ ખોટી સાહેદી આપી તો તે ગુનોહ આ કલમ પ્રમાણે છે (મ. હા. વા. ૨ પા. ૪૩.)

ખોટી સાહેદી આપવી એ કોરટના અપમાન બરાબરનો ગુનોહછે માટે જે માજીસ્ત્રેટની રૂબરૂ તે ગુનોહ કરેલો હોય તે માજીસ્ત્રેટે તેની તપાશ કરવી નહિ (મુ. હા. વા. ૧૦ પા. ૭૩ સરકાર વિ૦ નવરનબેગ કુલાબેગ.)

ઉપરની મતલબનોજ ફેસલો (મુ. હા. વા. ૧ ઇ. લા. રીપોર્ટનું પાનું ૩૧૧ સરકાર વિરૂધ ગણજીરામ રાણુંનોછે તે જુઓ।)

ખોટી સાહેદીના તોહોમતને માટે આરોપિતને શેશનજડજે માજીસ્ત્રેટપાસે મોકલ્યો. માજીસ્ત્રેટે તપાસ કરી તોહોમત રદ કરયું તેથી શેશનજડજે કમિટ કરી મોકલવા હુકમ કરયાથી તેને કમિટ કરયો તેનો ઇનસાફ આસીસ્ટંટ શેશનજડજે કરયો અને તોહોમત વાળાને શિક્ષા કરી તેથી તેણે એવા કારણથી હાઇકોરટને અરજ કરી કે આસીસ્ટંટ શેશનજડજની કોરટ એ શેશનજડજની કોરટનો ભાગછે અને તેથી શેશનજડજની રૂબરૂ ખોટી સાહેદી આપ્યાના ગુનાહની તપાસ આસીસ્ટંટ શેશનજડજથી થાય નહિ તેમાં ઠરાવ્યું કે આસીસ્ટંટ શેશનજડજની કોરટ એ શેશનજડજની કોરટથી આવી બાબતમાં જુદીછે. તેથી તેનાથી ઇનસાફ થઇ શકે (મુ. હા. વા. ૧૧ પા. ૯૮ સરકાર વિ૦ ગુલાબદાસ કુબેરદાસ.)

કોઇ પહેલાવર્ગના માજીસ્ત્રેટની રૂબરૂ ખોટી સાહેદી આપ્યા બદલ તે તોહોમતવાળાપર કામ ચલાવવા પરવાનગી તે માજીસ્ત્રેટે નહિ આપ્યાથી તે બાબતમાં જીલ્લા માજીસ્ત્રેટને અરજ થયાથી તેણે પરવાનગી આપી પણ શેશનજડજે અપીલમાં એમ ઠરાવ્યુ કે જીલ્લા માજીસ્ત્રેટના તાબામાં એ માજીસ્ત્રેટ ન કહેવાય કેમકે તેના ઠરાવપર અપીલ શેશનકોરટમાં ચાલેછે તે પ્રકરણ હાઇકોરટમાં ગયાથી ઠરાવ્યું આવી રીતે પરવાનગી જીલ્લા માજીસ્ત્રેટ આપી શકે અને તે બાબતમાં ફર્સ્ટકલાસ માજીસ્ત્રેટ જીલ્લા માજીસ્ત્રેટના તાબાનો છે. (જુઓ. મુ. હા. ઈ. લા. વા. ૨ પા. ૩૮૪ સરકાર વિરૂદ્ધ પદ્મનાભ જાપરકર.)

ન્યાયના કામમાં કેદીએ જે મજકુર ખોટોછે એવું તેને માહીત છતાં તે મજકુર સોગન પર ખરોછે એમ કહ્યું તો તે મજકુર ખોટી સાહેદી થાયછે. પછી કોરટની રૂબરૂ જે વિષય છે તે વિષયને તે મજકુર લાગુ ન હોય તોપણ હરકત નથી (ક્રા. વી. રી. વા. ૧૯ પાને૬૯ સરકાર વિરૂદ્ધ સીવપ્રસાદ ગીરી.)

દેહાંત શીક્ષા જોગ ગુનોહ કોઇની ઉપર સાબીત કરવાના ઇરાદાથી ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો.

૧૯૪. જે કોઈ માણસ ખોટી શાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઈ સખ્સની ઉપર આ કાયદા મુજબ (સન ૧૮૭૦ના આક્ટ ૨૭મા પ્રમાણે "અથવા ઇંગલાંડ દેશના કાયદા મુજબ" દેહાંત શિક્ષા જોગ હોય, એવો કોઈ ગુનોહ સાબિત થાય અથવા તેમ કરવાથી સાબિત થશે એવો સંભવછે એમ જાણ્યા છતાં, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વર્ષની મુદત સુધીની સખત કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર તે ખોટી સાહેદીને લીધે કોઈ બે ગુનાહ સખ્સની ઉપર ગુનોહ સાબિત થઇને તેનો જીવ લેવામાં આવે તો તે ખોટી સાહેદી આપનાર સખ્સને અગર તો મોતની અથવા ઉપર બયાન કરેલી શિક્ષા કરવામાં આવશે.

અગર તેમ કરવાથી કોઈ બેગુનાહ સખ્સના ઉપર ગુનોહ સાબિત થઇને તેનો જીવ લેવામાં આવે તો.

ટીકા—આ કલમ મુજબ (કા. ૧૯૩ સાથે તેનો તફાવત જોતાં) કોઇપણ માણસને ગુનેહગાર ઠેરવવાને મુકદમાની પ્રથમ ચોકશીની વખતે નહિ પણ આખરીની વખતે એટલે ઇનસાફના વખતે તેણે ખોટી સાહેદી આપેલી યા ખોટો પુરાવો ઉભો કરેલો હોવો જોઇયે (મુ. હા. તા. ૨૨ જાનેવારી ૧૮૭૪ સરકાર વિરૂદ્ધ ગોકળદાસ ભગવાનદાસ)

પી. કો. કા. ૧૯૪ પ્રમાણે ખોટી શાક્ષી આપ્યા બદલનો આરોપ મુકવો તે ન્યાયની કોરટમાં આપેલી શાક્ષાને માટેજ મુકવો એમ નથી એવા પ્રકારનો મજકુર એકાદ પોલીશ અમલદારે આગળ કહ્યો હોય તો પણ તે પી. કો. કા. ૧૯૧ માં કહ્યા પ્રમાણે અને ક્રી. પ્રો. કો. કા. ૧૧૮ નો વિચાર કરી જોતા ખોટી શક્ષી આપ્યા પ્રમાણે થાયછે. (કા. વી. રી. વા. ૨૦ પાને ૪૧ સરકાર વિરૂદ્ધ નાનચંદ મુકરજી તા. ૨૭ જુન ૧૮૭૩)

માજીસ્ટ્રેટ પાસે આપેલી જુબાનીમાં જે માણસે ખુન કર્યાનું કહ્યું તેના કરતાં શેશન કોરટમાં બીજા માણસે ખુન કર્યાનુ તોહોમતવાળાએ કહ્યું તેમાં ઠરાવ્યુ કે કેદીને મોતની શિક્ષા થશે એમ જાણવાનો પુરાવ આ કામમાં નથી માટે તેનાપર આ કલમ મુજબ તોહોમત નહિ રહેતાં કા. ૧૯૩ પ્રમાણે રહી શકેછે (જુઓ બે. લા. રી. વા. ૩ પા. ૩૫.)

સમુદ્ર પારની અથવા કેદની શીક્ષા થઈ શકે એવા ગુનોહ કોઇની ઉપર સાબિત કરવાના ઇરાદાથી ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો.

૧૯૫. જે માણસ ખોટી સાહેદી આપે, અથવા ખોટો પુરાવો બનાવે, એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઈ સખ્સની ઉપર આ કાયદા મુજબ (સન ૧૮૭૦ના આક્ટ ૨૭ મા પ્રમાણે "અથવા ઇંગ્લાંડ દેશના કાયદા મુજબ") દેહાંત શિક્ષા જોગ નહી પણ જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત વર્ષ અથવા તેથી વધારે મુદત સુધી કેદની, શિક્ષા થઈ શકે એવો કોઈ ગુનોહ સાબીત થાય, અથવા તેમ કરવાથી સાબીત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં; તો તે માણસને જે માણશની ઉપર તે ગુનોહ સાબીત થયો હોય તેને જે શિક્ષા કરવામાં આવે, તે શિક્ષા કરવામાં આવશે.

### દૃષ્ટાંત.

એક ઇનસાફની કોરટની આગળ અ ખોટી સાહેદી આપે, એવા ઇરાદાથી કે તેમ કરવાથી ઝ ની ઉપર ડાકાઇટીનો ગુનોહ સાબિત થાય. ડાકાઇટીની શિક્ષા જીવતાં સુધી સમુદ્રપાર, અથવા દશ વર્ષની મુદત સુધીની, દંડ સાથે અથવા દંડ વીના,

"કેદ એ છે માટે આ તે સમુદ્રપારની," અથવા, દંડ સાથે દંડ વીના, કેદની શિક્ષા ને લાયક છે એમ સમજવું.

ટીકા.—પોતાનું ઘર પોતે બાળી કેદીએ બીજાપર તોહોમત મુક્યું તેમાં ઠરાવ્યું કે આ કલમ પ્રમાણે એ ગુનોહ નહિ બનતાં કા. ૨૧૧ પ્રમાણે બને છે. (કા. હા. વી. રી. વા. ૮ પા. ૫ તા. ૨૮ અગષ્ટ ૧૮૬૭ સરકાર વિરૂધ ભગવાન)

ખોટો પુરાવો. | ૧૯૬. કાંઈ શાહેદી ખોટી છે અથવા પુરાવો બનાવટનો છે એવું જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે સાહેદી અથવા પુરાવાને ખરી સાહેદી અથવા ખરા પુરાવાની માફક વાપરે અથવા વાપરવાની કોશિશ કરે, તે માણસને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય અથવા ખોટો પુરાવો બનાવ્યો હોય એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

ટીકા—આ કલમ પ્રમાણે તોહોમત શાબિત કરતાં પુરાવો ખોટો યા બનાઉછે એમ જાણ્યા છતાં તેનો ઉપયોગ કર્યો એમ દેખાડવું જોઇયે (મે. પૃ. ૧૪૭)

જે દસ્તાવેજ બનાવવાનોછે એમ આરોપિત જાણતો હતો છતાં તેણે તે દસ્તાવેજનો દિવાની દાવામાં ઉપયોગ કર્યો તેમાં તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત મુકેલું તે હાઇકોરટે રદ કરી કા. ૪૭૧ પ્રમાણે તોહોમત ઠરાવ્યું (કા. હા. ઇ. લા. વા. ૫ પા. ૭૧૭ સરકાર વિરૂધ ખીરોદચંદર મજમુદાર)

કા. ૧૯૬ નિચે કલકતા હાઇકોરટ ઇંડીયન લા રીપોર્ટના વાલ્યુમ ૯ ને પાને ૪૮૨મે સરકાર વિરૂધ મીર ઇઝરારઅલ્લાનો ફેસલો બતાવ્યોછે તે જુઓ.

કા. ૧૯૬ નિચે અલ્હાબાદ હાઇકોરટ ઇંડીયન લો રીપોર્ટનો સરકાર વિરૂધ હુમતારણસીંગનો ફેસલો વા. ૧ ને પાને ૧૨૯નો છે તે જુઓ. તેમાં વિશેષ ઠરાવ એ છે કે એક આસીસટંટ કલેકટરે પોતાની રૂબરૂ ધારાની બાબત ચાલેલા દાવામાં ખોટો સાહેદીનો ઉપયોગ કરેચા બાબત પી. કો. કા. ૧૯૬ પ્રમાણે તોહોમત રાખી આસીસટંટ માજીસ્ટ્રેટતરીકે પોતેજ ચોકશી કરી શિક્ષા કરેલી તે રદ કરી છે.

કોઇ માણસે કોરટમાં પોતે હાજર ન થતાં વકીલ મારફત ખોટો પુરાવો અપાવ્યો તથા બીજા પાસે ખોટી સાહેદી અપાવી તેનો તે ગુનેહગાર થાયછે (મારલીસ ડાઇજેસ્ટ વા. ૧ પા. ૧૭૧).

ખોટું સરટીફીકેટ આપવું અથવા તે પર સહી કરવી. | ૧૯૭. જે સરટીફીકેટ આપવાનું અથવા જે સરટીફીકેટપર સહી કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય એવું સરટીફીકેટ; અથવા જે હકીકતના પુરાવામાં જે સરટીફીકેટ કાયદા પ્રમાણે લઇ શકાય તેવી કાંઈ હકીકત બાબતનું કાંઈ સરટીફીકેટ, કાંઈ જરૂરની બાબતમાં ખોટું છે એમ જાણીને અથવા એમ માનીને જે માણસ તે સરટીફીકેટ આપે અથવા તે પર સહી કરે, તેને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

કાંઈ જરૂરની બાબતમાં ખોટુંછે એવું જાણેલું સરટીફીકેટ ખરાની માફક વાપરવું. | ૧૯૮. એવું કાંઈ સરટીફીકેટ કાંઈ જરૂરની બાબતમાં ખોટું છે એમ જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે સરટીફીકેટને ખરા સરટીફીકેટની માફક વાપરે અથવા વાપરવાની કોશીશ કરે, તેને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

કાયદા પ્રમાણે પુરાવામાં લઇ શ | ૧૯૯. જે એકરાર કોઈ ઇનસાફની કોરટ, અથવા કોઇ સરકારી નોકર, અથવા બીજો સખ્સ કાંઈ હકીકતના પુરાવા દાખલ કબુલ કરવાને

કાય એવા કોઈ એકરારમાંળખેલી ખોટી કેફિયત. | કાયદાથી બંધાએલો અથવા અખતિયાર પામેલો હોય, એવા કોઈ એકરાર મધ્યે, જે કારણસર તે એકરાર કરવામાં અથવા વાપરવામાં આવે તેને લગતી કાંઈ જરૂરની બાબત સંબંધી ખોટી હોય એવી, તથા ખોટી છે એવું પોતે જાણતો કે માનતો હોય એવી, અથવા ખરી છે એવું પોતે ન માનતો હોય એવી, કાંઈ કેફીયત જે માણસ તે એકરાર કરે અથવા તે પર સહી કરે તે માણસ લખેતો તે માણસને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય, એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

એવા કોઈ ખોટો જાણેલો એકરાર ખરાની માફક વાપરવો. | ૨૦૦. એવા કાંઈ એકરાર કાંઈ જરૂરની બાબતમાં ખોટો છે એમ જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે એકરારને ખરા એકરારની માફક વાપરે અથવા વાપરવાની કોશીશ કરે, તેને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય, એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

ખુલાસો.—જે એકરાર ફકત કાંઈ ગેરશીરસ્તે વાત બની હોય તે સબબ ઉપરથીજ પુરાવામાં કબુલ નહી થઈ શકતો હોય તેને પણ ૧૯૯મી તથા ૨૦૦મી કલમોના અર્થ પ્રમાણેનો એકરાર સમજવો.

કોઈ ગુનોહ કરનારને બચાવવાના ઇરાદાથી તે ગુનોહ થયાનો પુરાવો ઉડાવવો, અથવા તે બાબત ખોટી ખબર આપવી. | ૨૦૧. કાંઈ ગુનોહ થયો છે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં જે માણસ તે ગુનેહગારને કાયદા મુજબ થતી શિક્ષાથી બચાવવાના ઇરાદાથી તે ગુનોહ થયાનો કાંઈ પુરાવો ઉડાવે, અથવા એવા ઇરાદાથી જે માણસ પોતે ખોટી જાણતો અથવા માનતો હોય એવી કાંઈ ખબર તે ગુનાહ બાબત આપે તે માણસને, અગર જે ગુનોહ થયો, એવું તે જાણતો અથવા માનતો હોય તે ગુનાહને માટે મોતની શિક્ષા થઈ શકતી હોય; તો સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે માણસ દંડને પણ લાયક થશે; અને જો તે ગુનાહને માટે જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વર્ષ સુધીની કેદની, શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને, ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે માણસ દંડને પણ લાયક થશે; અને જો તે ગુનાહને માટે દશ વર્ષથી ઓછી મુદત સુધીની કેદની શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને, તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની, તથા તે ગુનાહને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની, કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દષ્ટાંત.

બ એ અનું ખુન કરેલું છે એવું જાણીને, બ ને શિક્ષાથી બચાવવાના ઇરાદાથી, લાશ સંતાડવામાં બ ને ખ મદદ કરે તો સાત વરસની બેમાંના ગમે તે પ્રકારની કેદની, તથા દંડને પણ ખ લાયક છે.

ટીકા.—પોતે કરેલા ગુનહાના પુરાવાને ઉડાવી દેવાનો ગુનોહ અથવા તેમાં મદદ કરવાનો ગુનોહ તે શખસને આ કલમ પ્રમાણે ગુનેહગાર ઠરાવવાને નથી. એટલે તોહોમતવાળા સિવાયના શખસો તોહોમતવાળાપરનો પુરાવ ઉડાવવાનો ગુનોહ કરે તેને આ કલમ

લાગુ છે. (મું. હા. વા. ૮ પાને ૧૨૯ સરકાર વિરૂધ કાશીનાથ દીનકર વિગેરે)

ક અને ખ એ બ ના એક ખેતરમાં ઝ ને ઠેર માર્યો અને શિક્ષામાંથી બચવા માટે ઝ ની લાશ બીજા એક ખેતરમાં લેઈ ગયા. તેથી સેશન જડજે તેઓપર શિક્ષાપાત્ર મનુષ્યવધની સાથે વળી આ કલમ પ્રમાણે શિક્ષામાંથી બચવા માટે અપરાધ કર્યાનો પુરાવો નહિ જેવો કર્યાનું તોહોમત શાબિત કર્યું તેમાં ઠરાવ્યું કે આ કલમમાં જે લોક કહ્યાછે તે અપરાધ કરનાર શિવાય બીજા લોક કહેલાછે અને ક તથા ખ એ પોતેજ અપરાધ કરનાર છે તેથી તેઓને આ કલમ લાગતી નથી. વળી લાશ એક ખેતરમાંથી બીજા ખેતરમાં નાખી તેટલા કારણથી પુરાવો ઉડાવવાનું કર્યું એમ થતું નથી. (અલ્હા. હા. કો. લા. વા. ૨ પાને ૭૧૩ સરકાર વિરૂધ કમળા વિગેરે.)

એક સ્ત્રી પોતાના છોકરાને લેઈ ધણીને ઘેરથી જતી રહી તે છોકરૂ મરી ગયું તેથી તેનાપર ખુનનું તોહોમત મુકી તેને પકડી અને તેને પુછયું ત્યારે તેણે ત્રણ જુદી જુદી બીના બતાવી એવી કે (૧) મેં મારૂં છોકરૂં મારા ધણીને ઘેર મુકયું હતું. (૨) ર નામના માણસે મને ભુલથાપ દઈ ઘરમાંથી બાહાર કાઢી અને તેણે તે છોકરૂ મારી પાસેથી લીધું. (૩) હ નામના માણસે તે છોકરાને વેહેળામાં નાખી દીધો. એમ બતાવ્યાથી તે સ્ત્રી ઉપર આ કલમ મુજબ તોહોમત મુકયું તેમાં ઠરાવ્યું કે જે ખરો અપરાધી છે તેણે પોતા ઉપરનો ગુનોહ બીજાપર જવા માટે કાંઈ હકીકત કહી તો તેથી તે માણસ આ કલમ પ્રમાણે ગુનેહગાર ઠરતી નથી (કા. હા. બ. લા. વા. ૬ પાને ૭૮૯ સરકાર વિરૂધ બીહાલા બીબી.)

*કોઈ ગુનાહ બાબત ખબર આપવાની જેની ફરજ હોય, તે સબબ ઇરાદાથી ખબર આપવામાં કસુર કરેતો.*

૨૦૨. જે ગુનાહ બાબતની કાંઈ ખબર આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ હોય, તે માણસ, તે ગુનોહ થયો છે એવું જાણીને અથવા એવું માનવાનું તેને કારણ છતાં, ઇરાદાથી તે ખબર આપવામાં કસુર કરે, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

*કાંઈ ગુનોહ થયો હોય તેની ખોટી ખબર આપવી.*

૨૦૩. કાંઈ ગુનોહ થયો છે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં, તે ગુનાહ બાબત પોતે ખોટી જાણતો હોય અથવા માનતો હોય એવી કાંઈ ખબર જે માણસ આપે તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારનાં કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

*કોઈ લેખને પુરાવા દાખલ હાજર થતો અટકાવવાને તેનો નાશ કરવો.*

૨૦૪. કોઈ ઇનસાફની કોરટમાં, અથવા કોઈ સરકારી નોકરની આગળ તેના ઓહદાના જોરથી કાયદા પ્રમાણે ચાલતા કોઈ મુકદમામાં જે લેખ કોઈ માણસ પાસે કાયદા પ્રમાણે પુરાવા દાખલ હાજર કરાવી શકાય એવો કાંઈ લેખ તે માણસ છુપાવે અથવા તેનો નાશ કરે, અથવા ઉપર લખ્યા મુજબની કોરટ કે સરકારી નોકરની આગળ પુરાવા દાખલ તે લેખ હાજર થતો અથવા વાપરતો અટકાવવાના ઇરાદાથી, અથવા તે કારણસર તે લેખ હાજર કરવાનો તેને કાયદા પ્રમાણે સમન અથવા હુકમ થયા પછી, તે માણસ તે આખા લેખને અથવા તેમાંના કાંઈ ભાગને ચેરી નાંખે અથવા વંચાય નહિ એવો કરે, તો તેને બે વરસની મુદત સુધીની બેમાંનાં ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—એક દાવામાંનો વિષય પંચ પાસે ગયા છતાં વાદીએ તે પંચોની આગળ રહેલું ખત ઉઠાવી લીધું અને જતો રહ્યો પછી તે હાજર કરવાને ના કબુલ કર્યું તેથી તેનાપર ચોરીનું તોહમત રાખ્યું તેમાં ઠરાવ્યું કે આ ગુન્હો ચોરીનો નથી પણ દસ્તાવેજ છુપાવ્યાથી આ કલમ પ્રમાણે તોહમત રહી શકે. (મ. હા. ઈ. લા. વા. ૩ પાને ૩૬૧ સરકાર વિરૂધ સુબ્રમનીયા ગનપતી ).

કોઈ મુકદમા મધ્યે કાંઈ કામ કરવા સારૂ ખોટો વેશ લેવો.

૨૦૫. જે માણસ ખોટી રીતે કોઈ બીજાનો વેષ લે, અને તે વેષ લઈને કાંઈ કબુલાત કરે, અથવા કાંઈ મજકુર કહે, અથવા કબુલતથી ફેસલો કરાવે, અથવા કાંઈ હુકમ કહડાવે, અથવા હાજર જામીન કે બીજી તરેહનો જામિન થાય, અથવા કોઈ દીવાની કે ફોજદારી મુકદમામાં કાંઈ બીજુ કામ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—એકના નામની અરજી બીજાએ હાજર કરી અને જેનો વેષ લીધો કહેવાય છે તેનું નામ તેજ મારૂં નામ એમ કહ્યું તો તેટલાથી આ કલમ પ્રમાણે તોહોમત રહેતું નથી પણ ખરેખરી રીતે વેષ ધરવોજ જોઇએ (ક્ર. હા. વા. ૮ પાને ૮૦ સરકાર વિરૂદ્ધ નારાયણ અચારજ તા. ૧૩ નવેમ્બર ૧૮૬૭ )

સને ૧૮૫૨ ના આકટ ૩ (મુંબાઈ ઈલાકા તાબેના દેશ મધે અર્ક અને કેફની દારૂ અને અમલીજીનસ અને તેથી જે પદાર્થ થયા છે તે વિશેનો શિરસ્તો સુધારવામાટેનો કાયદો છે) પ્રમાણેની ફરીયાદને આ કલમના અર્થ મુજબ ફોજદારી ફરીયાદ છે. (મુ. હા. તા. ૨૦ ડીશેંબર ૧૮૬૧ સરકાર વિરૂદ્ધ ગણપતપ્રસાદ શોભારામ )

જે માણસનો વેશ લીધો હોય તે માણસે તેવો વેશ લેવા વિશે તેનું અનુમત આપ્યું હોય તો પણ વેશ લેનાર અપરાધી થાય છે (મ. હા. રી. વા. ૧ પા. ૪૫.

કલકતા હાઈકોરટે એમ ઠરાવ્યું છે કે એકાદ કલ્પીત માણસનો વેશ લીધાથી ગુનોહ થાય છે પણ મદ્રાસ હાઈકોરટે એમ ઠરાવેલું છે કે આ કલમ પ્રમાણે ગુન્હો થવાને માહિત થએલા માણસનો વેશ લેવો જોઇએ (મે. પા. ૧૫૧)

કાંઇ મીલકત સરકાર જપત થતી અથવા હુકમનામું બજાવવામાં લેવાતીઅટકાવવા સારૂતે મીલકત દગલબાજીથી ખશેડવી અથવાછુપાવવી.

૨૦૬. જો કોઈ માણસ કાંઇ મિલકત અથવા તે માંહેનો કાંઇ હક દગલબાજીથી કેથાં ખસેડે કે છુપાવે, અથવા કોઇ સખસના નામપર ચહડાવે કે કોઇને સ્વાધીન કરે, એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઇ ઇનસાફની કોરટે અથવા બીજા મુખ્તિયાર અધિકારીએ કાંઇ શિક્ષાનો હુકમ કરયો હોય અથવા કાંઈ હુકમ તે કરશે, એવો સંભવછે એમ તે માણસ જાણતો હોય તે હુકમ મુજબ તે મીલકત અથવા તે માહેલો હક સરકાર જપ્ત થતો અથવા દંડને પેટે વસુલ થતો અટકે, અથવા કોઈ ઈનસાફની કોરટે કોઈ દિવાની મુકદમામાં કાંઈ હુકમનામુ અથવા હુકમ કરયો હોય, અથવા કાંઈ હુકમનામુ કે હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમનામુ અથવા હુકમ બજાવવામાં તે મીલકત અથવા તે માંહેલો તે હક લેવાતો અટકે તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

કોઈ મીલકત સરકાર જપત થ

૨૦૭. ફલાણી મિલકત અથવા તે માંહેલા ફલાણા હકપર માહરો કાંઈ હક અથવા બાજબી દાવો નથી એવું જાણીને જે માણસ દગલ

તી અથવા હક્ક મનામુ બજાવવામાં લેવાતી અટકાવવાસારૂ દગલબાજીથી તે મીલકતપર દાવો કરવો.

બાજીથી તે મીલકત અથવા તે માંહેલો તે હક કબુલ કરે, અથવા લે, અથવા તેનો દાવો કરે અથવા જે માણસ કોઈ મીલકત અથવા તે માંહેલો કોઈ હકપરના કાંઈ હક બાબત કોઈ તરેહની દગબાજી કરે એવાં ઇરાદાથી કે તેમ કરવાથી કોઇ ઇનસાફની કોરટે અથવા બીજી મુખત્યાર અધીકારીએ કાંઈ શિક્ષાનો હુકમ કરયો હોય અથવા કાંઇ હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમ મુજબ તે મિલકત અથવા તે માંહેલો તે હક સરકાર જપ્ત થતો અથવા દંડને પેટે વસુલ થતો અટકે, અથવા કોઇ ઇનસાફની કોરટે કોઈ દાવાની મુકદમામાં કોઈ હુકમનામુ અથવા હુકમ કરેચો હોય અથવા કાંઇ હુકમનામુ કે હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમનામુ અથવા હુકમ બજાવવામાં તે મીલકત અથવા તે માંહેલો તે હક લેવાનો અટકે, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે,

જે રકમ લેહેણી નથી તેને સારૂ દગલબાજીથી હુકમનામુ થવાદેવું.

૨૦૮. કોઇ સખસે ફરીયાદી કરવા ઉપરથી જે રકમ લેહેણી ન હોય તે રકમને સારૂ, અથવા તે શખસને જેટલી રકમ દેવી હોય તે કરતાં વધારે રકમને સારૂ, અથવા જે મિલકતપર કે તેના જે હકપર તે શખસનું કાંઇ પોહોચતું ન હોય એવી મિલકતને સારૂ, અથવા એવા હકને સારૂ, જે માણસ દગલબાજીથી પોતાની ઉપર કાંઈ હુકમનામું કે હુકમ કરાવે અથવા થવા દે, અથવા કાંઇ હુકમનામું કે હુકમ પુરો થયા પછી અથવા જે વસ્તુ સંબંધી તે પુરો થયો હોય તે વસ્તુ સંબંધી જે માણસ દગલબાજીથી પોતાના ઉપર તે હુકમનામું કે હુકમ બજવાવે અથવા બજવા દે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દષ્ટાંત.

અ ઝ ની ઉપર એક ફરિયાદી કરે. અ નું મારી ઉપર હુકમનામું થશે એવો સંભવ છે એમ જાણીને બ જેનો ઝ ની ઉપર કાંઈ બાજબી દાવો નથી તેણે ફરિયાદી કરેથી વધારે રકમનું હુકમનામું ઝ દગલબાજીથી પોતાની ઉપર થવા દે, એવા હેતુથી કે અ ના હુકમનામાની રૂઇએ ઝ ની મિલકતનું જે વેચાણ થાય તેમાંથી જે રૂપિયા ઉપજે તેમાં બ પોતાને હીસાબે અથવા ઝ ના ફાયદાને સારૂ ભાગ ભળે તો આ કલમ મુજબ ઝ એ ગુનોહ કરેચો એમ સમજવું.

ટીકા.—લેણદારને હરકત કરવાના ઇરાદાથી નહી પણ પ્રમાણીક રીતે કોઈ હીંદુ પોતાની મિલકત ત્રીજાને બક્ષિસ આપે તો તેને આ કલમનો ગુન્હેગાર ગણાય નહી (મ. હા. રી. વા. ૪ પાને ૮૪)

કોઇ ઇનસાફની કોરટમાં બદદાનતથી ખોટો દાવો કરવો.

૨૦૯. જે માણસ દગલબાજીથી અથવા બદદાનતથી, અથવા કોઈ સખસને નુકશાન કરવાની કે દુઃખ આપવાના ઇરાદાથી. કાંઇ દાવો ખોટો છે એમ જાણીને કોઈ ઇનસાફની કોરટમાં તે દાવો કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કે-

દંની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—ફરીયાદ અરજીપર ખોટી પ્રતિજ્ઞા કર્યા ઉપરથી તેનાપર કલમ ૨૦૯ મુજબ ખોટો દાવો કર્યાનું તોહોમત રાખેલું તેમાં ઠરાવ્યું કે તે ગુન્હો આ કલમ પ્રમાણે નહી થતાં કલમ ૧૯૩ પ્રમાણે થાય છે (મુ. હા. તા. ૨૩ સપટેમ્બર ૧૮૬૯ સરકાર વિરૂધ લક્ષ્મનદાસ પ્રેમચંદ વિગરે )

જે રકમ લેહેણી ન હોય તેને સારૂ દગલબાજીથી હુકમનામું કરાવી લેવું.

૨૧૦. જે રકમ લેહેણી ન હોય તે રકમને સારૂ અથવા લેહેણી હોય તે કરતાં વધારે રકમને સારૂ, અથવા જે મિલકતપર કે તેમાંના જે હકપર પોતાનું કાંઈ પોહોંચતું ન હોય એવી મિલકતને સારૂ અથવા એવા હકને સારૂ, જે માણસ દગલબાજીથી કોઈ સખ્સની ઉપર કાંઈ હુકમનામું કે હુકમ કરાવી લે, અથવા કાંઇ હુકમનામું કે હુકમ પુરો થયા પછી, અથવા જે વસ્તુ સંબંધી તે પુરો થયો હોય તે સંબંધી, જે માણસ દગલબાજીથી કોઈ સખ્સની ઉપર તે હુકમનામું કે હુકમ બજવાવે, અથવા દગલબાજીથી એવું કાંઈ કામ પોતાને નામે થવા દે અથવા કરવાની રૂજા આપે, તે માણસને બે વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—જે હુકમનામાનો કોરટની બહાર ફેસલો થયો તે હુકમનામું બજાવા દરખાસ્ત કરનાર આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે (મ. હા. ઈ. લા. વા. ૪ પાને ૩૨૫ સરકાર વિરૂદ્ધ મુનુરામ નગેના )

નુકશાન કરવાના ઇરાદાથી મુકેલું ગુનાહનું ખોટુ તોહોમત.

૨૧૧. જો કોઇ માણસ કોઇ સખ્સને નુકશાન કરવાના ઇરાદાથી તે સખ્સની ઉપર કાંઇ ફોજદારી કરે અથવા કરાવે, અથવા કોઇ સખ્સની ઉપર કાંઈ ગુનોહ કર્યાનું ખોટુ તોહોમત મુકે, અને તે એવું જાણીને કે તે સખ્સની ઉપર તે ફોજદારી કરવા અથવા તે તોહોમત મુકવાનું કાંઈ વાજબી અથવા કાયદા મુજબ કારણ નથી, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે; અને અગર તે ફોજદારી કરે તે એવા કોઇ ગુનાહનાં ખોટાં તોહોમતપરથી કરે કે તે ગુનાહને માટે મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત વરસ કે તેથી વધારે મુદતની કેદની, શીક્ષા થઇ શકતી હોય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને લાયક થશે.

ટીકા.—આ કલમના બીજા ભાગ પ્રમાણે રાખેલા તોહોમતમાં આરોપિતને ફક્ત દંડની શીક્ષા કરેલી તેમાં ઠરાવ્યું કે આ બાબતમાં દંડની શીક્ષા એકલી થાય નહી તેને પ્રથમ કેદની શિક્ષા તો અવશ્ય કરવી જોઇએ (મુ. હા. વા. ૧ પાને ૩૪ સરકાર વિરૂધ રામા રબાજી )

કોઈ કેદી ઉપર ખોટુ તોહોમત મુક્યાનો ગુનોહ ઠરાવવામાં આવે તો એ ખોટા તોહમતનો પ્રકાર ઠરાવમાં અને કયાલેંડરમાં લખવો (મુ. હા. વા. ૧ પાને ૮૭ સરકાર વિરૂધ અરજુન ).

સ્ટાંપના કાગળ ઉપર પોહોંચ આપવાને ના પાડવી એ કાંઈ ફોજદારી ગુન્હો નથી માટે સ્ટાંપના કાગળ ઉપર પોંહોંચ આપવાની ના કહેનાર ઉપર જુઠું તોહમત મુકયું હોય તે પણ આ કલમ પ્રમાણે ફોજદારી ગુન્હો નથી (મુ. હા. વા. ૧ પાને ૯૨ સરકાર વિરૂધ ગપાઉકોમ કુશાજી )

જે માણસના પર કેદીએ તોહોમત મુક્યુંછે તેમાં કેદી જે ખબર ઉપર ચાલ્યો હોય તે તેને બતાવવાં દેવી જોઇએ; વળી જ્યારે તેણે તોહમત મુક્યું ત્યારે તે ખોટું અને અપૂર્ણ છે એવું કેદી જાણતો હતો એમ સાબિત થવું જોઇએ. ફક્ત કેદીએ મુકેલા તોહમતની વાતજ ખોટી અને અપૂર્ણ છે એટલુંજ કહ્યાથી ગુન્હો સાબિત ગણાય નહી (મુ. હા. વા. ૩ પાને ૧૬ સરકાર વિરૂધ નવલમલ ઉમેદમલ )

પોતાનું ઘર પોતે બાળી કેદીએ બીજા ઉપર તોહોમત મુકયું તો તેથી તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત રહી શકેછે. (કા. હા. વી. રી. વા. ૮ તા. ૨૮ અગસ્ટ ૧૮૬૭ સરકાર વિરૂધ ભગવાન. )

કોઇએક સખસે પોલીસને અરજી કરી તે અરજીમાં એવી ખોટી હકીકત લખી કે કોઈ બીજા સખસે અપરાધ કર્યો છે એવો પોતાને શકછે માટે ચોકશી કરવી તે અરજી ઉપરથી આ કલમના અર્થ મુજબ તે સખસ ઉપર ફોજદારીમાં કામ ચલાવવું એમ થતું નથી. પણ સરકારી નોકરને પોતાનો કાયદેસર અખત્યાર અમલમાં આણાવીને બીજા સખસને નુકશાન કરવાના ઇરાદાથી ખોટી ખબર આપ્યાનું તોહમત કલમ ૧૮૨ પ્રમાણે મુકવું (મું. હા. તા. ૨૪ આપ્રેલ ૧૮૭૩ સરકાર વીરૂધ ગોપાળ ભીકાજી )

જે માણસનો કોઈ એકાદ કામમાં સબંધ છે કીંવા સરકારી હોદાની રીતે તેનાપર કાંઈ જવાબદારી છે તેવો કોઇ માણસ એકાદ પોલીસ અમલદાર પાસે જઈ કહેકે ક્ષ. એ કાંઈક ગુન્હો કર્યો છે એવું અ એ મને કહ્યું અને તેનું કહેવું બ અને અ ના કહેવા ઉપરથી મળેછે સબબ ક્ષ ના મને સંશય છે અને ક્ષ ના ઘરનો ઝાડો લેવા વાસ્તે અરજી કરે પછી તે આરોપ ખોટો છે એવું જણાશે તો આ કલમ પ્રમાણે તે શિક્ષાને પાત્ર થશે. (કા. હા. વા. ૧૯ પાને ૫ સરકાર વિરૂધ હનુમતલાલ. )

પી. કો. કા. ૨૧૧ માં કહેલા અપરાધમાં કલમ ૧૮૨ માં કહેલા અપરાધનો સમાવેશ થાયછે અને એટલા વાસ્તે તેવા કામમાં જોઇએ તે કલમ પ્રમાણે કામ ચલાવવાનો માજીસ્ત્રેટને અધિકાર છે. પરંતુ ગુનાહનો સ્વરૂપ જાસ્તી ભયંકર છે એમ દેખાય તો કલમ ૨૧૧ પ્રમાણે કામ ચલાવવું યોગ્ય છે (કા. હા. ઇ. લા. વા. ૫ પાને ૧૮૪ ભાકતારામ વિરૂધ હીરાલાલ ).

એકાદ ન્યાયની કોરટમાં ખોટુ તોહોમત શાબિત કરવાનો યત્ન કરે તો માત્ર કા. ૨૧૧ માં કહેલો ગુનોહ થાયછે એવા પ્રકારની હદ ઠરાવવા માટે એ કલમમાં કાંઇ નથી (જુઓ કા. હા. ઇ. લા. વા. ૫ પાને ૨૮૧ સરકાર વિરૂધ અસરફઅલ્લી વિગરે.)

કોઇ માણસે જે ફરિયાદ કરી તે ખરી છે એમ શાબિત કરવાનો તેને વખત આપ્યા શિવાય ખોટી ફરિયાદ કરયા બદલ તેનાપર આ કલમ પ્રમાણે કામ નહિ ચલાવવું એ સ્પષ્ટ ન્યાયછે અને જે વખત આપવો તે પોલીશ રૂબરૂ નહિ છતાં માજીસ્ત્રેટ રૂબરૂ શાબિત કરવાનો વખત આપવો (કા. હા. ઇ. લા. વા. ૬ પાને ૪૯૬ સરકાર વિરૂધ કરીમદાદ તા. ૯ ડીસેબર ૧૮૮૦)

પોલીશને ખબર અપ્યાથી પોલીસે તે પ્રકરણનો જે નિકાલ કર્યો તેથી આરોપિતનું મન સંતોષ ન પામતાં તેણે જો તે બદલ માજીસ્ત્રેટને ફરિયાદ કરી હોય તો પછી તે ફરિયાદનો ન્યાયાધીકારની રીતે નિર્ણય થયા શિવાય આરોપિતપર આ કલમ પ્રમાણે તોહોમત રહી શકે નહિ (કા. હા. ઇ. લા. વા. ૬ પાને ૫૮૨ સરકાર વિરૂધ સાલિકરાય)

આરોપિતપર ખોટુ તોહેમત મુકવાની ફરિયાદ પોલીશ રીપોર્ટથી થાય પણ તે આરોપિત તકરાર કરે કે મારો ઇનસાફ પ્રથમ ન્યાયની રીતે મારી કહેલી વાતને માટે થવો જોઇએ તો આરોપિતની ફરિયાદીનો ઇનસાફ ન્યાયાધિકારની રીતે કરયા શીવાય અને તેના સાહેદી હોય તે લીધા શિવાય આ કલમ પ્રમાણેનું તોહોમત રેહી શકે નહિ કા. હા. ઇ. લા. વા. ૬ પા. ૫૮૪ સરકાર વિરૂધ સીમાચેહાર.)

આ કલમ પ્રમાણે ખોટા આર્જીનો ગુન્હો ઠરાવવાને તે આર્જી ઉપરથી ફોજદારીમાં કામ ચાલેલું હોવું જોઇએ એમ નથી ફક્ત ખોટું તોહોમત મુકવામાં આવ્યું એટલે બસ છે. (મ્. હા. કો. લા. વા. ૧ પા. ૪૯૭ સરકાર વિરૂધ અબદુલ હુસેન).

આ કલમ પ્રમાણે ખોટા તોહોમતનો ગુન્હો થવાને ગુન્હેગારે તે તોહોમત ફરીયાદી પર આણ્યું હતું એટલું બતાવે તો બસ છે (મ્. હા. કો. લા. વા. ૧ પાને ૫૨૭ સરકાર વિરૂધ શાલિક. )

જે માણસપર આ કલમ પ્રમાણે કામ ચલાવવાનું છે તેને, તેણે પ્રથમ કરેલી ફરીયાદનો ન્યાયાધીકારની રીતે ઇનસાફ કરવાનો વખત આપ્યા શિવાય તેના ઉપર સદરહુ કલમ પ્રમાણે કામ ચલાવવાનો હુકમ કોઈ માજીસ્ત્રેટે આપવો નહી. (કો. હા. કો. લા. વા. ૮ પાને ૪૩૫ ચૌધરી મુદ્દલ વીગેરે વિરૂધ ઉચ્ચીતઝા. )

કોઇ ગુનેગારને ઘરમાં રાખવો.

૨૧૨. કાંઇ ગુનોહ થયો હોય, અને ફુલાણો શખસ તે ગુનાહનો કરનાર છે, એવું જે માણસ જાણતો હોય, અથવા એવું માનવાનું જેને કારણ હોય, તે માણસ જો તે શખસને કાયદા પ્રમાણે થતી શીક્ષાથી બચાવવાને ઘરમાં રાખે અથવા કેથાં સંતાડે, તો, અગર તે ગુનાહને માટે મોતની શીક્ષા થઇ શકતી હોય, તો, તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુનાહને માટે જીવતાં સુધી સમુદ્રપારની, કે દસ વરસ સુધીની કેદની, શીક્ષા થઇ શકતી હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુનાહને માટે દસ વરસ સુધીની નહી પણ એક વરસ સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય, તો તે માણસને, તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુનાહને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

તે ગુનોહ જો દેહાંત શીક્ષા જોગ હોય તો.

તે ગુનોહ જો જીવતાં સુધી સમુદ્રપારની અથવા કેદની, શિક્ષા જોગ હોય તો.

અપવાદ—ગુનેહગારના વરથી અથવા ગુનેગારની વહુથી ગુનેહગારને ઘરમાં રાખવા કે સંતાડવાનું કામ થયું હોય, તો તે બાબતમાં આ ઠરાવ લાગુ પડશે નહી.

## દ્રષ્ટાંત.

બ એ ડાકાઇટીનો ગુનોહ કરેચો છે એમ જાણીને કાયદા પ્રમાણે થતી શિક્ષાથી બને બચાવવાના હેતુથી અ, બ ને જાણી બુઝીને સંતાડે, તો એ ઠેકાણે બ જીવતાં સુધી સમુદ્રપાર થવાને લાયક છે માટે, અ ત્રણ વરસના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદને લાયક છે અને વળી તે દંડને પણ લાયક છે.

ટીકા.—સદરહુ કલમ પ્રમાણે તોહોમત ઠરાવવાને તે અપરાધ કયા ઇરાદાએ કર્યો હતો એ જોવું જોઇએ. તેથી જો કોઈ માણસ એકાદ ગુનેગારને ન્યાયથી બચાવવાનો ઇરાદો નહી છતાં તે અડચણમાં આવી પડવાથી તેને આશ્રય આપે તો તે આશ્રય આપનારો આ કલમ પ્રમાણે ગુન્હેગાર નથી (આર્ચ બોલડ પ્રષ્ટ ૧૦)

તેમજ આ કલમ પ્રમાણે અપરાધ થવાને આરોપિત માણસે કરેલા ગુન્હા બદલ જે તેને યોગ્ય શિક્ષા થવાની તેનાથી તેનો બચાવ કરવાનો ઇરાદો હોવો જોઇએ માટે જો

કોઈ કરજદાર નાશી ગયો અને તેને કોઈએ છુપાવ્યો તો તે બાબતમાં આ કલમ પ્રમાણે ગુનેહેગાર ગણાય નહી. (મે. પ્રષ્ટ ૧૫૯),

મુળ ગુનેહેગારને છુપાવવા અગાઉ તેણે કરેલો ગુનોહ પુરો થએલો હોવો જોઈએ કારણ અધુરો ગુનેહો થયો હોય તો છુપાવનાર ગુનેહેગાર થતો નથી (આર્ચ બોલ્ડ પ્રષ્ટ ૧૧)

કોઈ ગુનેહગારને શિક્ષાથી બચાવવાને બક્ષિસ વગેરે લેવી.

૨૧૩. પોતે કાંઈ ગુનોહ છુપાવવાના, અથવા કાંઈ ગુનાહની કાયદેસર શિક્ષાથી કોઈ સખ્સને પોતે બચાવવાના અથવા કાયદેસર શિક્ષાએ પોહોંચાડવાને કોઈ સખ્સની ઉપર પોતે કાંઈ મુકદમો નહી ચલાવવાના, બદલામાં જે માણસ પોતાને વાસ્તે અથવા કોઈ બીજા સખ્સને વાસ્તે કાંઈ અવેજ કબુલ કરે, અથવા મેળવવાની કોશીશ કરે, અથવા કબુલ કરવાની હા કહે, અથવા કાંઈ મીલકત પોતે અથવા બીજાની વતી પાછી લે, અથવા પાછી મેળવવાની કોશિસ કરે, અથવા પાછી લેવાની હા કહે, તે માણસને, અગર તે ગુનાહને માટે મોતની

તે ગુનોહ જો દેહાંત શિક્ષાજોગ હોય તો.

શિક્ષા થઇ શકતી હોય તો, સાત બરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુનાહને માટે જીવતાં સુધી સમુદ્રપારની, અથવા

તે ગુનોહ જો જીવતાં સુધી સમુદ્રપારની અથવા કેદની, શિક્ષા જોગ હોય તો.

દશ વરસ સુધીની કેદની શીક્ષા થઇ શકતી હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુનાહને માટે દશ વરસ સુધીની કેદની શિક્ષા નહી થઇ શકતી હોય, તો તે માણસને ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુનાહને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની ૦। મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

કોઈ ગુનેહગારને બચાવવાના બદલામાં કાંઈ બક્ષીસ આપવી અથવા મીલકત પાછી આપવી.

૨૧૪. કોઇ સખ્સ કાંઈ ગુનોહ છુપાવે તેના, અથવા તે કાંઈ ગુનાહની, કાયદેસર શિક્ષાથી કોઈ સખ્સને બચાવે તેના, અથવા કાયદેસર સીક્ષાએ પોહોંચાડવાને કોઈ સખ્સની ઉપર તે કાંઈ મુકદમો નહી ચલાવે તેના, બદલામાં જે માણસ તે સખ્સને કાંઇ અવેજ આપે અથવા બદલો વાળે, અથવા અવેજ આપવાનું કે બદલો વાળવાનું કહે અથવા કબુલ કરે, અથવા કાંઈ મીલકત તે સખ્સને પાછી આપવાનું અથવા અપાવવાનું કહે અથવા કબુલ કરે, તે માણસને, અગર તે ગુનાહને માટે મોતની શીક્ષા થઇ શકતી હોય તો, સાત

તે ગુનોહ જો દેહાંત શીક્ષા જોગ હોય, તો.

વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને

તે ગુનોહ જો જીવતાં સુધી સમુદ્રપારની અથવા કેદની શિક્ષા જોગ હોય, તો.

અગર તે ગુનાહને માટે જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસ સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુનાહને માટે દશ વરસની મુદત સુધીની કેદની શીક્ષા નહી થઇ શકતી હોય, તો તે માણસને તે

ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુનાહને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અપવાદ—જે જે બાબતમાં ગુનોહ કાયદેસર માંડીવાળી શકાય તે તે બાબતમેં ૨૧૩ મી અને ૨૧૪ મી કલમોના ઠરાવો લાગુ પડતા નથી.

દ્રષ્ટાંત.

(અ) ખુનના ઈરાદાથી અ બ ની ઉપર હુમલો કરે, તો એ ઠેકાણે જે ગુનોહ છે તે કરવાના ઈરાદા સાથે નિસબત નહી રાખતો ફકત હુમલો નથી, માટે તે આ અપવાદમાં દાખલ થતો નથી, અને તે કારણને લીધે તે માંડી વળાય નહી.

(બ) અ બ ની ઉપર હુમલો કરે, તો, એ ઠેકાણે ગુનોહ જે છે તે ગુનેહગારના ઈરાદા સાથે નિસબત ન રાખતુ ફકત કામ છે, અને તે હુમલાને માટે બ દીવાનીમાં ફરિયાદ કરી શકેછે માટે, તે આ અપવાદમાં દાખલ થાય છે, અને તે માંડી વળાય છે.

(ક) અ પોતાનો વર કે પોતાની વહુ હયાત છતાં બીજી વહુ કે બીજો વર કરવાનો ગુનોહ કરે, તો, એ ગુનાહ બાબત દિવાનીમાં ફરીયાદ થઈ શકતી નથી માટે, તે માંડી વળાય નહિ.

(ડ) બ એક ધણીવાળી સ્ત્રીની જોડે છીનાળુ કરે, તો તે ગુનોહ માંડી વળાય.

ટીકા—આ કલમના અપવાદનો હેતુ એ છે કે કેટલાક ગુનાહ માંહોમાંહે માંડીવાળી શકાય એવાછે એટલે તેના રાજીનામાં થઈ શકેછે. પણ તેવા ગુનાહ કયા તે આ કલમ ઉપરથી ખોળી કાડવું કઠણ પડતું પણ હાલ નામદાર સરકારે સને ૧૮૮૨ નો આકટ ૧૦ ક્રીમીનલ પ્રોસીજર આકટ નવો કરયો તેમાં તેનો ઘણો સારો ખુલાસો કરયો છે. અને તે આકટની સાથે પીનલકોડના ગુનાહાનું પરિશિષ્ટ આપેલુંછે તેના ૮ મા આશનમાં ગુનાહની આગળ તે માંડીવાળી શકાય કે નહિ તે સ્પષ્ટ બતાવ્યું છે. માટે આ કલમ પ્રમાણે માંડીવાળવાના ગુનાહનું વિવેચન તે પરિશિષ્ટ જોયેથી જણાઈ આવશે. તેમ છતાં તે પરીશિષ્ટ ઉપરથી જે ગુનાહ માંડીવાળવાનું જણાયછે તે નિચે દર્શાવવામાં આવ્યુંછે.

પીનલકોડ કા. ૨૯૮–૩૨૩–૩૩૪–૩૪૧–૩૪૨–૩૫૨–૩૫૫–૩૫૮–૩૭૪–૪૨૬–૪૨૭ ૪૪૭–૪૪૮–૪૯૦–૪૯૧–૪૯૨–૪૯૭–૪૯૮–૫૦૦–૫૦૧–૫૦૨–૫૦૪–૫૦૬.

એ કલમો શિવાય કા. ૩૨૪–૩૩૫–૩૩૭–૩૩૮ માં કહેલો ગુનોહ જેને બથા થઈ હોય તે માણસ જે કોરટની આગળ તે ગુનાહ બાબત કાંઈ પણ ફરિયાદનું કામ ચાલુ હોય તે કોરટની રજા લઈને માંડીવાળવાનો અધિકારછે (જુઓ પરિશિષ્ટ)

તેમજ જે ગુનોહ માંડીવાળવાનો અધિકાર હોય ત્યારે તે ગુનાહમાં મદદગારી કરવાનો ગુનોહ અથવા (જ્યારે સદરહુ ગુનોહ કરવાની કોશીશ જાતે ગુનાહ હોય ત્યારે) તે કોશીશ કરવાનો ગુનોહ એવીજ રાતે માંડીવાળવાનો અધિકાર છે. (જુઓ ક્રીમીનલપ્રોસીજર સને ૧૮૮૨ નો ૧૦ તેની કા. ૩૪૫)

વળી જો કોઈ સખશ બાળક, યા ગાંડો યા દીવાનો હોય અને જો તેવો ન હોતતો તે આ કલમ મુજબ કાંઈ ગુનોહ માંડીવાળવાને લાયક થાત તો તે શખસની તરફથી કરાર કરવાનો જે શખસને અધિકાર હોય તે સખશ સદરહુ ગુનોહ માંડીવાળવાને મુખતિયારછે અને સરવે માંડીવાળવાના ગુનાહ માંડીવળાવ્યાથી તોહોમતવાળાની ઉપર ગુનોહ ના શાબિત થયાનો ઠરાવ થશે. (જુઓ એજ કા. ૩૪૫)

હવે ઉપર કહેલા ગુનાહ માંડીવાળવાને કોને અધિકારછે તે પણ એજ કલમમાં કહ્યુંછે.

" કા. ૨૯૮ જેનું દીલ દુખવવાનો ઇરાદો હોય તે.

" ૩૨૩, ૩૩૪ જેને વ્યથા કરી હોય તે શખ્સ.

૩૪૧, ૩૪૨ જેને અટકાવ યા કેદ કરેયો હોય તે.

૩૫૨, ૩૫૫, ૩૫૮ જેની ઉપર હુમલો કર્યો હોય યા બળ વાપરેયું હોય તે.

૩૭૪. જેની પાસે જબરાઇથી મજુરી કરાવી હોય તે શખ્સ.

કા. ૪૨૬,૪૨૭ જેને હાની કરી હોય તે શખ્સ.

કા. ૪૪૭,૪૪૮ જે મિલકતમાં પ્રવેશ કર્યો હોય તે જેના કબજામાં હોય તે.

કા. ૪૯૦,૪૯૧, ૪૯૨ જેની સાથે ગુનેહગારે કરાર કર્યો હોય તે શખ્સ.

કા. ૪૯૭,૪૯૮ જે સ્ત્રી હોય તેનો ધણી.

કા. ૫૦૦,૫૦૧,૫૦૨ જેની આબરૂ લીધી હોય તે.

કા. ૫૦૪ જેને તિરસ્કાર કર્યો હોય તે.

કા. ૫૦૬ જેને ધમકી આપી હોય તે.

ઉપર જે કલમો બતાવી તે શિવાય નિચે લખેલા કામમાં ગુનાહ માંડીવાળી શકાય છે.

સને ૧૮૮૨ ના આકટ ૧૦ (ક્રી. પ્રો. કોડ)નો બાબ ૨૦ "સમનના મુકદમાનો" ઇનસાફ કરેવા બાબતછે અને તે બાબતમાં કા. ૨૪૮માં એમ કહેલુંછે કે તેવા મુકદમામાં કોરટની પરવાનગીથી ફરિયાદ માંડીવળાય. પણ "સમનનો મુકદમો" એટલે પરીક્ષકના જે આસનમાં પ્રથમ સમન કે વારંટ કાડવું એમ લખ્યુંછે તેવા સમનનો મુકદમો નહિપણ "સમનના મુકદમા"ની વાખ્યા કલમ ૪માં આપેલીછે તે ઉપરથી જણાયછે કે જે ગુનાહને માટે કાયદામાં છ માસસુધીની કેદની, અથવા તેટલી કેદ અને તે સાથે દંડની અથવા ફકત દંડની એક શિક્ષા થઇ શકવાને લખ્યુંછે તેવા ગુનાહનો સમાસ "સમનના મુકદમા" માં થાયછે અને તે પ્રમાણે તપાસતાં પીનલકોડની નિચેની કલમો પ્રમાણેના ગુનાહ માંડીવળાયછે.

કા ૧૩૭, ૧૩૮, ૧૪૦, ૧૪૩, ૧૫૧, ૧૫૩, નો બીજો ભાગ. ૧૫૪, ૧૫૫, ૧૫૬, ૧૫૭, ૧૫૮નો પહેલો ભાગ. ૧૬૦, ૧૭૧, ૧૭૨, ૧૭૩, ૧૭૪, ૧૭૫, ૧૭૬, ૧૭૭નો પહેલો ભાગ. ૧૭૮, ૧૭૯, ૧૮૦, ૧૮૨, ૧૮૩, ૧૮૪, ૧૮૫, ૧૮૬, ૧૮૭, ૧૮૮, ૨૦૨, ૨૨૮, ૨૬૯, ૨૭૧, ૨૭૨, ૨૭૩, ૨૭૪, ૨૭૫, ૨૭૬, ૨૭૭, ૨૭૮, ૨૭૯, ૨૮૦, ૨૮૨, ૨૮૩, ૨૮૪, ૨૮૫, ૨૮૬, ૨૮૭, ૨૮૮, ૨૮૯, ૨૯૦, ૨૯૧, ૨૯૨, ૨૯૩, ૨૯૪, ૩૩૪, ૩૩૬, ૩૩૭, ૩૪૧, ૩૫૨, ૩૫૮, ૪૨૬, ૪૪૭, ૪૯૦, ૪૯૧, ૪૯૨, ૫૧૦.

ઉપરની કલમોમાંની કેટલીક કલમો ગુનાહ માંડીવાળવામાં ક્રી. પ્રો.કો. ની કા.૩૪૫માં બતાવેલી કલમોમાંનીપણ આવીછે.

વળી સને ૧૮૮૨ ના આકટ ૧૦ની કા. ૪૯૪ પ્રમાણે પબ્લીક પ્રાસીકયુટર જ્યુરીથી ઇનસાફ થવાના મુકદમામાં જ્યુરીનો ઠરાવ કહી સંભળાવતાં પહેલાં અને બીજા મુકદમાઓમાં ફેસલો આપતા પહેલાં કોરટની સંમતીથી કોઇપણ શખ્સની ઉપર ફરિયાદીનું કામ ચલાવવાનું છોડી દેવાને મુખતિયાર છે.

ચોરી કરવાના ઇરાદે ઘર ફોડવું એ ગુનોહ કા. ૨૭૪ પ્રમાણે માહેમાંહે માંડીવાળવા જોગ ગુનોહ નથી (મુ. હા. ઇ. લા. વા. ૧ પા. ૬૪ સરકાર વિરૂદ્ધ દેવમા અને સોમશીખર.)

બુધીપુવક વ્યથા કર્યાનો ગુનોહ માહેમાહે માંડીવળાય એમ મુબઇ હાઇકોરટે વાલ્યુમ ૧૦ ને પાને ૬૮ માં સરકાર વિરૂદ્ધ જેઠા બહેનાના કામમાં ફેસલો કર્યો હતો પણ પાછળથી મુ. હા. ઇ. લા. વા. ૧ પાને ૧૪૭ મે કરેલા સરકાર વિરૂધ રહીમતના કેસમામાં તેવો ગુનોહ માહેમાહે માંડીવળાય નહિ એવો ફેસલો કરયોછે. પરંતુ હાલ નવા ક્રી. પ્રો. કોડની કા. ૩૪૫ થી એ ગુનોહ માંહેમાંહે માંડી વળાય.

છીનાળાના તોહોમત બદલ આરોપિતને શિક્ષા થયા પછી હાઇકોર્ટમાં અપીલ કરી. તોહોમત શાબિત થયા પછી ધણીધણીયાણી એકત્ર રહેવા લાગ્યાં એટલે અપીલની ચોકશીની વખતે સદરહુ ગુનોહ માંડીવાળવા પરવાનગી માગી, તેમાં ઠરાવ્યું કે અપીલની વખતે હવે ગુનોહ માંડીવાળાય નહિ (અલ્હાબાદ. હા. કો. લા. વા. ૨ પા. ૩૩૯ સરકાર વિ૦ થામસન તા. ૧૮ જુલાઈ ૧૮૭૯).

દગલબાજી અને બનાઉ લેખ કરવાનો ગુનોહ માંહોમાંહે માંડીવાળવા જોગ ગુનોહ નથી. તોપણ પી. કો. કા. ૨૧૪ સુધારવા માટે જે કાયદો કૌંસીલ આગળ બીલ આવ્યું હતું તેમાં સદરહુ અપરાધ માંહોમાંહે માંડીવાળવા જોગ છે એમ લખ્યું હતું તેથી તે અપરાધ માંડીવાળવાનો એક માજીસ્ત્રેટે હુકમ કર્યો, તેમાં ઠરાવ્યું કે એકાદ નવા બીલ ઉપરથી કાયદાનો અર્થ કરવો બદોબર નથી. જે વખતે જે કાયદો અમલમાં હોય તે પ્રમાણે વરતવું માટે માજીસ્ત્રેટનો હુકમ રદ કર્યો (અલ્હા. હા. કો. લા. વા. ૩ પા. ૨૮૩ રીવુનાક હુસેન વિરુદ્ધ હરબનસીંગ.)

ચોરની મિલકત પછી મેળવવામાં મદદ કરવા સારૂ કાંઈ બક્ષિશ લેવી વગેરે.

૨૧૫. કોઈ સખસની પાસેથી તે સખસની કાંઈ જંગમ મિલકત આ કાયદાથી શિક્ષા થઈ શકે એવા કાંઈ ગુનાહથી ગઈ હોય તે સખસને તે મીલકત પાછી મળવામાં મદદ કરવાના બાનાથી અથવા મદદ કરવા સારૂ જે માણસ કાંઈ અવેજ લે અથવા લેવાને હા કહે અથવા કબુલાત કરે, તે જો તે ગુનેગારને પકડવાને તથા તેના ઉપર તે ગુનોહ સાબિત કરવાને પોતાથી બનતા સઘળા ઇલાજો કામે ન લગાડે તો, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

જે ગુનેહગાર કેદમાંથી નાઠોહોય, અથવા જેને પકડવાનો હુકમ થયો હોય, તે ગુનેહગારને ઘરમાં રાખવો.

૨૧૬. કોઈ સખસની ઉપર કાંઈ ગુનોહ સાબિત થયો હોય, અથવા કાંઈ ગુનાહનું તોહોમત મુકાયુ હોય. અને તે ગુનાહને સારૂ તે સખસ કાયદેસર કેદમાં હોય, તે સખસ જો કેદમાંથી નાશી જાય અથવા કોઈ સરકારી નોકર પોતાના સરકારી ઓહદાનો કાયદેસર અખત્યાર અમલમાં લાવતા કોઈ સખસને કાંઈ ગુનાહને માટે પકડવાનો હુકમ કરે ત્યારે જે માણસ તે નાસી જવાની અથવા પકડવાના હુકમની વાત જાણ્યા છતાં તે શખસને પકડાતો અટકાવવાના ઇરાદાથી તેને ઘરમાં રાખે અથવા કેથાં સંતાડે, તે માણસને નીચે મુજબ શિક્ષા કરવામાં આવશે; એટલે જે ગુનાહને માટે તે સખસ કેદમાં હતો અથવા તેને પકડવાનો હુકમ કર્યો હોય તે ગુનાહને માટે જો મોતની શિક્ષા થઈ શકતી હોય તો તે

તે ગુનોહ જો દેહાંત શિક્ષા જોગ હોય તો.

માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે; અને તે ગુનાહને માટે જો જીવતા સુધી સમુદ્રપારની, અથવા દસ વરસ સુધીની કેદની, શિક્ષા

જો જીવતાંસુધી સમુદ્રપારના, અથવા કેદની, શિક્ષાજોગહોયતો.

થઈ શકતી હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા દંડ સાથે અથવા દંડ વિના, કરવામાં આવશે, અને તે ગુનાહને માટે દસ વરસ સુધીની નહી પણ એક વરસ સુધીની કેદની શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની

તથી તે ગુનાહને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અપવાદ—જે માણસને પકડવું હોય તેના વરથી અથવા તેની વહુથી, તે માણસને ઘરમાં રાખવાનું કે સંતાડવાનું કામ થયું હોય, તો તે બાબતને આ ઠરાવ લાગુ પડતો નથી.

ટીકા—આરોપીત માણસે ગુનેહગારને આશ્રય આપ્યો કીંવા તેને છુપાવ્યો એમ શાબિત થવું જોઇએ. અને કોઈ માણસે ગુનેહગારને છુપાવવા માટે કીંવા આશ્રય આપવા માટે બીજાને કહ્યું હોય તો તે ગુનોહ તેણે પોતે કરયો એમ થાયછે. (સ્ટારે. પૃ. ૧૧૩)

કોઇસખસને શીક્ષાથી અથવા કાંઈમીલકતને સરકાર જપત થતી બચાવવાના ઇરાદાથી જેસરકારી નોકર કાયદાનો હુકમ ન માને તેને શિક્ષા.

૨૧૭. કોઈ માણસ સરકારી નોકર હોય, તેણે પોતાના સરકારી ઓહોદાના જોરથી કેમ ચાલવું એ બાબતનો કાંઈ કાયદાનો હુકમ અગર તે માણસ જાણી બુઝીને ન માને, એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઈ સખસ કાયદેસર શિક્ષાથી બચે, અથવા જે શિક્ષાને તે લાયક હોય તેથી તેને ઓછી શિક્ષા થાય અથવા માહારા તેમ કરવાથી તે શિક્ષાથી બચશે અથવા તેને ઓછી શિક્ષા થશે એવો સંભવ છે એમ જાણવા છતાં, તો, અથવા એવા ઇરાદાથી કે તેમ કરવાથી કાંઈ મિલકત સરકાર જપ્ત થતી, અથવા કાંઈ રુપિયા તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે આપવાથી તે બચી જાય, અથવા બચી જશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા—આરોપિતપર કા. ૨૧૭ પ્રમાણેનું મુકેલું તોહોમત તોહોમતનામામાં મોઘમ છે કેમકે તેમા કાયદાનો હુકમ કયો તે અને તે કયા કૃત્યથી આરોપિતે તોડ્યો એને માટે તોહોમતનામામાં કાંઇ લખ્યુ નથી અને તે વાત તેમાં નહિ લખ્યાથી જવાબ આપવાના કામમાં આરોપિતને નુકશાન થયુંછે માટે તે તોહોમત રદ કર્યું (મુ. હા. ઇ. લા. વા. ૨ પા. ૧૪૨ સરકાર વિ૦ બાગનખાન મુસકોજી.)

પોલીશ પટેલે ચોરોને પકડવાના કામમાં મદદ કરવાની તેની ફરજ છતાં તે મદદ ન કરી તો તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત રાખી માજીસ્ત્રેટ કામ ચલાવી શકેછે. કારણ કે પોલીશપટેલ ગેરવર્તણુક કરે તો પોલીશ કમિશનરની મંજુરી લઇને તેને તેવા કામ ઉપરથી દુર કરવાનો માજીસ્ત્રેટને અધિકાર છે. તો આવી વખતે પોલીશ પટેલનાપર કામ ચલાવવા માટે ક્રી. પ્રો. કો. ૪૬૬ (સને ૧૮૭૨ના ૧૦ની) પ્રમાણે પરવાનગી લેવાની જરૂર નથી (મુ. હા. ઇ. લા. વા. ૪ પા. ૩૫૭ સરકાર વિરૂદ્ધ ભગવાન દેવરાજ.)

આ કલમ પ્રમાણે કોઇના ઉપર ગુનોહ શાબિત થવાને આરોપિત એ સરકારી નોકર છતાં તેણે જે કામ કરવા વિશે કાયદામાં કહેલું તે કામ તેણે કર્યું નહિ અને બીજા કોઇને કાયદા પ્રમાણે જે શિક્ષા થવાની તે ન થાય એવા ઉદેશે તેણે તે કામ કર્યું નથી એટલું શાબિત થાય એટલે બસછે. જે માણસોનો શિક્ષાથી બચાવ કરવાનો આરોપિતનો ઇરાદો હતો તે માણસે કાયદા પ્રમાણે શિક્ષા થવા જોગ ગુનોહ કરયો ન હોય તોપણ હરકત નથી (ક્રા. હા. ઇ. લા. વા. ૩ પા. ૧૪૨ સરકાર વિ૦ અમીરૂદીન.)

ગામડાના હીસાબ રાખનાર અને ગામડાના મુનસફના સીપાઇઓ હુકમ ન માને તો તેમની ઉપર આ કલમ પ્રમાણે કામ ચાલી શકે નહિ (મુ. ઇ. લા. વા. ૧ પા. ૨૬૬)

સરકારી નોકર કોઈ સખ્સને શિક્ષાથી અથવા કાંઈ મિલકતને સરકાર જપતથવાથી બચાવવાના ઇરાદાથી કાંઈ ખોટું દફતર અથવા લખાણ બનાવેતેબાબત.

૨૧૮. કોઈ માણસ સરકારી નોકર હોય, અને તેના સરકારી ઓહદાસર તેને કાંઈ દફતર અથવા બીજુ લખાણ તૈયાર કરવાનું કામ સોપ્યું હોય, તે માણસ જો તે દફતર અથવા લખાણ જે રીત ખોટી છે એવું, તે જાણતો હોય તેવી રીતે તૈયાર કરે, એવા ઇરાદાથી કે તેથી લોકને અથવા કોઈ સખ્સને ટોટો અથવા નુકશાન થાય, અથવા ટોટો કે નુકસાન થશે એવો સંભવ છે એમ જાણીને, અથવા એવા ઇરાદાથી કે તેથી કોઈ સખ્સને કાયદેસર શિક્ષાથી બચાવવો, અથવા તેથી કોઈ સખ્સ કાયદેસર શિક્ષાથી બચશે એવો સંભવ છે એમ જાણીને, અથવા તેથી કાંઈ મીલકત સરકાર જપ્ત થતી, અથવા કાંઈ રૂપીઆ તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે આપવાદથી બચી જાય, અથવા તે બચી જશે એવો સંભવ છે, એમ જાણીને, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા—એક મામલતદારે તલાટીને સને ૧૮૨૭ ના કાયદા ૧૯ ની કા. ૨૬ પ્રમાણે રીપોર્ટ કરવાનું કહેલું અને તે રીપોર્ટ ખોટો હતો એમ જણાયુ તેથી તેનાપર આ કલમ પ્રમાણેનું તોહોમત મુકી કામ ચલાવવાને મામલેતદારે પરવાનગી આપી હતી. તેમાં ઠરાવ્યું કે તલાટીને જે કલમ પ્રમાણે રીપોર્ટ કરવાનું કહ્યું હતું તે પ્રમાણેનો તલાટી એ મામલેતદારના તાબાનો છે તેથી ક્રી. પ્રો. કો. કા. ૧૬૭ (૧૮૬૧ ના ૨૫ ની) પ્રમાણે મામલેતદાર કામ ચલાવવાની પરવાનગી આપી શકે છે (જુઓ. મુ. હા. વા. ૭ પાને ૬૪ સરકાર વિરૂદ્ધ મલ્હારે રામચંદ તા. ૧૧ આગષ્ટ સને ૧૮૭૦)

કાંઈ ઇનસાફી મુકદમા માટે, પોતે કાયદા વિરૂધ છે એમ જાણતા હોય એવો હુકમ, રીપોર્ટ વગેરે કોઈ સરકારીનોકર કરે તેબાબત.

૨૧૯. કોઈ માણસ સરકારી નોકર છતાં લાંચ લેઈને અથવા દ્વેષ બુદ્ધિથી કાંઈ ઇનસાફી મુકદમાના કોઇપણ ભાગમાં કાંઈ રિપોટ, હુકમ, ફેસલો, અથવા ઠરાવ કરે કે કહી સંભળાવે, એવો કે તે કાયદાથી વિરૂદ્ધ છે, એમ તે માણસ પોતે જાણતો હોય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

જે શખસને અખત્યાર હોય તે શખસ હું કાયદાથી વિરૂદ્ધ ચાલુછું એમ જાણીને, કોઇને તેનો ઇનસાફ થવા સારૂ કમીટ કરે, અથવા કેદમાં મોકલે તે બાબત.

૨૨૦. કોઈ માણસનો ઓહદો એવી તરેહનો હોય કે તેથી કોઈ સખ્સોને તેઓનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અથવા તેઓને કેદમાં મોકલવાનો અથવા કોઈ સખ્સોને કેદમાં રાખવાનો તેને કાયદેસર અખતિયાર મળ્યો હોય, તે માણસને તે અખત્યાર અમલમાં લાવતાં લાંચ લેઇને અથવા દ્વેષ બુદ્ધિથી, જો કોઇ સખ્સને તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરે અથવા તેને કેદમાં મોકલે, અથવા કોઈ સખ્સને કેદમાં રાખે અને તે એમ જાણતો હોય કે આમ કરવામાં હું કાયદાથી ઉલટો ચાલુંછું, તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—ગેરકાયદેસર રીતે કેદમાં રાખવા બદલ પુરાવો હોય તેટલીજ વાત ઉપરથી તે કર્મ દ્વેષ બુદ્ધિએ થયુ છે એમ કાયદેસર અનુમાન નિકળતું નથી એવા પ્રકારે કેદમાં

શોધ્યો એ કામ કાયદા વિરૂધ છે. એવા પ્રકારની માહિતી થવાને એવી વાત બનેલી હાલના સંબંધની છે અને કાયદાના સંબંધની નથી માટે આ કલમમાં કહેલા પ્રકારની પુર્ણતા કરવા માટે તે સાબિત કરવી જોઇએ. (મુ. હા. વા. ૯ પાને ૩૪૯ સરકાર વિરૂધ નારાયણ બાબાજી વીગરે )

જે સરકારી નોકરના કાયદા મુજબ કોઇને પકડવાની ફરજ હોય તે સરકારી નોકર તેને પકડવામાં ઇરાદાથી કસુર કરે, તે બાબત.

૨૨૧. કોઇ માણસ સરકારી નોકર હોય, અને કોઇ સખ્સની ઉપર કાંઇ ગુનાહનું તોહોમત મુકાએલું હોય તેને, અથવા કાંઇ ગુનાહને માટે પકડવા જોગ હોય એવા કોઇ સખ્સને, પકડવા અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ ફરજ હોય, તે માણસ અગર તે સખ્સને પકડવામાં ઇરાદાથી કસુર કરે, અથવા ઇરાદાથી તે સખ્સને નાશી જવા દે, અથવા તે સખ્સને તે કેદમાંથી નાશી જવામાં અથવા નાશી જવાની કોશિશ કરવામાં ઇરાદાથી સહાય કરે, તો તે માણસને નીચે પ્રમાણે શિક્ષા કરવામાં આવશે એટલેઃ—

શીક્ષા.

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઇતો હતો તે સખ્સની ઉપર મોતની શિક્ષા થઇ શકે એવા ગુનાહનું તોહોમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુનાહને માટે તે પકડવા જોગ થયા હોય, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વિના, કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઇતો હતો તે સખ્સની ઉપર જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વર્ષની મુદત સુધીની કેદની શિક્ષા થઇ શકે એવા ગુનાહનું તોહોમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુનાહને માટે તે પકડવા જોગ થયો હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વિના, કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા.

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઇતો હતો તે સખ્સની ઉપર દશ વર્ષથી ઓછી મુદતની કેદની શિક્ષા થઇ શકે એહવા ગુનાહનું તોહોમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુનાહને માટે તે પકડવા જોગ થયો હોય, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વીના, કેદની શિક્ષા કરવામાં આવશે.

જે શખ્સની ઉપર કોઇ ઇનસાફની કોરટે શીક્ષાનો હુકમ કરેચો હોય, તે સખ્સને પકડવાની જે સરકારી નોકરની ફરજ હોય તે શખ્સને પકડવામાં ઇરાદાથી કસુર કરે તેબાબત.

૨૨૨. કોઇ માણસ સરકારી નોકર હોય, અને કોઇ સખ્સની ઉપર કાંઇ ગુનાહને માટે કોઇ ઇનસાફની કોરટે શિક્ષાનો હુકમ કરેચો હોય, તે સખ્સને (સન ૧૮૭૦ના આકટ ૨૭મા પ્રમાણે) "અથવા જે સખ્સને કાયદેસર રીતે કેદમાં રાખ્યો હોય તેવા સખ્સને" પકડવાની અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી ઓહદાને લીધે કાયદા મુજબ ફરજ હોય, તે માણસ અગર તે સખ્સને પકડવામાં ઇરાદાથી કસુર કરે, અવથા ઇરાદાથી તે સખ્સને નાસી જવા દે, અથવા તે સખ્સને કેદમાંથી નાસી જવામાં અથવા નાસી જવાની કોશિશ કરવામાં ઇરાદાથી સહાય કરે, (સન ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે) "અથવા જો તે સખ્સને કાયદાસર રીતે કેદમાં રાખ્યો હોય" તો તે માણસતે નિચે પ્રમાણે શિક્ષા કરવામાં આવશે, એટલેઃ— "

શીક્ષા. | અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઈતો હતો તે સખ્સની ઉપર મોતની શિક્ષાનો હુકમ થએલો હોય, તો તે માણસને ચઉદ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની, દંડસાથે અથવા દંડ વિના; કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા,

અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઈતો હતો તે શખ્સ કોઈ ઈનસાફની કોરટે કરેલા શિક્ષાના હુકમથી, અથવા તેને બદલે બીજી શિક્ષા કરવાના કોઈ હુકમથી, જીવતાં સુધી સમુદ્રપાર અથવા જીવતાં સુધી શાસનિક દાસત્વને, અથવા દશ વરસ કે તેથી વધારે મુદત સુધી સમુદ્રપાર અથવા શાસનિક દાસત્વ અથવા કેદને લાયક હોય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વિના કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા,

અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઈતો હતો તે શખ્સ કોઈ ઈનસાફની કોરટે કરેલા શિક્ષાના હુકમથી દશ વરસની મુદત સુધીની કેદને લાયક ન હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંનુ ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની; શિક્ષા કરવામાં આવશે.

સરકારી નોકર ગફલતથી કોઈ કેદીને નાસી જવા દે તે બાબત | ૨૨૩. જે માણસ સરકારી નોકર હોય અને જે સખ્સની ઉપર કાંઈ ગુનાહનું તોહોમત મુક્યું હોય અથવા કાંઈ ગુનોહ સાબીત થયો હોય એવા કોઈ સખ્સને (સન ૧૮૭૦ના આકટ ૨૭મા પ્રમાણે "અથવા જે સખ્સને કાયદાસર રીતે કેદમાં રાખ્યો હોય તે સખ્સને") કેદમાં રાખવાની કાયદા પ્રમાણે જે માણસને પોતાના સરકારી હોદાને લીધે ફરજ હોય તે માણસ અગર ગફલતથી તે સખ્સને કેદમાંથી નાસી જવા દે, તો તે માણસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—ગુન્હેગારની સંભાળ રાખવાના શીપાઈ તરીકેનું કામ જે સખ્સને સોંપ્યુ હોય તે સખ્સ સરકારી નોકર છે (કા. હા. વા. ૩ પા. ૩૬)

કોઈ શખ્સને કાયદા મુજબ પકડતા હોય તેમાં તેણે સામા થવું અથવા હરકત કરવી. | ૨૨૪. જે સખ્સની ઉપર કાંઈ ગુનહાનું તોહોમત મુક્યું હોય અથવા કાંઈ ગુનોહ સાબીત થયો હોય તે ગુનાહને માટે તે શખ્સને કાયદેસર પકડવામાં તે શખ્સ ઈરાદાથી જો સામો થાયે અથવા કાયદા વિરૂધ કાંઈ અડચણ કરે, અથવા તેવા કાંઈ ગુનાહને માટે તેને કાયદેસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી જો તે નાશી જાય અથવા નાસી જવાની કોસીસ કરે. તો તે શખ્સને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો.—આ કલમમાં લખેલી શિક્ષા છે તે, જે ગુનાહનું તોહોમત તે શખ્સની ઉપર મુક્યું હોય, અથવા જે ગુનોહ તેની ઉપર સાબીત થયો હોય તે ગુનાહને માટે તે પકડવાનો તથા કેદમાં રાખવાનો શખ્સ જે સીક્ષાને લાયક હોય, તે સિક્ષાથી ઉપરાંત સમજવી.

ટીકા.—કેદી જે જીલ્લાની કેદમાંથી નાઠો હોય તે જીલ્લાના માજીસ્ત્રેટે તેની તપાસ કરવી જોઈએ જ્યાં પકડાય ત્યાં નહી. (મુ. હા. વા. ૧ પાને ૧૩૯ સરકાર વિરૂધ ડોસા સેરા તા.-૮-૧-૬૪

પોલીસના સિપાહની કેદમાંથી નાશીજનાર પર કલમ ૧૮૬ પ્રમાણે તોહોમત નહી રેહેતા આ કલમ પ્રમાણે રેહેછે (મુ. હા. વા. ૨ પાને ૧૨૮ સરકાર વિ. પોશુબીનધમ્બાજી)

જે ગુન્હા બદલ કેદી કેદમાં હોય અને તે નાશી જાયતો મુળના ગુન્હા શિવાય વધારેની શીક્ષા આ કલમ પ્રમાણે નાશી ગયા બદલ જુદી શીક્ષા કરવી જોઇએ (કા. હા. વા. ૮ સરકાર વિરૂદ્ધ ધુંડા ભુઇ તા. ૨ ડીશેમ્બર ૧૮૬૭ )

કોઇ માણસ ગાંડો હોવાથી તેને દોષ મુકત કરી સરકારના હુકમ પ્રમાણે કેદમાં મોકલ્યો હોય અને તે માણસ સાવચેતીમાં આવ્યા પછી કેદમાંથી નાશી જાય તો આ કલમ પ્રમાણે તે ગુનેહગાર થતો નથી. (મે. ક્રમ્ટ. ૧૬૮ )

એક માણસ પાસેથી સારી ચાલના જામીન લેવા માટે તેને પોલીસ માજીસ્ટ્રેટની રૂબરૂ લઇ જતાં તે માણસ પોલીસના તાબામાંથી નાશી ગયો તેથી તેના પર આ કલમ પ્રમાણે તોહોમત રાખવામાં આવેલું તેમાં ઠરાવ્યુ કે કેદીપર એકાદ અપરાધ બદલ તોહોમત છતાં કેદમાંથી નાશી ગયો નથી તેથી તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત રહી શકતું નથી. (કા. હા. ધ. વા. ૮ પાને ૩૭૧ સરકાર વિરૂધ સસતીચરેન નપિત.)

કોઈ સખ્સને કાયદા મુજબ પકડતા હોય તેમાં કોઈ બીજા શખ્સે સામા થવું અથવા હરેકત કરવી.

૨૨૫. જે સખ્સ કોઈ બીજા સખ્સને કાંઈ ગુનાહને માટે કાયદેસર પકડવામાં ઇરાદાથી સામો થાય. અથવા કાયદા વિરૂદ્ધ કાંઈ અડચણ કરે, અથવા કોઈ બીજા સખ્સને કાંઈ ગુનાહને માટે કાયદેસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી તેને છોડાવી મુકે અથવા છોડાવી મુકવાની કોશીશ કરે, તે સખ્સને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે;

શીક્ષા. | અથવા, અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોશીશ થઈ હોય તે સખ્સની ઉપર જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની કેદની શીક્ષા થઈ શકે એવા ગુનાહનું તોહમત મુક્યું હોય, અથવા એવા ગુનાહને માટે પકડવા લાયક થયો હોય, તો, પેલા સખ્સને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે;

અથવા, અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોશીશ થઈ હોય તે સખ્સની ઉપર મોતની શીક્ષા થઈ શકે એવા ગુનાહનું તોહોમત મુક્યું હોય, અથવા એવા ગુનાહને માટે તે પકડવા લાયક થયો હોય, તો, પેલા સખ્સને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

અથવા, અગર પકડવાનો અથવા છોડાવી મુકેલો સખ્સ કોઈ ઇનસાફની કોરટની શીક્ષાના હુકમ મુજબ, અથવા તેને બદલે બીજી શીક્ષા કરવાના કાંઈ હુકમ મુજબ, જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની કે તેથી વધારે મુદત સુધી સમુદ્રપાર અથવા શાશનિક દાસત્વ અથવા કેદની, શીક્ષાને લાયક હોય, તો, પેલા સખ્સને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

અથવા, અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોશીશ થઇ હોય તે સખસની ઉપર મોતની શીક્ષાનો હુકમ થયો હોય તો, પેલા સખસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જામીન આપવા ચુકયાના સબબથી કેદમાં રાખ્યું હોય ત્યાંથી નાશી જવું.

"૨૨૫" અ—ફોજદારી ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પમાણે સારી રીતે ચાલવા બાબતનો જામીન આપવાને ચુકયાના સબબથી જે માણસને કેદમાં રાખ્યું હોય તે ત્યાંહાંથી નાશી જશે અથવા નાશી જવાની કોશીશ કરશે તેને ઘણામાં ઘણી એક વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા અથવા દંડ અથવા એ બેઉ શીક્ષા કરવી. (સન ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે.)

ટીકા.—સારી ચાલના જામીન આપવાને ચુકયો તેથી કેદીને કેદમાં મોકલ્યો હોય અને તેમાંથી તે નાઠો હોય તો આ કલમ પ્રમાણે ગુન્હો થાય (કા. ઈ. લા. વા. ૮ પાને ૩૩૬ તા. ૨૯-૨-૮૨)

સમુદ્ર પારથી કાયદા વિરૂધ પાછું આવવું.

૨૨૬. જે માણસને કાયદા મુજબ સમુદ્રપાર કરયો હોય તે માણસ, પોતાની સમુદ્રપારની મુદત વિત્યા પેહેલાં, તથા શીક્ષા માફક ન થયા છતાં અગર સમુદ્રપારથી પાછો આવે, તો તેને જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને, તથા પાછો સમુદ્રપાર તથા પેહેલા ત્રણ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા પામવાને તે લાયક થશે.

શીક્ષાની માફીની સરત તોડવી.

૨૨૭. કોઇ માણસે શીક્ષાની કાંઇ સરતી માફી કબુલ કરી હોય તે માણસ અગર જે સરતથી તેને માફી મળી હોય તે સરત જાણી બુઝીને તોડે તો તે માણસને, અગર તેણે અસલ શિક્ષામાંની કાંઇ ભોગવી નહી હોય તો, જે શીક્ષાનો અસલ હુકમ થયો હોય તે શિક્ષા કરવામાં આવશે, અને તે શીક્ષામાંની કાંઇ તેણે ભોગવી હોય,તો તે શીક્ષામાંની જેટલીનહીભોગવી હોય તેટલી શીક્ષા કરવામાં આવશે.

ટીકા.—આરોપિતે ઘર ફોડવાનો ગુન્હો કરયા બદલ પ્રીન્સઑફ વેલ્સ, સીંગાપુર અને મલાકાની કોરટ આફજુડીકેચરે તોહમત સાબિત કરી ગવરનર જનરલ ઠરાવે તે ઠેકાણે તેણે ૧૦ વર્ષની સમુદ્રપારની શીક્ષા ભોગવવા ઠરાવ કર્યાથી તે આઠ વરસ ને એક માસ અને પંદર દીવસ રતનાગીરીની કેદમાં રહ્યો. પછી તુરંગ ઉપરના ઈનસપેકટર જનરલે તેને માફીના સરટીફીકેટ ઉપરથી તું કારવારમાં રેહજે એવી સરતે તેને છોડી દીધો પણ કારવારમાં રેહતા છતાં કેદીએ રેહેવાના ઘરમાં ચોરી કરી તેથી ત્યાંહાના માજીસ્ટ્રેટે તેને માફીની સરત તોડ્યાપરથી આ કલમ પ્રમાણે બાકીની શિક્ષા ભોગવવાને ઠરાવ કર્યો પણ બ્રીટીસ ઈંડીયાની કોરટોને અધિકાર છે કે નહી ? એવી સંકા ઉપરથી ઠરાવ કર્યો કે ક્રી. પ્રો. કો. કા. ૩૩ "મુળના અપરાધની ચોકશી કરવાનો અધિકાર જે કોરટને હોય તે કોરટને" એવા જે શબ્દ છે તેનો અર્થ કેદીને જે અપરાધ બદલ શીક્ષા થઇ હતી તે અપરાધની ચોકશી કરવાનો જે કોઈ માજીસ્ટ્રેટને અધિકાર હોય તે માજીસ્ટ્રેટની કોરટ એવું સમજવું તેથી બ્રીટીસઈંડીયાની કોરટોને તે અધિકાર છે (મુ. હા. વા. ૯ પાને ૩૫૬ સરકાર વિરૂધ અહોન અકાંગ)

કોઈ સરકારી નોકર કાંઈ ઈનસાફી મુકદમાના કાંઈપણ ભાગમાં બેઠા છતાં તેનું ઈરાદાથી અપમાન કરવું અથવા તેને હરકત કરવી.

૨૨૮. કોઈ સરકારી નોકર કાંઈ ઈનસાફી મુકદમાના કાંઈ પણ ભાગમાં બેઠો હોય તે વેળાએ તે સરકારી નોકરનું જે માણસ ઈરાદાથી અપમાન કરે, અથવા તેને કાંઈ હરકત કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકાઃ—શાહેદી સાક્ષી આપતાં ફેરફાર બોલ્યો તો તેથી સરકારી નોકર આગળ ન્યાયનું કામ ચાલતાં તેને હરકત કર્યાનો ગુન્હો બનતો નથી અને કલમ ૨૨૦ પ્રમાણે તોહોમત રહી શકતું નથી (મુ. હા. વા. ૪ પાને ૬ સરકાર વિરૂધ આપુમા અવેરાવ )

પુછેલા સવાલનો જવાબ આપવાને શાહેદીને વારંવાર કહ્યા છતાં જવાબ આપવાને ના પાડે અથવા કસુર કરે તો તેથી તે શાહેદ આ કલમ પ્રમાણેનો ગુનેગાર ઠરતો નથી. (મુ. હા. વા. ૪ પાને ૭ સરકાર વિરૂધ પાંડુ વીઠોજી)

ગુનેગારની શાહેદ તરીકેની જુબાનીમાં ફેરફાર બોલો કોરટનો વખત ગુમાવ્યાથી તેના પર આ કલમ પ્રમાણે તોહોમત સાબિત કરેલું પણ (મુ. હા. વા. ૪ ને પાને ૬એ છપાયલા ફેસલા પ્રમાણે આવું તોહોમત રહી શકતું નથી એમ સેશન જડજે લખ્યાથી હાઈકોરટે ઠરાવ્યું કે સાક્ષીદાર જોઈએ તેરીતે ફેરફાર બાબત કરે તે છતાં તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર નથી એમ કહેવા અમે તૈયાર નથી મતલબકે ગુન્હેગાર છે. (મુ. હા. વા. ૧૦ પાને ૬૯ સરકાર વિરૂદ્ધ જયમલ ચતણ )

કોઈ સાહેદ ફેરફાર બોલે અને સવાલનો જવાબ આપવા સારૂ ના કહે તો તે ઉપરથી પીનલકોડની આ કલમ પ્રમાણે તેણે ઈરાદાથી હરકત કરી એમ થાય છે (મુ. હા. તા. ૧૯ મારચ ૧૮૭૧ સરકાર વિરૂધ અબદુલ રેહેમાન )

સબરજીસ્ટ્રાર એ સરકારી નોકર છે પી. કો. કા. ૨૨૮ પ્રમાણે તેનું કામ એ ન્યાયનું કામ છે અને પુરાવાના આકટમાં "કોરટ" એવો જે શબ્દ છે તેમાં તે કોરટનો સમાવેશ થાયછે. અને આ કલમમાં કહેલા અપરાધ સબરજીસ્ટ્રાર આગળ થયા છતાં તેણે જો કા. ૪૩૫ ૪૩૬ પ્રમાણે કામ નહી ચલાવ્યું તો તે કામ ચલાવવાનો માજીસ્ટ્રેટને અધિકાર નથી. (કા. હા. વા. ૨૨ પાને ૧૦ સરકાર વિરૂધ સરધારીલાલ તા. ૨૮ અપરેલ ૧૮૭૪ )

કોરટના અપમાનના ગુન્હામાં તેણે કઈ રીતે અપમાન કર્યું એમ સ્પષ્ટ જણાઈ આવે એવું તોહોમતમાં લખવું જોઈએ પણ એક કોરટે તેમ નહી લખ્યાથી શિક્ષા રદ કરી (મુ. હા. વા. ૪ પાને ૨૨૯)

જ્યુરર અથવા આસેસરનો વેશ લેવો.

૨૨૯. કલાણી બાબતમાં જ્યુરર અથવા આસેસર દાખલ મારૂ નામ લખી મોકલાય, અથવા ટીપમાં લખાય, અને મને સોગંદ અપાય એવો કાયદા મુજબ મારો હક નથી એવું જે માણસ જાણતો હોય તે માણસ, વેષ લઈને અથવા બીજી રીતે, અગર તે બાબતમાં જ્યુરર અથવા આસેસર દાખલ ઈરાદાથી પોતાનું નામ લખી મોકલાવે; અથવા ટીપમાં લખાવે અથવા સોગંદ ખાય, અથવા પોતે જાણ્યા છતાં તેમ થવા દે અથવા કાયદા વિરૂધ મારૂ નામ લખી મોકલ્યુંછે, અથવા ટીપમાં લખ્યું છે અથવા સોગંદ આપ્યા છે, એમ પોતે જાણ્યા છતાં, જે માણસ બુદ્ધિપુરવક તે જ્યુરીમાં બેશીને અથવા તે આસેસર દાખલ કામ કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

— ✧ —

# બાબ ૧૨ મો

## શિક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધી ગુનાહો બાબત.

શિક્કો. | ૨૩૦. શિક્કો એટલે જે ધાતુ નાણાં દાખલ વપરાતો હોય, તથા જે પર છાપ મારીને નાણાં દાખલ વાપરવા માટે તેને કોઈ સરકારના હુકમથી બાહાર પાડ્યા હોય, તે ધાતુ.

રાણીનો શિક્કો. | જે શિક્કાપર છાપ મારીને તેને રાણીના હુકમથી, અથવા હિંદુસ્તાનની સરકારના, અથવા કોઈ પણ પ્રેશીડેન્સીની સરકારના, અથવા રાણીના રાજ્ય માહેલી કોઈ પણ સરકારના, હુકમથી નાણાં દાખલ વપરાવા માટે બાહાર પડ્યો હોય, તે શિક્કો તે રાણીનો શિક્કો.

### દ્રષ્ટાંત.

(અ) કોડીયો શિક્કો નથી.

(બ) છાગર છાપેલા ત્રાંબાના ગઠા, અગર નાણાં દાખલ વપરાય તોપણ શિક્કો નથી,

(ક) ચાંદ કાંઈ શિક્કો ન ગણાય, કેમકે તે નાણાં દાખલ વાપરવાના ઇરાદાથી થયેલાં નથી.

(ડ) જે શિક્કાનું નામ કંપનાનો રૂપીઓ પડ્યું છે તે રાણીનો શિક્કો છે.

ટીકા.—નાણાં એટલે જે ધાતુનો પૈસા તરીકે ઉપયોગ કરેછે તે. ધાતુનો ટુકડો પૈસા એ સાધારણ કિમતનું પરીમાણ છે. અને અદલા બદલાના બ્યાપારમાં તે મધ્યમ છે. અમુક એક ધાતુના ટુકડો એ પૈસા છે કીંવા નહી ? એની કસોટી જોવી તે, તે ટુકડા બજારમાં જઈ ગયા છતા તેને બદલે જોઈએ તે જણસ મળે કીંવા નહી ? તે જોઈ કરવી અને તેટલા વાગ્તે તેની કીમત ઠરાવવી જોઈએ તેની કીમત માહિતગાર લોકને અને ચતુર લોકને માત્ર માહીત હોય તો તે બસ નથી. આ કામમાં અકબર બાદશાહના વખતનાં ચાલુનાણાં ખોટા શીક્કા વાપર્યાનું તોહોમત હતું પણ તે નાણાં ચાલુ નાણાં નથી માટે તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત રહી શકતું નથી (મુ. હા. વા. ૧૧ પા. ૧૭૨ સરકાર વિરૂધ બાપુજી જાદવ વીગેરે)

શિક્કો ખોટો બનાવવો. | ૨૩૧. જે માણસ શિક્કો ખોટો બનાવે, અથવા જાણી બુઝીને શિક્કો ખોટો બનાવવાની ક્રિયાનો કાંઈ પણ ભાગ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદના શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—જે સખસ ઠગબાજી કરવાના ઇરાદાથી, અથવા એમ કરવાથી ઠગબાજી થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, કોઈ ખરા શિક્કાને બીજા શિક્કા સરખો દેખાતો કરે, તે સખસે આ ગુનોહ કર્યો એમ સમજવું.

રાણીનો શિક્કો ખોટો બનાવવો. | ૨૩૨. જે માણસ રાણીનો શિક્કો ખોટો બનાવે, અથવા જાણી બુઝીને રાણીનો શિક્કો ખોટો બનાવવાની ક્રીયાનો કાંઈ પણ ભાગ કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

શિક્કો ખોટો બનાવવાનાં ઉ- | ૨૩૩. શિક્કો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ

હથિયાર બનાવવાં અથવા વેચવાં. | માનવાનું કારણ છતાં, જે માણસ કાંઈ છાપ અથવા હથિયાર બનાવે અથવાં સમારે, અથવા તે બનાવવાની અથવા સમારવાની ક્રીયાનો કાંઈ પણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે, કે કોઇને આપે તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

રાણીનો શિક્કો ખોટો બનાવવાનાં હથિયાર બનાવવાં અથવા વેચવાં. | ૨૩૪. રાણીનો શિક્કો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ કાંઈ છાપ અથવા હથિયાર બનાવે અથવા સમારે, અથવા તે બનાવવાની અથવા સમારવાની ક્રિયાનો કાંઈ પણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે, કે કોઇને આપે, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

શિક્કો ખોટો બનાવવાનાં કારણસર કાંઇ હથિઆર અથવા સામાન રાખવો. | ૨૩૫. શિક્કો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ પોતાના કબજામાં કાંઈ હથિયાર અથવા સામાન રાખે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ખોટો બનાવવાનો શિક્કો રાણીનો હોય, તો તે માણસને દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાય થશે.

ટીકા.—કોઈ માણસની પેટીમાં અગર તેના તાબાની જગામાં નાણાં પાડવાનાં હથીયાર હોય અને તે ત્યાં છે એમ તેને જાણ હોય તો તે હથીયાર તે માણસના તાબામાં છે એમ જાણવું. કદાચ તે માણસ તે હથીયારનો ઉપયોગ કરતો ન હોય તોએ હરેક્ત નથી. એજ પ્રમાણે જો અનેક માણસ મળી ને કામ કરતા હોય અને એવાં હથીયારનું તેને માહીત હોય તો તે હથીયાર પ્રત્યેકના તાબામાં છે એમ સમજવું (મે. કા. પ્ર. ૧૩૪. ૧૩૫)

હીંદુસ્તાનમાં રહીને હીંદુસ્તાનની બાહાર કાંઇ શીક્કો ખોટો બનાવવામાં મદદગારી કરવી. | ૨૩૬. જે માણસ, બ્રિટિશ ઇંડીયામાં છતાં, બ્રિટિશ ઇંડીયાની બાહાર કાંઈ શિક્કો ખોટો બનાવવામાં મદદગારી કરે, તે માણસને, જાણે તેણે બ્રિટિશ ઇંડીયાની માહેજ તે શિક્કો ખોટો બનાવવામાં મદદગારી કરી હોય, એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

ખોટો શિક્કો આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બાહાર લઈ જવો. | ૨૩૭. ફલાણો શિક્કો ખોટો બનાવેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં. જે માણસ તે શિક્કો બ્રિટિશ ઇંડીયા મધ્યે લાવે અથવા બ્રિટિશ ઇંડીયા મધ્યેથી બાહાર લઈ જાય, તે માણસને ત્રણ વરસની મુદત સુધાની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

*રાણીનો શિક્કો ખોટો બનાવેલો આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બાહાર લઈ જવો.*

૨૩૮. કલમ ખોટો શિક્કો રાણીનો શિક્કો ખોટો બનાવેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ તે શિક્કો બ્રિટિશ ઈંડીયા મધ્યે લાવે અથવા બ્રિટિશ ઈંડીયા મધ્યેથી બાહાર લઈ જાય, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

*કોઈ શિક્કો ખોટો છે એમ જાણીને રાખ્યો હોય, તે બીજાને આપવો.*

૨૩૯. કોઈ માણસની પાસે કાંઈ ખોટો શિક્કો હોય, અને તેની પાસે તે શિક્કો આવ્યો ત્યારે તેણે એમ જાણ્યું હોય કે આ શિક્કો ખોટો છે તે માણસ અગર દગાબાજીથી, અથવા દગો થાય એવા ઇરાદાથી, તે શિક્કો કોઈ સખ્સને આપે, અથવા કોઈ સખ્સને તે લેવાને લલચાવવાની કોશીશ કરે, તો તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

*રાણીનો કોઈ શિક્કો ખોટો છે એમ જાણીને રાખ્યો હોય તે બીજાને આપવો.*

૨૪૦. કોઈ માણસના પાસે કાંઈ ખોટો શિક્કો હોય, અને તે શિક્કો રાણીનો શિક્કો ખોટો બનાવેલો હોય, અને તેની પાસે તે શિક્કો આવ્યો ત્યારે તેણે એમ જાણ્યુ હોય કે આ રાણીનો શિક્કો ખોટો બનાવેલો છે, તે માણસ અગર દગાબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શિક્કો કોઈ સખ્સને આપે, અથવા કોઈ સખ્સને તે લેવાને લલચાવવાની કોશિશ કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—આ કલમ મુજબ તોહોમત રાખી જ્યુરીની રૂબરૂ કેદીની તપાસ કરી જ્યુરીએ તેને નિરપરાધી ઠરાવ્યો ત્યારે શેશન જડજે કા. ૨૪૧ મુજબ તોહોમત રાખી આસેસર સાથે મળતા થઈ તોહોમતદાર ઠરાવ્યો તેમાં હાઈકોર્ટે ઠરાવ્યું કે જ્યુરીએ ફેસલો કર્યા પછી તોહોમત નામામાં ફેરફાર કરવા શેશન જડજને અધિકાર નથી. (મું. હા. વા. ૫ પાને ૯ સરકાર વિરુદ્ધ શેખઅલી ફકીરમમદ)

*કોઈ માણસની પાસે કાંઈ શિક્કો પેહેલાં આવે તે વખતે તે એમ જાણતો ન હોય કે આ શિક્કો ખોટો છે તે શિક્કો તે માણસે કોઈને ખરા દાખલ આપવો.*

૨૪૧. કાંઈ ખોટો શિક્કો, ખોટો છે એમ જે સખ્સ જાણતો હોય પણ તે પોતાના કબજામાં લેતી વખતે તે ખોટો છે એમ જે સખ્સે જાણ્યું ન હોય તે સખ્સ અગર તે શિક્કો ખરા શિક્કા દાખલ કોઈ બીજા સખ્સને આપે, અથવા કોઈ બીજા સખ્સને તે ખરા શિક્કા દાખલ લેવાને લલચાવવાની કોશિશ કરે, તે સખ્સને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા તે જેના જેવો ખોટો બનાવેલો હોય તે શિક્કાની કીમતની દસ ઘણી રકમ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

એક શીક્કા પાડનારો અ ખોટા કંપનીના રૂપીયા પોતાના સોબતી બ ને આપે, એટલા સારૂ કે તે તે રૂપીયા ચલાવે. બ તે રૂપીયા એક બીજુ ચલાવનાર ક ને

વેચાતા આપે, અને ક તે ખોટા છે એમ જાણીને તે રૂપીયા વેચાતા લે. પછી કાંઈ માલ લેઈને તેની કીંમતમાં તે રૂપીયા ક ડ ને આપે, અને ડ તે ખોટા છે એમ ન જાણતાં લે. પાછળથી તે રૂપીયા લીધા પછી તે ખોટા છે એમ ડ ને ખબર પડે, અને ડ ત્યારપછી તે ખરા હોય એવી રીતે તે રૂપીયા કોઈને આપે, તો ડ ને ફક્ત આ કલમ મુજબ શીક્ષા થઈ શકે છે, પણ બ તથા ક એઓને, મુકદમાની કેફીયત મુજબ ૨૩૯ મી અથવા ૨૪૦ મી કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે છે.

કોઈ શિક્કો કોઈ સખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યુ હોય કે આ શિક્કો ખોટો છે તે સખસે તે ખોટો શિક્કો પાસે રાખવો.

૨૪૨. કાંઈ ખોટો શીક્કો પોતાના કબજામાં આવ્યો હોય તે વખતે તે ખોટો છે એમ જાણ્યા છતાં, જે માણસ દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે ખોટો શીક્કો પોતાના કબજામાં રાખે તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

રાણીનો કોઈ શિક્કો કોઈ સખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ શિક્કો ખોટો છે તે શખસે તે ખોટો શિક્કો પાસે રાખવો.

૨૪૩. રાણીના શીકા જેવો ખોટો બનાવેલો કોઈ શીક્કો પોતાના કબજામાં આવ્યો હોય તે વખતે તે શીક્કો ખોટો બનાવેલો છે એમ જાણ્યા છતાં, જે માણસ દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શીક્કો પોતાના કબજામાં રાખે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટંકશાળમાં નોકર રહેલા માણસે કાયદામાં ઠરાવેલા વજન અથવા મેળવણીથી જુદાં વજન અથવા મેળવણીનો શિક્કો બનાવવો.

૨૪૪. બ્રિટિશ ઇંડીયા મધ્યે કાયદા મુજબ સ્થાપેલી કોઈ પણ ટંકશાળમાં જે માણસ નોકર રહેલો હોય, તે માણસ તે ટંકશાળમાંથી નીકળતો કોઈ શીક્કો તે શીક્કાનું વજન અથવા મેળવણી કાયદાથી કરી હોય તેથી જુદા વજન અથવા મેળવણીનો થાય એવા ઇરાદાથી અગર કાંઈ કામ કરે, અથવા જે કામ કરવાની તેને કાયદા મુજબ ફરજ હોય તે કામ કરવામાં કસુર કરે, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયકથશે.

શિક્કા પાડવાનું હથિયાર કોઈ ટંકશાળમાંથી કાયદા વિરૂદ્ધ લઈજવું.

૨૪૫. બ્રિટીશ ઇંડયા મધ્યે કાયદા મુજબ સ્થાપેલી કોઈ પણ ટંકશાળ મધ્યેથી, કાયદેસર અખતિયાર વિના, જે માણસ કાંઈ શીક્કો પાડવાનું હથિયાર અથવા ઓજાર લેઈ જાય, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

દગલબાજીથી અથવા બદદ્યાનતથી કોઈ શિક્કાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણીમાં ફેરફાર કરવો.

૨૪૬. કોઈ પણ શીક્કાં ઉપર જે માણસ દગલબાજીથી અથવા બદદ્યાનતથી એવી કાંઈ ક્રિયા કરે કે તેથી તે શીક્કાનું વજન ઓછું થાય, અથવા તેની મેળવણી બદલાય, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો.—કોઈ સખસ એક શિકાને કાંઈ અંસ કોરી કાહાડે અને તે છેદમાં કાંઈ બીજી વસ્તુ મુકે, તો તેણે તે શીકાની મેળવણી બદલી એમ સમજવું.

દગલબાજીથી અથવા બદદાનતથી રાણીના શિકાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણી બદલવી.

૨૪૭. રાણીના શીકાઓમાંના કોઇપણ શીકા ઉપર જે માણસ દગલબાજીથી અથવા બદદાનતથી એવી કાંઈ ક્રિયા કરે કે તેથી તે શીકાનું વજન ઓછું થાય અથવા તેની મેળવણી બદલાય, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ શિકો બીજા શિકાને ઠેકાણે ચાલે એવા ઇરાદાથી તે શિકાનું રૂપ બદલવું.

૨૪૮. કોઇપણ શિકા ઉપર જો કોઈ માણસ એવી કાંઈ ક્રીયા કરે કે તેથી તે શિકાનું રૂપ બદલાય, અને તે એવા ઇરાદાથી કે તે શીકો કોઈ બીજા પ્રકારના શીકાને ઠેકાણે ચાલે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

રાણીનો કોઈ શિકો બીજા શિકાને ઠેકાણે ચાલે એવા ઇરાદાથી તે શિકાનુ રૂપ બદલવું.

૨૪૯. રાણીના શિકાઓમાંના કોઈ પણ શીકા ઉપર જો કોઈ માણસ એવી કાંઈ ક્રીયા કરે કે તેથી તે શીકાનું રૂપ બદલાય, અને તે એવા ઇરાદાથી કે તે શીકો કોઈ બીજા પ્રકારના શીકાને ઠેકાણે ચાલે, તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

આ શિકામાં ફેરફાર થએલોછે એવું જાણીને જે શિકો પાસે રાખ્યો હોય તે બીજાને આપવો.

૨૫૦. કોઈ શખસના કબજામાં કાંઈ શીકો હોય, અને તે શિકા બાબત ૨૪૬ મી અથવા ૨૪૮ મી કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરવામાં આવ્યો હોય અને તે શિકા બાબત તે ગુનોહ કરવામાં આવેલો છે એમ તે સખસના કબજામાં તે શિકો આવતી વખતે તેણે જાણ્યું હોય, તે સખસ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શીકો કોઈ બીજા સખસને આપે, અથવા કોઈ બીજા સખસને તે શિકો લેવાને લલચાવવાની કોશીશ કરે, તો તેને પાંચ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

આ શિકામાં ફેરફાર થએલોછે એમ જાણીને રાણીનો જે શિકો પાસે રાખ્યો હોય તે શિકો આપવો.

૨૫૧. કોઈ સખસના કબજામાં કાંઈ શિકા હોય, અને તે શિકા બાબત ૨૪૭ મી અથવા ૨૪૯ મી કલમમાં બયાન કરેલો ગુનોહ કરવામાં આવ્યો હોય, અને તે શિકા બાબત તે ગુનોહ કરવામાં આવેલો છે એમ તે સખસના કબજામાં તે શિકો આવતી વખતે તેણે જાણ્યું હોય તે સખસ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શિકા કોઈ બીજા સખસને આપે અથવા કોઈ બીજા સખસને તે શિકો લેવાને લલચાવવાની કોશિશ કરે, તો તેને દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ સખસની પાસે કાંઈ ફેરફાર થએલો શિક્કો આવતી વખતે તેમ ફેરફાર થએલો છે એમ તેણે જાણ્યા છતાં તે પાસે રાખવો.

૨૫૨. જે શિક્કા બાબત ૨૪૬ તથા ૨૪૮ મી એ બે કલમોમાંની ગમે તે કલમમાં બયાન કરેલો ગુનોહ કરવામાં આવ્યો હોય, તે શિક્કો દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી કોઈ માણસના કબજામાં હોય, અને શિક્કા બાબત તે ગુનોહ કરવામાં આવેલો છે એમ તે માણસના કબજામાં તે શિક્કો આવતી વખતે તેણે જાણ્યું હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ સખસની પાસે કાંઈ ફેરફાર થએલો રાણીનો શિક્કો આવતી વખત તેમાં ફેરફાર થએલો છે એમ તેણે જાણ્યા છતાં તે પાસે રાખવો.

૨૫૩. જે શિક્કા બાબત ૨૪૭ મી, તથા ૨૪૯ મી એ બે કલમોમાંની ગમે તે કલમમાં બયાન કરેલો ગુનોહ કરવામાં આવ્યો હોય, તે શિક્કો દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી કોઈ માણસના કબજામાં હોય અને તે શિક્કા બાબત તે ગુનોહ કરવામાં આવેલો છે એમ તે માણસના કબજામાં તે શિક્કો આવતી વખતે તેણે જાણ્યું હોય તો તે માણસને પાંચ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જે શિક્કો કોઈ માણસની પાસે પહેલાં આવતી વખતે તેમાં ફેરફાર થએલો છે એમ તેણે જાણ્યું ન હોય તે શિક્કો તેણે બીજાને ખરા શિક્કા દાખલ આપવો.

૨૫૪. જે શિક્કા બાબત કોઈ સખસ એમ જાણતો હોય કે એની ઉપર કલમ ૨૪૬, ૨૪૭, ૨૪૮, અથવા ૨૪૯ મીમાં લખ્યાં છે તેવા કાંઈ ક્રીયા કરવામાં આવી છે, પણ જે શિક્કો તે સખસના કબજામાં આવતી વખતે તે બાબત તેવી કાંઈ ક્રીયા કરવામાં આવેલી છે એમ તેણે જાણેલું ન હોય, તે સખસ તો અગર કોઈ બીજા સખસને તે શિક્કો ખરા શિક્કા દાખલ, અથવા તે શિક્કો જે પ્રકારનો હોય તેથી જુદા પ્રકારના શિક્કા દાખલ આપે, અથવા કોઈ સખસને તે શિક્કો ખરા શિક્કા દાખલ અથવા તે શિક્કો જે પ્રકારનો હોય તેથી જુદા પ્રકારના શિક્કા દાખલ લેવાને લલચાવવાની કોશિશ કરે તો તે સખસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારના કેદની અથવા તે બદલેલો શિક્કો જે શિક્કાને ઠેકાણે ચલાવ્યો હોય અથવા ચલાવવાની કોશિશ કરી હોય તે શિક્કાની કીમતની દશ ગણી રકમ સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે."

સરકારી સ્ટાંપ ખોટો બનાવવો.

૨૫૫. મહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો કોઈ પણ સ્ટાંપ જે માણસ ખોટો બનાવે, અથવા જાણી બુઝીને તે ખોટો બનાવવાની ક્રિયાનો કાંઈપણ ભાગ કરે, તે માણસને જીવતા સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—કોઈ સખસ એક પ્રકારના ખરા સ્ટાંપને બીજા પ્રકારના ખરા સ્ટાંપ સરખો દેખાતો કરીને ખોટો સ્ટાંપ બનાવે, તેણે આ ગુનોહ કર્યો એમ સમજવું.

ટીકા.—એક રૂપીયાના સ્ટાંપને બદલે એક આનાનો સ્ટાંપ વાપરવો તે એક રૂપીઆનો સ્ટાંપ ખોટો બનાવ્યાનો ગુનો નથી. (મું. હા. પ્ર. ૨૪૪)

કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર કાંઈ હથિયાર અથવા સામાન પાસે રાખવો.

૨૫૬. મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો કોઈ સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ પોતાના કબજામાં કાંઈ હથિયાર અથવા સામાન રાખે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર હથિયાર બનાવવું અથવા વેચવું.

૨૫૭. મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલો કોઈ સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ કાંઈ હથિયાર બનાવે, અથવા તે બનાવવાની ક્રિયાનો કાંઈપણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે કે કોઈને આપે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

સરકારી સ્ટાંપ ખોટા બનાવેલા વેચવા.

૨૫૮. કલાણો સ્ટાંપ મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલા કોઈ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ તે સ્ટાંપને વેચે અથવા વેચવાનું કહે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો પાસે રાખવો.

૨૫૯. કલાણો સ્ટાંપ મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલા કોઈ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણી, તેને ખરા સ્ટાંપ દાખલ વાપરવાના અથવા આપવાના ઇરાદાથી અથવા તે ખરા સ્ટાંપ દાખલ વાપરવામાં આવે એટલા માટે, જે માણસ તે સ્ટાંપ પોતાના કબજામાં રાખે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો છે એમ જાણ્યા છતાં તે ખરા દાખલ વાપરવો.

૨૬૦. કલાણો સ્ટાંપ મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલા કોઈ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણીને જે માણસ તે સ્ટાંપને ખરા સ્ટાંપ દાખલ વાપરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

સરકારને હાનિ કરવાના ઇરાદાથી જે પર સરકારી સ્ટાંપ હોય, એવા કોઈ પદાર્થ ઉપરથી કાંઈ લખાણ ચેરી નાખવું, અથવા કોઈ લેખને માટે કાંઈ સ્ટાં

૨૬૧. જે પદાર્થપર મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો સ્ટાંપ લગાડેલો હોય તે પદાર્થ ઉપરથી જે લખાણ અથવા લેખને માટે તે સ્ટાંપ વાપરેલો હોય તે લખાણ અથવા લેખ જે માણસ દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઇરાદાથી, કહાડી અથવા ચેહેરી નાખે, અથવા કોઈ સ્ટાંપ

*પવાપરેલો હોય તે સ્ટાંપ તેલેખપરથીકાહાડીનાખવો.*

કાંઈ બીજા લખાણ અથવા લેખને માટે વાપરવામાં આવે એટલા માટે જે લખાણ અથવા લેખને માટે તે સ્ટાંપ વાપર્યો હોય તે લખાણ અથવા લેખપરથી જે માણુસ તે સ્ટાંપને કાહાડી નાખે, તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—ઉપરની કલમમાં કહેલી બીના દગલબાજી અને સરકારને નુકશાન કરવાના હેતુથી થવી જોઈયે એક વખત વાપરેલા સ્ટાંપનો ફરી ઉપયોગ કર્યો એમ બતાવ્યા શિવાય અગરે તેવા અનુમાન શિવાય સરકારને નુકશાન કરવાનો ઇરાદો હતો એમ સીદ્ધ થતું નથી તેથી જો કોઈ શખ્સ એકાદ સ્ટાંપ કાગળ પર લખેલો મજકૂર ખરડીને તે મજકુરને સ્ટાંપનું કારણ ન પડે એવો મજકૂર લખે તો તેથી ગુન્હો થતો નથી. (મુ. કા. પ્ર. ૧૮૩)

*કોઈ સરકારી સ્ટાંપ આગળ વાપરેલો છે એમ જાણ્યા છતાં તે પાછો વાપરવો.*

૨૬૨. મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલો કોઈ પણ સ્ટાંપ આગળ વપરાયલો છે એમ જાણ્યા છતાં, દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઇરાદાથી, જે માણુસ કાંઈ પણ કારણસર તે સ્ટાંપ વાપરે તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

*સ્ટાંપ વાપરેલો છે એવી રીતની કાંઇ નીશાની છોલી નાખવી.*

૨૬૩. મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલો કોઇપણ સ્ટાંપ વપરાએલો છે એમ દેખાડવા સારૂ તે સ્ટાંપપર કરેલી અથવા મારેલી કાંઈ પણ નિશાની, દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઇરાદાથી, જે માણુસ છોલી અથવા કાહાડી નાખે, અથવા જે સ્ટાંપ ઉપરથી એવી કાંઈ નિશાની છોલી અથવા કાહાડી નાખી હોય, એવો કોઈ સ્ટાંપ જે માણુસ જાણી બુઝીને પોતાના કબજામાં રાખે, અથવા વેચે અથવા કોઇને આપે, અથવા એવો કોઈ સ્ટાંપ વપરાએલો જાણ્યા છતાં જે માણુસ તે સ્ટાંપ વેચે, અથવા કોઇને આપે, તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

—❦—

# બાબ ૧૩ મો.

## કાટલાં તથા માપ સંબંધી ગુન્હા બાબત.

*તોળવાનું ખોટું યંત્ર દગલબાજીથી વાપરવું.*

૨૬૪. તોળવાનું કાંઇ પણ યંત્ર ખોટુંછે એવું જાણીને જે માણુસ દગલબાજીથી વાપરે તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

*ખોટું કાટલું અથવા માપ દગલબાજીથી વાપરવું.*

૨૬૫. જે માણુસ કાંઈ પણ ખોટું કાટલું અથવા લંબાઇનું કે ભરતનું ખોટું માપ દગલબાજીથી વાપરે, અથવા એક કાટલાને અથવા લંબાઇના કે ભરતલનાં માપને તે છે તેથી કાંઈ જુદાં કાટલાં અથવા માપને ઠેકાણે દગલબાજીથી વાપરે, તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની

કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ખોટાં કાટલાં અથવા માપ પાસે રાખવાં. | ૨૬૬. તોળવાનું કાંઇ પણ યંત્ર, અથવા કાંઈ કાટલું, અથવા લંબાઇનું કે ભરતલનું કાંઇ માપ, ખોટુંછે એવું જાણીને, તથા તે દગલબાજીથી વાપરવામાં આવે એવા ઇરાદાથી, જે માણસ પોતાની પાસે રાખે, તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની; અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—મંજુર કરેલા માપ કરતાં વધારે માપનાં કાટલાં કોઈના કબજામાં હોય તો તેટલાજ ઉપરથી આ કલમ મુજબ ગુન્હો થતો નથી. તોહોમતનામામાં દગલબાજી ભરેલો ઇરાદો લખવો જોઇએ અને તે સાબિત પણ થવો જોઇયે. (મુ. હા. વા. ૧ પા. ૧૮૧ સરકાર વિ. દામોદર દયાળજી તા. ૨૭ જાનેવારી ૧૮૬૪)

ખોટાકાટલાં અથવા માપ બનાવવાં, વેચવાં. | ૨૬૭. તોળવાનું કાંઇ પણ યંત્ર, અથવા કાંઈ કાટલું, અથવા લંબાઇનું કે ભરતલનું કાંઇ માપ ખોટુંછે એવું જાણીને જે માણસ બનાવે, વેચે, અથવા કોઇને આપે, એટલા સારૂ કે તે ખરાને ઠેકાણે વપરાય અથવા એવું જાણીને કે તે ખરાને ઠેકાણે વપરાય એવો સંભવછે, તો તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.



# બાબ ૧૪ મો.

## લોકોની તનદુરસ્તી, સલામતી, અનુકુળતા, લજ્જા તથા નીતિ સંબંધી ગુન્હાઓ બાબત.

લોકાપકારકકૃત્ય. | ૨૬૮. જે સખસ એવું કાંઇ કામ કરે, અથવા એવી કાંઇ કાયદા વિરૂદ્ધ કસુર કરે, કે જેથી લોકને, અથવા જે માણસો પાડોસમાં રેહેતા હોય અથવા જેઓના કબજામાં ત્યાંહાં પાડોશમાં કાંઇ મિલકત હોય તે સર્વ માણસોને, કાંઈ સાધારણ નુકશાન, ભય, અથવા દુઃખ થાય અથવા જેથી જે સખસોને કાંઇ સાર્વજનીક હક વાપરવાની જરૂર પડે તે શખસોને નુકશાન, અડચણ, ભય, અથવા દુઃખ થયા વિના રેહેજ નહી; તે સખસે લોકાપકારક કૃત્ય કરેલું એમ સમજવું.

કાંઈ સર્વાપકારક કૃત્યથી કાંઇ અનુકુળતા અથવા લાભ થતો હોય, તે તે સબબથી તે ગુનોહ માફ થઇ શકતો નથી.

ટીકા.—ક્રી. પ્રો. કો. ના બાબ ૨૦ પ્રમાણે (સ્થાનિક અપકારક વસ્તુ વીશેનો) પેસ્તર કામ ચાલેલું નહીં એવા સબબથી આ કલમ પ્રમાણે લોકાપકારક કૃત્ય વિશેની ફરિયાદનું કામ ચલાવવું એ કાયદેસીર નથી. (મુ. હા. તા. ૧૭ સપટેમ્બર ૧૮૬૯ સરકાર વિ૦ સુકલાલ વિગરે.)

નફા અથવા ફાયદાને સારૂ જે જુગારનું મકાન રાખવામાં આવેછે તેને "સાધારણ જુગાર ખેલવાનું મકાન" કહેવું. સર્વ લોકને કાંઈ ખરેખરી હરકત થાય છે એવા

મુકાતા સિવાય હરેક સખસ કે જુગાર રમનારાઓને પોતાના ઘરમાં લે તે સખસ તથા જે સખસો તેમાં જુગાર રમે તે સર્વ સખસો આ કલમના અર્થ પ્રમાણે, લોકાપકારક કૃત્ય કરવાના ગુનેહગાર થાયછે એવો ઠરાવ કરાતો નથી. (મુ.હા.તા. ૧ ડીસેમ્બર ૧૮૭૦ સરકાર વિરુદ્ધ દાઉ, નાગજી વીગેરે.)

મુંબાઇના સને ૧૮૬૭ના આક્ટ ૭ ની કા. ૩૧ માં "અપકારક કૃત્ય કરે". એવા જે બોલ લખ્યા છે તેનો અર્થ આ કલમમાં જે "લોકાપકારક કૃત્યની" વાખ્યા આપીછે તેવો નથી પણ "અપકારક કૃત્ય કરો નહિ" એવી જે લોકોને સામન્ય નોટીસ (ચેતવણી) આપેલી હોયછે તેમાં "અપકારક કૃત્ય" એ બોલનો જે અર્થ થાયછે તેજ અર્થ સદરહુ કા. ૩૧ માં સમજવો.

જિંદગીને જોખમ પોહોંચે એવા રોગનો ચેપ પસરે એવું ગફલતનું કામ.

૨૬૯. જે માણસ કાયદા વિરુદ્ધ અથવા ગફલતથી એવું કાંઇ કામ કરે, કે જેથી જીંદગીને જોખમવાળા કોઈ રોગનો ચેપ પસરશે એવો સંભવ હોય, અને એવો સંભવછે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

જીંદગીને જોખમ પોહોંચે એવા રોગનો ચેપ પસરે એવું દ્વેષ બુદ્ધિનું કામ.

૨૭૦. જે માણસ દ્વેષબુદ્ધિથી એવું કાંઈ કામ કરે, કે જેથી જીંદગીને જોખમવાળા કોઇ રોગનો ચેપ પસરશે એવો સંભવ હોય, અને એવો સંભવછે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—કલકત્તા મ્યુનીસીપાલિટીપર આ કલમ પ્રમાણે થયેલી ફરીયાદીમાં ઠરાવ કર્યો કે મ્યુનીસીપાલ કમીશનર એ પીનલકોડમાં કહ્યા પ્રમાણે સરકારી નોકર છે તો પણ જે લોકપર સરકારની મંજુરી સિવાય ફરિયાદ ઇલાકાના માજીસ્ટ્રેટને લેવાને મનાઈ છે તેમાં મ્યુનીસિપાલ કમિશનરનો સમાવેશ થતો નથી. સબબ કલકત્તા મ્યુનિસિપાલિટીપરની ફરિયાદ સરકારની મંજુરી લીધા સિવાય ચલાવવાનો ઇલાકાના માજીસ્ટ્રેટને અધિકાર છે. (કા. હા. કો. લા. વા. ૩ પા. ૭૯૮)

રોગના સબબથી દુર રહેવા સબંધીની કાંઇ કાનુન ન માનવો.

૨૭૧. કોઈ વાહાણને રોગના સબબથી દુર રાખવા બાબતની અથવા તે સબબથી દુર રાખેલાં વાહાણોનો કિનારા સાથેનો અથવા બીજા વાહાણો સાથેનો વેહેવાર કેમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની, અથવા જે જગોમાં કાંઈ ચેપી રોગ ચાલતો હોય તે જગો તથા બીજી જગોની વચે વેહેવાર કેમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની હિંદુસ્તાનની સરકારે, અથવા કોઈ પણ સરકારે, કરીને જાહેર કરેલી કોઇ કાનુન જે માણસ જાણીબુઝીને ન માને, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

વેચવાને ઇરાદે રાખેલી ખાવાની અથવા પીવાની વસ્તુમાં કાંઇ ભેળ કરવી

૨૭૨. કોઈ માણસ કાંઈ ખાવાની અથવા પીવાની વસ્તુમાં ભેળ કરે, એવી રીતે કે તેથી તે વસ્તુ ખાવાથી અથવા પીવાથી અવગુણ થાય, અને એવા ઇરાદાથી કે તે વસ્તુ ખાવાને અથવા પીવાને વેચવી; અથવા તે ખાવાને અથવા પીવાને વેચાશે એવો સંભવછે

એમ જાણ્યા છતાં તો તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખાવાની અથવા પીવાની અવગુણકારક વસ્તુ વેચવી.

૨૭૩. જે વસ્તુ અવગુણકારક કરેલી અથવા થયેલી હોય, અથવા ખાવા અથવા પીવા જોગ સ્થિતિમાં ન હોય, તેવી કાંઈ વસ્તુ ખાવા અથવા પીવાની વસ્તુ દાખલ કોઈ માણસ વેચે; અથવા વેચવાનું કહે, અથવા વેચવા મુકે, અને તે વસ્તુ ખાવામાં અથવા પીવામાં અવગુણકારક છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં એ પ્રમાણે કરે, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

વસાણામાં ભેળ કરવી.

૨૭૪. કોઈ માણસ કાંઈ વસાણામાં અથવા તઈયાર કરેલા ઓષધમાં કાંઈ ભેળ કરે, એવી રીતે કે તેથી તે વસાણાનો અથવા તઈયાર કરેલા ઓષધનો ગુણ ઓછો થાય, અથવા તેની અસર બદલાય, અથવા તે અવગુણકારક થાય, અને તેમાં તેવી કાંઈ ભેળ ન થઈ હોય એ પ્રમાણે તે કાંઈ દવાના કામને સારૂ વેચવાની અથવા વાપરવા એવા ઇરાદાથી અથવા તેવાં કામને સારૂ તે વેચાશે અથવા વપરાશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તે એ પ્રમાણે કરે, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ભેળ થએલાં વસાણાં વેચવાં.

૨૭૫. કાંઈ વસાણાનો અથવા તૈયાર કરેલા ઓષધમાં તેનો ગુણ ઓછો થાય, અથવા તેની અસર બદલાય, અથવા તે અવગુણકારક થાય, એવી રીતે કાંઈ ભેળ થએલી છે, એમ જાણીને જે માણસ તે વસાણું અથવા તઈયાર કરેલું ઓષધ, તેમાં ભેળ ન થઈ હોય એ પ્રમાણે, કાંઈ દવાના કામને સારૂ, વેચે, અથવા વેચવાનું કહે, અથવા વેચવા મુકે, અથવા કોઈ દવાખાનામાંથી આપે, અથવા જે સખસને તેમાં ભેળ થએલી ખબર ન હોય એવા કોઈ સખસ પાસે તે દવાના કામમાં વપરાવે, તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઈ વસાણાને તે જુદું અથવા વસાણું તઈયાર કરેલું ઓષધ હોય એરીતે વેચવું.

૨૭૬. કાંઈ વસાણું અથવા તૈયાર કરેલું ઓષધ, તે જુદું વસાણું અથવા તૈયાર કરેલું ઓષધ હોય એવી રીતે કાંઈ દવાનાં કામને સારૂ જે માણસ જાણી બુઝીને વેચે, અથવા વેચવાનું કહે, અથવા વેચવા મુકે અથવા કોઈ દવાખાનામાંથી આપે; તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

સાર્વજનિક ઝરા અથવા જળાશયનું પાણી મેલું કરવું.

૨૭૭. કોઈ પણ સાર્વજનીક ઝરા અથવા જળાશયનું પાણી જે માણસ બુદ્ધિપુરવક બિગાડે અથવા મેલું કરે, એવી રીતે કે તેથી તે પાણી રોજ જે કામમાં વપરાતું હોય તે કામને સારૂ તે ઓછું લાયક

થાય તો તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અ-થવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—આ કલમના અર્થ પ્રમાણે નદી એ એક સાર્વજનીક જહરો નથી. (મું.હા. તા. ૨ જુલાઈ ૧૮૬૯ સરકાર વિરૂદ્ધ પથા વિગેરે.)

આ કલમમાં "સાધારણ સર્વ લોકનો ઝરો કીંવા હોદ" એવાજ શબ્દછે તેમાં "નદી" નો સમાવેશ થતો નથી. અને એટલા માટે માછલાં પકડવા માટે નદીમાં ઝાડનાં પાંદડાં નાખવાં એ કામ આ કલમ પ્રમાણે ગુન્હા નથી. (કા. હા. ઇં. લા. વા. ૨ પા. ૩૮૩ સ-રકાર વિરૂદ્ધ હલધરપોરે અને બીજા.)

આ કલમમાં "સાધારણ સર્વ લોકનો ઝરો" એવાજ શબ્દછે તેમાં એકાદ નદીનો એક સરખો પાણીનો પ્રવાહ વેહેતો હોય તેનો સમાવેશ થતો નથી. (મ. હા. ઇ. લા. વા. ૪ પા. ૨૨૯ સરકાર વિ૦ વિટીઓકન વિગેરે).

*હવાને તનદુરસ્તીમાં બિગાડ કરે એવી કરવી.*

૨૭૮. કોઈ જગાની હવા જે માણસ બુદ્ધિપુર્વક બિગાડે, એવી રીતે કે તેથી તે જગાની પાડોસમાં ઘણું કરીને રેહેનારા અથવા ધંધો કરનારા અથવા કોઇ સરિયામ રસ્તા ઉપર ફરનારા સખ્સોની તંદુરસ્તીમાં બિગાડ થાય, તે માણસને પાંચસે રૂપીયા સુધીના દંડની, શિક્ષા કરવામાં આવશે.

*સરિયામ રસ્તાપર બેફીકરાઇથી હાંકવું અથવા સ્વારી કરવી.*

૨૭૯. કોઈ સરિયામ રસ્તાપર જે સખ્સ કાંઈ ગાડી એવી બે-ફીકરી અથવા ગફલતી ભરેલી રીતે હાંકે અથવા સ્વારી કરે કે તેથી માણસની જિંદગી જોખમમાં આવે, અથવા કોઇ બીજા સખ્સને બયા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, તે સખ્સને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—નાથ વગરના બળદોથી જોડેલી ગાડી ફક્ત હાંકવી એ આ કલમના અર્થ પ્રમાણે બેફીકરાઇથી હાંકવાનો ગુન્હો થતો નથી. (મુ. હા. તા. ૧૨ અગષ્ટ ૧૮૬૯ સરકાર વિ૦ ગણપતી સાલુંકે.)

આ કલમ વિરૂદ્ધનું તોહોમત ગાડીના માલીકપર નહી પણ ગાડી હાંકનારપર આવે છે. (કા. વી. રી. વા. ૧૪ પા. ૩૨).

*બેફીકરાઇથી વાહાણ ચલાવવું.*

૨૮૦ જે સખ્સ કાંઈ વહાણ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે ચલાવે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા બીજા કોઈ સખ્સને બયા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, તે સખ્સને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—ઇજારદારે ઇજારો પુરો પાડવા ભાડે રાખેલો મછવો જોઇયે તેટલો નિયમ નહી રાખ્યાથી ઊંધો વળ્યો તેથી આ કલમ અને કા. ૧૦૯ મુજબ બેફીકરાઇ ભરેલી રીતે વાહાણ ચલાવવાના ગુન્હાને મદદગારી આપ્યાનો ગુન્હો સાબિત કર્યાથી ઠરાવ્યું કે વાહાણ સલામત રીતે ચલાવવા સારૂ જે કાંઈ જરૂર છે એવું તે ઇજારદારને માલુમ હતું અને જાણી જોઇને પુરૂ પાડ્યું નહી એમ બતાવવા કાંઈ પુરાવ નથી માટે તોહોમત રદ કર્યું (મુ. હા. તા. ૨૮ જુલાઈ ૧૮૭૦ સરકાર વિ. સખારામ ગોવીંદ).

**ખોટું અજવાળું, નીશાણી, અથવા બોયું દેખાડવું.**

૨૮૧. કોઈ માણસ કાંઈ ખોટું અજવાળું, અથવા નીશાણી અથવા બોયુ દેખાડે, એવા ઇરાદાથી કે તે દેખાડેથી કોઈ વાહાણ ચલાવનારો ઠગાય, અથવા ઠગાશે એવો સંભવ છે એવું જાણીને, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

**ઘણો ભારભરેલાં અથવા દેસતવાળાં વાહાણમાં ભાડું કરીને કોઈ સખ્સને જળમારગે લઈ જવો.**

૨૮૨. જે વાહાણ એવી હાલતમાં અથવા એટલું ભરેલું હોય કે તેમાં જનારા સખ્સની જિંદગી જોખમમાં રહે, તેવા કોઈ વાહાણમાં બેસાડીને ભાડાને સારૂ જે માણસ જાણીબુઝીને અથવા ગફલતીથી કોઈ સખ્સને જળમાર્ગે લઈ જાય અથવા મોકલે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—હોડી સારી હાલતમાં નહોતી, તેમાં એક ચીરો હતો છતાં તેમાં ૧૦૦ માણસ લઈ હોડી નદીમાં ચલાવ્યાથી તે ઊંધી પડી અને તેમાં ૭ માણસ બુડી ગયાં તેપરથી કેદીઓપર કા. ૩૩૯ મુજબ તોહોમત ઠરાવેલું તે રદ કરી હાઇકોરટે કા. ૨૮૨ પ્રમાણે તોહોમત ઠરાવ્યું. (મુ. હા. વા. ૧ પા. ૧૩૭ સરકાર વિરૂદ્ધ ખોડા જગાતા વીગેરે).

**સરિયામ રસ્તા અથવા વાહાણના રસ્તામાં ભય અથવા અડચણ કરવી.**

૨૮૩. જે માણસ કાંઈ કામ કરવાથી અથવા પોતાના કબજા અથવા હવાલા માંહેલી કાંઈ મીલકતનો બંદોબસ્ત રાખવામાં કસુર કરવાથી ખુસ્કીના અથવા તરીના કોઈ શરિયામ રસ્તામાં કોઇ શખ્શને ભય, અડચણ, અથવા નુકશાન કરે, તે માણસને બસે રૂપિયા સુધીના દંડની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—અનાજના કોઠારની યોગ્ય બવસ્થા નહી રાખ્યાથી બે માણસોનો જીવ ગયો તેથી કેદીપર આ કલમ પ્રમાણે તોહોમત રાખી તેને સજા કરી દંડની રકમમાંથી અરધી રકમ રૂ.૫૦) ની મરનારની વીધવાને આપવાનો ઠરાવ કર્યો તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે એવી રીતની રકમ આપી શકાતી નથી. (મુ હા.વા. ૭ પાને ૭૩ સરકાર વિ. શીવબશાપા).

એકાદ શહેરમાંના રાહાદારીના રસ્તા ઉપર માંછલાં પકડવાની જાળ પાથરી હોય અને તેથી એકાદ માણસને હરકત થઇ તેવો પુરાવ થયો ન હોય તો તે સખ્સ આ કલમ પ્રમાણે ગુન્હેગાર થતો નથી. (મ. હા. ઇ. લા. વા. ૪ પા. ૨૩૫ સરકાર વિ. બાદર માઇદીન.)

ઢોરોને જાહેર રસ્તાપર હાકી કાઢ્યાં પણ સાથે તેમના માલીક ના હોય તો તેના ઉપર આ કલમ પ્રમાણે તોહોમત આવે નહી (મ. હા. વા. ૮ પા. ૯.)

**કાંઈ ઝેહેરી પદારથથી ગફલતી ભરેલી ચાલ.**

૨૮૪. કાંઈ ઝેહેરી પદાર્થથી જે માણસ કાંઈ કામ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે અથવા કોઇ બીજા સખ્શને બથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા માંહેના કાંઈ ઝેહેરી પદાર્થ સંબંધી, તે ઝેહેરી પદાર્થથી માણસની જીંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુઝીને અથવા ગફલતથી કસુર કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની

એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

**અગ્ની અથવા શીઘ્રજવાળાગ્રાહી પદાર્થો સંબંધી ગફલતી ભરેલી ચાલ.**

૨૮૫. અગ્ની અથવા કાંઈ શીઘ્રજવાળાગ્રાહી પદાર્થથી જે માણસ કાંઈ કામ એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જિંદગી જોખમમાં આવે, અથવા કોઈ બીજા સખ્સને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા માહેના કાંઈ અગ્ની અથવા કાંઈ સીઘ્રજવાળાગ્રાહી પદારથ સંબંધી, તે અગ્ની અથવા સીઘ્રજવાળાગ્રાહી પદારથથી માણસની જિંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુઝીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**ટીકા**—લગ્ન વખતે દારૂ રસ્તાપર છોડ્યો, તેથી કરી ના માંડવાને અગ્નીથી કેટલુંક નુકશાન થયું. જો કે આ નુકશાન ફક્ત મીલકતનુંજ નુકશાન છે. તોપણ આ કલમ મુજબના નુકશાનમાં ફરીયાદીની મિલકતને ગેરકાયદેસર રીતે થયેલી નુકશાનીનો સમાવેશ થાયછે તેથી આ કલમ મુજબ તોહોમત તેનાપરે રહી શકેછે (મુ· હા. વા. ૫ પાને. ૯૭ સરકાર વિ. નાથા લાલા.)

**અવાજ સાથે ફુટે એવા કાંઈ પદાર્થ સંબંધી ગફલતીભરેલી ચાલ.**

૨૮૬. અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથથી જે માણસ કાંઈ કામ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જિંદગી જોખમમાં આવે, અથવા કાંઈ બીજા શખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા માહેના અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથ સંબંધી, તે પદારથથી માણસની જિંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતું અટકે. એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુઝીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**ગુન્હેગારના કબજા અથવા હવાલા માહેના કાંઈ સાંચા સંબંધી ગફલતી ભરેલી ચાલ.**

૨૮૭: કાંઈ સાંચાથી જે માણસ કાંઈ કામ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જિંદગી જોખમમાં આવે, અથવા કાંઈ બીજા શખસને વ્યથા અથવા નુકશાન થશે એવો તે સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા અથવા હવાલા માહેના કાંઈ સાંચા સંબંધી, તે સાંચાથી માણસની જિંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુઝીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ઇમારતો તોડી પાડવા અથવા તેઓને મરામત કરવા બાબત ગફલતી.**

૨૮૮. કાંઈ ઇમારત તોડી પાડવામાં અથવા તેને મરામત કરવામાં જે માણસ તે ઇમારત બાબત, તે ઇમારતના અથવા તેના કાંઈ ભાગના પડવાથી માણસની જિંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુઝીને અથવા ગફલતીથી કસુર

કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

કોઈ જાનવર સંબંધી ગફલતી.

૨૮૯. જે માણસ પોતાના કબજા માંહેના કોઈ જાનવર સંબંધી તે જાનવરથી માણસની જિંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતુ અટકે, અથવા મહાવ્યથાનું કાંઈ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુઝીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા—આ કલમ પ્રમાણે તોહોમત સાબિત થવાને ફક્ત કસુર વિશેનો પુરાવોજ હોવો જોઈયે એમ નથી. પણ તે કસુરથી માણસના જીવને ધોકો પોંચ્યાનો કીંવા મહાવ્યથા થવાનો સંભવ હતો એમ સાબિત થવાને પૂરાવજોઈયે. (મ. હા. વા. ૩ પાને. ૩૩ (તા. ૮ અપરેલ ૧૮૬૭.)

અરજદારે પોતાનો ટટ્ટુ ગફલતે બાંધ્યાથી તે છુટયો. અને બજારમાં ઘણા લોક જમાવ થયા હતા ત્યાં દોડતો ગયો તેથી લોકોના હાથ પગને ઇજા થઈ માટે અરજદારને માજીસ્ટ્રેટ કા. ૨૮૯ પ્રમાણે શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે આ કલમ રાની જાનવરને લાગુ છે એટલુંજ નહી પણ તે કોઈપણ જાનવરને લાગુછે માટે તોહોમત કાયમ રાખ્યું. (કો. હા. ઈ. લા. વા. ૧૯ પાને ૧ ચંદનમલ અરજદાર.)

લોકાપકારક કૃત્યની શીક્ષા.

૨૯૦. જે બાબતને સારૂ બીજી રીતે શિક્ષા કરવાનું આ કાયદામાં ઠરાવ્યું નથી એ બાબતમાં જે માણસ કાંઈ લોકાપકારક કૃત્ય કરે, તેને બસેં રૂપીયા સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે.

ટીકા—આ કલમ દંડ નહી આપ્યા બદલ જે શિક્ષા કરવી તે સખત કેદની નહી કરતાં આસાન કેદની કરવી જોઈયે (મુ. હા. વા. ૫ પાને ૪૫ સરકાર વિરૂદ્ધ સંતુ લખ્યાપા તા. ૧૦ જુન ૧૮૬૮.)

બંધ કરવાની તાકીદ થયા પછી અપકારક કૃત્ય જારી રાખ્યું.

૨૯૧. ફલાણું લોકાપકારક કૃત્ય તું ફરીથી કરીશ અથવા જારી રાખીશમાં એવી તાકીદ કરવાનો જે સરકારી નોકરને કાયદેસર અખ્તિયાર હોય તે સરકારી નોકર તેવી તાકીદ કીધા છતાં, જે માણસ તે લોકાપકારક કૃત્ય ફરીથી કરે, અથવા જારી રાખે, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

ટીકા—લોકાપકારક કૃત્ય નહી કરવાની ગુન્હેગારોને તાકીદ આપ્યા છતાં તેઓએ પોતાના એક ઘરમાં જુગાર એવી લોકોપકારક કૃત્ય જારી રાખ્યું તેથી તેનાપર આ કલમ પ્રમાણે રાખેલા તોહોમતમાં ઠરાવ્યું કે ગુન્હેગારોએ તેઓનું ઘર ફાયદા વાસ્તે કીંવા નફા વાસ્તે જુગારીના અખાડા માટે રાખ્યાનો પુરાવો નથી તેથી કાયદેશર રીતે લોકોપકારક કૃત્ય કરવાના ઇરાદાથી ઘર રાખ્યું એમ થતુ નથી માટે તોહોમત અને શીક્ષા રદ કર્યા (મુ. હા. વા. ૭ પાને ૭૪ સરકાર વિરૂદ્ધ હાલના ગજ્જુ વીગેરે).

આ કલમ પ્રમાણે તાકીદ આપ્યા છતાં લોકોપકારક કૃત્ય જારી રાખ્યાથી તાકીદ આપનાર માજીસ્ટ્રેટે કામ ચલાવી શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે એ ગુન્હો માજીસ્ટ્રેટના અધિકારના અપમાનનો છે માટે તે માજીસ્ટ્રેટ શિક્ષા કરી શકે નહીં (મુ. હા. ક્ર. બા. વા. ૧ પા. ૩૩૯ સરકાર વિ. પરસાપા માહાદેવમાપા.)

બીભત્સ પુસ્તકો નું વેચાણ વગેરે. | ૨૯૨. કોઈ બીભત્સ પુસ્તક, ચોપાનીયુ, કાગળ, ચિત્ર, તસ્વીર, પ્રતિમા અથવા આકાર, જે માણસ વેચે અથવા વેહેચે અથવા વેચવાને કે ભાડાને સારૂ પરદેશથી આ દેશમાં આણે અથવા છાપે, અથવા સર્વ લોકો જુએ એવી રીતે જાણી જોઇને દેખાડે, અથવા તેમ કરવાની કોસીસ કરે, અથવા તેમ કરવાનું કહે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

અપવાદ—કોઈ દેવસ્થાન મધ્યે અથવા ઉપર, અથવા મુર્તિઓને બેસાડવા સારૂ વપરાતા કોઈ રથ ઊપર, કોરેલી અથવા નકસી પાડેલી, અથવા ચીતરેલી, અથવા બીજી રીતે કાહાડેલી, અથવા ધરમ સંબંધી કાંઈ કારણસર રાખેલી કે વપરાતી, કોઈ પણ પ્રતિમાને આ કલમ લાગુ પડતી નથી.

**ટીકા**—આ અને ક. ૨૯૪ પ્રમાણે મુકેલા તોહોમતના કામમાં તે અમુક વસ્તુ બતાવી અને અમુક શબ્દ બોલવામાં આવ્યા તે બિભત્સ છે એમ ખુલ્લી રીતે લખી તૈયાર કરવાં જોઇયે; અને તે કલમ પ્રમાણે તોહોમત સાબિત કરતી વખતે કેદીએ કંઈ વસ્તુ બતાવી અને તે કયા શબ્દ બોલ્યો એ માજીસ્ટ્રેટે ખુલ્લી રીતે પોતાના ફેસલામાં લખવું જોઇયે. (કા. હા. ઇ. લા. વા. ૧ પા. ૩૫૬ સરકાર વિરૂદ્ધ ઊપેંદ્રોનાથ દાશ અને બીજા.)

વેચવા અથવા દેખાડવા સારૂ બીભત્સ પુસ્તક કબજામાં રાખવું | ૨૯૩. ઉપલી કલમમાં લખ્યું છે તેવું બીભત્સ પુસ્તક અથવા તેવી બીજી કાંઈ વસ્તુ, વેચવા સારૂ, અથવા વેહેંચવા સારૂ, અથવા સઘળા લોકોને દેખાડવા સારૂ, જે માણસના કબજામાં હોશે, તેને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

**ટીકા**—એકાદ પુસ્તકમાં જો એકજ વાકય બિભત્સ હોય તોપણ તે પુસ્તક ઇ. પી. કો. ની આ કલમના અર્થ પ્રમાણે બિભત્સ પુસ્તક થાયછે.

ધર્મ સબંધી વાદ વિવાદના કામમાં જેટલું બિભત્સપણુ વાજબી હોય તેટલુંજ પુસ્તકમાં લખ્યું હોત તો આરોપીતનુ સંરક્ષણ થાત પણ આ પુસ્તકમાં અતિશય બિભત્સપણુ હોવાથી એનુ સંરક્ષણ થઇ શકતુ નથી (અલ્હા. હા. ઇ. લા. વા. ૩ પા. ૮૩૭.)

બીભત્સ ગીતો. | ૨૯૪. કોઈ જાહેર જગામાં અથવા જાહેર જગાની પાસે જે માણસ કાંઈ બીભત્સ ગીત; અથવા લાવણી, અથવા શબ્દો ગાઈ, બોલી, અથવા ઉચ્ચારીને, બીજાઓને દુઃખ આપે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

૨૯૪ અ—સરકારે હુકમ આપ્યો નહી હોય તેવી સોરતી કાહાડવા સારૂ કાંઈ આફીસર (એટલે કચેરી) અથવા જગા જે માણસ રાખશે તેને ઘણામાં ઘણી છ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા અથવા દંડ એ બેઉ શિક્ષા કરવી.

સોરતીની આફીસ રાખવી. | અને સરસ્કુ પ્રકારની હરકોઈ સોરતીમાં હરકાંઈ ટીકીટ અથવા લાટ અથવા નંબર અથવા અંક કાહાડવા બાબત અથવા તેને લાગતી વળગતી ફલાણી વાત બનશે તો ફલાણા માણસના ફાયદા સારૂ ફલાણી રકમ અથવા માલ સ્થાપવામાં આવશે અથવા ફલાણી વાત કરવામાં આવશે અથવા કરવા-

માં આવશે નહી એવો હરકોઈ ઠરાવ જે માણુસ પ્રસિદ્ધ કરશે તેને એક હજાર રૂપીઆ સુધી દંડ કરવો" (સને ૧૮૭૦ આકટ ૨૭ મા પ્રમાણે.)

**ટીકા**—આ આકટની કા. ૨૯૨ નિચે આપેલો ફેસલો જુઓ.

જાહેર જગ્યામાં લાવણીઓ ગાવાથી કેદીપર આ કલમ મુજબ તોહોમત મુકેલું તેમાં ઠરાવ્યું કે લાવણીનું ગાયન બિભત્સ હોયછે એમ નથી પણ તે ઘણી વખત બિભત્સ હોયછે તોપણ આ કામમાં લાવણી બિભત્સ હતી એવું અનુમાન થતુ નથી માટે તોહોમત રદ કર્યું (મુ. હા. વા. ૪ પા. ૨૫ સરકાર વિ. ગણુપીન કૃષ્ણ ગુરવ વીગરે.)



# બાબ ૧૫ મો.

## ધર્મ સંબંધી ગુન્હાઓ બાબત.

કોઈ પણ જાતિના લોકોના ધરમને અપમાન કરવાના ઈરાદાથી કોઈ પુજાના ઠેકાણાને નુકશાન કરવું અથવા તેને ભ્રષ્ટ કરવું.

૨૯૫. જો કોઈ માણુસ કોઈ પુજાના ઠેકાણાનો અથવા જે પદાર્થને કોઈ પણ જાતિના લોકો પવિત્ર ગણતા હોય તે પદાર્થનો નાશ કરે અથવા તેને નુકશાન કરે કે ભ્રષ્ટ કરે એવા ઈરાદાથી કે તેમ કરીને કોઈ પણ જાતિના લોકોના ધર્મને અપમાન પોહોચાડવું, અથવા એવું જાણીને કે એ પ્રમાણે નાશ અથવા નુકશાન અથવા ભ્રષ્ટ કરવાથી કોઈ પણ જાતિના લોકો પોતાના ધર્મને અપમાન પોહોચ્યું એમ સમજશે એવો સંભવ છે, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઈ ધરમ સંબંધી મંડળીને અડચણ કરવી.

૨૯૬. કોઈ પણ મંડળી દેવપુજન અથવા ધર્મ સંબંધી ક્રિયા કરવામાં કાયદા મુજબ રોકાએલી હોય, તેને જે માણસ બુદ્ધિપુરવક અડચણ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કબરસ્તાનવગેરેમાં વગર રજાએ જવું.

૨૯૭. કોઈ પણ સખસનું દીલ દુખવવાના ઈરાદાથી, અથવા કોઈ પણ સખસના ધર્મને અપમાન પોહોંચાડવાના ઈરાદાથી, અથવા એ કરવાથી કોઈ સખસનું દીલ દુખશે અથવા કોઈ સખસના ધર્મને અપમાન પોહોંચશે એવો સંભવ છે એમ જાણીને, કોઈ પુજાની જગામાં, અથવા કબરસ્તાનમાં, અથવા પ્રેતસંસ્કાર કરવા સારૂ અથવા મુરદાં મુકવા સારૂ જુદી કાહાડેલી જગામાં, જે માણસ વગર રજાએ પ્રવેશ કરે, અથવા કોઈ પ્રેતનું અપમાન કરે, અથવા પ્રેતસંસ્કાર કરવા સારૂ મળેલા કોઈ સખસોને અડચણ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

**ટીકા**—અ, બ, ક અને ડ એઓ એક જમીનના કડકાના એકઠા માલીક હતા અને તે જમીનમાં મરણ પામેલા માણસને દાટવાનો તેમનો વહીવટ હતો. તે પ્રમાણે અ અને બ એ ડ ના એક મરણ પામેલા સબંધી માટે તે જમીનમાં એક ખાડો ખોદી તેને પૂર્યો. તે ઠેકાણે બીજી ઘોરો હતી તેને હાથ લગાડેલો નહી તે છતાં મજીસ્ટ્રેટે તેમનાપર

આ કલમ પ્રમાણે તોહોમત મુક્યું તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે આ કલમ પ્રમાણે તોહોમત કેદીપર રહી શકતું નથી (મ. હા. કો. રી. વા. ૩ પા. ૧૦૮ જોન મહમદ હકીમખાન વીગરેના કામમાં.)

ધરમ સંબંધી કોઈપણ સખસનું દીલ દુખવવાના પાકા ઇરાદાથી કાંઈ શબ્દો બોલવા વગેરે.

૨૯૮. ધર્મ સંબંધી કોઈ પણ સખસનું દીલ દુખવવાના પાકા ઇરાદાથી જે માણુસ તે સખસ સાંભળે એમ કાંઈ શબ્દ બોલે, અથવા કાંઈ અવાજ કરે, અથવા તે સખસના દેખતાં કાંઈ ચાળા કરે, અથવા તે સખસની દ્રષ્ટિ પડે એમ કાંઈ પદારથ મુકે, તે માણુસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

—◦—

# બાબ ૧૬ મો.

## માણુસના શરીર સંબંધી ગુન્હાઓ બાબત.

### જિંદગી સંબંધી ગુન્હાઓ બાબત.

શિક્ષણીય મનુષ્યવધ.

૨૯૯. મોત આણવાના ઇરાદાથી, અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી, કાંઈ કામ કરીને અથવા કરવાનું કામ કરેથી મોત થશે એવો સંભવ છે એમ જાણયા છતાં તે કામ કરીને, જે માણુસ મોત આણે, તે માણુસે શિક્ષણીય મનુષ્યવધનો ગુનોહ કરેચો એમ સમજવું.

**દ્રષ્ટાંત.**

(અ) મોત આણવાના ઇરાદાથી, અથવા તેથી મોત થશે એવો સંભવ છે એમ જાણીને, અ એક ખાડાની ઉપર લાકડીઓ ગોઠવીને ઘાસ પાથરે, અને તે જમીન મજબુત છે એમ માનીને ઝ તે પર ચાલતાં અંદર પડીને તેનો જીવ જાય, તે અ એ શિક્ષણીય મનુષ્યવધનો ગુનોહ કરેચો એમ સમજવું.

(બ) ઝ એક ઝાડી પાછળ છે એવું અ જાણે છે બ ને એ વાતની ખબર નથી. હવે ઝ નું મોત આણવાના ઇરાદાથી, અથવા એથી ઝ નું મોત થશે એવો સંભવ છે એમ જાણીને, અ બ ને તે ઝાડીમાં બંદુક ભરીને મારવાને લલચાવે, અને તે પ્રમાણે બ બંદુક મારીને ઝ નો પ્રાણ લે, તો એ ઠેકાણે બ કાંઈ ગુનાહનો તકશીરવાર નહી થાય એમ બની શકે છે, પણ અ એ શિક્ષણીય મનુષ્યવધનો ગુનોહ કરેચો એમ સમજવું.

(ક) એક પક્ષીને મારીને તે ચોરી લઈ જવાના ઇરાદાથી તેને ગોળી મારવામાં અ એક ઝાડી પાછળ બેઠેલા બ નો જીવ લે, અને બ ત્યાં બેઠેલો છે એમ અ જાણતો ન હોય, તો એ ઠેકાણે અગર અ એક કાયદા વિરૂદ્ધ કામ કરતો હતો તોપણ તે શિક્ષણીય મનુષ્યવધના ગુનાહનો તકશીરવાર નથી, કેમકે તેણે બ નો જીવ લેવાનો, અથવા જે કામથી મોત થવાનો સંભવ તેના જાણ્યામાં હોય એવું કાંઈ કામ કરીને મોત આણવાનો, ઇરાદો કરેચો નહી હતો.

ખુલાસો ૧ લો—જે શખ્સને કાંઈ રોગ, બાધી, કે શરીરની અશકતતા થઈ હોય એવા કોઈ સખ્સને જે માણસ શરીરનું નુકશાન કરે, અને તેથી કરીને પેલા સખ્સનું મોત વેહેલું થાય તો તે માણસે તે સખ્સનું મોત આણ્યું એમ સમજવું.

ખુલાસો ૨ જો—જે ઠેકાણે કાંઈ શરીરના નુકશાનથી મોત થાય, તે ઠેકાણે જે સખસે તે શરીરનું નુકશાન કરેલું હોય તેણે તે મોત આણ્યું એમ સમજવું, પછી અગર બરાબર ઇલાજ કરેથી તથા હોંશિયાર હકીમની દવા કરેથી તે મોત થતું બચી સકત એમ હોય તોપણ.

ખુલાસો ૩ જો—માનાં પેટ માંહેલાં બચ્ચાનું મોત આણવું તે મનુષ્યવધનો ગુનોહ નથી પણ કોઈ જીવતાં બચ્ચાંનો કાંઈ પણ ભાગ બાહાર નીકળ્યો હોય, પછી તે બચ્ચાંથી શ્વાસોશ્વાસ ન લેવાયા હોય અથવા તે, પુરેપુરૂ જન્મ્યું ન હોય તોપણ તે જીવતાં બચ્ચાનું મોત આણવું તે શિક્ષાણીય મનુષ્યવધનો ગુનોહ થઈ શકે.

ટીકા—શિક્ષીણીય મનુષ્યવધનો ગુન્હો થવાને ફકત ગુન્હાના કૃત્યથી જીવ જવો જોઈયે એમ નથી પણ તે કૃત્ય મોત આણવાના ઇરાદાથી કીધા તેથી મોત થશે એમ જાણીને કરેલો હોવો જોઈયે. દરેક માણસ કાંઈ પણ કૃત્ય કરે તો તેથી થવાના પરીણામની તેને માહીતી છે એમ અનુમાન કરવામાં આવેછે તેથી તેવું કરતાં તેવું પરીણામ કરવાનો તેનો ઇરાદો હતો એમ સિદ્ધ થાયછે. પરંતુ તોહોમતવાળાને તેની માહીતી નહોતી એમ સાબિત કરવામાં આવે તો તે અનુમાન રદ થાયછે (મે. કા. પૃ. ૨૧૧-૨૧૨.)

કેદીએ બંદુક ઉપર ટોટી ચડાવેલી નહી છતાં તે ચડાવેલી છે એમ સમજી ખુન કરવાના ઇરાદાથી કોઇ એક માણસપર બંદુક તાકી પણ તેને ઘોડાની કળ દબાવતાં આવડી નહી તેથી તેનાપર કા. ૩૦૭ મુજબ તોહોમત રહી શકતું નથી પણ કા. ૨૯૯ તથા ૩૦૦ ની સાથે કા. ૫૧૧ મુજબ તોહોમત રહી શકેછે કારણ કે જેને મારવા બંદુક તાકી તેને મોત થશે એમ તે જાણતો હોવો જોઈયે. (મુ. હા. વા. ૪ પાને ૧૭ સરકાર વિરૂદ્ધ ફ્રાનસીસ ક્યાસડી.)

આ કલમ અને કા. ૩૦૭ તથા ૩૨૪ મુજબનાં વૈકલ્પિક તોહોમતપરથી તોહોમતવાળાપર સાબિત થયાથી તેને શિક્ષા કરી તે પુરી થયે સારી ચાલનો મુચરકો એક વર્ષની મુદતનો લખી આપવા ઠરાવ કરેલો તેમાં ઠરાવ્યું કે આવી બાબતમાં સુલેહ રાખવાનો મુચરકો લેવો જોઈયે; સારી ચાલનો લેવો જોઈયે નહી. (મું. હા. તા. ૨૩ ફેબરૂઆરી ૧૮૭૧ સરકાર વિરૂદ્ધ આવણ સુબાજી.)

કેદીએ પોતાની બઇરીને નિચે પાડી તેની છાતીપર એક ગડદો માર્યો અને તેના જડબાપર બે યા ત્રણ ગડદા માર્યા તેથી તેના ડોકામાંથી લોહી વેહેવા લાગ્યુ તેથી થોડા વખત પછી તે તરત મરી ગઈ તેથી તેનાપર ખુનનું તોહોમત સાબિત કર્યું તેમાં ઠરાવ્યું કે બઇરીનો જીવ લેવાનો ઇરાદો તેના ધણીનો નહોતો અને તેને જે દુઃખ થયું હતું તે સાધારણ રીતે હમેશ પ્રમાણે જીવ જવા જોગ નહોતું. માટે કેદીએ કરેલો ગુન્હો ખુન નહી છતાં શિક્ષીણીય મનુષ્ય વધ છે. (મુ. હા. ઇ. લા. વા. ૧ પા. ૩૪૨ સરકાર વિરૂદ્ધ ગોવિંદ.)

ખુનના તોહોમત બદલ મોતની સજા થયાથી તે કાયમ થવા હાઇકોરટમાં કામ મોકલ્યુ હોય તેમાં તે કોરટને એમ જણાય કે દાખલ થયેલા પુરાવા ઉપરથી ખુન નહી પણ શિક્ષિણીય મનુષ્યવધનો ગુન્હો સાબિત થવા જોગ કામ છે તોપણ જો અપીલ થઈ ન હોય તો હાઇકોરટ તે તોહોમત ફેરવી શકે નહી (મુ. હા. ઇ. લા. વા. ૧ પા. ૬૩૯ સરકાર વિરૂદ્ધ બાળાપા વિગરે.)

એક આઠ નવ વરશની છોકરી કે જેને અટકાવ આવ્યો નહોતો તે છોકરીને તેનો

એમ તેનો ધણી કે જે આરોપીત છે તેને ઘેર મુકવા માટે લઇ ગયો. પરંતુ રાત્રે તે છોકરીને તેના ધણીની બીક લાગ્યાથી છોકરી ઘરમાંથી બાહાર નિકળી અને એક હોડીમાં જઇ બેઠી તે હોડી પાણીમાં કુદી પણ છોડી તરવા લાગી તેથી તે છોકરીનો સસરો તેની પાછળ તરવા પડ્યો અને તે છોકરીને બાહાર કહાડી એટલે તે છોકરીને તેનો ધણી (આરોપિત) ઘરમાં લઇ ગયો અને પછી ઉઘાડે પગે તે છોકરીની પીઠમાં એક લાત મારી તેથી કરીને તે જમીનપર પડી અને મરી ગઇ તેથી કેદીપર કા. ૩૦૪ અ મુજબ તોહોમત મુકલું તેમાં ઠરાવ્યું કે શકતીવાન સગીર છોકરીના પેટમાંનાં આંતરડાં તુટી જશે એવા પ્રકારે તેને લાત મારવી એ કૃત્ય તે માણસને પોતાના કૃત્યથી બીજાનો જીવ જવાનો સંભવ છે એમ માહીત છતાં તેણે કર્યું એમ સમજવું તેથી કેદીપર કા. ૩૦૪ અ મુજબ તોહોમત નહી રહેતાં શિક્ષાણીય મનુષ્યવધ જાણીબુજીને કર્યાનું તોહોમત રહે છે. (કા. હા. જ. લા. વા. ૪ પાને ૭૨૪ સરકાર વિરૂદ્ધ બેતમઁદી મંડલ).

એક માણસને તેની બૈરીની પથારીમાં સુતેલો કેટલાક માણસે જોયાથી તેમણે તેને માર માર્યો તેથી તે ગુજરી ગયો તે કામનો ગુન્હો શિક્ષાણીય મનુષ્યવધનો ઠરાવ્યો. (કલ. હા. વા. ૪ પા. ૩૮.)

પોતાની સ્ત્રી સાથે છીનાળુ કરતાં નજરે જોયાથી તે કૃત્ય કરનારને મારી નાખવો એ ગુન્હો શિક્ષાણીય મનુષ્યવધનો છે. (ક. હા. વા. ૧ પા. ૧૭).

ખુન. | ૩૦૦. નિચે બાતલ કરેલી બાબતો મુકી દઇને બીજી સરવ બાબતોમાં શીક્ષાણીય મનુષ્યવધને ખુન સમજવું, પણ ક્યારે કે જો જે કામથી મોત થાય તે કામ મોત આણવાના ઇરાદાથી કર્યું હોય, તો અથવા,

૨ જી. કોઇ શખસને જેથી તે શખસનું મોત થવાનો સંભવ તકશીરવાર માણસ જાણતો હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કર્યું હોય, તો, અથવા—

૩ જી. કોઇ શખસને કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કર્યું હોય અને તે ઇરાદો કરેલું શરીરનું નુકશાન એવા રીતનું હોય કે ચાલતાં સૃષ્ટિક્રમ પ્રમાણે મોત કરવાને તે સમરથ હોય, તો, અથવા—

૪ થી. તે કામ એવું તુરત ભયંકર છે કે તેથી સો વસા મોત અથવા જેથી મોત થવાનો સંભવ છે એવું શરીરનું નુકશાન થશેજ, એમ તે કરનાર શખસ જાણતો હોય અને મોત આણવાના અથવા ઉપલા પ્રકારના નુકશાનના જોખમમાં પડવા કાંઇ કારણ વિના તે સખસ તે કામ કરે, તો.

## દૃષ્ટાંત.

(અ) ઝ ને મારી નાંખવાના ઇરાદાથી અ તેને ગોળી મારે, અને તેથી ઝ મરી જાય; તો અ એ ખુન કર્યું, એમ સમજવુ.

(બ) ઝ ને એવો રોગ થએલો છે કે એક સપાટો મારેથી તેનું મોત થવાનો સંભવ છે એમ જાણવા છતાં અ તેને શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી સપાટો મારે, અને તે સપાટાથી અ મરી જાય, તો, અગર ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે સારી તંદુરસ્તીવાળા સખસનું મોત આણવાને તે સપાટો સમર્થ ન હોયે તો પણ, અ ખુનનો તકસીરવાર છે. પણ ઝ ને કાંઇ રોગ થયલો છે એમ ન જાણતાં અગર અ તેને એક એવો સપાટો મારે કે તેથી ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે સારી તંદુરસ્તીવાળા સખસનું મોત ન થાય, તો એ ઠેકાણે, અગર તેનો ઇરાદો શરીરનું નુકશાન કરવાનો હોય

તોપણ, જો મોત આણવાનો અથવા જેથી ચાલતી સૃષ્ટિક્રમ પ્રમાણે મોત થાય એવું શરીરનું નુકશાન કરવાનો ઇરાદો કર્યો નહી હોય તો, આ ખુનનો તકસીરવાર છે એમ સમજવું નહી.

(ક) આ ઇરાદાથી ઝ ને એક તલવાર અથવા ડાંગથી જખમ કરે એવું કે તેથી ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે માણસનું મોત થાય. અને ઝ તે જખમથી મરી જાય, તો, એ ઠેકાણે અગર તેણે ઝ નું મોત આણવાનો ઇરાદો ન કર્યો હોય તો પણ આ ખુનનો તકશીરવાર છે એમ સમજવું.

(ડ) લોકોનું એક ટોળું મળેલું છે તેમાં વગર કારણે આ એક ભરેલી તોપ છોડે, અને તેથી તેઓમાંના એક જણનો જીવ જાય, તો અગર ફલાણા શખસનો જીવ લેવો એવો તેણે આગળથી વિચાર પુરવક ઇરાદો ન કર્યો હોય તોપણ, આ ખુનનો તકશીરવાર છે એમ સમજવું.

શિક્ષણીય મનુષ્યવધ ક્યારે ખુન નથી.

અપવાદ ૧ લો.—ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થવાથી જેની પોતાનો જીવ વશ રાખવાની શક્તી ગઇછે એવી અવસ્થામાં છતાં કોઇ માણસ તે ક્રોધ ઉત્પન્ન કરનાર શખસનું મોત આણે, અથવા ભુલથી કે હતેફાકન કોઇ બીજા શખસનું મોત આણે, તો તે શીક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

ઉપલા અપવાદમાં નીચેની શરતો લાગુ પડે છેઃ—

પેહેલી.—કોઇ શખસને મારી નાખવા અથવા કાંઇ હાની કરવા સારૂ બહાનાં દાખલ તે ક્રોધ ગુનેહગારે માગી આણેલો અથવા બુદ્ધિપુર્વક ઉત્પન્ન કરેલો ન હોવો જોઇએ.

બીજી.—કાયદા મુજબ, અથવા સરકારી નોકરીનો અખતીયાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે, કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થએલો ન હોવો જોઇએ.

ત્રીજી.—ખાનગી બચાવનો હક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થએલો ન હોવો જોઇએ.

ખુલાસો—તે ક્રોધ એવો ભારે તથા આકસ્મીક હતો કે તેથી તે ગુનોહ ખુન થઇ શકે નહી, એ હકીકતની બાબત છે.

દૃષ્ટાંત.

(અ) ક્રોધ ઉત્પન્ન થાય એવું કાંઇ કામ આ એ કરવાથી ક્રોધાધીન થઇને તે અવસ્થામાં આ ઝ નું છોકરૂ ય છે તેને ઇરાદાથી મારી નાંખે, તો તે ખુન સમજવું, કેમકે તે ક્રોધ ઊતપન્ન થવાનું કામ તે છોકરાએ કરયું નથી અને તે ક્રોધથી થએલું કાંઇ કામ કરવામાં હતેફાકન અથવા કમનશીબથી તે છોકરાનું મોત થયું નથી.

(બ) આ નેં ભારે તથા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન થાય એવું કાંઇ કામ ય કરે, અને તેથી ક્રોધ ચહડીને આ ય ની ઉપર એક પિસ્તોલ છોડે, અને પાસે ઊભેલો પણ નહી દીઠેલો ઝ તેથી મરી જાય, પણ તેને મારી નાખવાનો આ એ ઇરાદો ન કર્યો હોય, તથા પોતાને હાથે તેનું મોત થવાનો સંભવ પણ આ એ જાણ્યો ન હોય, તો એ ઠેકાણે આ એ ખુન નહી, પણ માત્ર શિક્ષણીય મનુષ્યવધ કર્યો એમ સમજવું.

(ક) આ ને. એક નાજરનો સિપાઇ ઝ કાયદા મુજબ પકડે, અને તે પકડવાથી આક-

અચાનક તથા ભારે ક્રોધ ચહડીને **અ** ઝ ને મારી નાખે, તો એ ખુન સમજવું, કેમકે ક્રોધ જે ઉત્પન્ન થયો તે એક સરકારી નોકરે પોતાનો અખતિયાર અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઉત્પન્ન થયો.

(ઈ) એક ઝ માજીસ્ત્રેટની આગળ **અ** સાહેદ દાખલ હાજર થાય, અને ઝ એ પ્રમાણે બોલે, કે **અ** ની જુબાનીમાંનો એક શબ્દ પણ હું માનતો નથી, તથા **અ** એ ખોટી સાહેદી પુરી છે, અને એ શબ્દ સાંભળીને આકસ્મિક ક્રોધ ચહડીને **અ** ઝ ને મારી નાખે, તો એ ખુન સમજવું.

(ઉ) ઝ નું નાક ખેંચવાનો **અ** કોશિશ કરે અને તેને તેમ કરતાં અટકાવવા સારૂ, ખાનગી બચાવનો હક અમલમાં લાવીને, ઝ **અ** નો હાથ પકડે તેથી આકસ્મિક તથા ભારે ક્રોધ ચહડીને **અ** ઝ ને મારી નાખે, તો એ ખુન સમજવું, કેમકે ક્રોધ જે ઉત્પન્ન થયો તે ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઉત્પન્ન થયો.

(ઊ) ઝ બ ને મારે, તેથી બ ને ભારે ક્રોધ ચહડે, અને તે ક્રોધનો ફાયદો લેવાના ઇરાદાથી તથા તેની પાસે ઝ ને મારી નાખવાના ઇરાદાથી એક પાસે ઉભેલો માણસ **અ** તે કારણસર બ ના હાથમાં એક છરી આપે, અને તે છરીએ વતી બ ઝ ને મારી નાખે તો એ કદાચ બ એ માત્ર શિક્ષણીય મનુષ્યવધ કર્યો એમ થઈ શકે, પણ **અ** તો ખુનનો તકશીરવાર છે એમ સમજવું.

અપવાદ ૨ જો—કોઈ માણસ શુદ્ધબુદ્ધિએ શરીર અથવા મિલકતના ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કાયદાએ તેને આપેલા અખતીયારની હદની બાહાર જાય, અને, આગળ વિચાર કર્યા વિના, તથા તે બચાવ કરવામાં જરૂર કરતાં વધારે હાનિ કરવાના ઇરાદા વગર જે શખસની સાહામાં તે બચાવનો હક અમલમાં લાવતો હોય તે સખસનું મોત આણે, તો તે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

દ્રષ્ટાંત.

**અ** ને મહાવ્યથા ન થાય એવી રીતે ઘોડાની ચાબુકથી તેને મારવાનો ઝ કોશિશ કરે, **અ** એક પીસ્તોલ ખેંચી કાહાડે, ઝ હુમલામાં જારી રેહે. મને ચાબુકનો માર પડતો બીજા કોઈ ઇલાજથી અટકાવશે નહીં એવું શુદ્ધબુદ્ધિએ માનીને **અ** ગોળી મારીને ઝ નો પ્રાણ લે, તો **અ** એ ખુન નહીં, પણ માત્ર મનુષ્યવધ કર્યો એમ સમજવું.

અપવાદ ૩ જો—કોઈ માણસ સરકારી નોકર હોય અથવા સરકારી ઇનસાફનો વધારો કરવાને કામ કરનારા કોઈ સરકારી નોકરને સહાય કરતો હોય તે માણસ કાયદાએ તેને આપેલા અખતિયારની હદની બહાર જાય, અને સરકારી નોકર દાખલ પોતાની ફરજ બરાબર રીતે બજાવવાને સારૂ પોતે જે કામને શુદ્ધબુદ્ધિએ કાયદેસર તથા જરૂર માનતો હોય એવું કાંઈ કામ કરવાથી તે મોત આણે, પણ જે સખસનું મોત થાય તે સખસની ઉપર તેનો કાંઈ દ્વેષભાવ ન હોય, તો તે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

અપવાદ ૪ થો—આગળ વિચાર કર્યા વિના એકાએક ઝગડો થઈને ઘણો ક્રોધ ચહડ્યો હોય તેવામાં એકાએક મારા મારી થઈને, શિક્ષણીય મનુષ્યવધ થાય, અને તે ગુનોહ કરનારે કાંઈ ગેરવ્યાજબી ફાયદો લીધો ન હોય, અને તે ઘાતકી રીતે અથવા નવાઈની રીતે ચાલ્યો ન હોય તો તે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

ખુલાસો—એવી બાબતમાં ક્રોધ ઉત્પન્ન કરનાર કોણ, અથવા પેહેલો હુમલો કરનાર કોણ, એ વાત કાંઈ જરૂરની નથી.

અપવાદ ૫ મો—જે સખ્સનું મોત થયું હોય તે સખ્સ અઢાર વર્ષથી વધારે ઉમરનો છતાં તેણે પોતાની રજામંદીથી પોતાનું મોત થવા દીધું હોય, અથવા મોતનું જોખમ માથે લીધું હોય, તો તે ઠેકાણે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

દૃષ્ટાંત.

ઝ હરાડ વર્ષથી ઓછી ઉમરનો એક સખ્સ છે તેને ઉશ્કેરીને અ બુદ્ધિપુર્વક તેની પાસે આત્મઘાત કરાવે, તો એ ઠેકાણે ઝ ની નાની ઉમરના સબબથી ઝ પોતાનું મોત થવા બાબત પોતાની રજામંદી આપવાને અશકત, માટે અ એ ખુન કરવામાં મદદગારી કરી એમ સમજવું.

**ટીકા.**—આ કલમ પ્રમાણે ખુનનો ગુન્હો ક્યારે થાય છે તે સ્પષ્ટ પણ જણાઈ આવવાને સારૂ મદ્રાસહાઇકોર્ટે મ. હા. વા. ૨ પા. ૧૨૨ મે સરકાર વિરૂદ્ધ ખોગઈના કામમાં તા. ૨૩ જાનેવારી ૧૮૭૫ને રોજ કરેલો ફેસલો કેટલેક દરજ્જે ઉપયોગી થઈ પડે એવો છે જેની મતલબ નીચે છે.

આ કામના બે કેદી પોતાના ખેતરની પાળો દુરસ્ત કરતા હતા તે વખતે બે રબારીઓ પોતાનાં કેટલાંક બકરાં તે ખેતરમાંથી લઈ ગયા તેમાં કેટલાંક બકરાં તે પાળપર ચઢ્યાં તેથી પોતાની પાળો બગડશે એમ તે કેદીઓને જણાવાથી તેઓએ રબારીઓને ગાળાગાળી કરી અને માર પણ માર્યો. તે વખતે બે રબારીમાંના એકનો બાપ અને એક બીજો સખસ ત્યાંહાં આવી પોહોચ્યા એટલે તે બાપે પોતાના છોકરાને પકડી લીધા અને કેદીઓને કહ્યું કે કેમ મારોછો? તથા તે બાપે કેદીઓને કેટલીક ગાળાગાળી પણ કીધી. તે વખતે બે કેદીમાંના એકે તે બાપને એક જબરી લાકડી મારી જેથી તે મરી ગયા.

તે કામમાં એક કેદીપર ખુનનું અને બીજાપર તેમાં મદદ કર્યાનું તોહોમત મુક્યું તેમાં ઠરાવવામાં આવ્યું કે.

“સરકારી વકીલે સરકાર તરફથી એમ તકરાર કરીછે કે કેદીને ક્રોધ ચઢવાને કારણ થયું હતું કીંવા નહીં એ વાતનો નિર્ણય કરતી વખતે મરનાર ત્યાંહાં આવ્યા અગાઉ જે જે વાત થઈ હતી તેનો વિચાર કરવા જરૂર નથી, કારણ કે મરનારે પ્રવેશ કર્યા નહોતો કીંવા પોતાના પુત્રને શરીરપર જવાનો ગુન્હો કરવાને ઉતેજન કર્યું નહોતું. કા. ૩૦૦ માં જે ક્રોધ ચઢવાનું કારણ કહ્યું છે તે જે માણસ મરણ પામે તેનાથી ઉત્પન્ન થયો કીંવા તેના કહેવાથી થયેલા કૃત્યથી ઉત્પન્ન થયો હોવો જોઇએ અને તેથી મરનાર ત્યાંહાં આવ્યા પછી તેણે જે ગાળાગાળી કરી તેજ બીના કેદીને ક્રોધ ચડવાને કારણ થયું હતું એમ જો કલ્પના કરીએ તો સદરહુ કલમના અર્થ પ્રમાણે ક્રોધ ચડવાને બસ અને વાજબી કારણ છે એમ અમને જણાય છે.

ક્રોધ ચડવાને જે કારણ થયું છે, તેથી તે માણસના દેહનું ભાન નહી હતું એટલુંજ જોવું જોઇયે. અને તેનો નિર્ણય કરવા માટે કેદીને જે વખતે ક્રોધ ચડવાને કારણ થયું તે વખતની તેના મનની સ્થીતી કેવી હતી તે બદલનો પુરાવો લેવો. આ કામમાં મરનારે કેદીને ઘણી ખરાબ ગાળો દીધી હતી અને વળી તે તેના છોકરાએ કેદીને પેહેલાં ક્રોધ ચડવાનું કારણ ઉત્પન્ન કર્યા પછી દીધી. તેથી કરીને કેદીને તેના દેહનું ભાન રહ્યું નહોતું એમ બરોબર દેખાય છે માટે તેનાપરનો ગુન્હો ખુનનો નહી ઠરાવતાં શિક્ષણીય મનુષ્યવધનો ઠરાવીયે છીયે”.

બે ટોળામાંના ઘણા લોકોએ પોતાની પાસે પ્રાણઘાતક હથીયાર લઈ જાણીબુજીને દગો

કર્યો તેમાં એક માણસ માર્યો ગયો. તે બીકી બેમનો હતો એમ પુરાવથી દેખાય છે. અને જે ટોળામાંનો તે માણસ છે તે ટોળાના વિરુદ્ધ ટોળાએ અયોગ્ય રીતે કામ ચલાવ્યાથી તે મુઓ નથી એમ દેખાય છે તો તે ગુનો ખુનનો નથી પણ ખુન નહી એવા શિક્ષણીય મનુષ્યવધનો છે. (જુઓ આ૦૪ કલમનો અપવાદ ૫). (કો. હા. ઈ. લા. વા. ૬ પા. ૧૫૪ સરકાર વિ૦ સમશેરખાન વિગેરે).

બાઈ રતને પોતાના ધણીનું તેના એક યાર દાદાભાઈ સાથે રહી ખુન કર્યું તેથી તે ગુન્હા બદ્દલ બાઇ રતનને મોતની શિક્ષા કરી તેમાં અપીલ થયાથી ઠરાવ્યું કે બાઇ રતને ગુનો કર્યાની કબુલાતજ માજીસ્ત્રેટની રૂબરૂ આપીછે તેને સેશનમાં કમિટ કરવાનો કીધા તેની પોતે તપાસ કરવાનો તે માજીસ્ત્રેટને અધિકાર નહોતો તેમજ કબુલત નિચે આરોપિતની સહી યા નિશાન પણ નથી તેથી તે કબુલતનો મજકુર પુરાવામાં લેવાતો નથી માટે રતનને દોષ મુક્ત કરી (મુ. હા. વા. ૧૦ પા. ૧૬૬).

ખુનના તોહોમતમાં કેદીની લેવાયલી કબુલત સવાલ જવાબના રૂપમાં નહોતી માટે તે પુરાવામાં લેવા જોગ નથી એમ ઠરાવ્યુ (મુ. હા. વા. ૧૦ પા. ૪૬૭)

ખુનના તોહોમત બદલ અપાયલા ફેસલામાં એમ લખ્યુ હતું કે "જે મેં નિર્ણય કર્યોછે તે કામમાંના પુરાવાથી બરોબર છે કીંવા નહી એ બદલ મને સંશયછે." તેમાં ઠરાવ્યુ કે ન્યાયખાતાના અમલદારે પોતાના ફેસલામાં એમ લખવું બરોબર નથી. ( અલા. હા. ર્ઈ. લા. વા. ૨ પાને. ૫૩ સરકાર વિરુદ્ધ નંદા ).

જે શખ્સનું મોત આણવું ધારયું હોય તેથી કોઈ જુદા સખ્સનું મોત થાય, તો તે શિક્ષણીય મનુષ્યવધ વિષે.

૩૦૧. જે વસ્તુથી મોત આણવાનો ઇરાદો કરેલો હોય, અથવા જેથી મોત થવાનો સંભવ છે એમ પોતાના જાણ્યામાં હોય, એવી કોઈ વસ્તુ કરવાથી અગર કોઈ શખ્સ જેનું મોત આણવાનો તેણે ઇરાદો નહી કરેલો હોય અને જેનું મોત પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં પણ ન હોય, એવા કોઈ શખ્સનું મોત આણીને શિક્ષણીય મનુષ્યવધ કરે, તો જે સખ્સનું મોત આણવાનો તેણે ઇરાદો કરેલો હોય, અથવા જેનું મોત પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તે સખ્સનું અગર તેણે મોત આણ્યું હોત, તો તે જે પ્રકારનો શિક્ષણીય મનુષ્યવધ થાત, તેજ પ્રકારનો તે ગુનેહગારે કરેલો મનુષ્યવધ છે એમ સમજવું.

**ટીકા**.—જે માણસને મારી નાખવાના ઇરાદાથી કેદીએ જીવ લેનારા હથીયારવડે ઘા માર્યો તેથી ઇરાદા કરતાં જુદો માણસ મરી ગયો. સદરહુ મરનારને મારી નાખવાનો ઇરાદો કેદીએ નહી કર્યા છતાં તેનાપર ખુનનું તોહોમત મુક્યું તેમા ઠરાવ્યુ કે કેદીનો હેતુ મરનારને મારવાનો નહોતો તોપણ જે ઘાથી પોતે ધારેલા માણસનો જીવ જશે એમ તેને માહીત હતું છતાં તેવીજ રીતના ઘાથી મરનારનો જીવ ગયો તો તેનાપર આ કલમ મુજબ તોહોમત રહી શકેછે (કો. હા. વા. ૮ તા. ૨૯ અકટોમ્બર ૧૮૬૭).

ખુનની શિક્ષા. | ૩૦૨. જે માણસ ખુન કરે, તેને મોતની, અથવા જીવતા સુધી સમુદ્રપારની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**.—એક જમીન કડકા બાબત બે ટોળીયોના વચમાં તકરાર થઈ તેમાં મારામારી થઈ તેમાં એક ગોળીમાંથી એક માણસ મરણ પામ્યો તેથી તે મારનારની ટોળીના કેટલાક માણસને પકડ્યા તેઓ પર કો. ૩૦૦ ના અપવાદ ૪–૫ મુજબ શિક્ષણીય મનુષ્યવધનું તોહોમત આવે એમ સેશન જડજનો અભિપ્રાય હોવાથી હાઇકોરટે ઠરાવ્યુ કે એ ગુન્હો કો. ૩૦૨ અને ૧૪૯ મળીને થયોછે માટે તે પ્રમાણે તોહોમત રાખવું. (કો. હા. ઈ. લા. વા. ૫ પાને ૩૧ સરકાર વિરુદ્ધ રહીમુદીન વીગેરે).

જે માણસનું ખુન થયું તેનું મડદું જડ્યું નહી તો તેટલાં ઉપરથી આરોપિત ઉપર ખુનના તોહોમતની સાબિતી કરવાને ના કબુલ કરવું બાજબી નથી. પુરાવો હોય તો ખુનનું તોહોમત રહી શકેછે. (ઈ. લા. અલા. વા. ૩ પા. ૩૮૩ સરકાર વિ. ભગીરથ).

ગર્ભવંતી સ્ત્રીને મોતની શિક્ષા કરવામાં આવે તો પ્રસવ થતા સુધી તેનો અમલ નહી કરવો (કા. હા. વી. રી. વા. ૧૫ પા. ૬૬).

જનમટીપના ગુનેહગારે કરેલા ખુનની શિક્ષા.

૩૦૩. જીવતા સુધી સમુદ્રપારની શિક્ષાનો હુકમ જે માણસની ઉપર થયેલોહોય, તે માણસ અગરખુન કરે, તો તેને મોતનીશિક્ષા કરવામાંઆવશે.

ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણીય મનુષ્યવધની શિક્ષા.

૩૦૪. ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણીય મનુષ્યવધ જે માણસ કરે, તે માણસને, અગર જે કામથી મોત થયું હોય તે કામ તેણે મોત આણવાના ઇરાદાથી, અથવા જેથી મોત થવાનો સંભવહોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી, કર્યું હોય તો, જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ*વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે કામથી મોત થવાનો સંભવછે એમ જાણીને, પણ મોત આણવાના અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઇરાદા વગર, તે કામ તેણે કરયું હોય, તો તે માણસને દસ વરસના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બેનની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—ચોરને કેટલાક સખસે ઘણાજ ઝટકા માર્યાથી તેનાં પાસળાં ભાગી જઈ તેનું મોત થયું તે કામમાં તેના પર શિક્ષણીય મનુષ્યવધનું તોહોમત ઠરાવ્યું (અ.હા.વા.૫ પા.૨૬૫).

ગફલતથી મોત થાય.

"૩૦૪. અ—શિક્ષણીય મનુષ્યવધ કરતાં ઉતરતા દરજ્જાનું હરકોઈ અવીચારનું અથવા ગફલતી ભરેલું કામ કરીને કોઈ માણસ કોઈનું મોત લાવે તો તેને ઘણામાં ઘણા બે વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવી, અથવા દંડ કરવો, અથવા એ બેઉ શિક્ષા કરવી" ( સને ૧૮૭૦ ના આક્ટ ૨૭ મા પ્રમાણે. )

ટીકા.—કોઈ સખસે માર આપ્યો અને રોગથી ભરાયલી તલ્લી ફુટી જવાથી તે મરી ગયો એ બાબતમાં ઠરાવ્યું કે આવી બાબતમાં કા. ૩૨૧ બ્યાની લાગુ છે પણ કા. ૩૦૪ અ લાગુ નથી (મુ.હા. તા.૨૩ ફેબ્રુઆરી ૧૮૭૨ સરકાર વિરૂદ્ધ બાવાજી બીન સંભા.

તોહોમતવાળાને તેના સાથીએ નાશાના હોશાતોશમાં અપમાન કર્યાથી તેણે તેને જમીનપર નાખી દઈ તેના પડેલા શરીર પર પોતાના પગો આપી બેવાર દાબી નાખ્યો. એ કૃત્ય પડી ગયેલા આદમીનું વિસ દિવસમાં મરણ થયું તેમાં ઠરાવ્યું કે એ ગુન્હો કા. ૩૨૩ મુજબ બ્યાનો થયો પણ આ કલમ મુજબ નથી. (મુ. હા. તારીખ ૯ અક્ટોબર ૧૮૭૨ સરકાર વિ. ૨ડક્યા બદરૂ).

શક્તીવાન છોકરીને તેના પેટમાં જ્યાં આંતરડાં તુટી જાય એવો સંભવ જાણીને લાત મારવી એ કૃત્ય તે માણસે આ કલમ પ્રમાણે કરેલા ગુન્હા પ્રમાણે થશે (કા. હા. ઇ. લા. વા. ૪ પા. ૭૬૪ સરકાર વિરૂદ્ધ ખેતબંદી મંડલ. આ ફેસલાની વિશેષ હકીકત કા. ૨૯૯ નિચે આપવામાં આવી છે તે જુઓ).

એક માણસને ઘણા વર્ષથી પાણથરીનો રોગ હતો. આરોપિતે તેના શરીરપર હાથનો ગડદો

માર્યો તેથી તેની પાંસળી ફુટી અને તે મરણ પામ્યો તેથી તેનાપર કા. ૩૦૪ અ મુજબ તોહોમત ઠરાવ્યું તેમાં ઠરાવ કર્યો કે સદરહુ ગુન્હો તેવો નથી પણ બુદ્ધિપુર્વક વ્યથા કર્યાનો છે. (ક્લા. હા ઇ. લા. વા. ૪ પા. ૮૧૫ સરકાર વિ. સફા તુલા અને બીજા).

આરોપિત એ સાપ પકડનારા હતા. તેઓએ એક દિવસે એક મોટો ઝેરી નાગ પકડ્યો પછી કેટલેક દિવસે તેઓએ પોતાની કુશળતા બતાવવા તે નાગને ઘણા માણસના ટોળામાં આણ્યો. તેના ઝેરી દાંત પડ્યા નહોતા. પછી ઘણા માણસના ટોળામાં કેદીઓએ તે સાપ બતાવતા બતાવતા એક છોકરાના ગળાપર તે સાપને મુક્યો, છોકરાએ તેને અથડવા માંડ્યો કે તે સાપ તેને ડશ્યો જેણી તે છોકરો મરણ પામ્યો તેથી કેદીઓપર કા. ૩૦૪ પ્રમાણે તથા કા. ૩૦૪ અ પ્રમાણે તોહોમત મુકયુ તેમાં ઠરાવ્યું કે—

છોકરાને નાગ કરડાવવો એમ કેદીનો ઇરાદો ન હોય પરંતુ જે કૃત્યથી તેનો જીવ ગયો તે કૃત્ય જીવ જવા સરખુ હતું એમ તેને માહીત હતું ખરૂ તોપણ તેનો જીવ લેવો એમ કેદીનો ઇરાદો નહોતો. તો કેદીઓ કા. ૩૦૪ પ્રમાણે શિક્ષણીય મનુષ્યવધના ગુન્હેગારછે પણ આ કા. ૩૦૪ અ પ્રમાણે નથી. (કો. હા. ઇ. લા. વા. ૫ પાને ૩૫૧ સરકાર વિરૂદ્ધ ગણેશ અને ગોપીકુલે.)

જે માણસને તલ્લીનો રોગછે એવા માણસને બીજો કોઈ માણસ પોતે જે વ્યથા કરનાર, તેનાથી મરણ પામશે એમ માહિત નહી છતાં કીવા જીવ લેવાનો ઇરાદો નહી છતાં કીવા પોતાનું કૃત્ય મોતનું કારણ થશે એમ માહિત નહી છતાં તે કાંઈ કૃત્ય કરે તો તે બીજા માણસનું એ કૃત્ય કા. ૩૦૪ પ્રમાણે શિક્ષણીય મનુષ્યવધનુ નથી પણ કા. ૩૨૩ પ્રમાણે બુદ્ધિપુર્વક વ્યથાનુંછે. (અલ્હા. હા. ઇ. લા. વા. ૨ પાને ૫૨૨ સરકાર વિરૂદ્ધ ફાકરો. )

જે માણસને તલ્લીનો રોગછે તેને પોતે જે દુઃખ કરનાર છે તેણે કરીને બુદ્ધિપુર્વક મહાવ્યથા થવાનો સંભવ છે એમ માહીત છતાં, પણ તેણે કરીને તેનુ મોત થશે કીવા જેણે કરીને મરણ થશે એવું દુઃખ થશે કીવા પોતાનું કૃત્ય મોતનું કારણ થશે, એવો ઇરાદો નહી છતાં કોઈ માણસ તેને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે અને તેથી તે રોગી માણસ મરણ પામે તો તેનાપર કા. ૩૦૪ અ પ્રમાણે કસુરથી જીવ લીધા બદલ સાબિતી નહી કરતાં કા. ૩૨૫ મુજબ મહાવ્યથા કર્યાની સાબિતી કરવી ( અલ્હા. હા. ઇ. લા. વા. ૨ પા. ૭૯૯ સરકાર વિ. એલ્વિન )

કેટલેક સામાન્ય તંટો ચાલતાં આરોપિતે મરનારને ધક્કો એક માર્યો જેથી તે પડ્યો અને પાંચમે દિવસે મરણ પામ્યો તેમાં ઠરાવ્યુ કે આવી હકીકતથી કા. ૩૦૪ અ માં કહેલો ગુન્હો થતો નથી કેમકે એવા પ્રકારનું પરિણામ થવાનો તે કૃત્ય ઉપરથી સંભવ નહોતો કીવા તેવો પરિણામ થવો એમ આરોપિતનો ઇરાદો નહોતો (મ. હા. ઇ. લા. વા. ૧ પા. ૨૨૪ સરકાર વિ. આચારજી.)

પોતે જે કૃત્ય કરેછે તેનું પરીણામ ભયંકર નિવડશે એમ જાણે પણ જીવ લેવાનો ઇરાદો ન હોય યા જીવ જશે એવો સંભવ ન હોય અને પછી જીવ જાય તો તે માણસ કા. ૩૦૪ અ માં કહેલો ગુન્હેગાર નહી છતાં બુદ્ધિપુર્વક મહાવ્યથાનો ગુન્હેગાર થશે (મ. હા. વા. ૭ પા. ૧૧૯ નીદરમરતી નગભુશણના કામમાં.)

જીવ લેવાનો ઇરાદો નહી છતાં, કીંવા જેથી જીવ જશે એવો સંભવ છે એવી વ્યથા કરવાનો ઇરાદો નહી છતાં, કીંવા પોતાના કૃત્યથી જીવ જવાનો સંભવ છે એમ માહીત ન છતાં, કીંવા બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાનો ઇરાદો નહી છતાં કીંવા પોતાના કૃત્યથી બુદ્ધિપુર્વક મહાવ્યથા થશે એમ માહીત ન છતાં ફક્ત બીજાને વ્યથા કરવાંના ઇરાદાએ આરોપિતે એક ઇંટનો કડકો બીજાના અંગ ઉપર ફેંક્યો હોય અને તે બીજાની પાણથરીપર વાગ્યાથી તે મરણ પામ્યો તો તેવી વખતે તે ગુન્હો કા. ૩૨૩ પ્રમાણે બુદ્ધિપુર્વક વ્યથા કર્યાનો થયેછે પણ કા. ૩૦૪ અ માં કહ્યાં પ્રમાણે અવિચારના કીંવા કસુરના ક-

ત્યથી તે બીજાનું મોત થયુ એમ થતુ નથી. ( અલ્હા. હા. ઈ. લા. વા. ૩ પાને ૫૯૭ સરકાર વિરૂદ્ધ રણધરસિંગ ).

જીવ લેવાનો ઈરાદો નહી છતાં, ક્રિયા જેણે કરીને જીવ જવાનો સંભવ છે એવી ઈજા કરવાનો ઈરાદો નહી છતાં કીંવા પોતાના કૃત્યથી જીવ જવાનો સંભવછે એમ માહિત ન છતાં, પરંતુ તેને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવી એવા ઈરાદાથી કોઈ માણસે બાંજાપર પ્રહાર કર્યો અને તેથી તેનું મોત થયું હોય તો તે ગુન્હો કલમ ૩૦૪ અ માં કહેલો થતો નથી પણ બુદ્ધિપુર્વક મહાવ્યથા કર્યાના થાયછે (અલ્હા. હા. ઈ. લા. વા. ૩ પાને ૭૭૬ સરકાર વિરૂદ્ધ ઈગુબેગ).

કોઈ બાળક અથવા દીવાના સખસને આત્મઘાત કરવામાં મદદગારી કરવી.

૩૦૫. જો હરાડ વર્ષથી, ઓછી ઉમરનો કોઈ શખ્સ, અથવા કોઇ દીવાનો સખ્સ, અથવા કોઇ ચળેલા શખ્સ, અથવા જન્મથી ગાંડો એવો કોઈ શખ્સ, અથવા કેફની હાલતમાં હોય એવો કોઇ શખ્સ આત્મઘાત કરે, તો તે આત્મઘાત કરવામાં તે માણસ મદદગારી કરે, તે માણસને મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

આત્મઘાતમાં મદદગારી.

૩૦૬. જો કોઇ શખ્સ આત્મઘાત કરે, તો તે આત્મઘાત કરવામાં જે માણસ મદદગારી કરે, તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુનની કોશિશ.

૩૦૭. જો કોઇ માણસ એવા ઇરાદા અથવા જ્ઞાનથી, તથા એવી હાલતમાં કાંઈ કામ કરે કે, અગર તે કામથી તે મોત આણે તો, તે માણસ ખુનનો તકશીરવાર થાય, તો તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને તે કામથી અગર કોઈ સખ્સને વ્યથા થાય તો, તે ગુનેહગાર અગર તો જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને, અથવા ઉપર લખેલછે તે શિક્ષાને લાયક થશે.

જન્મ દીપના ગુન્હેગારોએ કોશિશ કરવી.

" જે માણસના ઉપર જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાનો હુકમ થઇ ચુકેલો હોય તે માણસ આ કલમ પ્રમાણે ગુનોહ કરશે અને તેના તેજ ગુન્હાથી વ્યથા થઈ હોય તો તેને મોતની શિક્ષા થઈ શકશે "

(સને ૧૮૭૦ ના આક્ટ ૨૭ મા પ્રમાણે).

### દ્રષ્ટાંત.

(અ) ઝ ને મારી નાંખવાના ઇરાદાથી અ ઝને ગોળી મારે, એવી હાલતમાં કે અગર ઝ નું મોત થાય તો અ ખુનનો તકશીરવાર થાય, તો અ આ કલમ મુજબ શિક્ષાને લાયક છે.

(બ) એક કુમળા વયના બચ્ચાનું મોત આણવાના ઇરાદાથી અ તે બચ્ચાને એક જંગલમાં ખુલ્લું મુકે, તો, પછી તે બચ્ચાનું મોત ન થાય તોપણ, અએ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સમજવું.

(છ) ઝ નું ખુન કરવાના ઇરાદાથી અ એ એક બંદુક વેચાતી લઇને તેને ભરી, હજુ સુધી અ એ ઉપર જણાવેલો ગુનોહ કર્યો નથી. અ તે બંદુક ઝની ઉપર છોડે, તો તેણે આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સમજવું, અને અગર તે બંદુક છોડવાથી ઝને જખમ થાય તો આ કલમના પાછલા ભાગમાં ઠરાવેલી શિક્ષાને તે લાયક છે.

(ઙ) ઝેર ખવડાવીને ઝ નું ખુન કરવાના ઇરાદાથી અ કાંઇ ઝેર ખરીદ કરે, અને તે ઝેર કાંઇ ખોરાકમાં મેળવે, અને તે ખોરાક અ ના કબજામાં રહે, તો ત્યાં સુધી અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરેલો નથી પણ અ તે ખોરાક ઝ ની ટેબલપર મેલે, અથવા ઝ ની ટેબલપર મેલવા સારુ તે ખોરાક ઝ ના ચાકરોને આપે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરેલો એમ સમજવું.

ટીકા—કા. ૨૯૯ નિચે ટાંકેલા ફેસલામાં મું. હા. વા. ૪ ને પાને ૧ નો ફેસલો સરકાર વિરૂધ ફ્રાન્સીસ ક્યારીટીનો જે ફેસલો ટાંક્યો છે તે અહીંયાં પણ વાંચો. અને વળી એ ફેસલામાં એમ પણ બતાવ્યુ છે, કે આ કલમ મુજબ ગુન્હો થવાને કેદીએ કરેલું કૃત્ય સાધારણ અને કુદરત રીતે ખુન થાય એવું જોઇએ.

પી. કો. કા. ૨૯૯ તથા ૩૦૭ અને ૩૨૪ એ પ્રમાણેના વૈકલ્પિક તોહોમતો ઉપરથી સાબિતી થઇ તો તેના જામીન લેવાનો ઠરાવ કરવામાં આવે તો તે જામીન સારી ચાલના નહીં પણ સુલેહ રાખવાના લેવા જોઇએ. (મું. હા. તા. ૨૩ ફેબ્રુઆરી ૧૮૮૧ સરકાર વિ. આતણ સુખાજી).

શિક્ષણીય મનુષ્યવધ કરવાના કોશિશ. | ૩૦૮. જો કોઇ માણસ એવા ઇરાદા અથવા જ્ઞાનથી, અથવા એવી હાલતમાં, કાંઇ કામ કરે કે, અગર તે કામથી તે મોત આણે તો, તે માણસ ખુનથી ઉતરતા દરજ્જાના મનુષ્યવધનો તકશીરવાર થાય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને તે કામથી અગર કોઇ સખસને વ્યથા થાય, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની; અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થયાથી અ ઝ ની ઉપર એક પિસ્તોલ છોડે, એવી હાલતમાં કે, અગર તેમ કરવાથી મોત થાય તો ખુનથી ઉતરતા દરજ્જાના મનુષ્યવધનો તે તકશીરવાર થાય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરેલો એમ સમજવું.

આત્મઘાત કરવાની કોશિશ. | ૩૦૯. જે માણસ આત્મઘાત કરવાની કોશિશ કરે, તથા તે ગુનોહ કરવા તરફ કાંઇ કામ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેના શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—આ કલમ પ્રમાણે કરેલા ગુન્હાને માટે ગુન્હેગારને ફક્ત દંડની શિક્ષા થાય નહી તેને કાંઇ પણ કેદના શિક્ષા કરવીજ જોઇયે કારણ કે કેદ તથા દંડ કરવો એમ કલમમાં છે. (મું. હા. વા. ૧ પાને ૪ સરકાર વિરૂદ્ધ મેનવિયોવા શીદ્રામસેટી).

ઠગ. | ૩૧૦ આ આક્ટ પસાર થયા પછી કોઇ પણ વખતે જે માણસ ખુનના ઉપાયથી, અથવા ખુનની સાથે, અપહરણ અથવા છોકરા ચોરવાનો ગુનોહ કર-

વાનાં કારણસર નિત્ય કોઈ બીજા માણસો અથવા માણસોની જોડે મળેલો રહેશે, તે માણસને ઠંગ સમજવો.

**શિક્ષા.** ૩૧૧. જે ઠગ હોય, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## ગર્ભપાત કરવા બાબત; નહી જનમેલાં બચ્ચાંઓને નુકશાન બાબત; બચ્ચાંઓને ખુલ્લાં મુકવાં બાબત; તથા જન્મ છુપાવવા બાબત.

**ગર્ભપાત કરવો.** ૩૧૨. જે માણસ બુદ્ધિપુર્વક કોઈ ગર્ભવંતી સ્ત્રીનો ગર્ભપાત કરે, તે માણસને, અગર તે ગર્ભપાત શુદ્ધબુદ્ધિએ તે સ્ત્રીનો જીવ બચાવવાના કારણસર ન કર્યો હોય તો, ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને અગર તે સ્ત્રી ચલિતગર્ભા હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—જે સ્ત્રી પોતે પોતાનો ગર્ભપાત કરે તે પણ આ કલમના અર્થમાં દાખલ થાય છે.

**સ્ત્રીની રજામંદી વગર ગર્ભપાત કરવો.** ૩૧૩. સ્ત્રીના રજામંદી વગર જે માણસ ઉપલી કલમમાં બયાન કરેલો ગુનાહ કરે તે માણસને, પછી તે સ્ત્રી ચલિતગર્ભા હોય કે નહીં તોપણ, જીવતા સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારના કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને, પણ લાયક થશે.

**ગર્ભપાત કરવાના ઇરાદાથી કરેલા કાંઈ કામથી થયેલું મોત.** ૩૧૪. કોઈ ગર્ભવંતી સ્ત્રીનો ગર્ભપાત કરવાના ઇરાદાથી કોઈ માણસ એવું કામ કરે કે તેથી તે સ્ત્રીનું મોત થાય, તો તે માણસને દશ વરસની મુદત સુધીની, એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે;

**તે સ્ત્રીની રજામંદીવગર તે કામ કર્યું હોય, તો.** અને અગર તે કામ તે સ્ત્રીની રજામંદી વગર કર્યું હોય, તો તે માણસને જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા, અથવા ઉપર લખેલી શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો—આ ગુનાહમાં એવું કાંઈ જરૂર નથી કે તે કામથી મોત થાય એવો સંભવ છે એમ તે ગુનાહ કરનારે જાણવું જોઈએ.

**કોઈ બચ્ચું જીવતું જન્મતા અટકાવવાના અથવા જન્મ્યા પછી તે મરી જાય એવું કરવાના ઇરાદાથી કરેલું કામ.** ૩૧૫. જે માણસ, કોઈ બચ્ચું જન્મતાં પહેલાં, તે બચ્ચું જીવતું જન્મતાં અટકાવવાના, અથવા જન્મ્યા પછી તે મરી જાય એવું કરવાના ઇરાદાથી, કાંઈ કામ કરે. અને તે કામ કરેથી તે બચ્ચું જીવતું જન્મતું અટકે, અથવા જનમીયા પછી તે મરી જાય, તો તે માણસને, અગર તે કામ શુદ્ધબુદ્ધિથી એ તે બચ્ચાંની માનો જીવ બચાવવાના કારણસર નહી કર્યું હોય. તો, દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

જે કામ શિક્ષાણીય મનુષ્યવધ ગણાતું હોય એવા કામથી કોઈ નહીં જનમેલાં જીવતાં બચ્ચાનું મોત આણવું.

૩૧૬. કોઈ માણસ કોઈ કામ કરે, એવી હાલતમાં કે જો તે કામથી મોત થાય તો તે માણસ શિક્ષાણીય મનુષ્યવધનો તકશીરવાર થાય, અને તે કામ કરેથી તે કોઇ નહીં જનમેલાં જીવતાં બચ્ચાનું મોત આણે તો તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

### દૃષ્ટાંત.

ફુલાણી ગરભવંતી સ્ત્રીનું મારાથી મોત થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં અ એવું કાંઈ કામ કરે કે, અગર તે કામથી તે સ્ત્રીનું મોત થાય તો, તે શિક્ષાણીય મનુષ્યવધ ગણાય, અને તે સ્ત્રીને નુકશાન થાય પણ તે મરી જાય નહીં; પણ તેના પેટમાં જે જીવતું બચ્ચું હોય તેનું તે કામથી મોત થાય, તો અ આ કલમમાં બયાન કરેલા ગુનાહનો તકશીરવાર છે એમ સમજવું.

કોઇ બાર વરસથી ઓછી ઉમરનાં બચ્ચાને તેના માબાપે; અથવા જે સખ્સના હવાલામાં તે બચ્ચું હોય તે શખ્સે ખુલ્લું મુકવું અથવા તજવું.

૩૧૭. જે માણસ, કોઈ બાર વરસથી ઓછી ઉમરનાં બચ્ચાંનો બાપ અથવા મા તેની હોય, અથવા જે માણસના હવાલામાં એવું બચ્ચું હોય તે માણસ અગર તે બચ્ચાંને બિલકુલ તજવાના ઇરાદાથી તે બચ્ચાંને કોઇ જગામાં ખુલ્લું મુકે, અથવા મુકે તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ખુલાસો—અગર તે પ્રમાણે તે ખુલ્લું મુકવાથી બચ્ચું મરી જાય, તો, તે મુકદમાની કેફીયત મુજબ, તે ગુનેહગારની ખુન અથવા શીક્ષાણીય મનુષ્યવધને માટે તજવીજ થવામાં અટકાવ કરવાનો આ કલમનો મતલબ નથી.

**ટીકા**—એક સ્ત્રીએ છોકરૂં જણ્યું પણ સ્ત્રીનામાં શક્તી ન હોવાથી તેણીએ તે છોકરૂં બીજી સ્ત્રીને તેને અમુક ઠેકાણે મુકવું એમ કરી આપ્યું. તેમાં મદ્રાસ હાઇકોર્ટે ઠરાવ્યું કે આ કલમ પ્રમાણે તે બે સ્ત્રીઓ ગુનેહગાર નથી કારણ કે કોઇએ તે છોકરાને ખુલ્લું મુક્યું નથી. અને જે બીજી બાઇએ પાસે મુક્યું તે તેની મા નહોતી તેમજ જે મુળ બાબત ગુન્હો નથી તો તેમાં મદદ કરનારપર મદદગારીનો ગુન્હો રહી શકતો નથી. (મદ્રાસ હા. મે. પૃ. ૨૩૧ સરકાર વિ. બાઈ જીબી).

એક સખ્સે પોતાના છોકરાને રખડતું મુક્યું પણ રખડતું મુક્યાના કારણથી મરી નહીં જતાં તે મરીતો ગયું તેથી તેનાપર ખુનનું તોહોમત ન રાખતાં આ કલમ પ્રમાણે તોહોમત મુક્યું (કા. હા. વી. વા. ૧૦ પા. ૫૨ સરકાર વિરુદ્ધ ખુદાબક્ષ).

મુડદું છાની રીતે વગે કરી દઈને જન્મ છુપાવવો.

૩૧૮. જે માણસ, કોઈ બચ્ચાંનું મુડદું છાની રીતે દાટીને અથવા બીજી રીતે વગે કરીને, તે બચ્ચાંનો જન્મ ઇરાદાથી છુપાવે, અથવા છુપાવવાની કોશીશ કરે, તે માણસને, પછી અગર તે બચ્ચું જનમતાં પેહેલાં અથવા જનમ્યા પછી અથવા જનમતાં જનમતાંજ મરી ગયું હોય તોપણ, બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

ટીકા—ચાર માસના ગર્ભનો છોકરો જન્મ્યો તે વાત છુપાવ્યાથી આ કલમ પ્રમાણે તે તોહોમત રહી શકતું નથી આવો ગુન્હો થવાને છોકરૂં જીવતું રહી શકે એટલા મહીનાનું હોવું જોઇએ. ( મ. હા. વા. ૫ પાને ૬૩ ).

વ્યથા.

વ્યથા. | ૩૧૯. જે માણસ કોઈ સખ્સને કાંઈ શરીરનું દુઃખ, રોગ, અથવા અશક્તતા કરે, તેણે "વ્યથા કરી" એમ સમજવું.

મહાવ્યથા. | ૩૨૦. નીચે લખેલા પ્રકારની વ્યથાનેજ "મહાવ્યથા" એવું નામ આપેલું છે.

પેહેલો—પુરૂષત્વનો નાશ.

બીજો—બેમાંની કોઈ પણ આંખની જોવાની શક્તી જાથુ જવી.

ત્રીજો—બેમાંના કોઈ પણ કાનની સાંભળવાની શક્તી જાથુ જવી.

ચોથો—કોઈ અવયવ અથવા સાંધો જવો.

પાંચમો—કોઈ અવયવ અથવા સાંધાની શક્તીનો નાશ થવો, અથવા તેની જાથુ ક્ષિણતા થવી.

છઠો—ડોકાની અથવા ચેહેરાની જાથુ બદશીકલ થવી.

સાતમો—કોઈ હાડકાનું અથવા દાંતનું ભાગવું અથવા ખશી જવું.

આઠમો—જે વ્યથાથી જીંદગી જોખમમાં આવે, અથવા જેથી વીસ દીવસની મુદત સુધી, વ્યથા થએલાં માણસને શરીરનું ભારે દુઃખ ખમવું પડે, અથવા તે પોતાનો હમેશનો ધંધો કરવાને અશક્ત રેહે, એવી કોઈ પણ વ્યથા.

ટીકા—એક માણસને દુઃખ થયું તેથી તેને ઇસ્પીતાળમાં મોકલ્યો અને ત્યાંહાંથી વિસમે દિવસે તેને સારૂં થયાથી તે હાલ આવ્યો તો એ વિસમાં દિવસમાંજ ગણવો. (મે. પાને ૨૦૯ ).

કેટલાએક ફરિયાદીના હાથ પગ બાંધી તેને ઉંચે લટકાવી તેના ગાલપર ડામ દીધા તેથી તેમાં ઠરાવ્યું કે જો તેમ થવાથી હમેશને માટે બદશીકલ જેવો ચેહેરો થાય એમ હોય તો તે ગુન્હો મહાવ્યથાનો છે અને તે સબા. માજીસ્ટ્રેટના અધિકાર ઉપરાંતનો છે. ( મુ. હા. વા. ૧ પા. ૧૦૧ સરકાર વિ. અંતા દાદોબા વિગેરે ).

બુદ્ધિપુર્વક વ્યથા કરવા. | ૩૨૧. જે માણસ, કોઈ સખ્સને વ્યથા કરવાના ઇરાદાએ અથવા તેથી કોઇ સખ્સને પોતાથી વ્યથા થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં કાંઇ કામ કરે, અને તે કામથી કોઇ સખ્સને વ્યથા કરે, તો તે માણસે "બુદ્ધિપુરવક વ્યથા કરી" એમ સમજવું.

ટીકા—કોઈ શખ્સે માર માર્યો અને રોગથી ભરાયલી તલી ફુટી જવાથી તે મરી ગયો એ બાબતમાં ઠરાવ્યુ કે આ ગુનોહ કા. ૩૨૧ પ્રમાણે છે પણ કા. ૩૦૪ અ લાગુ નથી. (મુ. હા. વા. ૨૩ ફેબ્રુઆરી ૧૮૭૨ સરકાર વિરૂદ્ધ બાવાજીબીન સંભા)

આ કલમ પ્રમાણેના તોહોમત બદલ દંડની શિક્ષા કરી તે દંડમાંથી કાંઇક રકમ ફરીને નુકશાન બદલ આપવાને ઠરાવ કરવાથી ઠરાવ્યુ કે સદરહુ ગુનાહથી ફરિયાદીને કાંઈ હરકત થઇ નથી અને તેને પૈસાનું પણ કાંઇ નુકશાન થયુ નથી તેથી નુકશાન અપાવી શકાતુ નથી (મુ. હા. વા. ૨ પા. ૪૩ સરકાર વિ૦ શ્યામસન બાબાજી.)

બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવી. | ૩૨૨. કોઈ માણસ બુદ્ધિપુરવક વ્યથા કરે, અને જે વ્યથા કરવાને તેનો ઇરાદો હોય અથવા જે વ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં

હોય તે વ્યથા અગર મહાવ્યથા હોય તથા જે વ્યથા તે કરે તે વ્યથા મહાવ્યથા હોય તો તે માણસે "બુદ્ધિપૂરવક મહાવ્યથા કરી" એમ સમજવું.

ખુલાસો—કોઈ શખસ આ બંને વાત કરે, એટલે મહાવ્યથા કરે તથા મહાવ્યથા કરવાનો ઈરાદો કરે, અથવા મહાવ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય, તોજ તેને બુદ્ધિપૂરવક મહાવ્યથા કરી એમ સમજવું, નહી તો નહી પણ અગર એક પ્રકારની મહાવ્યથા કરવાનો ઈરાદો કરીને, અથવા એક પ્રકારની મહાવ્યથા પોતાથી થવાનો સંભવ જાણ્યા છતાં, તે ખરેખર બીજા પ્રકારની મહાવ્યથા કરે, તો તેણે બુદ્ધિ પુરવક મહાવ્યથા કરી એમ સમજવું.

દ્રષ્ટાંત.

ઝ. નો ચેહેરો જાધુ બદશીકલ કરવાના ઈરાદાથી, અથવા તે પોતાથી બદશીકલ થવાનો સંભવ જાણ્યા છતાં, અ ઝ ને એક સપાટો મારે. અને તે સપાટાથી ઝ નો ચેહેરો બદશીકલ નહી થાય, પણ તેથી વીસ દિવસની મુદત સુધી ઝ ને શરીરનું ભારે દુઃખ ખમવું પડે, તો અ એ બુદ્ધિપૂરવક મહાવ્યથા કરી એમ સમજવું.

**બુદ્ધિપૂર્વક વ્યથા કરવાની શિક્ષા.**

૩૨૩. ૩૩૪ મી કલમમાં લખેલી બાબત શીવાય બીજી કોઈ પણ બાબતમાં, જે માણસ બુદ્ધિપૂરવક વ્યથા કરે, તેને એક વરસની મુદત સુધીની કેદમાંના, ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા—ધણીએ પોતાની ઓરતને લોહ તપાવી ડામ દીધાથી તેનાપર આ કલમ મુજબ તોહોમત રાખેલું તેમાં ઠરાવ્યું કે એ તોહોમત કા. ૩૨૪ મુજબ રાખવું (મું. હા. વા. ૪ પાને ૨ સરકાર વિ૦ નાથાજી વિઠોજી.)

આ કલમ પ્રમાણેના તોહોમતનામા મધ્યે જે કેફીયતો ઉપરથી વિશેષ અપવાદ અતે હોય તે કેફિયતનો અભાવ સ્પષ્ટ રીતે લખી જણાવવો જોઈએ. શાથી જે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કા. ૨૩૭ ના શબ્દોની મતલબ છે તે મતલબ કા. ૨૩૯ માં લખેલા તોહોમતનામાના નમુના ઉપરથી કાંઈપણ હુકમ વિશે અનુમાન થાય તો તે હુકમ કરતાં અમલમાં જરૂરી રહેવો જોઈયે. (મું. હા. તા. ૧૭ અગષ્ટ ૧૮૬૯ રત્નાગીરીના શેશનજડજના પુછવાપરથી).

કા. ૩૦૪ અ નિચે ટાંકેલા ફેસલામાં તા. ૯ અકટોબર ૧૮૭૨ ના સરકાર વિરૂદ્ધ રડકયા બદરનો ફેસલો ટાંકેલો છે તે પણ અહી વાંચો. તે મુંબાઈ હાઈકોરટનો છે.

અરજદાર એ આઠ આશામી હતા તેઓએ તેમનો ઈરાદો પાડવા માટે એક થાન આશામીના ટોળાપર હુમલો કર્યો તેમાં મારામારી થઈ અને બેઉ ટોળાના લોકને તેથી દુઃખ થયું તેથી અરજદારપર કા. ૧૪૭ અને ૩૨૩ પ્રમાણે તોહોમત મુકયું તેમાં ઠરાવ્યુ કે જે કેદીપર હંગામો કર્યાનું તોહોમત છે તેનાપર કામની હકીકત તેવી હોયતો જીવ જનારૂ હથીયાર લઈ હંગામો કર્યા બદલ, શિક્ષાપાત્ર મનુષ્યવધ કર્યા બદલ અને બુદ્ધિપૂર્વક મહા વ્યથા કર્યા બદલ તોહોમત ઠરાવવાને હરકત નથી. હંગામો કરવો અને ગેરકાયદેશર મંડળી એ ગુનાહ સરવ લોકની સુલેહની વિરૂધના છે. શરીરપર મારવું, દુઃખ કરવું વિગેરે ગુનાહ માણસના શરીર વિરૂધ છે તેથી આ કામમાં ઠરેલા જુદા જુદા તોહોમતમાં હાથ નાખવાની જરૂર નથી (અલ્હા. હા. ઈ. લા.વા. ૨ પાને ૧૩૯ સરકાર વિરૂધ રામઆધિન અને બીજા.)

કા. ૩૦૪ અ નિચે ટાંકેલા ફેસલામાં અલ્હાબાદ હાઈકોરટનો તા. ૧૯ ડીસેંબર ૧૮૭૯ ના રોજનો સરકાર વિરૂદ્ધ ફાકસનો ફેસલો વા. ૨ પાને ૫૨૨ નોંધ્યો છે તે જુઓ.

બુદ્ધિપૂર્વક બ્યથા કરવાનો ગુનોહ એ ક્રી. પ્રો. કોડને જોડેલા પરિશિષ્ટના સાતમા ખાનામાં ફક્ત શેશનકોરટે અગર શેશનકોરટ અને જીલ્લા માજીસ્ટ્રેટે ચોકશી કરવા જોગ છે એમ લખેલુ નથી માટે સદરહુ ગુનાહ બદલ ફરી ચોકશી કરવાનો હુકમ કરવાને ક્રી. પ્રો. કો. કા. ૪૩૫ પ્રમાણે જીલ્લા માજીસ્ટ્રેટને અધિકાર નથી (મુ. હા. વા. ૯ પાને ૧૬૯ સરકાર વિરૂદ્ધ શુભાનાબીન ગણું.)

આ કલમ પ્રમાણે કરેલો ગુનોહ માંહોમાંહે માંડીવાળી શકાયછે એવો ફેસલો સરકાર વિરૂદ્ધ જેઠા ભાનાના કામમાં મુ. હા. વા. ૧૦ પાને ૬૮ તા. ૨૭ મારચ ૧૮૭૩ ને રોજ કરેલો હતો. પરંતુ પછાંથી હાઇકોરટે (મુંબાઇની) તા. ૧૬ ફેબ્રુઆરી ૧૮૭૯ ને રોજ સરકાર વિરૂદ્ધ રહિમતના કામમાં એવો ફેસલો કરેલો હતો કે આ ગુનાહ માંહોમાંહે માંડીવાળી શકાય નહિ. તેથી આટલા દિવશ સુધી તે ગુનોહ માંડીવળાતો નહિ પણ હાલ નવા ક્રી. પ્રો. કોડથી એ ગુનોહ માંડીવાળી શકાયછે.

ફરિયાદીની ગેરહાજરીના સબબથી બુદ્ધિપૂર્વક બ્યથા કરવાના ગુનાહ વિશેની ફરિયાદી કાઢી નાખવા સારૂ તજવીજ કરનાર માજીસ્ટ્રેટને અધિકાર નથી (મુ. હા. તા. ૮ જુલાઇ ૧૮૬૯ સરકાર વિરૂદ્ધ ગુલાબચંદ વિગેરે)

કા. ૩૦૪ અ નિચે ટાંકેલા ફેસલામાં અ. હા. વા. ૩ પાને ૫૯૭ સરકાર વિરૂદ્ધ રણધરસીંગનો ફેસલો ટાંકેલોછે તે જુઓ.

ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુદ્ધિપૂરવક બ્યથા કરવી.

૩૨૪. ૩૩૪ મી કલમમાં બુઝેલી બાબત શીવાય બીજી કોઇ પણ બાબતમાં, ગોળી અથવા તીર મારવાનાં, ખોશી ઘાલવાનાં, અથવા કાપવાનાં કોઇ હથીયાર વડે, અથવા જે હથીયાર મારેથી સામાનું મોત થવાનો સંભવ હોય એવા કોઇ હથીયાર વડે, અથવા અગ્ની કે કોઇ ગરમ કરેલા પદારથ વડે, અથવા કોઇ ઝેહેર કે ખાઇ જાય એવા કોઇ પદારથ વડે અથવા અવાજ સાથે ફુટે એવા કોઇ પદારથ વડે, અથવા દમ લેવાથી, ગળી જવાથી, અથવા લોહીમાં જવાથી જે પદારથ માણસનાં શરીરનો નાશકારક હોય એવા કોઇ પદારથ વડે, અથવા કોઇ જનાવરની મારફતે, જે માણસ બુદ્ધિપૂરવક બ્યથા કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—ભારે તથા આકસ્મીક ક્રોધ ચઢવાથી કોઇએ ક્રોધ ઉત્પન્ન કરનારનેજ બ્યથા કરીછે તો તેવી બાબતને કા. ૩૩૪ લાગુછે આ કલમ લાગુ નથી (મુ. હા. વા. ૧ પાને ૧૭ સરકાર વિરૂદ્ધ બલાયલા)

પીન. કો. કા. ૧૪૭, ૧૪૮ અને ૩૨૪ પ્રમાણે સરવ અપરાધ મળીને કેદીને જે શિક્ષા કરવાની તે તેમાંના વધારે મોટા અપરાધ બદલ જે શિક્ષા આપવામાં આવે તે કરતાં જ્યાદે ન હોવી જોઇયે. અને કા. ૧૪૭ તથા ૩૨૪ પ્રમાણે જુદાં જુદાં તોહોમત રાખી જુદી જુદી શિક્ષા કરવી કે નહિ એ વિશે શકછે (કા. હા. ઇ. લા. વા. ૬ પાને ૭૧૮ સરકાર વિરૂદ્ધ જબદરખાન વિગેરે)

તપાવેલા લોઢાથી ડામ દીધા હોય તો તે તોહોમત આ કલમ પ્રમાણે રહી શકેછે (મુ. હા. વા. ૪ પાને ૧ સરકાર વિરૂદ્ધ અંબારામ ગીરસોજી.) તથા એવોજ ફેસલો મુ. હા. વા. ૪ પાને ૨ એ સરકાર વિરૂદ્ધ નાથાજી વિઠોજીનોછે.

કલમ ૩૦૭ નિચે ટાંકેલા ફેસલામાંનો મુ. હા. નો સરકાર વિરૂદ્ધ અવણસુબાજીનો ટાંકેલો ફેસલો આ ઠેકાણે પણ વાંચો.

કોઇ માણસ લોકોનો એક ઠેકાણે જમાવ થયોછે એમ જોઇને તે પૈકી એકને જખમી કરવા માટે બંદુક ફોડે તો તેથી જેને ઇજા થઇ તેનેજ જખમી કરવાનો તેનો ઇરાદો હતો એવી રીતે ગણી તેનાપર તોહોમત ઠરેછે (મે. પૃ. ૨૩૫)

બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવાની શીક્ષા.

૩૨૫. ૩૩૫ મી કલમમાં લખેલી બાબત સિવાય બીજી કોઈ પણ બાબતમાં જે માણસ બુદ્ધિપૂરવક મહાવ્યથા કરે, તેને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—કલમ ૩૦૪ અ નિચે ટાંકેલા ફેસલામાંના નિચેના ફેસલા અત્રે વાંચો.

અલહાબાદ હા. નો. વા. ૨ પાને ૭૨ નો ફેસલો સરકાર વિરૂદ્ધ ઓસ્મિનનોછે તે જુઓ.

મદ્રાસ હાઈકોરટનો વા. ૭ પાને ૧૧૦ નો ફેસલો નીદરમરતી નગજીપણના કામનો છે તે પણ જુઓ.

અલહા. હાઈકોરટનો વા. ૩ પાને ૭૭૨ નો ફેસલો સરકાર વિરૂદ્ધ હનુમેગનોછે તે જુઓ.

એક માણસપર ઘણાજણ હુમલો કરે અને તેથી તેનો હાથ ભાગે તો તે ગુનોહ મહાવ્યથાનોછે (કા. હા. ની. રી. વા. ૫ પાને ૧૨)

ફરિયાદી ફરિયાદ ચલાવવા સારૂ ના કહેછે એવા સબબથી બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવાના ગુનાહ વિશેની ફરિયાદ કાહાડી નાખવા સારૂ સબર. માજીસ્ત્રેટને અધિકાર નથી (મુ. હા. તા. ૨૦ સપટમ્બર ૧૮૬૯ સરકાર વિરૂદ્ધ જગજીવન ધરમચંદ)

કોઈ સ્ત્રી પોતાના છોકરાને ખાંધે લઈ જતા છતાં આરોપિતે તેને તેના ડોકા અને ખભા ઉપર જોરથી ઠુંસા મારયા. તેમાં એક ઠુંસો તે છોકરાના ડોકા ઉપર વાગ્યો; તેથી તે છોકરો મરણ પામ્યો તેમાં ઠરાવ્યું કે આરોપિતે તે છોકરાને જે વ્યથા કરીછે તે મહાવ્યથાના વરણન નિચે આવેછે (કા. હા. વા. ૩ ઈ. લા. પા. ૨૨૨ સરકાર વિરૂધ સહારહા)

ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવી.

૩૨૬. ૩૩૫ મી કલમમાં લખેલી બાબત શિવાય બીજી કોઈ પણ બાબતમાં, ગોળી અથવા તીર મારવાના, ભોંકી ઘાલવાનાં, અથવા કાપવાનાં, અથવા કાંઈ કાપવાનાં હથીયાર વડે, અથવા જે હથીયાર મારેથી સામાનું મોત થવાનો સંભવ હોય એવા કોઈ હથીયાર વડે, અથવા અગ્ની કે કાંઈ ગરમ કરેલા પદારથ વડે, અથવા કોઈ ઝેહેર કે ખાઈ જનાર એવા કોઈ પદારથ વડે, અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથ વડે, અથવા દમ લેવાથી, ગળી જવાથી, અથવા લોહીમાં જવાથી જે પદારથ માણસના શરીરનો નાશકારક હોય એવા કોઈ પદારથ વડે, અથવા કોઈ જાનવરની મારફતે, જે માણસ બુદ્ધિપૂરવક મહાવ્યથા કરે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—આ કામનો એક ફરિયાદી સાહુકારનો ધંધો કરતો હતો તેનું કહેવું એમછે કે આરોપિત સાથે બીજા ૫૦ કે સો માણસો હતા પરંતુ તે વેગળા હતા. હું જે ઘરમાં હતો તે ઘર આરોપિતે ફોડ્યું અને મારૂં ખત હમણાંને હમણાં આપ એમ તેણે કહ્યું અને મારાપર તેણે હલ્લાં કરી પછી આરોપિત નંબર ૨ ના એ મારૂ નાક ઝાલી રાખ્યું અને તે નંબર ૧ ના એ કાપી નાખ્યું. વળી નંબર ૨ ના એ મારી સોનાની અગુંઠીપણ કાડી લીધી. આવી હકીકતથી માજીસ્ત્રેટે આરોપિતપર કા. ૩૨૬ અને ૪૫૭ મુજબ તોહોમત મુક્યું હતું તેમાં હાઈકોરટે ઠરાવ્યું કે ફરિયાદી પાસેના ખતની ચોરી કરવા વાસ્તે ફરિયાદીને અટકાવમાં રાખ્યો અને તેનું નાક કાપ્યુ તેથી આરોપિતપર કા. ૩૨૬ અને ૪૫૭ પ્રમાણેનું તોહોમત નહિ રહેતાં કા. ૩૯૭ પ્રમાણે ખુન અથવા મહાવ્યથા કરવાની કોશીશની સાથે ડાકાઈટી કર્યાનું તોહોમત રહી શકેછે (મુ. હા. ઈ. લા. વા. ૧ પાને ૧૦ સરકાર વિ૦ ખંડેરાવ બાજીરાવ વિગેરે)

જબરાઈથી કાંઈ મીલકત કહડાવવા સારૂ અથવા કાંઈ કાયદા વિરૂધ કામ કરાવવા સારૂ બુદ્ધિપુર્વક વ્યથા કરવી.

૩૨૭. કોઈ સખ્સને વ્યથા કરીને તે સખ્સ પાસે, અથવા તેની સાથે સંબંધ રખ્ખનારા કોઈ શખ્સ પાસે જબરાઈથી કાંઈ મીલકત અથવા કીમતિ દસ્તાવેજ કહડાવવાનાં કારણસર, અથવા વ્યથા કરેલા શખ્સ પાસે, કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ શખ્સ પાસે, જબરદસ્તીથી કાંઈ કાયદા વિરૂદ્ધ કામ, અથવા જે કામ અથવા જે કામથી કાંઈ ગુનોહ કરવો સેહેલ થાય એવું કામ, કરવાના કારણ સર, જે માણસ બુદ્ધિપુરવક વ્યથા કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કાંઈ ગુનોહ કરવાના ઇરાદાથી ઝેહેર વગેરે પદારથ વડે વ્યથા કરવી.

૩૨૮. કોઈ સખ્સને વ્યથા કરવાના ઇરાદાથી, અથવા કાંઈ ગુનોહ કરવાના કે કાંઈ ગુનોહ કરવો સેહેલ કરવાના ઇરાદાથી, અથવા તેથી પોતાથી વ્યથા થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે સખ્સને કાંઈ ઝેહેર કે બેહોશ કરે કે કેફ આવે અથવા અવગુણ કરે એવું કાંઈ વસાણું અથવા બીજી વસ્તુ આપે, અથવા લેવડાવે તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—કેદીના તાડની તાડી કોઈ માણસ કેદીના વાસણમાંથી ચોરી જતો તેને પકડવાના ઇરાદાથી કેદીએ પોતાના વાસણમાં તાડી ભરી તેમાં ઝેરી પદાર્થ મુક્યો. પછી કેટલાક મોલજોરાએ તે તાડીમાંની તાડી પૈસાનો લઈ પીધાથી તેઓને વામીટ થયો તેથી કેદીપર સેશનજડજે કા. ૩૨૮ પ્રમાણે તોહોમત ઠરાવ્યું તે તોહોમત હાઈકોરટે કાયમ રાખ્યું અને કા. ૮૧ નો લાભ તેને ના મળે એમ ઠરાવ્યું (મુ. હા. વા. ૫ પાને ૫૯ સરકાર વિ૦ ધર્નીઆ દાજી)

જબરદસ્તીથી કાંઈ મીલકત કહડાવવા અથવા કાંઈ કાયદા વિરૂદ્ધ કામ કરાવવા સારૂ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવી.

૩૨૯. કોઈ સખ્સને મહાવ્યથા કરીને તે સખ્સ પાસે, અથવા તેનીસાથે સંબંધ રાખનારા કોઈ સખ્સ પાસે જબરાઈથી કાંઈ મિલકત અથવા કીમતી દસ્તાવેજ કહડાવવાનાં કારણસર અથવા મહાવ્યથા કરેલા સખ્સ પાસે, કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ સખ્સ પાસે જબરદસ્તીથી કાંઈ કાયદા વિરૂધ કામ, અથવા જે કામથી કાંઈ ગુનોહ કરવો સેહેલ થાય એવું કામ, કરાવવાનાં કારણસર, જે માણસ બુદ્ધિપુરેવક મહાવ્યથા કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઈ મીલકત પાછી અપાવવા સારૂ બુદ્ધિ પુર્વક વ્યથા કરવી.

૩૩૦ કોઈ સખ્સને વ્યથા કરીને તે સખ્સ પાસે, અથવા તે સખ્સની સાથે સંબંધ રાખનારા કોઈ સખ્સ પાસે જેથી કાંઈ ગુનોહ અથવા બદચાલ પકડાય એવી કાંઈ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાનાં કારણસર, અથવા વ્યથા કરેલા સખ્સ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ સખ્સ પાસે જબરદસ્તીથી કાંઈ મીલકત અથવા કીમતી દસતાવેજ પાછો અપાવવા અથવા અપાવાનાં કારણસર, અથવા તે કાંઈ લેહેણું કે માગણું પતાવે, અથવા

જેથી કોઈ મીલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઈ ખબર આપે, એમ કરવાનાં કારણસર, જે માણસ બુદ્ધિ પુરવક મહા વ્યથા કરે તે માણસને સાત વરસના મુદત સુધાની બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

દ્રષ્ટાંત.

(અ) ઝ ના પાસે કોઈ ગુનોહ કર્યો કબુલ કરાવવા સારૂ જો અ પોલીસ અમલદાર ઝ ને શરીર વેદના કરે, તો અ આ કલમમાં લખેલા ગુનાહનો તકશીરવાર છે એમ સમજવું

(બ) અમુક ચોરેલી મીલકત ક્યાં મુકેલી છે તે દેખાડવાને ખ લલચાય એટલા સારૂ જો અ પોલીસ અમલદાર તેને શરીર વેદના કરે તો અ આ કલમમાં લખેલા ગુનાનો તકશીરવાર છે એમ સમજવું.

(ક) ઝ ના પાસે મેહેસુલની કાંઈ બાકી લેહેણી છે તે તેના પાસે ભરાવવા ને સારૂ જો અ મેહેસુલનો અમલદાર ઝ ને શરીર વેદના કરે, તો આ કલમમાં લખેલા ગુનાહનો તકશીરવાર છે એમ સમજવું.

(ડ) એક રઈતની પાસે તેનું ગણોત ભરાવવા સારૂ જો અ જમીનદાર તેને શરીર વેદના કરે, તો અ આ કલમમાં લખેલા ગુનાહનો તકશીરવાર છે એમ સમજવું.

જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઈ મીલકત પાછી અપાવવાસારૂ બુધિ પુરવક મહા વ્યથા કરવી.

૩૩૧. કોઈ સખસને મહા વ્યથા કરીને તે સખસ પાસે, અથવા સખસની સાથે સંબંધ રાખનારા કોઈ સખસ પાસે, જેથી કોઈ ગુનોહ અથવા બદચાલ પકડાય એવી કાંઈ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાના કારણસર, અથવા મહા વ્યથા કરેલા સખસ પાસે કે તેના સાથે સંબંધ રાખનારા કોઈ સખસ પાસે જબરદસ્તીથી કાંઈ મીલકત અથવા કીમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાના કારણસર, અથવા તે કાંઈ લેહેણું કે માગણું પતાવે અથવા જેથી કાંઈ મિલકત કે કિમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઈ ખબર આપે, એમ કરવાના કારણસર, જે માણસ બુધિપુરવક મહા વ્યથા કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—આ કલમ પ્રમાણે મુકેલા તોહોમતનો ઇનસાફ થવા માટે એક જોઈંટ માજીસ્ત્રેટે આરોપિતને પકડી લાવવા હુકમ કર્યો પણ તે પકડાયો નહિ ત્યારે તેની ગેરહાજરીમાં જોઈંટ માજીસ્ત્રેટની કોરટમાં તેની ચોકશી શરૂ થઈ તેની વિરૂધ જે શાક્ષીદાર હતા તેમની શાક્ષી તેની ગેરહાજરીમાં લઈ લખી મુકી. પછી તે પકડાયો ત્યારે તે જુબાની તેની વિરૂધ દાખલ કરી ઇનસાફ માટે તેને શેશન કમીટ કર્યો. તેમાં ઠરાવ્યું કે પ્રથમ કેદીના ગેરહાજરીમાં લખેલી શાહેદી તે લોકોને આરોપિતની રૂબરૂ બોલાવી તેઓની શાક્ષી લેવા જોગ છતાં તેમ કર્યું નથી માટે આ કમીટ કરવું રદ કર્યું (કા. હા. વી. રી. વા. ૨૨ પાને ૩૩ સરકાર વિરૂધ બોચા ચોકીદાર)

કોઈ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધિપુરવક વ્યથા કરવી.

૩૩૨. કોઈ સખસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદાનો અમલ ચલાવતો હોય તેવામાં તે શખસને જે માણસ બુદ્ધિપુરવક વ્યથા કરે, અથવા તે શખસને અથવા કોઈ બીજા સરકારી નોકરને પોતાના સરકારી હોદાનો અમલ ચલાવતાં અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી, અથવા તે શખસે પોતાના

સરકારી હોદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઈ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય તેટલા વાસ્તે, જે માણસ તે શખ્સને બુદ્ધિપુરવક વ્યથા કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઈ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધિ પુરવક મહાવ્યથા કરવી.

૩૩૩. કોઈ શખ્સ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી ઓહદાનો અમલ ચલાવતો હોય તેવામાં તે શખ્સને જે માણસ બુદ્ધિપુરવક મહાવ્યથા કરે, અથવા તે શખ્સને અથવા કોઈ બીજા સરકારી નોકરને પોતાના સરકારી ઓહદાનો અમલ ચલાવતાં અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી, અથવા તે શખ્શે પોતાના સરકારી ઓહદાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઈ વસ્તુ કરી હોય અથવા કરવાનિ કોશિશ કરી હોય તેટલા વાસ્તે; જે માણસ તે શખ્સને બુદ્ધિ પુરવક મહાવ્યથા કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

ક્રોધ ઉત્પન્ન થએથી બુદ્ધિપુરવક વ્યથા કરવી.

૩૩૪. ભારે તથા આકસ્મિક ક્રોધ ચહડેથી કોઈ માણસ બુદ્ધિપુરવક વ્યથા કરે, અને તે ક્રોધ ઉત્પન્ન કરનાર સિવાય બીજા કોઈ સખ્સને વ્યથા કરવાનો તેણે ઇરાદો કરેલો ન હોય, તથા તે સિવાય બીજા કોઈ સખ્સને પોતાથી વ્યથા થવાનો સંભવ પણ તેના જાણવામાં ન હોય, તો તે માણસને એક મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—ભારે તથા આકસ્માક ક્રોધ ચહડ્યાથી કેહીએ ક્રોધ ઉત્પન્ન કરનારને વ્યથા કરી તો તેને કા. ૩૩૮ લાગેછે પણ ૩૨૪ લાગતી નથી. (મુ. હા. વા. ૧ પા. ૧૭ સરકાર વિ૦ બલાખસ.)

ક્રોધ ઉત્પન્ન થએથી મહાવ્યથા કરવી.

૩૩૫. ભારે તથા આકસ્મિક ક્રોધ ચહડેથી કોઈ માણસ બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરે, અને તે ક્રોધ ઉત્પન્ન કરનાર શિવાય બીજા કોઈ સખ્સને મહા વ્યથા કરવાનો તેણે ઇરાદો કરેલો ન હોય, તથા તે શિવાય બીજા કોઈ સખ્સને પોતાથી મહાવ્યથા થવાનો સંભવ પણ તેના જાણ્યામાં ન હોય, તો તે માણસને ચાર વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બે હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનની શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો.—એ ઉપલી બે કલમોને પણ, ૩૦૦ મી કલમના ૧ લા અપવાદને જે શરતો લાગુ પડેછે; તે શરતો લાગુ પડેછે.

ટીકા.—એક માણસના ઘરમાં તેની બઈરી સાથે બીજો સખ્શ આડી રીતે પેઠો તેથી તે બઈરીના ધણીએ તે માણસને જીવ લેનારૂ હથીયાર મારેયાથી તે ગુજરી ગયો તેથી તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત ઠરાવ્યું (કા. હા. વી. રી. વા. ૩ પાને ૫૫)

જે કામથી જીંદગી જોખમમાં આવે અથવા બીજાઓનાં શરીરના સલામતી જોખમમાં આવે તે કામને માટે શિક્ષા.

૩૩૬. જે માણસ કાંઈ કામ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી અથવા બીજા સખ્સોના શરીરની સલામતી જોખમમાં આવે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની

કેદની, અથવા બસે પચાસ રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષાકરવામાં આવશે.

ટીકા.—હોડી સારી હાલતમાં નહિ છતાં તથા તેમાં એક મીરો હોવા છતાં તે હોડીમાં આશરે સો માણસ બેસાડી કેદીઓએ હોડી ચલાવી તેથી તે ઉંધી પડી અને તેમાંથી સાત માણસ બુડી મુઆ તેથી તે કેદીઓપર આ કલમ મુજબ તોહોમત રાખેલુંપણ હાઇકોર્ટે એ તોહોમત કા. ૨૮૨ પ્રમાણે ઠરાવ્યું (મુ. હા. વા. ૧ પાને ૧૩૭ સરકાર વિરૂધ ખોડા બમાતા વિગેરે)

જીંનગી અથવા બીજા ઓના શરીરની સલામતી જોખમમાં આવે એવુંકામ કરીને વ્યથા કરવી

૩૩૭. જેથી માણસની જીંદગી અથવા બીજા શખ્સોનાં શરીરની સલામતી જોખમમાં આવે એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કાંઇ કામ કરીને જે માણસ કોઈ સખ્સને વ્યથા કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

જીંદગી અથવા બીજા ઓના શરીરના સલામતી જોખમમાં આવે એવુંકામ કરીને મહાવ્યથાયા કરવી.

૩૩૮. જેથી માણસની જીંદગી અથવા બીજા શખ્સોના શરીરના સલામતી જોખમમાં આવે એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કોઈ કામ કરીને જે માણસ કોઈ સખ્સને મહાવ્યથા કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

### ગેરવ્યાજબી અટકાવ તથા ગેરવ્યાજબી કેદ બાબત.

ગેરવ્યાજબી અટકાવ.

૩૩૯. કોઈ શખ્સનો જેણીમેર જવાનો હક હોય તેણીમેર જતો તે શખ્સ અટકે એવી રીતે જે માણસ તે શખ્સને બુધિપુરવક હરકત કરે, તે માણસે તે શખ્સને "ગેરવ્યાજબી અટકાવ" કર્યો એમ સમજવું.

અપવાદ—જમીન અથવા પાણી ઉપરથી જવા આવવાનો કાંઇ ખાનગી રસ્તો હોય અને તે રસ્તો બંધ કરવાનો મારો કાયદા મુજબ હક છે એમ જે શખ્સ શુધબુધિએ માનતો હોય તે શખ્સે તે રસ્તો બંધ કરવો એ આ કલમના અર્થ પ્રમાણેનો ગુનોહ નથી.

### દ્રષ્ટાંત.

જે રસ્તા ઉપરથી ઝ ને જવાનો હકછે એવો એક રસ્તો અ બંધ કરે; અને શુધબુધિએ અ એ પ્રમાણે માનતો ન હોય કે એ રસ્તો બંધ કરવાનો માહારો હક છે, અને તે રસ્તો બંધ થવાથી ઝ તે ઉપરથી જતો અટકે, તો અ એ ઝને ગેરવ્યાજબી અટકાવ કર્યો એમ સમજવું.

ટીકા.—કોઈ માણસને કોઈ પોલીશ અમલદારે એમ કહ્યું હોય કે જામીન આપ્યા શિવાય તને તારે ઘેર જવા દેતા નથી તો તે ઉપરથી તે અમલદાર આ કલમ પ્રમાણે ગેરવ્યાજબી અટકાવ કર્યાનો ગુનેહગાર થાયછે (કા. હા. વી. રી. વા. ૧૦ પાને ૨૦ તા. ૧૭ જુલાઈ ૧૮૬૮ શીખસરનસાહી વિરૂધ મહમદ ફાજીલખાન)

ફરિયાદીના ગાડાને અટકાવીને ખોટો.શપથ કહીને ગુનેહગારે કાંઇ રકમ જુલમથી લીધીછે સબબ તે ગુનેહગાર ગેરવ્યાજબી અટકાવ કરવાના ગુનાહનો ગુનેહગાર છે અને

ચોરીના ગુનાહની નથી (કા. હા. વા. ૧૦ પાને ૩૫ તા. ૯ સપટેંબર ૧૮૬૮ જવાહીરશા વિ૦ આંધારી ચોધરી વિગેરે)

અ એ બ ને પોતાને ઘેર બોલાવ્યો એટલા સારૂ કે ઇનસાફી કામમાં સાહેદી આપવા તે તૈયાર રહે. અ એ પોતાના ઘરમાં બ ને રોકી રાખવાને કોઈ પ્રકારની ધમકી યા શરીર શખ્તી વાપરી નહોતી પણ અ ને માઠું લગાડવાને ધાર્યું કરીને બ ને પસંદ નહિ યા તેને ડર લાગ્યો તેથી તે ત્યાંહાં રહ્યો. તેમાં ઠરાવ્યુ કે અ ની ચાલથી કાંઈ ગુનોહ થયો નથી અને ગેરવ્યાજબી અટકાવ કરવાની શાબિતી ફેરવવામાં આવી. (મુ. હા. તા. ૧૧ જાનેવારી ૧૮૭૫ સરકાર વિરૂધ લક્ષ્મણ કલ્યાણ)

ગેરવ્યાજબીકેદ. | ૩૪૦. કોઈ શખ્સ મુકરરર કરેલી ચોતરફી હદની બાહાર જતો અટકે, એવી રીતે જે માણસ તે શખ્સને ગેરવ્યાજબી અટકાવ કરે તે માણસે તે શખ્સને "ગેરવ્યાજબી કેદ" કરયો એમ સમજવું.

દૃષ્ટાંત.

(અ) એક દેવારે બાંધી લીધેલી જગામાં ઝ ને મોકલીને અ બાહારથી તાળુ મારીને ઝ ને અંદર બંધ કરે, અને તેમ કરવાથી તે હદવાળી દેવારની બહાર કોઈ પણ તરફ ઝ થી જઈ શકાય નહી, તો અ એ ઝ ને ગેરવ્યાજબી કેદ કરયો એમ સમજવું.

(બ) એક ઇમારતના દરવાજા આગળ અ બંદુકવાળા માંણસો રાખે અને ઝ ને એ પ્રમાણે કહે કે જો તું એ ઇમારતમાંથી બાહાર જવાની કોશિશ કરશે તો તને આ માણસો ગોળી મારશે તો અ એ ઝ ને ગેરવ્યાજબી કેદ કરયો એમ સમજવું.

ટીકા.—એક પોલીશસુપ્રીન્ટેંડંટે એક સખ્શને માજીસ્ટ્રેટની રૂબરૂ હાજર થવા એક પત્ર લખ્યો. અને તે રસ્તામાં કોઇની સાથે વાત ન કરે તેને સારૂ બે કાનસ્ટેબલોને મોકલ્યા તેમાં ઠરાવ્યું કે તેઓએ ગેરવ્યાજબી કેદ કરરવાનો આ કલમ પ્રમાણે ગુનોહ કર્યો (મ. હા. વા. ૨ પાને ૩૯૬ તા. ૨૭ મે સને ૧૮૬૫)

છોડવાનો હુકમ થયા પછી પોલીશઅમલદાર જરૂર કરતાં વધારે વખત કોઇને અટકાવે તો તે આ કલમ પ્રમાણે ગુનેહગાર થાયછે (મે. પૃ. ૨૮૦ તથા સ્ટા. પૃ. ૨૧૭)

ગેરવ્યાજબી અટકાવનીશિક્ષા. | ૩૪૧. જે માણસ કોઈ સખ્સને ગેરવ્યાજબી અટકાવ કરે, તે માણસને એક મહિનાની મુદત સુધાની આસન કેદની. અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—કા. ૩૩૯ નિચે ટાંકેલા ફેસલામાં કા. હા. વા. ૧૦ પાને ૩૫નો ફેસલો જવાહીરશા વિરૂધ આંધારી ચોધરી વિગેરેનો લખ્યોછે તે અહીં પણ વાંચો)

ગેરવ્યાજબી કેદની શિક્ષા. | ૩૪૨. જે માણસ કોઈ શખ્સને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—ગામડાના લોકની ઉશ્કેરણથી પોલીશઅમલદારોએ કેટલાક માણસોને પકડ્યા. પણ તેઓને દ્વેષથી પકડવામાં આવ્યા હતા એમ જણાયો તે પોલીશઅમલદાર અને ઉશ્કેરણી કરનારપર ગેરવ્યાજબી કેદ કરયાનો ગુનોહ ઠરાવ્યો (મ. હા. વા. ૫ પા. ૫૨૪)

ત્રણ અથવા વધારે દીવસ ગેરવ્યાજબીકેદનીશિક્ષા. | ૩૪૩. જે માણસ કોઈ સખ્સને ત્રણ અથવા વધારે દીવસ ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દશ અથવા વધારે દીવસ ગેરબ્યાજબી કેદની શીક્ષા.

૩૪૪. જે માણસ કોઈ શખ્સને દશ અથવા વધારે દિવસ ગેરબ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધિની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—આ કલમ પ્રમાણેના ગુનેહગારને એકલા દંડની શિક્ષા ન કરવી પણ કેદની કંઇક પણ શિક્ષા કરી પછી દંડ કરવો (મું. હા. વા. ૯ પાને ૩૯ સરકાર વિ૦ બહીરજી કળાજી)

જે શખ્સને છોડવાનો હુકમ જાહેર થયો હોય તે શખ્સને ગેરબ્યાજબી કેદમાં રાખવો.

૩૪૫. કલાણા શખ્સને છોડવાનો કાયદા મુજબ હુકમ જાહેર થઈ ચુક્યો છે એમ જાણ્યા છતાં જે માણસ તે શખ્સને ગેરબ્યાજબી કેદમાં રાખે, તે માણસને, આ કાયદાની કોઈ બીજી કલમ પ્રમાણે જેટલી મુદતની કેદને તે માણસ લાયક હોય તેથી ઉપરાંત, બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની બીજી કેદ કરવામાં આવશે.

છાની ગેરબ્યાજબી કેદ.

૩૪૬. કોઈ માણસ અગર કોઈ શખ્સને એવી રીતે ગેરબ્યાજબી કેદ કરે કે તેથી તે શખ્સની કેદની વાત તે કેદ થએલા શખ્સની સાથે સંબંધ રાખનારા કોઈ શખ્સના જાણ્યામાં, અથવા કોઈ સરકારી નોકરના જાણ્યામાં ન આવે અથવા તે કેદનું ઠેકાણું ઉપર લખેલા પ્રકારના કોઈ શખ્સ અથવા સરકારી નોકરના જાણ્યામાં ન આવે અથવા તેને જડે નહીં, એવો ઈરાદો તે કેદ કરનારા માણસના દીઠામાં આવે, તો તે માણસને, તે ગેરબ્યાજબી કેદને માટે બીજી જે કોઈ શિક્ષાને તે માણસ લાયક હોય તેથી ઉપરાંત બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની બીજી શિક્ષા કરવામાં આવશે.

જબરદસ્તીથી કાંઇ મીલકત કઢાવવાના અથવા કાંઇ કાયદા વિરૂધ કામ કરવાના કારણસર ગેરબ્યાજબી કેદ.

૩૪૭. કોઈ શખ્સને કેદ કરીને તે શખ્સ પાસે, અથવા તેની સાથે સંબંધ રાખનારા કોઈ શખ્સ પાસે જબરાઈથી કોઈ મિલકત અથવા કિમતી દસ્તાવેજ કઢાવવાના કારણસર, અથવા કેદ કરેલા શખ્સ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ શખ્સ પાસે, જબરદસ્તીથી કોઈ કાયદા વિરૂધ કામ કરાવવાના અથવા જેથી કોઈ ગુનોહ કરવો સેહેલ થાય એવી કોઈ ખબર મેળવવાના કારણસર, જે માણસ તે શખ્સને ગેરબ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી દંડને પણ લાયક થશે.

જબરદસ્તીથી કબુલાત કરાવવાના અથવા કાંઇ મીલકત પાછી અપાવવાના કારણસર ગેરબ્યાજબી કેદ.

૩૪૮. કોઈ શખ્સને કેદ કરીને તે શખ્સ પાસે, અથવા તે શખ્સની સાથે સંબંધ રાખનારા કોઈ શખ્સ પાસે, જેથી કોઈ ગુનોહ અથવા બદચાલ પકડાય એવી કોઈ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાના કારણસર, અથવા કેદ કરેલા શખ્સ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ શખ્સ પાસે, જબરદસ્તીથી કાંઇ મીલકત અથવા કિમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાના કારણસર, અથવા તે કોઈ લેણું કે માગણું પતાવે, અથવા જેથી કાંઇ મીલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કોઈ

ખબર આપે, એમ કરવાના કારણ સર જે માણસ તે શખ્સને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંનાગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—કલમ ૩૨૦ નિચે મુ. હા. વા. ૯ ને પાને ૩૪૬ નો ફેસલો સરકાર વિરૂધ નારાયણ બાબાજી વિગરેનોછે તે જુઓ.

### સાપ્રાધ બળ તથા હુમલા બાબત.

બળ. | ૩૪૯. જો એક શખ્સ કોઈ બીજા સખ્સને ગતિ આપે, તેની ગતિમાં ફેરફાર કરે, અથવા તેની ગતિ બંધ કરે, અથવા જો તે શખ્સ કાંઈ પદાર્થને એવી રીતે કાંઈ ગતિ આપે, તેની ગતિમાં ફેરફાર કરે, અથવા તેની ગતી બંધ કરે, તેથી તે પદાર્થ તે બીજા શખ્સના શરીરના કોઈ ભાગને અથવા તે બીજા શખ્સે કાંઈ વસ્તુ પેહેરી હોય અથવા તે સાથે લેઈ જતો હોય તે વસ્તુને અડકે, અથવા કાંઈ બીજી વસ્તુને અડકે એવી રીતે કે તેથી તે બીજા સખ્સના સ્પરશેંદ્રિપર અસર થાય, તો તે સખ્સે તે બીજા સખ્સપર બળ વાપર્યુ એમ સમજવું;પણ જે સખ્સ ગતિ આપતો, ગતિમાં ફેરફાર કરતો; અથવા ગતિ બંધ કરતો હોય, તેણે નિચે બતાવેલા ત્રણ પ્રકારોમાંના કોઈ પ્રકારે તે ગતિ આપવી, અથવા ગતિમાં ફેરફાર કરવો, અથવા ગતિ બંધ કરવી જોઇએ:—

પેહેલો.—પોતાના શરિરની શક્તિથી.

બીજો.—કાંઈ પદાર્થ એવી રીતે મુકવો કે પછી પોતાની તરફથી અથવા બીજા કોઈ શખ્સની તરફથી કાંઈ બીજુ કામ થયા શિવાય તે ગતિ થાય અથવા ગતિમાં ફેરફાર થાય, અથવા ગતિ બંધ થાય, એમ કાંઈ રચના કરીને.

ત્રીજો.—કાંઈ જાનવરને ગતિમાન કરીને, તેની ગતિમાં ફેરફાર કરીને, અથવા ગતિ બંધ કરીને.

સાપરાધ બળ. | ૩૫૦ જો કોઈ શખ્સ કોઈ બીજા શખ્સની રજામંદી સિવાય તે બીજા સખ્સની ઉપર હરાદાથી બળ વાપરે, અને તે કાંઈ ગુનોહ કરવા સારૂ અથવા તે બળ જે શખ્સની ઉપર વાપરે તે શખ્સને તે બળથી કાંઈ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના હરાદાથી, અથવા તેને તે બળ વાપરવાથી પોતાથી કાંઈ નુકશાન, ભય, અથવા દુઃખ થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે શખ્સે તે બીજા શખ્સની ઉપર સાપરાધ બળ વાપર્યુ એમ સમજવું.

#### દ્રષ્ટાંત.

(અ) એક નદીમાં બાંધેલી હોડીમાં ઝ બેઠો હોય, અને અ તેનાં દોરડાં છોડી નાંખે અને એ પ્રમાણે હરાદાથી તે હોડીને પ્રવાહથી ખેચાઈ જવા દે, તો એ ઠેકાણે અ એ હરાદાથી ઝ ને ગતિ આપી, અને તે પદાર્થોને એવી રીતે મુકવાથી કે પછી કોઈ શખ્સની તરફથી બીજુ કામ થયા સિવાય તે ગતિ ઉત્પન્ન થઈ માટે અ એ હરાદાથી ઝ ની ઉપર બળ વાપર્યુ એમ સમજવું; અને અગર કાંઈ ગુનોહ કરવા સારૂ અથવા ઝ ને કાંઈ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના હરાદાથી, કે એ પ્રમાણે બળ વાપરેથી કાંઈ નુકશાન, ભય, કે દુઃખ થશે એવો સંભવ જાણ્યા છતાં તેણે એ કામ ઝ ની

રજામંદી સિવાય કર્યું હોય તો **અ** એ ઝ ની ઉપર સાપ્રાધ બળ વાપર્યું **એમ સમજવું.**

(બ) ઝ એક શિગરામમાં બેશીને જાય છે, તેના ઘોડાઓને **અ** ચાબક મારીને તેની ચાલ ઉતાવળી કરે તો એ ઠેકાણે જાનવરો પાસે પોતાની ગતી બદલાવીને **અ** એ ઝ ની ગતિમાં ફેરફાર કર્યો માટે **અ** એ ઝ ની ઉપર બળ વાપર્યું એમ સમજવું; અગર ઝ ને કાંઈ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઇરાદાથી કે તેથી **અ** ને કાંઈ નુકશાન, ભય, અથવા દુઃખ થાય એવો સંભવ જાણ્યા છતાં, તેણે એ કામ ઝ ની રજામંદી સિવાય કર્યું હોય, તો **અ** એ ઝ ની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

(ક) ઝ એક પાલખીમાં બેશીને જાય છે, તેની પાસેથી અપહરણ કરવાના ઇરાદાથી **અ** દાંડો ઝાલીને તે પાલખીને અટકાવે, તો એ ઠેકાણે **અ** એ ઝ ની ગતિ બંધ કરી, અને એ તેણે પોતાના શરીરની શકિતથી કર્યું માટે **અ** એ ઝ ની ઉપર બળ વાપર્યું એમ સમજવું; અને એ પ્રમાણે **અ** એ ઇરાદાથી ઝ ની રજામંદી સીવાય તથા ગુનોહ કરવા સારૂ કર્યું માટે **અ** એ ઝ ની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

(ડ) રસ્તામાં **અ** ઇરાદાથી ઝ ને ધકો મારે, તો એ ઠેકાણે **અ** એ પોતાના શરીરની શકતિથી પોતાના શરીરને એવી રીતે ગતિ આપી કે તે ઝ ને અડક્યું માટે તેણે ઇરાદાથી ઝ ના ઉપર બળ વાપર્યું એમ સમજવું; અને અગર ઝ ને કાંઈ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઇરાદાથી, અથવા તેથી ઝ ને કાંઈ નુકશાન, ભય, કે દુઃખ થાય એવો સંભવ જાણ્યા છતાં, તેણે ઝ ની રજામંદી સિવાય એ પ્રમાણે કર્યું હોય, તો તેણે ઝ ની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

(ઇ) અ એક પથર ફેંકે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તે પથર ઝ ને અડકશે, અથવા ઝ નાં કપડાંને અડકશે, અથવા ઝ કાંઈ વસ્તુ લેઈ જાય છે તેને અડકશે, અથવા તે પથર પાણીને લાગીને તે પાણીથી ઝ નાં કપડાં અથવા ઝ કાંઈ વસ્તુ લેઈ જાય છે તે છંટાશે, તો એ ઠેકાણે, અગર તે પથર ફેંકવાથી કાંઈ પદારથ આવીને ઝ ને અથવા ઝ નાં કપડાંને અડકે તો, **અ** એ ઝ ના ઉપર બળ વાપર્યું એમ સમજવું; અને અગર ઝ ને કાંઈ નુકશાન, ભય, કે દુઃખ કરવાના ઇરાદાથી તેણે ઝ ની રજામંદી સીવાય એ પ્રમાણે કર્યું હોય, તો તેણે ઝ ની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

(ફ) **અ** ઇરાદાથી કોઇ સ્ત્રીનો બુરખો ઊંચો ખેંચે, તો એ ઠેકાણે તેણે તે સ્ત્રીની ઉપર ઇરાદાથી બળ વાપર્યું એમ સમજવું; અને અગર તે સ્ત્રીને કાંઇ, નુકશાન, ભય, કે દુઃખ કરવાના ઇરાદાથી, અથવા તેથી નુકશાન, ભય, કે દુઃખ થાય એવો સંભવ જાણીને તેણે તે સ્ત્રીની રજામંદી શીવાય એ પ્રમાણે કર્યું હોય, તો તેણે તે સ્ત્રીના ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

(ગ) ઝ નાહાવા બેઠો છે તેવામાં પોતે ઉકળતું જાણતો હોય એવું પાણી **અ** હમામખાનામાં રેડે, તો એ ઠેકાણે **અ** એ ઇરાદાથી પોતાના શરીરની શકતી વડે તે ઉકળતા પાણીને એવી ગતી આપી કે તે પાણી ઝ ને અડકે અથવા બીજા પાણીને

અડકે, અને તે એવી રીતે કે તે અડકવાથી ઝ ની સ્પરશેંદ્રીપર અસર થાયજ. માટે અ એ ઇરાદાથી ઝ ની ઉપર બળ વાપરેયું એમ સમજવું; અને અગર, ઝ ને કાંઇ નુકશાન, ભય, કે દુઃખ કરવાના ઈરાદાથી, અથવા તેથી નુકશાન, ભય, કે દુઃખ થાય એવો સંભવ જાણીને, તેણે ઝ ની રજામંદી શીવાય એ પ્રમાણે કર્યું હોય, તો અ એ ઝ ની ઉપર સાપરાધ બળ વાપરેયું એમ સમજવું.

(હ) ઝ ની રજામંદી શીવાય અ એક કુતરાને ઝ ની ઉપર કુદાવે, તો એ ઠેકાણે, અગર ઝ ને કાંઇ નુકશાન, ભય, કે દુઃખ કરવાનો અ નો ઇરાદો હોય તો, તેણે ઝ ની ઉપર સાપરાધ બળ વાપરેયું એમ સમજવું.

હુમલો. | ૩૫૧. જે માણસ કાંઇ ચાળા અથવા કાંઇ તઇયારી કરે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તે ચાળા અથવા તઇયારીથી કોઇ સખસ હાજર હોય તેને એવો ભય ઉત્પન્ન થશે કે એ ચાળા અથવા તઇયારી કરનારો માણસ મારી ઉપર હમણાં સાપરાધ બળ વાપરવાનો છે, તો તે માણસે હુમલો કર્યો એમ સમજવું.

ખુલાસો—માત્ર શબ્દોથી હુમલો થતો નથી. પણ કોઇ સખસ કાંઇ શબ્દો બોલે તે શબ્દો તેના ચાળા અથવા તઇયારીનો એવો અર્થ ઉત્પન્ન કરી શકે કે તેથી તે ચાળા અથવા તઇયારી હુમલો ગણાય.

દ્રષ્ટાંત.

(અ) અ મુઠી વાળીને જ ની તરફ ધરીને હલાવે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી જ એમ માનશે કે અ મને હમણાં મારશે, તો અ એ હુમલો કર્યો એમ સમજવું.

(બ) અ એક ભયંકર કુતરાનું મુખબંધન છોડવા માંડે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી જ એમ માનશે કે અ હમણાં તે કુતરા પાસે મને કરડાવશે; તો અ એ જ ની ઉપર હુમલો કર્યો એમ સમજવું.

(ક) અ એક લાકડી લેઇને જ ને એમ કહે કે, "હું તારી વલે કરૂં છું", તો એ ઠેકાણે અ એ વાપરેલા શબ્દો કોઈ પણ બાબતમાં હુમલો ગણાય નહી, તથા માત્ર નીચુ વળીને લાકડી લેવી એ, બીજી કાંઇ બીના શીવાય હુમલો ગણી ન શકાય એવું હોય, તોપણ તે લાકડી લેવાના ચાળાનો અરથ તે શબ્દોથી સમજાઇને તે હુમલો થઇ શકે.

ટીકા.—બીજાના અંગપર મારવા માટે લાકડી ઉગામી અને તે તેને અડકી હોય પણ જો તમામ લાકડી ન અડકી હોય તોએપણ એ કૃત્ય આ કલમ પ્રમાણે ગુનોહ થાયછે (આર્ચ. પાને ૭૩૯)

ભારે ક્રોધ ઉત્પન્ન ન કરેયા છતાં કોઇની ઉપર સાપરાધ બળ વાપરેવાની શીક્ષા. | ૩૫૨. કોઇ સખસે ભારે અથવા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન ન કરેયા છતાં, તે સખસના ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો—અગર તે ગુનોહ કરવાનાં બહાનાં દાખલ તે ક્રોધ ગુનેહગારે માગી આ-

હોલો અથવા બુદ્ધિપુરવક ઉત્પન્ન કરેલો હોય; અથવા—

અગર કાયદા મુજબ, કે સરકારી નોકરીની અખ્તીયાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે. કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થયો હોય; અથવા—

અગર આનગી બચાવનો હક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી તે કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થયો હોય, તો તે ભારે તથા આકસ્મીક ક્રોધના સબબથી આ કલમ મુજબ કોઇ ગુનાહની શિક્ષા ઓછી થશે નહી.

તે ક્રોધ એવો ભારે તથા આકસ્મીક હતો કે તેથી તે ગુનોહ ઓછો થઇ શકે, એ હકીકતની બાબત છે.

કોઇ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને સાપરાધ બળ વાપરવું.

૩૫૩. કોઇ સખ્સ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો હોય, તેવામાં, તે સખ્સની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, અથવા તે સખ્સને પોતાના સરકારી હોદાનો અમલ ચલાવતો અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી, અથવા તે સખ્સે પોતાના સરકારી હોદાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કોઇ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય તેટલા વાસ્તે, જે માણસ તે સખ્સની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇ સ્ત્રીની લાજ લેવાના ઇરાદાથી તેની ઉપર હુમલો અથવા સાપરાધ બળ.

૩૫૪. કોઇ સ્ત્રીની લાજ લેવાના ઇરાદાથી, અથવા પોતે તેમ કરવાથી તેની લાજ જવાનો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે સ્ત્રીની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—એક સ્ત્રીની સભ્યતા ઉપર ઇરાદા પુરવક હુમલો કર્યાના ગુનાહનો કેદીને ગુનેહગાર ઠરાવ્યો પણ એ ગુનોહ કા. ૩૭૬ અને ૫૧૧ પ્રમાણે બળાત્કારે સ્ત્રીસંભોગ કરવાને કોશિશ કર્યાનો ગણી સબોરડીનેટ માજીસ્ટ્રેટે કરેલો ઠરાવ જીલ્લામાજીસ્ટ્રેટે રદ કર્યો તેમાં ઠરાવ્યું કે ક્રી. પ્રો. કા. ૨૮૪ પ્રમાણે જીલ્લામાજીસ્ટ્રેટને તેવો અધિકાર નથી (મુ.હા. વા. ૧૧ પા. ૨૩૪ સરકાર વિરૂધ તુકારામ રાઘો)

કોઇ વૈદ દરદી સ્ત્રીને વગર જરૂરીઆત દરદ પારખવાને બાને નાગી કરે અને તે કપડાં વૈદ પોતાને હાથે ઉતારેતો તે વૈદ સાપ્રાધબળનો ગુનેહગાર ગણાય (આર્ચ. પૃ. ૭૧૬)

ભારે ક્રોધ ન ઉતપન્ન કરવા છતાં કોઇ સખ્સને બેઆબરૂ કરવાના ઇરાદાથી હુમલો અથવાસાપરાધબળ.

૩૫૫. કોઇ શખ્સે ભારે તથા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન ન કર્યા છતાં, જે શખ્સને બેઆબરૂ કરવાના ઇરાદાથી જે માણસ તે શખ્સની ઉપર હુમલો કરે, અથવા સાપરાધ બળ વાપરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઇ શખ્સે કાંઇ વસ્તુ

૩૫૬. કોઇ શખ્સે કાંઇ વસ્તુ પેહેરી હોય અથવા તે

લેઇ જતો હોય તે વસ્તુની ચોરી કરવાની કોશીશકરવામાં હુમલો અથવા સાપરાધ બળ.

લેઇ જતો હોય, તેની ચોરી કરવાની કોશીશ કરવામાં તે શખ્સની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઇ શખ્સને ગેરવ્યાજબી કેદ કરવાની કોશીશમાં હુમલો અથવા સાપરાધ બળ.

૩૫૭. કોઈ શખ્સને ગેરવ્યાજબી કેદ કરવાની કોશિશ કરવામાં જે માણસ તે શખ્સની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઇએ ભારે તથા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન કરેયા પરથી તેની ઉપર હુમલો કરવો અથવા સાપરાધ બળ વાપરવું.

૩૫૮. કોઈ શખ્સે ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન કરેયા પરથી જે માણસ તે શખ્સની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા બસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો—૩૫૨ માં કલમનો જે ખુલાસો લખેલો છે તે આ છેલ્લી કલમને પણ લાગુ પડે છે.

### મનુષ્યહરણ, મનુષ્યનયન, ગુલામો તથા વેઠ બાબત.

મનુષ્ય હરણ.

૩૫૯. મનુષ્ય હરણ બે પ્રકારનું છે, એક બ્રિટિશઇંડિયામાંથી અને બીજુ કાયદેસર વાલીના હવાલામાંથી.

બ્રિટિશઇંડિયામાંથી મનુષ્ય હરણ.

૩૬૦. જે માણસ કોઇ શખ્સની રજામંદી શિવાય અથવા તે સખ્સની વતી રજામંદી આપવાનો જેનો કાયદા મુજબ અખત્યાર હોય એવા કોઇ શખ્સની રજામંદી શીવાય, બ્રિટિશઇંડિયાની હદની બાહાર લઈ જાય, તે માણસે બ્રિટિશઇંડિયામાંથી તે શખ્સનુ હરણ કર્યું એમ સમજવું.

કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્ય હરણ.

૩૬૧. ચૌદ વરસથી ઓછી ઉમરના કોઈ છોકરાને, અથવા સોળ વરસથી ઓછી ઉમરની કોઈ છોકરીને, અથવા કોઇ દીવાના સખ્સને, તે બાળક અથવા દીવાના શખ્સના કાયદેસર વાલીના હવાલામાંથી, તે વાલીની રજામંદી શીવાય, જે માણસ લઇ જાય અથવા ફોસલાવીને તેડી જાય, તેણે તે બાળક અથવા તે સખ્સનુ કાયદેસર વાલીના હવાલામાંથી હરણ કર્યું એમ સમજવું.

ખુલાસો—આ કલમ મધ્યે "કાયદેસર વાલી" એ શબ્દો લખ્યા છે તે શબ્દો મધ્યે તે બાળક અથવા તે બીજા સખ્સને રાખવાનું અથવા તેની સંભાળ કરવાનું કામ કાયદા મુજબ જે શખ્સને સોંપ્યું હોય એવા કોઇ પણ સખ્સનો સમાવેશ થાય છે.

અપવાદ:—કોઇ શખ્સ શુદ્ધબુદ્ધિએ એમ માનતો હોય કે લગ્ન સંબંધ વિના ઉત્પન્ન થએલા ફલાણા બચ્ચાનો હું બાપ છું, અથવા શુદ્ધબુદ્ધિએ એમ માનતો હોય કે તે બચ્ચાંને કાયદેસર હવાલામાં રાખવાનો મારો હક છે, અને તે સખ્સ અગર કાંઇ અનાતીનાં અ-

થવા કાયદા વિરૂધ કારણસર એવું કામ ન કરે, તો તેના કામને આ કલમ લાગુ પડતી નથી.

ટીકા.—આ કલમ અને ૩૬૩ પ્રમાણે તોહોમત શાબિત થવાને ગુનેહગાર તે છોકરાને કાયદેશર વાલીપણામાંથી લઈ ગયો કીંવા ફોસલાવીને લઈ ગયો એવું શાબિત થવું જોઇયે, પણ આ કામમાં તેમ શાબિત ન થયાથી કેદીને છોડી દીધો (કા. હા. વા. ૧૦ પાને ૩૩ સરકાર વિ૦ નીલામ્બી બીગેરે તા. ૩ સપટેમ્બર ૧૮૯૮

એક અલ્પવયની દશવરશની છોકરી પોતાના ધણી અને સાસુ પાસે રહેતી. તેને એક દિવસે કાંઈ છાણાં વિણીને વેચવા માટે તેઓએ મોકલી. ઘેર પાછી આવતી વખતે આરોપિતે તે છોકરીને પોતાને ઘેર બેસાડી મુકી અને પોતાની સાથે તેને બીજે ઠેકાણે લઈ જવાના હેતુએ તેને તે લઈ ગયો. તેમાં ઠરાવ્યું કે

દશવરસની છોકરીનું કોઈ પાલણ કરનારો છે કે નહિ એની ચોકશી કરયા શિવાય તેને તેના પાલણ કરનારના કબજામાંથી લેવી એ કૃત્ય તેણે પોતાપર જવાબદારી લીધા બરાબર છે અને એટલા વાસ્તે તેના પરીણામથી તેનો છુટકો થનાર નથી. દશ વરસની છોકરી એ પોતાના પાલણ કરનારના તાબામાં છે એમ પ્રથમ દરજે સમજવું જોઇએ. અને તેની યોગ્ય રીતે પરવાનગી લીધા શિવાય જો કોઈ તેને લેઈ જાય તો તે કૃત્ય ગુન્હો થશે. એવા પ્રકારનું અલ્પ વયનું છોકરૂ એ પાલણ કરનારના તાબામાં છે એટલી વાત કલમ ૩૬૧ માં કહેલો ગુન્હો થવાને બસ છે. ( મુ. હા. ઇ. લા. વા. ૩ પાને. ૧૭૮ સરકાર વિરૂદ્ધ ઉમસાહબજી).

મનુષ્ય હરણ કર્યાનો ગુન્હો એ કાયદા પ્રમાણે પોત પોતામાં માંડી વાળવા જોગ છે. કાઢી લીધા છતાં તેનું ફળ આરોપિતે અપરાધ કર્યો નથી એવું છે (કા. હા. વી. રી. વા. ૨૨ પાને ૨૯ સરકાર વિરૂદ્ધ ગોપી મોહન મીત્ર) એ પ્રમાણે ફેસલો છે પણ હાલ નવા ક્રી. પ્રો. કો. થી આ ગુન્હો માંડીવાળી શકાય નહી.

સગીર છોકરાના કાયદેસર પાલણ કરનારના તાબામાંથી સગીરને લેઈ જવાની ક્રીયા ચાલુ હોય ત્યાંહાં સુધી ચોરી લેવાના અપરાધને સાબીત કરવામાં આવે છે ( મ. હા. ઇ. લા. વા. ૧ પાનું. ૧૭૩ ).

કોઈ છોકરીને સમજાવી ફોસલાવી ન હોય તેમ લલચાવી પણ ન હોય તે છતાં પોતાને બાપને ઘેરથી તોહોમતવાળાને ઘેર ગઈ તો તેથી આ કલમ પ્રમાણે તોહોમત નથી ઠરતું. આર્ચ પાને. ૭૫૮ છોકરીના માબાપને કાંઈ ખોટી હકીકત કહી યા કપટ કરીને તેની છોકરી પોતાને આપે એમ સમજાવે અને માબાપ ભોળપણાથી આપે પણ પાછળથી છોકરીને લઈ જવા તેમ કર્યું એમ જણાય તો તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય. તેમજ માબાપ છોકરીને લઈ જવા પ્રથમ રજા આપી પાછળથી ના પાડે અને લઈ જાય તો આ કલમ પ્રમાણે ગુનો થાય. તોહોમતદારે નીસરણી મુકયાથી કોઈ છોકરી ઉતરીને પોતાના બાપને ઘેરથી જાય તેવી વખતે આ કલમ પ્રમાણે ગુન્હો થાય (આર્ચ પાને, ૭૫૯–૬૦).

એક છોકરીનો વિવાહ એક ઠેકાણે કરયો હોય પણ પછી તે વિવાહ તોડી તેનો બાપ બીજે ઠેકાણે પરણાવવા ઇછે અને તે છોકરીને પ્રથમનો વિવાહવાળો ધણી લઈ જાય તો તે માણસ આ કલમ પ્રમાણે ગુનેગાર થાય. તેમજ જાહેર રસ્તામાંથી રમનાર છોકરાને લઈ લેવામાં આવે તો તે કાયદેસર વાલીના કબજામાંથી લીધું એમ ગણી આ કલમ પ્રમાણે તોહોમત આવે. (ઈ. ડા. પ્ર. ૩૫૭ ).

મનુષ્ય નયન. | ૩૬૨. કોઈ શખ્સને કોઈ જગેથી જવાને જે માણસ બળથી જરૂર પાડે, અથવા કાંઈ ફરેબી ઇલાજોથી લલચાવે તે માણસને તે શખ્સનું નયન કરયું એમ સમજવું.

મનુષ્ય હરણની સાજા. | ૩૬૩. જે માણસ બ્રિટિશઇંડિયામાંથી, અથવા કાયદેસર વાલીના હવાલામાંથી, કોઈ શખ્સનું હરણ કરે, તે માણસને સાત વરસની મુદત

સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—દેશી રાજ્યની પ્રજાએ બ્રિટિશઈંડિયામાં મનુષ્ય હરણનો ગુન્હો કરવાથી તેનો ઇનસાફ બ્રિટિશ કોરટ કરી શકે તોપણ મનુષ્ય હરણ થએલા માણસને બ્રિટિશ ઇંડિયા બહાર મારવામાં આવે તો તેનાપરનો ઇનસાફ કરવાને આ કોરટને અધિકાર નથી (કા. હા. વા. ૧ પાને ૮૯).

કલમ ૩૬૧ નિચે આપેલા ફેસલા પણ વાંચો.

આ કલમમાં "કાયદેસર વાલી" એવા શબ્દ લખ્યાછે તેનો અર્થ નાનાં છોકરાં જેની સંભાળ તળે રહેતા હોય તે સખસ (ઈં. ડા. પ્ર. ૩૫૮).

**ખુન કરવા માટે મનુષ્ય હરણ અથવા મનુષ્ય નયન.**

૩૬૪. કોઈ શખ્સનું ખુન કરવામાં આવે એટલા માટે અથવા પોતાનુ ખુન થવાના જોખમમાં તે સખસ આવે એવી રીતે તેનો વગ કરવામાં આવે એટલા માટે જે માણસ તે સખસનું હરણ અથવા નયન કરે, તે માણસને જીવતાં સુધી સંમુદ્રપારના અથવા દસ વરસની મુદત સુધીની સખ્ત કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

દૃષ્ટાંત.

(અ) અ બ્રિટિશ ઇંડિયામાંથી ઝ નું હરણ કરે. એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે એક મુરતીને ઝ નો ભોગ આપવામાં આવે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સમજવું.

(બ) બ નું ખુન કરવામાં આવે એટલા માટે બ ને તેને ઘેરથી અ બળથી અથવા ફોસલાવીને લઈ જાય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સમજવું.

**કોઈ સખ્સને છાની રીતે ગેરવ્યાજબી કેદ કરવાના ઇરાદાથી તેનું હરણ અથવા નયન કરવુ.**

૩૬૫. કોઈ સખ્સને છાની રીતે, ગેરવ્યાજબી કેદ કરવાના ઇરાદાથી જે માણસ તે શખ્સનું હરણ અથવા નયન કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**કોઈ સ્ત્રીના જુલમથી લગ્ન કરાવવા વગેરે કારણ સારૂ તે સ્ત્રીનું હરણ અથવા નયન.**

૩૬૬. કોઈ સ્ત્રીને, તે સ્ત્રીની મરજી નહી છતાં કોઈ પુરૂષની સાથે જુલમથી પરણાવવામાં આવે એવા ઇરાદાથી, અથવા જુલમથી પરણાવવામાં આવશે એવો સંભવ છે એમ જાણીને, અથવા જુલમથી કે ફોસલાવીને તે સ્ત્રીની જોડે જારકર્મ કરવામાં આવે એટલા માટે અથવા જુલમથી કે ફોસલાવીને તેની જોડે જારકર્મ કરવામાં આવશે એવો સંભવછે, એમ જાણીને, જે માણસ તે સ્ત્રીનું હરણ અથવા નયન કરે, તે માણસને દશ વરસની મુદતસુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—સ્ત્રીને લેતી વખતે તેનો લગ્ન કરવાનો કીંવા વ્યભીચાર કરવાનો ઇરાદો ન છતાં તેને લઈ ગયા. પછી જબરાઇએ કીંવા ફોસલાવી તેની સાથે લગ્ન કીંવા વ્યભિચાર કરવાનો જે કામમાં દાખલો દેખાય તેને આ કલમ લાગુ પડે છે (મે. પ્ર. ૨૫૪).

**કોઇ સખ્સને મહાવ્યથા થાય, તેને ગુલામ કરવામાં આવે, વં**

૩૬૭. કોઈ શખ્સને મહાવ્યથા કરવામાં આવે અથવા તેને ગુલામ કરવામાં આવે, અથવા તેની ઊપર કોઈ શખ્સની સૃષ્ટિક્રમ વિરુદ્ધ મૈથુનેચ્છા પુરણ થાય, એટલાં માટે, અથવા તેની ઊપર એ પ્રમાણે

ગેરે કારણસર તેનું હરણ અથવા નયન કરવું.

ગુજરવાના જોખમમાં તે આવે એવી રીતે તેનો વગ કરવામાં આવે એટલા માટે, અથવા તે શખ્સની ઉપર એ પ્રમાણે ગુજરશે, અથવા તેનો એ પ્રમાણે વગ કરવામાં આવશે, એવો સંભવ છે એમ જાણીને, જે માણસ તે સખ્સનું હરણ અથવા નયન કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

હરણ થએલા શખ્સને ગેરવ્યાજબી રીતે સંતાડવો અથવા કેદમાં રાખવો.

૩૬૮. કુલાણા સખ્સનું હરણ અથવા નયન થએલું છે એમ જાણ્યા છતાં જે માણસ તે શખ્સને ગેરવ્યાજબી રીતે સંતાડે અથવા કેદ કરે, તે માણસને, જે ઇરાદા કે જ્ઞાનથી, અથવા જે કારણસર તે માણસ તે શખ્સને સંતાડે અથવા કેદમાં રાખે તેજ ઇરાદા કે જ્ઞાનથી, અથવા તેજ કારણસર જાણે તે માણસે તે શખ્સનું હરણ અથવા નયન કર્યું હોય, એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

દશ વરસથી ઓછી ઉમરના કોઈ બચ્ચાંના શરીર પરથી જંગમ મીલકત ચોરવાના ઇરાદાથી તે બચ્ચાનું હરણ અથવા નયન કરવું.

૩૬૯. દશ વરસથી ઓછી ઉમરનાં કોઈ બચ્ચાંના શરીર-પરથી કાંઈ જંગમ મિલકત બદદાનતથી લેવાના ઇરાદાથી, જે માણસ તે બચ્ચાંનું હરણ અથવા નયન કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની, એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ શખ્સને ગુલામ દાખલ વેચવો અથવા આપવો.

૩૭૦. કોઈ શખ્સને ગુલામ દાખલ જે માણસ આ દેશમાં લાવે અથવા આ દેશમાંથી બાહાર મોકલે, અથવા ખરીદે, અથવા ખરીદ કરે, અથવા વેચે, અથવા કોઇને આપે, અથવા તે શખ્સની મરજી નહી છતાં તેને ગુલામ દાખલ કબુલ કરે, લે, અથવા રાખે તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

નીત્ય ગુલામનો વેપાર કરવો.

૩૭૧. જે માણસ નિત્ય ગુલામોને આ દેશમાં લાવે અથવા આ દેશમાંથી બાહાર મોકલે, અથવા ખરીદે, અથવા ખરીદ કરે, અથવા વેચે, અથવા તેઓનો વેપાર ધંધો કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જારકરમને માટે કોઈ બાળકને વેચવું વગેરે.

૩૭૨. સોળ વરસથી ઓછી ઉમરનું કોઈ બાળક જારકરમનાં કારણસર અથવા કાંઇ કાયદા વિરૂધ તથા અનીતીનાં કારણસર, રાખવામાં કે વાપરવામાં આવે એવા ઇરાદાથી, અથવા તે બાળક તેવા કાંઇ કારણસર રાખવામાં કે વાપરવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે બાળકને વેચે, અથવા ભાડે આપે, અથવા બીજી રીતે કોઇને આપે, તે માણસને દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—સોળ વરસથી કમી ઉમરની નાની વૈયની છોકરીને સંસ્કાર કરી દેવની ચાકરી કરવા માટે દેવને અર્પણ કરી છે. અને દેવને અરપણ કરી એટલે તેનું ફરી લગ્ન થવાનું નહી તેથી આવી રીતે આપેલી છોકરી તેના જીવતા સુધી ઘણું કરીને કીસબણનો ધંધો ચલાવશે એમ સાબિત થયું છે તો તે આપનાર આ કલમ પ્રમાણે ગુન્હેગાર છે. (મુ.હા. વા. ૬ પાને ૬૦ સરકાર વિરૂધ જયલી ભાવિણ).

આ કલમ પ્રમાણે અપરાધ થવાને સગીર છોકરાપરનો નિબંધ કીંવા તેનો કબજો બીજાને આપવો એવા પ્રકારે તેની એકાદી વ્યવસ્થા કરવી જોઈએ એમ નથી. (મ. હા. ક્રિ. લા. વા. ૧ પાને ૧૬૪ સરકાર વિ૦ અરૂણ મેલમ).

જાર કરમને માટે કોઈ બાળકને ખરીદ કરવું.

૩૭૩. સોળ વરસથી ઓછી ઉમરનું કોઈ બાળક જારકરમનાં કારણુસર, અથવા કાંઈ કાયદા વિરૂધ તથા અનીતીનાં કારણસર, રાખવામાં કે વાપરવામાં આવે, એવા ઇરાદાથી, . અથવા તે બાળક તેવાં કાંઈ કારણસર રાખવામાં કે વાપરવામાં આવશે, એવો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે બાળકને ખરીદ કરે, ભાડે લે અથવા બીજી રીતે પોતાના કબજામાં લે, તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કાયદા વિરૂધ જબરાઈથી મજુરી કરાવવી.

૩૭૪. કોઈ શખ્સની મરજી નહી છતાં જે માણસ તેની પાસે કાયદા વિરૂધ જબરાઈથી મજુરી કરાવે, તે માણસને એક વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

## બળાત્કાર સંભોગ બાબત.

બળાત્કાર સંભોગ.

૩૭૫. નીચે બાતલ કરેલી બાબત શિવાય બીજી સઘળી બાબતમાં, જે પુરૂષ નીચે બ્યાન કરેલી પાંચ હાલતોમાંની કોઈ પણ હાલતમાં કોઈ સ્ત્રીની સાથે સંગ કરે, તેણે બળાત્કાર સંભોગ કરયો એમ સમજવું.

પેહેલી—તે સ્ત્રીની મરજી નહી છતાં.

બીજી—તે સ્ત્રીની રજામંદી વગર.

ત્રીજી—તે સ્ત્રીને મોતનો અથવા બ્યથાનો ભય ઉત્પન્ન કરીને તેની રજામંદી લીધી હોય તો તે રજામંદી છતાં પણ.

ચોથી—તે પુરૂષ એમ જાણતો હોય કે હું એ સ્ત્રીનો વર નથી, અને તે સ્ત્રી જે બીજા પુરૂષની સાથે કાયદા મુજબ પરણેલી છે અથવા પોતાને પરણેલી માને છે તે પુરૂષ હું છું એમ માનીને તેણે પોતાની રજામંદી આપી છે, તો તે રજામંદી છતાં પણ.

પાંચમી—તે સ્ત્રી દસ વરસથી ઓછી ઉમરની હોય તો, પછી તેની રજામંદી હોય કે નહી તો પણ.

ખુલાસો—બળાત્કાર સંભોગના ગુનાહમાં જે સંગ થવો જરૂર છે તેમાં પ્રવેશ થયો તો બસ છે.

અપવાદ—કોઈ પુરૂષ પોતાની વહુની સાથે સંગ કરે, અને તે સ્ત્રી દસ વરસથી ઓ

છી ઉમરની નહી હોય, તો તે બળાત્કાર સંભોગ નહી ગણાય.

ટીકા.—કોઈ સ્ત્રી ઉપર બળજબરીથી હુમલો કરવાથી બળાત્કાર સ્ત્રી સંભોગ કરવાને કોશીશ કરવાનો ગુન્હો થતો નથી પણ જો કોરટની ખાત્રી થાય કે તોહોમતવાળા સખસનો સામા તરફથી સખ્ત બળ વાપર્યા છતાં ગમે તેમ કરી પોતાની ઈચ્છાને પૂર્ણ કરવાનો દૃઢ વિચાર હતો તો તે ગુન્હાનું તોહોમત મુકી શકાય. (મુ. હા. ઈ. લા. વા. ५ પાને ४०३ સરકાર વિરૂધ શંકર ).

કેફ કરેલાથી કીંવા ગાંડપણથી કરેલું કૃત્ય ક્યા પ્રકારનું છે એ જાણવાનું જ્ઞાન ન હોય તેથી તે કૃત્યને સંમતી આપવાને સ્ત્રી અસમર્થ હોય તો ગુન્હો પુરો થાય છે. તેમજ કરેલું કૃત્ય તેની સંમતી વિગર થયું હોય તો તેણે અગાઉ સંમતી આપી હોત યા કૃત્ય થયા પછી દુખ થવાના ભયથી અડચણ કરાય તેમ ન હોય એ સમય જોઈ સંમતી આપી હોય તો તે માનવું નહી (ક. હા. વી. રી. વા. १ પાનું. १२१).

જબરીના સંભોગના ઘણા કેસોપરથી એમ દેખાય છે કે એવા કામમાં ફરીયાદીની પોતાની સાક્ષી મુદ્દાના પુરાવાની છે તેથી જે વખતે તેના પુરાવથી એ સાબિત થાય નહી યા સ્ત્રી અજ્ઞાન હોવાથી કીંવા બહેરી યા બોબડી હોવાથી તેને સોગન અપાઈ શકાતા ન હોય તેની શાહેદી લેવાય નહી અને બીજો પુરાવો અપાય તેમ ન હોય તો આરોપિતને છોડી દેવો (મે. પ્ર. २५८ ).

ફરિયાદીની શાહેદીપર અવિશ્વાસ નહી રાખતાં તેની સાહેદી સાવધપણે લેવી એ જો કે સુગમ છે તોપણ તે રદ કરવાનું કામ કઠણ છે એવા કામમાં તેણે આપેલી સાહેદી ને મજબૂતી માટે વ્યભિચાર થયો કીંવા નહી એ વિશેનો અપ્રત્યક્ષ પુરાવો શો છે એ પ્રથમ જોવું જોઈએ. એ મુદ્દાપર સ્ત્રીના શરીરના કોઈ ભાગ વેદ્દે તપાસ્યા પછી તેની જુબાની લેવી એ મુદ્દાનું છે. પણ એવા પુરાવો હીંદુસ્થાનમાં ઘણું કરીને અગ્રાહ્ય છે. બીજુ જોવાનું એ છે કે વ્યભિચાર તેની મરજી વિરૂધ થયો છે કીંવા નહી, અને તે સમજવા માટે તે વિશે તેનું અને આરોપિતનું બોલવું જે જગે તે થયું તે જગો. તેને મદદ મળી હતી કીંવા નહી, બીજા લોકો કેટલા અંતરે જતા હતા, તેને હાક મારી હતી કે નહી. કૃત્ય થયા પછીની તેની વર્તણુક અને તેની મુદ્રા, એ સર્વ વાત વિશે વિચાર કરવો જોઈએ (આર્ચ. પ્ર. ६१० ).

સ્ત્રીએ સંમતી આપી હતી એમ સાબિત થયાથી જબરાઈના સંભોગના તોહોમતમાંથી આરોપિતને મુક્ત કર્યો હોય તો પછી તેનાપર છીનાળાનું તોહોમત ઠરાવવામાં આવતું નથી (મા. ડા. પ્ર. १२३).

બળાતકાર સંભોગના કામમાં નુકશાન થએલા પક્ષકારની લૌકીક સ્થીતીપર વિચાર કરી શિક્ષા નહી કરતાં તોહોમતના કર્મો જાસ્તીપણાના આધારપર, ગુન્હેગારના આચરણપર, અને સ્ત્રીના નિરાશ્રીતપણાપર વિચાર કરી શિક્ષા કરવી જોઈએ (કા. હા. વી. રી. વા. ५ પાને ५९ સરકાર વિરૂધ જનતા હાનોશીઓ)

સ્ત્રીની ઉમર દશ વર્ષ કરતાં જાસ્તી છતાં તેની સાથે તેના ધણીએ જબરાઈથી સંભોગ કરેલો હોય તો તેથી તેનો ધણી ગુન્હેગાર નથી પરંતુ તે પોતાની બઈરી સાથે ઉભો રહી બીજા પાસે જબરાઈથી સંભોગ કરાવવા મદદ કરે તો તેનો ધણી મદદગારીનો ગુન્હેગાર થાય છે (આર્ચ પ્ર. २३५ સરકાર વિ० એલડરસો).

સ્ત્રી પુરૂષ સાથે રકઝક થતાં સ્ત્રીને હા પાડવી પડયાથી સંભોગ કરવાને હા પાડી હોય તો એ પણ પુરૂષ બળાત્કાર સંભોગનો ગુન્હેગાર થાય છે. (કા. હા. વી. રી. વા. १ પાને. २ ).

સ્ત્રી ઉંઘમાં હોય તે વખતે સંભોગ કરવો તથા પ્રથમ હા પાડી હોય પણ સંભોગ કરવા જતી વખતે ના પાડે તો તેથી પણ આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે (આર્ચ. પ્ર. ७६३-६४).

બળાત્કાર સંભોગની શીક્ષા. | ૩૭૬. જે માણસ બળાત્કાર સંભોગ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

### સૃષ્ટીક્રમ વિરૂદ્ધ ગુન્હાઓ બાબત.

સૃષ્ટીક્રમ વીરૂધ ગુનાહ. | ૩૭૭. જે માણસ બુદ્ધિપુરવક કોઈ પુરૂષ, સ્ત્રી, અથવા જાનવર સાથે સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મઈથુન કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—આ કલમમાં બ્યાન કરેલા ગુનાહમાં જે મઈથુન થવું જરૂર છે તેમાં પ્રવેશ થયો, તો બસ છે.

ટીકા.—જે ગુન્હા બદલ જન્મ પર્યંત કાળા પાણીની કીંવા અમુક વરસ સુધી કેદની શિક્ષા કરી હોય તે ગુન્હા બદલ જન્મ પર્યંત કાળા પાણીની શિક્ષા નહીં કરતાં કમી મુદત સુધી કાળા પાણીની શિક્ષા આપવી એમ થાય તો તે મુદત તે ગુન્હા બદલ કેદની શિક્ષા આપવા બદલ જેટલી મુદત હોય તે મુદતથી જાસ્તી થઈ શકે નહી પરંતુ કલમ ૩૭૭ પ્રમાણે જે કેદની શિક્ષાની મુદત છે તે ૧૦વરસની છે સબબ એ ૧૪ વરસની કાળાપાણીની શિક્ષા જે સેશન જડજે કરી હતી તે રદ કરી (અ. હા. ઈ. લા. વા. ૧ પાને ૪૩ સરકારવિ.નેપાપા).



## બાબ ૧૭ મો.

### મિલકત વિરૂદ્ધ ગુન્હાઓ બાબત, ચોરી બાબત.

ચોરી. | ૩૭૮. જે માણસ, કોઈ સખસના કબજામાંથી તે સખસની રજામંદી શીવાય કાંઈ જંગમ મીલકત બદદાનતથી લેવાનો ઈરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મીલકતને ખશેડે, તે માણસે ચોરી કરી એમ સમજવું.

ખુલાસો ૧ લો—કાંઈ વસ્તુ જ્યાં સુધી જમીનમાં ચોટેલી હોય ત્યાં સુધી તે જંગમ મીલકત નથી. માટે તેની ચોરી થઈ શકે નહી; પણ જમીનથી તે જુદી પાડવામાં આવે કે પછી તેની ચોરી થઈ શકે.

ખુલાસો ૨ જો—જે કામથી જુદુ પાડવું થાય તેજ કામથી જે ખશેડવું થાય તે ખશેડવું ચોરી થઈ શકે.

ખુલાસો ૩ જો—કોઈ સખસ ખરેખર કાંઈ વસ્તુને ખશેડે ત્યારે અને તેમજ તેનું ચલન થવામાં અટકાવ કરનારી કોઈ અડચણ દુર કરે, અથવા તે વસ્તુને કાંઈ બીજી વસ્તુથી જુદી પાડે, ત્યારે પણ તે સખસે તે વસ્તુ ખશેડી એમ સમજવું.

ખુલાસો ૪ થો—કોઈ સખસ કોઈ પણ ઉપાયથી કોઈ જનાવરને ગતીમાન કરે, તો તેણે તે જાનવર ખશેડયું, તથા તે જાનવરને ગતિ થવાથી તે જાનવરે જે જે વસ્તુ ખશેડી હોય; તે તે વસ્તુ ખશેડી એમ સમજવું.

ખુલાસો ૫ મો—ઉપલાં લક્ષણમાં રજામંદી લખી છે તે સાફ રજામંદી હોય કે અર-

થાંત સમજાય એવી રજામંદી હોય, અને તે કબજેદાર સખસ, અથવા તે કારણસર જેને સાફ કે અરથાંત સમજાય એવો અખતિયાર હોય તેવો કોઈ પણ સખસ, આપી શકે.

દૃષ્ટાંત.

(અ) ઝ ની જમીનપરનું એક ઝાડ, ઝ ના કબજામાંથી બદદાનતથી લેઈ જવાના ઇરાદાથી, ઝ ની રજામંદી સીવાય, અ કાપી નાખે, તો એ ઠેકાણે તે પ્રમાણે લેઈ જવા સારૂ અ એ તે ઝાડ જુદું પાડ્યું કે તેણે ચોરી કરી એમ સમજવું.

(બ) કુતરાઓને લલચાવવાની કાંઇ વસ્તુ અ પોતાના ખીસામાં રાખે અને તેથી ઝ ના કુતરાને તેની પાછળ ચાલ્યો જવાને લલચાવે, તો એ ઠેકાણે, અગર અ નો ઇરાદો તે કુતરાને ઝ ના કબજામાંથી ઝ ની રજામંદી સિવાય બદદાનતથી લઇ જવાનો હોય તો,ઝ ના કુતરાએ અ ની પાછળ ચાલવા માંડ્યું કે અ એ ચોરી કરી એમ સમજવું.

(ક) એક બળદને નગદી ભરેલી એક પેટી લઈ જતો જોઈને, તે નગદી બદદાનતથી લેવા સારૂ તે બળદને એક તરફજો અ હાંકી જાય, તો તે બળદે ચાલવો માંડ્યું કે અ એ તે નગદીના ચોરી કરી એમ સમજવું.

(ડ) અ ઝ નો ચાકર છે, તેને ઝ એ પોતાની રૂપાની તબકડીઓ રાખવાને સોંપી છે તે તબકડીઓ લેઇને, ઝ ની રજામંદી શીવાય, જો તે બદદાનતથી નાશી જાય, તો અ એ ચોરી કરી એમ સમજવું.

(ઈ) ઝ એક મુસાફરી પર જાય છે, તે એક વખારવાળા અ ને પોતાની રૂપાની તબકડીઓ સોંપે અને એમ કહે કે, હું પાછો આવું ત્યાં સુધી એ તમે રાખજો. અ કોઇ ચોકશીને ઘેર જઇને તે તબકડીઓ વેચે, તો એ ઠેકાણે, તે તબકડીઓ ઝ ના કબજામાં નહી હતી માટે તે ઝ ના કબજામાંથી લઈ શકાય નહી, અને, અગર અ એ સાપરાધ વીશ્વાસઘાત કરેચો હોય તો પણ, અ એ કાંઇ ચોરી કરી એમ સમજવું નહી.

(ફ) જે ઘરમાં ઝ રેહે છે તે ઘરમાં એક મેજપર ઝ ની એક વીંટી પડેલી અ જોય, તો એ ઠેકાણે તે વીંટી ઝ ના કબજામાં છે, અને જો અ બદદાનતથી તે ખશેડે, તો અ એ ચોરી એમ સમજવું.

(ગ) એક ધોરી રસ્તાપર કોઈ સખસના કબજામાં નહી એવી એક વીંટી પડેલી અ જોય, તો તે વીંટી લેવાથી, અગર અ તે મિલકતના સાપરાધ ખોટા ઉપયોગનો ગુનેહગાર થાય તોપણ અ એ કાંઇ ચોરી કરી એમ સમજવું નહી.

(હ) ઝ ના ઘરમાં ઝ ની એક વીંટી એક મેજપર પડેલી અ જોય, અને, તજવીજ થઇને પકડવાના ભયથી તુરત તે વીંટીનો ખોટો ઉપયોગ કરવાની હીમત નહી ચાલેથી તે એક એવી જગે તે વીંટી સંતાડે કે ત્યાંહાંથી કોઇ પણ વખતે તે ઝ ને પાછી જડવાનો ઘણો અસંભવ હોય, અને તે વેળાએ તેનો ઇરાદો એવો હોય કે એ વીંટીનું ખોવાઇ જવું સઉ ભુલી જશે ત્યારે એ સંતાડેલ ઠેકાણેથી તે વીંટી કહાડીને હું વેચીશ; તો એ ઠેકાણે તે વીંટી પેહેલી ખસેડતી વેળાએજ અ એ ચોરી કરી એમ સમજવું.

(ઈ) ઝ ઘડીઆળીને અ પોતાનું ઘડીઆળ ઠીક કરવા સારૂ આપે. ઝ તે પોતાની દુકાને

લઇ જાય. પછી અ ની પાસે તે ઘડીઆળનું કાંઇ એવું લહેણું નથી કે તેના અવેજમાં તે ઘડીઆળ કાયદા મુજબ અટકાવી શકે. એમ છતાં અ ખુલ્લી રીતે દુકાનમાં પેસીને ઝ ના હાથમાંથી બળથી પોતાનું ઘડીઆળ છીનવી લઇને તે લઇ જાય, તો એ ઠેકાણે અ એ સાપ્રાધ પ્રવેશ તથા હુમલો કર્યો હોય તોપણ, અ એ ચોરી કરી એમ સમજવું નહી, કેમકે તેણે જે કીધુ તે બદદાનતથી કીધુ નથી.

(જ) અગર તે ઘડીઆળ સમરામણીના કાંઇ પઇસા ઝ ના અ ની પાસે લેહેણા હોય, અને તે લેહેણાના અવેજમાં અગર ઝ તે ઘડીઆળ કાયદા મુજબ અટકાવી રાખે અને પછી ઝ ને પોતાના લેહેણાના અવેજમાં રેહેલી મીલકતથી રેહીત કરવાના ઇરાદાથી અ તે ઘડીઆળ ઝ ના કબજામાંથી લઇ લે, તો તેણે ચોરી કરી એમ સમજવું. કેમકે તેણે ઘડીઆળ બદદાનતથી લીધુ.

(ટ) વળી અગર અ એ પોતાનું ઘડીઆળ ઝ ને ઘરેણે આપ્યું હોય અ હોય અને પછી જ ની રજામંદી સિવાય, તથા જ ની પાસેથી તે ઘડીઆળ ઉપર કરજે લીધેલા રૂપીઆ પાછા ન આપ્યા છતાં, તે તે ઘડીઆળ જ ના કબજામાંથી લેઇ લે, તો. તે ઘડીઆળ તેની પોતાની મીલકત છે ખરી તો પણ, તેણે ચોરી કરી એમ સમજવું કેમકે તેણે બદદાનતથી લીધું.

(લ) અ જ ના કબજામાંથી જ ની રજામંદી શીવાય જ ની કાંઇ વસ્તુ લે, એવા ઇરાદાથી કે તે વસ્તુ પાછી આપવાના બદલામાં જ કાંઇ પઇસા આપે ત્યાં સુધી તે રાખવી, તો એ ઠેકાણે અ એ તે વસ્તુ બદદાનતથી લીધી માટે તેણે ચોરી કરી એમ સમજવું

(મ) અ જ નો દોસ્તદાર છે. તે જ નહી છતાં જ ના કીતાબખાનામાં જાય, અને માત્ર વાંચવા સારૂ, તથા પાછી આપવાના વીચારથી જ એ સાફ રજામંદી આપ્યા સિવાય, કાંઇ ચોપડી તેમાંથી લઇ જાય, તો એ ઠેકાણે જ ની ચોપડી વાપરવા એવી અરથાંત સમજાય એવી મને જ ની રેજામંદી છે, એમ અ ના મનમાં હોય એવો સંભવ છે. જો એ પ્રમાણે અ ના મનમાં હોય, તો તેણે ચોરી કરી એમ સમજવું નહી.

(ન) અ ઝ ની સ્ત્રી પાસે ભીખ માગે, અને તે સ્ત્રી અ ને કાંઇ પઇસા, ખાવાનું, તથા કપડાં આપે, અને તે સઘળુ તેના વર ઝ નું છે એમ અ જાણતો હોય, તો એ ઠેકાણે અ ની સ્ત્રીને ભીખ આપવાનો અખતિયાર છે એમ અ ના મનમાં હોવ એવો સંભવ છે, જો એ પ્રમાણે અ ના મનમાં હોય, તો તેણે ચોરી કરી એમ સમજવું નહી.

(ઓ) અ ઝ ની સ્ત્રીનો યાર છે. તે સ્ત્રી અ ને કાંઇ કિમતી મિલકત આપે, અને તે મિલકત તેના વર ઝ ની છે, તથા તે એવી છે કે જે આપવાનો ઝ એ તેને અખત્યાર આપેલો નથી, એમ અ જાણતો હોય તો, અગર અ તે મીલકત બદદાનતથી લે તો, તેણે ચોરી કરી એમ સમજવું.

(પ) કાંઇ મિલકત ઝ ની હોય તે મીલકત માહારી પોતાની છે એમ શુદ્ધબુદ્ધિએ માનીને અ તે મીલકત બ ના કબજામાંથી લઇ લે, તો, એ ઠેકાણે અ એ તે બદદાનતથી લીધી નથી માટે, તેણે ચોરી કરી એમ સમજવું નહી.

**ટીકા.**—પરવાનગી શિવાય સરકારી જમીનમાંના ઝાડમાંથી કેટલાંક ડાળાં કાપી લઈ ગયો તેથી તેના પર કલમ ૩૭૯ તથા ૪૨૫ મુજબ તોહોમત રાખેલું તેમાં ઠરાવ્યું કે ચોરી કરતાં અગાઉ નુકશાન થએલું છે અને જ્યાંહાં સુધી જમીનમાંથી ઝાડાં જુદાં પડ્યાં નથી ત્યાંહાં સુધી પી. કો. કા. ૩૭૮ ના પહેલા ખુલાસા મુજબ ચોરીનો ગુન્હો થતો નથી. (મુ. હા. વા. ૨ પાને ૩૯૨ સરકાર વિરૂધ નારાયણ કીષ્ણા વિગેરે.)

સરકારી જમીનના એક ભાગમાંના ઝાડની ત્રણ પાઈની કીમતની શીંગો તોડી તેમાં ચોરીનું તોહોમત રાખેલું પણ ઠરાવ્યું કે જે સરકારી જમીનના ઝાડની શીંગો તોડી છે તેનો ઉપયોગ કરતા નથી તેમાં સરકારને તેની કીમત કાંઈ નથી તેથી આ કામનો કલમ ૯૫માં સમાસ કરી તોહોમત રદ કર્યું. (મુ. હા. વા. ૫ પાને ૩૫ સરકારવિ. કાશીયા કાવજીવીગેરે.)

સદરહુ કલમમાં કહેલો ગુન્હો થવાને સારૂ ચોરી કરવાના ઈરાદાથી કોઈ માણસના સંમતી શિવાય તેના તાબામાંની મિલકત બદદયાનતથી લેવાનો ઈરાદો હતો એટલું બતાવવું બસ છે તેથી જો કોઈનાપર તે પ્રમાણે સાબિત થાય તો તેમ કરવાનો તેનો ઈરાદો થોડીવખત સુધીનો હોય તો પણ તે ગુન્હો થયો એમ થાય છે. વળી જે વસ્તુ લીધી તે સંમતી શિવાય લીધી એવું સાબિત કર્યું તો પછી તે વસ્તુ તેના ધણીની સંમતી વિરૂધ લીધીએમ સાબિત કરવાની જરૂર નથી. (મે. પ્ર. ૨૬૨–૨૬૩.)

જંગલી જનાવર ચોરયા છતાં તે ચોરીનો ગુન્હો થતો નથી કેમકે તે કોઈના તાબામાં નથી. (આર્ચ. પ્ર. ૩૫૧,)

આ કલમ પ્રમાણે ગુનોહ થવાને જે વસ્તુ ખશેડવી તે બદદયાનતથી ખશેડવી જોઈયે માટે જો કોઈએ ભુલથી કોઈ વસ્તુ ખશેડી યા લીધી હોય, કીવા તે લેવાનો પોતાનો હક હતો એમ સ્પષ્ટ જણાયાથી લીધી હોય તો પછી તે હક ગમે તેટલો ગેર સમજુતીનો હોય, અથવા માલીકે ગર્ભીત સંમતી આપ્યાથી લીધા હોય તો તેની બાબતમાં ચોરીનો ગુન્હો થતો નથી. (મે. પ્ર. ૨૬૩.)

પોતાને જેટલું મળવું યોગ્ય છે તે કરતાં જ્યાદે લેવાનો પોતાનો હકછે એમ સમજી પ્રમાણીકપણે કોઈ કાંઈ લેતો તે ગુનેહ ચોરીનો અગર જબરાઈથી લીધાનો થતો નથી (કા. હા. વી. રી. વા. ૧૦ પાને. ૧)

ફરિયાદીના ગાડાને અટકાવીને ખોટો શબબ કહીને ગુનેહગારે કાંઈ રકમ જુલમથી લીધી તેથી તે ગુનેહગાર ગેરવ્યાજબી અટકાવ કરવાનો ગુનેહગાર થાયછે પણ ચોરીનો ગુનેહગાર થતો નથી (કા. હા. વી. રી. વા. ૧૦ પાને ૩૫)

ચોરીના શિક્ષા. | ૩૭૯. જે માણસ ચોરી કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવાં એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા—જે વસ્તુ ચોરાય તે માલીકના અગર જેના કબજામાં હતી તેના કબજામાંથી લીધેલી જોઈયે તેથી જો કોઈનો મુએલો બળદ દાટી આવ્યા પછી ત્યાંહાંથી તોહોમતવાળા ખોદી લાવ્યા હોય તો પછી તે ખોદી લાવનાર આ કલમનો ગુનેહગાર નથી (મ. હા. વા. ૪ પાને ૩૦)

એક સખસે દારૂ પીધાથી તેને નિશો ચડ્યો તે વખતે તેનાં કપડાં બીજા એ કોઈ ચોરી ન જાય એ હેતુથી લીધાં અને પછી નિશો ઉતરે પાછાં આપ્યાં તો તેમાં તેની બદદયાનત ન હોવાથી તે આ કલમ પ્રમાણે ગુનેહગાર નથી (મ. હા. પૃ. ૧૬૮)

કેદીને કા. ૩૭૯ પ્રમાણેના તોહોમત બદલ ફરસ્ટકલાસ માજીસ્ટ્રેટે પંદરમાસની કેદની શિક્ષા કરેલી પણ અપીલમાં શેશનજડજે તે શિક્ષા કમી કરી રૂ૫૦) ના દંડની અને તે ન આપેતો નવમાસ કેદની શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે જો કેદીને માજીસ્ટ્રેટે દંડની શિક્ષા કરી હોત તો દંડ બદલની કેદ છમાસ કરતાં વધારે કરી શકત નહિ તો શેશનજડજ પણ તે શિક્ષા

વધારે કરી શકે નહિ (મુ. હા. વા. ૧ પા. ૧૭૯ સરકાર વિરૂદ્ધ હરીબીન વિઠોજી)

કેદીપર ચોરી કર્યાનાં ત્રણ તોહોમતમાંથી એને માટે તા. ૨૦ સપટેમ્બર ૧૮૬૬ ને રોજ શાબિતી થયાથી શિક્ષા કરી. બીજુ તોહોમત તા. ૨૧ સપટેમ્બર ૧૮૬૬ ને રોજ શાબિત થયાથી કેદીને આ કલમ પ્રમાણે કેદની અને સને ૧૮૬૪ ના આક્ટ ૬ પ્રમાણે ફટકાની શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે સને ૧૮૬૪ના આક્ટ ૬ પ્રમાણે તેજ આક્ટની કલમ ૨ માં કહેલા ગુનાહ બદલ પીનલકોડ પ્રમાણે શિક્ષા થયા શિવાય ફટકાની શિક્ષાનો હુકમ કરવાને કાયદાથી અધિકાર નથી. એકવાર જે ગુનાહ બદલ શાબિતી થઇ હોય તેજ ગુનોહ ફરી તે કેદી કરે તેનેજ માત્ર એવા પ્રકારની શિક્ષા આપવાનો અધિકારછે તેથી આ કામની ફટકાની શિક્ષા રદ કરી (મુ. હા. વા. ૩ પાને ૩૮ સરકાર વિરૂદ્ધ સુર્યાબીન કાણા)

કેદણ એક મુસલમાનની સ્ત્રી હતી તેણીએ તેના ધણીના કબજામાંની કેટલીક કીમતની મિલકત બદદયાનતથી લીધી તેમાં ઠરાવ્યું કે મુસલમાનમાં લગ્ન થએલી સ્ત્રીપર તેણે પોતાના ધણીની મિલકતની ચોરી કર્યાનું અથવા ચોરી કરવામાં મદદ કર્યાનું તોહોમત મુકવાને હરકત નથી તેથી આ કામમાં કા. ૩૭૯ મુજબ તોહોમત રાખ્યુ (મુ. હા. વા. ૬ પાને ૯ સરકાર વિ૦ બતાબાઇ શેખહુસેન મામલની સ્ત્રી)

કેદણે પોતાના ધણીના કબજામાંની પણ પોતાના સ્ત્રીધનની મિલકત તેના ધણીની ગેરહાજરીમાં લીધાથી તેનાપર ચોરીનું તોહોમત રાખેલું તેમાં ઠરાવ્યું કે હિંદુસ્તાનના આ ભાગમાં સ્ત્રીધન ઉપર સ્ત્રીના પુરણ માલીકીછે તેથી કેદણપર ચોરીનું તોહોમત રહી શકતુ નથી અને જે હકીકતથી ચોરી કરનાર ગુનેહગાર નથી તો તેમાં સામેલ થનારપણ ગુનેહગાર નથી. (મુ. હા. વા. ૮ પાને ૧૧ સરકાર વિરૂદ્ધ લખ્મીબાઇ અને નાથા કલ્યાણ.)

જે માણસ કોઇ મિલકત કાંઇ હક કરી લે અને તે હક ગમે તેવા કાચા પાયાનો હોય તો પણ તે ચોરી ઠરતી નથી (કા. હા. વી. ૭ પાને ૫૭ સરકાર વિ૦ રામચરનસીંગ.)

ઝાડ કાપ્યાં અને તે લઇ ગયો ન હોય તો પણ તે ચોરીનો ગુનોહ થાય છે (મ. હા. વા. ૫ પાને ૩૬)

આરોપિતપર કા. ૩૭૯ અને ૫૧૧ પ્રમાણે ચોરી કરવાની કોશેશ કર્યાનો ગુનોહ શાબિત ઠરાવી તે પ્રથમ સાતવખત ચોરીના ગુનેહગાર ઠરેલો હોવાથી તેને કા. ૭૫ પ્રમાણે દસવરશના દેશનિકાલની શિક્ષા કરેલી તેમાં ઠરાવ્યું કે પી. કો ના બાબ ૧૨ યા ૧૭ પ્રમાણે જે ગુનોહ ત્રણ યા વધારે વરસના કેદની શિક્ષાને પાત્રછે તેવો કોઇ ગુનોહ કરવાને કોશેશ કર્યાનો ગુનોહ કોઇ શખશપર શાબિત થયો હોય તોએપણ તે શખશ પી. કો. કા. ૭૫ માં ફરમાવેલા વધારે શિક્ષાને પાત્ર નથી(મુ.હા ઈ. લા.વા.૫ પાને૧૪૦સરકારવિરૂદ્ધ નાનારહીમા)

આરોપિતે ચોરીનો ગુનોહ કર્યા બાબત પોલીશનો રીપોર્ટ આવ્યો તેથી એક થર્ડક્લાસ માજીસ્ટ્રેટે તે બાબત કામ ચલાવી તેનાપર ગુનોહ શાબિત ઠરાવ્યો પણ પોલીશના રિપોર્ટ ઉપરથી થર્ડક્લાસ માજીસ્ટ્રેટને કામ ચલાવવાનો અધિકાર નથી એવી શંકા થયાથી ઠરાવ્યું કે સને ૧૮૭૨ ના ૧૦ ની કા. ૧૨૩ પ્રમાણે પોલીશથાણુ સ્વાધીન હોય તેવા અમલદારે જે આરોપિતને મોકલ્યોછે તેણે કરેલો અપરાધ જામીન લેવા જોગ હોય તો તેની ચોકશી કરવાનો ત્રીજાવર્ગના માજીસ્ટ્રેટને અધિકારછે.(મુ. હા.વા.૧૦પાને૭૦સરકારવિરૂદ્ધ લાલા શંભુ)

સમુદ્રના પાણીથી તેની મેળે ઉત્પન્ન થતુ મીઠું કોઇએ લેવું નહિ તેને માટે કસ્ટમખાતાના અમલદારની દેખરેખ હતી છતાં તેમાંથી આરોપિત એક મણ મીઠું લાવ્યો તેમાં ઠરાવ્યું કે મીઠુ કાયદેસર ઉપયોગમાં આવેછે તેથી તેમાંથી મીઠુ ગેરકાયદેસર રીતે લઇ જનાર ચોરીનો ગુનેહગાર થાયછે (મુ. હા. વા. ૧૦ પાને ૭૮ સરકાર વિરૂધ માનસંગ ભાવસંગ)

તકરારી હકદાવો કહી મિલકત ખસેડવામાં આવી હોય તો તે દાવાને બાજબી આધાર નહિ હોય તોપણ તે મિલકતનું ખસેડવું એ ચોરી થતી નથી (મુ.હા. તા.૧૯ સપટેમ્બર ૧૮૬૯ સરકાર વિરૂદ્ધ ભીકાજી કાશીનાથ.)

"કીમતી દસ્તાવેજો" એ જંગમ મિલકતછે અને તે ચોરીમાં જાય તો તે ચોરીનો ગુનોહ થાય (મું. હા. તા. ૮ ડીસેમ્બર ૧૮૭૦ સરકાર વિરૂધ કાશીરાજ મારતંડો વિગેરે)

આગળનો કાયદેસર કામગીરી ઉપરથી જપતીમાં જે માલ તે કાયદેશર કામગીરી અન્વયે પકડીને લઇ જવા એ ગેરસીરસ્તે પ્રકારનું કામ હોય તોએપણ તેના ઉપરથી ચોરી થતી નથી. (મું. હા. તા. ૧૫ અકટોબર ૧૮૭૩ સરકાર વિ૦ મગનીરામ વચરાજ)

તોહોમતદારે એક બારવરસની અંદરના છોકરાને લલચાવી દુર લઇ જઇ તેના અંગ ઉપરથી દાગીના કાડી લીધા તેથી તેનાપર ચોરી કરવાના ઇરાદાથી હરણ કરવાનો તથા ચોરીનો ગુનોહ એ રીતે બે ગુનાહ શાબિત કરી પહેલી બાબત વિશે કેદનો અને બીજી બાબત વિશે ફટકાની શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે કેદની તથા ફટકાની બેવડી શિક્ષા ક્રી. પ્રો. કા. ૪૫૪ મુજબ ગેરકાયદેસરછે. (મુ. હા. તા. ૨ મે ૧૮૭૮ સરકાર વિરૂદ્ધ દાદા પરસરામ)

જંગલખાતાનો ઇન્સ્પેક્ટર એ સરકારી નોકરછે. એટલા માટે તેની પાસે જે લાકડાંનો કબજોછે તે ખુદ સરકારનોછે એમ સમજવું જોઇએ અને એટલા માટે તે લાકડાં બદલ જે ફી આપવી જરૂરછે તે ફી નહિ આપતાં પ્રત્યક્ષ તે ઇન્સ્પેકટરની સંમતી લઇને તે લાકડાં કોઇ લેઇ ગયુ હોય અને તેવી સંમતી આપવાનો તે ઇન્સ્પેકટરને અધિકાર ન હોય કીંવા તેણે તે સંમતી કપટે આપી હોય તો તે કરવું પી. કો. કા. ૩૭૮ પ્રમાણે ચોરીનો ગુનોહ થાયછે (મુ. હા. ઈ. લા. વા. ૧ પાને ૬૧૦ સરકાર વિરૂદ્ધ હણમંતા.)

ફરિયાદી એક સાર્વજનિક તળાવપર નાહાતો હતો ત્યારે તેણે પોતાના ગળાની સાંકળી પાળપર મુકી અને પછી ઘેર જતાં તે લેવાનિ વીસરી ગયો. પણ ઘેર ગયા પછી તેને યાદગાર આવ્યાથી તે લેવા આવ્યો ત્યારે પાળપર સાંકળી ન હોવાથી તેને તોહોમત વાળાપર શક ગયો. તોહોમતવાળો બહેરો અને મુંગો હતો તેથી પોલીશ સીપાઇએ તેને સમજાવ્યો એટલે રાખોડીના ઢગલામાંથી એ સાંકળી તેણે કાડી આપી તે કામમાં ઠરાવ્યું કે આરોપિત એ બહેરો અને મુગો માણસછે અને તેણે તે દાગીનો ચળકતો હોવાના કારણે સંતાડ્યો તેથી તેવા માણસપર ચોરીનું તોહોમત રાખવું વાજબી નથી (કા. હા. વી. રી. વા. ૨૨ પાને ૩૫ દ્વારકાંનાથ હાલદાર વિરૂદ્ધ નોદરચંદર કામતે)

ચોરી બદલના કામમાં ચોરાયેલા માલની ખરી કીમ્મત શીછે તે ઠરાવવું જોઇએ (કા. હા. વી. રી. વા. ૨૦ પાને ૧૭ સરકાર વિરૂદ્ધ અબિત પરિદ વિગેરે)

આરોપિતપર તટ્ટુ ચોરાયાનો આરોપ હતો તેમાં તેનાપર તે આરોપ શાબિત કરી તેને ૩૨૫) દંડ કરી દંડની રકમ વસુલ થયે ફરિયાદીને આપવા હુકમ કર્યો તેમાં ઠરાવ્યુ કે દંડની રકમ ફરિયાદીને આપી શકાતી નથી (કા. હા. વા. ૨૦ પા. ૩૮ નો બોકીસ્ટો આચારજી વિરૂદ્ધ લાલચંદ શેખ)

શેઠના નોકરની સંમતીથી એક માણસે ચોરી કરી. નોકરે શેઠને એમ કહ્યું હતું કે ચોર ચોરી કરવા આવશે અને મેં તેને કહેલુંછે પણ એવા ઇરાદાથી કે ચોર પકડાય તે કામમાં ઠરાવ્યું કે એ મિલકત માલીકની સંમતીથી ખસેડી માટે તેનાપર ચોરીનો ગુનોહ ઠરે નહિપણ નોકર ચોરીને માટે મદદ કરયાનો ગુનેહગાર થાયછે (કા. હા. ઇ. લા. વા. ૪ પાને ૩૬૬ સરકાર વિરૂદ્ધ ત્રૈલોખનાથ ચૌધરી વિગેરે)

આરોપિતે પર મુલકમાં ચોરી કરી અને બ્રિટિશ મુલકમાંના જીલ્લામાં તેને માલ સુધાં પકડ્યો તેમાં ઠરાવ્યું કે ક્રી. પ્રો. કા. ૬૭ ઉપરથી તે જીલ્લાની કોરટને ચોરીના ગુનાહ બદલ તે માણસની ચોકશી કરવાનો અધિકાર નથી (મ૦ હા. ઇ. લા. વા. ૧ પાને ૧૭૧ સરકાર વિરૂદ્ધ આદિ વિગરુ)

કેટલાક ભાગીદારનો એક નોકર હોય અને તે નોકરના કબજામાંથી ભાગીદારોની મિલકત તે ભાગીદારમાંનો કોઇ એકાદ લેતો તેથી લેનાર ચોરીનો ગુનેહગાર ઠરતો નથી કેમકે સરવે ભાગીદારનો તે નોકર તેથી નોકરના કબજામાંની મિલકત પોતાની ગણાય (બે. લા. રી. વા. ૧૩ પા. ૬૧૦ સરકાર વિ૦ અલાબક્ષ.)

એક હીંદુના મનમાં પોતાના કુટુંબમાંથી જુદો થવાનો ભાવ હતો તેથી તે પરદેશ ગયો અને ત્યાંહાં જાશુ ત્રીશ વરસ રહ્યો ત્યાંહાંથી કમાઇ કેટલાક સેકડા રૂપીયા અને જંગમ મિલકત મેળવી પોતાને ગામ આવ્યો અને પોતાના કુટુંબમાં રહેવા લાગ્યો તો પણ પોતાની મિલકત જુદી છે એમ તે સમજતો હતો તે મિલકતમાંથી કાંઇ તેના ભાઇયે ચોરી, તેમાં તેનાપર ચોરીની ફરીયાદ થઇ તેમાં ઠરાવ્યું કે જો કે તે ભાઇઓ એકત્ર રહેછે તો પણ ત્રીશ વરસ જુદા રહી તેણે તે મિલકત મેળવી તો તે તેની આગવી છે માટે ભાઇપર ચોરીનું તોહોમત રહી શકે છે ( અલ્હા. હા. ઇ. લા. વા. ૩ પાને ૧૮૧ સરકાર વિ૦ સીતારામ રાય.)

એક દાવાનો વિશય પંચ પાસે મોકલ્યો અને ત્યાંહાં પંચની જોડે મુકેલો દસ્તાવેજ આરોપિતે લીધો, પછી નાસી ગયો અને ફરી હાજર કરવા ના પાડી તો તેથી તેનાપર ચોરીનું તોહોમત રહી શકતુ નથી પણ તેનાપરથી. ક્રી. કા. ૨૦૪ મુજબ તોહોમત રહી શકે છે. (મ. હા. ઇ. લા. વા. ૩ પા. ૩૬૧ સરકાર વિ. સુબમનીયા મનાપતી.)

નદીમાં કીંવા ખાડીમાં એકાદ ઠેકાણે માછલાં પકડવાં એ કૃત્યથી ચોરી થતી નથી (મ. હા. ઇ. લા. વા. ૫ પા. ૩૯૦ સરકાર વિ. રેવુ પુથકુ.)

રેહેવાનાં ઘર વગેરેમાંથી ચોરી કરવી.

૩૮૦ જે ઇમારત, તંબુ, અથવા વહાણ માણસના રેહેવામાં આવતું હોય અથવા જેમાં કાંઇ મિલકત રાખવામાં આવતી હોય, એવી કોઇ ઇમારત, તંબુ, અથવા વહાણમાંથી જે માણસ ચોરી કરે, તેને સાત વરસની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—એક સગીર વયના કેદીપર આ કલમ મુજબ તોહોમત સાબેત ઠર્યાથી તેને એક ફુલપાવર માજીસ્ત્રેટે સુધારાના ઘરમાં એક વરસ કેદ રહેવાની શિક્ષા કરી પણ પછી તે માજીસ્ત્રેટને એમ માલુમ પડયું કે સુધારાના ઘરમાં રાખવાનો હુકમ હજીસુધી સરકારથી અમિલે નથી તેથી તેણે પોતાનો અગાઉનો શિક્ષાનો હુકમ ફેરવી સાધારણ જેલમાં બે માસ આસાન કેદ રહેવાની શિક્ષા કરી તેમાં ઠરાવ્યુ કે એકવાર કેદીને જે શિક્ષાનો હુકમ કર્યો હોય તેમાં ફેરફાર કરવાનો કોઇપણ ફુલપાવર માજીસ્ત્રેટને અખત્યાર નથી ફકત તેવો અખત્યાર હાઇકોરટને છે. ( મુ. હા. વા. ૧ પા. ૩ સરકારકાર વિરૂધ તુકોયા ગાનજી.)

એકજ વખત કરેલા ગુનાહ બદલ કા. ૩૮૦ અને ૪૫૭ મુજબ બે જુદાં જુદાં તોહોમત રાખેલાં તેમાં ઠરાવ્યું કે બેઉ કલમો મુજબનો ગુનોહ એકજ વખતે કર્યોછે તેથી આ કામને પી. કો. કા. ૭૧ લાગુ પડે છે તેથી એક ગુનાહ બદલની બે વરસની માજીસ્ત્રેટની શિક્ષા બાહાલ રાખી બીજા તોહોમત બદલ રદ કરી. (મુ. હા. વા. ૧ પા. ૮૭ સરકાર વિરૂધ. અરજુન.)

એક ઇમારતના એક ભાગમાંથી આરોપિતે બે જુદા જુદા સખસોની મિલકતની ચોરી કરી હોય તો તે આરોપિતે બે ચોરીઓ ગણી તે બદલ જુદી જુદી શિક્ષા ન થાય પણ તે એકજ તોહોમત ગણાય (કા. હા. વી. વા. ૧૧ પા. ૩૮.)

છાપરાપર સુકવેલાં લુગડાંની ચોરી કરવી એ રહેવાના ઘરમાંની ચોરી નથી પણ ફકત ચોરી છે (સ્ટા. પ્ર. ૨૪૮.)

આરોપિતે આ કલમ મુજબ ગુનોહ કરેલો પણ તેણે પ્રથમ તે વખત સતરમા બાબમાં કહેલા ગુનાહ કર્યાથી કા. ૭૫ ના આધારે તેને ચોદ વરશની સમુદ્રપારની શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે જે ગુનાહ પીનલકોડ પહેલાં કરેલા છે તેને કા. ૭૫ લાગતી નથી માટે આ કલમના ગુનાહનીજ શિક્ષા કરી (મુ. હા. વા. ૪ પા. ૧૧ સરકાર વિ. કુશાબનએશુ.)

આ કલમ મુજબ તોહોમત સાબેત થયુ અને પ્રથમ કા. ૩૭૯ મુજબ તોહોમત સા-

બિત થઇ શિક્ષા થઇ હતી તેથી હાલનાં ગુનાહ બદલ ફટકાની શિક્ષા કરી પણ આ કલમની અને કા. ૩૭૯ નો ગુનોહ જુદો છે માટે ફટકાની શિક્ષા થાય નહી તેથી રદ કરી (મુ. હા. વા. ૭ પા. ૬૮ સરકાર વિ. આગીવાસમીપા.)

પોલીસ કાનસ્ટેબલો તેમને સોંપેલા ઘરમાંથી ચોરી કરે તો તેથી તેઓપર આ કલમ મુજબનું તોહોમત ઠરે (કા. હા. વી રી. વા. ૩ પા. ૨૯.)

કોઇને વ્યથા કરવાની યા કોઇનાપર હુમલો કરવાની, યા તેવાં બીજાં કૃત્ય કરવાની તૈયારી કરી રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કર્યાથી ગુનેહગારપર પી. કો. કા. ૪૫૮ અને ૪૫૯ મુજબ તોહોમત મુક્યાં. આવીરીતે તોહોમત મુક્યા છતાં તેનાપર પી. કો. ક. ૩૮૦ મુજબ ચોરીનું તોહોમત ઠરાવવાનો ડેપ્યુટી માજીસ્ત્રેટને અધિકાર નથી તેણે પ્રથમના તોહોમત ઉપરથી કામ કમીટ કરવું જોઇતું હતું સબબ કે. માજીસ્ત્રેટનો હુકમ રદ કરી કાયદા પ્રમાણે ચોકસી થવા કામ મોકલ્યું (કા. હા. વી. રી. વા. ૯ પાન ૫ સરકાર વિ. ભતુડોમી.)

ઢોરાં બાંધવા માટે છાયાનું છાપરૂ બાંધ્યું હોય તો તે આ કલમ પ્રમાણે માલ રાખવાની જગા છે. (સ્ટા. પ. ૨૮૮.)

આરોપિતે ફરિયાદીના રહેવાના ઘરમાં પ્રવેશ કરી તે ના, ના કહે તો પણ તેની રૂબરૂ કેટલીક મિલકત તે બદદયાનતથી લઇ ગયો તેમાં ઠરવ્યું કે પી. કો. કા. ૩૮૦ પ્રમાણે ગુનોહ થાય છે તે કલમ પ્રમાણે હોમવૃધી કરનારી બાબતો આવી છે કે રહેવાનું ઘર યા ઇમારત કે જેનો ઉપયોગ મિલકત રાખવા સારૂ કરવામાં આવે છે તેમાં પ્રવેશ કરવો એ છે એમ પ્રવેશ કર્યાથી ધણી ઘરમાં છે માટે સાપરાધપણામાં કાંઇ કમીપણું થતું નથી (મુ. હા. તા. ૭ સપટેમબર ૧૮૭૧ સરકાર વિ. કાસીરામ બાડૂસેઠ.)

ચોરી કરવાને ઇરાદે રાત્રે ઘર ફોડવું અને ચોરી કરવી એવા બે ગુનાહની સાબેતી એકજ કામમાં થઇ તો તે અપરાધ બદલ એકજ શિક્ષા આપી તો પણ ચીંતા નથી; પરંતુ તે શિક્ષા તે પૈકીમાં જે ભારે ગુનોહ હોય તેને માટે કાયદામાં જે શિક્ષા ફરમાવી હોય તે શિક્ષાથી જાસ્તી ન કરવી; કીંવા તે પૈકી પ્રત્યેક ગુનાહ બદલ જુદી જુદી શિક્ષા આપવી અને તે જુદી જુદી શિક્ષા પણ તેમાંના જાસ્તી ગુનાહ બદલ કાયદામાં ફરમાવેલી શિક્ષા કરતાં વધવી ન જોઇએ (મુ. હા. ક્રી. લા. વા. ૧ પા. ૨૧૪ સરકાર વિ. તુકયા બીન તમણા.)

એકજ વ્યવહારના કામમાં એકજ હેતુ પારપાડવા માટે આરોપિતે કેટલાંક કૃત્ય કર્યાં હોય અને તેમાંના પ્રત્યેક કૃત્ય ઉપરથી જે જુદા જુદા નાના અપરાધ થતા હોય તે કરતાં તે તમામ કૃત્ય મળી અધિક મોટો એવો એક અપરાધ થતો હોય અને બનસાકના કારણસર મુખ્ય અપરાધ અને બીજા હલકા અપરાધ તોહોમત નામામાં લખવા જો કે સર્વ વાર હોય તો પણ શિક્ષા આપતી વખતે તેમાંનો મુખ્ય અને સર્વમાં મોટો એવોજ અપરાધ હોય તે બદલ સાબિતી કરી શિક્ષા કરવી એ સગવડ ભરેલું છે તેથી રાત્રે ઘર ફોડવું અને તેમાં ચોરી કરી હોય તો તે બદલ કા. ૪૫૭ મુજબ તોહોમત મુક્યું (અહલા. ઇ. લા. વા. ૨ પા. ૬૪૪ સરકાર વિરૂધ. અગનુધ્યા.)

ચોરી કરવા સારૂ રાત્રે ઘર ફોડવું તા. રહેવાના ઘરમાં ચોરી કરવી એ ગુનાહાઓ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કા. ૪૫૪ પ્યારા ૩ મુજબ શિક્ષા કરવા સાર એક ગુનાહ જેવા સમજવા એમ છે માટે તે ગુનાહઓની સાબેતીના ઠરાવ ઉપરથી એક ગુનાને સારૂ બમણી કેદની શિક્ષા તથા બીજા ગુનાહને સારૂ ફટકા મારવાની શિક્ષા એમ કાયદેસર રીતે કરાય નહી. (મુ. હા. તા. ૧૧ ડીસેમબર ૧૮૭૩ સરકાર વિરૂધ. ગોવિંદા બીનારામ વિગરે.)

સગીર વયના આરોપિતે ઘરમાં ચોરી કર્યાનો ગુનોહ કર્યો છે એમ ઠરાવ કરી માજીસ્ત્રેટે ત્રણ મહીના સખ્ત કેદની શિક્ષા કરી હુકમ કર્યો કે આ શિક્ષાના બદલામાં તે ગુનેહગારને ચોદ મહિના સુધી સુધારાના ઘરમાં કેદ રાખવો તેમાં ઠરવ્યું કે ફલાણી મુદત સુધી કેદની સજા માજીસ્ત્રેટે એકવાર આપ્યા પછી તે ગુનેહગારને તેથી વધારે મુદત સુધી

સુધારાના ઘરમાં કેદ રાખવા એવા હુકમ તે ફરમાવી શકતા નથી. (મુ. હા. તા. ૮ જુન, ૧૮૭૫ સરકાર વિ૦ ગણપથવા બીનહરી.)

શેઠની કબજા માહેલી મિલકતની મેહેતા અથવા ચાકરે ચોરી કરવી.

૩૮૧. કોઈ માણસ મેહેતો અથવા ચાકર હોય, અથવા મેહેતા દાખલ કે ચાકર દાખલ રાખેલો હોય, તે માણસ અગર પોતાના શેઠ અથવા રાખનારના કબજા માહેલી કાંઈ મીલકતની ચોરી કરે તો તેને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—એક દિવસને માટે ગાડી ભાડે રાખ્યાથી ગાડીવાળો ભાડે રાખનારનો નોકર નથી ૨૮ા. પ્ર. ૨૫૦

તેમજ બોટ ભાડે રાખી હોય તો તે આ કલમ પ્રમાણે મેહેતો અથવા નોકર ન કહેવાય (કા. હા. વી. રી. વા. ૮ પા. ૩૨.)

ચોરી કરવા સારૂ મોત અથવા બ્યથા કરવાની તૈયારી કરીને ચોરી કરવી.

૩૮૨. જે માણસ ચોરી કરે, તેણે અગર તે ચોરી કરવા સારૂ, અથવા તે ચોરી કરેચા પછી નાશી જવા સારૂ, અથવા તે ચોરીથી મળેલી મીલકત રાખવા સારૂ, કોઈ શખ્સનું મોત આણવાની, અથવા કોઈને બ્યથા, અથવા અટકાવ કરવાની અથવા મોત, બ્યથા કે અટકાવનો ભય ઉત્પન્ન કરવાની, કાંઈ તઈયારી કરી હોય, તો તે માણસને દશ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

દૃષ્ટાંત.

(અ) ઝ ના કબજા માહેલી કાંઈ મીલકતની અ ચોરી કરે, અને એ ચોરી કરતી વેળાએ તેના કપડામાં રાખેલી એક ભરેલી પિસ્તોલ હોય, અને તે પિસ્તોલ અગર ઝ સાહામો થાય તો ઝ ને બ્યથા કરવાના ઇરાદાથી રાખી હોય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરેચો એમ સમજવું.

(બ) અ ઝ નું ખીસુ કાતરે, અને તેણે પોતાના કેટલાએક સોબતીઓને આસપાસ રાખ્યા હોય, એટલા સારૂ કે, અગર શું બને છે તે ઝ ના જાણવામાં આવે અને ઝ સામો થાય, અથવા અ ને પકડવાની કોશિશ કરે, તો તેઓ ઝ ને અટકાવે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરેચો એમ સમજવું.

## જબરાઈથી કહડાવવા બાબત.

જબરાઇથી કહડાવવું.

૩૮૩. જે માણસ ઇરાદાથી કોઈ શખ્સને તે શખ્સને પોતાને અથવા બીજા કોઈને નુકશાન કરવાનો ભય ઉત્પન્ન કરે, અને તેમ કરી ને તે ભય પામેલો શખ્સ કાંઈ મીલકત, અથવા કિમતી દસ્તાવેજ, અથવા સહી કે મોહોર કરેલી જે વસ્તુનો કાંઈ કિમતી દસ્તાવેજ બનાવી શકાય એવી કાંઈ વસ્તુ, કોઈ શખ્સને આપે, એમ બદદાનતથી કરે, તો તે માણસે "જબરાઇથી કહડાવવાનો ગુનોહ" કરેચો એમ સમજવું.

દૃષ્ટાંત.

(અ) તું મને પઇસા આપ, નહી તો તારી આબરૂ જાય એવું હું કાંઇ છાપીશ એમ કહીને અ ઝ ને ધમકાવે; અને એમ કરીને ઝ તેને પઇસા આપે એમ અ કરે,

તો અ એ જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(બ) તું આટલા રૂપિયા મને આપવાની એક ચેઠી લખી તે પર સહી કરી આપ, નહી તો હું તારા બાળકને ગેરબાજબી કેદમાં રાખીશ એવી રીતે અ ઝ ને ધમકાવે અને ઝ તેવી ચીઠી લખી તે પર સહી કરી આપે, તોઅ એ જબરાઇથી કહડાવવાને ગુનોહ કરયો એમ સમજવું.

(ક) મારા ખેતરમાંના પાકનો આટલો ભાગ હું બ ને આપીશ, અને તે ન આપુ તે આટલો દંડ આપીશ, એવી સરતનું એક ખત કરીને તે પર સહી કરીને તું બ ને આપ, નહી તો તારા ખેતર મધ્યેના પાકનો નાશ કરવાને હું ડંગોરાવાળા માણસો મોકલીશ, એવી રીતે અ ઝ ને ધમકાવે, અને તેથી કરીને ઝ તેવું ખત લખી તે પર સહી કરી આપે એમ કરે, તો અ એ જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરયો એમ સમજવું

(ડ) ઝ ને મહાવ્યથાનો ભય પમાડીને અ બદદાનતથી એવું કરે કે એક કોરા કાગળ ઉપર પોતાની સહી અથવા મોહોર કરીને તે કાગળ ઝ અ ને આપે, અને તે પ્રમાણે ઝ તે કાગળ પર સહી કરીને તે કાગળ અ ને આપે, તો એ ઠેકાણે તે સહી કરેલા કાગળનો કાંઇ મિલકતી દસ્તાવેજ બનાવી શકાય માટે, અ એ જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

**ટીકા.**—આ કલમ પ્રમાણે જુલમે લેવાના પ્રકાર બે છે પહેલો પ્રકાર દુઃખ દેવાની બીક બતાવવી. બીજો પ્રકાર તરતજ દુઃખ દેવાની બીક આપવી. તો પણ જે દુઃખ દેવાનું તે મોત, વ્યથા કીંવા ગેરબાજબી કેદ કરવાની હોવી ન જોઇયે કોઇ માણસ બાહાર જઇ લોકો પાસેથી કર લેવા હુકમ થયો છે એમ કહી પઇસા લેતો તે ચોરી નથી પણ ઠગાઇ છે (મે. પ્ર. ૨૭૩.)

આ કલમ પ્રમાણે જબરાઇથી કડાવાની જે વાખ્યા બતાવીછે તેવી બીક આ કામમાં કંઇજ નથી. કારણ કે કેદીએ જંગલનાં લાકડાં લેવાનો હક સરકાર પાસેથી ખરીદ કરેલો અને સરકાર સાથે થયેલા કરારમાં બીજાનો તેમાંથી લાકડાં લેવાનો હક કાયમ રાખેલો તે છતાં તે જંગલમાંથી લાકડાં લઇ જનારને અટકાવી તેના પાસેથી કેદીએ પૈસા કડાવ્યા તેમાં ઠરાવ્યું કે કેદી આ કલમ પ્રમાણેનો ગુનેહગાર નથી (સુ. હા. વા. ૩ પાને ૪૫ સરકાર વિરૂધ અબદુલકાદર બાળાઆપુજી)

પૈસા નહિ આપેતો ફોજદારી ગુનાહાનું તોહોમત તારાપર મુકીશ એમ કહી પૈસા કડાવે તો તે ગુનોહ આ કલમ પ્રમાણેછે. તેમજ આ કલમ પ્રમાણેનો ગુનોહ સંપુરણ થવા માટે એક શખસને વ્યથાનો ભય પમાડી બદદયાનતથી તેની પાસેથી કાંઇ મિલકત મુકાવે તો એ પુરતુ છે (ઇ. ડા. પૃ. ૩૪૯)

અમુક પૈસા આપ નહિતો તારી નોકરી ખોવરાવીશ એમ કહી પૈસા મેળવે તે આ કલમ પ્રમાણેનો ગુનેહગાર થાય (કા. હા. વી. રી. વા. ૧૮ પાને ૧૭)

જબરાઇથીક હડાવવાનીશિક્ષા. | ૩૮૪. જે માણસ જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરે, તેને ત્રણ વરસની મુદત સુધીના એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—આ કલમ મુજબ ધમકી આપનારેજ પૈસા મેળવવા જોઇયે એમ કાંઇ જરૂર નથી. બે જણે સલાહ કરેયા પ્રમાણે તેમાંના એકે ધમકી આપી અને બીજાએ પૈસા

કઢાવ્યા તો તે સરવને આ કલમ મુજબ તોહોમત લાગેછે. પૈસા મેળવનારે મદદ કરી ગણાય અને તેમ બની શકે તોપણ તે કરવું જરૂરનુંજછે એમ નથી (મુ. હા. વા. ૨ પા. ૩૬૪ સરકાર વિ૦ શંકર ભગવાન વિગેરે)

આ કલમ પ્રમાણે જબરાઇથી કઢાવવાનો ગુનોહ ગામના ચોકીદાર સમક્ષ થયા છતાં તેવો ગુનોહ કરવો વાજબી નથી એમ તે ચોકીદારે તેને કહ્યું નહિ તેટલા ઉપરથી તે ચોકીદાર તે ગુનાહમાં મદદ કર્યા બદલ ગુનેહગાર થઇ શકતો નથી (કા. હાઃ ઇ. લા. વા. ૮ પા. ૭૨૮ ગોપાળચંદર વિ૦ ક્રુતમોનીબટવા)

એકથી વધારે માણસોએ મસલત કરી કે તેમાંના કોઇએ ડર બતાવવો, કોઇએ મિલકત કઢાવવી તો તેમાંના દરેકજણ આ કલમ પ્રમાણે ગુનેહગારછે(મુ. હા. વા.૨ પા.૪૧૭)

*જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરવા સારૂ કોઇ સખ્સને નુકશાનનો ભય ઉત્પન્ન કરવો.*

૩૮૫. જબરાઇથી કહાડાવવાનો ગુનોહ કરવા સારૂ જે માણસ કોઇ શખ્સને કાંઇ નુકશાનનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કરવાની કોશીશ કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

*મોત અથવા મહાવ્યથાનો ભય કોઇ સખ્સને પમાડીને જબરાઇથીકહડાવવાનો ગુનોહ કરવો.*

૩૮૬. કોઇ શખ્સને, તે સખ્સને, પોતાને અથવા બીજા કોઇને મોત અથવા મહાવ્યથા કરવાનો ભય ઉત્પન્ન કરીને જે માણસ જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે;

*જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરવા સારૂ કોઇ સખ્સને મોત અથવા મહાવ્યથાનો ભય ઉત્પન્ન કરવો.*

૩૮૭. જે માણસ, જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરવા સારૂ કોઇ સખ્સને, તે સખ્સને પોતાને અથવા બીજા કોઇને મોત અથવા મહાવ્યથા કરવાનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કરવાની કોશીશ કરે. તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

*મોત અથવા સમુદ્રપાર વગેરેની શિક્ષા થઇશકે એવા ગુનાહનું તોહોમત મુકવાનો ભય ઉત્પન્ન કરીને જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરવો.*

૩૮૮. મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની કેદની, શિક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુનોહ કર્યાનું અથવા કરવાની કોશીશ કર્યાનું, અથવા એવો ગુનોહ બીજા કોઇ સખ્સ પાસે કરવાને તેને લલચાવવાની કોશીશ કર્યાનું, તોહોમત કોઇ સખ્સનો પોતાની ઉપર અથવા કોઇ બીજાની ઉપર મુકવાનો ભય તે સખ્સને ઉત્પન્ન કરીને, જે માણસ જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરે, તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે. અને અગર ૩૭૭ મી કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો તે ગુનોહ હોય તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે.

જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરવા કોઈ શખસને કોઈ ગુનાહના તોહોમતનો ભય ઉત્પન્ન કરવો.

૩૮૯. જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરવા સારૂ, મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીના કેદની શિક્ષા થઈ શકતી હોય એવો કોઈ ગુનોહ કર્યાનું અથવા કરવાની કોશિશ કર્યાનું તોહોમત કોઈ શખસની પોતાની ઉપર અથવા કોઈ બીજાની ઉપર મુકવાનો ભય તે શખસને જે માણસ ઉત્પન્ન કરે, અથવા ઉત્પન્ન કરવાની કોશિશ કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ૩૭૭ મી કલમ મુજબ શિક્ષા થઈ શકે એવો તે ગુનોહ હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે.

## અપહરણ તથા ડાકાઇકી બાબત.

અપહરણ.

૩૯૦ સરવે અપહરણમાં અગર તો ચોરી અથવા જબરાઇથી કહડાવવાનો ગુનોહ હોય છે.

ચોરી ક્યારે અપહરણ થાય છે.

અગર કોઈ ચોરી કરવા સારૂ, અથવા ચોરી કરવામાં, અથવા ચોરીથી મળેલી માલકત લઈ જવામાં અથવા લઈ જવાની કોશિશ કરવામાં, તે ગુનેહગાર, તે મતલબસર; બુદ્ધિપૂર્વક કોઈ શખસનું મોત આણે, અથવા તેને વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરે, અથવા મોત, વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરવાની કોશિશ કરે, અથવા તાત્કાલિક મોત, તાત્કાલિક વ્યથા, કે તાત્કાલિક ગેરવ્યાજબી અટકાવ કરવાનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કરવાની કોશિશ કરે, તો તે ચોરી અપહરણ થાય છે એમ સમજવું.

જબરાઇથી કહડાવવું તે ક્યારે અપહરણ થાય છે.

અગર જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરતી વખતે તે ગુનોહ કરનાર ભય પમાડેલા શખસની આગળ હાજર હોય, અને તાત્કાલિક મોત, અથવા તાત્કાલિક વ્યથા, અથવા તાત્કાલિક ગેરવ્યાજબી અટકાવ તે શખસને અથવા કોઈ બીજા શખસને કરવાનો ભય તે શખસને ઉત્પન્ન કરીને તે જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરે; અને એ પ્રમાણે ભય ઉત્પન્ન કરીને તે ભય પમાડેલા શખસનું મન એવું કરે કે તે શખસ તેજ વખતે અને તેજ ઠેકાણે જબરાઇથી કહડાવેલી વસ્તુ આપી દે, તો તે જબરાઇથી કહડાવવું અપહરણ થાય છે એમ સમજવું.

ખુલાસો—અગર તે ગુનોહ કરનાર એટલો નજદીક હોય કે તેથી તે બીજા શખસને તાત્કાલીક મોતનો અથવા તાત્કાલીક વ્યથાનો અથવા તાત્કાલીક ગેરવ્યાજબી અટકાવનો, ભય ઉત્પન્ન થાય, તો તે હાજર છે એમ સમજવું.

### દ્રષ્ટાંત.

(અ) અ ઝ ને નીચે દાબીને ઝાલી રહે, અને ઝ ની રજામંદી શીવાય ઝ ના કપડામાંથી ઝ ના પઇસા તથા દાગીના દગલબાજીથી કાહાડી લે, તો એ ઠેકાણે અ એ ચોરી કરી, અને તે ચોરી કરવા સારૂ તેણે બુદ્ધિપૂર્વક ઝ ને ગેરવ્યાજબી અટકાવ કર્યો માટે તેણે અપહરણ કર્યું એમ સમજવું.

(ખ) અ ઝ ને ધોરી રસ્તા ઉપર મળે અને એક પિસ્તોલ દેખાડીને કહે, કે તારી નાણાંની થેલી આપ, અને તે પરથી ઝ પોતાની થેલી આપી દે. તો એ ઠેકાણે તાત્કાળીક વ્યથાનો ભય ઉત્પન્ન કરીને અ એ ઝ ની પાસેથી તે થેલી જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરયો, અને તે ગુનોહ કરતી વખતે તે ઝ ની આગળ હાજર હતો, માટે અ એ અપહરણ કર્યું એમ સમજવું.

(ક) ઝ પોતાના બાળકને લઇને જાય છે એવામાં ધોરી રસ્તાપર તેને અ મળે, અને તે બાળકને લઇને અ ઝ ને એમ કેહેકે તું તાહારી નાણાંની થેલી આપ, નહી તો હું આ બાળકને પેલી ટેકરી ઉપરથી નીચે ફેંકી દઇશ; અને તે પરથી ઝ પોતાની થેલી આપી દે, તો એ ઠેકાણે જે બાળક ત્યાં હાજર છે તે બાળકને તાત્કાળિક વ્યથા કરવાનો ભય ઝ ને ઉત્પન્ન કરીને ઝ ની પાસેથી તેની થેલી અ એ જબરાઇથી કહડાવી માટે અ એ ઝ ની પાસેથી અપહરણ કર્યું એમ સમજવું.

(ડ) "તાહરૂ બાળક માહારી ટોળીના હાથમાં છે, અને તું હમને દશ હજાર રૂપીયા મોકલ, નહી તો અમે તારા બાળકનો જીવ લઇશું," એમ કહીને અ ઝ ની પાસેથી કાંઇ મીલકત મેળવે તો એનું નામ જબરાઇથી કહડાવવું. અને એને માટે તે ગુનાહની શિક્ષા થઇ શકે, પણ પોતાના બાળકનું તાત્કાળિક મોત થવાનો ભય ઝ ને ઉત્પન્ન કરવામાં આવે નહી, તો એ કાંઇ અપહરણ ગણાય નહી.

ટીકા.—આ કલમમાંના કારણમાંના કોઇ એક કારણ સારૂ દુઃખાપત કરવામાં આવી ન હોય પણ એકાએક આવી પહોંચેલા આદમીના હાથમાં પકડાઇ નહિ જવાસારૂ દુઃખાપત કરવામાં આવી હોય તો એ સદરહુ દુઃખાપતને લીધે એ ચોરી અપહરણ થતી નથી (મુ. હા. તા. ૨૭ જુન ૧૮૭૨ સરકાર વિરૂધ કાળીયો કેગીઓ વિગેરે)

ચોરને પકડવા તેની પાછળ દોડનારને તે પકડે નહિ એ ઇરાદાથી પથર ફેંકે અને ચોરીનો માલ નાખીદેતો તેમાં અપહરણનો ગુનોહ થતો નથી (મ. હા. વા. ૩ પા. ૪)

આ કલમમાં કહેલો જે ભય બતાવવો તે જીવ લેવાનો, કીંવા જીવ લેવાને પ્રયત્ન કરવાનો, કીંવા વ્યથા કરવાનો, અગર ગેરવ્યાજબી અટકાવ કરવાનો કીંવા બીજો એવી રીતનો ભય બતાવવો જોઇએ તેથી જો આખુ કીંવા મિલકતને નુકશાન કરવાનો ભય બતાવે તો તે અપહરણ ન થતાં કા. ૩૮૩ પ્રમાણે ગુનોહ થાયછે. તેમજ ચોરેલી મિલકત ચોરનારના કબજામાં આવા ગુનાહમાં અવશ્ય જોઇયે; પછી તે કબજો થોડા વખતનો હોય અને પછી તરતજ માલીકને પાછો આપ્યો હોય તોપણ હરકત નથી (મે. પૃ. ૨૭૭)

ચોરી કરવામાં ઘરધણી સામે થાય તો તેને મારવાનો ઇરાદો કરયો હોય યા એ પ્રમાણે મારવાની કોશેશ કરવામાં આવે તો તેવી વખતે આ કલમ પ્રમાણે ગુનોહ કરયો ગણાય (કા. હા. વી. રી. વા. ૫ પા. ૯૫)

ડાકાઇટી. | ૩૯૧. અગર પાંચ અથવા વધારે શખ્સો એકઠા મળીને કાંઇ અપહરણ કરે અથવા કરવાના કોશિશ કરે, અથવા જે શખ્સો એકઠાં મળીને અપહરણ કરતાં અથવા કરવાની કોશીશ કરતાં હોય તે, તથા જે શખ્સો હાજર હોય અને તે અપહરણ તથા કોશિશ કરવામાં સાહાય કરતા હોય તે, એ બંને મળીને તેઓની આખી સંખ્યા પાંચ અથવા વધારે થાય, તો એ પ્રમાણે અપહરણ કરનાર કોશિશ કરનાર, અથવા સાહાય કરનાર હરએક શખ્સે "ડાકાઇટી" કરી એમ સમજવું.

**ટીકા.**—આરોપિતે ફરિયાદીનું મોં ઝાલ્યું અને પછી ફરિયાદી પાસે પોતાના દેવાનું ખત માગ્યું. પછી આરોપિતમાંના એકે તેનું નાક ઝાલી રાખ્યું અને બીજાએ તે ઝાલ્યું તથા નાક ઝાલી રાખનારે ફરિયાદીની સોનાની આંગુઠી કાઢી લીધી તેમાં ઠરાવ્યું કે ફરિયાદીના ખતની ચોરી સારૂ આરોપિતે કરી એમ અને તેમ કરવા ફરિયાદીને અટકાવમાં રાખ્યાનું શાબિત થયુંછે તેથી આરોપિત ડાકાઇટીના ગુનેહગાર થાયછે (મુ. હા. ક. બા. વા. ૧ પા. ૧૦ સરકાર વિ૦ ખંડેરાવ બાજીરાવ અને બીજા)

ગાયકવાડના મુલકમાં ડાકાઇટી થઈ અને તેમાં ચોરાયલા માલમાંનો કાંઈ માલ આરોપિતે અંગરેજી રાજ્યના કોઈ ગામમાં છુપાવ્યો તેમા ઠરાવ્યું કે ડાકાઇટીનો ગુનોહ પર મુલકમાં થયો અને ચોરીનો માલ આ મુલકમા મળ્યો તો એ ડાકાઇટીનું કૃત્ય આ હદમાં થયુ નથી તેથી તેનાપર ડાકાઇટીનો ગુનોહ મુકી તેનો ઇનસાફ આ રાજ્યના કોરટથી થઇ શકે નહિ. પણ ચોરાનો માલ આ મુલકમાથી મળ્યો તેથી કા. ૪૧૨ પ્રમાણે ચોરીનો માલ રાખ્યાનું તોહોમત રાખી તેની તપાસ આ રાજ્યની કોરટ કરી શકે (મુ. હા. ક. બા. વા. ૧ પા. ૫૦ સરકાર વિ૦ લખીયા ગોવિંદ વિગરે)

કેદીપર ડાકાઇટીનું તોહોમત હતું તેમાંથી શેશનજડજે અને આસેશરે તેને મુકત કર્યા પણ પુરાવાપરથી શેશનજડજે તેને ગ્રહપ્રવેશનો ગુનેહગાર ઠરાવ્યો તેમાં ઠરાવ્યું કે ગ્રહ પ્રવેશના ગુનાહનો આરોપ તમારાપરછે એમ ક્રી. પ્રો. કા. ૪૪૫ પ્રમાણે કેદીને સમજાવવું જોઇતું હતું પણ તેમ કર્યુ નથી અને પ્રવેશનો ગુનોહ એ ડાકાઇટીનો ભાગ નથી માટે ગ્રહપ્રવેશનું તોહોમત રદ કર્યું (કા. હા. વી. રી. વા. ૨૩ પાને ૫૯ સરકાર વિ૦ સલામતઅલ્લી)

ડાકાઇટી થયા, પછી ૭ કલાકના ટુંકા વખતમાં કોઈ શખ્સ તે ગુનાહમાં ગયેલા માલ સાથે પકડાય અને તે જો બીજી રીતે સાબિત ન કરી આપે તો ડાકાઇટી કરનાર છે એમ ગણવું (કા. હા. વી. રી. વા. ૩ પા. ૧૦)

પાંચજણ ઘર ફોડી ચોરી કરવા ગયા અને ફોડવાનું કૃત્ય કરતાં કેટલાક લોક જાગી ઉઠવાથી બુમ પડતાં ચોરમાંના એકે ભેગા થયેલા લોકમાંના એકને મારી નાખ્યો તેમાં ડાકાઇટીનો ગુનેહગાર નહિ ઠરાવતાં ઘર ફોડ્યાનો ઠરાવ્યો (ઈ. ડા. પૃ. ૩૪૮)

**અપહરણની શિક્ષા.** ૩૯૨. જે માણસ અપહરણ કરે, તેને દશ વરસની મુદત સુધીની સખ્ત કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે અપહરણ ધોરી રસ્તાપર, સુર્યાસ્ત તથા સુર્યોદયની વચ્ચે, કરવામાં આવે, તો કેદ ચૌદ વરસ સુધીની થઇ શકે.

**ટીકા.**—કોઇને નિચે પાડી નાખી તેની બેશુધિમાં તેની પાસેથી કાંઈ માલ લેવો એ તથા કોઇના વાળી ખેંચી લેવા તેનો કાન તોડવો તે તથા કોઇની ઘડીયાળના સાંકળી તેને પાડીને લેવામાં આવે તે એ ગુનાહ અપહરણના કહેવાય (આર્ચ. પૃ. ૪૫૧)

**અપહરણ કરવાની કોશિશ.** ૩૯૩ જે માણસ અપહરણ કરવાની કોશિશ કરે, તેને સાત વરસની મુદત સુધીની સખ્ત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**અપહરણ કરવામાં બુદ્ધિપુરઃસર વ્યથાકરવી.** ૩૯૪. અગર કોઇ શખ્સ, અપહરણ કરવામાં અથવા અપહરણ કરવાની કોશિશ કરવામાં બુદ્ધિપુરવક વ્યથા કરે, તો તે શખ્સને, તથા બીજો કોઈ શખ્સ તેની સાથે તે અપહરણ કરવામાં અથવા અપહરણ કરવાની કોશિશ કરવામાં શામિલ હોય તે શખ્સને, જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની સખ્ત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—આ કાયદાની કા. ૩૯૧માં જે ગુનાહની વાખ્યા કહીછે તે ગુનાહનો સદરહુ કલમમાં સમાવેશ થાયછે તેથી આરોપિતે એકજ કૃત્યમાં બે ગુનાહ કરેલા હોયતો તેને ફકત આ કલમ પ્રમાણે શિક્ષા આપવી (કા. હા. વી. રી. વા. ૧ પા. ૨)

ડાકાઇટીનીશિક્ષા. | ૩૯૫. જે માણસ ડાકાઇટી કરે, તેને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની સખ્ત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—કેદીપર આ કલમ પ્રમાણે તોહોમત મુકયું હતું અને કા. ૪૧૨ પ્રમાણે ચોરીનો માલ ડાકાઇટી કરનાર લોક પાસેથી લેવાનો ગુનોહ શાબિત કરયો તેમાં ઠરાવ્યું કે ગુનાહની શાબિતીનો ઠરાવ દુરસ્ત નથી કારણ કે શેશનજડજે મુકેલું તોહોમત કા. ૪૧૨ પ્રમાણે નહોતું અને ક્રી. પ્રો. કા. ૫૬ થી તે ૫૯ સુધીના નિયમો લાગુ પડે એવો એ મુકદમો નહોતો (મુ. હા. તા. ૧૬ જુન ૧૮૭૦ સરકાર વિ૦ ગોપાળ પરશુરામ વિગેરે)

આરોપિતપર પ્રથમ આ કલમ પ્રમાણે તોહોમત મુકયું. તેની તપાસ એક માજીસ્ત્રેટે ચલાવી તે વખતે તે માજીસ્ત્રેટે એ તોહોમત બાજુપર રાખી આરોપિત એ ગેરકાયદેસર મંડળીનો માણસછે એવા આરોપનો તેનો કા. ૧૪૩ પ્રમાણે જવાબ લઇ તેનાપરના તોહોમતની તપાસ સંક્ષીપ્ત પ્રકારના ચોકશી પ્રમાણે કરી તેમાં ઠરાવ્યું કે પ્રથમ ફરિયાદ કા. ૧૪૩ પ્રમાણે થઇ નથી પણ આ કલમ પ્રમાણે થઇછે એટલે માજીસ્ત્રેટથી સંક્ષીપ્ત પ્રકારની ચોકશી કરાય નહિ (કા. હા. વી. રી. વા. ૨૧ પા. ૮૯ દવારેકાંનાથ મજમુદાર વિ૦ નાલુદાસ)

ખુનની સાથે ડાકાઇટી. | ૩૯૬. અગર પાંચ અથવા વધારે શખ્સો સાથે મળીને ડાકાઇટી કરતા હોય તેઓમાંનો કોઇ તે પ્રમાણે ડાકાઇટી કરવામાં ખુન કરે, તો તે શખ્સોમાંના હરએકને મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની સખ્ત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુનની અથવા મહાવ્યથા કરવાની કોશિશનીસાથે અપહરણ અથવા ડાકાઇટી. | ૩૯૭. અગર અપહરણ અથવા ડાકાઇટી કરતી વખતે, તે ગુનેહગાર કાંઇ ભયંકર શસ્ત્ર વાપરે, અથવા કોઇ શખ્સને મહાવ્યથા કરે, અથવા કોઇ શખ્સનું મોત આણવાની કે તેને મહાવ્યથા કરવાની કોશિશ કરે, તો તે ગુનેહગારને કેદની, જે શિક્ષા કરવામાં આવશે તે સાત વરસથી ઓછી થશે નહીં.

ટીકા.—આ કલમ જેવી કલમના ઠરાવોમાં જ્યારે ગુનાહનો સમાવેશ થાયછે ત્યારે દોષાધીક્ય કરનારી બાબતોના સબબથી તે ગુનાહને ઓછામાં ઓછી જે સજા કરવા વિશે તે કલમમાં ઠરાવછે તોપણ તેવી દોષાધીકય કરનારી બાબતો શીછે તે ચારજમાં લખવી જોઇએ જેથી કરીને તોહોમતદાર આશામી જે ગુનોહ પોતે કબુલ કરે તે ગુનોહ શું છે તથા તેવા બોલવાનો પુરતો પરિણામ શો છે? તે સમજી શકે અથવા ગુનાહનો જો પોતે ઇનકાર કરયો તો જે મુદાની વાતો રદ કરવા સારૂ તેને કહેવામાં આવ્યુછે તે વાતો કહી તે તેના સમજવામાં આવશે (મુ. હા. તા. ૩૧ અગષ્ટ સને૧૮૭૧ સરકારવિરૂદ્ધ મુકતા માણકા)

ભારે સજાના જોખમની મર્યાદા પીનલકોડ કા. ૩૯૭ મુજબ જે ગુનેહગાર અપહરણ અથવા ડાકાઇટી કરવામાં ખરેખર મહાવ્યથા કરતો હોય તેનાપર કરવાની ઠરેલીછે. (મુ. હા. તા. ૧ અગષ્ટ ૧૮૭૨ સરકાર વિરૂદ્ધ દેવજી કેર વિગેરે)

કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ | ૩૯૮. અગર અપહરણ અથવા ડાકાઇટી કરવાની કોશિશ

કરેલું હોય, તે વખતે અપહરણ અથવા ડાકાહટી કરવાનો કોશિશ.

કરતી વખતે, તે ગુનેહગારે કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ કરેલું હોય, તો તે ગુનેહગારને કેદની જે શિક્ષા કરવામાં આવશે તે સાત વરસથી ઓછી થશે નહી.

ડાકાહટી કરવાની તઈયારી કરવી.

૩૯૯. જે માણસ ડાકાહટી કરવાની કાંઇ તઈયારી કરે; તેને દશ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

ડાકાહટીની ટોળીમાં હોવાની શિક્ષા.

૪૦૦ આ આકટ પસાર થયા પછી કોઈ પણ વખતે નિત્ય ડાકાહટી કરવાના કારણસર મળેલા શખ્સોની કોઈ ટોળીમાં જે માણસ હોશે, તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસના મુદત સુધીના સખત કેદના, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ચોરીના ભટકતા ટોળીમાં હોવાની શિક્ષા.

૪૦૧. આ આકટ પસાર થયા પછી કોઈ પણ વખતે, નિત્ય ચોરી અથવા અપહરણ કરવાનાં કારણસર મળેલા સખ્સોની કોઈ ભટકતી અથવા બીજી ટોળીમાં જે માણસ હોશે, અને તે ટોળી ઠગ અથવા ડાકાહટોની ટોળી નહી હોશે તો, તે માણસને સાત વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ડાકાહટી કરવાના કારણસર એકઠા થવું.

૪૦૨. આ આકટ પસાર થયા પછી કોઈ પણ વખતે, ડાકાહટી કરવાનાં કારણસર એકઠા થએલા પાંચ અથવા વધારે સખ્સોમાંનો જે માણસ હોશે, તેને સાત વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## મિલકતના સાપરાધ ખોટા ઉપયોગ બાબત.

બદદાનતથી મીલકતનો ખોટો ઉપયોગ.

૪૦૩. જે માણસ બદદાનતથી કાંઇ પણ જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તે પોતાને કામે લગાડે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

### દ્રષ્ટાંત.

(અ) અ ઝ ની મિલકત ઝના કબજામાંથી લે, અને તે લેતી વખતે સુદબુદ્ધિથી તે એમ માનતો હોય કે એ મિલકત માહારી છે, તો અ ચોરીનો તકશીરવાર નથી; પણ પોતાની ભુલ માલમ પડ્યા પછી અગર અ બદદાનતથી તે મીલકત પોતાને કામે લગાડે, તો તેણે આ કલમ મુજબ ગુનોહ કર્યો એમ સમજવું.

(બ) અ ને ઝ ની સાથે દોસ્તી છે, અને તે ઝ ના કીતાબખાનામાં ઝ નહી હોય એવી વેળાએ જઈને ઝ ની સાફ રજામંદી શીવાય તેમાંથી એક ચોપડી લઈ જાય હવે એ ઠેકાણે અગર અ ના મનમાં એમ હોય, કે તે ચોપડી વાંચવાના કારણસર

લેવાની મને ઝ ની અરથાંત સમજાય એવી રજામંદી છે, તો અ એ ચોરી કરી નથી. પણ અગર પાછળથી અ પોતાના ફાયદાને સારૂ તે ચોપડી વેચે, તો તેણે આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવું.

(ક) અ તથા બ એ બંને એક ઘોડાના એકઠા માલીક છે, અને અ વાપરવાનો ઇરાદો કરીને તે ઘોડાને બ ના કબજામાંથી લઈ જાય, તો, એ ઠેકાણે તે ઘોડો વાપરવાનો અ નો હક છે માટે, તેણે બદદાનતથી તે ઘોડાનો ખોટો ઉપયોગ કરયો એમ સમજવું નહી પણ અગર અ તે ઘોડો વેચે, અને તેની કીમત ઉપજે તે સઘળી પોતાને કામે લગાડે, તો તેણે આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવું.

ખુલાસો ૧લો.—ફકત થોડા વાર સુધીજ ખોટો ઉપયોગ કરયો હોય તો પણ આ કલમના અરથ મુજબનો ખોટો ઉપયોગ છે એમ સમજવું.

દ્રષ્ટાંત.

ઝ ના એક સરકારી પ્રામિસરી નોટ ખાલી શેરા વાળી અ ને જડે, અને તે નોટ ઝ ની છે એમ જાણ્યા છતાં અ એક સરાફને ત્યાંથી કાંઈ રૂપીયા કહાડીને તેના અવેજમાં તે નોટ ગીરો મુકે, એવા ઇરાદાથી કે પછી તે છોડાવીને હું ઝ ને પાછી આપીશ, તો અ એ આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવું.

ખુલાસો ૨ જો.—જે મીલકત કોઈ બીજા સખસના કબજામાં ન હોય એવી કાંઈ મીલકત કોઈ સખસને જડે, અને તે મીલકત સાચવવાના અથવા તેના માલીકને પાછી આપવાના કારણસર તે શખસ તે મીલકત લે, તો તે સખસે તે મીલકત બદદાનતથી લીધી અથવા તેનો ખોટો ઉપયોગ કરયો નથી, અને તેણે ગુનોહ કરયો એમ સમજવું નહી; પણ તે મીલકતનો માલીક કોણ છે એ વાતની તેને ખબર હોય, અથવા તે સોધી કાહાડવાનો તેની પાસે ઇલાજ હોય, તે છતાં, અથવા માલીકને સોધી કહાડીને તેને ખબર આપવાના ઘટતા ઇલાજ વાપરયા પહેલાં, તથા માલીક આવીને તે મીલકતનો દાવો કરે એટલા સારૂ ઘટતી મુદત સુધી તે મીલકત રાખ્યા પહેલાં, અગર તે શખસ તે મીલકત પોતાને કામે લગાડે, તો તેણે ઉપર બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

એવી બાબતમાં ઘટતા ઉપાય તે કયા. અથવા ઘટતી મુદત તે કેટલી એ હકીકતની બાબત છે.

મીલકત જેને જડે તે શખસે તે મીલકતનો ધણી કોણ છે, અથવા તેનો ધણી કોઈ અમુક સખસ છે, એમ જાણવું જોઈએ એવું કાંઈ જરૂર નથી, અગર તે મીલકત કામે લગાડતી વખતે તે મીલકત પોતાની છે એમ તે માનતો ન હોય, અથવા તેનો ખરો માલિક જડી શકતો નથી એમ જો તે શુદ્ધબુદ્ધિથી માનતો ન હોય તો બસ છે.

દ્રષ્ટાંત.

(અ) ધોરી રસ્તાપર પડેલો એક રૂપીઓ અ જોય. તે કોનો છે તે અ ને ખબર નહી હોય, અને અ તે રૂપીઓ ઉચકી લે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું નહી.

(બ) ધોરી રસ્તાપર પડેલો એક કાગળ અ ને જડે. તે કાગળમાં એક બેંકનોટ હોય, અને

તે કાગળના શીરનામાંપરથી તથા તેમાં લખેલી બીનાપરથી તે નોટ કોની છે એ વાત તેના જાણવામાં આવે, અને પછી એ નોટ તે વાપરે, તો તેણે આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવું.

(ક) આ લાવે તેને નાણાં આપજો એવી તરેહનો અ ને એક ચેક જડે તે ચેક કોનો ગયો છે એ વાતની તેથી અટકળ થઇ શકે નહી, પણ જે સખસે તે ચેક લખ્યો હોય તે સખસનું નામ તે ચેકમાં લખેલું હોય, અને અ એમ જાણતો હોય કે તે સખસ મને બતાવી સકશે કે ફલાણા ધણીને માટે એ ચેક લખ્યો હતો. તેવું છતાં તે માલીકને સોધી કહાડવાની કોશીશ ન કરતાં અ તે ચેક વાપરે, તો તેણે આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવું.

(ડ) ઝ ના પઇશા ભરેલી એક થેલી ઝ ના હાથમાંથી નીકળી પડતી અ જોય, અને તે ઝ ને પાછી આપવાના ઇરાદાથી અ ઉચકી લે, પણ પાછળથી તે તેને પોતાને કામે લગાડે, તો અ એ આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવું.

(ઈ) અ ને એક પઇશા ભરેલી થેલી જડે, તો તે થેલી કોની છે. એ વાત અ જાણતો નહી હોય, પણ પાછળથી તેને ખબર પડે કે તે ઝ ની છે. અને તેવું છતાં તે થેલી પોતાને કામે લગાડે, તો અ એ આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવું

(ફ) અ ને એક કીમતી વીંટી જડે તે વીંટી કોની છે એ વાત અ જાણતો નહી હોય; પણ તેનો માલીક શોધી કહાડવાની કોશીશ કરયા શીવાય તુરત અ તે વીંટી વેચે, તો અ એ આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવું.

ટીકા.—ફરિયાદીએ સોંપેલો માલ ગુનેહગારે વાપરી ખાધો તેથી તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત રાખેલું તેમાં ઠરાવ્યું કે આવી બાબતમાં બદદયાનતથી વિશ્વાસઘાત કર્યાનું તોહોમત રાખવું જોઇએ. (મુ. હા. વા. ૪ પા. ૩ સરકાર વિરૂદ્ધ ગણુવલદ રામચંદ્ર)

આ કલમ મુજબ તોહોમત શાબિત થવાને કેદીએ બદદયાનતથી મિલકતનો ખોટો ઉપયોગ કરેલો જોઇએ; પરંતુ આ કામમાં ગુનેહગારને એક વસ્તુ જડી હતી અને તે તેણે ફકત પોતાના કબજામાં રાખી હતી. એટલા માટે સદરહુ કલમ પ્રમાણે તોહોમતમાંથી કેદીને મુકત કરીએ છીએ (કા. હા. વા. ૧૦ પા. ૨૩ સરકાર વિરૂધ અબદુલ)

બીજી બાબતો જોતાં જે કૃત્ય કરેચાથી ગુનોહ થતો નથી તેવા ગુનાહાઓનો સમાવેશ થવા આ કલમમાં તજવીજ કરીછે. યોગ્ય રીતે મિલકત કબજામાં આવી હોય અને મુળ જે ઉદ્દેશથી આવી હોય તે ઉદેશ ફરે, કીંવા જે વાત પક્ષકારોને અગાઉ માહીત નહોતી એવી કાંઈ નવીન વાતની માહીતી થયા છતાં તે મીલકત બદદયાનત અને કપટથી વાપરે તો તે ગુનોહ આ કલમ પ્રમાણે થાયછે (મે. પૃ. ૨૮૦)

એક ભેંસનું ચામડુ કે જેનો ધણી મળી શકયો નહિ તે એક ગામના માહાર લોકોએ પોતાના ઉપયોગમાં લીધુ તેમાં ઠરાવ્યું કે બદદયાનત ભરેલા સાપરાધ ઇરાદા વિશે શાબિતી નથી તેથી કેદીપર સાપ્રાધ ખોટો ઉપયોગ કરયાનું તોહોમત રહી શકતુ નથી (મુ. હા. તા. ૧ મે ૧૮૭૨ સરકાર વિરૂધ જેઠીયા સાયુ વિગેરે)

તોહોમતદાર અને ફરિયાદી જે ધંધો કરતા હોય તેમાં અમુક ચાંબડાની કીમત ન આપતાં એ ચાંબડાં પોતાના ઉપયોગમાં લેતો તોહોમતદારે આ કલમ પ્રમાણે ગુનોહ કરયો કહેવાય નહિ (કા. હા. વી. રી. વા. ૧૭ પા. ૧૧)

કોઈ સખસે | ૪૦૪. જો કોઈ માણસ બદદાનતથી કાંઇ મિલકતનો ખોટો ઉપ-

મરી જાય તે વખતે તેની પાસે જે મિલકત હોય તે મિલકતનો બદદાનતથી ખોટો ઉપયોગ.

યોગ કરે અથવા તેને પોતાને કામે લગાડે, અને તે એમ જાણતો હોય કે ફલાણો સખ્સ ગુજરી ગયો તે વખતે એ મીલકત તેના કબજામાં હતી, તથા ત્યારપછી તે કબજામાં લેવાનો કાયદા મુજબ જેનો હક હોય એવા કોઈ સખ્સના કબજામાં આવી નથી. તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુનીહ કરનારને તે સખ્સે તે મુઓ ત્યારે મેહતા અથવા ચાકર દાખલ રાખેલો હોય, તો તે કેદ સાત વરસ સુધીની થઈ શકે.

દષ્ટાંત.

(ઝ) ના કબજામાં કેટલોએક ઘરનો સામાન તથા નાણું છતાં ઝ ગુજરી જાય. પછી તે નાણું કબજામાં લેવાનો જેને હક હોય. એવા કોઈ સખ્સના કબજામાં તે આવતાં પેહેલાં ઝ નો ચાકર અ બદદાનતથી તેનો ખોટો ઉપયોગ કરે, તો અ એ આ કલમ મુજબ ગુનીહ કરયો એમ સમજવું.

ટીકા.—સ્થાવર મિલકતનો ખોટો ઉપયોગ કરનારને આ કલમ લાગુ પડતી નથી ફક્ત જંગમ મિલકતને લાગુ પડેછે (મુ. હા. વા. ૬ પાને ૩૩ સરકાર વિરૂધ ગીરધર ધરમદાસ)

સાપ્રાધ વિશ્વાસઘાત.

સાપરાધ વિશ્વાસઘાત.

૪૦૫. જે માણસને કોઈ પણ રીતે કાંઈ મીલકત અથવા મીલકત પરનો અખત્યાર સોંપ્યો હોય, તે માણસ અગર બદદાનતથી તે મીલકતનો ખોટો ઉપયોગ કરે, અથવા તે પોતાને કામે લગાડે, અથવા તે સોંપણ શી રીતે બજાવવી એ વિશે કાયદાએ કાંઈ હુકમ ફરમાવ્યો હોય તે હુકમ તોડીને, અથવા તે સોંપણ બજાવવા વિશે તેણે સાફ અથવા અરથાંત સમજાય એવો કાંઈ કાયદેસર કરાર કરયો હોય તે કરાર તોડીને, બદદાનતથી તે મિલકત વાપરે અથવા તેનો વગ કરે, અથવા જાણી જોઈને કોઈ બીજા માણસને તેમ કરવા દે, તે માણસે "સાપરાધ વિસવાસઘાત" કરયો એમ સમજવું.

દષ્ટાંત.

(અ) એક મરનાર સખ્સના વિલમાં અ ને વકીલ ઠરાવેલો છે તે અગર તે મરનારની મિલકતની વેહેચણ તે વિલ પ્રમાણે કરવાનો કાયદાનો હુકમ બદદાનતથી નહી માનીને તે મિલકત પોતાને કામે લગાડે, તો અ એ સાપરાધ વિસવાસઘાત કરયોએમસમજવું.

(બ) અ એક વખારવાળો છે. અને બ કેથાં ગામ જાય છે, તે પોતાનો સામાન અ ને સોંપે, એવા કરાર કરીને કે એ સામાન રાખવા માટે હું તમને આટલું વખારનું ભાડું આપું, ત્યારે તમારે એ સામાન મને પાછો આપવો. અ બદદાનતથી તે માલ વેચી નાંખે, તો અએ સાપરાધ વિશ્વાસઘાત કરયો એમ સમજવું.

(ક) અ કલકત્તામાં રહીને ઝ દીલીમાં રેહે છે, તેના આડતીઆ દાખલ કામ કરે છે, અને અ તથા ઝ ની વચે સાફ કે અરથાંત સમજાય એવો એક એ રીતનો કરાર થએલો છે કે ઝ જેટલું નાણું મોકલે તેટલું સઘળું અ એ ઝ ના હુકમ મુજબ વાપરવું,

પછી ઝ એક બાબ રૂપીઆ અ.ને મોકલે, અને એમ લખી મોકલે કે અ એ તે રૂપીઆના કંપનીની નોટો લેવી અ બદદાનતથી તે હુકમ નહી માને અને તે રૂપીયા પોતાના ધંધામાં વાપરે, તો અ એ સાપરાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(ઉ) પણ ઉપલા દ્રષ્ટાંતમાં અગર એમ બનેકે, બદદાનતથી નહી, પણ, બંગાળાના બેંકના શેર રાખવામાં ઝ ને વધારે ગુણ થશે એવું માનીને, શુદ્ધબુદ્ધિથી કંપનીની નોટો નહી ખરીદ કરતાં ઝ ને માટે તે બંગાળાની બેંકના શેર અ ખરીદ કરે, તો એ ઉપરાંત, અગર ઝ ને હાની થાય, અને તે હાનિને માટે અ ની ઉપર દિવાનીમાં ફરિયાદી કરવાનો તેનો હક હોય, તો પણ અ એ બદદાનતથી કામ કર્યું નથી માટે, તેણે સાપ્રાધ વિશ્વાસઘાત કર્યો નથી એમ સમજવું.

(ઊ) અ એક મેહેસુલી અમલદાર છે. તેને સરકારી નાણું સોંપેલું છે, અને જે નાણું તેના હવાલામાં હોય તે તેણે ફલાણી તીજોરીમાં ભરવું એવો તેને કાયદાનો હુકમ છે અથવા એમ કરવાને તે સરકારની સાથેના સાફ અથવા અરથાત સમજાય એવી રીતે કરેલા કોઈ કરારથી બંધાએલો છે. એમ છતાં અ બદદાનતથી તે નાણું વાપરે, તો તેણે સાપ્રાધ વીશ્વાસ ઘાત કર્યો એમ સમજવું.

(ઋ) અ એક ભારવાહક છે. તેને ખુસ્કી કે તરીને રસ્તે લઈ જવાને કોઈ મીલકત ઝ એ સોંપી છે તે મીલકતનો તે બદદાનતથી ખોટો ઉપયોગ કરે, તો તેણે સાપ્રાધ વીશ્વાસ ઘાત કર્યો એમ સમજવું.

ટીકા.—ગીરો દસ્તાવેજ લખી આપ્યા છતાં તે લખી આપ્યો નથી એમ કહી ગીરો મુકેલી જમીન ગીરોદારને આપવાનો ના કહી તેથી સાપ્રાધ વિશ્વાસઘાતનો ગુનોહ અને એવી રીતે હક ઉત્પન્ન કરતા દસ્તાવેજોનો ખોટો ઉપયોગ કર્યો એવું ગણી તેઓ ઉપર પી. કો. કા. ૪૦૫ તોહોમત રાખ્યું છે. પણ આવી હકીકતથી સાપ્રાધ વિશ્વાસઘાતનો ગુનોહ બનેછે એમ નથી. અને તકરારી વાત સાધારણ રીતે દીવાની ફરિયાદીના વિષયછે તેથી તોહોમત રદ કર્યું (મુ. હા. વા. ૨ પા. ૧૨૭ સરકાર વિરુધ બાકરનાયક વિગેરે)

ફરિયાદીએ સોંપેલો માલ ગુનેહગારે વાપરી ખાધો તેથી તેના ઉપર પી. કો. કા. ૪૦૩ મુજબ બદદયાનતથી ખોટો ઉપયોગ કર્યાનું તોહોમત મુકેલું તેમાં ઠરાવ્યું કે આવા કામમાં તે તોહોમત નહિ રહેતાં બદદયાનતથી વિશ્વાસઘાત કર્યાનું તોહોમત રહી શકે છે (મુ. હા. વા. ૪ પાને ૩ સરકાર વિરુધ ગણુજલદ રામચંદ્ર)

ઘરેણું કરાવવાં માટે કેદીઓને આપેલા રૂપામાં તેઓએ તાંબાનો ભેળ કર્યો તેથી તેનાપર કા. ૪૧૭ મુજબ ઠગાઈનું તોહોમત રાખેલું તેમાં ઠરાવ્યું કે સદરહુ પ્રમાણેના બનાવથી આ ગુનોહ ઠગાઈનો નથી પણ સાપ્રાધ વિશ્વાસઘાતનો છે (મુ. હા. વા. ૪ પાને ૧૯ સરકાર વિરુદ્ધ બાબાજી બીનભાઉ વિગેરે)

ગુનેહગાર ઉપર વેચવા આપેલી જણસોની કીમત સંબંધી સાપ્રાધ વિશ્વાસઘાત કર્યાનું તોહોમત હતું. ફરિયાદી અને ગુનેહગાર ભાગીદારછે તેથી વિશ્વાસઘાતનું તોહોમત રહી શકતુ નથી એવી તકરાર આવ્યાથી ઠરાવ્યું કે ગુનેહગાર ભાગીદાર હતો એવું પુરાવાથી શાબિત થાયછે તો તેનાપર વિશ્વાસઘાતનું તોહોમત રહી શકતુ નથી (કા. હા. વી. રી. વા. ૯ તા. ૨૯ ફેબ્રુઆરી ૧૮૬૮ સરકાર વિ० લાલચંદરાય)

કોઈ માણસના અનેક ચાકરોએ પોતામાંના એક ચાકરને સર્વનો પગાર લેવા માટે શેઠ પાસે મોકલ્યો તે પગાર લઈ તે માણસ નાશી ગયો તો તે માણસે લીધેલા પૈસા શેઠના નહિ છતાં તેણે તે બીજા ચાકરોના મુખત્યાર તરીકે લીધાછે અને તેમ હોવાથી તે મા-

ણસ આ કલમ પ્રમાણે ગુનેહગાર થાયછે (મે. પૃ: ૨૭૧)

જે લગ્ન થયેલી સ્ત્રીઓથી કાયદા પ્રમાણે કરાર થઈ શકતો નથી એવી સ્ત્રીઓના તાબામાં કાંઈ મિલકત કરેલા છતાં તે સ્ત્રી તે મિલકતનો બદદ્યાનતથી ગેર ઉપયોગ કરે તો તે સ્ત્રી આ કલમના પેહેલા ભાગ પ્રમાણે શિક્ષાને લાયકછે (મે. પૃ. ૨૮૪)

આ કલમ પ્રમાણે તોહોમત મુકાઈ તેનાં જે નિર્દોષ ઠરયો હોય તેના ઉપર તેજ તોહોમતના કામમાં પડેલા પુરાવથી ચોરાના મિલકત લેવાનું પણ તોહોમત રેહી શકે વળી સદરહુ ગુનોહ સંપુરણ થવા માટે જે મિલકત તેને જેવા કરારથી સોપી હોય તે કરાર વિરૂધનાં કૃત્ય કરી તે પોતાના ઉપયોગમાં લીધી એમ પણ શાબિત થવું જોઇએ (ઈ. ડા. પૃ. ૩૪૫)

સાપરાધ વિશ્વાસઘાતની શિક્ષા.

૪૦૬. જે માણસ સાપ્રાધ વીશ્વાસઘાત કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ભારવાહક વગેરે એ સાપરાધ વિશ્વાસઘાત કરવા.

૪૦૭. કોઇ શખ્સને ભારવાહક દાખલ, અથવા ડંકાવાળા કે વખારવાળા દાખલ કાંઈ મિલકત સોંપી હોય, અને તે શખ્સ તે મિલકત બાબત સાપ્રાધ વિશ્વાસઘાત કરે, તો તે શખ્સને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ મેહેતા અથવા ચાકરે સાપરાધ વિશ્વાસઘાત કરવા.

૪૦૮. કોઈ માણસ મેહેતો અથવા ચાકર હોય, અથવા કોઇને મેહેતા કે ચાકર દાખલ રાખ્યો હોય, અને તે દરજ્જાથી તેને કાંઈ મીલકત અથવા કાંઈ મીલકત ઉપર અખ્તીયાર કોઈ પણ રીતે સોંપ્યો હોય તે માણસ તે મીલકત બાબત સાપ્રાધ વીશ્વાસઘાત કરે, તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—કોઈ નોકરને વિશેષ કામ માટે કાંઇ પૈસા આપ્યા હોય પણ તેણે તે પૈસા તે કામમાં નહિ ખરચ્યા છતાં ખરચ્યાછે એમ ખોટું કહે તો તે આ કલમ પ્રમાણે ગુનેહગારછે (કો. હા. વો. રી. વા. ૧૦ પા. ૨૮ વાટસન અને કંપની વિ૦ ગુલાબખાન)

કોઈ સરકારી નોકરે અથવા સરાફે, વેપારીએ, કે આડતીયાએ સાપરાધ વિશ્વાસઘાત કરવા.

૪૦૯. કોઈ માણસને તેના દરજ્જાથી સરકારી નોકર દાખલ, અથવા તેના ધંધાસર, તેને સરાફ, વેપારી, કોઠીદાર, દલાલ, વકીલ કે આડતીયા દાખલ, કાંઈ મીલકત અથવા કાંઈ મીલકત ઉપર અખ્તીયાર કોઈ પણ રીતે સોંપ્યો હોય, તે માણસ તે મીલકત બાબત સાપ્રાધ વીશ્વાસઘાત કરે, તો તેને જીવતાં સુધી સમુદ્રપારના અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—આ કલમ પ્રમાણે ગુનોહ થવાને સરકારી નોકર એ રીતે જે પ્રકારની મિલકત તાબામાં લેવાનો અધિકાર હોય તે પ્રકારની મિલકત સરકારી નોકરને તાબે કરેલી હોવા જોઈયે (મ. હા. વા. ૪ પાને ૩)

કેદીપર આ કલમ પ્રમાણે તોહોમત મુકેલું પણ આસીસ્ટંટ શેશનજડજે કામ ચાલતાના દરમ્યાનમાં કેદીને ફરિયાદીના પુરાવા પુરો પાડવાને કેટલાક સવાલ કરયા તેથી તજવીજમાં

લાગુંજ ગેરકાયદે થયું એમ ગણી તોહોમત રદ કર્યું (મુ. હા. વા. ૩ પાને ૫૧ સરકાર વિ. જે. એમ. ડાયાઝ)

સરકારથી નિમાયલો તલાટી સરકાર ભરણાની રકમને બદલે દાણા લઈ તેની કીમત પોતે સરકારમાં ભરતો તેથી તે આ કલમ પ્રમાણે ગુનેહગાર નથી(મ.હા.વા.૪એપનડીક્ષપ્ર.૩૨)

મીઠાના વખારમાં મીઠું સીલાકે નિકળતું હોય તે કરતાં કમી મીઠું સીલકમાં નિકળે તો પણ જ્યાંહાંસુધી મીઠું દરોગો ખાઈ ગયો એવો પુરાવો ન હોય ત્યાંહાં સુધી તે વિશ્વાસઘાતનો ગુનેહગાર ઠરતો નથી (ક્રા. વી. રી. વા. ૫ પા. ૨૧)

કોઈ હેડકલાર્કનું સ્ટાંપ વેચવાનું કામ હોય પણ તે કામ તેણે પોતાના ઉપરીની મંજુરીથી પોતાના આસીસ્ટંટને સોંપ્યું હોય તે આસીસ્ટંટ સ્ટાંપલઈ નાશી જાય તો તેવી બાબતમાં વિશ્વાસઘાતનો ગુનેહગાર આસીસ્ટંટ ગણાય (ક્રા. વી. રી. વા. ૧૩ પાને ૭૭)

## ચોરીની મીલકત લેવા બાબત.

ચોરીની મીલકત | ૪૧૦. જે મીલકતનો કબજો ચોરીથી, અથવા જબરાઈના કઢાવવાથી, અથવા અપહરણથી, એકની પાસેથી બીજાની પાસે ગયો હોય તે મીલકત, તથા જે મીલકતનો સાપરાધ ખોટો ઉપયોગ થયો હોય, અથવા જે બાબત સાપરાધ વીશ્વાસઘાત થયો હોય, તે મીલકતનું નામ "ચોરીની મીલકત" પાડ્યું છે પછી બ્રીટીશ ઈંડિયાની માંહે અથવા બહાર તે કબજો એકની પાસેથી બીજા પાસે ગયો હોય અથવા તે સાપરાધ ખોટો ઉપયોગ અથવા વીશ્વાસઘાત થયો હોય તો પણ અગર તે મીલકત જે સખ્સનો તે કબજામાં લેવાનો કાયદા મુજબ હક હોય એવા કોઈ સખ્સના કબજામાં પાછળથી આવે તો પછી તે ચોરીની મીલકત સમજવી નહી.

*ટીકા.*—જે માલ ચોર્યો હોય તેજ માલ લેનાર આ કલમ પ્રમાણે ગુનેહગાર છે પણ ચોરેલો માલ વેચી તેને બદલે બીજો બનાવેલો માલ તાબામાં લેતો તે લેનાર આ કલમ પ્રમાણે ગુનેહગાર નથી (મે. પૃ. ૨૯૦)

ચોરાયલી મિલકત છે એમ જાણવા છતાં ચોરોને મદદ કરવા માટે કીંવા તે મિલકત છુપાવવા માટે લીધી હોય પછી તે લેનારને ફાયદો ન હોય તોએપણ તે લેનાર આ કલમ પ્રમાણે ગુનેહગાર છે. (રસલ વા. ૨ પા. ૫૫૪)

કોઈ માણસ મિલકત ચોરી તે એકાદ માણસની બાયડીને સ્વાધીન કરે અને તે બાયડી એ મિલકત પોતાના ધણીને આપે તો તે ધણી તે ગુનાહ બદલ શિક્ષાને પાત્ર થાય છે. (મે. પૃ. ૨૯૨)

તોહોમતદારે ચોરીનો માલ લેવા ઇરાદો કરેલો પણ જ્યાંહાં સુધી ચોર પાસેથી એ માલ તેની પાસે આવ્યો ન હોય ત્યાંહાં સુધી તે ચોરીનો માલ રાખ્યાનો ગુનેહગાર નથી (આર્ચ. પૃ. ૪૭૪)

ચોરીની મિલકત બદદાનતથી લેવી. | ૪૧૧. કોઈ માણસ બદદાનતથી કાંઈ ચોરીની મીલકત લે અથવા રાખે, અને તે ચોરીની મિલકત છે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

*ટીકા.*—આ કલમ મુજબ બદદયાનતથી ચોરીનો માલ રાખ્યાનું તોહોમત કોઈ શખ્સ ઉપર ઠરાવવામાં આવેલો તે તોહોમતનામામાં લખ્યું કે તોહોમતવાળાના કબજામાં જે ચોરી

માલમ પડી તે ચીજો અ, બ ની ચોરીએ ગયેલી મિલકત હતી (મુ. હા. વા. ૧ પા. ૬૫ સરકાર વિ૦ સીદુ બળનાથ)

• મોરીશીયસટાપુ કે જ્યાં પીનલકોડ અમલમાં નથી તે ટાપુમાં ચોરાયલો માલ રાખનાર ચોરીનો માલ રાખનાર ગણાય નહિ તેથી તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત ન આવે (મુ. હા. ઇ. લા. વા. ૫ પા. ૩૩૮ સરકાર વિ૦ મુરગા ચેટી)

મિલકત લેતી વખતે ચોરીનીછે એમ જાણ્યામાં ન હોય પણ ચોરીનીછે એમ જાણ્યા પછી રાખે તો તે આ કલમ પ્રમાણે ગુનેહગાર થાય (મ. હા. વા. ૪ પા. ૪૨)

આ કલમ પ્રમાણે આરોપિતપર તોહોમત હતું તેમાં માલ ચોરીનોછે એમ આરોપિત જાણતો હતો પણ તે બદદયાનતથી લીધોછે એમ કાગળપત્રોમાં લખવામાં આવ્યું નહોતું તેથી શેશનજડજે અપીલમાં છોડી દીધાથી ઠરાવ્યુ કે તોહોમતનામામાં કીંવા તે શાબિતીના કાગળપત્રમાં બદદયાનતથી એ શબ્દ લખ્યા નથી તો એટલાજ કારણથી તેનાપરનું તોહોમત રદ થઇ શકતું નથી. આરોપિતપરના અપરાધની તેને પુરણ રીતે માહીતી હતી • અને બદદયાનતના શબ્દ નહિ ઘાલવાથી આરોપિતને નુકશાન થયું નથી માટે શેશનજડજે કરેલો હુકમ રદ કરેલો (મુ. હા. વા. ૧૦ પાને ૩૭૩ સરકાર વિ૦ રખમા અને બીજા)

ક્રી: પ્રો. કોડને જોડેલા પરિશિષ્ટના ૭ મા આશનમાં આ કલમની સામે પહેલા વર્ગના કનિષ્ટ માજીસ્ત્રેટે એ શબ્દ લખેલોછે તે ઉપરથી આ કલમ પ્રમાણે જે ગુનાહની તજવીજ થઇ સકે તે ગુનહાઓ ક્રી. પ્રો. કો. કા. ૪૩૫ ના અમલમાંથી નિકળી જાય છે. કારણ કે કાયદા કરનારાઓનો ઇરાદો એવોછે કે ભારે કામમાં માત્ર શેશનકોરટેજ હાથ ઘાલવો જોઇયે. આ કલમ પ્રમાણે કોઇના ઉપર તોહોમત મુકયું હોય તેને જો કોઇ ફુલપાવર માજીસ્ત્રેટે છોડી દીધો હોય તો તેને કમિટ કરવાનો હુકમ શેશનકોરટ કરી શકતી નથી (મુ. હા. તા. ૧ ડીસેમબર ૧૮૭૦ સરકાર વિરૂધ રામચંદ હેમચંદ)

આરોપિતપર આ કલમ પ્રમાણે તોહોમત હોવાથી માજીસ્ત્રેટે ૩૫૦) ના દંડની અને તે ના આપેથી ૪૫ દીવશની કેદની શિક્ષા કરી હતી તેપર અપીલમાં દંડની શિક્ષા રદ કરી કેદની જે શિક્ષા ભોગવવાની હતી તેને ઠેકાણે ફટકાની શિક્ષા કરી તેમાં ઠરાવ્યુ કે એ ફટકાની શિક્ષા બાકી રહેલી કેદની શિક્ષાને ઠેકાણે ન કરતાં જે અવલ શિક્ષા આપી હતી તેના બદલામાં કરવી હતી. (મુ. હા. તા. ૯ સપટેમબર ૧૮૭૭ સરકાર વિ૦ યારેખાન નથેખાન)

કેદીપર આ કલમ પ્રમાણે તોહોમત હતું અને તે તોહોમતની તેણે કબુલત આપી હતી પણ તે કબુલતપર ક્રી. પ્રો. કા. ૩૪૯ પ્રમાણે સહી માજીસ્ત્રેટે કરી નહોતી તેમાં ઠરાવ્યું કે કેદીની કબુલતથી તેને શિક્ષા કરવાનો માજીસ્ત્રેટને અધિકાર હતો તેથી તેની કબુલત દફતરે • દાખલ કરવાની જરૂર નહોતી)કા.હા. ઇ.લા.વા.૩પા.૭૫૯સુમનથા અને બીજાની બાબતમાં)

નેપાલના રાજ્યમાં આરોપિતે ચોરી કરી પણ ચોરીનો માલ બ્રીટીશ રાજ્યમાંથી તેના કબજામાંથી જડ્યો તો તેણે ચોરીનો ગુનોહ કર્યો તે બ્રિટીશ રાજ્ય બહારે કરેલો તેથી તેનાપર ચોરીનું તોહોમત રાખી કામ ચલાવવાનો આ રાજ્યની કોરટને અધિકાર નથી પણ ચોરીનો માલ રાખ્યાનું તોહોમત રાખી તેની તપાસ ક્રી. પ્રો. કા. ૬૬ ઉદાહરણ બ પ્રમાણે કરવાને આ રાજ્યની કોરટને અધિકારછે. (કા. હા. ઇ. લા. વા. ૬ પા.૩૦૭ સરકારવિરૂધ શંકર ગોપ)

જે માલ પોતા પાસેથી ચોરીએ ગયો હતો એવો ફરિયાદીને વહેમ આવ્યાથી તે માલ કહી કાંઇ લાકડાં તેણે પોલીશના તાબામાં આપ્યાં. તોહોમતવાળાએ એ લાકડાં પોલીશના તાબામાંથી જોરજુલમથી લીધાં. ચોરાયલો માલ છે એવું જણાયલો ચોરીનો માલ બદદયાનતથી લીધાના તોહોમત બદલ જો કે અવલ કોરટના માજીસ્ત્રેટ તથા અપીલ કોરટના શેશનજડજ એ બંનેનું એવું મત હતું કે માલ પાછો લીધાથી જે પુરાવો થાયછે તે શિવાય લાકડાં ખરેખર ચોરાયલાં હતાં એવો પુરાવો નથી તોપણ ચોરાયલો માલછે એવું જણાયલો ચોરીનો માલ બદદયાનતથી લીધાનું તથા હંગામો કરવાનું તોહોમતવાળાપર શાબિત થાયછે એવું તેઓએ ઠરાવેલું તેમાં હાઇકોરટે ઠરાવ્યુ કે

"લાકડાં લેવામાં તોહોમતવાળા તરફથી જે વર્તણુક થઇ તે ઉપરથી લાકડાં ચોરીનાંછે એવું તે જાણતો હતો યા તે એમ માનવાનું કારણ હતું એવો પુરાવ થાય પણ તે વર્તણુક ઉપરથી લાકડાં ખરેખર ચોરીનાંછે એ વાત શાબિત થઇ શકતી નથી, તથા લાકડાં બદ-દયાનતથી ફરિયાદી પાસેથી લઇ તોહોમતવાળાને આપ્યાં એવું વાજબી રીતે શાબિત થાય એવો પુરાવો નથી, માટે ચોરેલો માલ બદદયાનતથી લેવાનું તોહોમત શાબિત થયાનો ઠરાવ કાયમ રહી શકતો નથી કારણ આ કોરટનો અભિપ્રાય એવોછે કે માલ ખરેખર ચોરીનોછે એ બાબતના આધારમાં જો કેવળ તલ માત્ર પુરાવો હોય તો તે દીવાની કામમાંપણ જ્યુરીને સોંપવો નહિ, ફોજદારી કામમાંતો ત્યારે જ્યુરીને સોંપવોજ ન જોઇયે ને માજીસ્ટ્રેટતો તેની ઉપર શાબિતીના ઠરાવનો પાયો મુદલ રચવોજ ન જોઇયે (મું. હા. તા. ૨૫ નવેંબર સને ૧૮૭૫ સરકાર વિરૂધ શિવરામ રઘુનાથ)"

ચોરીનો માલ બદદયાનતથી રાખ્યાનું આરોપિતપર તોહોમત હતું તેની તપાસ જ્યુરીની રૂબરૂ થઇ તે વખતે જ્યુરી હકીકત કહેતાં જડજે એમ કહ્યું કે "આરોપિતની વર્તણુક કેવી છે એના સબંધે અનુમાન કરવા માટે આરોપિતપર અગાઉ ચોરીનો ગુનાહ સાબિત થયો છે" તેથી એ વાત વીચારમાં લેવી તેમાં ઠરાવ્યું કે જડજે જ્યુરીને એમ કહેવામાં ચુક કરી છે કારણ કે આરોપિતપર અગાઉ કોઇ પણ ગુનાહની સાબિતી થઇ હતી એ વાત લાગુ છે એવો પુરાવાના આકટની કા. ૫૪ માં ઠરાવ છે પણ તેજ કલમમાં તેની વર્તણુક સારી નથી એ વાત લાગુ નથી એમ છે તેથી તે બદલનો પુરાવ લાગુ નથી માટે તે વાત વિચારમાં લેવા લાયક નથી. ( કા. હા. ઇ. લા. વા. ૫ પા. ૬૮ સરકાર વિરૂધ રોશન હુસાય વિગરે.)

કેદીપર પ્રથમ ચોરી કર્યાના ગુનાહ બે વખત સાબિત થયા હતા એવું આરોપિતે કબુલ કર્યું હતું અને હાલ ચોરીનો માલ બદદયાનતથી રાખ્યાનું તોહોમત છે તે સાબિત થયાથી કેદીને કેદની તથા ફટકાની સિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે ચોરીનો ગુનાહ અને ચોરીનો માલ બદદયાનતથી લીધાનું તોહોમત એ બે એકજ ગુનાહ નથી માટે ફટકાની શિક્ષા થઇ શકતી નથી (અલહા. હા. ઇ. લા. વા. ૧ પા. ૬૬૬ સરકાર વિરૂધ પરતાપ.)

ચોરીનો માલ લીધા બદલ કોઇનાપર તોહોમત છતાં તે માલ ચોરીનો છે એ બદલ પુરાવ ન હોય તેથી આરોપિતને માજીસ્ટ્રેટે છોડી દીધો હોય પણ માલ ચોરીનો છે એમ માજીસ્ટ્રેટની ખાત્રી થઇ હોય તો તે માલની બાવસ્થા કા. પો. કા. ૪૧૮ પ્રમાણે કરવા વિશે હુકમ કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર છે. (અલહા. હા. ઇ. લા. વા. ૨ પા. ૨૭૬ સરકાર વિરૂધ નીલંબર બાબુ )

ચોરીમાં મદદ કર્યા બદલ અને ચોરીનો માલ લીધા બદલ એકજ માણસપર તોહોમત સાબિત કરી તેને શિક્ષા કરવી એ ગેરકાયદેસર છે ( અલહા. હા. ઇ. લા. વા. ૩ પાને. ૧૮૧ સરકાર વિરૂધ સીતારામરાય.)

ચોરીનો માલ કબજામાં હોય તેટલા ઉપરથી ચોરીનો માલ બદદયાનતથી લીધાનું અનુમાન કરવું કે નહિ એ વિશે વિચાર કરતાં આરોપિત પાસે તે માલનો કબજો હોવા વિશે જ્યુરીએ પોતાની ખાત્રી કરી લેવી જોઇયે એમ જડજે જ્યુરીને કહેવું જોઇયે વળી એકાદ માણસના ઘરમાં ચોરીનો માલ છુપાવ્યો છે એવું દેખાઇ આવ્યાથી તે માલ ચોરીનો છે એવું તેને માહીત હતું એમ અનુમાન કરવાને તેટલી વાત બસ છે; પરંતુ તેટલા ઉપરથી તેણે તે માલ ડાકાઇટી કરી મેળવ્યો છે એમ સાબિત થનાર નથી (મું. હા. ઇ. લા. વા. ૬ પા. ૭૩૧ સરકાર વિરૂદ્ધ મલ[illegible]રી.)

આ કલમ પ્રમાણે ચોરીનો માલ લીધા બદલ અને કા. ૪૧૩ પ્રમાણે ચોરીના માલનો વેપાર કરવાનો વહીવટ રાખ્યા બદલ કેદીનો એકી વખતે ઇનસાફ કરવો નહી એવે પ્રસંગે યોગ્ય માર્ગ એટલો છે કે આ કલમ પ્રમાણે આરોપિતનો પહેલો ઇનસાફ કરવો અને તેમાં જો તેનાપર તોહોમત સાબિત થાય તો તેજ કાગળ પત્રો પુરાવમાં આપી કા. ૪૧૩ પ્રમાણે પછી ઇનસાફ કરવો (કા. હા. ઇ. લા. વા. ૮ પા. ૬૩૪ સરકાર વિરૂદ્ધ. ઉત્તમકાંડુ.)

ડાકાઈટી કરતાં ચોરેલી મીલકત બદદાનતથી લેવી.

૪૧૨. કોઈ માણસ બદદાનતથી કાંઈ ચોરીની મીલકત લે અથવા રાખે, અને તે મીલકતનો કબજો ડાકાઈટી કરવાથી એકના પાસેથી બીજાની પાસે આવેલો છે એમ તે માણસ જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, અથવા જે સખ્સ ડાકાઈટોની ટોળીમાં છે અથવા તેઓની ટોળીમાં હતો એવું જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં એવા કોઈ સખ્સ પાસેથી કોઈ માણસ બદદાનતથી કાંઈ મીલકત લે, અને તે મીલકત ચોરેલી છે એમ તે જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની સખ્ત કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—સદરહુ કલમ મુળ ડાકાઈટીમાં નથી એવા માણસને લાગુ છે અને જે માણસના તાબામાંથી મિલકત મળી હોય તેના ઉપર જો આ કલમ પ્રમાણે નવો આરોપ મુકવામાં આવે તો જે ગુનેહગારને આ કાયદાની કા. ૩૯૧ પ્રમાણે શિક્ષા કરી હોય તેને આ કલમ પ્રમાણે જુદી શિક્ષા આપવામાં આવતી નથી (મે. પ્ર. ૨૯૨.)

આ કલમ પ્રમાણેનો ગુનોહ સાબિત થવા માટે આરોપિત એમ માનતો કીંવા જાણતો હોવો જોઈયે કે તેણે લીધેલ મિલકત ડાકાઈટોમાંની છે કીંવા જેની પાસેથી એ મિલકત લીધી તે શખ્સ ડાકાઈટી કરનારો છે (કા. હા. વી. રી. વા. ૭ પા. ૧૦૯ સરકાર વિરૂધ ત્રીગોભર બગદી વિગરે.)

આરોપિતપર કા. ૩૯૫ પ્રમાણે તોહોમત મુક્યું હતું અને સાબિતી કા. ૪૧૨ પ્રમાણે કરી તેમાં ઠરાવ્યું કે સાબિતિ બરાબર નથી શાથી જે શેશન જડજે કા. ૪૧૨ પ્રમાણે તોહોમત મુક્યું નહોતું અને ક્રી. પ્રો. કા. ૫૨ થી ૫૯ સુધીમાંના નિયમ લાગુ નથી (મુ. હા. તા. ૧૯ જુન સને ૧૮૭૦ સરકાર વિ૰ ગોપાળ વલદે પરસુરામ વિગરે.)

ગાયકવાડી મુલકમાં ડાકાઈટી થઈ તેમાંનો કાંઈ માલ આરોપિતે આ રાજ્યમાં છુપાવ્યો તેમાં ઠરાવ્યું કે ડાકાઈટી પરરાજ્યમાં થઈ છે તેથી તે ગુનાહ બદલ નહી પણ આ કલમ પ્રમાણે ચોરીનો માલ રાખ્યાનું તોહોમત મુકી તેની તપાસ આ રાજ્યની કોરટ કરી શકે (મુ. હા. ઈ. લા. વા. ૧ પાને. ૫૦ સરકાર વિ૰ લખ્મીયા ગોવિંદ વિગરે.)

કલમ. ૪૦૯ પ્રમાણેના તોહોમતથી જેને સજા થઈ હોય તેનાજપર તે કલમની સાથે આ કલમ પ્રમાણે તેજ ગુનાહ બદલ તોહોમત મુકાઈ શિક્ષા થાય નહી. (અહ્હા. હા. વા. ૨ પા. ૩૧૩ સરકાર વિ. શંકર ).

નિત્ય ચોરીના મિલકતનો ધંધો કરવો.

૪૧૩. જે મિલકત ચોરીની મિલકત છે એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં, જે માણસ નિત્ય તેવી મીલકત લે અથવા તેનો ધંધો કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**.—પી. ક્રો. કા. ૪૧૧ પ્રમાણે ચોરીનો માલ લીધા બદલ અને કલમ. ૪૧૩ પ્રમાણે ચોરીના માલનો વેપાર કરવાનો વહીવટ રાખ્યા બદલ કેદીનો એકદમ ઈનસાફ કરવો નહી એવે પ્રસંગે યોગ્ય માર્ગ એટલોજ કે કલમ ૪૧૧ પ્રમાણે આરોપિતની પ્રથમ ચોકશી કરી ઈનશાફ કરવો અને તેમાં જો તેનાપર તોહોમત સાબિત થાય તો તેમાંના કાગળપત્રો પુરાવામાં લઈ કલમ ૪૧૩ પ્રમાણે પછી ઇનસાફ કરવો. (કા. હા. ઈ. લા. વા. ૮ પાને ૬૩૪ સરકાર વિ૰ ઉત્તમ કુંડું વિગરે).

ચોરીની મિલકત સંતાડવામાં મદદ કરવી | ૪૧૪. કાંઈ મીલકત ચોરીની મીલકત છે એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં, તે મીલકત સંતાડવામાં, અથવા તેનો વગ કરવામાં, તે અથડાવામાં જે માણસ બુધિપુરવક મદદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—કલમ ૪૧૧ પ્રમાણે જેનાપર તોહોમત રહી શકે નહી એવા માણસને આ કલમ લાગુ હોય એમ જણાય છે. ચોરીનો માલ ચોરે અને બીજો માણસ એ બેઉના એકઠના કબજામાં હોય તો તે બીજો માણસ માલ લેનાર પ્રમાણેજ શિક્ષાને પાત્ર છે. (સા. પ્ર. ૨૭૪)

ચોરીનો માલ જાણી બુઝીને છુપાવવામાં કીંવા નહી જેવા કરવામાં મદદ કર્યાનો ગુન્હો હોય તો તે માલ કયા પ્રકારનો છે અને કેવી રીતે નહી જેવા કર્યો તેનો વિચાર કરવો (મું. હા વા. ૨ પા. ૧૩૦ સરકાર વિ૦ હરીશંકર કર્કારેબા )

એક માણસે રેલવેના ખોલા ચોરી બીજા એક માણસના ઘરમાં છુપાવી મુક્યાંના કામમાં મદદ કરી હોય અને કોઈ બીન અપરાધી માણસને શિક્ષા થવા માટે પોતે નાશી ગયો હોય તો પી. કો. કા. ૧૯૩ પ્રમાણે તે માણસ ન્યાયના કામમાં ઉપયોગી પડવા વાસ્તે ખોટો પુરાવો બનાવ્યો તે બદલ અને વળી આ કલમ પ્રમાણે ચોરીનો માલ છુપાવ્યાના કામમાં તેણે મદદ કરી એ બદલ શિક્ષાને પાત્ર થાય છે (અલ્હા. હા. ઈ. લા. વા. ૧ પા. ૩૭૯ સરકાર વિરૂદ્ધ રામેશર રાય.)

### ઠગાઈ બાબત

ઠગાઈ. | ૪૧૫. જે માણસ, કોઈ સખસ સાથે ફરેબ કરીને, દગલબાજીથી અથવા બદદાનતથી એવું કરે કે જેની સાથે ફરેબ કર્યો હોય તે સખસ કોઈ સખસને કાંઈ મીલકત આપે, અથવા કોઈ સખસની પાસે કાંઈ મિલકત રેહેવા દેવાની રજામંદી આપે, અથવા અગર ફરેબ નહી કર્યો હોય તો જે વસ્તુ તે સખસ કરે નહી અથવા કરવામાં કસુર કરે નહી એવી કાંઈ વસ્તુ તે ફરેબ દીધેલા સખસને કરવાને અથવા તે કરવામાં કસુર કરવાને ઇરાદાથી લલચાવે, અને તે કામ અથવા કસુર એવી હોય કે તેથી તે સખસને શરીર, મન, આબરૂ, કે મિલકત તરફની કાંઈ નુકશાની કે હાની થાય, અથવા થશે એવો સંભવ હોય, તો તે માણસે "ઠગાઈ" કરી એમ સમજવું.

ખુલાસો—કાંઈ હકીકતને બદદાનતથી છુપાવવી, તે પણ આ કલમના અર્થ પ્રમાણે ની ફરેબ છે એમ સમજવું.

### દૃષ્ટાંત.

(અ) હું સિવિલ સરવિસમાં છુ એવો ખોટો ઢોંગ કરીને, અ ઇરાદાથી ઝ ને ફરેબ દે, અને એ પ્રમાણે બદદાનતથી એમ કરે કે ઝ તેને કાંઈ માલ ઉધાર લેઈ જવા દે, અને અ તે માલનાં નાણાં આપવાનો ઇરાદો રાખતો નહી હોય, તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(બ) અ કોઈ વસ્તુપર એક ખોટો નીશાની કરીને ઇરાદાથી ઝ ને ફરેબ દે, અને તેના મનમાં એવો ભરૂસો ઉત્પન્ન કરે કે એ વસ્તુ ફલાણા નામીચા કારીગરે બનાવેલી છે, અને એમ કરીને તે વસ્તુ ખરીદ કરીને તેની કિંમત આપવાને ઝ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(ક) અ કાંઈ માલનો ખોટો નમુનો બતલાવીને ઇરાદાથી ઝ ને ફરેબ દે, અને તેના મનમાં એવો ભરૂસો ઉત્પન્ન કરે કે તે માલ નમુના જેવોજ છે, અને તેમ કરીને તે માલ ખરીદ કરીને તેની કીમત આપવાને ઝ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(ડ) અ એ કાંઈ માલ ખરીદ કર્યો છે તેની કીમત આપવાને બદલે, અ એક પેહેડીપર હુંડી લખી આપે, અને તે પેહેડીમાં અ નું કાંઈ નાણું હોય નહી, અને તેથી અ ને ઉમેદ હોય કે હું જે હુંડી આપુછું તે શિકરાવાની નથી, તેમ છતાં તે હુંડી આપીને અ ઇરાદાથી ઝ ને ફરેબ દે, અને એમ કરીને તે માલ આપવાને ઝ ને બદદાનતથી લલચાવે; અને તેને નાણું આપવાનો પોતાને ઇરાદો હોય નહી, તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(ઈ) કાંઈ વસ્તુ હીરા નથી એમ અ જાણતો હોય, તે વસ્તુ હીરા છે એમ કહીને અ તે ગીરો મુકે, અને ઇરાદાથી ઝ ને ફરેબ દે, અને એમ કરીને તે ઉપર રૂપીઆ ધીરવાને ઝ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(ફ) અ ઇરાદાથી ઝ ને ફરેબ દઇને તેના મનમાં એવો ભરૂસો ઉત્પન્ન કરે કે હું અ ને જે રૂપીઆ ધીરીશ તે અ મને પાછા આપશે, અને એમ કરીને રૂપીઆ ધીરવાને ઝ ને બદદાનતથી અ લલચાવે, અને તે રૂપીઆ પાછા આપવાનો પોતાનો ઇરાદો નહી હોય, તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(ગ) અ ઇરાદાથી ફરેબ દઇને ઝ ના મનમાં એવો ભરૂસો ઉત્પન્ન કરે કે અ મને આટલા ગળીના છોડવા આપવાનો ઇરાદો રાખે છે, અને અ નો કાંઇ આપવાનો ઇરાદો નહી હોય, અને એમ કરીને તે આપવાના ભરૂસા ઉપર કાંઈ નાણું આગળથી આપવાને ઝ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઈ કરી એમ સમજવું, પણ અગર તે રૂપિયા લેતી વખતે અ નો ઇરાદો તે છોડવા આપવાનો હોય, અને પછી પોતાનો કરાર તોડીને તે છોડવા નહી આપે, તો તેણે ઠગાઈ કરી એમ સમજવું નહી; પણ તેની ઉપર કરાર તોડવાની દિવાનીમાં ફકત ફરિયાદી ચાલી શકશે.

(હ) અ એ ઝ ની સાથે કાંઈ કરાર કર્યો છે, તે કરારમાંનો જેટલો ભાગ અ એ બજાવવાનો છે તેટલો અ બજાવી ચુક્યો એ પ્રમાણે અ ફરેબ દઇને ઝ ના મનમાં ભરોસો ઉત્પન્ન કરે, અને એમ કરીને પઇસા આપવાને ઝ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(ઇ) અ એક સ્થાવર મિલકત બ ને વેચીને તેના નામનું ખત કરી આપે, પછી તે મિલકત વેચી માટે હવે માહારો તે પર કાંઈ હક રહ્યો નથી એમ જાણ્યા છતાં, આગળ થયેલા વેચાણ તથા ખતની ઝ ને ખબર નહી આપતાં તે મિલકત અ ઝ ને વેચાતી અથવા ગીરો આપે, અને ઝ ની પાસેથી તેના કીમતના કે ગીરો બાબતનાં નાણાં લે તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

ટીકા.—કોઇ માણસે કાંઇ બાબત વિશે કરાર કરી પછી તે તોડ્યો હોય તો તેટલાજ ઉપરથી તેનો ફરેબ દેવાનો ઇરાદો હતો એમ નથી; માટે એવા ઇરાદા વીશે શાબિત કરવાનો બોજો ફરીઆદીપર રેહેછે. (મિ. પ્ર. ૨૯૫)

આ કલમ પ્રમાણે ફરીઆદીના શરીરને, મનને, આબરૂને કીંવા મિલકતને ઇજા કીંવા નુકશાન થાય એવી રીતે તેની મરજીમાં ફેરફાર થાય એવું તેનું મન વળે તો ગુન્હો પૂર્ણ થાય છે. જેમ કોઈ ઊંચ વર્ણના માણસને કોઈ નિચ વર્ણની છોકરી છતાં તે ઊંચ વર્ણની છે એમ કહી તેની સાથે લગ્ન કરવા તરફ તેનું મન વાળે તો તે આ કાયદાની કલમ ૪૧૬ પ્રમાણે વેશ બદલી ઠગાઈ કરવાનો ગુન્હેગાર થાય છે. (મે. પ્ર. ૨૯૭)

વેશ બદલીને ઠગાઈ કરવી. | ૪૧૬. પોતે કોઈ બીજો શખ્સ હોવાનો ઢોંગ કરીને, અથવા જાણી બુઝીને એક શખ્સને ઠેકાણે બીજો શખ્સ મુકીને, અથવા પોતે અથવા કોઈ બીજો શખ્સ ખરેખર જે હોય તેથી જુદોજ શખ્સ છે એવું બતાવીને, અગર કોઈ માણસ ઠગાઈ કરે, તો તેણે "વેશ લેઈને ઠગાઈ કરી" એમ સમજવું.

ખુલાસો—જે શખ્સનો વેશ લીધો હોય તે શખ્સ ખરેખર કોઈ હોય અથવા નહી હોય, તોપણ એ ગુનોહ થયો એમ સમજવું.

દષ્ટાંત.

(અ) હું ચ નામનો ફલાણો માલદાર સરાફ છું એમ કોઈ અ ઢોંગ કરીને ઠગાઈ કરે, તો અ એ વેશ લેઈને ઠગાઈ કરી એમ સમજવું.

(બ) હું બ છું એમ ઢોંગ કરીને અ ઠગાઈ કરે, અને બ તો મરી ગયેલો શખ્સ હોય, તો અ એ વેશ લેઈને ઠગાઈ કરી એમ સમજવું.

ટીકા.—જે શાહેદી જુઠી રીતે બીજાના નામથી જુબાની આપે તેના પર આ કલમ મુજબ તોહોમત નહી રહેતાં કલમ ૧૯૩ પ્રમાણે તોહોમત રહેછે. (મુ. હા. વા. ૨ પાને ૮૯ સરકાર વિરૂદ્ધ પ્રેમા બાપા)

કેદીએ પોતાનું ખરૂ નામ નહી કહેતાં હું અમુક માણસ છું એમ કહી એક કાગળ સ્ટાંપવેંડર પાસેથી વેચાણ લીધો તેમાં ઠરાવ્યું કે આ ગુનોહ વેશ બદલી ઠગાઈ કર્યાનો આ કલમ પ્રમાણે નથી. પણ કલમ ૧૭૭ મુજબ ખોટી ખબર આપ્યા બદલનો છે (મુ. હા. વા. ૩ પા. ૪૨ સરકાર વિરૂધ રાધાજી બીનકાનોજી.)

પોતાની દીકરી નહી છતાં છે એમ કહી કોઈનીસાથે પરણાવે તો તે ગુન્હો આ કલમ પ્રમાણે છે. (કા. હા. વી. રી. વા. ૭ પા. ૫૧)

ઠગાઈનીશિક્ષા. | ૪૧૭. જે માણસ ઠગાઈ કરે, તેને એક વરસના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—રેલવેની ગાડીમાં બેસવા માટે કેદીએ જે વર્ગની ગાડીનું ભાડુ આપેલું તેના કરતાં ચડતા દરજ્જાની ગાડીમાં કેદી બેઠો તેમાં ઠરાવ્યું કે આવી બાબતમાં તે ઠગાઈનો ગુન્હેગાર નથી પણ રેલવે આક્ટ મુજબ ગુન્હેગાર છે. (મુ. હા. વા. ૧ પાને ૧૪૦ સરકાર વિ૦ ડાહ્યાભાઈ પરશરામ)

ભરેણું કરાવવા માટે કેદીઓને આપેલા રૂપામાં તેઓએ તાંબાનો મેળ કર્યો તેથી તેનાપર આ કલમ મુજબ તોહોમત નહી રાખતાં કલમ ૪૦૫ મુજબ સાપ્રોધ વિસવાસ ઘાતનું તોહોમત રાખવા ઠરાવ કર્યો મુ. હા. વા. ૪ પાને ૧૯ સરકાર વિરૂધ બાબાજી બીન બાજી વિગરે )

બારૂચ પ્રદર્શનમાં વગર ટીકીટે દાખલ થયો તેમાં ઠરાવ્યું કે પ્રદર્શન થયું તે ઠેકાણે કેદી ટીકીટ શિવાય ગયો તે કામ સાબિત થયું તેથી તે કપટના સ્વરૂપનું છે એમાં તો શક નથી પણ તે કામ પીનલકોડમાં અથવા બીજા કાયદામાં કહેલા ગુન્હામાં આવતું નથી તેથી કેદી આ કલમ મુજબ ઠગાઈનો ગુનેહગાર નથી તેમજ કા. ૪૪૧ પ્રમાણે પ્રવેશ પણ નથી. (મુ. હા. વા. ૯ પાને ૬ સરકાર વિ. મેરવાનજી બેજનજી.)

જે મિલકત ઠગાઈ કરીને મેળવી હોય તે ઠગાઈ કરેલા શખ્સની છે એમ આ કલમ પ્રમાણે શાબિત થવું જોઇયે. (મ. હા. વા. ૧ પા. ૩૧)

ઠગાઈ કે જેમાં મિલકત અપાઈ નથી તે આ કલમ પ્રમાણે શિક્ષા થાય તેવો ગુનહો છે. તથા તે બીજા વર્ગના માજીસ્ત્રેટના અખત્યારમાંનો છે, પણ મિલકત અપાઈ છે એવી બાબતમાંનો કા. ૪૨૦ પ્રમાણે શિક્ષા થાય એવો ગુન્હો થાય છે તથા તેનો ઇનસાફ શેશન કોર્ટથી યા ૧ લા વર્ગના માજીસ્ત્રેટથી થઈ શકે છે (મુ. હા. તા. ૨૫ સપટેમ્બર શને ૧૮૭૫ સરકાર વિરૂદ્ધ બાવાજી કાળીદાસ વિગેરે)

ઠગાઇના ગુન્હાની સાબિતી કરવાને ઇનસાફ થવા માટે તેનો ઠગાઈ કરવાનો ઇરાદો હતો એ બાબત કાંઈ પુરાવો હોવો જોઇયે (મુ. હા. વા. ૯ પા. ૪૪૮ સરકાર વિરૂદ્ધ હરગોવનદાસ વિગેરે)

મજુરને સોંપેલું કામ પુરૂ કીધુ નથી એમ મજુરે રાખનાર જાણતો હોય તે છતાં મજુરને પુછતાં તે કામ પુરૂ કીધુંછે એમ કહી તેને આપવા કરેલા પૈશા તે માગે અને મજુર રાખનાર આપે. પછી તે રાખનાર, મજુરપર ઠગાઈની ફરીયાદ કરે તો તે વખતે તેનાપર તે તોહોમતે રહી શકે નહીં (કા. હા. વી. રી. વા. ૧૧ પાને. ૫૧)

પોલિસ અમલદાર કહી ગામડીયા માણસ પાસેથી પૈસા લેવા એ ગુન્હો ઠગાઇનો તેમજ સરકારી નોકરનો વેષ લીધાનો છે. તેમજ ઓફીદાર બીક દેખાડી પૈશા કઢાવે તો તે ગુન્હો પણ ઠગાઈનો અને જબરાઈથી કઢાવવાનો છે. વળી કોઈ માણસ પોતાને ત્યાંહાં મુકેલુ ઝવેરાત પાછુ આપવાનું કહી ઝવેરાત મુકનાર પાસેથી કાંઇક રકમ લે અને પછી ઝવેરાત પાછુ નહી આપતાં બીજા લેહેણાપેટે એ આપેલી રકમ રહેવા દીધાનું કહે તો તે માણસપર ઠગાઇનું તોહોમત રહી શકે (ઈ. ડા. પ્ર. ૩૪૨)

જેનો લાભ જાળવવાની જે શખ્સની ફરજ હોય તેને ગેરવ્યાજબી હાનિ થશે એવું જાણીને તે શખ્સે ઠગાઈ કરવી.

૪૧૮. કોઈ શખ્સ ઠગાઈ કરે, અને તે એમ જાણતો હોય કે જે પ્રકરણમાં હું ઠગાઈ કરૂંછું તે પ્રકરણમાં ફલાણા શખ્સનો લાભ જાળવવાની કાયદા પ્રમાણે અથવા કાંઈ કાયદેસર કરાર પ્રમાણે મારી ફરજ છે તે શખ્સને એ ઠગાઈથી ગેરવ્યાજબી હાની માહારાથી થાય એવો સંભવ છે. તો તે શખ્સને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—આ કલમ પાલણ કરનાર મુનીમ, ટ્રસ્ટી, વકીલ, કીંવા હીંદુ કુટુંબની દેખરેખ રાખનાર એઓમાંના કોઈ ઠગાઈ કરે તેને લાગુ છે (મે. પ્ર. ૩૦૦).

વેશ લઇને ઠગાઈ કરવાની શિક્ષા.

૪૧૯. જે માણસ વેશ લઇને ઠગાઈ કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ઠગાઇ કરીને બદદાનતથી કાંઈ મિલકત અપાવવી.

૪૨૦. કોઈ માણસ ઠગાઇ કરે, અને તેથી કરીને બદદાનતથી એમ કરે કે તે ફરેબ દીધેલો શખ્સ કાંઈ મિલકત કોઇ શખ્સને આપે, અથવા કાંઈ કીંમતી દસ્તાવેજ અથવા સહી કે મોહોર કરેલી કાંઈ વસ્તુ જેનો કીંમતી દસ્તાવેજ બની શકે તે આખી કે થોડી ઘણી બનાવે, ફેરવે, કે તેનો નાશ કરે, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—આ કલમમાં કહેલો ગુન્હો બનવાને બે પ્રકાર થવા જોઇયે પેહેલો એકે ઠગવાનો ઇરાદો અવશ્ય હોવો જોઇયે, બીજો એકેજે વાત બદલ દસ્તાવેજ કર્યો હોય, કીંવા જેનો તરકે તે દસ્તાવેજ અમલમાં આણવાનો હોય તેના સબંધે ખોટો મજકુર કહેવો જોઇયે;કારણ જે માંણશનો વાસ્તવીક સબંધ નથી એવા માણસના નામે દસ્તાવેજ કર્યો એટલુંજ બના બાથી ગુન્હો થતો નથી. તો પણ શાહુકારને ફસાવવાના ઇરાદાથી કોઇ કરજદારે બીજાના નામે મિલકત ખરીદ કરી કીંવા ખોટી રકમનું ગીરો ખત કરી આપ્યું તો તે કસ આ કલમ પ્રમાણે ગુન્હો થાય (મે. પ્ર. ૩૦૩)

કાંઇ મિલકતનું બદદાનતથી અથવા દગલબાજીથી ખશેડવું કે છુપાવવું.

૪૨૪. પોતાની અથવા બીજા કોઇ શખ્સની કાંઇ મીલકત જે માણુસ બદદાનતથી અથવા દગલબાજીથી છુપાવે કે ખશેડે અથવા તે છુપાવવામાં કે ખશેડવામાં જે માણુસ બદદાનતથી અથવા દગલબાજીથી મદદ કરે અથવા કાંઇ માગણા કે લેહેણાપર પોતાનો હક હોય તે જે માણુસ બદદાનતથી કે દગલબાજીથી મુકી દે, તે માણુસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની. શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—એક ભાગીદાર ભાગીદારમાંની મિલકત કપટથી લઇ જાય તો તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત આવે (બે. હા. રી. વા. ૧૩ પા. ૩૦૮)

## બિગાડ બાબત.

બિગાડ.

૪૨૫. લોકને અથવા કોઇ સખ્સને ગેરબાજબી હાની અથવા નુકશાની કરવાના ઇરાદાથી, અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે, એમ જાણીને જે માણુસ કાંઇ મીલકતનો નાશ કરે, અથવા કાંઇ મીલકતમાં કે તેની સ્થિતિમાં એવો કાંઇ ફેરફાર કરે કે તેથી તે મીલકતની કીમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય અથવા તેની કીંમત કે ઉપયોગીપણું ઓછું થાય અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલી અસર થાય તો તે માણુસે "બીગાડ" કર્યો એમ સમજવું.

ખુલાસો ૧ લો—જે મીલકતને નુકશાન કરેયુ હોય અથવા જેનો નાશ કરેયો હોય, તે મિલકતના ધણીને કાંઇ હાની અથવા નુકશાની કરવાનો ઇરાદો તે ગુનોહ કરનારે કર્યો જો ઇએ એવું કાંઇ બીગાડના ગુનાહમાં જરૂર નથી, અગર કાંઇ મિલકતને નુકશાન કરીને કોઇ પણ સખ્સને ગેરબાજબી હાની અથવા નુકશાની કરવાનો તેનો ઇરાદો હોય, અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ તેના જાણ્યામાં હોય, તો બસ છે, પછી તે મિલકત તે શખ્સની હોય કે નહીં તો પણ.

ખુલાસો ૨ જો—પોતાનીજ અથવા પોતાની સાથે બીજા સખ્સોના શસ ખાતાની કાંઇ મિલકત બાબત પણ કાંઇ કામ કરીને તે કામ કરનાર તે કામથી બીગાડ કરી શકે.

## દ્રષ્ટાંત.

(અ) ઝ ને ગેરબાજબી હાની કરવાના ઇરાદાથી ઝ નો એક કીમતી દસ્તાવેજ અ બુદ્ધિપુરવક બાળી નાંખે, તો અ એ બીગાડ કર્યો એમ સમજવું.

(બ) ઝ ને ગેરબાજબી હાની કરવાના ઇરાદાથી ઝ ની એક બરફની વખારમાં અ પાણી દાખલ કરે, અને તેથી કરીને તે બરફ પીંગળી જાય, તો અ એ બિગાડ કર્યો એમ સમજવું.

(ક) ઝ ને ગેરવ્યાજબી હાનિ કરવાના ઇરાદાથી ઝ ની એક વીંટી અ બુદ્ધિપુરવક એક નદીમાં નાખી દે, તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

(ડ) માહારી પાસે ઝ ના આટલા રૂપીઆ નીકળે છે તે અદા થવા સારૂ હુકમનામું લેઇને માહારી મિલકત જપત થવાની છે એમ અ ના જાણ્યામાં હોય, અને ઝ ને તે રૂપીઆ મળતા અટકાવવાના તથા એમ કરીને ઝ ને નુકશાની કરવાના, ઇરાદાથી અગર અ તે મિલકત બાળી નાખે, તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

(ઇ) અ એ એક વાહાણનો વીમો ઉતરાવ્યો છે, હવે વીમાવાળાઓને નુકશાની કરવાના ઇરાદાથી અગર અ તે વહાણને ખરાબાપર ચડાવી દે, તો તેણે બીગાડ કરયો એમ સમજવું.

(ફ) ઝ એ એક વાહાણપર જોખમી નાણાં ધીરયાં છે, તેને નુકશાની કરવાના ઇરાદાથી અગર અ તે વહાણને ખરાબાપર ચડાવી દે, તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

(ગ) એક ઘોડો અ તથા ઝ એ બંનેની, રાશ ખાતાની મિલકત છે તે ઘોડાને અ ગોળી મારે એવા ઇરાદાથી કે તેમ કરીને ઝ ને ગેરવ્યાજબી હાનિ કરવી, તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

(હ) અ ઝ ના ખેતરમાં કેટલાએક ઢોરને મોકલે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી ઝ ના પાકને નુકશાની થાય, તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

**ટીકા.**—પરવાનગી શિવાય સરકારી જમીનમાંનાં ઝાડ તોડવાં એ બાબતમાં આ કલમ પ્રમાણેનું તથા ચોરીનું બેઉ તોહોમત આવી શકે (મુ. હા. વા. ૨ પા. ૩૯૨ સરકાર વિ૦ નારાયણ કૃષ્ણ વિગેરે)

કુકરો પાસે ગફલતીથી નુકશાની કરવા દેવામાં આવે તો તેને સારૂ સને ૧૮૭૧ ના આકટ ૧ ની કા. ૨૯ માં બંદોબસ્ત કરેલો છે પણ બીજા જાનવર સારૂતો નુકશાની કરવા વિશેનો ઇરાદો ઉઘાડી રીતે હોવો જોઇયે અથવા નુકશાન થવાનો સંભવ છે એવી માહિતી જોઇયે (સને ૧૮૭૧ ના આકટ ૧ ની કા. ૨૫ તથા પી. કો. કા. ૪૨૫ નું દ્રષ્ટાંત જુઓ) (મુ. હા. તા. ૧૧ જાન્યુઆરી ૧૮૭૨ સરકાર વિરૂદ્ધ લોયુકોમ સોમા)

કોઇ માણસ કોઇને ગેરવ્યાજબી રીતે નુકશાન કરે કીંવા ખરાબી કરવાના ઇરાદે નુકશાન કરે તો તેને માત્ર આ કલમ લાગુ પડે છે પણ ફકત બેદરકારી લીધી ન હોય તો તેને આ કલમ લાગુ થતી નથી (કા. હા. વી. રી. વા. ૧૦ પા. ૨૯)

સરકારી જમીન બાડે રાખનારને ઠરાવેલો દર આપ્યા શિવાય કોઇ માણસ પોતાનાં ઢોર ચરાવે તો તેણે આ કલમ પ્રમાણે ગુનાહ કરયો કહેવાય (મ. હા. વા. ૬ પા.૨૯)

અમુક મિલકતપર પોતાનો હક છે એમ ઇમાનથી સમજીને કોઇ માણસ તે મિલકતનો બિગાડ કરે તો તેનાપર બીગાડનું તોહોમત રહી શકતું નથી (અલ્હા. હા. પં. લા. વા. ૨ પા. ૧૦૧ સરકાર વિ૦ બુધસીંગ)

બિગાડ કરવાની શિક્ષા.

૪૨૬. જે માણસ, બીગાડ કરે, તેને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, અથવા દંડની, અથવા એ બંનની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—યુરોપખંડમાં જન્મેલી બ્રિટિશ રૈયતે આ કલમ પ્રમાણે કરેલા ગુનાહની તપાસ જસ્ટીસ ઓફધીપીશ કે જે પુલપાવર માજીસ્ટ્રેટ હતો તેણે કરી તેમાં ઠરાવ્યું કે એવા માણસપરની તપાસ કરવાનો જસ્ટીસ ઓફધીપીશને અખિકાર નથી. મુ. હા. વા. ૭ પાને ૧ સરકાર વિ૦ વેલ્સ)

**જે કરાર અનિતીનો હોવાથી અવ્યવહારોપયોગી છે એવા કરારનો નાશ કરવો એ કામ**

આ કલમના અર્થ પ્રમાણે બીગાડનો ગુનોહ થઇ શકે (મ. હા. ઇ. લા. વા. ૫ પા. ૪૦૧ સરકાર વિ૦ બીવાપુરી)

બિગાડ કરીને ૫૦ રૂનિયાની નુકશાની કરવી. | ૪૨૭. જેમાણસ બીગાડ કરે, અને તેથી પચાસ રૂપીઆની કે તેથી વધારેના હાની અથવા નુકશાની કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

દશ રૂપીઆનીકીમતના કોઇ જાનવરને મારીનાખી ને અથવા લંગડુ લુલું કરી ને બીગાડ કરવો. | ૪૨૮. દસ રૂપીયાની અથવા તેથી વધારે કીમતના કોઇ જાનવર અથવા જાનવરોને મારી નાખીને, અથવા ઝેહેર દઇને, અથવા લંગડાં લુલાં કરીને, અથવા નકામાં કરીને, જે માણસ બિગાડ કરે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ઢોર વગેરેને અથવા ૫૦ રૂપીયાની કીમતના કોઈ જાનવરને મારીનાખીને અથવાલંગડુલુલું કરીને બીગાડ કરવો. | ૪૨૯. કોઈ હાથી, ઊંટ, ઘોડો, ખચ્ચર, ભેંસ, અથવા પાડો, ગોધો, ગાય. અથવા, બળદ, એ જાનવરના પછી ગમે તે કીમત હોય તો પણ તેને, અથવા પચાસ રૂપીયાની કે તેથી વધારે કીમતનાં કોઈ બીજા જાનવરને મારી નાંખીને, ઝેહેર દઇને, લંગડું લુલુ કરીને, અથવા નકામું કરીને, જે માણસ બીગાડ કરે, તેને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તેપ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—બળદ, ગોધો અને ગાય એમાં સાંઢનો સમાસ થતો નથી. તેથી તેની કીમત રૂ૫૦) ન હોય તો કા. ૪૨૬ કે ૪૨૮ પ્રમાણે શિક્ષા થાય (મે. પૃ. ૩૦૫)

પાણી સીંચવાના કામોને નુકશાન કરીને અથવા ગેરવાજબી રીતે પાણીનો રસ્તો બદલી બીગાડ કરવો. | ૪૩૦. ખેતીવાડીનાં કારણસર, અથવા માણસોનાં અથવા જે જાનવરો કોઇની મિલકત હોય એવા જાનવરોનાં ખાવા પીવાના કારણસર, અથવા સ્વચ્છતાના કારણસર, અથવા કોઇ કારખાનાનું કામ ચલાવવાના કારણસર, પોહોંચતુ પાણી જેથી ઓછું થાય, અથવા જેથી તે ઓછું થવાનો સંભવ પોતાને માલમ હોય, તેવું કાંઇ કામ કરીને જે માણસ બિગાડ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—આ કલમ પ્રમાણેનો ગુનોહ માત્ર પાણી તેની મેળે વગર ખપનું જવા દીધું હોય તો તેથી બનતો નથી. કરેલું કર્મ કંઇપણ હક વિના કરેલું હોય એટલી હકીકત આ ગુનાહ માટે પુરતીછે (મ. હા. ઇ. લા. વા. ૧ પા. ૨૬૨)

કોઈ સરીયામ રસ્તાને, પુલને, અથવા નદીને,નુકશાન કરીને બીગાડ કરવો. | ૪૩૧. કોઈ સરીયામ રસ્તો, પૂલ, નૌકાગમ્ય નદી, અથવા નૌકાગમ્ય નેહેર પછી તે કૃત્રિમ, હોય કે અકૃત્રિમ, તે જેથી અગમ્ય થાય અથવા મુસાફરી કરવાને કે માલ લઇ જવાને ઓછી સલામતી ભરેલી થાય, અથવા જેથી તે તેવી થવાનો સંભવ પોતાના જાણ્યામાં હોય,

તેવું કાંઈ કામ કરીને જે માણસ બિગાડ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

નુકશાની થાય એવી રીતે કોઈ સરીયામ ગટરને રેલાવીને અથવા બંધ કરીને બીગાડ કરવો.

૪૩૨. જેથી કોઈ સરીયામ ગટરમાંથી પાણી રેલાઈ જાય અથવા તે ગટર બંધ થઈ જાય, અને તેથી નુકશાન કે હાનિ પણ થાય, અથવા જેથી તેમ થવાનો સંભવ પોતાના જાણવામાં હોય એવું કાંઈ કામ કરીને જે માણસ બિગાડ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—આ કલમ પ્રમાણે ગુનોહ થવાને જે કૃત્ય કરયુ તે મુળથી નાશકારક હોવું જોઇયે માટે જો કોઇ માણસ નદીમાં બાંધ ઘાલે, અને તેથી કોઇના મિલકતનો નાશ થયો ના હોય, કીંવા કોઇપણ મિલકતની કીમત કમી થવા સરખો તેની સ્થિતિમાં ફેરફાર થયો ન હોય અને તેણે કરીને આસપાસના ગામ બુડછે એમ માજીસ્ત્રેટને જણાય તો તે માણસ આ કલમ પ્રમાણે ગુનેહગાર નથી (મ. હા. વા. ૪ પા. ૧૫)

કાંઈ દાંડીનો દીવો અથવા દરીયાઇ નીશાણી હોય તેનો નાશ કરીને તેને ખસેડીને, અથવા ઓછી ઉપયોગી કરીને, અને ખોટી રીતની બતાવીને બગાડ કરવો.

૪૩૩. કાઇ દાંડીનો દીવો અથવા બીજી રીતની દરીયાની નીશાણી દાખલ કામમાં આવતી હોય, અથવા કાઇ દરિયાની નીશાણી અથવા બોયું, અથવા વાહાણ ચલાવનારાઓને સુચના દાખલ મુકેલી બીજી કાંઈ વસ્તુ હોય, તેનો નાશ કરીને અથવા તેને ખસેડીને, અથવા જેથી તે દાંડીનો દીવો, દરિયાની નીશાની, બોયુ, અથવા ઉપર જણેલા પ્રકારની બીજી વસ્તુ વાહાણ ચલાવનારાઓને સુચના દાખલ ઓછી ઉપયોગી થઈ પડે એવું કાંઇ કામ કરીને, જે માણસ બિગાડ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

સરકારી અખતીયારથી ઉભી કરેલી કાંઈ જમીનની નીશાણીનો નાશ કરીને, તેને ખશેડી વગેરે કરીને બીગાડ કરવો.

૪૩૪. કોઈ સરકારી નોકરના અખત્યારથી ઉભી કરેલી કાંઈ જમીનની નીશાણીનો નાશ કરીને અથવા તેને ખશેડીને, અથવા જેથી તે જમીનની નીશાણી જમનની નીશાણી દાખલ ઓછી ઉપયોગી થઈ પડે એવું કાંઈ કામ કરીને, જે માણસ બીગાડ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

૧૦૦ રૂપીયાની નુકશાની કરવાના ઇરાદાથી અગની વડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદાર્થ વડે બીગાડ કરવો.

૪૩૫. જો કોઈ માણસ અગ્નીથી અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથથી બીગાડ કરે, અને તેથી કાંઇ મિલકતને સો અથવા વધારે રૂપીયાની અથવા (જ્યારે મિલકત ખેતરમાં ઉત્પન્ન થયેલો માલ હોય ત્યારે) દશ અથવા વધારે રૂપીયાની નુકશાની કરવાનો તેનો ઇરાદો હોય અથવા તેથી તેટલી નુકશાની થશે એવો સંભવછે એમ તે જાણતો હોય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક સશે.

ટીકા.—આરોપિતે એક વખારનો તે માંહેના માલ સુધ્ધાંત નાશ કરવાના હેતુએ તે વખારપર ચઢી તેને આગ લગાડી તેથી તેનાપર આ કલમ પ્રમાણે અને કા. ૪૩૬ પ્રમાણે તોહોમત મુકેલું તેમાં ઠરાવ્યું કે આરોપિતે કરેલું કૃત્ય અને તેનો ઇરાદો એ ઉપરથી જોઇયે તો એક મોટો અપરાધ થાયછે. પણ જો તેનું તે કૃત્ય જોઇયે તો તે જે ગુનાહનું સ્વરૂપ ક્રમી રૂપનું છે તે ગુનાહના વર્ણન નિચે આવે એમ હોયતો તે આરોપિત અનેક ગુનાહ બદલ શિક્ષાને પાત્ર થતો નથી તેથી કા. ૪૩૬ પ્રમાણે તોહોમત કાયમ રહેવા દીધુ (મું. હા. વા. ૧૧ પા. ૧૩ સરકાર વિરૂદ્ધ દાદ બસાયા વિગેરે)

*કાંઇ ઘર વગેરેનો નાશ કરવાના ઇરાદાથી અગ્ની વડે અથવા અવાજ સાથે ફુટે એવા પદારથવડે બીગાડ કરવો*

૪૩૬. જો કોઇ માણસ અગ્નિથી અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથથી બીગાડ કરે, અને તેથી જે ઇમારત ઘણું કરીને પુજાના ઠેકાણાં દાખલ, અથવા માણસના રહેવાના ઠેકાણાં દાખલ, અથવા માલ ભરવાના ઠેકાણાં દાખલ, વપરાતી હોય, એવી કાંઇ ઇમારતનો નાશ કરવો એવો તેનો ઇરાદો હોય, અથવા તેથી તેનો નાશ થશે એવો સંભવ છે એમ તે જાણતો હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધાની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—કઇ ઇમારતને નુકશાન કરવામાં આવ્યું તે આ કલમ પ્રમાણેના તોહોમતમાં બતાવવું જોઇએ (કા. હા. વી. રી. વા. ૮ પા. ૩૦)

*તુતકવાળા વાહાણને અથવા ૨૦ ટનના ભારના વાહાણનો નાશ કરવાના ઇરાદાથી અથવા તેવા વાહાણને જોખમ ભરેલું કરવાના ઇરાદાથી બિગાડ કરવો.*

૪૩૭. કોઇ તુતકવાળા વાહાણને, અથવા વીસ ટનના કે તેથી વધારે ભારના વાહાણને, જો કોઇ માણસ બીગાડ કરે, અને તેથી તે વાહાણનો નાશ કરવાનો અથવા તેને જોખમ ભરેલું કરવાનો તે માણસનો ઇરાદો હોય, અથવા તેથી તે વાહાણનો નાશ થશે અથવા તે જોખમ ભરેલું થશે એવો સંભવ છે એમ તે જાણતો હોય, તો તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

*છેલી કલમમાં બ્યાન કરેલો બીગાડ અગ્ની વડે, અથવા અવાજ સાથે ફુટે અથવા કાંઇ પદારથ વડે કરવાની શીક્ષા.*

૪૩૮. ઉપલી કલમમાં જે બીગાડનું બ્યાન કરેલુ છે એવો બીગાડ જે માણસ અગ્નિ વડે કે અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથ વડે કરે અથવા કરવાની કોશિશ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

*ચોરી વીગેરે કરવાના ઇરાદાથી વાહાણને જમીનપર કે કીનારાપર ચઢાવી દેવું, તેની શિક્ષા.*

૪૩૯. કોઇ વાહાણમાં જે કાંઇ માલ હોય તે માલની ચોરી કરવાના ઇરાદાથી, અથવા તે માલનો બદદાનતથી ખોટો ઉપયોગ કરવાના ઇરાદાથી, અથવા તે માલની ચોરી કે ખોટો ઉપયોગ કરવામાં આવે એવા ઇરાદાથી, જે માણસ જાણી જોઇને તે વાહાણને જમીન પર અથવા કિનારાપર ચઢાવી દે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

મોત અથવા વ્યથા કરવાની તઇયારી કરીને બીગાડ કરવો.

૪૪૦. કોઈ શખ્સનું મોત આણવાની, અથવા કોઈને વ્યથા કરવાની, કે ગેરઇન્સાફથી અટકાવ કરવાની, અથવા મોતનો, વ્યથાનો, કે ગેરઇન્સાફથી અટકાવનો ભય ઉત્પન્ન કરવાની, તઇયારી કરીને જે માણસ બિગાડ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી દંડને પણ લાયક થશે.

## સાપ્રાધ પ્રવેશ બાબત.

સાપરાધ પ્રવેશ. ૪૪૧. જે શખ્સના કબજામાં કોઈ મિલકત હોય તે શખ્સને ધમકી દેવાના, તેહેનો તિરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના ઇરાદાથી, અથવા કોઈ ગુનોહ કરવાના ઇરાદાથી, તે મિલકત મધ્યે અથવા તે ઉપર જે માણસ પ્રવેશ કરે, અથવા તે મિલકત મધ્યે કે તે ઉપર કાયદા મુજબ પ્રવેશ કર્યા પછી, તેવા કોઈ શખ્સને ધમકી દેવાના, તેનો તિરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના, ઇરાદાથી, અથવા કોઈ ગુનોહ કરવાના ઇરાદાથી, જે માણસ કાયદા વિરૂદ્ધ ત્યાં રેહે તે માણસે સાપ્રાધ પ્રવેશ કર્યો એમ સમજવું.

ટીકા.—જે વખતે આરોપિત માણસના મનમાં કોઈ દુષ્ટ બુદ્ધિ છે એમ દેખાય તે વખતે માત્ર સાપ્રાધ પ્રવેશનો ગુનોહ થાયછે. અમુક જમીન પોતાની છે એમ કોઈ માણસને જણાય તેથી તે જમીન બીજાના તાબામાં છતાં તેને ભય આપવાના, અપમાન કરવાના, અને દુઃખ દેવાના ઇરાદા શિવાય માત્ર પોતાનો હક સ્થાપિત કરવાના ઇરાદાએ તે માણસ તે જમીનપર ગયો હોય અને તેથી કરીને ગેરકાયદેસર મંડળી મેળવવાનો ગુનોહ થતો નહોય તો તેનાપર સાપ્રાધ પ્રવેશનો ગુનોહ રહી શકતો નથી (મે. પૃ. ૩૧૦)

ટીકીટ શિવાય બાઇસ્ય પ્રદર્શનમાં ગયો તેથી તેનાપર ઠગાઈનું તોહોમત મુકેલું પરંતુ જો કે તે કૃત્ય કપટનું થાય તોપણ પીનલકોડના કોઈ ગુનાહમાં આવતુ નથી તો તેનાપર ઠગાઈનું તેમજ કા. ૪૪૧ પ્રમાણે સાપ્રાધ પ્રવેશનું તોહોમત રહી શકતું નથી. (મું. હા. વા. ૬ પા. ૬ સરકાર વિ૦ મેહેરવાનજી બેજનજી)

આ કલમ મુજબ સાપ્રાધ પ્રવેશના ગુનાહના કામમાં તે માલ ફરિયાદીના તાબામાં છે એવું તથા ગુનોહ કરવાના ઇરાદાથી, અથવા ધમકી આપવાના ઇરાદાથી, અથવા તીરસ્કાર કરવાના ઇરાદાથી, અથવા દુઃખ આપવાના ઇરાદાથી એ માલ ઉપર કેદી ગયો એ બે વાત શાબિત થવી જોઇયે. (કા. હા. વા. ૯ તા. ૨૧ ડીસેમબર ૧૮૬૭)

જે જમીનનો કબજો બીજાને આપ્યોછે કીંવા દીવાના કોરટના હુકમનામા ઉપરથી જે માણસને તે જમીનમાંથી કાઢી મુક્યોછે તે માણસ એકલા પોતાનાજ કીંવા પોતે અને પોતાના સોબતી હીસેદારનો હક બતાવવાનાજ માત્ર ઇરાદાએ તે જમીનમાં પ્રવેશ કરયો હોય કીંવા ત્યાં રેહ્યો હોય તો તે સાપ્રાધ પ્રવેશ થતો નથી. પરંતુ એકાદ અપરાધ કરવાનો, ધમકી આપવાનો, અપમાન કરવાનો કીંવા ત્રાસ આપવાનો ઇરાદો છતાં તેણે તેમ કર્યું હોય તો આ કલમ પ્રમાણે તેનું તે કૃત્ય સાપ્રાધ પ્રવેશ થાયછે. (અલહા. હા. ઈ. લા. વા. ૨ પા. ૪૯૫ ગોવિંદપ્રસાદ અને બીજાની અરજીની બાબતમાં તા. ૧૫ અકટોબર ૧૮૭૯)

આરોપી પોતાના દેણદારના ઘરમાં મિલકત જપ્તી કરાવવા સારૂ બેલીફની સાથે તેના ઘરમાં ગયો. તો તેમ કરવાને આરોપિને કાયદેસર રીતે હકછે. અને કા. ૪૪૧ માં કહેલા હેતુએ તે ગયો નથી તો આવી બાબતમાં તેનાપર સાપ્રાધ પ્રવેશનું તોહોમત રહી શકતુ નથી. (મ. હા. વા. ૨ પા. ૩૦ જોધરામદેવ અને બીજાની બાબતમાં તા. ૨૭ સપ્ટેંબર ૧૮૭૮)

જે ઠેકાણે સરકારી નાવ ચાલેછે તે ઠેકાણેથી ત્રણ માઇલના અંતરપર કોઈ માણસે બીજુ એકાદ ભાડાનું નાવ ચલાવ્યું હોય તો તે સરકારી નાવના સંબંધે પીનલકોડ પ્રમાણે તે માણસે સાપ્રાધ પ્રવેશનો ગુનોહ કર્યો એમ કહેવાય નહિ પરંતુ સરકારી નાવ ચાલે તે ઠેકાણે કોવા તે નજીક ભાડાનું બીજુ નાવ ચલાવીશ નહિ એમ કોઈ માણસને સરકારી અમલદારે હુકમ કરેલા છતાં તે ન માને તો તેનાપર હુકમ તોડ્યા બદલ પીનલકોડ પ્રમાણે કામ ચાલે (અલ્હા. હા. ઈ. લા. વા. ૧ પા. ૫૨૭ મથુરે વિરૂધ જવાહીર વિગરે)

એકાદ જમીન બીજાના તાબામાં છતાં તે જમીનપર પોતાનો હકછે એમ કોઈને પ્રમાણિકપણે જણાયાથી તે જમીનપર તે જાય અને ત્યાંહાં ગયા પછી આ કલમમાં બતાવેલું બીજુ કાંઇપણ કૃત્ય કરવાનો તેનો ઇરાદો ન હોય તો પછી તેનાપર સાપ્રાધ પ્રવેશનું તોહોમત રહી શકે નહિ. જો કે તે જમીનપર તેનો હક નથી એમ જણાય તો પણ—પણ આવી વખતે આરોપિ ફકત હક છે એમ કહે તે બસ નથી પરંતુ કોરટે આરોપીનો ઇરાદો શો હતો એ વિષે નિરણય કરવો જોઇએ અને પોતાનો હક ઇમાનથી સમજી બતાવ્યો છે એ પણ જોવું જોઇયે (અલ્હા. હા. ઈ. લા. વા. ૨ પા. ૧૦૧ સરકાર વિરૂધ બુધસીંગ)

અવિભક્ત હીંદુ કુટંબના ઘરમાં કુટુંબનો કોઇ માણસ પેસે અથવા તેની પરવાનગીથી બીજો કોઈ પેસે તો તે આ કલમ પ્રમાણે ગુનેહગાર નથી (બ. લા. વા. ૯ પાને ૮૦)

ઇમારત બાંધતાં શરીઆમ રસ્તાની જમીન દબાય તો તે દબાવનારપર આ કલમ પ્રમાણે તોહોમત આવે નહિ (ક્રિ. ડા. પૃ. ૩૪૯)

બાળવાની જગ્યા કોઈ શખ્શ ખેડી નાખે અને તે બાળવાની જગાના હકદારમાંનો કોઈ તે ખેડનાર ન હોય તો તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત આવે (મ. હા. વા. ૯ પા. ૨૫)

ટોલ આપવું ન પડે એ હેતુથી જે દરવાજે ટોલ લેવાનું તે ઠેકાણેથી નહિ પેસતાં બીજે રસ્તે તે ટોલ વાળા બજારમાં પેઠો તેમાં ઠરાવ્યું કે એ કૃત્ય કદાચીત ગેરકાયદેસર હોયપણ તે કૃત્ય એકાદ તોહોમત થતું નથી અને આરોપી જે બજારમાં ગયો ત્યાંહાં આ કલમ પ્રમાણેનું કૃત્ય કરવાને ઇરાદે ગયાનું જણાતું નથી તો તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત રહી શકતું નથી (મ. હા. ઈ. લા. વા. ૫ પાને ૩૮૩ સરકાર વિ૰ વર્તાપાનાયકન)

ગૃહપ્રવેશ. | ૪૪૨. કોઈ ઇમારત, તંબુ, અથવા વાહાણ, જે માણસને રેહેવાનાં ઠેકાણાં દાખલ વપરાતું હોય તેમાં, અથવા કોઈ ઇમારત પુજન સ્થાન અથવા માલ રાખવાનાં ઠેકાણાં દાખલ વપરાતી હોય તેમાં પેસીને અથવા તે મધ્યે રહીને જે માણસ સાપ્રાધ પ્રવેશ કરે, તેણે "ગૃહ પ્રવેશ કર્યો" એમ સમજવું.

ખુલાસો—પેસવામાં તે સાપ્રાધ પ્રવેશ કરનારનાં શરીરના કોઈ પણ ભાગનો પ્રવેશ થાય તો ગૃહપ્રવેશ થવામાં તેટલો પ્રવેશ બસ છે.

**ટીકા.**—કોઈ તોહોમત વાળો કે જેનાપર પ્રથમ બે વખત શાબિત થયા છતાં ગૃહ પ્રવેશ કરવામાં આગ્રહ કરેછે. તેનાપર થએલી ફરીયાદી પહેલા વર્ગનો માજીસ્ત્રેટ કાડી નાખે તો તે ફરીયાદી કાડી નાખવાના હુકમમાં જીલ્લામાજીસ્ત્રેટ હાથ ઘાલી શકે નહીં. (મુ. હા. તા. ૮ ડીશેમ્બર. ૧૮૬૯)

કેદીપર ડાકાઇટી અને ગરદી કર્યાનો આરોપ હતો તેમાંથી તેને મુકત કર્યો. પણ થએલા પુરાવાથી ગૃહપ્રવેશનો ગુન્હેગાર ગણી તેને શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે ગૃહપ્રવેશના ગુન્હાનો આરોપ છે એમ સેશનજડજે કેદીને સમજાવવું હતું છતાં તેમ કર્યું નથી અને પ્રવેશનો ગુન્હો એ ડાકાઇટી યા ગરદીના ગુન્હાનો ભાગ નથી માટે તોહોમત રદ કર્યું (કા. હા. વી. રી. વા. ૨૩ પા. ૫૯ સરકાર વિરૂદ્ધ સલામત અલ્લી)

**કોઈ સખસ છીનાળુ કરવાના ઇરાદે કોઇના ઘરમાં પેસે તો તેના પર આ કલમ પ્ર-**

સાબિત તોહોમત રહે પછી તે જીનાહ કુંવારી છોકરી સાથે કરવાનું હોય તો પણ (મ. હા. તા. ૬ માર્ચ. ૬ )

ગુપ્ત ગૃહપ્રવેશ. | ૪૪૩. કોઈ માણસ ગૃહપ્રવેશ કરે, અને તેણે આગળથી' એવી તદબીર કરી હોય કે જે ઈમારત, તંબુ, અથવા વાહાણ તે પ્રવેશનું સ્થાન હોય તે મધ્યે તે પ્રવેશ કરનારને જતો બંધ કરવાનો અથવા તે મધ્યેથી તેને બાહાર કાઢી મુકવાનો જેનો હક હોય એવા કોઈ શખસથી તે ગૃહપ્રવેશ છાનો રેહે, તો તે માણસે "ગુપ્ત ગૃહપ્રવેશ" કર્યો એમ સમજવું.

રાતે ગુપ્ત ગૃહપ્રવેશ. | ૪૪૪. સુર્યનો અસ્ત થયા પછી તથા સુર્યનો ઉદય થતાં પેહેલાં જે માણસ ગુપ્ત ગૃહપ્રવેશ કરે, "તેણે રાતે ગુપ્ત ગૃહપ્રવેશ" કર્યો એમ સમજવું.

ઘર ફોડવું. | ૪૪૫. કોઈ શખસ ગૃહપ્રવેશ કરે, તે અગર તે ઘર મધ્યે અથવા તેના કોઈ પણ ભાગ મધ્યે પોતાનો પ્રવેશ નિચે બયાન કરેલા છ પ્રકારોમાંના કોઇ પણ પ્રકારે; અથવા ત્યાંહાં કોઈ ગુનાહ કરવાના કારણસર તે ઘર મધ્યે અથવા તેના કોઈ પણ ભાગ મધ્યે ગયા પછી, અથવા તે મધ્યે કોઈ ગુનાહ કરી રહ્યા પછી, અગર તે શખસ તે ઘર મધ્યેથી અથવા તેના કોઇ પણ ભાગ મધ્યેથી તે છ પ્રકારમાંના કોઈ પણ પ્રકારે બાહાર નિકળે, તો તે શખસે "ઘર ફોડવાનો ગુનાહ" કર્યો એમ સમજવું. તે પ્રકારોની વિગતઃ—

પેહેલો—તે ગૃહપ્રવેશ કરવા સારૂ પોતેજ જે રસ્તો કર્યો હોય, અથવા તે ગૃહપ્રવેશ મધ્યે મદદગારી કરનારા કોઈ માણસે જે રસ્તો કર્યો હોય, એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અગર બહાર નિકળે, તો

બીજો—પોતે અથવા તે ગુનાહમાં મદદગારી કરનાર કોઈ માણસ એ શીવાય બીજા કોઈ શખસે માણસને પેસવા માટે કર્યો નહિ હોય એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નિકળે, અથવા કોઇ ભીંત અથવા કોઈ ઇમારતપર સીડીથી અથવા બીજી રીતે ચહડી જઇને જે રસ્તો હાથ લાગે એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નિકળે, તો.

ત્રીજો—ગૃહપ્રવેશ કરવા માટે, તે ઘર મધ્યે રેહેનારા માણસે જે સાધન વડે, કોઇ રસ્તો ઉઘાડવાનો ઇરાદો રાખ્યો નહિ હોય એવાં કોઇ સાધન વડે, પોતે અથવા તે ગૃહપ્રવેશમાં મદદગારી કરનારા કોઇ શખસે જે રસ્તો ઉઘાડ્યો હોય એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેશે અથવા બહાર નિકળે, તો.

ચોથો—તે ગૃહપ્રવેશ કરવા માટે અથવા કોઇ ગૃહપ્રવેશ કર્યા પછી તે ઘરમાંથી બહાર નિકળવા માટે, અગર તે કોઇ કળ ઉઘાડીને માંહે જાય અથવા બહાર નિકળે, તો.

પાંચમો,—સાપરાધ બળ વાપરીને, અથવા હુમલો કરીને, અથવા કોઇ શખ્સને હુમલાનો ડર દેખાડીને અગર તે માંહે જાય અથવા બહાર નિકળે, તો.

છઠો—જે રસ્તેથી કોઈ એ પ્રમાણે આવે જાય નહિ એટલા માટે તે બંધ કરેલો છે એમ તે જાણતો હોય, તથા જે રસ્તાને પોતેજ અથવા તે ગૃહપ્રવેશમાં મદદગારી કરનાર

કોઇ શખ્સે ઉઘાડેલો છે એમ તે જાણતો હોય એવા કોઇ રસ્તે થઇને ગુન્હેગાર તે માંહે જાય અથવા બહાર નિકળે, તો.

ખુલાસો—કાંઈ ઉપગૃહ અથવા ઇમારત કોઈ ઘરની સાથેજ ઉપભોગમાં આવતી હોય, અને તે ઉપગૃહ તથા ઘર એઓની વચ્ચે બીજે કેથી ન જતાં એકમાંથી બીજા-માં જવાનો રસ્તો હોય, તો તે ઉપગૃહને તે ઘરનો આ કલમના અર્થ પ્રમાણેનો ભાગ સમજવો.

દૃષ્ટાંત.

(અ) ઝ ના ઘરની ભીતમાં એક ખાતર પાડીને તે બાકાં મધે પોતાનો હાથ ઘાલીને અગર અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુનોહ સમજવો.

(બ) અગર કોઈ વહાણનાં બે તુતકોના વચ્ચેની એક બારીમાંથી ગુસી ને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુનોહ સમજવો.

(ક) અગર એક બારીથી ઝ ના ઘરમાં પેશીને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુનોહ સમજવો.

(ડ) અગર કોઈ દરવાજો બંધ કરેલો હોય તે ઉઘાડીને ઝ ના ઘરના દરવાજામાંથી ઝ ના ઘરમાં પેસીને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુનોહ સમજવો.

(ઈ) એક દરવાજા મધે કાણું છે તે કાણા મધે એક તાર ઘાલીને તે દરવાજાના આગળી ઉઘાડી નાખીને અગર તે દરવાજામાંથી ઝ ના ઘરમાં પેશીને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુનોહ સમજવો.

(ફ) ઝ થી પોતાના ઘરના દરવાજાની કુંચી ખોવાઈ ગઈ છે તે અગર અ ને જડે, અને તે કુંચી વડે દરવાજો ઉઘાડીને ઝ ના ઘરમાં પેશીને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુનોહ સમજવો.

(ગ) ઝ પોતાના દરવાજામાં ઉભો છે તેને નીચે પાડી નાખીને જબરાઇથી અ રસ્તો કરે, અને ઘરમાં પેશીને ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુનોહ સમજવો.

(હ) ઝ ય નો દરવાન છે. ને ય ના દરવાજામાં ઉભો છે, તેને મારવાનો ડર દેખાડીને સામો થતો અટકાવીને અગર અ તે ઘરમાં પેશીને ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુનોહ સમજવો.

ટીકા.—આરોપિત માણસને ફરિયાદીના ઘરમાં રાત્રે પકડ્યો અને તે ભીંત ચઢીને ઘરમાં આવ્યો એવો તેની વિરૂદ્ધ પુરાવો થયાથી સદરહુ કલમ પ્રમાણે તેને શિક્ષા આપવાને ઠરાવ્યું (મે. પ્ર. ૩૧૧)

ખુલ્લા દરવાજાએ ઘરમાં આવવાની પરવાનગી મળ્યા છતાં બીજા ખંડમાં જવામાટે તે માણસ બંધ કરેલા દરવાજાનું તાળુ તોડે તો તેણે ઘરફોડ્યાનો ગુન્હો કર્યો એમ થાયછે. (આર્ચ. પ્ર. ૪૨૪)

ઝાડ કાપીને અંદર પેસવું એ આ કલમ પ્રમાણેનો પ્રવેશ છે અને તેમ થએ ઘર ફોડ્યાનો ગુનેહગાર છે. (ઈ. ડા. પ્ર. ૩૪૯)

આરોપિતમાંના એક પર ઘર ફોડ્યાનું તથા રહેવાના ઘરમાં ચોરી કર્યાનું તોહોમત હતું અને બીજાઓપર તેમાં મદદ કરેયાનુ તોહોમત હતું મુળ તોહોમતદારપરનું તોહોમત ના સાબિત કરી તેને છોડી દીધો અને મદદગારોપર તે ગુન્હામાં મદદ કર્યાનું તોહોમત સાબિત કરેયું તેમાં ઠરાવ્યું કે સાહાય કરવાનો ગુનોહ એ પી૦ કોડમાં ઈલાયદો ગુન્હો કર્યો

છે. તેથી સાહાય્ય કરનાર પર તોહોમત સાબિત કરવું તે મુખ્ય અપરાધીપર તોહોમત સાબિત થાય તોજ કરવું. નહીતો કરવું નહી એમ થતું નથી. (મુ. હા. કો. લા. વા. ૧ પા. ૧૫ સરકાર વિરુદ્ધ મારતીદાદા વિગેરે)

રાતેઘરફોડવું. | ૪૪૬. જે માણસ સુરજનો અસ્ત થયા પછી તથા સુરજનો ઉદય થતાં પહેલાં ઘર ફોડવાનો ગુનોહ કરે, તેણે "રાતે ઘર ફોડવાનો ગુનોહ" કર્યો એમ સમજવું.

સાપરાધ પ્રવે-શનાં શિક્ષા. | ૪૪૭. જે માણસ સાપરાધ પ્રવેશ કરે, તેને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રુપિયાસુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—પી. કો. કા. ૧૪૭ ૪૪૭ અને ૪૫૭ પ્રમાણેનું તોહોમત સાબિત કર્યા અગાઉ જે કૃત્ય ઉપરથી તેનાપર આરોપ આવ્યો તે કૃત્યમાં તે સામેલ હતો કે નહી ? એ ગેરકાયદેસર ઉપાયનો જે ઉદ્દેશ સીધ થવાનો તે યત્ન કરતો હતો તે તેનો ઉદ્દેશ હતો એ બદલ પુરાવ છે કીંવા નહી એ ચોક્કશ ખાત્રી પુર્વક જોવું જોઇએ (કા. હા. વી. રી. વા. ૨૨ પા. ૧૭ સરકાર વિરુધ ગુલામ મહમદ વગેરે.)

એક બાગના મેનેજરે એક સખ્સને તેના બાગમાં શીકાર કરવા નહી આવવા નોટીસ આપી તે નોટીસ પહોંચ્યા પછી થોડા દીવસે તે માણસ ફરીયાદીના બાગની પાસેના બાગમાં હરણનો શીકાર કરવા ગયો પણ તે હરણ નાસતાં ફરીયાદીના બાગમાંથી ગયું તેથી તોહોમત વાળાને પણ તેની પછળ તે બાગમાંથી જવું પડયું તેથી ફરીયાદીએ આરોપિતપર આ કલમ મુજબ તોહોમત મુક્યું તેમાં ઠરાવ્યું કે આવી હકીકતથી આ કલમ પ્રમાણે તોહોમત રહી શકતું નથી. (કા. હા. કો. લા. વા. ૪ પાને. ૮૩૭ આરોપીત સુંદર નારાયણ. )

સાર્વજનીક નદીના કોઈ બાગમાં માછલી મારવાના સર્વથા હકનો બે કાયદેસર રીતે તોડન કરવું એ ગુન્હો પીનલકોડમાંના સાપરાધ પ્રવેશના વર્ણન નિચે આવવાના ગુન્હા સરખો નથી (કા. હા. ક. લા. વા. ૨ પા. ૩૫૪ સરકાર વિ૦ ચારુલ નાયા.)

ગ્રહ પ્રવેશનાં શિક્ષા. | ૪૪૮. જે માણસ ગ્રહપ્રવેશ કરે, તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની, અથવા એક હજાર રુપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

મોતની શિક્ષા થઇ શકે એવા કોઇ ગુનોહ કરવા સારૂ ગ્રહપ્રવેશ. | ૪૪૯. મોતની શિક્ષા થઇ શકે એવા કોઇ ગુનોહ કરવા સારૂ જે માણસ ગ્રહપ્રવેશ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની સખ્ત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જીવતાંસુધી સમુદ્રપારની શિક્ષાથઇ શકેએવાકોઇગુનોહ કરવા સારૂ ગ્રહપ્રવેશકરવો. | ૪૫૦. જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવા કોઇ ગુનોહ કરવા સારૂ જે માણસ ગ્રહપ્રવેશ કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કેદની શિક્ષા થઇ શકે એવા કોઇ ગુનોહ કરવા સારૂ ગ્રહપ્રવેશ કરવો. | ૪૫૧. કેદની શિક્ષા થઇ શકે એવા કોઇ ગુનોહ કરવા સારૂ જે માણસ ગ્રહપ્રવેશ કરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને

પણ લાયક થશે; અને અગર ચોરીનો ગુનોહ કરવાનો ઇરાદો કર્યો હોય, તો તે કેદની મુદત સાત વરસ સુધીની થઇ શકે.

કોઇ સખ્સને વ્યથા કરવાની તૈયારી કરયા પછી ગ્રહપ્રવેશ કરવો.

૪૫૨. કોઇ સખ્સને વ્યથા કરવાની, અથવા કોઇ સખ્સની ઉપર હુમલો કરવાની, અથવા કોઇ સખ્સને ગેરવ્યાજબી રીતે અટકાવવાની અથવા કોઇ સખ્સને વ્યથા, હુમલો, અથવા ગેરવ્યાજબી અટકાવવાનો ભય ઉત્પન્ન કરવાની તઇયારી કરીને જે માણસ ગ્રહપ્રવેશ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીના એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—ખોટું વારંટ લઇ કોઇ સખ્સને તેના ઘરમાંથી પકડવામાં આવે તો તેની ઉપર આ કલમ પ્રમાણેનું તોહોમત આવે. (કા. હા. વી. રી. વા. ૧૨ પા. ૩૩ ).

ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું, તેની શિક્ષા.

૪૫૩. જે માણસ ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા ઘર ફોડવાનો ગુનોહ કરે, તે માણસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કેદની શિક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુનોહ કરવાને સારૂ ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૪૫૪. કેદની શિક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુનોહ કરવા સારૂ જે માણસ ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા ઘર ફોડવાનો ગુનોહ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ચોરીનો ગુનોહ કરવાનો ઇરાદો કરયો હોય; તો તે કેદની મુદત દશવરસ સુધીની થઇશકે.

ટીકા.—કેદીપર આ કલમ પ્રમાણે અને ૩૮૦ પ્રમાણે તોહોમત મુકી દરેક તોહોમત બદલ જુદી જુદી બે બે વરસની સખ્ત એક ફુલપાવર માજીસ્ત્રેટે કરી તેમાં ઠરાવ્યું કે વાસ્તવીક રીતે ફક્ત એકજ ગુનોહ હતો અને તેને માટે કેદની શિક્ષા જુદી જુદી મળી ચાર વરસની કરી તે માજીસ્ત્રેટે તેના અધિકાર ઉપરાંત કરી માટે એ શિક્ષા રદ કરી (મુ. હા. વા. ૨ પા. ૧૨૯ સરકાર વિ૦ ગાંગું લાડુ)

કોઇ સખ્સને વ્યથા કરવાની તૈયારી કરીને ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૪૫૫. કોઇ સખ્સને વ્યથા કરવાની, અથવા કોઇ સખ્સની ઉપર હુમલો કરવાની, અથવા કોઇ સખ્સને ગેરવ્યાજબી રીતે અટકાવવાની અથવા કોઇ સખ્સને વ્યથા, હુમલા, અથવા ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન કરવાની, તઇયારી કરીને જે માણસ ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુનોહ કરે, તે માણસને દશ વરસની મુદત સુધીના એમાંના ગમે તે પ્રકારની કેદ શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું, તેની શિક્ષા.

૪૫૬. જે માણસ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુનોહ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળીતે દંડને પણ લાયક થશે.

કેદની શિક્ષા થઇ શકતી હોય એવો ગુનોહ કરવા સારૂ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરયો અથવા ઘર ફોડવું.

૪૫૭. કેદની શિક્ષા થઇ શકતી હોય, એવો કાંઇ ગુનોહ કરવા સાર જે માણસ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુનોહ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુ

ચોની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર ચોરીનો ગુનોહ કરવાનો ઇરાદો કરયો હોય તો તે કેદની મુદત ચૌદ વરસ સુધીની થઈ શકે.

ટીકા.—કેદીપર આ કલમ અને ૩૮૦ પ્રમાણે તોહોમત રાખી એક ફુલપાવર માજીસ્ત્રેટે બેઉ ગુન્હા બદલ જુદી જુદી શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે કલમ ૭૧ પ્રમાણે એ બેઉ ગુન્હાને માટે એકજ શિક્ષા બે વર્ષની માજીસ્ત્રેટ કરી શકે છે માટે વધારેની શિક્ષા રદ કરી. (મુ. હા. વા. ૧ પા. ૮૭ સરકાર વિ. અરજુન. )

કેદીએ રાતની વખતે ચોરી કરવાને ઇરાદે ઘર ફોડવાના ગુન્હાની કોશીશ કરયાથી તેના પર આ કલમ અને ૫૧૧ પ્રમાણે તોહોમત શાબિત કરી તેને કેદ અને ફટકાની શિક્ષા કરેલી તેમાં ઠરાવ્યું કે કેદીપર શાબિત થયેલા ગુનાહ બદલ ફટકાની શિક્ષા કરવાને કાયદામાં ઠરાવ નથી માટે ફટકાની શિક્ષા રદ કરી(મુ.હા. વા. ૩ પા. ૩૭ સરકારવિરૂધ ઘેલાવલદપરશા)

આ કલમ પ્રમાણેના તોહોમત બદલ કેદની શિક્ષા સાથે ફટકાની શિક્ષા કરેલી પણ કેદીપર એવોજ ગુનોહ અગાઉ કદી શાબિત થયો નહોતો તેથી ફટકાની શિક્ષા થઈ શકતી નથી એમ ઠરાવ કરયો (મુ. હા. વા. ૪ પા. ૫ સરકાર વિ. બાબજી બાપુ)

આ કલમ પ્રમાણે અને રહેવાના ઘરમાં ચોરી કરવાના બેઉ તોહોમત બદલ જુદી જુદી શિક્ષા થઈ શકે છે પણ તે શિક્ષા બેઉ તોહોમતમાંના ભારે તોહોમત બદલ ફરમાવેલી શિક્ષા કરતાં જ્યાદે શિક્ષા બેઉ તોહોમત બદલની શિક્ષા જોઈયે નહિ તેમજ માજીસ્ત્રેટના અધિકાર કરતાં વધારે શિક્ષા બેઉ તોહોમત બદલની કરવી નહિ (મુ. હા. વા. ૯ પા. ૧૭૨ સરકાર વિરૂધ અનવરખાં વિગરે)

ચોરી કરવાને ઇરાદે રાત્રે ઘર ફોડવું અને ચોરી કરવી એને માટે આ કલમ અને કા. ૩૮૦ પ્રમાણે જુદાં જુદાં તોહોમત રાખ્યાં હોય તોપણ તે બેઉ બદલ જુદી જુદી શિક્ષા નહિ ઠરાવતાં એકઠી શિક્ષા ઠરાવી હોય તો તેપણ ચાલે પણ તે શિક્ષા એમાંના ભારે ગુનાહને માટે ફરમાવેલી શિક્ષા કરતાં જ્યાદે શિક્ષા ન જોઈયે (મુ. હા. ઈ. લા. વા. ૧ પા. ૨૧૪ સરકાર વિ૦ નુકયાબીન નમણા)

કેદીપર આ કલમ પ્રમાણે અને કા. ૩૮૦ પ્રમાણે બે તોહોમતો હતાં તેથી તે બેઉ બદલ જુદી જુદી શિક્ષા અરાડમાસ પ્રમાણે કરી તેમાં ઠરાવ્યું કે એકજ વ્યવહારના કામમાં એકજ હેતુ પાર પાડવા માટે આરોપિતે કેટલાંક કૃત્ય કરયાં હોય અને તેમાંના પ્રત્યેક કૃત્ય ઉપરથી જે જુદા જુદા નાના અપરાધ થતા હોય તે કરતાં તે તમામ કૃત્ય મળી અધિક મોટો એવો એક અપરાધ થતો હોય અને ઈનસાફના કારણસર મુખ્ય અપરાધ અને બીજા હલકા અપરાધ તોહોમતનામામાં લખવા જો કે સારૂ વાર હોય તોપણ શિક્ષા આપતી વખતે તેમાંનો મુખ્ય અને સર્વમાં મોટો એવો જે અપરાધ હોય તે બદલ શાબિતી કરી શિક્ષા કરવી એ સગવડ ભરેલું છે. તેથી આ કામમાં કા. ૪૫૭ પ્રમાણે એકજ અપરાધ શાબિત કરી ત્રણ વર્ષની શિક્ષા કરી (અલ્હા. હા. ઈ. લા. વા. ૨ પા. ૬૪૪ સરકાર વિ૦ અજુધ્યા)

ચોરી કરવા સારૂ રાત્રે ઘર ફોડવું તથા રહેવાના ઘરમાં ચોરી કરવી એ ગુનાહઓ કી. પ્રો. કો. કા. ૪૫૪ ની રકમ પ્રમાણે શિક્ષા કરવા સારૂ એકજ ગુનાહ જેવા સમજવા એમ છે. માટે તે ગુનાહઓની શાબિતીના ઠરાવ ઉપરથી એક ગુનાહને સારૂ બમણી કેદની શિક્ષા તથા બીજા ગુનાહને સારૂ ફટકા મારવાની શિક્ષા એમ કાયદેસર રીતે કરાય નહિ (મુ. હા. તા. ૧૧ ડીસેંબર ૧૮૭૩ સરકાર વિ૦ ગોવિંદા બીન રામા વિગરે)

ઘરમાં નહિ પેસતાં છાપરાપરજ ફક્ત ચડવું તેથી ઘર ફોડ્યાનો ગુનોહ થતો નથી(મ.હા.રી.

કોઈ સખ્સને બથા કરવાની | ૪૫૮. કોઈ સખ્સને બથા કરવાની, અથવા કોઈ શખ્સની ઉપર હુમલો કરવાની, અથવા કોઈ શખ્સને ગેરવાજબી રીતે અટકાવવાની,

તૈયારી કરીને રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું.

અથવા કોઈ શખ્સને વ્યથા, હુમલા, અથવા ગેરઆજબી અટકાવનો ભય ઉત્પન્ન કરવાની, તઈયારી કરીને જે માણસ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુનોહ કરે, તે માણસને ચઉદ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુનોહ કરતાં કોઈને મહાવ્યથા કરવી.

૪૫૯. કોઈ માણસ ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુનોહ કરતો હોય તેવામાં જો તે કોઈ શખ્સને મહાવ્યથા કરે, અથવા કોઈ શખ્સનું મોત આણવાની કે કોઈને મહાવ્યથા કરવાની કોશિશ કરે તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ઘણા શખ્સો ઘર ફોડવા વગેરેમાં સામિલ હોય, અને તેઓમાંનો કોઈએક મોત અથવા મહાવ્યથા કરે તો તે સઘળા માણસોને આ શિક્ષા થઈ શકે.

૪૬૦. અગર રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરતી વખતે, અથવા રાતે ઘર ફોડવાનો ગુનોહ કરતી વખતે, તે ગુનાહનો તકસીરવાર કોઈ શખ્સ બુદ્ધિપૂરવક કોઈનું મોત આણે અથવા કોઈને મહાવ્યથા કરે, અથવા મોત આણવાની કે મહાવ્યથા કરવાની કોશિશ કરે, તો જે જે શખ્સ રાતે તે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવામાં અથવા રાતે તે ઘર ફોડવાનો ગુનોહ કરવામાં જોડે સામીલ હોય તે હરએક શખ્સને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—રાત્રે ગુપ્ત ગ્રહ પ્રવેશ કરતાં ઘરના માલિકને બુદ્ધિપુરવક માહાવ્યથા કરવાની કોશીશ કર તો તેને આ આકટના કા. ૪૫૭ અને ૩૨૪ પ્રમાણે સજા નહિ થતાં આ કલમ પ્રમાણે સજા થાય કા. હા. ની. રી. વા. ૨ પા. ૫૨)

કોઈ બંધ કરેલા નિધાનમાં કોઈ મિલકત હોય, અથવા કોઈ મિલકત છે એમ ધરાયું હોય તે નિધાનને બદદાનતથી ફોડીને ઉઘાડવું.

૪૬૧. જે નીધાન મધ્યે કોઈ મિલકત રહેલી હોય અથવા જે મધ્યે કોઈ મિલકત રહેલી છે એમ પોતે માનતો હોય, એવાં કોઈ બંધ કરેલાં નીધાનને જે માણુસ બદદાનતથી, અથવા બીગાડ કરવાના ઇરાદાથી, ફોડીને ઉઘાડે અથવા તેના બંધ છોડે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

તેજ ગુનોહ જ્યારે તે નિધાન જેને સોંપ્યું હોય તે માણસ કરે ત્યારે તેની શિક્ષા.

૪૬૨. જે નીધાન મધ્યે કોઈ મિલકત રહેલી હોય, અથવા જે મધ્યે કોઈ મિલકત રહેલી છે એમ પોતે માનતો હોય, એવું બંધ કરેલું કોઈ નીધાન કોઈ માણસને સોંપ્યું હોય, અને તે માણસને તે ઉઘાડવાનો અખત્યાર નહીં છતાં, અગર તે માણુસ, બદદાનતથી, અથવા બીગાડ કરવાના ઇરાદાથી, તે નીધાનને ફોડીને ઉઘાડે, અથવા તેના બંધ છોડે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.



# બાબ ૧૮ મો.

## લેખ સંબંધી તથા વેપારની અથવા મિલકતની નિશાનીઓ સંબંધી ગુન્હાઓ બાબત.

ખોટો લેખ બના-વવાનો ગુનોહ.

૪૬૩. જે કોઈ માણસ કાંઈ લેખ અથવા લેખનો કાંઈ ભાગ ખોટો બનાવે, એવા ઇરાદાથી કે, લોકને અથવા કોઈ શખસને કાંઈ હાની કે નુકશાન કરેવું, અથવા કાંઈ દાવાને કે હકને મજબુતી આપવી; અથવા કોઇ શખસ પાસે કાંઈ મિલકત છોડાવવા, અથવા તેની પાસે કાંઈ સાફ કે અરથાંત સમજાય એવો, કરાર કરાવવો, અથવા એવા ઇરાદાથી કે દગો કરવો, અથવા દગો કરવામાં આવે, તો તે માણસે ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

ટીકા.—આ કલમ પ્રમાણે બનાવટ દસ્તાવેજ કરવાનો ગુનોહ થવાને તે દસ્તાવેજ કપટે કરેલો છતાં તેથી નુકશાન થવા જોગ હોવું જોઇએ (મે. પૃ. ૩૧૭)

દસ્તાવેજમાં જણેલી હકીકત સહી કરનારને જણાવ્યા વગર તેની સહી કરાવે તો તેથી ખોટો દસ્તાવેજ બનાવ્યો કહેવાય નહિ (આર્ચ. પૃ. ૬૧૩)

ખોટો લેખ એ કોઇપણ લખાણ વા દસ્તાવેજનો થઈ શકે. એટલે કાંઈ તસવીરપર તે પાડનારનું નામ રંગથી ભરે તો તેથી તે ખોટો લેખ બનાવ્યો કહેવાય નહિ(આર્ચ.પૃ.૬૧૫

આ કલમ પ્રમાણેનો ગુનોહ થવા માટે આખો વા તેમાંના કોઈ ભાગનો દસ્તાવેજ બનાવેલો હોવો જોઇયે તે એવા ઇરાદાથી કે જેના નામનો તે દસ્તાવેજ બનાવે તે સખસે તે લખ્યો છે એમ મનાય (કો. હા. વી. રી. વા. ૧૦ પા. ૭)

અગાઉ કરેલી ગફલત કપટના વાસ્તામાં આવતી ન હોય તો તે ગફલતનું કૃત્ય છુપાવવાને માટે દફતરમાં ખોટું લખ્યું તો તે કૃત્ય પીનલકોડની કા ૪૬૩ તથા ૪૬૪મા બતાવ્યા પ્રમાણે ખોટો દસ્તાવેજ બનાવ્યો કહેવાય નહિ (મુ. હા. કો. લા. વા. ૪ પા. ૬૫૭ સરકાર વિરૂદ્ધ શંકર)

લેખ ખોટો બનાવવો એ કહે શું?

૪૬૪. જે માણસ નીચે લખ્યા પ્રમાણે કરે, તેણે ખોટો લેખ બનાવ્યો એમ સમજવું.

પહેલું—જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી કાંઈ લેખ અથવા લેખનો ભાગ બનાવે, તે ઉપર સહી કરે, મોહોર કરે, અથવા તે લખી આપે, અથવા કોઇ લેખ લખી આપ્યો છે એવું બતાવવાની કાંઈ નીશાણી કરે, એવા ઇરાદાથી કે જે શખસે અથવા જેના અખતિયારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો નથી, અથવા તે પર સહી કે મોહોર થઇ નથી, અથવા તે લખી આપ્યો નથી, એવું તે માણસ પોતે જાણતો હોય તે શખસે અથવા તેના અખતિયારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો છે, અથવા તે પર સહી કે મોહોર થઈ છે, અથવા તે લખી આપ્યો છે, એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો, અથવા જે વખતે તે બન્યો નથી તે પર સહી કે મોહોર થઈ નથી, અથવા તે લખી આપ્યો નથી, એવું તે માણસ જાણતો હોય, તે એવે વખતે તે બન્યો છે, તે પર સહી કે મોહોર થઈ છે, અથવા તે લખી આપ્યો છે, એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો; અથવા:—

બીજુ—જે માણસ કાંઈ લેખ પોતે ખુદ કે બીજા કોઇ શખસે કરેલા અથવા લખી આપ્યા પછી, ચેહેરીને અથવા બીજી રીતે કાંઇ જરૂરના ભાગમાં લેખને તે કાયદેસર

અખતિયાર શીવાય, બદદાનતથી અથવા દગલબાજીથી ફેરવે; પછી તે ફેરવતી વખતે તે બીજો શખસ હયાત હોય કે મરી ગયો હોય તો પણ; અથવાઃ—

ત્રીજુ—જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી, કોઈ શખસ પાસે કાંઈ લેખ પર સહી કે મોહોર કરાવે, અથવા કાંઈ લેખ તે શખસ લખી આપે એમ કરે, અથવા તેની પાસે કાંઈ લેખને ફેરવાવે, એવું જાણ્યા છતાં કે, તે લેખમાં શું લખ્યુ છે, અથવા હું શો ફેરફાર કરૂ છુ, એ વાત તે શખસ દીવાનગી અથવા કેફના સબબથી જાણવાને શકતીમાન નથી, અથવા તેને ફરેબ દીધો છે તે સબબથી તે વાત તે શખસ જાણતો નથી.

## દ્રષ્ટાંત.

(અ) અ ની પાસે ઝ નો લખેલો બ ની ઉપરનો ૧૦૦૦૦ રૂપીઆનો એક બલીમણાનો કાગળ છે, હવે બ ને દગો દેવા સારૂ અગર અ તે ૧૦૦૦૦ પર એક મીંડુ વધારીને તે રૂકમને ૧૦૦૦૦૦ કરે એવા ઈરાદાથી કે તે કાગળ ઝ એ તેટલી રકમનો લખ્યો છે એમ બ માને તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(બ) કોઈ સ્થાવર મીલકત ઝ એ અ ને લખી આપી હોય એવી મતલબના એક ખત-પરે, ઝ ના અખતીયાર શીવાય અ ઝ ની મોહોર કરે, એવા ઈરાદાથી કે તે મી-લકત બ ને વેચીને તેની કીંમતના રૂપીઆ બ પાસેથી લેવા, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ક) એક ચેકપર બ ની સહી છે, અને તે ચેક જે લઈ આવે તેને તે નાણાં મળે એવી તરેહનો છે પણ તે મધે કાંઈ રકમ ભરેલી નથી, તે ચેક લેઈને અ દગલબા-જીથી તે મધ્યે દશ હજાર રૂપીઆની રકમ ભરે, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ડ) અ પોતાના માણસ બ ને એક સરાફ ઉપર ચેક લખીને તે પર સહી કરીને આપે, પણ તેમાં આપવાની કાંઈ રકમ લખે નહીં; અને બ ને એવો અખતીયાર આપે કે ફલાણા ફલાણા લેણાના રૂપીઆ આપવા કે માટે દશ હજાર રૂપીઆ સુધીની રકમ તું એ ચેકમાં ભરજે પછી અ દગલબાજીથી તે ચેકમાં વીશ હજાર રૂપીયાની રકમ ભરે, તો બ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ઈ) બ ના અખતીયાર શીવાય અ બ ના નામથી પોતાની ઉપર એક હુંડી લખે, એવા ઈરાદાથી કે તે હુંડીને ખરી હુંડી દાખલ કોઈ સરાફને ત્યાં વટાવીને, તથા તે હુંડી પાકેથી તે સરાફ પાસેથી તે લઈને તેનાં નાણાં આપવાં, તો એ ઠેકાણે, બ ની જા-મીની છે એવો પોતાના મનમાં વીચાર ઉત્પન થઈને તે સરાફ તે હુંડીના નાણા આપે એ રીતે તેને છેતરવા સારૂ અ એ તે હુંડી લખી માટે, અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ફ) ઝ ના વીલમાં આ શબ્દો લખેલા છે—"હું ફરેમાવુંછું કે મારી સઘળી બાકી રહેલી મીલકત અ, બ, અને ક એઓના વચ્ચે સરખે હાસ્સે પોહોચાય" અ બદદાનતથી તે મધ્યેથી બ નું નામ છોલી નાખે, એવા ઈરાદાથી કે તેથી એમ માનવામાં આવે

કે સઘળી મીલકત અ ને તથા ક ને માટે ઝ લખી ગયો છે, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

(ગ) "ઝ ને અથવા તે ફરમાવે તેને આપજો" એ પ્રમાણે એક સરકારી પ્રામીશોરી નોટના પાછળ શેરો કરીને તે શેરાપર સહી કરીને તેના નાણા ઝ ને અથવા ઝ ફરમાવે તેને મળે એવું અ કરે. પછી "ઝ ને અથવા તે ફરમાવે તેને આપજો" એ શબ્દો બ અક્કલનતથી છોલી નાખે. અને એ પ્રમાણે તે ખાસ શેરાનો ખાલી શેરો કરે, તો બ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

(ઘ) અ એક સ્થાવર મીલકત ઝ ને વેચીને તેનું ખત કરી આપે પછી ઝ ને દગો દઈને તેની પાસેથી તે મીલકત જાય એવું કરવા સારૂ તેજ મીલકતનું અ એક ખત બ ને લખી આપે, અને તે ખત ઉપર ઝ ને કરી આપેલા ખતની તારીખથી છ મહીના ની પહેલાની તારીખ લખે એવા ઇરાદાથી કે તે મીલકતનું ખત ઝ ને કરી આપ્યા પહેલાં તેણે તે મીલકતનું ખત બ ને કરી આપ્યું છે એમ માનવામાં આવે, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

(ઙ) ઝ બોલે ચાલે અને પોતાનું વીલ અ પાસે લખાવે તેમાં વશીયત આપવાને જેનું નામ લખવાનું ઝ એ કહ્યું હોય તેનું નામ નહી લખતાં અ ઇરાદાથી એક બીજા શખસનું નામ લખે, અને તમારા કહ્યા મુજબ આ વીલ લખ્યું છે એમ અ ઝ ને સમજાવીને તે વીલપર ઝ ની સહી કરાવે, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

(ચ) અ એક કાગળ લખીને બ ના અખત્યાર શિવાય તે પર બ ના નામની સહી કરે, અને તેમાં એમ લખે કે અ સારો આબરૂનો માણસ છે અને નહી ધારેલી કમનશીબીથી માઠી હાલતમાં આવી પડેલો છે, અને તેનો ઇરાદો એવો હોય કે તે કાગળ બતાવી ને ઝ પાસે તથા બીજા શખસો પાસે ભીખ મેળવવી, તો એ ઠેકાણે ઝ ને પોતાની મીલકત છોડવાને લલચાવવાને સારૂ અ એ લેખ ખોટો બનાવ્યો માટે અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું

(છ) બ ના અખત્યાર શીવાય અ એક કાગળ લખીને તે પર બ ના નામની સહી કરે, અને તે કાગળ મધ્યે એમ લખે કે અ ની આબરૂ સારી છે, અને તેનો ઇરાદો એવો હોય કે તે કાગળ બતાવીને ઝ ના હાથ તળે કાંઈ નોકરી મેળવવી, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું, કેમકે તે બનાવટના સરટીફીકેટથી ઝ ને છેતરીને ઝ ની પાસે નોકરી બાબતનો કાંઈ સાફ કે અર્થાત સમજાય તેવો કરાર કરવાનો અ નો ઇરાદો છે.

ખુલાસો ૧ લો.—કોઈ માણસ પોતાના નામની સહી કરે, તો તે પણ ખોટો લેખ બનાવવાનો ગુનોહ થઈ શકે છે.

દ્રષ્ટાંત.

(અ) એક હુંડીપર અ પોતાના નામની સહી કરે, એવા ઇરાદાથી કે તેજ નામના એક

બીજા શખ્સે તે હુંડી લખી છે એમ માનવામાં આવે, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

(બ) "એક કાગળના કકડાપર "સીકારી" એટલો શબ્દ લખીને તે પર અ ઝ ના નામની સહી કરે એટલા સારૂ કે પછી તે કાગળપર ઝ ની ઉપરનો એક હુંડી બ લખે, અને તે હુંડી જાણે ઝ એ સિકારી હોય એ રીતે બજારમાં ચલાવે, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું અને અગર તે હકીકત જાણીને અ ના ઇરાદા મુજબ બ તે કાગળપર હુંડી લખે, તો બએ પણ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

(ક) અનાજ નામનો કોઈ બીજો શખ્સ ફરમાવે તે ધણીને નાણાં આપવા એવી એક હુંડી અ ને જડે, અને તેની પાછળ અ પોતાનાજ નામનો શેરો કરે, એવા ઇરાદાથી કે જે શખ્સ ફરમાવે તે ધણીને નાણાં આપવાની એ હુંડી છે તેજ શખ્સે એ શેરો કર્યો છે એમ માનવામાં આવે, તો એ ઠેકાણે અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

(ડ) બ ની ઉપર એક હુકમનામું થએલું છે, તેમાં એક સ્થાવર મિલકત વેચાય તે અ ખરીદ કરે, હવે તે મિલકત જપત થયા પછી બ ઝ ના સાથે મળી જઇને કાંઈ જુજ ભાડે તે મિલકતનું લાંબી મુદતનું એક ભાડાનામું ઝ ને લખી આપે, અને તે ભાડાનામામાં તે જપતોની તારીખથી છ મહીના આગળની તારીખ ભરે, એવા ઇરાદાથી કે અને દગો કરવો, તથા જપતી થતાં પેહેલાં તે ભાડાનામું લખી આપ્યું છે એમ માનવામાં આવે તો, અગર બ એ તે ભાડાનામાપર પોતાના નામની સહી કરી છે તોપણ, તેણે આગળની તારીખ લખી, તેથી, તેણે ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

(ઇ) દેવાળુ કાહાડવાનો આગળથી વિચાર કરીને અ વેપારી પોતાના ફાયદાને સારૂ તથા પોતાના માગનારાઓને દગો દેવાના ઇરાદાથી કાંઇ મિલકત બ ની પાસે રાખે; અને તે કામ બાહારથી વ્યાજબી જણાય એટલા સારૂ તે બ ને એક ચીઠી લખી આપે કે તમારી પાસે અવેજ લીધો છે તે બાબતની માહારે તમને આટલી રકમ દેવી, અને તે ચીઠીપર આગળની તારીખ નાખે, એવા ઇરાદાથી કે અ દેવાળુ કાહાડવાની તૈયારીમાં હતો ત્યાર પેહેલાં એ ચીઠી તેણે લખી છે એમ માનવામાં આવે તો, અ એ ઊપર લખેલા લક્ષણના પેહેલા પ્રકાર પ્રમાણે ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

ખુલાસો ૨ જો—કોઈ માણસ કોઇ ખોટા શખ્સના નામથી કાંઈ ખોટો લેખ કરે, એવા ઇરાદાથી કે તે લેખ કોઇ ખરા શખ્સે કરેલો છે એવું માનવામાં આવે, અથવા, કોઈ મુવેલા શખ્સના નામથી કરે, એવા ઇરાદાથી કે તે શખ્સે પોતાની હયાતીમાં તે લેખ કર્યો છે એવું માનવામાં આવે તો તે પણ ખોટો લેખ બનાવવાનો ગુનોહ થઇ શકેછે.

**દ્રષ્ટાંત.**

(અ) એક ખોટા શખ્સની ઉપર એક હુંડી લખે, અને તે ચલાવવાના ઇરાદાથી તે ખોટા

શખ્સને નામે તે હુંડી દગલબાજીથી શિકાર તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

ટીકા.—થયેલી વાતપરથી તપાસ કરતાં દસ્તાવેજ ખોટો થયો હોય, અને આ કાયદાની કા. ૪૬૩ માં કહેલા હેતુ પૈકી કોઇપણ એકાદ હેતુ પાર પડવાના ઇરાદે આરોપિયે તે ગેરઆજબી રીતે કે કપટે કરેલો છે અને તેવાજ એ દસ્તાવેજનો કાંઈ ઉપયોગ થયો હોય, કીંવા ઉપયોગ કરવાનો પ્રયત્ન કર્યો હોય તો ગુનોહ પૂર્ણ થાય છે. (કા. હા. વી. રી. વા. ૨ પા. ૩૪)

આ કલમ પ્રમાણેનો ગુનોહ શાબિત થવાને જેના નામનો તે ખોટો બનાવ્યો હોય તે એ દસ્તાવેજની વાત ન જાણે એવું કાંઈ કપટ તોહોમતદારે કર્યું એવું શાબિત થવું જોઇયે (કા. હા. વી. રી. વા. ૯ પા. ૨૦)

આ કલમ પ્રમાણે બદદાનતથી કીંવા કપટે સહી કરી ન હોય તો બનાઉ દસ્તાવેજ કર્યો કહેવાય નહિ. કાયદા પ્રમાણે ફસાવવાનો હેતુ શાબિત થવાને તે બનાઉ દસ્તાવેજથી કોઈ માણસને નુકશાન થવાનો સંભવ હોવો જોઇયે, કીંવા તે બનાઉ દસ્તાવેજથી કોઈ માણસ ફસાયો એટલીજ વાત બસ નથી; પણ ખરેખર તેથી કાંઈ નુકશાન થવાનો સંભવ હોય તોજ તે ગુનોહ થાયછે (મુ. હા. વા. ૧૧ પા. ૩ સરકાર વિ. ભવાનીશંકર વિગેરે)

વળી કા. ૪૬૩ નિચે મુંબાઈ હાઇકોરટનો સરકાર વિરૂદ્ધ શંકરનો ફેસલો ટાંક્યો છે તે પણ જુઓ)

તા. ૯ અગષ્ટને રોજ થયેલો દસ્તાવેજ નોંધાવવાને તા. ૧૮ ડીસેમ્બરને રોજ રજુ કર્યો પણ તેમ કરતા અવલ નોંધાવવાની ચાર માસની મુદત ન જાય તેને સારૂ તા. ૯ અગષ્ટને બદલે તા. ૨૯ અગષ્ટ કરી. તો તેથી કરીને એ ફેરફાર ખોટો દસ્તાવેજ કર્યાનો ગુનોહ થતો નથી. કારણ એ કરવું એ એકાદ હીતવાળા ભાગમાં કા. ૪૬૪ ના રકમ ૨ ના ભાવાર્થ પ્રમાણે બદદાનતથી યા કપટે ફેરફાર કર્યો એમ થતુ નથી. એ ગુનોહ કા. ૧૯૨, ૧૯૩ અને ૧૯૬ પ્રમાણેનો છે. (કા. હા. ઈ. લા. વા. ૯ પા. ૪૮૨ સરકાર વિ૦ મીર ઇકરાર અલ્લી)

**ખોટો લેખ બનાવવાની શિક્ષા.**

૪૬૫. જે માણસ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—એક દાવાની સુનાવણીની વખતે એક સ્માલકાજકોરટના જડજના વિચારમાં એમ આવ્યું જે કોઈ એક સખ્સે ખોટો દસ્તાવેજ કર્યોછે; અને તેણે પીનલકોડની કા.૪૬૫ પ્રમાણે ખોટો લેખ બનાવ્યાના ગુનાહ સારૂ તેની તજવીજ થવાને તેને શેશનમાં કમીટ કર્યો. તેમાં ઠરાવ્યું કે એ કમિટ કરવું બેકાયદેશીર થયું હતું શાથી જે ખોટો દસ્તાવેજ કરવાનો ગુનોહ જડજની રૂબરૂમાં થયેલો નથી. (મુ. હા. તા. ૩૧ મારચ ૧૮૭૦ સરકાર વિરૂદ્ધ છોટાલાલ જવેર)

એક માણસ મુખત્યાર થવાને કબુલ કરે અને મુખત્યારનામુ લખેલું હોય તે નિચે તે પોતાની મંજુરીની સહી કરી આપે. પછી તે મુખત્યારનામુ ખોટુ લખેલુ ઠરેતો તે દસ્તાવેજ ખોટો બનાવ્યાનો ગુનોહ મુખત્યારપર આવે નહિ (કા. હા. વી, રી. વા. ૫ પા. ૭૦)

**કોઈ ઇનસાફની કોરટનું દફતર અથવા જનમ વગેરે બાબત.**

૪૬૬. કોઈ ઇનસાફની કોરટનું દફતર અથવા તે કોરટ મધ્યે ચાલેલાં કામનો કાગળ હોય એવી મતલબનો કાંઇ લેખ, અથવા જન્મ, બાપતિશમ, લગ્ન, કે ગાડવા બાબતનો કાંઇ રજીષ્ટર, અથવા કોઈ સરકારી નોકર પોતાના સરકારી હોદ્દાના જોરથી રાખતો હોય એવા કાંઈ રજીષ્ટર, અથવા કોઇ સર-

કારી નોકરે પોતાના સરકારી હોદાના જોરથી કરેલો હોય એવી મતલબનો કાંઈ દાખલો કે લેખ, અથવા કાંઇ ફરિયાદી કે જવાબ કરવાનો, અથવા તેમાં કાંઈ પણ કામ ચલાવવાનો, અથવા કબુલાતથી હુકમનામું થવા દેવાનો, જેમાં અખત્યાર આપ્યો હોય એવો લેખ, અથવા વકીલાતનામું કે મુખત્યારનામું જે માણસ ખોટું બનાવે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—આ કલમ પ્રમાણેના ગુનાહની ફરિયાદ જેવી કે પબ્લીક સરવંટના તાબાનું રજીષ્ટર ખોટું બનાવી તે ખોટો બનાવેલો દસ્તાવેજ પુરાવામાં આપ્યો તે બાબતની ફરિયાદી જે કોરટમાં તે પુરાવામાં આપ્યો તે કોરટની પરવાનગી અથવા તે કોરટ જો કોઈ બીજી કોરટને તાબે હોય તો તે બીજી કોરટની પરવાનગી વગર સાંભળી શકાતી નથી કેમકે પી. કો. કા. ૪૬૩ માં ગુનાહાઓનું જે વધારે વીસ્તીર્ણ બ્યાન કરેલુંછે તેમાં એ ગુનોહ આવે છે અને તે કલમને ક્રી. પ્રો. કા. ૪૬૬ લાગુ પડે છે (મુ. હા. તા. ૧૮ અગષ્ટ ૧૮૭૪ પુનાના માજીસ્ત્રેટના પુછવાપરથી)

કાંઈ કીમતી દસ્તાવેજ અથવા વીલ ખોટું બનાવ્યું.

૪૬૭. જે લેખ કાંઇ કિમતી દસ્તાવેજની મતલબનો, અથવા કાંઈ વિલની મતલબનો, અથવા દત્તકલેવાના અખત્યાર નામાની મતલબનો હોય, અથવા જે લેખ કાંઈ શખસને કાંઈ કિમતી દસ્તાવેજ કરવાનો અથવા બીજાના નામનો કરી આપવાનો, અથવા તેના મુદલ રૂપીયા, બ્યાજ કે નફાની વેહેંચણ લેવાનો, અખત્યાર આપવાની મતલબનો હોય, અથવા કાંઇ નાણું જંગમ મિલકત, અથવા કિમતી દસ્તાવેજ લેવાનો કે આપવાનો અખત્યાર આપવાની મતલબનો હોય, અથવા જે લેખ કાંઇ ફારગતી અથવા નાણાં ભરેયાની પોહોંચની મતલબનો, અથવા કાંઈ ફારગતી કે કાંઈ જંગમ મિલકત અથવા કિમતી દસ્તાવેજ આપ્યાની પોહોંચની મતલબનો હોય, એવો કોઇ લેખ જે માણસ ખોટો બનાવે, તેને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—કેદીપર જંગમ મિલકત બીજાને લેવાનો અધિકાર આપવા વિશેનો દસ્તાવેજ ખોટો બનાવ્યાનું અને તે ખરા દાખલ ચલાવ્યાનું તોહોમત મુકી તેને શિક્ષા કરી તેમાં ઠરાયું કે સદરહુ દસ્તાવેજ નકલછે તો તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત રેહી શકતું નથી. (મુ. હા. વા. ૫ પાને ૫૬ સરકાર વિ૦ નારો ગોપાળ)

કલેકટરનું ચીલન બદદાનતથી ફેરવે તો તે આ કલમ પ્રમાણેનો ગુનેહગાર ગણાય (ઈ. ડા. પૃ. ૩૫૪)

એક બાતની રૂઇયે દીવાની કોરટમાં કરેલા દાવામાં કોરટે એમ ઠરાવ્યું કે તેપર કરજદારની સહી ખરી નથી. તેથી તેના ઉપર ખોટો દસ્તાવેજ બનાવવાના તોહોમત બદલ કામ ચલાવવા પરવાનગી આપી તેથી ફરિયાદી કરી તે વખતે દીવાની કોરટનો ફેસલો પુરાવામાં આપ્યો તેમાં ઠરાવ્યું કે દીવાની કોરટનો ફેસલો પુરાવામાં લીધો તે ગેર કાયદેસરછે (કા. હા. બં. લા. વા. ૬ પા. ૨૪૯ સરકાર વિ૦ ગોગનચંદર ઘોસ)

જે દસ્તાવેજ ખોટો કરવાનો ઇરાદોછે તે દસ્તાવેજની નકલ કરવી; તથા ખોટો દસ્તાવેજ લખવા સ્ટાંપ વેચાતો લાવવો, અને તે દસ્તાવેજમાં દાખલ કરવા માટે એક વાતની માહીતી મેળવવી એટલું કરેયા છતાં પીનલકોડ પ્રમાણે બનાઉ દસ્તાવેજ કરવાનો ગુનોહ થતો

નથી કીંવા તેવો દસ્તાવેજ કરવાનો પ્રયત્ન કરવાનો પણ ગુનોહ થતો નથી; પરંતુ તે અપરાધ કરવાનું કામ સહેલ થવા માટે સાહ્ય કરવાનો માત્ર ગુનોહ થઈ શકે છે (મ. હા. ઈ. લા. વા. ૩ પા. ૪ સરકાર વિ૦ પાડલ બ્યંકટસ્વામી અને બીજા)

ઠગાઇ કરવાના કારણસર ખોટો લેખ બનાવવો.

૪૬૮. જો કોઇ માણસ ખોટો લેખ બનાવે, એવા ઇરાદાથી કે તે બનાવટનો લેખ ઠગાઇ કરવાના કારણસર વપરાય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સખ્સની આબરૂને હાની કરવાના કારણસર ખોટો લેખ બનાવવો.

૪૬૯. જો કોઇ માણશ ખોટો લેખ બનાવે, એવા ઇરાદાથી કે તે બનાવટનો લેખ કોઇ ધણીની આબરૂને હાની કરે, અથવા તે લેખ તેવા કારણસર વાપરવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—અરજીનો મુસદો કોઇયે કર્યો હોય અને તે જે અરજીનો હોય તે અરજી કોઇ બાબતના પુરાવા તરીકે વાપરવાની હોય તો અને તે અરજીના મુસદામાં કોઇની આબરૂને હાની લાગે એવી બાબત હોય તો તેનાપર આ કલમ પ્રમાણે ગુનોહ લાગુ પડે (કા. હા. વી. રી. વા. ૧૦ પા. ૬૧)

"બનાવટનો લેખ"

૪૭૦ જે ખોટો લેખ સઘળો કે થોડો ભાગે, ખોટો લેખ બનાવવાના ગુનાહથી બન્યો હોય, તેનું નામ "બનાવટનો લેખ" પાડ્યું છે.

બનાવટનો લેખ ખરો દાખલ વાપરવો.

૪૭૧. જે લેખ બનાવટનો લેખ છે એમ પોતે જાણતો હોય અથવા એમ માનવાનું પોતાને કારણ હોય એવો કોઇ લેખ જે માણસ દગલબાજીથી અથવા બદદાનતથી ખરા દાખલ વાપરે, તે માણસને જાણે તેણે તે લેખ ખોટો બનાવ્યોજ હોય, એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—આ કલમ પ્રમાણે રાખેલા તોહોમતના તોહોમતનામામાં કા. ૪૬૭ માં કહેલા દસ્તાવેજના સ્વરૂપનો બનાવેલો દસ્તાવેજ ખરા માટે વાપર્યો છે એમ લખવું જોઇતું હતું પણ તે લખ્યું નથી તેથી જ્યુરીની રૂબરૂ થયેલી તપાસ ગેરકાયદેસર છે માટે શિક્ષા રદ કરી (મુ. હા. વા. ૬ પાને ૪૩ સરકાર વિરૂદ્ધ ગંગારામ માલજી)

આ કલમ પ્રમાણે જે દસ્તાવેજ નકલ હોય તેની બાબતમાં ગુનોહ ગણાય નહિ (મુ. હા. વા. ૪ પા. ૨૮ સરકાર વિ૦ ખુશાલ હીરામન વિગેરે)

આ કલમ પ્રમાણેનું તોહોમત શાબિત કરતાં પહેલાં ખોટો બનાવેલો દસ્તાવેજ બદદાનતથી ખરા દાખલ વાપર્યો એમ શાબિત થવું જોઇયે (કા. વી. રી. વા. ૮ પાને ૮૧) છુટા છેડાનો દસ્તાવેજ એ કીમતી દસ્તાવેજ છે તેથી તે બનાવનારપર આ કલમ પ્રમાણે તોહોમત આવે (કા. વી. રી. વા. ૧૧ પા. ૧૫)

જે દસ્તાવેજ બનાવટનો છે એમ આરોપિને માહીત હતું તે છતાં તેણે તે દસ્તાવેજનો દીવાની દાવામાં ઉપયોગ કર્યો તેથી જે અપરાધ થયો તે આ કલમ કલા પ્રમાણેનો છે પણ કા. ૧૯૬ પ્રમાણે નથી(કા.હા.ઈ. લા. વા.૫ પા.૭૧૭ સરકાર વિ૦ ખીરોદચંદર મજમુદાર)

એક હેડકાન્સ્ટેબલે પોલીશની રોજનીસીમાં ખોટો ફેરફાર કર્યો તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત ઠરાવ્યું (કા. હા. વી. રી. વા. ૧૧ પા. ૪૪)

૪૬૭ મી કલમ મુજબ શીક્ષા થઇ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના ઇરાદાથી ખોટી મોહોર, પતરૂ, વગેરે બનાવવું અથવા કબજામાં રાખવું.

૪૭૨. જો કોઇ માણસ કાંઇ મોહોર, પતરૂ, અથવા છાપ પાડવાનું કાંઇ બીજુ હથિયાર બનાવે, અથવા ખોટું બનાવે, એવા ઇરાદાથી કે તે ૪૬૭ મી કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો કોઇ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના કારણસર વાપરવામાં આવે; અથવા તે મોહોર, પતરૂ, અથવા બીજુ હથિયાર ખોટું બનાવેલું છે એમ જાણીને ઉપલા ઇરાદાથી અગર કોઇ માણસ તે મોહોર, પતરૂ, અથવા બીજુ હથિયાર પોતાના કબજામાં રાખે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

બીજી કોઇ કલમ મુજબ શીક્ષા થઇ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના ઇરાદાથી ખોટી મોહોર, પતરૂ, વગેરે બનાવવું અથવા કબજામાં રાખવું.

૪૭૩. જો કોઇ માણસ કાંઇ મોહોર, પતરૂ, અથવા છાપ પાડવાનું કાંઇ બીજુ હથિયાર બનાવે, અથવા ખોટું બનાવે, એવા ઇરાદાથી કે આ બાબ માહેલી ૪૬૭ મી સીવાયની કોઇ પણ કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો કોઇ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના કારણસર વાપરવામાં આવે; અથવા તે મોહોર, પતરૂ, અથવા બિજુ હથિયાર ખોટું બનાવેલું છે એમ જાણીને ઉપલા ઇરાદાથી અગર કોઇ માણસ તે મોહોર, પતરૂ, અથવા બીજુ હથિયાર, પોતાના કબજામાં રાખે તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કાંઇ કીમતીદસ્તાવેજ અથવા વીલ ખોટું બનાવેલું છે એવું જાણીને તે ખરાદાખલ વાપરવાના ઇરાદાથી કબજામાં રાખવું.

૪૭૪. જો કોઇ માણસના કબજામાં કાંઇ લેખ હોય, તે અને લેખ ખોટો બનાવેલો છે એમ તે માણસ જાણતો હોય, તથા તે લેખ ખરા દાખલ દગલબાજીથી અથવા બદદાનતથી વાપરવામાં આવે એવો તે માણસનો ઇરાદો હોય તો અગર તે લેખ ૪૬૬ મી કલમમાં લખેલા પ્રકારનો હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે લેખ ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારનો હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—આ કલમ પ્રમાણે ગુનોહ થવાને બનાઉ દસ્તાવેજની કપટે ઉપયોગ કરવાનો ઇરાદો હોવો જોઇયે. બનાઉ દસ્તાવેજ કપટે વાપરવાનો હેતુ છતાં તે જેનાં હીતનો હોય તેની પાસેથી નિકળે અને પછી તે પોતાની પાસે આવ્યાનું યોગ્ય કારણ બતાવે તો તેનાપર આ કલમ પ્રમાણે અપરાધ બને (મિ. પૃ. ૩૨૩

૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના લેખોનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાંઇ મુદ્રા

૪૭૫. ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના કોઇ લેખનું ખરાપણું દેખાડવાના કારણસર વપરાતી હોય એવી કાંઇ મુદ્રા કે નીશાના કાંઇ માણસ કાંઇ પદારથ ઉપર અથવા કાંઇ પદા

*અથવા નીશાની ખોટી બનાવવી, અથવા ખોટી નિશાણી કરેલો પદાર્થ કબજામાં રાખવો.*

ર્થ મધ્યે ખોટી બનાવે એવા ઇરાદાથી કે તે પદાર્થ ઉપર તે વખતે કાંઈ લેખ ખોટો બનાવેલો હોય અથવા ત્યારપછી ખોટો બનાવવાનો હોય તે લેખને ખરાપણાનો આભાસ આપવાના કારણસર તે મુદ્રા અથવા નીશાની વાપરવામાં આવે, અથવા જે પદારથ ઉપર અથવા જે પદાર્થ મધ્યે એવી કાંઇ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવામાં આવી હોય તેવો કાંઈ પદારથ ઉપર લખેલા ઇરાદાથી કોઇ માણસ પોતાના કબજામાં રાખે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

*૪૬૭મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના લેખનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાંઈ મુદ્રા અથવા નીશાણી ખોટી બનાવવી, અથવા ખોટી નીશાણી કરેલો પદારથ કબજામાં રાખવો.*

૪૭૬. ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના કોઇ લેખનું ખરાપણું દેખાડવાના કારણસર વપરાતી હોયએવી કાંઈ મુદ્રા કે નીશાણી કોઈ માણસ કાંઇ પદારથ ઉપર અથવા કાંઇ પદારથ મધ્યે ખોટી બનાવે, એવા ઇરાદાથી કે તે પદારથ ઉપર તે વખતે કાંઇ લેખ ખોટો બનાવેલો હોય અથવા ત્યાર પછી ખોટો બનાવવાનો હોય તે લેખને ખરાપણાનો આભાસ આપવાના કારણસર તે મુદ્રા અથવા નીશાણી વાપરવામાં આવે, અથવા જે પદારથ અથવા જે પદારથ મધ્યે એવી કાંઇ મુદ્રા અથવા નિશાણી ખોટી બનાવવામાં આવી હોય તેવો કાંઈ પદારથ ઉપર લખેલા ઇરાદાથી કોઈ માણસ પોતાના કબજામાં રાખે તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

*કોઈ વીલને દગલબાજીથી ચેરી નાંખવું. અથવા તેનો નાશ કરવો.*

૪૭૭. કાંઈ લેખ વીલ હોય કે વીલની મતલબનો હોય, અથવા દત્તક લેવાનું અખત્યારનામુ હોય કે તેની મતલબનો હોય, અથવા કાંઈ કીમતી દસ્તાવેજ હોય કે તેવી મતલબનો હોય, તેવા કોઇ લેખને અગર કોઈ માણસ દગલબાજીથી કે બદદાનતથી, અથવા લોકને અથવા કોઇ સખસને હાની અથવા નુકશાન કરવાના ઇરાદાથી છેકી નાખે, તેનો નાશ કરે, અથવા ચેરી નાંખે, અથવા છેકી નાખવાની, નાશ કરવાની, કે ચેરી નાખવાની કોશીશ કરે, અથવા છુપાવે કે છુપાવવાની કોશીશ કરે, અથવા તેવા લેખ સંબંધી બીગાડ કરે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

## વેપારની તથા મિલકતની નિશાણીઓ બાબત.

*વેપારની નીશાની.*

૪૭૮. આ માલ ફલાણા કારીગરે બનાવેલો છે, અથવા ફલાણી વખતે કે તે ઠેકાણે બનાવેલો છે, અથવા ફલાણી જાતનો છે, એ બતાવવાને માટે જે નીશાણી વાપરવામાં આવે તેનું નામ "વેપારની નીશાણી" પાડ્યું છે.

*મિલકતની નિશાની*

૪૭૯. આ જંગમ મિલકત ફલાણા સખસની છે, એ બતાવવાને માટે જે નિશાણી વાપરવામાં આવે તેનું નામ "મિલકતનીનીશાણી" પાડ્યું છે

ખોટી વેપારની નીશાની વાપરવી.

૪૮૦. જો કોઈ માણસ કાંઈ માલ ઉપર અથવા કાંઈ પેટી કે ઘર ઉપર, અથવા ગાંસડી ઉપર, કે માલ ભરેલાં કાંઈ બીજાં બારદાન ઉપર, કાંઈ નીશાણી કરે, અથવા જે પર કાંઈ નીશાણી હોય એવી પેટી કે ઘર. અથવા ગાંસડી કે બીજુ બારદાન વાપરે, એવા ઇરાદાથી કે તે નીશાણી કરેલો માલ અથવા તે નીશાણી કરેલી પેટી કે ઘરમાં, અથવા ગાંસડીમાં, અથવા બારદાન માં ભરેલો કાંઈ માલ જે કારીગરે બનાવ્યો ન હોય તેણે બનાવ્યો છે એવો, અથવા જે વખતે કે ઠેકાણે તે બનાવ્યો ન હોય તે વખતે કે તે ઠેકાણે તે બનાવ્યો છે, એવો અથવા જે જાતનો તે ન હોય તે જાતનો તે છે એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો, તો તે માણસે "ખોટી વેપારની નીશાણી" વાપરી એમ સમજવું.

ખોટી મિલકતની નીશાની વાપરવી.

૪૮૧. જો કોઈ માણસ કાંઈ જંગમ મિલકત કે માલ ઉપર, અથવા કાંઈ પેટી કે ઘર ઉપર, અથવા ગાંસડી ઉપર, અથવા જંગમ મિલકત કે માલ ભરેલાં બીજા કાંઈ બારદાન ઉપર, કાંઈ નીશાણી કરે, અથવા જે પર કાંઇ નીશાણી હોય એવી કાંઈ પેટી કે ઘર, અથવા ગાંસડી, કે બીજુ બારદાન વાપરે, એવા ઇરાદાથી કે તે નીશાણી કરેલો મિલકત અથવા માલ, અથવા તે નીશાણી કરેલી પેટી કે ઘરમાં, અથવા ગાંસડીમાં, અથવા બીજા બારદાનમાં રાખેલો કાંઈ મિલકત કે માલ જે સખસનો ન હોય, તે સખસનો છે એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો, તો તે માણસે "ખોટી મિલકતની નીશાણી" વાપરી એમ સમજવું.

કોઇ શખશને છેતરવા અથવા નુકશાન કરવાના ઇરાદાથી કાંઈ ખોટી વેપારની અથવા મિલકતની નીશાની વાપરવાની શિક્ષા.

૪૮૨. કોઈ શખસને છેતરવાના અથવા નુકશાન કરવાના ઇરાદાથી જે માણસ કાંઈ ખોટી વેપારની નીશાણી અથવા કાંઈ ખોટી મિલકતની નીશાણી વાપરે, તે માણસને એક વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઈ બીજો માણસ કાંઈ વેપારની અથવા મિલકતની નીશાણી વાપરતો હોય તેવી નીશાણીનો અથવા નુકશાન કરવાના ઇરાદાથી ખોટી બનાવવી.

૪૮૩. લોકને અથવા કોઇ શખસને હાની અથવા નુકશાન કરવાના ઇરાદાથી જે માણસ બીજો કોઈ શખસ વાપરતો હોય એવી કાંઈ વેપારની અથવા મિલકતની નીશાણી જાણી બુઝીને ખોટી બનાવે, તે માણસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઈ સરકારી નોકર જે મિલકતની નીશાણી વાપરતો હોય, અથવા કાંઈ મિલકતના બનાવટ, જાત વગેરે બતાવવાસારૂ તે જેનિશાંની વાપરતો હોય તેવીનિશાણી ખોટી બનાવવી.

૪૮૪. કોઈ સરકારી નોકર જે વાપરતો હોય તેવી કાંઈ મિલકતની નીશાણી, અથવા આ મિલકત ફલાણા કારીગરે અથવા ફલાણી વખતે કે ઠેકાણે બનાવીછે અથવા ફલાણી જાતની છે, અથવા ફલાણી હાફીસમાંથી પાસ થઇ છે, અથવા કાંઈ માફીને લાયકછે. એવું બતાવવા સારૂ કોઇ સરકારી નોકર જે વાપરતો હોય તેવી કાંઈ નીશાણી જો કોઈ માણસ જાણી બુઝીને ખોટી બનાવે. અથવા એવી કાંઈ નીશાણી ખોટી બનાવેલી છે એમ જાણ્યા છતાં તેને ખરી દાખલ વાપરે એવા

ઇરાદાથી કે લોકને અથવા કોઈ શખ્સને હાનિ અથવા નુકશાન કરવું, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ છાપ, પતરૂ, અથવા કોઈ સરકારી કે ખાનગી મિલકતની અથવા વેપારનીનિશાણી ખોટી બનાવવાનું કોઈ બીજુ હથિયાર દગલબાજીથી બનાવવું અથવા કબજામાં રાખવું.

૪૮૫. કોઈ છાપ, પતરૂ, અથવા કોઈ સરકારી કે ખાનગી મિલકતની અથવા વેપારની નિશાની કરવા અથવા ખોટી બનાવવાનું કોઈ બીજુ હથિયાર, જો કોઇ માણસ બનાવે અથવા પોતાના કબજામાં રાખે, એવા ઇરાદાથી કે તેવી ખોટી નિશાની બનાવવાના કારણસર વાપરવું, અથવા કોઈ માણસ એવી કોઈ મિલકતની કે વેપારની નિશાની પોતાના કબજામાં રાખે, એવા ઇરાદાથી કે કોઇ માલ અથવા વેપારની જણસ જે કારીગરે અથવા કારીગરોની દુકાને બનાવી ન હોય તેણે તે બનાવી છે એમ અથવા જે વખતે તે ઠેકાણે તે બનાવી ન હોય તે વખતે અથવા તે ઠેકાણે તે બનાવી છે, એમ અથવા જે જાતની તે ના હોય તે જાતની તે છે એમ અથવા જે શખ્સની તે ના હોય તે શખ્સની તે છે એમ બતાવવાના કારણસર તે નિશાણી વાપરવામાં આવે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખોટી મિલકતની અથવા વેપારનીનિશાણી જે પર હોય એવો માલ જાણીબુઝીને વેચવો.

૪૮૬. જે માલ ઉપર સરકારી કે ખાનગી મિલકતની અથવા વેપારની, ખોટી નીશાણી ચોહોડેલી અથવા પાડેલી હોય એવો કોઈ માલ અથવા કોઈ પેટી કે ઘર અથવા લપેટેલી વસ્તુ કે બારદાન ઉપર તેવી નિશાણી ચોહેડેલી અથવા પાડેલી હોય તે મધ્યે ભરેલો અથવા રાખેલો માલ, અગર કોઈ માણસ વેચે, અને તે માણસ એમ જાણતો હોય કે તે નિશાણી બનાવટની અથવા ખોટી કરેલી છે, અથવા તે નિશાણીથી જણાય છે તે કારીગરે અથવા તે વખતે અથવા તે ઠેકાણે નહીં બનાવેલા માલ અથવા વેપારની જણસ ઉપર તે નિશાણી ચોહોડેલી અથવા પાડેલી છે અથવા તે નિશાણીથી જણાય છે તેવી જાતનો તે માલ નથી અને કોઈ શખ્સને છેતરવાનો અથવા નુકશાન કે હાનિ કરવાનો તે માણસનો ઇરાદો હોય, તો તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઈ ગાંસડી કે બારદાન મધ્યે માલ હોય તે ઉપર દગલબાજીથી કોઈ ખોટી નીશાણી કરવી.

૪૮૭. કોઈ માલ ભરેલી ગાંસડી અથવા બારદાન ઉપર જો કોઈ માણસ દગલબાજીથી કોઈ ખોટી નિશાણી કરે, એવા ઇરાદાથી કે કોઈ સરકારી નોકર અથવા બીજા શખ્સના મનમાં એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો કે તે ગાંસડી અથવા બારદાન મધ્યે જે માલ ન હોય તે તે મધ્યે છે અથવા તે મધ્યે જે માલ હોય તે તે મધ્યે નથી અથવા તે ગાંસડી અથવા બારદાન મધ્યેનો માલ ખરેખર જે જાતનો અથવા તરેહનો હોય તેથી જુદી જાતનો અથવા તરેહનો છે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

તેવી કાંઈ ખોટી નિશાણીનો ઉપયોગ કરવાની શિક્ષા.

૪૮૮. કોઈ માણસ ઉપલી કલમમાં લખેલા ઇરાદાથી એવી કાંઈ નિશાણી ખોટી છે એમ જાણ્યા છતાં તે ખોટી નિશાણીનો દગલબાજીથી ઉપયોગ કરે તો તે માણસને ઉપલી કલમમાં લખ્યા મુજબ શિક્ષા કરવામાં આવશે.

નુકશાન કરવાના ઇરાદાથી કાંઈ મિલકતની નિશાણી કાહાડી નાખવી.

૪૮૯. કોઈ માણસ કાંઈ મિલકતની નિશાણી કાઢી નાખે અથવા તેનો નાશ કરે. અથવા તેને ચેહેરી નાખે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે એમ કરવાથી પોતાથી કોઈ સખસને નુકશાન થાય તો તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.



# બાબ ૧૯ મો

## નોકરી કરવાના કરારે તોડવાનો ગુન્હા બાબત.

તરી અથવા ખુસ્કીના રસ્તાના મુસાફરીની નોકરી કરવાનો કરાર તોડવો.

૪૯૦. કોઈ સખસને અથવા કાંઈ મીલકતને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવા અથવા પોહોંચાડવામાં પોતાના અંગની નોકરી કરવાને, અથવા તરી કે ખુસ્કીના રસ્તાની કોઈ મુસાફરીમાં કોઈ સખસને નોકર દાખલ કામ કરવાને અથવા તરી કે ખુસ્કીના રસ્તાની કોઈ મુસાફરીમાં કોઈ સખસને કે કાંઈ મિલકતને સંભાળવાને જે માણસ કાયદેસર કરારથી બંધાયો હોય, તે માંદગી અથવા પોતાની સાથે માઠી વરતણૂંકના સબબ શિવાય, તે પ્રમાણે કરવામાં બુદ્ધિપુરવક કસુર કરે તો તે માણસને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક સો રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દષ્ટાંત.

(અ) અ એક પાલખી ઉચકનારો ઝ ને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં, રસ્તામાંથી અધવચ નાશી જાય, તો અ એ આ કલમમાં લખેલો ગુનોહ કર્યો એમ સમજવું.

(બ) અ એક મજુર, ઝ નો સામાન એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં, તે સામાન ફેંકી દે, તો અ એ આ કલમમાં લખેલો ગુનોહ કર્યો એમ સમજવું.

(ક) અ એક બળદીઆઓનો માલીક, પોતાના બળદીઆ ઉપર ભરીને કાંઈ માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં, તેમ કરવામાં કાયદા વિરૂધ કસુર કરે, તો અ એ આ કલમમાં લખેલો ગુનોહ કર્યો એમ સમજવું.

(ડ) અ કાયદા વિરૂદ્ધ ઉપાયથી પોતાનો સામાન લઈ જવાની બ મજુર ને જરૂર પાડે, અને બ ચાલતાં ચાલતાં રસ્તામાં તે સામાન મુકીને નાશી જાય, તો એ ઠેકાણે બ

એ કાંઈ ગુનોહ કર્યો એમ સમજવું નહી, કેમકે તે સામાન લઈ જવાની કાયદા પ્રમાણે તેની ફરેજ નથી.

ખુલાસો.—આ ગુનાહમાં એવું કાંઈ જરૂર નથી કે જે સખ્સને સારૂ નોકરી કરવી છે તેનીજ સાથે કરાર થવો જોઇએ. જે સખ્સ તે નોકરી કરવાનોછે તે સખ્સે કાયદા પ્રમાણે કોઈ પણ-સખ્સની સાથે સાફ રીતે કે અરથાંત સમજાય એવી રીતે કરાર કીધો હોય તો બસ છે.

દ્રષ્ટાંત.

અ એક ડાક કંપનીની સાથે એક મહીના સુધી પોતાની ગાડી હાંકવાનો કરાર કરે, અને બ તે ડાક કંપનીની સાથે ખુરકીએ કાંઈ મજલ પર પોતાને પોહોંચાડવાનો બંદોબસ્ત કરે, અને પેલી એક મહીનાની મુદત સુધી તે કંપની બ ને અ હાંકે એવી એક ગાડી આપે, અને અ રસ્તામાં અધવચ તે ગાડી બુદ્ધિપુરવક મુકીને જતો રહે, તો એ ઠેકાણે, અગર અ એ બ ની સાથે કરાર કર્યો નથી તો પણ અ એ આ કલમ મુજબ ગુનોહ કર્યો એમ સમજવું.

ટીકા.—કોઈ માણસ આજારી પડ્યો હોય કીંવા તેને સખત વાગ્યુ હોયતો તે સબબ આ કલમ પ્રમાણે માન્ય કરવા લાયક છે પણ કોઈ ચાકર શેઠની સાથે મુસાફરીમાં હોય તે વખતે માર્ગમાં વાઘ જોઈ નાસે કીંવા તોફાનથી વાહાણમાં બેસવાને ના કહે અગર જે ઠેકાણે કોલેરાનો રોગ હોય તે ઠેકાણે જવાને ના કહે તો તે આ કલમ પ્રમાણે શિક્ષાને પાત્ર થાયછે. અકસ્માત બનેલી વાત, કપટ, ચુક યા વિશેષ શકતાઇ એ કારણથી ચાકરથી તેનો કરાર પુરો થઈ શકે નહિ તો તે વખતે આ કલમમાં જાણીબુજીને એવા જે શબ્દછે તે ઉપરથી તેનું સંરક્ષણ થવું યોગ્ય છે (મે. પૃ. ૩૩૧)

લાચાર સખ્સોની ખીદમત કરવા તથા તેઓની હાજતો પુરી પાડવાનો કરાર તોડવો.

૪૯૧. જે શખ્સ પોતાની નહાની ઉમરના, અથવા ગાંડાપણાના અથવા કાંઈ રોગ કે શરીરની નબળાઈના સબબથી લાચાર અથવા પોતાની સલામતીનો બંદોબસ્ત રાખવાને; અથવા પોતાની હાજતો પુરી પાડવાને, અશક્ત હોય, તેની ખિદમત કરવાને અથવા તેની હાજતો પુરી પાડવાને જે માણસ કાયદેસર કરારથી બંધાએલો છતાં તેમ કરવામાં બુદ્ધિ પુરવક કસુર કરે, તેને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઈ દુર જગોપર ચાકરી કરવાનો કરાર કર્યો હોય અને તે જગોપર શેઠને ખરચે ચાકરને લેઈ ગયા હોય, તેવો કરાર તોડવો.

૪૯૨. બ્રિટિસ ઈંડિયા માંહેની કોઈપણ જગોપર કોઈ બીજા સખ્સને વાસ્તે ત્રણ વરસ સુધીની કોઈપણ મુદત સુધી કારીગર, કામ કરનાર, અથવા મજુર દાખલ કામ કરવાને જે શખ્સ લખેલા કાયદેસર કરારથી બંધાએલો હોય, અને તે કરારની શરત મુજબ તેને તે જગોપર તે બીજા સખ્સને ખરચે લેઈ ગયા અથવા લેઈ જવાના હોય, તે શખ્સ પોતાનો કરાર કાયમ છે તે દરમિયાનમાં, બુદ્ધિપુરવક તે બીજા સખ્સની ચાકરી છોડી દે, અથવા કબુલ કરેલી ચાકરી વ્યાજબી અને યોગ્ય સબબ છતાં, વ્યાજબી સબબ વગર તે ચાકરી કરવાની ના કહે, તો તે સખ્સને એક મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા તે ખરચથી બમણી રકમ સુધીના દંડની, અથવા

એ બંનેની શિક્ષા કરવામાં આવશે; પણ જો તેનાં શેઠે તેની સાથે કાંઈ માઠી વર્તણુક કરી હોય, અથવા પોતેજ તે કરાર મુજબ અમલ કરવામાં ગફલત કરી હોય તો તે ચાકરને કાંઈ શિક્ષા કરવામાં આવશે નહી.



# બાબ ૨૦ મો.

## લગ્ન સંબંધી ગુન્હાઓ બાબત.

કાયદા મુજબ લગન થવાનો કપટથી વિશ્વાસ બેસાડીને દંપતી ભાવે રહેવું.

૪૯૩. પોતાની સાથે કાયદા મુજબ જે સ્ત્રી પરણી નથી તે સ્ત્રીને કપટથી તે પુરૂષ એવો વિશ્વાસ બેસાડે કે હું એ પુરૂષની સાથે કાયદા મુજબ પરણી છું, અને એવો વિશ્વાસ છતાં તે સ્ત્રી તેની સાથે તેની વહુ હોય એવી રીતે રહે અથવા સંભોગ કરે, એમ તે પુરૂષ કરે તો તેને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

વર અથવા વહુની હયાતીમાં ફરીથી લગન કરવું.

૪૯૪. જેનો વર અથવા જેની વહુ હયાત હોય તે જો પરણે, અને તે એવી રીતે કે તે વર અથવા વહુની હયાતીમાં થયાના સબબથી તે લગ્ન થએલું રદ ગણાય, તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

અપવાદ—જે શખ્સનો વર અથવા વહુ હયાત છે, પણ જેનું તેની સાથે થએલું લગન કોઈ મુખ્તિયાર કોરટે રદ ઠરાવ્યું છે; તેને આ કલમ લાગુ પડતી નથી; અને જે શખ્સનું તે પાછળનું લગ્ન થતાં પહેલાં સાત વરસની મુદત સુધી નીરંતર તેનો વર અથવા વહુ બાહાર રહ્યો અથવા રહી હોય, અને તે દરમિયાનમાં તે શખ્સને તે વર અથવા વહુ હયાત છે એવી ખબર નહિ મળી હોય, અને તે શખ્સ પોતાના આગલા વર અથવા વહુની હયાતીમાં લગ્ન કરે, તેને પણ આ કલમ લાગુ પડતી નથી; પરંતુ જે એ શખ્સ પ્રમાણે પાછળનું લગ્ન કરે, તેણે જેની સાથે તે લગ્ન કરે, તેને તે લગ્ન થતાં પહેલાં સરવ બીના ખરેખરી પોતાના જાણ્યામાં હોય તેટલી જણાવવી જોઈએ.

ટીકા.—આ કલમ હિંદુ યા મુસલમાન ધણીયોને લાગુ નથી કેમકે તેમનામાં એક છતાં બીજી સ્ત્રી કરવાને હકછે. પરંતુ તે જાતની બઈરીઓને લાગુછે કેમકે તેમનાથી એક ધણી છતાં બીજો થઈ શકતો નથી.

ધણી હયાત છતાં આરોપી રૂપાંએ ફરી લગ્ન કર્યું તેથી તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત રાખ્યું તેમાં તેણે એમ તકરાર કરી કે અમારી નાતના રીવાજ પ્રમાણે જીવતા ધણીએ લગ્ન કરી શકાયછે તેમાં ઠરાવ્યું કે એવો રીવાજ હોય તોપણ તે રદછે માટે તેના પર ગુનોહ રહી શકેછે (મુ. હા. વા. ૨ પા. ૧૧૭ સરકાર વિ૦ કરસનગોજા અને બાઈરૂપાં)

જે મુકદમામાં જે વીધીથી કોઈ પણ પ્રકારે લગ્ન થતું નથી તેની વિધી કરવામાં આવી ને જે મુકદમામાં તેવી વીધીથીજ લગ્ન થાયછે એમ એક સખ્સ બીજાને ફસાવીને તેને વિશ્વાસ પાડેછે અથવા જે મુકદમામાં તે વીધીથી કંઈ બીજો દગલબાજીનો મતલબ પાર પાડવાનો ઈલાજ હોયછે એવા મુકદમાઓને પી. કો. કા. ૪૯૬ લાગુછે. આગળના લગ્નની વાતની બંને જણને માહીતીછે એવા મુકદમાને મજકુર કાયદાની કા. ૪૯૪એ યોગ્ય

રીતે લાગેછે. (મુ. હા. તા. ૨૪ જુલાઈ ૧૮૭૩ સરકાર વિરૂદ્ધ રામાસોના)

ધણીને રગતપીતનો રોગ હોવાથી ફરી લગ્ન કરવાની ધણીને નોટીશ આપી નાતની પરવાનગીથી ફરી લગ્ન કરે અને તેમ કરવાનો નાતનો રીવાજ હોય તોપણ તે આ રાજ્યની કોરટ મંજુર નહિ રાખે. અને તેમ કરનારપર આ કલમ પ્રમાણે તોહોમત રહે (મુ. હા. ઈ. લા. વા. ૧ પા. ૩૪૭ સરકાર વિરૂદ્ધ શંભુ રઘુ)

હિંદુ જાતની બઈરી મુશલમાનોધર્મ સ્વીકારે, તો તેટલા ઉપરથી તેનો તેના ધણી સાથે જે વિવાહ સંબંધછે તે નહિ જેવોછે એમ થતુ નથી. માટે તેનો ધણી જીવતો છે ત્યાંહાં સુધી તેને બીજા સાથે વિવાહ સંબંધ કરવાનો અધિકાર નથી. શખ્શ તેણે એકાદ મુસલમાન જાતના માણસ સાથે નિકા કીધા હોય તો તેણે પી. કો. કા. ૪૯૪ પ્રમાણે ગુનોહ કરયો એમ થાયછે. (મુ. હા. ઈ. લા. વા. ૪ પા. ૩૩૦ મુબાઈ સરકાર વિરૂદ્ધ ગોસાવીની સ્ત્રી બાઈ ગંગા)

આરોપિતે પોતાની ભત્રીજીનુ લગ્ન કરયું તે વખતે તેણે તેના નામનું માત્ર લગ્ન કર્યું પણ છોકરી લગ્નની વખતે નહોતી શખ્શ તેનાપર આ કલમ પ્રમાણે અને કા. ૧૦૯ પ્રમાણે તોહોમત ન આવે (કા. હા. ઈ. લા. વા. ૪ પા.૧૦ સરકાર વિરૂદ્ધ અબદુલ કરીમ)

લગ્ન બદલની લગ્ન ચીઠી પ્રસિદ્ધ કરવી એ કૃત્ય લગ્ન કરવાની તૈયારીનું કૃત્યછે અને તે કૃત્યથી પ્રસીદ્ધ કરનારાએ લગ્ન કરવાનો યત્ન કરવાનો ગુન્હો કરયો છે એમ થતું નથી એટલા માટે કોઈ માણુસની પેહેલી બઈરી જીવતા છતાં અમુક એક બીજી સ્ત્રી જોડે મારૂ લગ્ન થનાર છે એવી જાહેર ખબર પ્રશિદ્ધ કરયા છતાં પહેલી બૈરી જીવતાં છતાં બીજુ લગ્ન કરવાનો તેણે યત્ન કરયો છે એવા ગુન્હાપરથી તેને શિક્ષા આપવામાં આવતી નથી (અ. હા. ઈ. લા. વા. ૧ પા. ૩૧૯ સરકાર વિ. પીટરશન.)

આજનીયા રજપુત ગુજર જાતીમાંના ખાનદેશમાં રેહેનાર એક માણસે પોતાની બઈરીને કાડી મુક્યા બદલની ફારકતી લખી આપી હતી. પુરાવાથી હાયકોરટે ઠરાવ્યું કે તે દસ્તાવેજ સાબિત થયો છે અને વ્યાજબી કારણ એટલે વ્યભીચારના કારણે પોતાની બૈરીને કાડી મુકવાનો એ નાતમાં અધિકાર છે; પરંતુ આ કામની ફારકતી વ્યભીચારના કારણે કાડા મુક્યા બાબત નથી માટે બૈરીએ ફરી લગ્ન કરયાથી તે આકલમ પ્રમાણે (૪૯૪) ગુનેગાર છે અને જે ગોરે લગ્ન કરાવ્યું તે કલમ ૪૯૪ અને કા. ૧૦૯ પ્રમાણે મદદગારનો ગુનેગાર છે. અને શાસ્ત્ર વિરૂદ્ધ લગ્નની વખતે હાજર રહેવા વિશે કોઈએ સંમતી આપી કીંવા તે સંમતી પ્રમાણે તે વખતે હાજર થયો કીંવા લગ્નને વાસ્તે કોઈએ પોતાના ઘરમાં જગ્યા આપી તો તેટલા ઉપરથી તેવા લગ્નમાં મદદગારી કરયાનો તે ગુન્હેગાર થતો નથી (મુ. હા. ઈ. લા. વા. ૬ પા. ૧૨૯ સરકાર વિ. ઉમીદુલા વિગરે.)

*તેજ ગુનોહ, પણ જે સખ્શનીસાથે પાછળનું લગ્ન થાય તેનાથી આગળનાં લગ્નની વાત છુપાવીને કરેલો.*

૪૯૫. જેની સાથે પાછળનું લગ્ન કરવામાં આવે તેનાથી આગલા લગ્નની વાત છુપાવીને જે શખ્સ ઉપલી કલમમાં લખેલો ગુનોહ કરે, તેને દશ વરસની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

*કાયદા મુજબ લગ્ન થતા દગલબાજીના ઇરાદાથી થવા દીધેલો લગ્ન વીધી.*

૪૯૬. જે માણસ બદદાનતથી અથવા દગલબાજીના ઇરાદાથી પોતાનો લગ્ન વીધી થવા દે, એવું જાણીને કે તેમ થવાથી કાયદામુજબ મારૂ લગ્ન થતુ નથી; તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—આ કાયદાની કલમ ૪૯૪ નિચે ટીકામાં આપેલા ફેસલા મધે મું. હા. નો તા. ૨૪ જુલાઇ ૧૮૮૩ નો ફેસલો સરકાર વિરૂધ રામાસોનાનો છે તે જુઓ.

છીનાળુ. | ૪૯૭. આ સખ્શ બીજા પુરૂષની સ્ત્રી છે, એવું જે જાણે છે અથવા એવું માનવાનું જેને કારણ છે, તે માણસ તે સખ્શની સાથે પેલા બીજા પુરૂષની રજામંદી શિવાય, અથવા તે બીજા પુરૂશે જાણ્યું અજાણ્યું ન કરતાં સંભોગ કરે, અને તે સંભોગ બળાત્કાર સંભોગનો ગુનોહ ન થતો હોય, તો તે માણસે છીનાળાનો ગુનોહ કર્યો એમ સમજવું, અને તેને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. એવી બાબતમાં તે સ્ત્રીને મદદગારીના માફક શિક્ષા કરવામાં આવશે નહિ.

ટીકા—આ કલમ પ્રમાણે રાખેલા તોહોમતમાં ઠરાવ્યું કે જે સ્ત્રી સાથે કેદીએ છીનાળુ કર્યું છે તે સ્ત્રી બદલ દીવાની કોર્ટથી હુકમનામું કરાવા પેશ તેના ધણીએ મેળવેલા છે તો પછી એ સ્ત્રી ફરી લગ્ન કરવાને સ્વતંત્ર નહી હતી એમ મનાય નહી માટે તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત ન ઠરાવ્યું (મુ. હા. વા. ૫ પાને ૧૭ સરકાર વિરૂધ મનોહર રાયજી. )

આ કલમ પ્રમાણેના તોહોમત બદલ સેશન કોરટમાં કામ ચાલતાં તે સ્ત્રીના ધણીની જુબાની લેતાં આ કામ આગળ ચલાવવાની મારી ખુશી નથી એમ કહ્યું તેથી સેશનજડ્જે તોહોમતવાળાને છોડી દીધા તેમાં ઠરાવ્યુ કે કમીટ થયા પછી પણ ફરિયાદી પોતે મુકેલુ તોહોમત દુર કરી શકે છે. મુ. હા. વા. ૫ પા. ૨૭ સરકાર વિ. રામલો જેરીઓ)

આ કલમ પ્રમાણેના તોહોમતમાં લગ્ન બદલનો જે પુરાવો થયો તે જાર કર્મનો અપરાધ ઠરાવવા બસ નથી જારકર્મના ગુન્હામાં મુખ્ય મુળ તત્વ લગ્ન છે એટલા માટે પુરાવાના આકટની કલમ ૫૦ પ્રમાણે લગ્નની સાબિતી બરોબર રીતે થવી જોઇએ. અનેતેવી સાબિતી થઈ ન હોય તો જારકર્મનો ગુન્હો સાબિત કરાય નહી. (કા. હા. ઇ. લા. વા. ૫ પા. ૫૬૬ સરકાર વિ. પીતાંબરસિંગ )

આ કલમ પ્રમાણે સેશનમાં તોહોમત સાબિત થયા પછી ધણી ધણીયાણી એકત્ર રેહેવા લાગ્યાં તેથી અપીલમાં હાઇકોરટમાં એ ગુન્હો માંડીવાળવાની પરવાનગી ધણીએમાગી તેમાં ઠરાવ્યું કે કામની આવી વખતે તેવી પરવાનગી અપાય નહી (અ. હા. ઈ. લા. વા. ૨ પા. ૩૩૯ સરકાર વિ. થામસન.)

ધણીએ સ્ત્રીને જારકર્મ કરાવતાં નજરે જોયાથી તેણે સ્ત્રીને મારીનાખ્યાથી ધણીને શિક્ષા થઈ હોય તો પણ ધણી જારકર્મ કરનારપર આ કલમ પ્રમાણે તોહોમત મુકી શકેછે. કા. હા. તા. ૧૫ ડાશેમ્બર ૧૮૭૩ સરકાર વિ. માધર ચંદર.)

આ કલમનો હેતુ એ છેકે સ્ત્રીનું સંરક્ષણ ધણીએ કરવું. માટે સ્ત્રીએ કરેલા જારકર્મને ધણીએ સમ્મતી આપી કીવા આંખઆડા કાન કરી તેણે તેના પતિવ્રતાપણાપરનો પોતાનો હક છોડ્યો તો પછી તેવી વખતે છીનાળુ કરનારપર આ કલમ પ્રમાણે તોહોમત રહી શકતું નથી પછી જે માણસપર તોહોમત હોય તેના કરતાં વાહિત માણસને જારકર્મ કરવાની સમ્મતી આપી હોય તો એ પણ. (મે. પ્ર. ૩૪૧ )

ધણીએ છીનાળુ કરનારને શીક્ષા કરાવ્યા પછી તેજ માણસે ફરી જારકર્મ કર્યું તો તે બાબત તેને ફરી શિક્ષા થાય નહી પણ જો ધણીએ સ્ત્રીને ક્ષમા આપી હોય અને પછી જારકર્મ કરે તો તે ગુનેહગાર થાય. (મે. પ્ર. ૩૪૨. )

સાપરાધ ઇરાદાથી કોઈ પરણેલી સ્ત્રીને ફોસ- | ૪૯૮. જે સ્ત્રી કોઈ બીજા પુરૂષની સ્ત્રી છે, અને તેની સ્ત્રી છે એવું જે માણસ જાણે છે, અથવા એવું માનવાનું જેને કારણ છે તે

બાવી જવી લઈ જવી, અથવા રોકી રાખવી. | અગર તે સ્ત્રીને તે પુરૂશ પાસેથી, અથવા તે પુરૂશની વતી જે સખ્સના હવાલામાં તે સ્ત્રી હોય તે સખ્સ પાસેથી લઈ જાય, અથવા ફોસલાવીને લઈ જાય, એવા ઇરાદાથી કે તે સ્ત્રી કોઈ સખ્સની સાથે જારકરમ કરે અથવા એવી કોઈ સ્ત્રીને તે ઇરાદાથી સંતાડી અથવા રોકી રાખે, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—બઈરાને ફોસલાવી લઈ ગયાનો ગુનાહ જે પી. કો. કા. ૪૯૮ મુજબ શિક્ષા લાયક છે તે ગુનાહની ફરિયાદ ક્રી. પ્રો. કો. કા. ૧૪૦ મુજબ કાહાડી નાખવામાં આવી નથી તેથી કરીને ચોરીના ગુનાહની ફરીયાદ કાહાડી નાખ્યાથી ફોસલાવી લઈ ગયાના ગુનાહનો ફરિ તજવીજ કરવાને બાધ આવતો નથી. (મું. હા. કો. લા. વા. ૫ પાને. ૪૦૫ સરકાર વિરૂધ સોડાપા.)

આરોપિ, એ મારી બઈરીને ફોસલાવી ગયો અને તેણે મારી ચોરી કરી એવી ફરિયાદ પોલીસને થયા છતાં પોલીસે ફક્ત ચોરીની ફરીયાદનું કામ ચલાવી તે ગુનોહ થયેલો માલમ ન પડ્યાથી માજીસ્ટ્રેટ તરફ ગુનોહ કમી કરવા લખી મોકલ્યાથી તે કમી કર્યો તેમાં ઠરાવ્યું કે બઈરીને ફોસલાવી ગયા બદલ કા. ૪૯૮ પ્રમાણેના ગુનાહના સબંધે તે ફરિયાદ કાઢી નાખ્યાનું કામની હકીકતથી જણાતુ નથી તો તે ગુનાહની ચોકસી કરી કામ ચલાવવા માટે ફરિયાદ કરવાને સદરહુ વાતથી પ્રતિબંધ નથી (મું. હા. કો. લા. વા. ૫ પાને. ૪૦૫ સરકાર વિરૂધ. સીધાપા.)

પંજાબમાંની એક કોરટમાં આ કલમ પ્રમાણે ફરિયાદ થયેલી તે ફરિયાદ સાંભળવાનો તે કોરટને પુર્ણ અખિતાર હતો તે પ્રમાણે તે સાંભળી આરોપીને કા. ૨૧૫ (ક્રી કોડની) પ્રમાણે છોડી દીધો પછી એમ માલમ પડ્યુ કે આરોપી તે સ્ત્રીને લઈ વાયવ્યપ્રાંતના એક જીલ્લામાં રહ્યો હતો તેથી તે જીલ્લામાં ફરી ફરિયાદ કરી તેમાં ઠરાવ્યું કે આરોપીને અગાઉ છોડીદીધાથી તેનાપર તેજ અપરાધ બદલ ફરી કામ ચલાવવાનો પ્રતિબંધ નથી તો પણ ફરી કામ ચલાવવું તે પંજાબમાંની કોરટેજ ચલાવવું અને તેણે તે સ્ત્રીને ફોસલાવી લીધી એ વાત સાબિત થતા સુધી તેણે તેને પોતાના પાસે રાખી એવા ગુનાહ બદલ આ કલમના આ-ખર ભાગ પ્રમાણે તેનાપર તોહોમત ઠરાવાતુ નથી (અલ્હા. હા. કો. લા. વા. ૩ પાને. ૨૫૨ સરકાર વિરૂધ. ટીકાસીંગ.)

કોઈ સ્ત્રીએ પોતે લઈજવાને કહ્યું હોય અને આરોપી તેમ કરવાને ના પાડતો હોય પણ અંતે લઈ જાયતો તે લઈજનાર આ કલમ પ્રમાણે ગુનેહગાર છે કેમકે સ્ત્રીના રજામંદી આ કલમ પ્રમાણે અવશ્યનો નથી (મ. હા. વા. ૨ પાને. ૩૧.)

જે વખતે સ્ત્રીને લઈ ગયો તે વખતે તે પોતાના ધણીના કીંવા તેની વતી કોઈ બીજા માણસના સ્વાધીનમાં હોવી જોઈયે પછી તે માણસ અને તે સ્ત્રી એકજ ઘરમાં રેહેતાં હોય કે નહી તો પણ હરકત નથી (મ. હા. વા. ૪ પાને. ૨૦.)



# બાબ ૨૧ મો.

## આબરૂ લેવા બાબત.

આબરૂ લેવી. | ૪૯૯. જે માણસ બોલેલા અથવા વાંચવાને ઇરાદો રાખેલા શબ્દોથી અથવા કાંઈ ચિન્હો કે આકારોથી, કોઈ સખ્સની બાબત કાંઈ આરોપ મુકે અથવા પ્રગટ કરે, એવા ઇરાદાથી કે તે આરોપથી તે સખ્સની આબરૂને હાનિ પોહોંચા-

કવી, અથવા હાનિ પોહોંચશે, એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં, તો તેણે તે સખ્સની આબરૂ લીધી એમ સમજવું; પણ નીચેના અપવાદો મધ્યેની બાબતોમાં એમ સમજવું નહી.

ખુલાસો ૧ લો—કોઈ મુએલા સખ્સની ઉપર કાંઇ આરોપ મુકવો એ આબરૂ લેવી થઇ શકે, જો તે આરોપ એવો હોય કે તેથી તે સખ્સ જીવતો હોય તો તેની આબરૂને હાનિ પોહોંચે તથા, એવા ઇરાદાથી તે આરોપ મુક્યો હોય કે તેથી તે સખ્સના કુટુંબને અથવા પાસેના બીજા સગાએને માઠું લાગે.

ખુલાસો ૨ જો—કોઈ કંપની અથવા મંડળી અથવા મનુષ્ય સમુદાય વિશે કાંઈ આરોપ મુકવો, એ આબરૂ લેવી થઇ શકે.

ખુલાસો ૩ જો—વઇકલ્પિક રીતે, અથવા બ્યાજોક્તિની રીતે, મુકેલો આરોપ આબરૂ લેવી થઇ શકે.

ખુલાસો ૪ થો—જે આરોપ, પોતેજ અથવા દ્વારાંતરે, બીજાઓની નજરમાં જે સખ્સની નીતી અથવા બુધિવિશે હલકો વિચાર ઉત્પન્ન ન કરે અથવા જે સખ્સનું પોતાના જાતી અથવા ધંધા સંબંધી માન ઓછું ન કરે, અથવા જે સખ્સની શાખ ઓછી ન કરે, અથવા જે સખ્સનું શરીર કંટાળો ઉપજાવે એવી હાલતમાં અથવા જે હાલત ઘણા માણસોના વિચાર પ્રમાણે શરમ ભરેલી ગણાય છે તેવી હાલતમાં છે એવું માનવાનું કારણ ન થઇ પડે, તે આરોપથી તે સખ્સની આબરૂને હાની પોહોંચી એમ સમજવું નહી.

દૃષ્ટાંત.

(અ) "ઝ ભલો માણસ છે; તેણે કદી બનું ઘડિયાળ ચોરયું નથી," એ પ્રમાણે અ બોલે, એવા ઇરાદાથી કે ઝ એ બ નું ઘડિયાળ ચોરયું એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવી છે; પણ જો એકાદ અપવાદમાં એ દાખલ થાય તો નહિ.

(બ) બ નું ઘડિયાળ કોણે ચોરયું ? એવો સ્વાલ અ ને પૂછતાં અ ઝ ની તરફ આંગળી કરે, એવા ઇરાદાથી કે બ નું ઘડિયાળ ઝ એ ચોરયુ એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવી છે; પણ જો એકાદ અપવાદમાં દાખલ થાય, તો નહિ.

(ક) બ નું ઘડિયાળ લઇને ઝ નાશી જતો હોય એવું અ એક ચિત્ર પાડે, એવા ઇરાદાથી કે બ નું ઘડિયાળ ઝ એ ચોરયું એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવી છે, પણ જો એકાદ અપવાદમાં એ દાખલ થાય, તો નહી.

લોક કલ્યાણર્થે જે સાચો આરોપ મુકવો અથવા પ્રગટ કરવો જરૂર હોય તે.

પેહેલો અપવાદ—જે કાંઈ સાચી વાતનો આરોપ કોઈ શખ્સની ઉપર મુકવો અથવા પ્રગટ કરવો, લોક કલ્યાણારથે જરૂર હોય તે આરોપ મુકવો અથવા પ્રગટ કરવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહિ તેમ કરવું લોકકલ્યાણારથે જરૂર છે કે નહી એ હકીકતની બાબત છે.

સરકારી નોકરોની સરકારી અમલ સંબંધી ચાલ.

બીજો અપવાદ—પોતાનો સરકારી અમલ ચલાવવા સંબંધીની કોઈ સરકારી નોકરની ચાલ બાબત, અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબરૂ બાબત, શુદ્ધબુદ્ધિથી કાંઇ પણ અભિપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું.

કાંઇ સારવજનિક વષય સંબંધી કોઇ પણ સખ્સની ચાલ.

ત્રીજો અપવાદ—કાંઇ સારવજનિક વિષય સંબંધી કોઈ પણ શખ્સની ચાલ બાબત અથવા તે ચાલ ઉપરથીજ નજરે આવતી તેની આબરૂ બાબત સુદ્ધબુદ્ધિથી કાંઇ પણ અભીપ્રાય આપવો, એ આબરૂ લેવી છે એમ સમજવું નહિ.

**દ્રષ્ટાંત.**

કાંઇ સારવજનિક વિષય સંબંધી સરકારને અરજી કરવામાં, અથવા કાંઇ સારવજનિક વિષય સંબંધી એક મંડળીમાં મેળવવાની દરખાસ્ત ઉપર સહી કરવામાં, અથવા તે મંડળીમાં જવા અથવા તે મંડળીના પ્રમુખ થવામાં, અથવા લોકનો આશ્રય માગનારી કાંઇ સભા ઉભી કરવામાં અથવા તેમાં સામિલ થવામાં, અથવા જે જગાનું કામ સારી રીતે ચલાવવામાં લોકને ફાયદો હોય એવી કોઇ જગાને માટે કાંઇ ઉમેદવારની તરફ સંમત માગવા અથવા આપવામાં, ઝ ની ચાલ સંબંધી સુદ્ધ બુદ્ધિથી અ ગમે તે અભિપ્રાય આપે, તો તે આબરૂ લેવી છે એમ સમજવું નહી.

ઇનસાફની કોરટ માંના મુકદમાઓની હકીકત છાપવી.

ચોથો અપવાદ—કોઈ ઇનસાફની કોરટમાંના મુકદમાનો, અથવા તેવા કોઇ મુકદમાના નિવેડાનો, મતલબ બરાબર હોય એવા ખરેખરો હેવાલ જાહેર કરવો, એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

ખુલાસો—કોઈ ઇનસાફની કોરટમાં ચોકશી થતાં પેહેલાં ખુલ્લી કોરટમાં કાંઇ સુલેહનો અમલદાર અથવા બીજો અમલદાર કાંઇ તજવીજ કરતો હોય, તે ઉપલી કલમના અરથ પ્રમાણેની કોરટ છે એમ સમજવું.

કોઇ ઇનસાફની કોરટ મધે ફેસલ થએલા મુકદમાની કેફીયત અથવા તે માંહેલા સાહેદો તથા બીજા સંબંધરાખનારાઓનીચાલ

પાંચમો અપવાદ—કોઇ ઇનસાફની કોરટમાં જે દિવાની કે ફોજદારી મુકદમાનો ફેસલો થઇ ચુક્યો હોય તે મુકદમાની કેફીયત બાબત અથવા એવા કોઇ મુકદમામાં પક્ષકાર, શાહેદ અથવા મુખત્યાર દાખલ કોઈ પણ શખ્સની ચાલ બાબત, અથવા તે ચાલ ઉપરથીજ નજરે આવતો તે શખ્સની આબરૂ બાબત, સુધબુધિથી ગમે તે અભિપ્રાય આપવો, એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

**દ્રષ્ટાંત.**

(અ) "પેલા મુકદમામાં ઝ એ આપેલી શાહેદી એવી ઉલટી છે કે મને એમ લાગે છે કે તે મુરખ અથવા અ પ્રમાણીક હોવો જોઇએ" એ પ્રમાણે જો અ શુધબુધિથી કેહે, તો તે આ અપવાદમાં દાખલ થાય છે; કેમકે જે અભિપ્રાય તે આપે છે તે શાહેદ દાખલ ઝ ની ચાલ ઉપરથીજ નજરે આવતી ઝ ની આબરૂ બાબત છે.

(બ) પણ જો તે એ પ્રમાણે કેહે કે, "તે મુકદમામાં ઝ એ જે કહ્યું તે હું ખરૂ માનતો નથી, કેમકે હું જાણુછું કે એ અ પ્રમાણીક માણસ છે," તો અ આ અપવાદમાં દાખલ થતો નથી. કેમકે ઝ ની આબરૂ બાબત જે અભિપ્રાય તે આપે છે તે શાહેદ દાખલ ઝ ની ચાલ ઉપરથી આધાર રાખતો અભિપ્રાય નથી.

પ્રસિદ્ધકરતાના ગુણ દોષ

છઠો અપવાદ—જે કૃતિ તેનું કરતાએ લોકના વિચાર પર રજુ કરી છે એવી કોઈ કૃતિ ગુણ દોષ વિશે અથવા તે કૃતિમાંજ નજરે આવતી તેના કરતાની આબરૂ વિશે, શુધબુધિથી કાંઈ પણ અભિપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

ખુલાસો—કાંઈ કૃતિ લોકોના વિચાર પર સ્પષ્ટ રીતે રજુ થાય, અથવા તેના કરતાના કામો ઉપરથી તે લોકોના વિચારપર રજુ કરી એવું અનુમાન થઈ શકે.

દ્રષ્ટાંત.

(અ) જે શખસ કાંઈ પુસ્તક પ્રગટ કરે છે, તે તે પુસ્તક લોકના વિચારપર રજુ કરે છે.

(બ) જે શખસ જાહેર રીતે કાંઈ ભાષણ કરેછે, તે તે ભાષણ લોકના વિચારપર રજુ કરેછે.

(ક) જે નાટકવાળો અથવા ગાનારો લોકની આગળ નાટકમાં વેશ લઈને આવે; તે પોતાની નાટકની અથવા ગાયનની કૃતિ લોકના વિચારપર રજુ કરે છે.

(ડ) ઝ એ એક પુસ્તક પ્રગટ કર્યુ છે, તે વિશે અ એમ કહે કે, "ઝ નું પુસ્તક બેવકુફી ભરેલું છે, માટે ઝ મંદબુદ્ધિ હોવો જોઈએ ઝ નું પુસ્તક બીભસ્ત છે, માટે ઝ નઠારા મનનો માણસ હોવો જોઈએ" હવે જો એ પ્રમાણે અ શુદ્ધબુદ્ધિથી કહેતો હોય, તો તે આ અપવાદમાં દાખલ થાય છે, કેમકે ઝ બાબત જે અભિપ્રાય તે આપે છે, તે ફક્ત ઝ ના પુસ્તકમાંજ નજરે આવતી ઝ ની આબરૂ બાબત છે.

(ઇ) પણ જો તે એમ કહે કે "ઝ નું પુસ્તક બેવકુફી ભરેલું તથા બીભસ્ત છે એ જોઈને મને કાંઈ આશ્ચર્ય લાગતું નથી, કેમકે તે જાતેજ મંદબુદ્ધિ તથા સોદો છે," તો અ આ અપવાદમાં દાખલ થતો નથી કેમકે ઝ ની આબરૂ બાબત જે અભિપ્રાય તે આપે છે તે ઝ ના પુસ્તક ઉપર આધાર રાખતો અભિપ્રાય નથી.

જે સખસનો બીજાસખસની ઉપર કાયદા પ્રમાણે અખતિયાર છે તેણે સુધબુધીથી તે બીજા સખસને દીધેલો ઠપકો.

સાતમો અપવાદ.—જે શખસને કોઈ બીજા શખસની ઉપર કાયદાએ આપેલો કાંઈ અખતિયાર હોય, અથવા તે બીજા સખસની સાથે કરેલાં કાંઈ કાયદેસર કરારમાંથી નિકળતો અખતીયાર હોય, તે શખસ, જે બાબતોને તે કાયદેસર અખતિયાર લાગે છે તે બાબતોમાં તે બીજા સખસની ચાલ સંબંધી શુદ્ધબુદ્ધિથી કાંઈ ઠપકો દે, તો તે આબરૂ લેવી છે એમ સમજવું નહીં.

દ્રષ્ટાંત.

જે જડજ કોઈ સાહેદની અથવા કોરટના કોઈ અમલદારની ચાલ સંબંધી શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે; કોઈ ખાતાનો ઉપરી પોતાના હુકમ તળેના માણસોને શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે; માં અથવા બાપ પોતાના છોકરાને બીજા છોકરાઓના દેખતાં શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે; કોઈ મેહેતાજી જેના અખતિયારમાં અથવા બાપથી મળેલો છે તે કોઈ નિશાળીયાને બીજા નિશાળીઆઓના દેખતાં શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે; નોકરીમાં આળસ કરવા સારૂ કોઈ શેઠ પોતાના ચાકરને શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે; કોઈ સરાફ પોતાની પેહેડીના કોલીદારને તે કોલીદારની કોલીદારી બાબતની કાંઈ ચાલને વાસ્તે શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે; એ સઘળા આ અપવાદમાં દાખલ થાય છે.

કાયદા પ્રમાણે અખતિઆર પામેલા સખસની આગળ શુધબુધાંથી મુકેલું તોહોમત.

આઠમો અપવાદ—કોઈ પણ સખસની ઉપર; તોહોમતની બાબતમાં તે શખસની ઉપર જે સખસોનો કાયદા પ્રમાણે અખતિયાર હોય તે શખસોમાંના કોઈ પણ સખસની આગળ શુદ્ધબુદ્ધિથી, કાંઈ તોહોમત મુકવું. એ આબરૂ લેવી છે એમ સમજવું નહિ.

દૃષ્ટાંત.

જો અ કોઈ માજીસ્ટ્રેટની આગળ ઝ ની ઉપર શુદ્ધબુદ્ધિથી કાંઈ તોહોમત મુકે, જો અ કોઈ ઝ ચાકરની ચાલ બાબત ઝ ના શેઠની આગળ શુદ્ધબુદ્ધિથી ફરિયાદ કરે, જો અ કોઈ ઝ છોકરાની ચાલ બાબત ઝ ના બાપની આગળ શુદ્ધબુદ્ધિથી ફરિયાદ કરે, તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

કોઈ શખસે પોતાનો લાભ જાળવવાને શુદ્ધબુદ્ધીથી મુકેલો આરોપ.

નવમો અપવાદ—બીજાની આબરૂપર કાંઈ આરોપ મુકવો એ આબરૂ લેવી ન ગણાય, પણ જ્યારે કે તે આરોપ મુકનાર શખસ પોતાનો, અથવા કોઈ બીજા શખસનો, લાભ જાળવવાને, અથવા લોક કલ્યાણ અરથે, શુદ્ધબુદ્ધિથી તે આરોપ મુકતો હોય તો.

દૃષ્ટાંત.

(અ) અ એક દુકાનદાર પોતાના ગુમાસ્તા બ ને એ પ્રમાણે કહે કે ઝ રોકડા નાણા તને ન આપે તો તેને કાંઈ માલ તું વેચીશમાં, કેમકે તેના પ્રમાણિકપણા વિશે મારો વિચાર સારો નથી," હવે જો, પોતાનો લાભ જાળવવા સારૂ, શુદ્ધબુદ્ધિથી અ એ ઝ ની ઉપર આ આરોપ મુક્યો હોય, તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

(બ) અ એક માજીસ્ટ્રેટ પોતાના ઉપરી અમલદારને રિપોર્ટ કરવામાં ઝ ના આબરૂ બાબત કાંઈ આરોપ મુકે હવે શુદ્ધબુદ્ધિથી લોક કલ્યાણાર્થે તે આરોપ મુક્યો હોય, તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

સુચના જે સખસને આપી હોય તે સખસનો ફાયદો થાય એવા ઇરાદાથી અથવા લોક કલ્યાણાર્થે આપી હોય તો.

દશમો અપવાદ—ફલાણાથી હોશિયાર રેહેજે એવી સુચના શુદ્ધબુદ્ધિથી કોઈ સખસને આપવી, એ આબરૂ લેવી ગણાય નહી, પણ ક્યારે કે જે સખસને તે સુચના આપી હોય તે શખસનો, અથવા જે સખસની સાથે તેનો સંબંધ હોય એવા કોઈ શખસનો ફાયદો, થાય એવા ઇરાદાથી અથવા લોક કલ્યાણના ઇરાદાથી તે સુચના કરી હોય તો.

ટીકા.— મરનાર માણસની આબરૂને નુકશાન થવા જોગ મજકુરનો ઉપયોગ કર્યો તો તે બદલ એટલુંજ બતાવવું બસ નથી કે મરનાર જીવતો હોત તો ફરિયાદ કરેત. પણ એમ શાબિત કરવું જોઇયે કે મરનારના વારશોની બે અદબી કરવાને ઇરાદે મજકુર બોલવામાં કે લખવામાં આવ્યો છે. (મે. પ્ર. ૩૪૪)

અંગરેજી કાયદા પ્રમાણે જે કૃત્યથી શુલેહનો ભંગ થવાનો સંભવ હોય તેવું કૃત્ય કર્યાથી આબરૂને નુકશાની કરવાનો ગુન્હો બને છે; પણ આ બાબતમાં આવ્યું તે નુકશાની કરવાનોજ ગુન્હો કહે છે તે એકાદપર બદો મુક્યાથી તેને નુકશાન થયું હોય તોજ માત્ર ગુનહો થાય છે (મે. પ્ર. ૩૪૫)

આરોપ આણવા તે બીજાને હાન કરવાના ઇરાદે અથવાં હાન થાય એવું માહીત છતાં આણવા જાઇયે. જે શબ્દ પ્રત્યક્ષ આબરૂ લેવા.શરખા હોય તે વીશે પુરાવા લેવાનું કારણ નથી (મે. પ્ર. ૩૪૮)

શાર્વજનીક કામ સંબંધે કરેલા કૃત્ય વિશે કોઇ માણસ કાંઇ ભાષણ કરે તો આ કાયદા ઉપરથી તેમ કરવાને તેને છુટછે (મે. પ્ર. ૩૪૯)

બારીસ્ટર કોઇપણ કજીયો ચલાવતો હોય તે વખતે તેને જોઇયે તેવી રીતે બોલવાની છુટછે. તેમજ અટર્ની બારીસ્ટરનું કામ ચલાવે ત્યારે તથા જીલ્લાની હાઇ કોર્ટમાં વકીલ કામ ચલાવે તેને પણ તેવી છુટછે. (મે. પ્ર. ૩૫૪. ૩૫૫)

સરકારી હોદ્દેદાર માણશનું જે કૃત્ય તેને પોતાને લાગુ નથી અને સર્વ લોકને લાગુ છે એવા તેના કૃત્યપર ટીકા કરવાને જાહેર વર્તમાન પત્ર વાળાને અધિકાર છે. અને તેમ કરવાનો તેને હક પણ છે. તેથી જો એકાદ તેવું વર્તમાન લખનારો એકાદ હોદ્દેદાર માણસે હોદ્દાની રીતે કરેલા કૃત્ય માટે લોકીકહીત હોય અને તે પરની ટીકા પ્રમાણીક હોય અને લખેલી વાત લખ્યા પ્રમાણે છે એમ તે ઇમાનથી માનતો હોય તો તેવું લખનાર પર ફરીયાદ ન ચાલે (મુ. હા. તા. ૩૦ જાનેવારી ૧૮૬૬)

આરોપિત વિગરે એ એક ગામના બ્રાહ્મણજ્ઞાતીના લોકપર એક પત્ર મોકલ્યો એવું લખીને કે ત્રીંબકહરી જોશી નામના એક માણશે નિચ જાતની એક બૈરી સાથે વ્યભીચાર કર્યા. તે ઉપરથી એક નાગી નામની સ્ત્રીએ પત્ર લખનાર પર આબરૂની ફરીયાદ કરી તેમાં ઠરાવ્યું કે આરોપીતે લખેલા પત્રમાં સ્ત્રીનું નામ નથી લખ્યુ તેથી તેની આબરૂ લીધી એમ ઠરતું નથી તેની સાથે ધર્મ સંબંધી આ જ્ઞાતીના ધર્મ સંબંધે ખુલાસો મેળવવાના ઇરાદે લખેલો પત્ર પ્રમાણીક પણાએ અને નિષ્કપટે લખ્યો હોય તો તે લખનારને પી. કો. કા. ૪૯૯ ના અપવાદ ૮ અને ૧૦ નો લાભ મળેછે (મુ. હા. વા. ૮ પા. ૧૬૮ સરકાર વિરૂધ કાશીનાથ બચાજી વિગરે)

આબરૂ લેવાનો ગુનોહ કરવા બદલ જે માણસપર આરોપ મુક્યો છે તેને પોતે બીજાની આબરૂ લેવા જોગ જે મજકુર છાપ્યા છે તે મજકુરમાંનો જુદો જુદો દોષ એકાદ દીવાની દાવામાં જેમ પ્રતિવાદી પાસેથી સાબિતી કરી લે છે તેમ સાબિત કરવાને જરૂર કહ્યા છતાં તે કાયદા સંબંધી ચુક થતી નથી. આબરૂ લેવા જોગ મજકુરમાં જે વાત લખેલી છે તે વાતનું ખરાપણાના મુદા ઉપર કીંવા આરોપિતના પ્રમાણીકપણાના મુદા ઉપર કનિષ્ટ અપીલ કોરટે જે ઠરાવ કર્યા હોય તે ઠરાવમાં હાઇકોરટને પોતાની તપાસણીના કોરટ છે એ રીતે હાથ ઘાલવાનો અધિકાર નથી. (મુ. હા. વા. ૯ પાને. ૪૫૧ સરકારવિરૂધ કાકાભાઇ પરભુદાસ.)

આ કલમની રકમ ૨ અને ૯ નો લાભ એ અપવાદ ઇમાનથી અને લોકહીત વાસ્તે પ્રગટ કરેલા અભિપ્રાયને લાગુ છે કોઇ શખસપર ફોજદારીમાં કામ ચલાવવાનો હુકમ થયો હોય પણ તે પાછો ખેંચી લેવામાં આવ્યો હોય તે છતાં ફોજદારીમાં કામ ચલાવવાની પરવાનગી આપી હતી માટે તેની ચાલ ચલણ વિશે તપાસ કરવા જોઇએ એવો અભિપ્રાય પ્રગટ કરવો તે ઇમાને પ્રગટ કર્યા કહેવાય નહી માટે તેનાપર આ કલમ પ્રમાણે તોહોમત આવી શકે છે (મુ. હા. ઇ. લા. વા. ૪ પાને ૨૯૮ સરકાર વિરૂધ બી. કાંકડે.)

ડાકાઇટીના ગુનાહની તપાસ કરવામાં ઇન્સ્પેક્ટર રીપોર્ટમાં એમ લખે કે "ખાનગી તપાસથી જણાય છે કે વાણીયાની ઇમારતમાંની સ્ત્રીઓમાંની ઘણીખરી અમુક માણસ સાથે એક બે દિવસ રહેલીછે" તો એમ લખનારે સ્ત્રીઓની આબરૂ લેવાનો ગુનોહ કર્યો એમ કહેવાય (બૈ. લા. વા. ૬ પા. ૪૨)

આબરૂ લેવાના કેસમાં આબરૂ જાય એવી મતલબનો મુદ્દાનો કાગળ ટપાલ રસ્તે અમુક ઠેકાણે મોકલ્યો એમ શાબિત થાય તો એ પ્રાંતમાં તે કાગળ પ્રસિદ્ધ થયો એમ ગણવું (કા. હા. વી. રી. વા. ૫ પા. ૪૪)

આબરૂની બાબતમાં નિચ જાત કે ઉચ્ચ જાતનો તફાવત નથી એટલે જો કોઈ નિચ જાતિના માણસપર ચોરીનું ખોટું તોહોમત મુકવામાં આવે તો તે માણસ પણ આબરૂની ફરિયાદ કરી શકે (કો. હા. વી. રી. વા. ૨ પા. ૩૯)

એક ડાક્ટરે એવી એક જાહેરખબર કાડી કે "હું ઉતમ પ્રકારનું કામ કરૂછુ માટે મારી ઇસ્પીતાલને લોકોએ મદદ કરવી." એ જાહેરખબરના સંબંધમાં એક સરકારી પુસ્તક લખનારાએ એમ લખ્યું કે "જાહેરખબર કાહાડનાર ડાકતરે ઉતમ પ્રકારનું કામ કરેલા બદલ તેનો ઉપકાર માનવો પણ ડાકતરનો ધંધો કરનારાએ એવા પ્રકારની જાહેરખબર આપવી બાજબી નથી અને એવો" વહીવટ પણ નથી તેથી તેણે આપેલી જાહેરખબર તેના ધંધાને યોગ્ય નથી તે ઉપરથી એ જાહેરખબર કાડનાર ડાકતરે તેવું છાપનારપર આ કલમ પ્રમાણે ફરિયાદ કરી તેમાં ઠરાવ્યું કે એ ડાકતરે જાહેરખબર આપી સરવ લોકની મદદ માગીછે તો તેનું એ કરવું સાર્વજનિક કામછે તો તે પર ટીકા કરવાનો આ કલમના અપવાદ ૩,૬,અને ૯ થી અધિકારછે તેથી એ છાપનાર પર આ કલમ પ્રમાણે તોહોમત રહી શકતું નથી. વળી એમ પણ ઠરાવ્યું કે વર્તમાન પત્રમાં લખેલા મજકુરને માટે તે પત્ર પ્રસિદ્ધ કરનારને માહીત હોય કે નહી તોપણ તે બદલ તે પ્રસિદ્ધ કરનારે જવાબદારછે (અલ્હા. હા. કો. લા. વા. ૩ પાને ૩૪૨ સરકાર વિરૂધ માકલીયડ વિગરે)

એક ન્યાતીના એક મરદને તેજ ન્યાતની એક સ્ત્રી સાથે આડો વેહવાર હોવાથી તે ન્યાતીના પંચોએ તે મરદને ન્યાતી બાહાર કાડ્યો. પછી તે પંચ પૈકી કેટલાક "પંચના ઠરાવથી અમુક શખસને ન્યાતી બહાર કાડ્યોછે માટે તેને કોઇએ પોતાના ઘરમાં લેવો નહિ અને તેની સાથે કોઇએ જમવું નહિ." એવા પત્ર પોતાની ન્યાતીના લોકપર લખ્યા અને તે પત્રોમાં તેની આબરૂ જવા જેવો બીજો મજકુર પણ લખ્યો તેથી તે સખસે તે પત્રો લખનારપર આ કલમ પ્રમાણે ફરિયાદ કરવાથી ઠરાવ્યુ કે પંચોએ કરેલા ઠરાવની ખબર માત્ર લોકને આપી હોત તો તેનાપર ફરિયાદ ચાલત નહિ પણ તેમણે અપ્રમાણીકપણે તે પત્રમાં બીજો આબરૂ જવા જેવો મજકુર લખ્યોછે માટે તેમનાપર આ કલમ પ્રમાણે ગુનોહ બને છે (અલ્હા. હા. કો. લા. વા. ૩ પા. ૬૬૪ સરકાર વિ૦ રેમાનંદ)

આબરૂ લેવાની શીક્ષા. | ૫૦૦. જે માણસ કોઈ બીજા માણસની આબરૂ લે, તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કાંઈ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી. | ૫૦૧. કાંઈ બાબત કોઈ સખસની આબરૂ લેવા જેવી છે એવું જાણીને, અથવા એવું માનવાનું સારૂ કારણ છતાં, જે માણસ તે બાબત છાપે અથવા કોતરે, તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

આબરૂ લેવા જેવી બાબતવાળી છાપેલી અથવા કોતરેલી વસ્તુ વેચવી. | ૫૦૨. કાંઈ પણ છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી કાંઈ બાબત છે એવું જાણીને જે માણસ તે વસ્તુ વેચે, અથવા તે વેચવા માંડે, તો તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

—※—

# બાબ ૨૨ મો.

## સાપરાધ ધમકી, તીરસ્કાર તથા દુઃખ બાબત.

સાપ્રાધ ધમકી. | ૫૦૩. જે સખસ કોઈ બીજા સખસને તેના શરીરને, આબરૂને, અથવા મિલકતને કાંઈ નુકશાન કરવાનો, અથવા જેની સાથે તે બીજા સખસને સંબંધ હોય તેના શરીરને, અથવા આબરૂને કાંઈ નુકશાન કરવાનો ડર દેખાડે, એવા ધરાદાથી કે તે સખસને ગભરાટ પેદા થાય, અથવા તે ડર અમલમાં ન આવે એટલા માટે, જે કામ કરવાની તેની કાયદા પ્રમાણે ફરજ ન હોય તે કામ તે સખસ કરે, અથવા જે કામ કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કામ કરવામાં તે સખસ કસુર કરે, તેણે સાપરાધ ધમકીનો ગુનોહ કરચો. એમ સમજવું.

ખુલાસો—કોઈ મુએલા સખસની સાથે જે સખસને સંબંધ હોય તે સખસને તે મુએલા સખસની આબરૂને નુકશાન કરવાની ડર દેખાડવો, તે આ કલમમાં દાખલ થાયછે.

દ્રષ્ટાંત.

અ એક દિવાની મુકદમો ચલાવતો બંધ થાય એવા હેતુથી, અ બ ને ડર દેખાડે કે હું તારૂ ઘર બાળી નાખીશ, તો અ સાપરાધ ધમકીના ગુનાહનો તકશીરવાર છે એમ સમજવું.

સમાધાનીનો ભંગ કરવાના ઇરાદાથી જાણીજોઈને ક્રોધનો તીરસ્કાર કરવો. | ૫૦૪. જે માણસ ધરાદાથી કોઈ સખસનો તીરસ્કાર કરીને તેને ક્રોધ ઉત્પન્ન કરે, એવા ધરાદાથી કે તે ક્રોધને લીધે તે લોકની સુલેહમાં ભંગ કરે અથવા કાંઇ બીજો ગુનોહ કરે, અથવા એમ જાણીને કે તે સખસ તે ક્રોધને લીધે લોકની સુલેહમાં ભંગ અથવા કાંઈ બીજો ગુનોહ કરશે એવો સંભવ છે. તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—આ કલમ મુજબ મુકેલા તોહોમતને લીધે ફરિઆદી પાસેથી ક્રી. પ્રો. કો. કા. ૨૭૦ મુજબ ગુનેહગારને નુકશાની અપાવવાનો ઠરાવ કરચો. તેમાં ઠરાવ્યું કે ક્રી. પ્રો. કો. બાબ ૧૫ પ્રમાણેના કામમાં કા. ૨૭૦ પ્રમાણે જેજે કામમાં ફરિયાદ થયેથી પ્રથમ સમન નિકળે તે તે કામમાં માત્ર નુકશાની આપવામાં આવેછે માટે નુકશાની અપાવવાનો હુકમ રદ કરચોછે. (મુ. હા. વા. ૫ પાને ૧૨ સરકાર વિ૦ રામજી દાજી)

બંડ અથવા રાજ્ય વિરૂધગુનોહ વગેરે કરવાના ઇરાદાથી ખોટી બુમ ચલાવવી. | ૫૦૫. કાંઈ વાત, અફવા, અથવા બુમ, જે માણસ ખોટી જાણતો હોય તે માણસ તે ચલાવે અથવા પ્રગટ કરે, એવા ધરાદાથી કે રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજ માહેલા કોઇ આફીસર, સોલજર, અથવા ખુલાસી બંડ કરે, અથવા એવા ઇરાદાથી કે લોકમાં ભય અથવા ગભરાટ પેદા થાય, અને તેણે કરીને કોઈ સખસને રાજ્ય વિરૂધ અથવા લોકની સમાધાની વિરૂધ કાંઈ ગુનોહ કરવાનું મન થાય તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

*સાપ્રાધ ધમકીના ગુનાહની શીક્ષા.

જો તે ધમકી મોત અથવા મહાવ્યથા વગેરે કરવાની હોય તો.

૫૦૬. જે સાપ્રાધ ધમકીનો ગુનોહ કરે, તેને બે વરસની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને અગર મોત અથવા મહાવ્યથા કરવાનો, અથવા આગથી કાંઈ મીલકતનો નાશ કરવાનો, અથવા મોતની કે સમુદ્રપારની, અથવા સાત વરસની મુદત સુધીની કેદની શિક્ષા થાય, એવો કાંઈ ગુનોહ કરાવવાનો, અથવા કોઈ સ્ત્રીની સાથે વ્યભીચારનો દોશ મુકવાનો ડર દેખાડ્યો હોય, તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા.—"મોત આણવાને સાપ્રાધ ધમકી" "તથા નનામા કાગળ લખી સાપ્રાધ ધમકી" આપવાનાબે જુદાં જુદાં તોહોમત રાખી તે બેઉ બદલ જુદી જુદી શિક્ષા ફરમાવી નવ વરસની શિક્ષા કરી તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે કેદીએ એકજ ગુનોહ કર્યો છે માટે બે જુદી કલમો મુજબ જુદી જુદી આપેલી શિક્ષા મજકુર ગુનાહને માટે ઠરાવેલી શિક્ષા કરતાં વધારે છે માટે વધારેની બીજા ગુનાહ બદલની જે બે વરસની શિક્ષા હતી તે રદ કરી (મુ. હા. વા. ૪ પાને ૧૨ સરકાર વિરૂધ. ઝોરા ફારૂબેગ.)

ત્રીશ વરસની એક પુખ્ત ઉમરની સ્ત્રીના ભાઇને કેદીએ કહ્યું કે મને સરકારે મોકલ્યો છે અને તારી બેનને જવા નહી દઉ તો હું તને છ મહિનાની ટોપ મરાવીશ. આ ઉપરથી કેદીપર આ કલમ પ્રમાણે તોહોમત ઠરાવ્યુ તેમાં ઠરાવ કર્યો કે ઉપર પ્રમાણે કેદીએ કહેલી બીના ખરી હોય તો પણ તેથી પીનલકોડના અર્થ પ્રમાણે સાપ્રાધ ધમકી નથી તેમજ તેથી આ આકટમા બતાવેલા બીજા ગુનાહઓમાંનો પણ કોઈ નથી કારણ કે કાયદામાં નુકશાન એ શબ્દનો જે અર્થ લખ્યો છે તે નુકશાન બાબત ધમકી નથી (મુ. હા. વા. ૮ પાને ૧૦૧ સરકાર વિરૂધ. મોરો બાસ્કરજી.)

કેટલાક શખ્સોએ પોતાની ન્યાતવાળા ફરિયાદ કરનારને એવું કહ્યું કે તું તારૂ ખેતર છોડી દે. નહી તો અમો તને ન્યાત બાહાર મુકીશું તેમાં ઠરાવ્યું કે એ પીનલકોડના અર્થ પ્રમાણે (એવું કહ્યાથી) સાપ્રાધ ધમકી થતી નથી કારણ કે પીનલકોડની ક. ૪૪ માં જે સમજણ લખી છે તેમાં જે નુકશાની વિશે ધમકી આપી હતી તે આવતી નથી (મુ. હા. તા. ૧૭ અગષ્ટ ૧૮૭૦ સરકાર વિરૂધ. આલથા ધરમા વિગરે.)

નનામા સંદેશાની મારફતે સાપ્રાધ ધમકી.

૫૦૭. કોઈ નનામા સંદેશા વડે, અથવા ડર દેખાડનારા સખ્સનું નામ કે તેનું રહેવાનું ઠેકાણું છુપાવવાની આગળથી તદબીર કરીને, જે માણસ સાપરાધ ધમકીનો ગુનોહ કરે તેને, તે ગુનાહને માટે ઉપલી કલમમાં ઠરાવેલી શિક્ષા ઉપરાંત, બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની બીજી શીક્ષા કરવામાં આવશે.

મારી ઉપરેશ્વરની અપ્રસનતા થશે એવોભ્રમ ઉત્પન્ન કરીને કોઈ સખ્સપાસે કાંઇ કામ કરાવવું.

૫૦૮. કોઈ પણ સખ્સની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે વસ્તુ જે માણસ બુધિપુરવક તે સખસ પાસે કરાવે અથવા કરાવવાની કોશીશ કરે, અથવા જે વસ્તુ કરવાનો તે સખ્સનો કાયદા પ્રમાણે હક હોય તે વસ્તુ કરવામાં તેની પાસે કસુર કરાવે અથવા કસુર કરાવવાનો કોશીશ કરે, અને તે એવી રીતે કે જે વસ્તુ મારી પાસે કરાવવાની એ ગુનેહગારની મતલબ છે તે હું નહી કરે તો, અથવા જે વસ્તુ કરવામાં મારી

પાસે કસુર કરાવવાની એ ગુનેહગારની મતલબ છે, તે હું કરૂં તો મારી ઉપર અથવા જેની સાથે મારો સંબંધ છે એવા કોઇ સખ્સની ઉપર ઈશ્વરની અપ્રસનતા થશે; અથવા એ ગુનેહગાર કાંઈ કરીને ઈશ્વરની અપ્રસનતા કરાવશે, એવો ભય તે સખ્સના મનમાં બેસાડી અથવા બેસાડવાની કોશીશ કરીને તે એ પ્રમાણે કરે; તો તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(અ) અ ઝ ને બારણે બાંધવા બેસે, એવા ઇરાદાથી કે એમ તેને બારણે બેસવાથી ઝ ની ઉપર ઇશ્વરની અપ્રશનતા થશે એવો સંભવ ઉત્પન થાય, તો આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ અ એ કીધો એમ સમજવું.

(બ) અ ઝ ને એવી રીતે ડરાવે કે જો તું ફલાણું કામ નહી કરે, તો હું માહારા છોકરા ઓમાંના એક છોકરાનો જીવ તેને આપીશ; અને તે એવી હાલતમાં હોય કે તે પોતાના છોકરાનો જીવ આપશે તો તેથી ઝ ની ઉપર ઇશ્વરની અપ્રસનતા થશે એવો ભય ઉતપન થાય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સમજવું.

કોઈ સ્ત્રીને લજવવાના ઇરાદાથી બોલેલા શબ્દ અથવા કરેલા ચાળા.

૫૦૯. કોઈ સ્ત્રીને લજવવાનો વીચાર કરીને જે માણસ કાંઇ શબ્દ બોલે, અથવા કાંઈ અવાજ કે ચાળા કરે, અથવા કાંઇ વસ્તુ દેખાડે, એવા ઇરાદાથી કે તે સ્ત્રી તે શબ્દ અથવા અવાજ સાંભળે અથવા તે ચાળા અથવા વસ્તુ જોય, અથવા તે સ્ત્રીની એકાંત જગાપર જે માણસ વગર રજાએ ઘુસે, તેને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ખુલી રીતે પીધેલા સખ્સની બે મુનાસબ ચાલ.

૫૧૦. જે માણસ કેફની હાલતમાં છતાં, કોઈ જાહેર જગામાં જાય, અથવા જે જગામાં તેણે વગર રજાએ જવું કાયદા વિરૂધ હોય એવી કોઈ જગામાં જાય અને ત્યાં કોઈ સખ્સને દુખ થાય એવી રીતે ચાલે તેને ચોવીસ કલાકની મુદત સુધીની આસાન કેદની, અથવા દસ રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.



# બાબ ૨૩ મો.

## ગુન્હા કરવાની કોશીશ બાબત.

જે ગુનાહોને માટે સમુદ્રપારની અથવા કેદની શિક્ષા ઠરાવી છે તે ગુનાહ કરવાની કોશીશ કરવાની શિક્ષા.

૫૧૧. જે ગુનાહને માટે આ કાયદામાં સમુદ્રપારની અથવા કેદની શિક્ષા ઠરાવી હોય એવો કોઇ ગુનોહ કરવાની અથવા એવો કોઈ ગુનોહ કરાવવાની, જે માણસ કોશીશ કરે, અને તે કોશિશમાં તે ગુનોહ કરવા તરફ કાંઈ કામ કરે, તે માણસને, તેવી કોશિશને માટે શિક્ષા સંબંધી કાયદામાં કાંઈ સાફ ઠરાવ ન કર્યો હોય તેવે ઠેકાણે તે ગુનાહને

માટે જે પ્રકારની, કેદની શિક્ષા ઠરાવી હોય તે પ્રકારની, તથા તે ગુનાહને માટે કેદની અ-થવા સમુદ્રપારની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદતની, કેદની અથવા સમુદ્રપારની, અથવા તે ગુનાહને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(અ) અ એક પેટી ફોડીને કાંઈ જવેર ચોરવાની કોશિશ કરે, અને તે પેટી ફોડ્યા પછી તેને માલમ પડે કે માંહે કાંઈ જવેર નથી, તો તેણે ચોરી કરવા તરફ એક કામ કીધું, માટે આ કલમ પ્રમાણે તે તકસીરવાર થયો એમ સમજવું.

(બ) ઝ ના ખીસ્સામાં હાથ ઘાલીને તેમાંથી ચોરી કરવાની અ કોશિશ કરે, અને ઝ ના ખીસ્સામાં કાંઈ વસ્તુ ન હોવાને લીધે અ તે કોશિશમાં પાર ન પડે, તો આ કલમ પ્રમાણે અ તકશીરવાર થયો એમ સમજવું.

ટીકા.—કોઈ પણ ગુનોહ પુરણ થયા અગાઉ તેની ત્રણ પ્રકારની સ્થીતિ થાયછે. પહેલી— અપરાધ કરવાનો ઇરાદો છે એમ દેખાઈ આવવું; બીજી—અપરાધ કરવાની તૈયારી કરવી; ત્રીજી—અપરાધ કરવાનો પ્રયત્ન કરવો. આ ત્રણ પ્રકાર પૈકી ફકત ગુનોહ કરવાનો ઇરાદો હોવો અગર ગુનોહ કરવાની તયારી કરવી એ બે બદલ આ કાયદામાં શિક્ષા કહી નથી તેને માટે આ કલમ છે (મે. પૃ. ૩૬૧, ૩૬૨)

જે ગુનાહને માટે ફટકાની શિક્ષા કરવાને કાયદામાં કહેલું છે તેવા કોઈ ગુનાહની કોશીશ કર્યા બદલ ફટકાની શિક્ષા થઈ શકતી નથી (મુ. હા. વા. ૩ પાને ૩૭ સરકાર વિ૦ ચેલાવલદપરશા)

કેદીએ બંદુકપર ટોટી ચડાવી નહિ છતાં તે ચડાવેલીછે એમ સમજીને ખુન કરવાના ઇરાદાથી કોઇના ઉપર તે બંદુક તાકીપણ બંદુકના ઘોડાની કળ દબાઈ નહિ તેથી તે જા-ણતો હતો કે તેનાથી માણસનું મોત થશે. એવી બાબતમાં કા. ૩૦૭ મુજબ તોહોમત નહિ ઠરાવતાં કા. ૨૯૯ અને ૩૦૦ ને સબંધે કા. ૫૧૧ પ્રમાણે તોહોમત ઠરાવ્યું (મુ. હા. વા. ૪ પાને ૧૭ સરકાર વિ૦ ફ્રાન્સીસ કયાસોડી)

આરોપિતપર કા. ૩૭૯ અને ૫૧૧ પ્રમાણે ચોરી કરવાની કોશેશ કર્યાનો ગુનોહ શા-બિત ઠરાવી આરોપિતપર પ્રથમ સાત વખત ચોરીની શિક્ષા થયાથી તેને પી. કો. કા. ૭૫ પ્રમાણે દસ વરસ દેશનિકાલની શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે પીનલકોડના બાબ ૧૨ અથવા ૧૭ પ્રમાણે જે ગુનોહ ત્રણ અથવા વધારે વરસની કેદની શિક્ષાને પાત્રછે તેવો કોઈ ગુનોહ કરવાને કોશેશ કર્યાનો ગુનોહ કોઈ શખ્સ ઉપર શાબિત થયો હોય તો તેથી તે શખ્સ પી. કો. કા. ૭૫ માં ફરમાવેલા વધારે શિક્ષાને પાત્ર નથી. (મુ. હા. ઈ. લા. વા. ૫ પાને ૧૪૦ સરકાર વિરૂદ્ધ નાના રહોમ)

કોઈ માણસની પહેલી બૈરી જીવતી છતાં અમુક એક બીજી સ્ત્રી જોડે મારૂ લગ્ન થનારછે એવી ઝાહેરખબર પ્રસિદ્ધ કરેયા છતાં પહેલી બૈરી જીવતી છતાં બીજુ લગ્ન કર-વાનો તેણે યત્ન કર્યો એમ ગણી કોશેશ કર્યાનો ગુનેહગાર આ કલમ પ્રમાણે ઠરતો નથી (અલ્હા. ઈ. લા. વા. ૧ પાને ૩૧૬)

જે ગુનોહ કરવાનો પ્રયત્ન કરયો એમ કહેછે તે પ્રયત્ન સિધ ગયો હોત તો તે ગુનોહ થયો હોત એવા પ્રકારનો તે યત્ન હોવા શિવાય આ કલમ પ્રમાણે કોઇનાપર અપરાધ શા-બિત કરવો બાજબી નથી (કા. હા. ઈ. લા. વા. ૭ પા. ૩૫૨ સરકાર વિ૦ રિયાસતઅલી)

(True translation)
Nanabhai Haridass,
Translator.

# સને ૧૮૭૦ નો આકટ ૨૭ મો.

## હિંદુસ્તાનનો ફોજદારી કાયદો સુધારવા સારૂ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧ લું. કલમ ૩૪. ૨ જું કલમ ૪૦. એ બે રદ થઈ તેને બદલે નવી દાખલ કરી. ૩ જું. કલમ ૫૯ મોમાં બીજો પેરેગ્રાફ વધ્યો, ચોથું કલમ ૧૨૧ મી આગળ ૧૨૧ અ ની કલમ તથા તે આગળ ખુલાસાનો પેરેગ્રાફ વધ્યો, ૫ મું ૧૨૪ મી કલમની આગળ ૧૨૪ મી અ ની કલમ તથા તે આગળ ખુલાસાનો પેરેગ્રાફ વધ્યો, ૬ ઠું ૧૩૧ મી કલમની નિચે ખુલાસાનો પેરેગ્રાફ વધ્યો, ૭મું ૧૯૪, ૧૯૫મી કલમમાં "આ કાયદા મુજબ" એ શબ્દ છે તે કાઢી નાખી "અથવા ઈંગલાંડ દેશના કાયદા મુજબ" એ શબ્દ વધારયા, ૮ મું ૨૨૨, ૨૨૩ મી કલમમાં "અથવા જે શખ્સને કાયદેસર રીતે કેદમાં રાખ્યો હોય તેવા શખ્સને" એટલા શબ્દ વધારેચા છે. ૯ મું. ૨૨૫ મી કલમની આગળ ૨૨૫ અ ની કલમ વધી છે. ૧૦ મું. ૨૯૪ મીં કલમની આગળ ૨૯૪ મી અ ની કલમ તથા તેને લગતો બીજો એક પેરેગ્રાફ વધારેચો છે, ૧૧ મું ૩૦૪ થી કલમની નિચે ૩૦૪ થી અ ની કલમ વધારી છે, અને ૧૨ મું. ૩૦૭ મી કલમ નિચે એક પેરેગ્રાફ વધારેચો છે.

એ શિવાય બીજી કલમોમાં નીચેની કલમો વધી શકે તેવી નથી તેથી એ બાકીની નીચે દાખલ કરીએ છીએ.

ફોજદારી કાયદાના કેટલા એક બાબો લાગુ કરવા બાબત.

૧૩. સદરહુ કાયદાના કેટલાએક બાબો એટલે ૪ થો સાધારણ અપવાદ બાબતનો ૫ મો મદદગારી બાબતનો અને ૨૩ મો બાબ ગુનાહ કરવાની કોશિશ બાબતનો ૧૨૧ અ–તથા ૨૯૪ અ–અને ૩૦૪ અ કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુનાહોને લાગુ છે, અને સદરહુ ૪ થો તથા પાંચમો બાબ સદરહુ ૧૨૪ અ અને ૨૨૫ અ–કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુનાહોને લાગુ છે એવું સમજવું.

૧૨૧ અ અથવા ૧૨૪ અ અથવા ૨૯૪ અ કલમ પ્રમાણે ફરિયાદ કરવાને સ્થાનિક સરકારના હુકમની જરૂર છે. વિશેષ અને સ્થાનિક કાયદા કાયમ રાખ્યાછે પેહેલું પરીશીષ્ટ, ફોજદારી ઇનસાફનું ચલાવવાનીરીત બાબતના કાયદાને જોડેલા પરીશીષ્ટનો ભાગછે એવું સમજવું.

૧૪. સદરહુ ૧૨૧અ–તથા ૧૨૪અ–અને ૨૯૪ અ–કલમોમાંની હરકોઇ કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક હરકોઈ ગુનાહની ફરિયાદ સ્થાનિક સરકારના હુકમથી અથવા હુકમના આધારથી કરેચા વગર કોઈ કોરટે લેવી નહી.

૧૫. હરકોઈ વિશેશ અથવા સ્થાનિક કાયદાના કોઈ ઠરાવ આ આકટના કાંઈ ઠરાવથી હરકત થાય છે એવું સમજવુંનહી.

૧૬. આ આકટને જોડેલું પેહેલું પરિશીષ્ટ ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાને જોડેલા પરિશીષ્ટનો ભાગ છે એવું સમજવું.

આકટો રદ કરયા બાબત.

૧૭. આ આકટને જોડેલા બીજા પરીશિષ્ટમાં જે આકટો લખેલા છે તે આકટો તેમાં લખેલું છે એટલે સુધી રદ કરયા છે એવું સમજવું.

## પરિશિષ્ટ ૨ જું ( કલમ ૧૭ જુઓ. )

| નંબર અને વરસ | મથાળું | કેટલો રદ કીધો |
| --- | --- | --- |
| ૪ થા જારજ બાદશાહના રાજનાં ૯ મા વરસમાં ઠરેલા સ્ટાટ્યુટનો ૭૪ મો ભાગ. | હીન્દુસ્તાનમાં ફોજદારી ઈનસાફ કરવાનું કામ સુધારવા બાબતનો આક્ટ. | ૧ લી કલમના આરંભથી તે ૨૦ મી કલમની આખર સુધીની સઘળી કલમો, તથા ૧૩મી. ૧૪મી, ૧૫મી, અને ૧૨૧મી કલમ અને ૨૩મી કલમના આરંભથી તે ૨૯મી કલમની આખર સુધીની સઘળી કલમો, અને ૩૯મી, ૩૭ મી, ૫૦ મી, ૫૨ મી, ૫૯ મી, અને ૧૧૦ મી કલમ શીવાય સઘળો આક્ટ. |
| સન ૧૮૭૪ નો આક્ટ ૫ મો. | ગવરમેંટનો હુકમ વગેરે સોરતી કાઢવાની મના કરવાનો કાયદો | સઘળા આક્ટ. |
| સન ૧૮૬૭ નો આક્ટ ૪ થો. | હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કેટલીએક કલમોમાં "ગુનોહ" આ શબ્દ લખ્યો છે તેનો અરથ વધારવા બાબત અને બીજા કારણો સારૂ તે શબ્દનો અર્થ વધારવા બાબતનો આક્ટ. | |

(True Translation)
Venayek Wasoodew,
Oriental Translator to Government.



ઇંડિયાના ગવરનરે જનરલ ઇનકાંઉન્સિલનો હેઠળ લખેલો આક્ટ ગવરનર જનરલ સાહેબે સન્ ૧૮૮૨ ના મારચ મહીનાની ૨ જી તારીખે મંજુર કરયો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છપાવીને પ્રસિધ કરયો છે.

# સન ૧૮૮૨ નો આક્ટ ૮ મો.



## હિંદુસ્તાનનો ફોજદારી કાયદો સુધારવા બાબતનો આક્ટ.

ઉદ્દેશ. | હિંદુસ્તાનનો ફોજદારી કાયદો સુધારવા સારૂ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છેઃ—

હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૦ મી કલમની બીજી રેકમમાં સુધારો. | ૧ સદરહુ કાયદાની ૪૦ મી કલમની ૨ જી રેકમમાં "૧૦૯ મી" એ આંકડા પેહેલાં, "૬૪ મી, ૬૫ મી, ૬૬ મી, ૭૧ મી," આ આંકડાઓ દાખલ કરવા.

સદરહુ કાયદાની ૬૪ મી કલમનો સુધારો. | ૨. સદરહુ કાયદાની ૬૪ મી કલમમાં "જે જે બાબતમાં ગુનેહગારને દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે" આ શબ્દોને બદલે હેઠળ લખ્યા પ્રમાણે મજકુર દાખલ કરવો, એટલેઃ—

"કેદની તથા દંડની શિક્ષા થઈ શકે એવા ગુનાહની જે જે બાબતમાં ગુનેહગારને કેદ સાથે કે કેદ વગર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે તે તે બાબતમાં,

"અને ફક્ત દંડની શિક્ષા થઈ શકે એવા ગુનાહની જે જે બાબતમાં ગુનેહગારને દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે"

સદરહુ કાયદાની ૬૭ મી કલમનો સુધારો. | ૩. ૬૭ મી કલમમાં "એવો ગુનોહ હોય, તો" એ શબ્દો પછી "તે દંડ ન આપે તો કોરટ જે કેદની શિક્ષા કરે તે આસાન હોવી જોઇએ, અને" આ શબ્દો દાખલ કરવા.

સદરહુ કાયદાની ૭૧ મી કલમમાં ઉમેરો. | ૪. સદરહુ કાયદાની ૭૧ મી કલમમાં નીચલી રકમ ઉમેરવીઃ—

"જ્યારે કાંઈ પણ વસ્તુ, જે ચાલુ કાયદા ઉપરથી ગુનાહોની વ્યાખ્યા કરવામાં આવતી હોય તથા તેઓ બદલ શિક્ષા કરવામાં આવતી હોય તે ચાલુ કાયદાની બે અથવા વધારે જુદી જુદી વ્યાખ્યામાં આવે એવો ગુનોહ હોય ત્યારે, અથવા

"જે કૃત્યોમાંનું એક કૃત્ય અથવા એક કર્તાં વત્તાં કૃત્ય જાતેજ ગુનોહ થાય તેવાં કેટલાંક કૃત્યો એકઠાં કરવામાં આવે ત્યારે કાંઈ જુદો ગુનોહ થાય ત્યારે,

"ગુનેહગારનો ઇનસાફ કરનારી કોરટ સદરહુ ગુનાહો પૈકી કોઈ પણ એક ગુનાહ બદલ જેટલી શિક્ષા કરી શકતી હોય તે કરતાં વધારે શખ્ત શિક્ષા તે ગુનેહગારને કરવી નહી."

સદરહુ કાયદાની ૭૩ મી કલમનો સુધારો. | ૫. સદરહુ કાયદાની ૭૩ મી કલમમાં "વધારે અને એક વરસથી ઓછી હોય" આ શબ્દોને બદલે "વધારે હોય અને એક વરસથી વધારે ન હોય" આ શબ્દો દાખલ કરવા.

**સદરહુ કાયદાની ૨૧૪ મી કલમનો નવો અપવાદ**

૬. સદરહુ કાયદાની ૨૧૪ મી કલમમાંના અપવાદને બ-દલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો એટલેઃ—

"અપવાદ.—જે જે બાબતમાં ગુનોહ કાયદેસર માંડી વાળી શકાય તે તે બાબતને ૨૧૩ મી અને ૨૧૪ મી કલમોના ઠરાવો લાગુ પડતા નથી."

**સદરહુ કાયદાની ૩૦૯ મી કલમનો સુધારો.**

૭. સદરહુ કાયદાની ૩૦૯ મી કલમમાં "શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે" આ શબ્દોને બદલે "અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે" આશબ્દો દાખલકરવા.

**સદરહુ કાયદાની ૩૩૫ મી કલમનો સુધારો.**

૮. સદરહુ કાયદાની ૩૩૫ મી કલમમાં "મહાવ્યથા કરે" આ શબ્દોની પેહેલાં "બુદ્ધિપુરવક" આ શબ્દ દાખલ કરવો.

**સદરહુ કાયદાની ૪૧૦ મી કલમનો સુધારો.**

૯. સદરહુ કાયદાની ૪૧૦ મી કલમમાં "નામ "ચોરીની મિલકત" પાડયુ છે" આ શબ્દો પછી હેઠળ લખેલા શબ્દો દાખલ કરવા, એટલેઃ—

"પછી બ્રિટિશ ઇંડિયાની માહે અથવા બાહાર તે કબજો એકની પાસેથી બીજાની પાસે ગયો હોય અથવા તે સાપ્રાધ ખોટો ઉપયોગ અથવા વિશ્વાસઘાત થયો હોય તોપણ;" અને "નો ગુનોહ" આ શબ્દો મુકી દેવા.

**સદરહુ કાયદાની ૪૩૫ મી કલમમાં ઉમેરો.**

૧૦ સદરહુ કાયદાની ૪૩૫મી કલમમાં "અથવા વધારેરૂપીયાની" આ શબ્દો પછી નીચલા શબ્દો દાખલ કરવા એટલેઃ—

"અથવા (જ્યારે મિલકતખેતરમાંઉત્પન્ન થયેલો માલ હોયત્યારે)દસઅથવાવધારેરૂપિયાની"

**ક્યાંહાં ક્યાંહાં લાગુ છે સરૂઆત.**

૧૧. આ અકટ આખા બ્રિટીશ ઇંડિયાને લાગુ છે; અને તે સન ૧૮૮૩ ના જાન્યુઆરી મહીનાની ૧ લી તારીખે અમલમાં આવશે.

(True translation).
S. P. PANDIT
Oriental Translator to Government.

આ તરજુમામાં અપ્રસિદ્ધ સંસ્કૃત, ફારસી તથા અંગ્રેજી શબ્દો વાપરેલા પડ્યા છે તે સેહેજમાં સમજવા સારૂ આ નિચેનો કોશ છે.

અ

અકૃત્રિમ માણસે કરેલું નહી તે.
અંગભુત. અવયવ, ભાગ.
અગમ્ય. જવાય નહી એવું.
અનુકુળતા. સગવડ.
અનુજીવી. બીજાની ઉપર જેનું જીવન રેહેલું છે તે.
અપકારક. અપકારક અથવા માઠું કરનારૂ.
અપવાદ. બાદ જેને કોઈ સાધારણ નાયમ લાગુ ન પડે તે.
અપહરણ. હરી લેવું એ શબ્દનો વીશેશ અરથ ૩૯૦ મી કલમમાં લખેલો છે.

આ

આકસ્મીક. અકસ્માત અથવા એકાએકબનેતે
આત્મઘાત. પોતે પોતાનો જીવ લેવો.
આફીસર. અમલદાર, લશ્કરી અમલદાર.
આરોપ. તોહોમત.

ઈ

ઈતરાજી. નારાજી, નાખુશી, નાઓહેરબાની, અવકૃપા.

ક

કમીશંડ. લશ્કરી અમલદારોમાં જેઓને કમીશન એટલે સનંદ મળેલા હોય છે તે.
કારપોરેશન. રાણીએ સનંદ આપેથી અથવા પારલામેન્ટે કે હીંદુસ્તાનની કાયદા બાંધનારી સભાએ કરેલાકોઈ કાયદાથી વિશેષ હક જેનેમળ્યાહોય એવી મંડળી.
કુમક. પલટણ અથવા ફોજની મદદ.
કૃત્રીમ. માણસે કરેલું.
કેફિયત. હાલ, એહવાલ, હકીકત.
ક્રોધાધિન. ક્રોધને આધિન.

ગ

ગરભપાત. પેટપાડવું.
ગ્રહપ્રવેશ. ઘરમાં પેસવું એ શબ્દોનો વિશેષ અથ ૪૪૨મી કલમમાં લખેલો છે

ચ

ચતુરથાંસ. ચોથો હીસ્સો.
ચલીતગરભ જે સ્ત્રીના પેટમાંનો ગરભ ચલન પામ્યો છે તે, જે સ્ત્રીનાપેટમાંનું બચ્ચું હાલતૂ જણાય છે તે.
ચશમપોશી. આંખ ઢાંકવી, જાણ્યુ અજાણ્યું કરવું, આંખ આડા કાન કરવા.

ચેક. બેંકમાંથી અથવા કોઈ સરાફને ત્યાંથી કાંઈ નાણું મંગાવવું હોય અથવા કોઈને અપાવવું હોય તે ની જે ચીઠી લખાય છે તે.

જ

જલાશય. પાણીનું ઠેકાણું.
જ્યુરર કોરટમાંહકીકતની બાબતનીતજવીજ કરવા સારૂ મેળવેલીજ્યુરીઅથવા પંચાયત માંહેલો કોઈ શખસ.

ઠ

ઠગ. એ શબ્દનો વિશેષ અર્થ ૩૧૦ કલમમાં લખેલો છે.

ડ

ડાકાઈત. ડાકાઈટી કરનારો.
ડાકાઈટી. એક ગુનાહનું નામછે તેનુંબ્યાન ૩૯૧ મી કલમમાં લખેલું છે.

ત

તહનામુ. લખેલા કોલકરાર
તાત્કાલિક. તુરત થાય એવું.

દ

દંપતીભાવ. વરવહુનો ભાવ.
દાસત્વ. દાસપણું, ગુલામી.
દેહાંતશિક્ષા. જીવ લેવા એજ શિક્ષા.
દ્વાંતરે. બીજાની મારફતે.

ન

નૌકાગમ્ય. વાહાણ ચાલી શકે એવું.

પ

પુરૂષત્વ પુરૂષપણું, મરદાઈ.
પુષ્ટિકર. પુષ્ટિ કરનાર, મજબુતી આપનાર
પ્રજાધર્મ રાજાની તરફ પ્રજાનો ધરમ.
પ્રતિબંધ. અટકાવ.
પ્રતિમા. મુર્તિ, આકાર.
પ્રેતસંસ્કાર. મુડદાને જે સંસ્કાર અથવા ક્રિયા કરે છે તે.

બ

બખેડો. ટંટો, ઝગડો, એ શબ્દનો વિશેશ અર્થ ૧૫૯મી કલમમાં લખેલોછે
બળાત્કારસંભોગ જુલમથી સંભોગ કરવો એ શબ્દનો વિશેશ અરથ ૩૭૫ મી કલમમાં લખેલો છે.
બાપતિસમ. ખ્રીસ્તી ધરમ સંબંધી એક સંસ્કાર છે
બીભત્સ. ભુંડુ, નાગુ.

બુદ્ધિપૂર્વક. વિચાર પૂર્વક. એ શબ્દનો વિશેષ અરથ ૩૯મી કલમમાં લખેલો છે.

બોયું. દરિયામધ્યે પાણીની નિચેના ખડક ડુંગર, વગેરે પદાર્થોનું ઠેકાણું દેખાડવા સારૂ રાખેલો નીશાની તરતો.

ભ

ભારવાહક. હેલકરી, મજુર બોજો ઉચકી લઇ જનારો.

ભ્રષ્ટ. પતિત, જાતિ દરજ્જેથી પડેલું અપવિત્ર.

મ

મનુષ્યનયન. માણસને લેઇ જવું, એ શબ્દનો વિશેષ અર્થ ૩૬૨ મી કલમમાં લખેલો છે.

મનુષ્યવધ. માણસનો જીવ લેવો.

મનુષ્યહરણ. માણસનું હરણ એ શબ્દનો વિશેષ અર્થ ૩૫૯ તથા ૩૬૦ કલમોમાં લખેલો છે.

મહાવ્યથા. મોહોટું દુઃખ એ શબ્દનો વિશેષ અરથ ૩૨૦મી કલમમાં લખેલો છે.

માનવી. મનુષ્ય સંબંધી, માણસ જાતનું.

મુખબંધન. મોહોડાનું બાંધણ.

મૈત્રી. દોસ્તી.

મૈથુન. સંભોગ.

મૈથુનેચ્છા. સંભોગની ઇચ્છા.

મ્યુનીશીપલ કમિશનર. શેહેરની સુધરાઇને સારૂ નિમેલો અમલદાર.

લ

લગ્નવિધી. લગ્નની ક્રિયા.

લોકાપકારક. લોકને અપકારક કરનાર.

લૌકીક. આ લોક સંબંધી.

વ

વૈકલ્પિક. વિકલ્પનું. આમ નહી તો આમ એ પ્રમાણે જેમાં વિકલ્પ છે તે.

વ્યથા. પીડા દુઃખ એ શબ્દનો વિશેષ અર્થ ૩૧૯મી કલમમાં લખેલો છે.

વ્યાંગોક્તિક. જે બોલવામાં શબ્દનો અરથ એક હોય અને કહેવાનો અરથ બીજો હોય એવું બોલવું.

શ

શસ્ત્રક્રિયા. હથિયારથી કરવાની ક્રિયા.

શાસનિક. શિક્ષા સંબંધી.

શિક્ષાપાત્ર. શિક્ષા કરવા જોગ.

શીઘ્રજ્વાળાગ્રાહી. જલદીથી સળગી ઉઠે એવું.

શુદ્ધબુદ્ધિ. પાક દિલ.

સંભાવ્ય. જેનો સંભવ હોય એવી વસ્તુ.

સર્વાપકારક. સરવને અપકાર કરનાર.

સહકાર. સાથે કાંઇ કરવા લાગવું.

સાદરથવું. નિકળવું.

સાપરાધ. અપરાધવાળું, ગુનાહ ભરેલું.

સારવજનિક. સઘળાં માણસો સંબંધી.

સાહાય. મદદ.

સૃષ્ટિક્રમવિરુદ્ધ. જગતની રીતથી ઉલટું.

સેવાધરમ. શેઠની તરફ ચાકરનો ધરમ.

સ્પર્શેંદ્રિય. લાગવાની ઇંદ્રિય.

ક્ષ

ક્ષીણતા. ઓછાઇ, પાતળાઇ.

# સને ૧૮૬૭ નો આકટ ૭ મો*

મુંબાઇના ગવરનર ઇનકાંઉન્સિલનો હેઠળ લખેલો આકટ સન ૧૮૬૭ ના નવેમ્બર મહિનાની ૧૫ મી તારીખે મુંબાઇના ગવરનર સાહેબે મંજુર કરયો, અને સન ૧૮૬૭ના ડીસંબર મહીનાની ૧૨ મી તારીખે ગવરનર જનરલ સાહેબે મંજુર કરયો છે.

## મુંબાઈ ઈલાકાની ડીસ્ત્રીકટ પોલીસ બાબત નીયમ ઠરાવવા બાબતનો આકટ.

મુંબાઇ ઇલાકાની પોલીસના બંદોબસ્ત બાબત નીયમ ઠરાવવા યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧ આ આકટમાં જે શબ્દો તથા વાંકયો હેઠળ લખ્યાં છે, તે શબ્દોનો તથા વાકયોનો અરથ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો પણ તેના અરથને વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઊપરથી બાધ આવતો હોય તો તેવો અરથ સમજવો નહી.

જીલ્લાનો "માજીસ્ત્રેટ" એ શબ્દ વડે કોઇ પણ જીલ્લા મધે હકુમત ચલાવવાનું કામ જે મુખ્ય અમલદારને સોંપ્યું હોય અને જે મુખ્ય અમલદાર માજીસ્ત્રેટનો અખ્તિયાર ચલાવતો હોય તે મુખ્ય અમલદારના હોદાનું ગમે તે નામ હોય તોપણ તે મુખ્ય અમલદાર સમજવો.

"માજીસ્ત્રેટ" આ શબ્દમાં જે માણસ માજીસ્ત્રેટનો સઘળો અથવા કાંઇ પણ અખતિયાર ચલાવતો હોય તે માણસનો સમાસ થાય છે એવું સમજવું.

જેટલા દેશમાં જીલ્લાના માજીસ્ત્રેટની હકુમત ચાલતી હોય તેટલા દેશને જીલ્લો સમજવો.

આ આકટ પ્રમાણે જે માણસો નીમવામાં આવશે તે સઘળા માણસોનો સમાસ "પોલીસ" અથવા "પોલીસ અમલદાર" એ શબ્દોમાં થાય છે એવું સમજવું.

"કાન્સ્ટેબલ" આ શબ્દ વડે પોલીસ માંહેનો સઉના કરતાં નીચા દરજ્જાનો અમલદાર સમજવો.

"માલ" આ શબ્દમાં હરકોઇ જંગમ માલનો અથવા નાણાંનો અથવા નાણાંના દસ્તાવેજનો સમાસ થાય છે એવું સમજવું.

"ઢોર" આ શબ્દમાં શીંગડાંવાળાં ઢોરોનો સમાસ થાયછે તે સિવાય વળી હાથીનો તથા ઊંટનો તથા ઘોડાનો તથા ગધેડાનો તથા ખચરનો તથા ઘેટાંનો તથા બકરાંનો તથા ડુકરોનો સમાસ થાય છે એવું સમજવું.

૨. રકમ ૧ લી—મુંબાઇના કાયદા પુસ્તક માંહેના સને ૧૮૨૭ના ૧૨મા કાયદાની હેઠળ લખેલી કલમોના જે ભાગ હજુ અમલમાં છે તે ભાગ આ કલમ ઉપરથી રદ કરવાછે.

| | |
|---|---|
| ૧ લી કલમ. | ૩૦મી કલમ. |
| ૩ જી કલમની પેહેલી રકમ. | ૩૧ મી કલમની ચોથી રકમ. |
| ૪ થી કલમ. | ૪૦ મી કલમ. |

રકમ ૨ જી—"મુંબાઇ ઇલાકાની પોલીસના કામની તપાસ સદર ફોજદારી અદા

જાત હોય તે માગે છે તે તેની પાસેથી લેઈ લેવા બાબત” સન ૧૮૫૨નો ૨૮ મો આકટ છે. તેની ૨ જી કલમ પણ આ રકમ ઉપરથી રદ કરી છે.

૩. હીંદુસ્થાનના ગવરનર જનરલ ઇનકાઉનસીલની મંજુરી લઈને સરકાર વખતે વખતે હુકમ કરશે તેટલા મુંબાઈ ઇલાકાના જુદા જુદા જીલ્લાના પોલીસ ખાતામાં અમલદારો તથા માણસો નીમાશે તથા તે ખાતાની નોકરીના ઠરાવ્યા, અને તે માણસોને તેટલો પગાર મળશે.

૪. મુંબાઈ ઇલાકાની આખી પોલીસની તપાસ સરકાર રાખશે અને હીંદુસ્થાના ગવરનર જનરલ ઇનકાઉનસીલના નિરબંધ તળે (એટલે હુકમ તળે) રહી સરકારે તે તપાસ રાખવી, અને આ આકટમાં કહ્યું છે તે સિવાય બીજી રીતે કોઈ માણસને અથવા અમલદારને અથવા કોરટને સરકારે હરકોઈ પોલીસ અમલદાર નીમવાનો અથવા હર કોઈ પોલીસ અમલદારની જગા ઉપર બીજા માણસ નીમવાને અથવા હરકોઈ પોલીસ અમલદાર ઉપર નિરબંધ ચલાવવાને અધિકાર આપવો નહી.

૫. આખા મુંબાઈ ઇલાકાની અથવા મુંબાઈ ઇલાકાના કેટલાએક ભાગની પોલીસનો બંદોબસ્ત કરવાનું કામ સરકારને યોગ્ય જણાશે તે પ્રમાણે એક અથવા વધારે કમિશનર નીમીને તથા યોગ્ય જણાશે તેટલા તેઓને આસિસ્ટંટ આપીને તેઓને સોંપવું, અને સરકાર ફરમાવશે તેટલા જીલ્લા હરએક કમિશનરના તાબામાં રહેશે. એક અથવા વધારે જીલ્લાની પોલીસના બંદોબસ્તનું કામ ડિસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને અને સરકારની નજરમાં જરૂર જણાશે તેટલા આસીસ્ટંટ ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને સોંપવું. પણ તેઓની ઉપર સદરહુ કમીશનરના તાબા માંહેના જીલ્લાના માજીસ્ત્રેટનો નીરબંધ રહેશે અને હુકમ ચાલશે, સરકાર વખતે વખતે કમીશનર તથા ઉપર કહેલા બીજા અમલદાર નીમશે અને તેઓને કામ ઉપરથી દુર કરવાને પણ સરકાર મુખતિયાર છે.

૬. હરએક કમિશનરને પોતાના તાબા માંહેના જીલ્લાઓમાં માજીસ્ત્રેટનો સઘળો અખતિયાર છે એવું સમજવું પણ તે અખતિયાર સરકાર વખતે વખતે જે મરીયાદા ઠરાવે તે મરીયાદા પ્રમાણે ચલાવવો.

૭. પોતાને યોગ્ય જણાય તે હદમાં માજીસ્ત્રેટનો સઘળો અથવા કાંઈ એક અખતિયાર પોલીસના આસીસ્ટંટ કમીશનરને અથવા ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને અથવા આસીસ્ટંટ ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને આપવાને સરકાર મુખતિયાર છે. પણ એ પ્રમાણે તે અમલદારોને જે અખતિયાર મળ્યો હોય તેમાંથી જરૂર તેટલો સુલેહનો ભંગ થતો અટકાવવા સારૂ તથા ગુનાહ નહી થવા સારૂ તથા ગુનેહગારોને સોધી કાહાડવા સારૂ તથા તેઓને પકડવા સારૂ તથા માજીસ્ત્રેટની આગળ લેઈ જવાને તેઓને અટકાવી રાખવા સારૂ ચલાવવો, અને આ આકટો ઉપરથી તેઓને જે કામો સોંપી આપ્યાં છે તે કરવા સારૂ જરૂર હોય તેટલો ચલાવવો.

૮ આ આકટની ૫ મી કલમમાં કહેલા પોલીસ અમલદારો શીવાય બાકીના સઘળા પોલીસ અમલદારોને એક અથવા વધારે જીલ્લાઓને સારૂ નીમવા અને સરકાર વખતે વખતે કાનુનો મંજુર કરશે તે કાનુનો પ્રમાણે તે અમલદારો નીમવાનો પોલીસ કમીશનરને તથા ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને અખત્યાર છે. અને તે કાનુનો પ્રમાણે આ અમલદારો બાબત હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો કમીશનરને તથા ડીસ્ત્રીકટ સુપ્રીન

ટેન્ડેન્ટને અખત્યાર છે એટલે ફલાણો પોલીસ અમલદાર પોતાના કામમાં સુસ્ત છે અથવા ગફલત કરેછે અથવા કામને લાયક નથી એવું પોતાની નજરમાં આવે ત્યારે તેને હરકોઈ વખતે બરતરફ કરવાનો અથવા કામ ઊપરથી મોકુફ કરવાનો અથવા તેને ઓછા પગાર ઉપર નીમવાનો અખત્યારછે. અથવા હરકોઈ પોલીસ અમલદાર પોતાના કામમાં કાળજી નહી રાખશે અથવા ગફલત કરશે અથવા કાંઈ કામ કરીને પોતાનું કામ કરવાને નાલાયક થશે તો તેને ઘણામાં ઘણો એક મહીનાનો પગાર દંડ કરવાનો અખત્યારછે.

૯ સદરહુ પ્રમાણે નીમેલા દરેક પોલીસ અમલદારને તેની નીમણુક થયા પછી આ આકટને જોડેલા નમુના પ્રમાણે દાખલો કમીશનરના શીક્કાનો અથવા કમીશનર જે બીજા અમલદારને નીમશે તેના શીક્કાનો મળશે એ પ્રમાણે જે માણસને દાખલો મળ્યો તેને તે દાખલા ઉપરથી પોલીસ અમલદારનો અખત્યાર તથા કામ તથા હક મળે એવું સમજવું. સદરહુ દાખલામાં જે માણસનું નામ લખ્યું હોય તે માણસ પોલીસમાહેની ચાકરી ઉપરથી મોકુફ અથવા બરતરફ થશે અથવા બીજી રીતે કામ ઉપરથી દુર થશે એટલે તે દાખલો રદ થશે એવું સમજવું. અને તે માણસનો ઉપરી અમલદાર હોય તેને સ્વાધીન અથવા દાખલો લેઈ લેવાનો અખત્યાર જે બીજા અમલદારને આપ્યો હોય તેને સ્વાધીન તે તાબડતોબ કરવો.

૧૦ પોલીસ અમલદારને ડીસ્ત્રીક્ટ સુપ્રીંટેંડેંટ ખસુસ કરીને પરવાનગી આપી નહી હશે અથવા પરવાનગી આપવાનો જે બીજા અમલદારને અખત્યાર મળ્યો હોય તે અમલદારે ખસુસ કરીને પરવાનગી આપી નહી હશે અથવા વર્ઈદનો દાખલો નહી હશે તો તેનાથી પોતાની ચાકરીમાંથી નીકળાશે નહી. અથવા રાજીનામું આપવાનો પોતાનો ઈરાદો તેની નીશાન ૨ મહીના આગમચ સુચના પોતાના ઉપરી અમલદારને લખીને આપી નહી હશે તો ડીસ્ત્રીક્ટ સુપ્રીંનટેંડેંટની પરવાનગી વગર પોતાની ચાકરીનું રાજીનામું અપાશે નહી.

૧૧ આ આકટ પ્રમાણે પોલીસ અમલદારને જે કામ હોય તે શીવાય બીજી કાંઈ ચાકરી અથવા કામ કમીશનરની ખસુસ કરીને લખેલી પરવાનગી લીધા વગર તેણે કરવું નહી.

૧૨ સરકારી ગેરસનંદી ચાકર લોકોને પેનશન મળવા બાબત જે કાનુનો છે તે કાનુનો પ્રમાણે પેનશન મળવાનો હક જે વરગના પોલીસ અમલદારને નહી હોય તે વરગના દર એક અમલદારના પગારમાંથી સરકાર ઘણામાં ઘણો રૂપીએ એક આના લગી જે ઠરાવે તે દર પ્રમાણે અવેજ કાપી લેવો. એ પ્રમાણે કાપી લીધેલા અવેજની અને પોલીસ અમલદાર મંદવાડને લીધે અથવા બીજા કારણને લીધે ગેરહાજર હોય ત્યારે તેના પગારમાંથી અવેજ કપાય તેમાંથી ફાજલ પડે તેની અને ગેરચાલ બાબત પોલીસ અમલદારને દંડ થાય તેની અને પીને છાકટા થએલા માણસોને માજીસ્ત્રેટ દંડ કરે તે દંડની અને પોલીસ અમલદાર ઉપર હુમલો કરવા બાબત માજીસ્ત્રેટ દંડ કરે તેની. અને પોલીસને વાપરવા સારૂ આપેલાં કપડાં અથવા બીજી જણસો જુની થાય અથવા નકામી પડે તે વેચતાં જે નાણું પેદા થાય તેની, અથવા સરકારે ઠરાવેલ બીજે રસ્તે અવેજ ઉપજે તેની સરકાર હુકમ કરે તે પ્રમાણે અને તેવા પ્રકારની નોટો વગેરે વખત વખત લેઇને વ્યાજ ઊપજાવવું. અને તેનું સઘળું વ્યાજ તથા વેંહેંચ

સુધી અથવા તેનો કે ભાગ એ આકટમાં કહેલાં કામ સારૂ ખપમાં આવ્યો નહી હોય તેનું પણ સદરહુ પ્રમાણે ખાતે ઉધારવું. અને "પોલીસ સુપર આન્યુએશન ફંડ" એ નામનો ખાતું ઉઘાડવા સારૂ તે સઘળો આવેજ એકઠો કરવો. અને સરકાર નીયમ ઠરાવે તે નીયમ પ્રમાણે નિવૃત્ત સુપર આન્યુએશન પેનશનનો અથવા ગ્રેચ્યુટી (એટલે ઇનામ) બખતે વખતે આપવું પણ એવું ઠરાવ્યું છે કે પોલીસ અમલદારને પેનશન અથવા ગ્રેચ્યુટી આપ્યા વગર પણ બરતરફ કરવાનો અથવા કહાડી મુકવાનો અખતીઆર છે. અને તે ફંડમાંથી પેનશન અથવા ગ્રેચ્યુટી મળવી જોઇએ એવો કોઇપણ પોલીસ અમલદારનો હક છે એવું સમજવું નહી. અથવા પોલીસ અમલદાર ચાકરીમાં હોય ત્યારે તેના પગારમાંથી આવેજ કાપી લીધો હોય તે પાછો મળવાનો તેનો હક પહોચે છે એવું સમજવું નહી.

૧૩ પોતાના તાબામાંહેના જીલ્લામાં પોલીસ બનાવવા બાબત તથા તેના વરગ કરવા બાબત અને તેઓએ કયાં કયાં વીશેશ કામો કરવાં તે બાબત; અને તેઓને જોઇને તપાસ કરવા બાબત અને તેઓને હથીઆરો તથા સામાન સરંજામ તથા બીજી જરૂરીની જણશો આપવી જોઇએ તે કેવી આપવી તે બાબત; અને તેઓએ બહાર કહાડીને તે જાહેર કરવા બાબત પોતાને યોગ્ય જણાય તેવા હુકમ તથા કાનુન સરકારની મંજુરી લેઇને વખતે વખતે કરવાનો અખતીઆર કમીશનરને છે. અને ગેરરીતે કામ નહી થવા બાબત અથવા કામમાં ગફલત નહી થવા દેવા બાબત; અને પોતાના તાબામાંહેની પોલીસ પોતાનું કામ સારી રીતે બજાવે તેવી પોલીસને હુશીઆર કરવા બાબત પોતાને યોગ્ય જણાય તેવા બીજા હુકમ તથા કાનુનો વખતે વખતે કરવાને કમીશનરને અખત્યાર છે. અને જુદા જુદા જીલ્લામાં શી રીતે પોલીસ વેહેંચી આપવી તે તેણે માજીસ્ટ્રેટના અનુમતથી ઠરાવવું.

૧૪ ફલાણે ઠેકાણે સુલેહનો ભંગ થતો અટકાવવા સારૂ અથવા પોલીસના બીજા કામ કરવા સારૂ વળી બીજી પોલીસ મોકલવાની ફલાણા સબબથી જરૂર છે એવી કોઇ માણસ અરજી કરે ત્યાર પછી તે પ્રમાણે તે ઠેકાણે વળી બીજી પોલીસ યોગ્ય જણાય તેટલી મુદત સુધી મોકલવાને હરકોઇ કમીશનર મુખત્યાર છે; અથવા જીલ્લાના માજીસ્ટ્રેટનો હુકમ લેઇને તે પ્રમાણે કરવાને ડીસ્ટ્રીક્ટ સુપરીન્ટેન્ડેન્ટ મુખત્યાર છે એ પ્રમાણે બીજી મોકલેલી પોલીસ ઉપર ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડેન્ટનો હુકમ ચાલશે અને તેનો ખરચ અરજી કરનારને આપવો પડશે. પણ એવું ઠરાવ્યું છે કે જે માણશની અરજી ઉપરથી સદરહુ પોલીસ મોકલી હોય તે માણસ કમીશનરને અથવા ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડેન્ટને એક મહીનો આગમચ લખેલી સુચના આપીને અથવા સદરહુ બેહુ અમલદારોમાંનો હરકોઇ અમલદાર જેટલી ઓછી મુદતની સુચના કબુલ કરશે તેટલી ઓછી મુદતની સુચના આપીને સદરહુ પોલીસ ઉઠાવી લેવાનું કહેવાને મુખત્યાર છે. અને સુચનાની મુદત પુરી થશે એટલે સદરહુ વધી પોલીસના ખરચનો ભાર તે માણસને માથેથી ઉતરશે એવું સમજવું.

૧૫ મુલકના કોઇ ભાગમાં લોઢાની સડકનું અથવા નેહેરનું કામ અથવા બીજું

સારવજનીક કામ અથવા કારખાનું અથવા વેપારનું કામ ચાલે અથવા ચાલતું હોય અને તે કામ ઊપર અથવા કારખાના ઉપર રાખેલા માણસોની ચાલચલગત ઊપરથી અથવા તેઓ ફલાણી રીતે ચાલશે એવું લાગવાથી તે જગ્યાએ વતી પોલીસ રાખવાની જરૂર છે એવું કમીશનરની નજરમાં આવે ત્યારે સરકારનું અનુમત લેઈને તે જગ્યાએ વતી પોલીસ મોકલવાને અને જરૂર હોય ત્યાં સુધી તેઓને તે ઠેકાણે રાખવાનો પોલીસ કમીશનરને અધિકાર છે. અને તે પ્રમાણે જરૂર પડવાથી વતી પોલીસ રાખી હોય તેનો પગાર આપવાનો હુકમ સદરહુ પ્રકારનું કામ અથવા કારખાનું અથવા વેપારનું કામ ચલાવવાના કામમાં વાપરવાનું નાણું જે માણસના તાબામાં હોય તે માણસને કરવાને કમીશનર મુખત્યાર છે. અને એ પ્રમાણે લખી મોકલે એટલે તે માણસે તે (પગારના) રૂપીઆ આપવા જોઈએ.

૧૬. મુંબાઈ ઇલાકાના જે ભાગમાં દંગો ફીસાદ થયો હોય અથવા થવાની ધાસ્તી હોય ત્યાં અથવા મુંબાઈ ઇલાકાના જે ભાગના રેહેવાશીયોની ચાલચલગત ઉપરથી પોલીસના માણસોની સંખ્યા વધારવાનું યોગ્ય લાગતું હોય તે ભાગમાં મામુલ પ્રમાણે રાખવાની પોલીસ ફોજ કરતાં જાસતી પોલીસ ફોજ રાખવા બાબત જાહેરનામું કાઢીને અથવા પોતાને યોગ્ય લાગે તેવી બીજી રીતે હુકમ કરવાનો સરકારને અખતીઆર છે તે એ પ્રમાણે રાખેલી જાસતી પોલીસને ખરચ થાય તે સઘળો અથવા તેનો કોઈ ભાગ સરકારની નજરમાં આવે તે પ્રમાણે મુલકનો જે ભાગ જાહેરનામામાં લખ્યો હોય તે ભાગ ઉપર સ્થાનીક કર બેસાડીને લેવો અને જીલ્લાનો માજીસ્ત્રેટ લખી મોકલે એટલે કલેકટરે મુલકના તે ભાગના રેહેવાસીઓ ઉપર પોતાને વાજબી જણાય તે રીતે ફાળો નાખીને તે ખરચની રકમ વસુલ કરવી પણ એવું ઠરાવ્યું છે કે મુંબાઈ ઇલાકાનો જે ભાગ સદરહુ પ્રમાણે જાહેરનામામાં લખ્યો હોય તે ભાગ સન ૧૮૫૦ ના ૨૬ મા આકટ પ્રમાણે અથવા બીજા ચાલુ આકટ પ્રમાણે જે શેહેરમાં મ્યુનીસીપલ કમીશનર હોય તે શેહેરની હદમાં હોય તો સદરહુ ખરચ મ્યુનીસીપલ ફંડમાંથી કરવો અને તે કામ સારૂ બીજો કોઈ કર બેસાડવાની જરૂર હોય તો તે કરનો આંકડો મીયુનસીપલ કમીસનરે ઠરાવવો.

૧૭. ઉપરની છેલી ત્રણ કલમમાં કહ્યા પ્રમાણે જાસતી પોલીસ રાખી હોય તે બાબતનો અવેજ તેજ કલમ પ્રમાણે આપવો જોઈએ તે અવેજ સાત દીવસની મુદતની લખેલી સુચના આપીને કલેકટરના હુકમથી હેઠળ લખેલી રીતે વસુલ કરવો. એટલે મેહેસુલ વસુલ કરવા બાબત જે કાયદા ચાલુ હોય તે કાયદા પ્રમાણે મેહેસુલ જે રીતે વસુલ કરે છે તેજ રીતે તે અવેજ વસુલ કરવો અને એ બાબત અવેજ આવે તે "જનરલ પોલીસ ફંડ" એ નામના ફંડ ખાતે જમે કરવો, અને સરકાર હુકમ કરે તે પ્રમાણે પોલીસના ખરચમાં વાપરવો. પણ એવું ઠરાવ્યું છે કે ઉપરની છેલી કલમના વિશેષ ઠરાવ ઉપરથી જે રકમો ઠરાવી હોય તે સઘળી રકમો સરકારમાં ભરવા સારૂ મ્યુનીશીપલ કમીસનરના હુકમથી વસુલ કરવી. અને શેહેર સુધારવાના કામ સારૂ ઠરાવવાના આંકડા જે રીતે વસુલ કરે છે તે રીતે તેણે તે રકમો વસુલ કરવી.

૧૮. સુલેહનો ભંગ થતો અટકાવવા સારૂ અથવા હંગામો અથવા બખેડો બંધ પાડવા સારૂ અથવા જે બીજા માણસને પકડવાનો પોતાને અખતીઆર હોય તેને પકડવા સારૂ મદદ કરવાનું હરકોઇ માણસને ફરમાવવાને માજીસતરેટ અથવા પોલીસનો ડીસ્ટ્રીક્ટ સુપ્રિન્ટેન્ડન્ટ અથવા આસીસ્ટંટ ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડન્ટ અથવા હરકોઇ પોલીસ અમલદાર મુખતીઆર છે.

૧૯. જે પોલીસ ફોજ હાજર હોય તે હુલડ અથવા મોટું ધાંધળ બેસાડી દેવાને બસ નથી એવું [illegible]રમાં આવે ત્યારે હથિયારના જોરથી હુલડ બેસાડી દેવા સારૂ લશકરી મદદ, ફોજના લસકરી ટોળના અથવા થાણાના કમાંડીંગ આફીસરની પાસે માગવાનો અધીકાર તે જીલ્લાના જે માજીસ્ટ્રેટને સરખના કરતાં વતી મુખતીયારી હોય તેને છે.

૨૦. દરેક પોલીસ અમલદાર જે જીલ્લાનો અથવા જીલ્લાઓનો હોય તે જીલ્લામાં તે હમેશાં કામગીરી ઉપર છે એવું આ કાયદાના સરવ કારણો માટે સમજવું. અને મુંબાઇ ઇલાકાના બીજા કોઇ ભાગમાં તેની જરૂર હશે ત્યાં સુધી ત્યાં તેને, કામગીરી ઉપર હરકોઇ વખતે મોકલવાનો અખતીઆર છે.

૨૧. યોગ્ય અધીકારીએ કાયદાસર હુકમ તથા વારંટ આપ્યાં હોય તે તેણે તાબડતોબ માનીને અમલમાં લાવવા અને લોકોના સ્વસ્થપણા બાબતની (એટલે સુલેહ બાબતની) ખબર કાહાડીને તે ખબર જાહેર કરવી અને ગુનાહ તથા લોકોપકારક કૃત્ય થતાં અટકાવવાનો બંદોબસ્ત કરવો અને ગુનેહગારોને સોધી કહાડીને તેઓનો ઇંનસાફ થવા સારૂ તેઓને હાજર કરવા; અને જે માણસોને પકડવાનો પોતાને કાયદાની રૂએ અધીકાર હોય અને જે માણસોને પકડવાનું વ્યાજબી કારણ હોય તે સરવેને પકડવા, એ દરેક પોલીસ અમલદારનું કામ છે એવું સમજવું. અને આ કલમમાં કહેલાં હરકોઇ કારણસર વારંટ વગર પીઠામાં અથવા જુગારના અખાડામાં અથવા હલકાં અને બે ઢંગા માણસોને આવવા જવાની જગાએ પેસીને ચોકશી કરવાનો દરએક પોલીસ અમલદારને અધીકાર છે,

૨૨. હથીઆરો અથવા બીજી જણસો ગેરવાજબી કામ સારૂ રાખી છે એવું પોતાની ધ્યાનમાં આવવાનું ગેરવ્યાજબી કારણ હોય તો તે સઘળાં પકડવાનો અધીકાર કાનસટેબલના કરતાં ઉંચા દરજ્જાના પોલીસ અમલદારને છે પણ પકડવા સારૂ રેહેવાના ઘરમાં પેસવાની જરૂર હોય તો વગર વારંટે પેસવું નહી. જીલ્લાનો માજીસતરેટ ફરમાવે તે પ્રમાણે તે હથીઆરોનો તથા જણસોનો નીકાલ કરવો.

૨૩. માજીસતરેટની રૂબરૂ [illegible] જાહેર કરવાનો અને ગુનોહ કરનારની ઉપર કાયદા પ્રમાણે નીકળી શકે તેવો સમન અથવા વારંટ અથવા ઝાડો લેવાનું વારંટ અથવા કાયદેસર બીજો કાંઇ હુકમ માગવાનું અને આખરનો ફેંસલો થાય ત્યાં સુધી તે માણસની ઉપર ફરીયાદીનું કામ ચલાવવાનો હરકોઇ પોલીસ અમલદારને અખત્યાર છે.

૨૪. સઘળો બેવારસી માલ પોતાના તાબામાં લેવો અને તે જે ગામમાંથી જડ્યો હોય તે ગામના પોલીસ પટેલને હવાલે કરીને તેની પોહોચ લેવી એ દરેક પોલીસ અમલદારનું કામ છે અને તે ઠેકાણે જે માજીસ્ટ્રેટની હકુમત ચાલતી હોય તે ન

જીકના માજીસ્ત્રેટની પાસે તે પોહોંચ પોલીસ અમલદારે મોકલી દેવી.

૨૫ કોઈ માણુસ આ આકટ પ્રમાણે પોલીસ અમલદારના કામમાંથી દુર થશે તે પોતાનો દાખલો થતા તથા કપડાં તથા હથીઆર વગેરે સાજ સરંજામ તથા કામ બજાવવા સારૂ પોતાને તથા જરૂરીની બીજી જણશો આપી હોય તે પાછી આપવાની જાણી જોઈને ગફલત કરશે અથવા ના કહેશે તો તે વાત માજીસ્ત્રેટની આગળ સાબીત થયા પછી તે બસે રૂપીયા સુધી દંડને લાયક થશે અથવા દંડ નહી આપશે તો તો ઘણામાં ઘણા છ મહીના સુધી બેમાંના ગમે તે એક પ્રકારની કેદની શિક્ષાને લાયક થશે.

૨૬ પોલીસ અમલદાર પોતાને જે રીતે ચાલીને કામ કરવું જોઈએ તેથી ઉલટો ચાલશે અથવા યોગ્ય અધીકારીએ કરેલી કાનુન અથવા કાયદા અથવા કાયદાસર હુકમ જાણી જોઈને તોડશે અથવા તેમાં ગફલત કરશે અથવા પરવાનગી વગર અથવા બે મહીના અગાઊ સુચના આપ્યા વગર પોતાના હોદાનું કામ તોડશે અથવા પોલીસની ચાકરી શીવાય બીજું કાંઈ કામ હુકમ વગર માથે લેશે અથવા બીકીકપણું કરશે અથવા કોઈ માણુસ પોતાના તાબામાં કેદમાં હોય ત્યારે તેને વગર આધારે મારકુટ કરશે તો માજીસ્ત્રેટની આગળ તે વાત સાબીત થયા પછી તે પોલીસ અમલદાર ઘણામાં ઘણા ત્રણ મહીનાના પગાર જેટલા દંડને અથવા ઘણામાં ઘણા ત્રણ મહીના સુધી બેમાંથી હરકોઈ એક પ્રકારની કેદની શિક્ષાને અથવા એ બેઉ શિક્ષાને લાયક થશે.

૨૭ સાર્વજનીક રસ્તામાં અથવા ગલીમાં અથવા રાહાદારીની બીજી જગાએ લોકો એકઠાં થાય તો તેઓએ શી રીતે એકઠાં થવું, અને એકઠાં થઈને જાય ત્યારે શી રીતે એકઠાં થઈને જવું. (તથા વરઘોડા વગેરે શી રીતે કાહાડવા) તે બાબત કામ પડે ત્યારે હુકમ ઠરવાનો અધીકાર અને વરઘોડા વગેરે કયે રસ્તે અને કઈ વખતે લઈ જવા તે ઠરાવવાનો અધીકાર પોલીસના ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને તથા આસીસ્ટંટ ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને છે. વાર તેહેવારને દાહાડે અથવા ધરમ સંબંધી ક્રીયાને પ્રસંગે આગના રસ્તામાં વાજાં વગાડવા દેવા બાબત નિયમ ઠરાવવાનો અધિકાર પણ તેઓને છે.

૨૮ સાર્વજનીક રસ્તામાં તથા ગલીમાં તથા રાહાદારીની જગોએ તથા નાહાવાની તથા ધોવાની તથા ઉતરવાની જગાઓ તથા લોકોને આવવા જવાની સઘળી જગાએ અથવા લોક ભક્તિ કરતા હોય ત્યારે ભક્તિ કરવાની જગાની આશપાશ બંદોબસ્ત કરવા અને સાર્વજનીક રસ્તામાં અથવા ગલીમાં અથવા રાહાદારીની જગાએ તથા નાહાવાની તથા ધોવાની તથા ઊતરવાની જગાએ રસ્તો બંધ નહી થઈ જાય તથા સાર્વજનિક રસ્તામાં ઘણી ભીડ નહી થાય એવો બંદોબસ્ત રાખવો એ પોલીસનું કામ છે.

૨૯. ઉપરની છેલી બેઉ કલમો પ્રમાણે આપેલા હુકમને જે માણસ હરકત કરશે અથવા નહી માનશે તે માણુસ સદરહુ હુકમ આ આકટની ૨૭ મી કલમ પ્રમાણે કરયો હશે તો તે વાત તેની ઉપર માજીસ્ત્રેની આગળ સાબીત થયા પછી બસે રૂપીઆ સુધી દંડને લાયક થશે અથવા દંડ નહી આપશે તો ઘણામાં ઘણા છ મહીના સુધી બેમાંથી ગમે તે એક પ્રકારની કેદની સજાને લાયક થશે અને સદરહુ હુકમ આ આકટની ૨૮ મી કલમ પ્રમાણે કરયો હશે તો તે વાત તેની ઊપર માજીસ્ત્રેટની આગળ સાબીત થશે તો ૫૦ રૂપીઆ સુધી દંડને લાય

કેદ થશે અથવા દંડ નહીં આપશે તો ઘણામાં ઘણું બે મહીના સુધી બેમાંથી ગમતે એક પ્રકારની કેદની સજાને લાયક થશે.

૩૦. ઉપરની છેલી ત્રણ કલમોમાં કહેલી બાબતમાં જીલ્લાના માજીસ્ત્રેટનો સામાન્ય અધીકાર છે. તે અધીકારને તે કલમોના કોઇ ઠરાવથી હરકત થાય છે એવું સમજવું નહી.

૩૧ જે શેહેરમાં અથવા બીજી જગોએ માજીસ્ત્રેટ રહેતો હોય તે શેહેરમાં અથવા બીજી જગોએ, અથવા જે શેહેરને અથવા બીજી જગાને અથવા સારવજનિક રસ્તાને આ કલમ સરકારના જાહેરનામા ઉપરથી અનુસરૂ કરીને લાગુ કરી હોય તે શેહેરમાં અથવા બીજી જગાએ અથવા રસ્તામાં અથવા રસ્તા પાસે કોઇ માણસ રેહેવાથી લોકોને અથવા આવનારા જનારા લોકોને અટકાવ થાય અથવા કંટાળો આવે અથવા જોખમ અથવા બીક અથવા નુકશાન લાગે તેવી રીતે હેઠળ લખેલા ગુનાહ કરશે તો માજીસ્ત્રેટની આગળ તે વાત તેના ઉપર સાબીત થયા પછી તે પચાસ રૂપીયા સુધી દંડને લાયક થશે, અથવા દંડ નહી આપશે તો ઘણામાં ઘણું આઠ દાહાડા સુધી કેદની શીક્ષાને લાયક થશે. અને કોઇ માણસ પોતાના દેખતાં તેવો ગુનાહ કરતાં માલમ પડશે તો તેને વારંટ વગર કેદ કરવાનો અધીકાર હરકોઇ પોલીસ અમલદારને છે તે ગુનાહની વીગત નીચે મુજબ:—

૧ કોઇ માણસ કોઇ જાનવરને મનમાં આવે તેમ અવિચારથી અને નિરદયપણું ખડખસે અથવા તેનો ગેરઉપયોગ કરશે અથવા તેના ઊપર જુલમ કરશે તે.

૨ સારવજનિક કુવો અથવા તળાવ અથવા હોદ અથવા પાણીની જગા જે કામ સારૂ નીમી હોય તે કામમાં ઓછી ઉપયોગી પડે તેવી રીતે તેમાં કોઇ માણસ નાહાશે અથવા ધોશે અથવા બીજી રીતે ખરાબ કરશે. અથવા ખરાબ કરાવશે તે, પણ એવું ઠરાવ્યું છે કે તેવું નહી કરવા બાબતનું જાહેરનામું પાસેની પ્રસિદ્ધ જગાએ જીલ્લાની ભાષામાં મારયું હશે તો.

૩ જે માણસ ઘોડા ઊપર અથવા બીજા ઢોર ઊપર બેશીને તેને કોઇ રસ્તામાં અથવા રાહાદારીની જગાએ બેપરવાઇથી અથવા ઘણા જોરથી હાંકશે, અથવા સિખવશે, (અથવા ખેલાવશે,) અથવા તેને સંભાળવાનો પુરો બંદોબસ્ત કરયા વગર મુકી જશે અથવા કજીઆળું ઢોર અથવા વાહન કાઢી લેઈ જઓ એવી સુચના પોહોંચ્યા પછી જરૂર હોય તે કરતાં વધતી વાર લગી રહેવા દેશે, અથવા અંધારી રાતે હરકોઇ જાતની ગાડી જોઇએ તેટલું બરાબર અજવાળું પડે તેવા દીવા વગર હાંકશે, અથવા વગર હુકમે કાંઇ માલ વેચવા સારૂ અથવા બીજા કામ સારૂ માંડી મુકશે, અથવા નીમેલી જગા સિવાય બીજી જગાએ કચરો અથવા ગોજવાડ અથવા પુંજો મુકશે, અથવા માજીસ્ત્રેટની અથવા મ્યુનિસિપાલ કમીશનરની અથવા પોલીસ અમલદારની પરવાનગી વગર દારૂખાનું (એટલે આતસબાજી) છોડશે અથવા સારવજનિક રસ્તાથી ૫૦ ફુટની અંદર બંદુક વગેરે અગ્નિશસ્ત્ર અથવા દારૂખાનું છોડશે તે.

૪ કોઇ માણસ સારવજનીક રસ્તામાં અથવા ગલીમાં અથવા રાહાદારીની જગ્યાએ અથવા તેની પાસે અથવા સામે કાંઇ ઢોરને મારી નાખશે અથવા મારેલું ઢોર અથવા

આગળું સાફ કરશે, અથવા જાણીજોઈને અથવા નીર્લજપણે પોતાનું શરીર ઊઘાડું મુકશે, અથવા પઈસા મેળવવા સારૂ કંટાળો આવે તેવું કુરૂપણું અથવા રોગ ઉઘાડો મુકશે, અથવા લોકાપકારક કૃત્ય કરશે, અથવા દારૂ વગેરે પીને તોફાન અથવા મસ્તી કરશે; અથવા પોતાથી પોતાની સંભાળ નહી થાય તેવો છાકટો થઈ જશે તો:

૬૨ ઊપરની છેલી કલમ પ્રમાણે જે જે માણસ ઉપર તોહોમત આવ્યું હોય તે માણસને પોતાની આગળ આણ્યા પછી માજીસ્ટ્રેટની આગળ તેણે હાજર થવું. એ બાબત જામીન સુધાં અથવા જામીન વગર તે માણસનો મુચરકો લેવો એ કોનસ્ટેબલ ના કરતાં ઊંચા દરજ્જાના દરેક પોલીસ અમલદારનું કામ છે.

૬૩ કોઈ માણસ માજીસ્તરેટની અથવા મ્યુનીશીપાલ કમીશનરની પરવાનગી વગર કોઈ રાહદારીની જગાએ માંડવો અથવા છાપરૂં અથવા તબેલો અથવા તેવું બીજું કાંઈ બાંધશે અથવા પથરા અથવા ઘર બાંધવાનો સામાન મુકશે, અથવા પાસે રહેનારાઓને અથવા આવનાર જનાર લોકોને કંટાળો આવે તેવી રીતે શેહેરની અથવા ગામની હદમાંહેની અથવા જગામાંહેની ટાંકીઓમાં અથવા ઉકરડામાં અથવા તેવા બીજા ઠકાણામાં ગંદો પદારથ પાકા કારણ વગર જાણી જોઈને એકઠો થવા દેશે; અથવા કોઈ ઘરમાંથી અથવા કારખાનામાંથી અથવા તબેલામાંથી અથવા સંડાસમાંથી અથવા તેવા બીજા ઠકાણામાંથી રાહદારીની જગાએ ગંદો પદારથ પાકાં કારણ વગર જાણી જોઈને રેહેવા દેશે, અથવા જે તળાવ અથવા હોજ પાણી પીવા સારૂ નીમ્યો હોય તેમાં અથવા તેમાં જે નેહેળાને રસ્તે પાણી આવતું હોય તે નેહેળામાં મુએલું જનાવર અથવા કચરો અથવા ગંદવાડ નાંખશે, અથવા જે બીજી જગાએ સદરહુ પ્રકારનો કચરો પૂંજો નાંખવાથી લોકોને ઉપદ્રવ થાય તે જગાએ નાંખશે, અથવા ઠરેલી કાનુનો અથવા માજીસ્ટ્રેટનો હુકમ નહી માનીને ઘાસ અથવા બીજો જવાળાગ્રહી (એટલે તાબડતોબ સળગી ઊઠે તેવો) પદારથ રેહેવાના ઘરથી અથવા પડસાલથી અથવા બીજી ઇમારતથી ૫૦ વારની અંદર સીંચી મુકશે, અથવા ભરી મુકશે, અથવા તે પ્રમાણે સીંચી મુક્યો હોય અથવા ભરી મુક્યો હોય તે કહાડી લેઈ જવાને ચુકશે, અથવા કસબામાંહેની, અથવા ગામમાંહેની, અથવા રહેવાની જગામાંહેની, અથવા તેની પાસેની જમીન ઊપરની અથવા સારવજનીક રસ્તામાંહેની અથવા રાહદારીના ઠેકાણામાંહેની અથવા તેની પાસેની જમીન ઊપરની વાડ અથવા વધી ગએલા કંટાળા અથવા ઝાડી ઘણીજ વધવા દીધાથી લોકોને ઉપદ્રવ થવા જેવું હોય તે વાડ ઝારવાનો અથવા તે કંટાળા અથવા ઝાડી ઝારી નાખવાનો અથવા કહાડી નાખવાનો માજીસ્ટરેટે હુકમ કરયો હોય તે નહી માનશે તો તે વાત માજીસ્ત્રેટની આગળ સાબીત થયા પછી તે માણસ સદરહુ પ્રકારના દરેક ગુનાહ બાબત પચાસ રૂપીઆ સુધી દંડને લાયક થશે, અથવા દંડ નહી આપશે તો ઘણામાં ઘણા આઠ દહાડા લગી કેદની સજાને લાયક થશે. પણ એવું છે કે ૩ ફુટ ઊંચી અને ૩ ફુટ પહોળી કરતાં ઓછી ઊંચાઈની અને પોહોળાઈની વાડ ઝારવાનું કોઈ માણસને ફરમાવવું નહી.

૬૪ કોઈ શેહેરની અથવા ગામની સારવજનીક અથવા પડતર જમીનમાંના કંટાળા અથવા બીજી વનસ્પતી (એટલે ઝાડ બીડ) અથવા ઉપદ્રવકારક ગંદકી કહાડી નાં-

આવાની જરૂર છે એવું કુલપાવર માજીસ્ટ્રેટની નજરમાં આવે ત્યારે તે જમીન સાથે જે લોકોને સંબંધ હોય તે લોકોને અને તે શેહેરના તથા ગામના રહેવાશીઓને જનરલ નોટીસ આપીને તે કાહાડી નાખવાનો હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે. તે નોટીસ ગામડીમાં (એટલે ગામને ચોરે) અથવા લોકોને આવવા જવાની મુખ્ય જગ્યાએ મારવી. તે નોટીસમાં યોગ્ય મુદત લખી હોય તે યોગ્ય મુદતમાં (તે મુદત ૭ દહાડા કરતાં ઓછી લખવી નહી) તે હુકમ પ્રમાણે નહી થયે તો તે વનસ્પતિ અથવા ઉપદ્રવકારક ગંદકી કાહાડી નાખવાને માજીસ્તરેટ મુખત્યાર છે અને તે બાબત ખરચ થાય તેનો સદરહુ માજીસ્તરેટ ઠરાવે એટલે લોકો ઉપર ફાળો નાખીને આ આક્ટની ૧૬ મી અને ૧૭ મી કલમમાં કહેલી રીતે તેઓની પાસેથી તે ખરચ લેવો.

૩૫. આ આક્ટ પ્રમાણે ગુન્હો સાબીત થયા પછી ઇનસાફ કરનારા અમલદારે શીક્ષા કરાવવી જોઇએ તેટલો દંડ અથવા કેદની શીક્ષા કરવાનો પોતાને અખત્યાર હોય તે અખત્યારની અંદર કરાવવી, પણ એવું ઠરાવ્યું છે કે કાનસ્ટેબલના દરજ્જા કરતાં ઊંચા દરજ્જાના કોઈ પોલીસ અમલદારની ઉપર આ આક્ટ પ્રમાણે ફરીઆદ થાય તેની માજીસ્તરેટનો કુલ અખત્યાર ચલાવનારા અમલદારે જ તજવીજ કરીને ફેંસલો કરવો.

૩૬. આ આક્ટમાં જે ગુનાહ બાબત શીક્ષા ઠરાવી છે તે ગુન્હા બાબત બીજા કોઈ કાયદા પ્રમાણે અથવા આક્ટ પ્રમાણે કોઈ માણસ ઊપર ફરિયાદ કરવાની મનાઈ એવો આ આક્ટના કોઈ ઠરાવનો અરથ કરવો નહીં; અથવા તેવા ગુન્હા બાબત આ આક્ટમાં જે શીક્ષા ઠરાવી છે તેથી બીજી કોઈ જુદી અથવા વધી શીક્ષા બીજા કોઈ કાયદા ઉપરથી અથવા આક્ટ ઉપરથી થવાને તે માણસ લાયક નથી એવો પણ અરથ કરવો નહી પણ એવું ઠરાવ્યું છે કે એકના એક ગુન્હા બાબત કોઈ માણસને બે વાર શીક્ષા થવી નહી.

૩૭. જે ગુન્હા બાબત શિક્ષા કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર છે તે ગુન્હા બાબત આ આક્ટના આધારથી દંડ અથવા ગુન્હેગારી ઠરાવવામાં આવે તે નહી ભરે અને માજીસ્ટ્રેટને યોગ્ય જણાય તો જીલ્લાના માજીસ્તરેટની હકુમતની હદમાં ગુન્હેગારનો માલ હોય તે જપ્ત કરીને વેચીને તે દંડ અથવા ગુન્હેગારી વસુલ કરવાનો અખત્યાર છે. જે માજીસ્તરેટે હુકમ કર્યો હોય તેની સહીના વારંટ ઉપરથી તે માલ જપ્ત કરીને વેચવો.

૩૮. સદરહુ દંડ અથવા ગુન્હેગારી તાબડતોબ નહી ભરે તો સદરહુ જપતીનાં વારંટના પરીણામની હકીકત યોગ્ય વખતે જણાઈ આવે ત્યાં સુધી ગુનેહગારને પકડીને કેદમાં રાખવાનો હુકમ કરવાને માજીસ્તરેટ મુખત્યાર છે. પણ જપતીના વારંટના પરીણામની હકીકત મોકલવા સારૂ જે ઠેકાણું તથા વખત ઠરાવી હોય તે ઠેકાણે તથા તે વખતે હું હાજર થઈશ એવી માજીસ્તરેટની ખાત્રિ જામીન ગુન્હેગાર આપે તો તેને પકડીને કેદ કરવો નહી.

૩૯ દંડ વસુલ થાય તેટલો માલ જપતીમાં જડતો નથી એવું જપતીના વારંટના પરીણામની હકીકત જણાઈ આવ્યા ઉપરથી દેખાય અને ગુનેહગાર તાબડતોબ દંડ નહી ભરે અથવા ગુન્હેગારની જુબાની ઉપરથી અથવા બીજી રીતે માજીસ્તરેટની ખાત્રિ

થાય કે જપતીનું વારંટ આપવું તોપણ કરેલો દંડ આપવા અવેજ વસુલ થાય તેટલી માલ મિલકત ગુનેહગારની પાસે નથી તો તે માજીસ્તરેટ પોતાની સહીનું વારંટ આપીને પોતાની નજરમાં આવે તે પ્રમાણે કેદમાં રાખવા સારૂ ગુનેહગારને તે ગુનેહગાર રાણીની વિલાયતી રયેત નહી હોય તો તુરંગમાં મોકલવાને મુખત્યાર છે. પચાશ રૂપીયા કરતાં વત્તો દંડ નહી હોય તો ઘણામાં ઘણા બે "કાલેન્ડર" મહીના સુધી કેદમાં રાખવો અને સો રૂપીયા કરતાં વત્તો દંડ નહી હોય તો ઘણામાં ઘણા ચાર 'કાલેંડર મહીના સુધી કેદમાં રાખવો; અને એ વગર બીજે પ્રસંગે ઘણામાં ઘણા છ "કાલેંડર" મહીના સુધી કેદમાં રાખવો પણ દંડનો અવેજ આપે તો ગુનેહગારને કેદમાંથી તાબડતોબ છોડી મુકવો.

૪૦ ગુનેહગાર રાણીની વીલાયતી રયેત હોય ત્યારે માજીસ્ટરેટ જસ્ટીસ આફ ધી પીસ હોય તો હુમલો (એટલે મારામારી)ના મુકરદમામાં દંડ વસુલ કરવાની જે રીત ઑન જારજ બાદશાહની કારકીરદીમાં થયેલા ૫૩ સ્ટાટયુટસ ૧૫૫ મા બાબની ૧૦૫ મી કલમમાં કહીછે તે રીતે તે માજીસ્તરેટ દંડ વસુલ કરવો. સદરહુ માજીસ્તરેટ જસ્ટીસ આફ ધી પીસ નહી હોય તો જે વાત બની હોય તે તેણે દફતરમાં લખીને તે દફતર જીલાની હદમાં બીજો કોઈ માજીસ્તરેટ જસ્ટીશ આફ ધી પીસ હોય તેની પાસે મોકલી દેવું પછી તે માજીસ્તરેટે ઉપર કહેલી રીતે તે દંડ વસુલ સારૂ ગુનેહગાર ઉપર કામ ચલાવવું.

૪૧ પોલીસ અમલદારના હુકમથી સામન વગેરે હુકમ પોહોંચાડવા બાબત અવેજ આવે તે સઘળો અવેજ તથા ઇનામનો તથા દંડનો અથવા ઇનામના તથા દંડના હીસાનો અવેજ ખબર આપનારને કાયદા પ્રમાણે આપવામાં આવેછે તેવો અવેજ પોલીસ અમલદારને ખબર આપી હોય ને ઉપરથી આવે તે સઘળો જનરલ પોલીસ ફંડમાં જમે કરવો. પણ એવું ઠરાવ્યું છે કે પોલીસ ફોર્સના કોઇ માણસે વિશેષ ચાકરી બજાવી હોય તે બાબત તેને સદરહુ પ્રકારના ઇનામનો અથવા દંડનો સઘળો અવેજ અથવા તેનો કોઇ ભાગ આપવાની આ કલમના કોઈ ઠરાવ ઉપરથી મનાઇછે એવું સમજવું નહી.

૪૨. આ આકટના ઠરાવ ઉપરથી અથવા આ આકટ પ્રમાણે પોલીસને સામાન્ય અધિકાર આપ્યો છે તે અધિકાર ઉપરથી હરકોઇ વાત કરવા બાબત અથવા કરવાનો ઇરાદો કરવા બાબત કોઇ માણસ ઉપર કાયદા પ્રમાણે જે ફરીઆદ ચાલી શકતી હોય તે ફરીઆદ જે વાત બાબત ફરીઆદ કરી હોય તે વાત બન્યા પછી ત્રણ મહીનાની અંદર શરૂ કરી જોઇએ અને નહી તો ચાલશે નહી અને ફરીયાદ શરૂ કરયા પેહેલાં નેહાન એક મહીના આગમચ તે ફરીયાદીની તથા તેના કારણની પ્રતીવાદીની અથવા જે જીલામાં તે વાત બની હોય તે જીલાના ડીસ્ત્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટને અથવા આશીસટંટ સુપ્રીનટેનડેનટને સુચના લખીને આપવી. એ પ્રમાણે ફરીયાદ કરયા પહેલાં પ્રતીવાદી નુકશાનનું પુરેપુરૂં વળતર આપવા માંડશે. અથવા ફરીઆદ કરયા પછી પ્રતીવાદી અથવા પ્રતીવાદીને તરફથી કોઇ પુરેપુરી રકમ કોરટમાં ભરશે તો વાદીની ફરીઆદ ચાલશે નહી અને સદરહુ પ્રકારના મુકદમામાં વાદીની તરફનું હુકમનામું થશે તોપણ તેને પ્રતીવાદીની પાસેથી ખરચ મળશે નહી પણ જે જડજની આગળ તે મુકદમાનો ઇનસાફ થશે તે જડજ એવો દાખલો

# सन १८६७ नो आकट ८ मो.

મુંબાઇના ગવરનર ઇનકાઊન્સિલનો હેઠળ લખેલો આકટ સને ૧૮૬૭ના નવેંબર મહીનાની ૧૫મી તારીખે મુંબાઇના ગવરનર સાહેબે મંજુર કરયો, અને સને ૧૮૬૭ના ડીસેંબર મહીનાની ૧૬ મી તારીખે ગવરનર જનરલ સાહેબે મંજુર કરયોછે.

મુંબાઇ ઇલાકાની ગામની પોલીસ બાબત નીયમ ઠરાવવા બાબતનો આકટ.

મુંબાઇ ઇલાકાની ગામની પોલીસ બાબત નીયમ ઠરાવવા યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યુ છે.

૧ "પોલીસ કમીશનર" તથા "પોલીસનો ડીસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડેન્ટ તથા પોલીસનો આસિસ્ટંટ સુપ્રીટેન્ડેન્ટ," તથા પોલીસ અમલદાર "જીલ્લાની પોલીસ" આ શબ્દો આ આકટ જયાં લખ્યાછે ત્યાં તે શબ્દો ઉપરથી તથા "સને ૧૮૬૭ના મુંબાઇના ડીસ્ટ્રિકટ પોલીસ આકટ" પ્રમાણે નીમેલા તે અમલદારો સમજવા.

૨ રકમ ૧ લી—મુંબાઇના કાયદા પુસ્તકમાંહેના સન ૧૮૨૭ ના ૧૨ મા કાયદાના જે ભાગ આ કલમ ઉપરથી રદ કરયા છે તેની વીગત.

૬ ઠી કલમ.

૨૨ મી કલમનો જેટલો ભાગ રદ થયો નથી તેટલો ભાગ.

૪૮ મી કલમના આરંભથી તે ૫૩ મી કલમના છેડા સુધી.

રકમ ૨જી—"મુંબાઇ ઇલાકાના ગામોના પટેલોને અને બીજા મુખીયોને કાંઇ અખીકાર આપવા બાબત" સન ૧૮૫૨ નો ૨૭ મો આકટ છે તે પણ રદ કરયો છે.

૩. દરએક જીલ્લાના ગામની પોલીસના બંદોબસ્તનું કામ પોલીસ કમીશનરના નીબંધ તથા હુકમ પ્રમાણે જીલાના માજીસ્ત્રેટે કરવું. આશીસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટર પ્રમાણે જે ફુલપાવર માજીસ્ત્રેટને તાબે મુલકી કામ હોય તે માજીસ્ત્રેટને, ગામની પોલીસનો બંદોબસ્ત કરવાના કામનો હરકાંઇ ભાગ પોલીસ કમીશનરની મંજુરી લઇને આપવાનો જીલાના માજીસ્ત્રેટને અધિકાર છે.

૪. પોલીસના કારણ સારૂ ગામના હરકોઇ પોલીસ અમલદાર ઉપર જે અખત્યાર ચલાવવાને જીલાનો માજીસ્ત્રેટ મુખત્યાર છે. તે અખત્યાર પોલીસ કમીશનરની મંજુરી લઇને ડીસ્ત્રિકટ પોલીસ સુપ્રીનટેન્ડેન્ટને આપવાનો જીલાનો માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૫. રકમ ૧ લી—પોલીસ કમીશનરની મંજુરી લઇને જીલ્લાનો માજીસ્ત્રેટ લખીને જે માણસને પોલીસ પટેલ નીમશે, તેને સ્વાધીન દરેક ગામની પોલીસ રેહેશે, અને જે માણસ મુલકી પટેલનું કામ ચલાવતો હોય તેજ માણસને જીલ્લાના માજીસ્ત્રેટ પોલીસ પટેલ નીમવો. પણ ગામ મોહોટું હોય તે સબબથી અથવા બીજા કોઇ વ્યાજબી સબબથી જુદી જુદી નીમનોકો કરવી યોગ્ય છે એવું પોલીસ કમીશનરની નજરમાં આવે તો મુલકી પટેલને પોલીસ પટેલ નીમવો નહી.

રકમ ૨ જી—નીમનોક કરતી વખતે સદરહુ માજીસ્ત્રેટ "મુંબાઇ પ્રેશીડેન્શીના તાબામાહેલા દેશમાના વતનના અમલદારોએ પોતાનો અમલ શી રીત ચલાવવો તે રીત

ઠરાવવા બાબત" સને ૧૮૪૩ નો ૧૧ મો આક્ટ છે તેના ઠરાવ ઉપર અને વંશપરંપરાના અમલદારોની (એટલે વતનદારોની) ચાકરી બાબત નીયમ ઠરાવવા વિશે બીજો કોઈ આક્ટ ચાલુ હોય તેના ઠરાવ લાગુ હોય તે પ્રમાણે તે ઠરાવ ઉપર બરાબર નજર રાખીને નેમનોક કરવી. પણ મુલકી પટેલનેજ પોલીસ પટેલ નીમ્યો નહી હોય અને તે કામ વાજબીરીતે અથવા બીજી રીતે કરવા બાબત એક કરતાં વધારે જણા દાવો કરે ત્યારે તેઓમાંથી જે પસંદ લાયક હોય તેને નીમવાને જીલ્લાનો માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

કલમ ૩ જી—કોઈ ઠેકાણે આવી જગાએ (ગામની પોલીસનું) કામ એક પોલીસ પટેલથી બરાબર રીતે ચલાવાતું નહી હોય ત્યારે પોલીસ કમીશનરનું અનુમત લઈને તે ઠેકાણની અથવા જગાની જુદી જુદી ટુકડી સારૂ જરૂર હોય તેટલા પોલીસ પટેલ નીમવાનો જીલ્લાના માજીસ્ટ્રેટને અધીકાર છે.

૬. પોલીસ પટેલ ઉપર જીલ્લાના માજીસ્ટ્રેટની હકુમત ચાલે છે તે શીવાય વળી જે માજીસ્ટ્રેટની હકુમતની હદની અંદર તેનું ગામ હોય તે માજીસ્ટ્રેટના હુકમ પ્રમાણે તેણે કામ કરવું. અને તે માજીસ્ટ્રેટ જે પત્રકો અથવા ખબર માગે તે તેને તેણે આપવી અને ગુન્હા બાબત તથા ગામની પોલીસને લગતાં સઘળાં કામ બાબત અને પોતાના ગામના લોકોની આરોગ્યતા તથા તેઓની સામાન્ય સ્થિતિ કેવી છે તે બાબત હમેશાં ખબર આપ્યાં કરવી. પોલીસ અમલદારો પોતાનું કામ કરવા સારૂ મદત માગે તો પોલીસ પટેલે જેટલી થાય તેટલી મદત તેઓને કરવી. માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર પોલીસ પટેલની ઉપર જે હુકમ તથા વારંટ મોકલે તે હુકમ તથા વારંટ તાબડતોબ માથે ચડાવીને અમલમાં લાવવા અને સુલેહ બાબત ખબર કાહાડીને ડીસ્ટ્રીક્ટ પોલીસને જાહેર કરવી, અને પોતાના ગામની હદમાં ગુન્હા તથા લોકોપદ્રવકારક કર્મ થતાં અટકાવવાનો બંદોબસ્ત રાખવો, અને ગુન્હેગારોને પકડી કાઢીને તેઓનો ઇનસાફ થવા સારૂ તેઓને મોકલવા.

૭. ગામના ચાકરનું ઘણું કરીને ગમે તે કામ હોય તોપણ તે સરવેની પાસે પોતાના કામમાં મદત માગવાનો પોલીસ પટેલને અધિકાર છે. અને પોલીસ પટેલને સઘળા પત્રકો તથા પ્રોશીડીંગ લખીને તઈયાર કરી આપવાનું કામ ગામના વંશપરંપરાના અથવા નીમનોકી તળાટીનું છે એવું સમજવું.

૮. ચોરી નહી થાય તથા સુલેહનો ભંગ નહી થાય તથા સઘળા લોકોને તથા ગામના લોકોને ઇજા થાય તેવા કામો નહી થાય તેવો બને તેટલો બંદોબસ્ત રાખવા સારૂ ગામના ચાકર લોકોની વ્યવસ્થા પોલીસ પટેલે કરવી. અને તે ચાકર લોકોમાંથી કોઈ માણસ ગેરરીતે ચાલે અથવા ગફલત કરે તો તે સઘળી વાત પોલીસ પટેલે જે માજીસ્ટ્રેટ પ્રત્યક્ષ તાબામાં હોય તે માજીસ્ટરેટને તેણે જાહેર કરવી.

૯. પોલીસ પટેલ અથવા પોલીસનું કામ પડે ત્યારે ગામના ચાકરોમાંથી જે માણસને તે કામ કરવું પડે તે માણસ પોલીસનું કામ કરવામાં ગફલત અથવા આળસ કરશે તો ફુલપાવર માજીસ્ટરેટના હુકમથી તે માણસ પોતાના ત્રણ મહીનાના પગારની સરાસરી જેટલા રૂપીઆ સુધી દંડને લાયક થશે. વળી શિક્ષા કરવા લાયક કાંઇ કામ પોતે જે રીતે ચાલવું જોઈએ તેથી ઉલટી રીતે ચાલીને પોલીસ પટેલ કરશે અથવા કાનુન તોડશે,

અથવા બીજે પ્રકારે ગેરરીત ચાલશે અથવા ગુનોહ કરશે તો તેને બરતરફ કરવાને સદરહુ માજીસતરેટ મુખતિયાર છે, અથવા હિંદુસ્તાનની ફોજદારી કાયદા પ્રમાણે સરકારી નોકરની પેઠે તેની ઊપર કામ ચલાવીને તેને શિક્ષા કરી શકાશે, અને ગુનોહ સાબીત થશે ત્યારે તે બરતરફ થવાને લાયક થશે. પણ એવું ઠરાવ્યું છે કે પટેલના દરજાના કોઇ માણસને પોલીશે કમીશનરની મંજુરી વગર આ કલમ પ્રમાણે બરતરફ કરવો નહી.

૧૦ ગામની હદમાં ગુનોહ કરીને ગુનેહગાર નાસી ગયો હોય અથવા માલમ પડતો નહી હોય તો પોલીસ પટેલ પોતાનું ગામ જે ડીસ્ત્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણાના અમલદારને તાબડતોબ ખબર મોકલવી અને પોતાની જાતે ચોકશી કરવા માંડવી. અને તે બાબત જે પુરાવો મળે તે લેઇને સદરહુ અમલદારની પાસે તરત મોકલવો.

૧૧ રકમ ૧લી—ગામની હદમાં કોઇ માણસ કમોતે અથવા અકસ્માત મરણ પામે અથવા કોઇનું મુડદુ જડે, તો પોલીસ પટેલે તે ગામના અથવા આસપાસના બે અથવા વત્તા હુંશિયાર માણસોને પંચાતનામુ કરવા સારૂ તાબડતોબ બોલાવીને એકઠા કરવા, પછી તે માણસોએ મરણના કારણની તથા તેને લગતી સઘળી હકીકતની ચોકશી કરીને લખેલો રીપોરટ કરવો. રીપોરટ પોલીસ પટેલે તે ગામ જે ડીસ્ત્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણુ જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને તુરત પોહોચતો કરવો.

રકમ ૨ જી—પોલીસ પટેલ કોઇ માણસને સદરહુ પ્રકારની પંચાતમાં બેસવાનું કહે તે માણસ બાજબી કારણ વગર પંચાતમાં બેસવાની ના કહેશે અથવા ગફલત કરશે તો તે ગુનોહ તેની ઉપર માજીસતરેટની આગળ સાબીત થયા પછી તે ઘણામાંઘણા પચાસ રૂપીઆ સુધી દંડને અથવા દંડ નહી આપશે તો એક મહીના સુધી કેદની સજાને લાયક થશે.

રકમ ૩ જી—કાયદા વિરૂધ રીતે મરણ થયુ છે એવું પંચાતનામાની હકીકત ઉપરથી જણાય તો પોતાનું ગામ જે ડીસ્ત્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને પોલીસ પટેલે તાબડતોબ સુચના કરવી. અને મોકલતાં રસ્તામાં મુડદુ કોહી જવાની ધાસ્તી નહી હોય તો પાસેના સીવીલ સરજનની પાસે અથવા એવે પ્રસંગે મુડદાં તપાસવાને વઇદક ખાતાના જે અમલદારને સરકારે નીમ્યો હોય તેની પાસે તે મુડદુ તુરત મોકલી દેવું. પછી તે સીવીલ સરજને અથવા વઇદક ખાતાના બીજા અમલદારે મરણનું કારણ શોધી કહાડવાનો પ્રયત્ન કરવો. મુડદુ મોકલીશું તો તે કોહી જશે અને તેની તપાસ કરવાથી કાંઇ ફાયદો થશે નહી અને ઉલટો ધોકો પોહોચશે એવા સબબથી પોલીસ પટેલથી મુડદુ મોકલી શકાતુ નહી હોય ત્યારે જે ડીસ્ત્રીકટ પોલીસ થાણાની હદમાં પોતાનું ગામ હોય તે થાણુ જે પોલીસ અમલદારને સ્વાધીન હોય તે અમલદાર અને તેણે પોતાના તાબા માહેના અમલદારોમાંથી કોઇ અમલદારને મોકલ્યો હોય તે અમલદાર અથવા માજીસ્ત્રેટ તે મુડદુ બાળવાનો અથવા દાટવાનો હુકમ આપે ત્યાં સુધી પોલીસ પટેલે તે મુડદુ બાળવાની અથવા દાટવાની રજા આપવી નહી.

૧૨ રકમ ૧ લી—પોતાના ગામના ફલાણા માણસે મોટો ગુનોહ કરયો છે એવું

માનવાનો સબબ હોય તો તેને પોલીસ પટેલે પકડવો અને પુરાવાના કામમાં આવે તેવી જે જણસો હોય તે જણસો સુધાં તે માણસને પોતાનું ગામ જે પોલીસ થાણાની હદમાં હોય તે થાણા જે પોલીસ અમલદારને સ્વાધીન હોય તે પોલીસ અમલદારની પાસે મોકલવો.

રકમ ૨ જી—ઊપર કહ્યા પ્રમાણે પકડેલા માણસને ૨૪ કલાકની અંદર જે ડીસ્ટ્રીકટ પોલીસ થાણાની હદમાં પોતાનું ગામ હોય તે થાણામાં મોકલવું.

૧૩ રકમ ૧ લી—જે મુકદમામાં શિક્ષા કરવાનો પોતાને અધીકાર નહી હોય તે મુકદમાની પોતાના કામના સબબથી પોલીસ પટેલને ચોકશી કરવી પડે તે કરતી વખતે શાહેદોને બોલાવીને તેઓને પુછવાનો તથા તેઓની પાસે સત્ય સ્મરણ પુરવક પ્રતિજ્ઞા કરાવીને તેઓની જુબાની લેવાનો અધીકાર અને સંતાડેલી જણસોને માટે ઝાડો લેવાનો અધીકાર પોલીસ પટેલને છે, પણ રેહવાના ઘરનો ઝાડો ઘણોજ અગત્ય નહી હોય તો પોલીસ પટેલે સુરજ આથમે ત્યારથી તે સુરજ ઉગે ત્યાં સુધી લેવો નહી.

રકમ ૨ જી—ઝાડો લેવા સારૂ અથવા ફલાણું માણસ ગુનેગાર છે એવું લાગતું હોય તે માણસનો પીછો લેવા સારૂ બીજા ગામની હદમાં જઈને કામ કરવાનો પણ અધિકાર પોલીસ પટેલને છે પણ તે બાબત તેણે તે ગામના પોલીસ પટેલને તાબડતોબ ખબર કરવી અને તે ગામના પટેલે થાય તેટલી તેને મદદ કરવી અને ઝાડો લેવાનું અથવા પાછળ દોડવાનું કામ ચલાવવાનો જોખમ તે બીજા ગામના પટેલને માથે છે.

૧૪ પોતાના ગામની હદમાં હલકી મારામારી અથવા ગાળાગાળી કરવાનું કોઈ માણસ ઊપર તોહોમત આવ્યું હોય તો તેનો ઈનસાફ કરવાનો અને ગુનોહ સાબીત થાય તો તેને ઘણામાં ઘણું ૨૪ કલાક સુધી ગામને ચોરે કેદ રાખવાનો પોલીસ પટેલને અખતીયાર છે પણ ગુનોહ થયા પછી આઠ દાહાડામાં ફરિયાદ થવી જોઈએ.

૧૫ જે ગામના તમે પોલીસ પટેલ છો તે ગામની હદમાં હેઠળ લખેલા ગુનાહો માંથી હરકોઈ ગુનાહનું એટલે ચોરીના માલની આંકેલી કીંમત બે રૂપીઆ ઊપર નહી હોય તેવી હલકી ચોરીનું, અથવા અપક્રીયાથી થએલું નુકશાન બે રૂપીઆ કરતાં વધારે રૂપીયાનું નહી હોય તેવી અપક્રીયા કીધાનું અથવા તમે પોતાની જાતે કાયદાસર હુકમ આપ્યો હોય તે હુકમને હરકત કરવાનું અથવા તે હુકમ માનવાની ના કહેવાનું તોહમત કોઈ માણસ ઉપર આવે તો તેનો ઈનસાફ તમોએ કરવો એવી સનંદ પોલીસ પટેલનું કામ કરનારા માણસને આપવાનો અધિકાર હુકમ લખીને જીલ્લાના માજીસ્ટ્રેટને આપવાને પોલીસ કમીશનર મુખત્યાર છે.

રકમ ૨ જી—અને ઊપર કહેલા કામોમાંનું હરકાંઈ કામ કરવાની સાબીતી પોતાની આગળ જે માણસ ઉપર થશે તેને પાંચ રૂપીઆ સુધી દંડ કરવાનો અથવા ઘણામાં ઘણા અડતાળીસ કલાક સુધી ગામને ચોરે કેદ રાખવાનો અધીકાર સદરહુ પ્રમાણે જે પોલીસ પટેલને અખતીયાર મળ્યો હોય તે પટેલને છે. કાયદાસર હુકમને હરકત કરી હોય અથવા તે પ્રમાણે ચલાવવાની ના કહી હોય તે પ્રસંગે દંડ નહી આપે તોજ કેદ કરવો.

૧૬. પોલીસપટેલને ૧૫ મી કલમની પેહેલી રકમ પ્રમાણે અખતીયાર આપવામાં આવશે ત્યારે અને જ્યાં સુધી તેને તે અખતીયાર હશે ત્યાં સુધી તેને હેઠળ લખેલા

અખીતાર પણછે એવું સમજવું એટલે હેઠળ લખેલુ હરકોઈ લોકાપકારક કૃત્ય અથવા બેઢંગુ કામ કોઈ માણસ કરશે તો તેને એક રૂપીઆ સુધી દંડ કરવાનો અથવા દંડ નહી આપશે તો ગામને ચોરે ઘણામાં ઘણા બાર કલાક સુધી કેદ રાખવાનો અખીકાર અને સદરહુ લોકાપકારક કૃત્ય અથવા બેઢંગુ કામ કરવાનું જારી રાખવાની અથવા ફરીથી કરવાની મના કરવાનો પોલીસ પટેલને અખીકાર છે એવુ સમજવું.

૧. કોઈ માણસ કોઈ જાનવરને મનમાં આવે તેમ અતીચારથી અથવા નીરદયપણે બાડખશે અથવા તેનો ગેરઉપયોગ કરશે અથવા તેની ઉપર જુલમ કરશે તે.

૨ સારવજનીક કુવો અથવા તળાવ અથવા હોદ જે કામ સારૂ નીમ્યો હોય તે કામમાં એકલો ઉપયોગ પડે તેવી રીતે તેમાં કોઈ માણસ નાહાશે અથવા ધોશે અથવા બીજી રીતે ખરાબ કરશે અથવા કરાવશે તે.

૩ કોઈ માણસ મના કરેલી જગાએ કચરો અથવા ગોજવાડ કે પુંજો કરશે તે.

૪ કોઈ માણસ હરકોઈ સારૂવજનીક રસ્તામાં અથવા મોહોલામાં અથવા મારગમાં અથવા શૌચાદીની જગાએ ઝાડો પેશાબ કરીને ગંદકી કરશે અથવા દારૂ વગેરે પીને તોફાન અથવા મસ્તી કરશે અથવા પોતાનાથી પોતાની સંભાળ નહી થાય તેવો થઈ જશે તે.

૫ પાસે રેહેનારાઓને અથવા આવનાર જનાર લોકોનો કંટાળો આવે તે રીતે શેરીમાં અથવા ઉકરડામાં તેવાંજ બીજા કશામાં કોઈ માણસ ગોબો પદારથ પાકા કારણ વગર જાણી જોઈને એકઠો થવા દેશે અથવા કોઈ ઘરમાંથી અથવા કારખાનામાંથી અથવા તબેલામાંથી અથવા સંડાસમાંથી અથવા બીજા તેવા કશામાંથી લોકોને આવવા જવાની જગાએ ગોબો પદારથ પાકા કારણ વગર જાણી જોઈને રેહેવાદેશે અથવા જે તળાવ અથવા હોદ પાણી પીવા સારૂ નીમ્યો હોય તેમાં ચોમાસામાં જે વેળાએ પાણી આવતું હોય તે વેળામાં મુવેલું જનાવર નાખવાથી લોકોને ઉપદ્રવ થાય તે જગાએ નાખશે તે.

૧૭ (આ આકટની) ૧૪ મી ૧૫ મી અને ૧૬ મી કલમ પરમાણે કામ ચલાવવું હોય તે પક્ષકારોના દેખતાં જાહેર ચલાવવું. ગુનેહ સાબીત થવાનું દફતરમાં લખાય પહેલાં ગમે તે વખતે ફરીઆદ કાઢી નખાવવાનો અખીકાર ફરીયાદ કરનારનેછે. પક્ષકારોનાં નામો તથા પોતાનો અભિપ્રાય તથા શિક્ષાનો ઠરાવ અથવા હુકમ અથવા ફરીયાદ કાહાડી નંખાવવાની વાત તથા કામ ચલાવ્યાની તારીખ પોલીસ પટેલે દફતરમાં લખવી અને જીલ્લાનો માજીસટરેટ ફરમાવે તે નમુના પ્રમાણે તથા તે રસ્તે તથા તે વખતે તે દફતર તરત (પોલીસ) પટેલે જે માજીસટરેટના પરતક્ષ તાબામાં હોય તે માજીસટરેટને તેણે મોકલવું.

૧૮ આ આકટની કલમ ૧૫ મી પ્રમાણે સનંદ આપીહોય તે સનંદ પોલીસ કમીસનરની મંજુરી લઈને પછી હુકમ લખીને સઘળી અથવા થોડી ઘણી રદ કરવાને જીલ્લાનો માજીસટરેટ મુખત્યાર છે.

૧૯ પોતાના ગામમાં જે બેવારસી માલ જડયો હોય તે સઘળો માલ અથવા સને ૧૮૬૦ ના મુંબાઈના ડીસ્ટ્રીકટ પોલીસ આકટના ઠરાવ પ્રમાણે પોતાને જે માલ આપ્યો હોય તે સઘળો માલ પોલીસ પટેલે પોતાના સ્વાધીન રાખવો અને પોલીસ કમીશ

જે માજીસ્ટ્રેટના તાબામાં હોય તે માજીસ્ટ્રેટને તેણે રીપોર્ટ કરવો અને સદરહુ માજીસ્ટ્રેટ હુકમ કરે તે પ્રમાણે કરવું પણ "ઢોરોના અતીક્રમણ બાબત" સને ૧૮૫૭ નો ૩ જો આક્ટ કે તેમાં કહેલાં પ્રકારનો તે માલ હોય તો તે આક્ટમાં કહ્યા પ્રમાણે પોલીસ પટેલે ચાલવું.

૨૦ આ આક્ટમાં જે ગુનાહ બાબત શિક્ષા ઠરાવી છે તે ગુનાહ બાબત બીજા કોઇ કાયદા પ્રમાણે અથવા આક્ટ પ્રમાણે કોઇ માણસ ઉપર ફરિયાદ કરવાની મના છે એવો આ આક્ટના કોઇ ઠરાવનો અર્થ કરવો નહી અથવા તેવા ગુનાહ બાબત આ આક્ટમાં શિક્ષા ઠરાવી છે તેથી બીજી કાંઇ ઓછી અથવા વધતી શિક્ષા બીજા કોઇ કાયદા ઉપરથી અથવા આક્ટ ઉપરથી થવાને તે માણસ લાયક નથી એવો પણ અર્થ કરવો નહી. પણ એવું ઠરાવ્યું છે કે એકના એક ગુનાહ બાબત કોઇ માણસને બે વાર શિક્ષા થશે નહી.

૨૧ પોલીસ પટેલ જરૂરીના કામને લીધે ગામમાંથી ગેરહાજર હોય તે સબબથી અથવા એકાએક માંદો પડવાથી અથવા બીજા કોઇ સબબથી તેનાથી પોતાનું કામ ન થઇ શકે ત્યારે તેણે પોતાનું કામ પોતાનો કોઇ કુટુંબી લાયક હોય તેને સોંપવું અથવા કોઇ કુટુંબી લાયક નહી હોય તો બીજા કોઇ લાયક માણસને સોંપવું અને પોતે જે માજીસ્ટ્રેટના પ્રતિ તાબામાં હોય તે માજીસ્ટ્રેટને તે બાબત તાકીદથી રીપોર્ટ કરવો અને જે માણસને કામ સોંપ્યું હોય તે માણસે પોલીસ પટેલનું કામ કરવું નહી. એવો માજીસ્ટ્રેટને ત્યાંથી હુકમ આવે ત્યાં સુધી તેણે ગુનેગારનો ઇનસાફ કરીને શિક્ષા કરવાના કામ શીવાય પોલીસ પટેલનું સઘળું કામ કરવું.

૨૨ આ આક્ટમાં "ડીસ્ટ્રીક્ટ પોલીસ થાણું" આ શબ્દો લખ્યા છે તેમાં જે પોલીસ અમલદારને સ્વાધીન થાણું હોય તે પોલીસ અમલદારના મુનસફી હદમાંના ગામનો અથવા જગાનો સમાસ થાય છે એવું સમજવું.

૨૩ આ આક્ટ અથવા આ આક્ટનો કોઇ ભાગ જાહેરનામું છપાવીને સિંધ પ્રાંતને લાગુ કરવાને સરકાર મુખત્યાર છે અને આ આક્ટ અથવા તેનો હરકોઇ ભાગ સદરહુ પ્રાંતને લાગુ કીધો હોય તે વખતે વખતે લાગુ નથી એવું તેજ રીતે ઠરાવવાને પણ સરકાર મુખત્યાર છે.

૨૪ આ આક્ટને "સને ૧૮૬૭ નો મુંબાઇનો ગામની પોલીસનો આક્ટ" કહેવો.

( True Translation )

Venayek Wassoodew.

Oriental Translator to Government.

---

આ આક્ટ અમદાવાદ હીતેછુ પ્રેસમાં છાપ્યો.

ઇંડિયા ગવરનર ઇનકાઉનસીલનો હેઠળ લખેલો આક્ટ ગવરનર જનરલે
સન ૧૮૬૪ ના ફેબરૂઆરી મહીનાની ૧૮ મી તારીખે મંજુર કરયો
તે સરવે લોકોને જાહેર થવા સારૂ પ્રસીધ્ધ કરયો છે.

# સન ૧૮૬૪ નો આક્ટ ૬ ઠો.

## ફટકાની શિક્ષા કેટલાએક પ્રસંગે ઠરાવવાનો અધિકાર આપવા બાબતનો આક્ટ.

હીંદુસ્તાનના ફોજદારી કાયદાના ઠરાવ પ્રમાણે ગુનેહગારોને કેટલેક પ્રસંગે ફટકાની શિક્ષા કરવી યોગ્ય છે, વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧ હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૫૩ મી કલમમાં શીક્ષાઓ કહીછે તે શીવાય વળી તે કાયદાના ઠરાવ પ્રમાણે ગુનેહગારો ફટકાની શીક્ષાને પણ લાયક થશે.

૨ કોઈ માણસ હેઠળ લખેલા ગુનાહમાંનો કોઇ ગુનોહ કરશે તો તે ગુનાહ બાબત હીંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે જે શીક્ષાને લાયક હશે તે શીક્ષાને બદલે તેને ફટકાની શીક્ષા કરવાનો અધીકાર છે. તે ગુનાહની વીગત.

૧ સદરહુ કાયદાની ૩૭૮ મી કલમમાં કહેલા પ્રકારની ચોરી.

૨ સદરહુ કાયદાની ૩૮૦ મી કલમમાં કહેલા પ્રકારની ઘરમાંની અથવા તંબુમાંની અથવા વહાણમાંની ચોરી.

૩ સદરહુ કાયદાની ૩૮૧ મી કલમમાં કહેલા પ્રકારની મેહેતાએ અથવા ચાકરે કરેલી ચોરી.

૪ સદરહુ કાયદાની ૩૮૨ મી કલમમાં કહ્યા પ્રમાણે જીવ લેવાની અથવા વ્યથા કરવાની તઈયારી કરીને કરેલી ચોરી.

૫ સદરહુ કાયદાની ૩૮૮ મી કલમમાં કહ્યા પ્રમાણે ભય ઉત્પન્ન કરીને જબરાઈથી કહડાવવું.

૬ સદરહુ કાયદાની ૩૮૯ મી કલમમાં કહ્યા પ્રમાણે જબરાઈથી કહડાવવાનો ગુનોહ કરવા સારૂ કોઈ માણસ ઉપર ગુનોહ કરયાનું તોહમત મુકવાનું ભય ઉત્પન્ન કરવું.

૭ સદરહુ કાયદાની ૪૧૧ મી કલમમાં કહ્યા પ્રમાણે બદદાનતથી ચોરીનો માલ લેવો.

૮ સદરહુ કાયદાની ૩૧૨ મી કલમમાં કહ્યા પ્રમાણે ડાકામાં ચોરાવેલો માલ બદદાનતથી લેવો.

૯ આ કલમમાં જે ગુનાહ બાબત ફટકાની શિક્ષા કહી છે તેવો ગુનોહ કરવા સારૂ સદરહુ કાયદાની ૪૪૩ મી અને ૪૪૫ મી કલમમાં કહ્યા પ્રમાણે રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૧૦ આ કલમમાં જે ગુનાહ બાબત ફટકાની શીક્ષા કહીછે તેવો ગુનોહ કરવા સારૂ સદરહુ કાયદાની ૪૪૪ મી અને ૪૪૬ મી કલમમાં કહ્યા પ્રમાણે રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૩. ઉપરની છેલ્લી કલમમાં કહેલા ગુનાહમાંના હરકોઈ ગુનાહની સાબીતી કોઈ માણસ ઉપર અગાઉ થઈ હોય અને તેની ઉપર તેવાજ ગુનાહની પાછી સાબીતી થશે તો હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે તે ગુનાહ બાબત તે જે બીજી સજાને લાયક હશે તે સજાને બદલે અથવા તે સજા શિવાય વળી તેને ફટકાની શીક્ષા કરવાનો અખીકાર છે.

૪. હેઠળ લખેલા ગુનાહમાંના હરકોઈ ગુનાહની સાબીતી કોઈ માણસ ઉપર અગાઉ થઈ હોય અને તેની ઉપર તેવાજ ગુનાહની પછી સાબીતી થશે તો હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે તે જે બીજી સજાને લાયક હશે તે સજા શિવાય વળી તેને ફટકાની શિક્ષા કરવાનો અખીકાર છે તે ગુનાહની વીગત—

૧. હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૯૩ મી કલમ પ્રમાણે શિક્ષાને લાયક થાય એવી રીતે ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો.
૨. સદરહુ કાયદાની ૧૯૪ મી કલમમાં કહ્યા પ્રમાણે જે ગુનાહ બાબત દેહાંત શિક્ષા કહી છે તેવો ગુનોહ સાબીત કરવા સારૂ ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો.
૩. સદરહુ કાયદાની ૧૯૫ મી કલમમાં કહ્યા પ્રમાણે જે ગુનાહ બાબત સમુદ્રપાર કરવાની અથવા કેદની શિક્ષા કહી છે તેવો ગુનાહ કોઈ ઉપર સાબીત કરવાના ઈરાદાથી ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો.
૪. સદરહુ કાયદાની ૨૧૧ મી અને ૩૦૦ મી કલમમાં કહ્યા પ્રમાણે સૃષ્ટીક્રમ વિરૂધ્ધ મઈથુન કરવાનું ખોટું તોહોમત કોઈ માણસ ઉપર મુકવું.
૫. સદરહુ કાયદાની ૩૫૪ મી કલમમાં કહ્યા પ્રમાણે સ્ત્રીને લાજ લાગે અને તેના મનને ધોકો પોહોચે એવા ઈરાદાથી તેની ઉપર હુમલો કરવો અથવા સાપરાધ બળ વાપરવું.
૬. સદરહુ કાયદાની ૩૭૫ મી કલમમાં કહ્યા પ્રમાણે બળાત્કાર સંભોગ.
૭. સદરહુ કાયદાની ૩૭૭ મી કલમમાં કહ્યા પ્રમાણે સૃષ્ટીક્રમ વિરૂધ્ધ મઈથુન.
સદરહુ કાયદાની ૩૯૦ મી અને ૩૯૧ મી કલમમાં કહ્યા પ્રમાણે અપહરણ અથવા ધાડ.
૯. સદરહુ કાયદાની ૩૯૩ મી કલમમાં કહ્યા પ્રમાણે અપહરણ કરવા કોશીશ કરવી.
૧૦. સદરહુ કાયદાની ૩૯૪મી કલમમાં કહ્યાપ્રમાણે અપહરણ કરવામાં બુધ્ધિપુર્વક વ્યથા કરવી.
૧૧. સદરહુ કાયદાની ૪૧૩ મી કલમમાં કહ્યા પ્રમાણે ચોરીનો માલ લેવાનો અથવા ચોરીનો ધંધો કરવાનો વહીવટ રાખવો.
૧૨. સદરહુ કાયદાની ૪૬૩ મી કલમમાં કહ્યા પ્રમાણે ખોટો લેખ બનાવવો.
૧૩. સદરહુ કાયદાની ૪૬૬ મી કલમમાં કહ્યા પ્રમાણે ખોટો લેખ બનાવવો.
૧૪. સદરહુ કાયદાની ૪૬૭ મી કલમમાં કહ્યા પ્રમાણે ખોટો લેખ બનાવવો.
૧૫. સદરહુ કાયદાની ૪૬૮ મી કલમમાં કહ્યા પ્રમાણે ઠગાઈ કરવાનાં કારણસર ખોટો લેખ બનાવવો.
૧૬. સદરહુ કાયદાની ૪૬૯ મી કલમમાં કહ્યા પ્રમાણે કોઈ માણસની આબરૂને હાની કરવાના કારણસર ખોટો લેખ બનાવવો.

૧૭. આ કલમમાં જે ગુનાહ બાબત ફટકાની શીક્ષા કહીછે તેવો ગુનોહ કરવા સારૂ સદરહુ કાયદાની ૪૪૩ મી અને ૪૪૫ મી કલમમાં કહ્યા પ્રમાણે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૧૮. આ કલમમાં જે ગુનાહ બાબત ફટકાની શિક્ષા કહી છે તેવો ગુનોહ કરવા સારૂ સદરહુ કાયદાની ૪૪૪ મી અને ૪૪૬ મી કલમમાં કહ્યા પ્રમાણે રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા રાતે ઘર ફોડવું.

૫ હિંદુસ્થાનના ફોજદારી કાયદામાં જે ગુનાહ બાબત દેહાંત શિક્ષા ઠરાવી નથી તેવો ગુનોહ કોઈ નાની ઉમરનો ગુનેહગાર કરે તો તે સદરહુ કાયદા પ્રમાણે જે બીજી શિક્ષાને લાયક હોય તે શિક્ષાને બદલે તેને ફટકાની શિક્ષા કરવાનો અધીકાર છે પછી તે તેનો પેહેલો ગુનોહ હોય કે બીજીવારનો હોય તે વાતની ચીંતા નથી.

૬. પોતાની હકુમત માંહેની સરહદ ઉપરના પ્રાંતમાં અથવા ઉજડ મુલકમાં આ કલમના ઠરાવ લાગુ છે એવું હરકોઇ ઠેકાણાની સરકાર સરકારી ગ્યાજીટમાં જાહેરનામું છપાવીને ઠરાવશે, ત્યારે સદરહુ જાહેરનામું પ્રસિદ્ધ થયા પછી જે માણસ આ આકટની ૪ થી કલમમાં કહેલા ગુનાહમાંનો કોઈ ગુનોહ સદરહુ પ્રકારના પ્રાંતમાં અથવા મુલકમાં કરશે તે હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે જે બીજી શિક્ષાને લાયક હશે તે શિક્ષાને બદલે તેને ફટકાની શિક્ષા કરવાનો અધિકાર છે.

૭. સ્ત્રીઓને ફટકાની શિક્ષા કરવી નહી અથવા જે માણસને દેહાંત શિક્ષા અથવા સમુદ્રપાર કરવાની શિક્ષા અથવા સાધનીક કાસલની શિક્ષા અથવા પાંચ વરસ કરતાં વધતાં વરસની કેદની શિક્ષા ઠરાવી હોય તેને ફટકાની શિક્ષા કરવી નહી.

૮. પેહેલા વરગના તાબા માંહેના માજીસ્ત્રેટના દરજ્જા કરતાં જે અમલદારનો દરજ્જો ઓછો હોય તેણે ઠેકાણા ઠેકાણાની સરકારે ફટકાની શિક્ષા ઠરાવવાનો ખસુસ કરીને અખીતાર આપ્યા વગર તેણે ફટકાની શિક્ષાનો ઠરાવ કરવો નહી.

૯. જે કોરટના શિક્ષાના ઠરાવ ઉપર ઉપલી કોરટમાં અપીલ ચાલે છે તેની કોરટે કેદ શિવાય વળી ફટકાની શિક્ષા ઠરાવી હોય ત્યારે તે ઠરાવની તારીખથી પંદર દીવસ સુધી અથવા તે મુદતમાં અપીલ કરી હોય તો શિક્ષાનો ઠરાવ ઉપલી કોરટ મંજુર કરે ત્યાં સુધી ફટકા મારવા નહી પણ પંદર દીવસ થયા પછી તાબડતોબ અથવા અપીલ કરી હોય તો શિક્ષાનો ઠરાવ મંજુર કરનારી કોરટનો હુકમ પંદર દીવસમાં નહી પોહોચે તો તે હુકમ પોહોચ્યા પછી તાબડતોબ ફટકા મારવા

૧૦ પુખ્ત ઉમરના માણસને ફટકાની શિક્ષા કરવી તે ઠેકાણા ઠેકાણાની સરકાર ફરમાવે તે હથીયારે તથા તે રીતે અને શરીરના તે ભાગ ઉપર કરવી અને ગુનેગાર નાહાની ઉમરનો હોય તો ઝીણી નેતર વતે નિશાળમાં શિક્ષા કરેછે તે રીતે કરવી. નવા ઘરીના ચાબકાનો ઉપયોગ કરવો હોય તો ૧૫૦ ફટકા કરતાં વધા ફટકાની શિક્ષા કદી કરવી નહી અને નેતરનો ઉપયોગ કરવો હોય તો ૩૦ ફટકા કરતાં વધા ફટકાની શિક્ષા કરવી નહી. જસ્ટીસ આફ ધી પીસના દેખતાં અથવા માજીસ્ત્રેટનો અધિકાર ચલાવવાનો અખત્યાર જે અમલદારને આપ્યો હોય તેના દેખતાં અને જે કો

બીજે શિક્ષાનો ઠરાવ કરયો હોય તે કોરટે બીજી રીતે હુકમ કરયો નહી હોય તો વધઘટના દેખાતાં પણ ફટકા મારવા.

૧૧ ફટકાની શિક્ષા કરવા લાયક ગુનેહગારની પ્રકૃતી છે એવો દાખલો વઇદ હાજર હોય તો તેણે આપ્યા વગર અથવા જસ્ટીસ આફ ધી પીસ અથવા બીજો અમલદાર હાજર હોય તેની નજરમાં તે પ્રમાણે આવ્યા વગર ફટકા મારવાનો ઠરાવ અમલમાં લાવવો નહી અને ફટકાની શિક્ષા અમલમાં આવતી હોય ત્યારે બાકીના ફટકા ખમવા લાયક ગુનેહગારની પ્રકૃતી નથી એવો દાખલો વઇદ આપે અથવા જે અમલદાર હાજર હોય તે અમલદારની નજરમાં તે પ્રમાણે આવે તો ફટકા મારવાનું મોકુફ રાખવું. ફટકાની શિક્ષાનો ઠરાવ મુદતે મુદત થોડે થોડે અમલમાં લાવવો નહી.

૧૨ આ આકટની ઉપરની છેલી કલમ પ્રમાણે ફટકા મારવાનો ઠરાવ મુદલ અમલમાં આણ્યો નહી હોય ત્યારે જે કોરટે શીક્ષાનો ઠરાવ કરયો હોય તે કોરટ તે ઠરાવ પાછો તપાસે ત્યાં સુધી ગુનેહગારને કેદમાં રાખવાનો અને વધારે કોરટની નજરમાં આવશે તો ગુનેહગારને છેક છોડી દેવાને તે કોરટ મુખત્યાર છે અથવા તેજ ગુનાહ બાબત ગુનેહગાર ઉપર બીજી શીક્ષા ઠરાવી હશે તે શીક્ષા શીવાય વળી ફટકાને બદલે હરકોઇ મુદતની કેદની શિક્ષાનો ઠરાવ કરવાને મુખત્યાર છે પણ એવું ઠરાવ્યું છે કે એકંદર કેદની મુદત હીંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે જેટલી મુદતની કેદની શિક્ષાને ગુનેહગાર લાયક હોય તેટલી મુદત કરતાં અથવા કોરટને જેટલી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકાર હોય તેટલી મુદત કરતાં વતી ઠરાવવી નહી.

---

આ આકટ અમદાવાદ લીતોગ્રફ પ્રેસમાં છાપ્યો.

## ફટકા બાબતનો આકટ (સને ૧૮૬૪ નો ૬ ઠો) તેપર ટીકા.

કલમ ૨

કેદીપર ચોરી કરવા બાબત એકી વખતે મુકેલાં ત્રણ તોહોમતમાંનાં બે એકે દીવસે સાબીત કરી તેને માટે શીક્ષા કરી. અને ત્રીજું તોહોમત બીજે દીવસે સાબીત કરી તેને માટે કેદ અને આ આકટની કલમ ૨-૩ અને ૯ મુજબ ફટકાની શીક્ષા કરી તેમાં ઠરાવ્યું કે આ આકટની કલમ ૨ માં કહેલા ગુનાહ બદલ પેનલકોડ પ્રમાણે શીક્ષા થયા શીવાય ફટકાની શીક્ષા થઈ શકતી નથી; એટલે એકજ ગુનાહને માટે એકજ વખતે મુકેલાં તોહોમત બદલ જુદે જુદે દીવસે સાબીત કરી તેમાંના કોઈ તોહોમત બદલ ફટકાની શીક્ષા થઈ શકતી નથી. પણ જો એકવાર થએલો ગુનોહ ફરી સાબીત થાય તો તે શીક્ષા થઈ શકેછે. (મુ. હા. વા. ૩ પાને ૩૮ સરકાર વીરૂદ્ધ સુરચા બીન કલ્યાણ.)

ફટકાની શીક્ષા કરવા વીશેનો આકટની કલમ ૨, ૩, અને ૪ એ સગીર વયના ગુનેહગારોને લાગેછે તેમજ કલમ ૫ પણ લાગેછે, એ કલમની મતલબ કલમો ૩ તથા ૪ રદ કરવા વીશે નથી તોયપણ તે કલમ યોગ્ય કામોમાં એ, નહી તો તે કલમોની સાથે લાગુ પાડવા વીશે છે. (મુ. હા. સરકાર વીરૂદ્ધ જેકીશન ગીરધર. તા૦ ૨ આકટોબર સને ૧૮૭૩)

પે. કોડ કલમ ૪૧૧ માં કહેલા ગુનાહ માટે દંડની શીક્ષા કરી અને તે ના આપે તો તેને બદલે કેદની શીક્ષા કરી તે ઠરાવપર અપીલ થવાથી તેમાં ઠરાવ કરયો કે દંડને બદલે જે કેદની ભોગવી તે જતાં બાકી રહેલી કેદને બદલે ફટકાની શીક્ષા ઠરાવી તેમાં ઠરાવ્યું કે એવી રીત શીક્ષા ન કરતાં એમ ઠરાવ કરવો જોઈતો હતો કે દંડ બદલે જે કેદની શીક્ષા ઠરાવીછે તેને બદલે ફટકાની શીક્ષા ફરમાવવી. (મુ. હા. સરકાર વીરૂદ્ધ થારે બાન નથે બાન તા૦ ૬ સપટેંબર સને ૧૮૭૭)

કલમ ૩

કેદીપર પે. કો. ક. ૪૫૭ અને ૫૧૧ મુજબ તોહોમત રાખી તેને કેદની અને આ કલમ પ્રમાણે ફટકાની શીક્ષા કરી તેમાં ઠરાવ્યું કે ચોરી કરવાને ઇરાદે ઘર ફોડવાના ગુનાહની કોશીશ કરવાના ગુનાહ બદલ ફટકાની શીક્ષા થઈ શકતી નથી. (મુ. હા. વા. ૩ પા. ૩૭ સરકાર વીરૂદ્ધ ઘેલા વલદ પરથા).

વળી ઉપરની કલમપર પહેલો અને બીજો ફેસલો ટાંકયોછે તે પણ આ કલમની એ વાંચો.

કલમ ૪

કેદીપર પે. કો. ક. ૪૫૭ મુજબ તોહોમત ઠરાવી તે બદલ કેદની અને આ કલમ તથા કલમ ૧૦ પ્રમાણે ફટકાની શીક્ષા કરી તથા ઠરાવ્યું કે કેદી ઉપર જે ગુનાહનો આરોપ છે તેવોજ ગુનોહ આગાઉ કરયાની વાત સાબીત થઈ નથી માટે ફટકાની શીક્ષા રદ કરી (મુ. હા. વા. ૪ પાને ૫ સરકાર વીરૂધ બાબજી બાપુ.)

વળી કલમ ૨ નીચે સરકાર વીરૂધ જેકીશન ગીરધરનો ફેંસલો છે તે પણ વાંચો.

કલમ ૫

અરાડ વરસની ઉંમરના એક માણસે પી. કો. ક. ૨૯૦ મુજબ ગુનોહ કરયાથી તેને આ કલમ અને કલમ ૧૦ પ્રમાણે ફટકાની શીક્ષા કરી તેમાં ઠરાવ્યું કે આ આકટ મુજબ નાની વયનો ગુનેહગાર એટલે સોળ વરસથી કમી ઉમરનો જોઈએ તેથી ફટકાની શીક્ષા રદ કરી (મું. હા. વા. ૮ પાને ૯ સરકાર વી. મહમદઅલી અબદુલઅલી).

વળી કલમ ૨ નીચે સરકાર વીરૂધ જેકીશન ગીરધરનો ફેંસલો છે તે પણ વાંચો.

કલમ ૮

કેદીને સેશન જડજે એક અપરાધ બદલ દસ વરસની શીક્ષા કરી અને વળી તે નો તે અપરાધ ફરીથી કરેલો હોવાથી ફટકાની પણ શીક્ષા કરી. પરંતુ સેશન જડજ ને માલમ પડયું કે આ કલમ પ્રમાણે પાંચ વરસથી અધિક મુદતની કેદીને શીક્ષા કરી હોય તે કામમાં ફટકાની શીક્ષા કરી શકાય નહી. પણ પોતે ઠરાવપર સહી કરેલી હોવાથી તે પોતાથી ફેરવાય નહી માટે હાઈકોરટમાં મોકલતાં તે કોરટે ફટકાની શીક્ષા રદ કરી. (કા. હા. વા. ૨૩ પા. ૪૯ સરકાર વીરૂધ પુરનમલ.)

કલમ ૯

કોઈ ગુનેહગારને સેશન જડજે એક વરસની સખત મજુરી સાથે કેદની શીક્ષા કરી તેના છુટવાના અગાઉ એક હપતા ઉપર ૩૦ ફટકા મારવા એવી શીક્ષા કરી હતી તેમાં હાઈકોરટે એ ફટકા મારવાની શીક્ષા એકદમ અમલમાં લાવવાનો હુકમ કીધો. શાથી જે તે શીક્ષા તહકુબ રાખવાનો હુકમ ફટકા મારવા વીશેના આકટની એટલે આ આકટની કલમ ૯ના ઠરાવથી વીરૂધ છે (મું. હા. તા. ૨૨ ડીસેંબર સને ૧૮૭૦ સરકાર વી. જમાલ વલદ નાનાભાઈ).

કલમ ૧૦

આ આકટની કલમ ૪ અને ૫ નીચે જે ફેસલાઓ છે તે નીચે જુઓ.

## ફટકાની બાબતમાં સામાન્ય ઠરાવ.

કોઈ માજીસ્ટ્રેટ જે કામોમાંના તોહોમતોનો પોતે જાતે અવલથી તજવીજ કરી ફટકાની શિક્ષા આપી શકતો હોય તેવા કામનાં પ્રોસીડીંગો ક્રી. પ્રો. કો. કા. ૨૭૭ પ્રમાણે એ માજીસ્ટ્રેટ તરફ મોકલવામાં આવે તો તેમાં પણ ફટકાની શિક્ષા આપવાનો તેને અધિકાર છે (મુ. હા. તા૦ ૮ ડીસેંબર ૧૮૭૦ સરકાર વિ૦ ગોવિંદા વલદે રામા).

જે કોરટની આપેલી શિક્ષા વિશે ફરીથી તજવીજ થવા સારૂ માર્ગ છે એવી કોર્ટ કેદની શિક્ષાના વધારામાં ફટકા મારવાની સજા કરે તો તે સજા થાય તે તારીખથી પંદર દિવસ થયા બાદ તુરતજ અમલમાં લાવવી જોઈયે, યા એ મુદતમાં અપીલ કરવામાં આવે તો શિક્ષા મંજુર રાખવા બાબતનો અપેલેંટ કોરટથી હુકમ પંદર દિવસમાં નહી આવી પહોચે તો તે હુકમ આવેથી તુરતજ અમલમાં લાવવી જોઈયે. શિક્ષાના ઠરાવમાં કેદની મુદત પુરી થયેથી ફટકા બાંધી મારવા સારૂ ફરમાવવું એ ગેરકાયદેસર છે. (મુ. હા. તા૦ ૧૩ નવેમ્બર ૧૮૭૨ સરકાર વિરૂદ્ધ શેખ હુસેન વલદે સદરૂદીન).

ફટકા મારવાની સજા કરવાની જવાબદારી જે અમલદારપર છે તે અમલદારે તે સજા કાયદામાં જણાવેલી મુદતો પુરી થતાંજ આપવી જોઈયે એવું ક્રી. પ્રો. કો. કા. ૩૧૦ મુજબ તે અમલદારનું કામ છે. પરંતુ જો કોઈ આકસ્મીક બનાવથી અથવા ગફલતથી અથવા જાણીજોઈને (પોતાનું) કામ નહી કરવાથી આ હુકમ અમાન્ય કર્યો હોય તો તેથી કરીને કેદીનો પોતાની જવાબદારીમાંથી છુટકારો કોઈ પણ રીતે થતો નથી. (મુ. હા. તા૦ ૫ આગષ્ટ ૧૮૭૮ સરકાર વિરૂદ્ધ મહાદુ ગોપાળ).

ચોરીનો ગુન્હો અને ચોરીનોમાલ બદદયાનતે લીધાનો ગુન્હો એ એકજ ગુન્હો નથી સબબ ચોરીના માલ બદલના તોહોમતમાં પ્રથમનો ચોરીનો ગુન્હો સાબિત થયો હોય તો એ ફટકાની શિક્ષા થઈ શકતી નથી (અલ્હા. હા. ઈ. લા. વા. ૩ પા. ૬૬૬ સરકાર વિરૂદ્ધ પરતાપ)

જે માણસને સાતની બીંવા કાળા પાણીની, બીજા દાસત્વની, બીંવા પાંચ વર્ષથી જાસ્તી મુદતની શિક્ષા આપી હોય તે માણસને ફટકાની શિક્ષા આપવી ગેરકાયદેસર છે. બીજી શિક્ષા ભોગવ્યા પછી ફટકાની શિક્ષા ભોગવવી એવું ન ઠરાવતાં તે બીજી શિક્ષાની [illegible] ફટકાની શિક્ષા [illegible] આપવામાં તે ફટકાની શિક્ષા [illegible] એપ્રીલ ૧૮૭૬)

# સને ૧૮૬૬ નો આંકટ ૩ જો*

મુંબાઈ ઈલાકા માંહેની કેટલીએક જગાએ જુગાર રમવાની મના કરવા બાબતનો કાયદો કરવો યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧ આ આકટ હેઠળ લખેલી જગાઓને લાગુ થઈને ત્યાં ચાલુ રેહેશે.

(૧) મુંબાઈની અદાલતની હાઈકોરટની અસલ ફરિયાદ લેવાની મામુલ હકુમતની સ્થળ શીમ બહારના જે શેહેરોને તથા કસબાઓને આ આકટ મુંબાઈના ગવરનર ઈનકાઉન્સીલ સરકારી ગેજેટમાં વખતે વખતે હુકમ છપાવીને પ્રસિદ્ધ કરીને લાગુ કરશે તે સઘળા શેહેરોને તથા કસબાઓને લાગુ થઈને ત્યાં ચાલુ રેહેશે પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ દરેક શેહેરમાં અથવા કસબામાં નેહાન પાંચ હજાર માણસોની વસ્તી જોઈએ. અને ફોજદારી ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે જે માજીસ્રેટને માજીસ્રેટના કુલ અખતીયાર આપ્યો હોય તે માજીસ્રેટ તે દરેક શેહેરમાં અથવા કસબામાં રેહેવો જોઈએ અને.

(૨) મુંબાઈની અદાલતની હાઈકોરટની અસલ ફરિયાદ લેવાની મામુલ હકુમતની સ્થળ શીમ બાહારના રેલો સ્ટેશનનાં સઘળાં ઘરોને લાગુ થઈને ત્યાં ચાલુ રેહેશે, અને સદરહુ સ્ટેશનના ઘરોની આસપાસની જે જગા તે ઘરોના હરકોઈ ભાગથી ત્રણ માઈલ કરતાં વધારે છેટે નહી હશે તે સઘળી જગાઓને લાગુ થઈને ત્યાં ચાલુ રેહેશે, અને મુંબાઈ ઈલાકા માંહેની બીજી કોઈ જગાને લાગુ થશે નહી; અને ત્યાં ચાલુ રેહેશે નહી.

૨. આ આકટના ઠરાવ કયાં શેહેરને અથવા કસબાને કંઈ તારીખથી લાગુ થશે તે તારીખ આ આકટની ૧ લી કલમ પ્રમાણે હુકમ કરીને ઠરાવવાનો અધિકાર ગવરનર ઈનકાઉન્સીલને છે, અને હરકોઈ શેહેરને અથવા કસબાને આ આકટના ઠરાવ લાગુ કરવાનો હુકમ મુંબાઈના જે સરકારી ગ્યાજેટમાં હોય તે ગ્યાજેટ હાજર કરશે એટલે આ આકટના ઠરાવ તે શેહેરને અથવા કસબાને લાગુ કરવાનો કાયદાસર રીતે અધિકાર છે, અને કાયદાસર રીતે તથા યોગ્ય રીતે લાગુ કરયા છે તે વાતનો તે સરકારી ગ્યાજેટ બરાબર પુરાવો છે એમ સમજવું પણ એવું ઠરાવ્યું છે કે આગળ જતાં કાંઈ હુકમ અથવા હુકમો કરીને પેહેલો હુકમ રદ કરવાનો અથવા ફેરવવાનો અધિકાર ગવરનર ઈનકાઉન્સીલને છે. અને એ પ્રમાણે પાછળથી કરેલો હુકમ અથવા હુકમો મુંબાઈના જે સરકારી ગ્યાજેટમાં હોય તે ગ્યાજેટ હાજર કરશે એટલે સદરહુ પેહેલો હુકમ રદ કરયો અથવા ફેરવ્યો તે બાબતનો તે બરાબર પુરાવો છે એવું સમજવું.

૩. જે હદને આ આકટ લાગુ છે તે હદમાંના કોઈ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો ધણી, અથવા તેમાં રેહેનારો અથવા તે વાપરનારો તેમાં જુગાર ચલાવવા સારૂ તે કાહાડશે, અથવા રાખશે, અથવા તેનો ઉપયોગ કરશે તે અને સદરહુ પ્રકારના હરકોઈ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો ધણી, અથવા તેમાં રેહેનારો ઉપર કહેલા કારણ સારૂ બીજા કોઈ માણસને તે ઘર અથવા ઓરડી અથવા જગા જાણી જોઈને કાહાડવા દેશે, અથવા રાખવા દેશે, અથવા તેનો ઉપયોગ કરવા દેશે

તે; અને સદરહુ કારણ સારૂ કોઈ ઘર અથવા ઓરડી અથવા જગા ઉઘાડી હોય અથવા રાખી હોય અથવા તે વાપરતા હોય ત્યાંહાંના કામની સંભાળ અથવા વહીવટ જેની પાસે હોય, અથવા તે કામ ચલાવવાને કોઇ રીતે જે મદત કરશે તે પાંચશે રૂપીયા સુધી દંડને લાયક થશે; અથવા ઘણામાં ઘણા ત્રણ કયાલેંડર મહીના સુધી આસાન કેદની અથવા સખત મજૂરીની કેદની સજાને લાયક થશે.

૪. પાને અથવા પાસે અથવા બીજે અથવા જુગાર રમવાના બીજે સાધને સદરહુ હદમાંના અને જુગારના અખાડા સારૂ વપરાતુ હોય એવા કોઈ ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં કોઈ માણસ રમતાં અથવા જુગાર રમતા પકડાશે, અથવા પઇશા સારૂ અથવા સરત સારૂ અથવા લાગ સારૂ અથવા બીજી રીતે જુગાર રમવા સારૂ ત્યાં હાજર હતો એ રીતે પકડાશે તે બસેં રૂપીયા સુધી દંડને લાયક થશે અથવા ઘણામાં ઘણા એક કયાલેંડર મહીના સુધી આસાન કેદની અથવા સખત મજુરીની કેદની સજાને લાયક થશે અને સદરહુ હદમાંના જુગારના અખાડામાં જુગાર અથવા દાવ ચાલતો હશે તે વખતે ત્યાં કોઈ માણસ પકડાશે તો તે ત્યાં જુગાર રમવા સારૂ ગયો નહી હતો એવું સાબીત કરે ત્યાં સુધી તે જુગાર રમવા સારૂ ગયો હતો એવુ સમજવું.

૫ જે માજીસ્ટ્રેટ ફોજદારી ઇનશાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા ઉપરથી માજીસ્ટ્રેટનો કુલ અખતયાર ચલાવતો હોય તે માજીસ્ટ્રેટની આગળ અથવા જીલ્લાના જે પોલીસ સુપ્રીનટેનડેન્ટને અથવા આસીસ્ટંટ સુપ્રીનટેનડેન્ટને માજીસ્ટ્રેટનો કુલ અખતયાર મળ્યો હોય તે પોલીસ સુપ્રીનટેનડેન્ટની આગળ અથવા આસીસ્ટંટ સુપ્રીનટેનડેન્ટની આગળ સદરહુ હદમાંના ફલાણા ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગારનો અખાડો હશે એવું માનવાનો સબબ છે એ રીતે સમજાઇને અથવા સત્ય સ્મરણ પુરવક પ્રતિજ્ઞા કરીને ફરીઆદ કરયા પછી અને ત્યાર પછી જે ચોકશી કરવાની જરૂર હોય તે ચોકશી કરયા પછી તેવો શક આવવાનો વાજબી સબબ છે એવી તે માજીસ્ટ્રેટની અથવા પોલીસ સુપ્રીનટેનડેન્ટની અથવા આસીસ્ટંટ પોલીસ સુપ્રીનટેનડેન્ટની ખાત્રી થયા પછી સદરહુ પ્રકારના ઘરમાં અથવા ઓરડીમાં અથવા બીજી જગામાં જરૂર પડે તેટલી મદત લેઇને રાતરે અથવા દહાડે અને જરૂર હોય તો જબરદસ્તીથી પેશીને ત્યાંહાં જે માણસો મળે તે, તે વખતે ખરેખર જુગાર રમતા હોય કે નહી હોય તો પણ તે સરવેને કેદ કરીને માજીસ્ટ્રેટની આગળ લેઇ જવા; અને જુગાર રમવના સરવે સાધનો, તથા પઇશા, તથા પઇસા બાબતના દસ્તાવેજ તથા કીમતદાર જણશો ત્યાંહાં જડે, તથા તેઓને જુગાર રમવા સારૂ ઉપયોગ કરયો હોય, અથવા તેવો ઉપયોગ કરવાનો ઇરાદો હતો એવો સંશય ચલાવવાનું વાજબી કારણ હોય તે સઘળી જણશો પકડવી અને પોતે જે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં પેઠો હોય તેમાં જુગાર રમવાના સાધનો સંતાડયા છે એવું માનવાનો સબબ હોય ત્યારે તે ઘરનો અથવા ઓરડીના અથવા જગાના સઘળા ભાગોનો ઝાડો લેવો, અને કેદ કરેલા માણસોનો પણ ઝાડો લેવો, અને ઝાડો લેતાં જુગાર રમવાનાં સાધનો જડે તે

સરત પકડીને કબજામાં લેવાનો અખત્યાર ઇન્સ્પેક્ટરને અથવા મુખ્ય કાન્સ્ટેબલને અથવા ફોજદારને અથવા ફોજદાર જેટલા દરજ્જાના પોલીસના બીજા ઉપરી અમલદારને પોતાની નજરમાં આવશે ત્યારે પોતાની સહીનું વીશેષ વારંટ આપીને આપવાને સદરહુ માજીસ્ટરેટ અથવા પોલીસ સુપ્રીનટેનડેન્ટ અથવા આસીસ્ટંટ પોલીસ સુપ્રીનટેનડેન્ટ મુખત્યાર છે.

૬ સદરહુ હદમાંના ફલાણા ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગારનો અખાડો છે એવો વેહેમ હોય, અને આ આકટ પ્રમાણે વારંટ આપ્યું હોય તે ઉપરથી જે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં પેઠા હોય તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં, અથવા તેમાં માણસો પકડાય તેઓની પાસે કુશળતાની રમત વગરની બીજી રમતમાં વપરાતાં હોય તેવા પાના અથવા પાસા અથવા બોદ અથવા પટ અથવા પાટીયું અથવા જુગાર રમવાનાં બીજાં સાધનો જડે ત્યારે તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં પેસનારા પોલીસ ઇનસ્પેકટરના અથવા ઉપરી અમલદારના દેખતાં અથવા ઉપર કહ્યા પ્રમાણે તેઓની મદદે જે માણસો હોય તે માણસોના દેખતાં ખરેખાત દાવ આવ્યો નહી હોય તોપણ તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગારનો અખાડો છે અને જે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગાર રમવાનાં સદરહુ પ્રકારનાં સાધનો જડયાં હોય તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં પકડાએલા માણસો જુગાર રમવા સારૂ આવ્યા હતા એવો પુરાવો થાયછે એવું સમજવું. સદરહુ પુરાવો કબુલ કરવો તે ઉલટું સાબીત નહી થાય ત્યાંહાં સુધી કબુલ કરવો.

૭ સદરહુ પ્રકારનો જુગારનો અખાડો રાખવાનો ગુનોહ અથવા તેમાં રમવાનો અથવા જુગાર રમવાનો ગુનોહ. અથવા જુગાર રમવા સારૂ તેમાં હાજર રેહેવાનો ગુનોહ કોઇ માણસ ઉપર સાબીત થાય એટલે તે ઘરમાં, અથવા તે ઘરમાં જે માણસો પકડયાં હોય તેઓની પાસે જુગાર રમવાનાં સાધનો જડયાં હોય તે સઘળાનો નાશ તાબડતોબ કરી નાખવાનો હુકમ કરવાનો અધિકાર ગુનોહ સાબીત કરનારા માજીસ્ટરેટને છે.

૮ આ આકટની ૩ જી અને ૪ થી કલમ વિરૂધ્ધ ગુનોહ કોઇ માણસ ઉપર ઠરાવવા સારૂ હેઠળ લખ્યા પ્રમાણે સાબીત કરવાની જરૂર નથી એટલે ગમે તે દાવ રમનાં કોઇ માણસ પકડાય તે પઇસા સારૂ અથવા સરત સારૂ અથવા લાગ સારૂ રમતો હતો એવું સાબીત કરવાની જરૂર નથી.

૯ આ આકટની વિરૂધ્ધ રીતે જુગાર રમવામાં જે માણસ સામીલ હોય તેની જુબાની સદરહુ પ્રમાણે જુગાર રમવા બાબત સાહેદની જુબાની પ્રમાણે માજીસ્ટરેટ જુગારના અખાડાના ધણીની ઉપરના અથવા રાખનારની ઉપરના અથવા તેમાં રેહેનારની ઉપરના અથવા તે જુગારના અખાડાની સંભાળ અથવા વહીવટ જેની પાસે સે હોય તેની ઉપરના તોહોમતનો ઇનસાફ કરતી વખતે લેશે, અથવા માજીસતરેટની રૂબરૂ લેવામાં આવશે, અને જુબાની આપતી વખતે તેને જે વાત પુછે તે સઘળી વાત તે માણસ પોતાની માહીતગાર પ્રમાણે ખરેખરી અને જે હકીકત બની હોય તેવી જાહેર કરશે, અને તે ઉપરથી તેને માજીસ્ટરેટની પાસેથી તે વાત જાહેર કરવા બાબતનો લખેલો દાખલો મળશે તો તે માણસે તે વખત પેહેલાં તે જુગાર સંબંધી જે કાંઇ કરયું હશે તે બાબત તેની ઉપર આ આકટ ઉપરથી કાંઇ ફરીઆદ ચાલશે નહી.

૧૦. આ આકટની ૩ જી અથવા ૪ થી કલમ પ્રમાણે જે દંડ વસુલ થાય તેની ચોથાઇ સુધી તેનો ગમે તે ભાગ ખબર આપનારને આપવાનો હુકમ કરવાનો અખત્યાર સદરહુ ૩ જી અથવા ૪ થી કલમના ઠરાવ પ્રમાણે હરકોઇ મુકદમાનો ઇનસાફ કરનારા માજીસ્ટરેટને છે.

૧૧. સદરહુ હદમાંના હરકોઈ રાજ મારગમાં અથવા જગામાં અથવા શાહદારીનાં ઠેકાણામાં કોઈ માણસ કુશળતાની રમત વગરની બીજી રમતમાં વપરાતાં હોય તેવે પાને અથવા પાસે અથવા બીજે અથવા જુગાર રમવાના બીજા સાધને પઈશા સારૂ અથવા બીજી કીમતદાર વસ્તુ સારૂ જુગાર રમતા પકડાએ, અથવા સદરહુ હદમાંના હરકોઈ રાજ મારગમાં અથવા જગામાં અથવા રાહદારીના ઠેકાણામાં કોઈ પક્ષી અથવા જાનવરો લડાવતાં પકડાએ, અથવા પક્ષી અથવા જાનવરો સદરહુ પ્રમાણે પ્રસિધપણે લડાવવામાં હાજર હોઈને મદત અથવા સહાય કરતાં પકડાએ તેને વારંટ વગર પકડવાને પોલીસના હરકોઈ કામદાર મુખત્યાર છે. અને તે માણસ પકડાય એટલે તેને તાબડતોબ માજીસ્ટ્રેટની પાસે લઈ જવો. અને તે પચાસ રૂપીયા સુધી દંડને અથવા ઘણામાં ઘણા એક કયાલેંડર મહીના સુધી આસાન કેદની અથવા સખત મજુરીની કેદની સજાને લાયક થશે. અને સદરહુ પ્રકારની સારવજનીક જગામાં અથવા જે માણસને ઉપર કહેલો પોલીસનો કામદાર પકડશે તેની પાસે જુગાર રમવાના જે સાધનો જડશે તે પકડવાને તે કામદાર મુખત્યાર છે. અને ગુનેહગારની ઉપર ગુનોહ સાબીત થાય એટલે તે સાધનોનો તાબડતોબ નાશ કરવાનો હુકમ કરવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૧૨. હરકોઈ જગાએ ફકત કુશળતાનીજ રમત રમતાં હોય તેઓને આ આકટનો કોઈ ઠરાવ લાગુ છે એવું સમજવું નહી.

૧૩ આ આકટ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુનાહનો ઇનસાફ જે ઠેકાણે ગુનોહ થયો હોય તે ઠેકાણે જે માજીસ્ટ્રેટની હકુમત ચાલતી હોય તે માજીસ્ટ્રેટે કરવો. સદરહુ માજીસ્ટ્રેટને જેટલા રૂપીયા સુધી દંડ કરવાની અથવા જેટલી મુદત સુધી કેદની સજા કરવાની ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે હકુમત હોય તે હકુમત કરતાં વધતો અખત્યાર તેને આપવો નહી.

૧૪. હરકોઈ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો જે માણસ ધણી હોય અથવા જેણે તે રાખી હોય તે માણસના ફાયદાને સારૂ અથવા નફા સારૂ તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગાર રમવાના પાના અથવા પાસા અથવા મેજો અથવા બીજાં સાધનો રાખ્યાં હોય અથવા જુગાર રમવાનાં પાનાં અથવા પાસા અથવા મેજો અથવા બીજાં સાધનો વપરાતાં હોય તે ઘર અથવા ઓરડી અથવા જગા એવો અરથ "જુગારનો અખાડો" એ શબ્દોનો સમજવો પછી તે ફાયદો અથવા નફો તેને તે જુગારના સાધનો અથવા ઘર અથવા ઓરડી અથવા જગા વાપરવા બાબત ભાડા દાખલ મળતો હોય કે બીજી રીતે મળતો હોય તે વાતની ચિંતા નથી.

૧૫ આ આકટ રેલવે સ્ટેશનને તથા તેની આસપાસની જગાને જેટલો લાગુ છે તેટલો આ આકટ ગવરનર જનરલ સાહેબે મંજુર કરવાની વાત મુંબાઈના ગવરનર સાહેબે સરકારી ગેજેટ છપાવીને પ્રસિધ કરશે તે તારીખથી એક કયાલેંડર મહીના પછી અમલમાં આવશે: અને આ આકટ કેટલાએક શેહેરોને તથા કસબાઓને જેટલો લાગુ છે તેટલો, તે શેહેરોને તથા કસબાઓને આ આકટ લાગુ કરવા સારૂ જે હુકમ કરવાનો આ આકટ પ્રમાણે ગવરનર ઈનકાઉનશીલને અધિકાર છે તે હુકમ કરીને સદરહું મંજુરીની વાત છપાઈને પ્રસિધ થયા પછી ગવરનર ઈનકાઉનશીલે જે તારીખ ઠરાવી હશે તે તારીખે અમલમાં આવશે.

## જુગારનો આક્ટ સને ૧૮૯૬ નો ૩ જો.—તે પરની ટીકા.

કલમ ૧

આરોપીતપર આ આક્ટની ક. ૩ તથા ૪ મુજબ તોહોમત એવી રીતનું હતું કે કુરલાના રેલવે સ્ટેશનથી ત્રણ માઇલની અંદર એક ઘરમાં જુગાર રમ્યા તથા જુગાર રમવા ઘર રાખ્યું. પણ આવા કામમાં ત્રણ માઇલનું માપ કેવી રીતે લેવું એવો શક ઉઠ્યાથી હાઇ કોરટે ઠરાવ્યું કે સ્ટેશનના મકાનથી જુગારના મકાન સુધી શીધી સપાટી ઉપર શીધી લીટીમાં માપ લેતાં જેટલા માઇલ થાય તે પ્રમાણે ગણી માપવા. (મુ. હા. વા. ૪ પાને ૯ સરકાર વિ૦ બીહોબા વિઠોબા).

કલમ ૩

આ કલમ પ્રમાણેના તોહોમત વાળાપર કા. ૩ તથા ૪ મુજબ તોહોમત સાબેત થયાથી શિક્ષા થઇ પણ રીશન જડજે વાંધો ઉઠાવ્યો કે તોહોમત વાળાને પોલીશે પકડી માજીશતરેટની રૂબરૂ આણ્યા તે વખતે તેઓની સાથે બીજા એક માણસને પણ ગુનેહગાર તરીકે પકડો હતો પણ તેને છોડી દઇ તેને શાક્ષીમાં દાખલ કરયો તથા માજીશતરેટે પોતાની રૂબરૂ પ્રતિગ્નાપર ફરીયાદ થયા શીવાય ફક્ત પોલીસના રીપોર્ટથી ઝાડો લેવાનું વારંટ આપ્યું છે તો તોહોમત કાયમ રહી શકતું નથી તેમાં ઠરાવ્યું કે—

તોહોમત વાળાની શાથે જેને પકડયો તેના પર તોહમત વાળાઓની સાથે તોહમત મુકેલું નહોતું તો તેની શાક્ષી લેવાને અડચણ નહોતી તેમજ પ્રતિગ્નાપર ફરીયાદ થયા શીવાય વારંટ આપ્યું છે તો તેથી પણ અડચણ નથી કેમકે જો આ આક્ટની કલમ ૬ પ્રમાણે ચાલવાની જરૂર હોત તો એ તકરાર ઉપયોગી પડત પણ આમાં તેમ નથી માટે તોહોમત રદ થઇ શકતું નથી. ( મુ. હા. વા. ૫ પાને ૧ સરકાર વિરૂધ નારાયણ સુંદર).

આ કલમ તથા કા. ૪ પ્રમાણે તોહોમત રાખી કેટલાક પર તોહમત સાબેત કરયાં અને તેમાંના એકને માફી આપી તેમાં ઠરાવ્યું કે માજીસતરેટને જે કામે તે પોતે ચુકવે તે કામમાં માફી આપવાનો અધીકાર નથી. (મુ. હા. વા. ૭ પાને ૫૮ સરકાર વીરૂધ રીમીડીયસ વિગરે).

વળી કલમ એક નીચે જે ફેંસલો ટાંકયો છે તે પણ વાંચો.

કલમ ૪

નાણું એ કાંઇ જુગાર રમવાનું હથીઆર એટલે તે કામને સારૂ કલ્પનાથી અથવા યોજનાથી કરેલું સાધન નથી (મુ. હા. તરીખ ૧૯ જુન સને ૧૮૮૩ સરકાર વિરૂધ રામા ઝીલુ.)

વળી કલમ ૧ તથા કલમ ૩ નિચેના ફેંસલા જુઓ.

કલમ ૯

આ આકટની કલમ ૩ નીચે ફેંસલા છે તે જુઓ.

કલમ ૧૧

જે પોલીસ અમલદારને માજીસતરેટ પાસેથી કીંવા પોલીશ સુપ્રીનટેનડેંટ પાસેથી અધીકાર મળો નથી એવા એકાદ પોલીસ અમલદાર એકાદ જુગાર ખેલવાના ઘરમાં જાય અને ત્યાં જે લોકો હોય તેને પકડે અને તેઓને માજીસતરેટની રૂબરૂ લાવ્યાથી માજીશતરેટ તેઓપર તોહમત સાબીત કરે તો તેવું કરવાને પોલીસને અધિકાર મળો ન હોતો એવા કારણથી તે તોહોમત રદ કરવામાં આવનાર નથી. જે ઘરમાં પોલીસનો અમલદાર ગયો તે ઘર જુગાર ખેલવા વાસ્તે મુકેલું છે એમ માત્ર સાબિત થવું જોઇએ (ક. હા. ધી. તા. ૪ પાને ૬૫૯ નજીરખાન વીરૂધ પલહાદદત અને બીજા).

નાણું એ જુગાર ખેલવાનું એક સાધન છે એમ નથી જુગાર ખેલવાનું હથીયાર એટલે જુગાર ખેલવા વાસ્તે મુદામ જે એકાદ હથીઆર કરેલું હોય તે હથીયાર એમ સમજવું જોઇએ. (મુ. હા. ધ. બા. વા. ૬ પાને ૧૯ સરકાર વીરૂધ વીઠલ ભાઇચંદ).

કલમ ૧૪

નફા અથવા ફાયદાને સારૂ જે જુગારનું મકાન રાખવામાં આવે છે તેને સાધારણ જુગાર ખેલવાનું મકાન કહેવું. સરવે લોકોને કાંઇ ખરેખરી હરકત થાય છે એવા પુરાવા શિવાય હરેક શખશ જે જુગાર રમનારાઓને પોતાના ઘરમાં લે તે સખસ તથા જે સખસો તેમાં જુગાર રમે તે સરવે શખસો પી. કો. ક. ૨૬૮ ના અરથ પ્રમાણે લોકાપકારક કૃત્ય કરવાના ગુનેહગાર થાય છે એવો ઠરાવ કરાતો નથી. (મુ. હા. તા. ૧ ડીસેમબર સને ૧૮૭૦ સરકાર વીરૂધ હાઉ નાગજી વીગરે).

# क्रीमीनल प्रोसीजरकोड.

## फोजदारी काम चलाववानी रीत

## बाबतनो कायदो.

સને ૧૮૮૨ નો ૧૦ મો.




અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે એ૦ યુનાઈટેડ પ્રિન્ટીંગ એન્ડ જ૦ એ૦

કંપની લિમિટેડ'ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે

છાપી પ્રસિદ્ધ કર્યો.

સંવત ૧૯૩૯ સને ૧૮૮૩.

# અનુક્રમણીકા.

# ભાગ ૪ થો.

## ગુન્હા અટકાવવા બાબત.

કલમો.

બાબ ૧૩ મો.

અટકાવ કરવા બાબત પોલીસનું કામ.

૧૪૯ ક્રાગ્નિઝેબલ ગુનાહનો અટકાવ પોલીસે કરવો.
૧૫૦ સદરહુ ગુનાહ કરવાની ધારણા બાબત ખબર.
૧૫૧ સદરહુ ગુનાહ અટકાવવા સારૂ પકડવા બાબત.
૧૫૨ સાર્વજનિક મિલકતને નુકસાન થતું અટકાવવા બાબત.
૧૫૩ કાટલાં તથા માપ જોવા બાબત.

---

# ભાગ ૫ મો.

---

## પોલીસને ખબર આપવા બાબત તથા તપાસ કરવાના તેના અધિકાર બાબત.

---

બાબ ૧૪ મો.

૧૫૪ ક્રાગ્નિઝેબલ મુકદમામાં ખબર કરવા બાબત.
૧૫૫ નાનક્રાગ્નિઝેબલ મુકદમામાં ખબર કરવા બાબત.
નાનક્રાગ્નિઝેબલ મુકદમાની તપાસ.
૧૫૬ ક્રાગ્નિઝેબલ મુકદમાની તપાસ.
૧૫૭ ક્રાગ્નિઝેબલ ગુનોહ થયાનો શક આવે ત્યારે કેમ કરવું.
(અ) સ્થાનિક તપાસ કરવાની ક્યારે જરૂર નથી.
(બ) જે અમલદારના હવાલામાં થાણું હોય તે અમલદારને તપાસ કરવાનો પુરતો સબબ જણાય નહી તો શું કરવું.
૧૫૮ ૧૫૭ મી કલમ પ્રમાણે રિપોર્ટ કેવી રીત મોકલવા.
૧૫૯ તપાસ કરવાનો અથવા પ્રથમ ચોકસી કરવાનો અધિકાર.
૧૬૦ શાહેદોને હાજર થવાનું ફરમાવવાનો પોલીસ-અમલદારનો અધિકાર.
૧૬૧ પોલીસે શાહેદોની જબાની લેવા બાબત.
૧૬૨ પોલીસને કહેલા મચકુર ઉપર સહી કરવી નહી, અથવા તે પુરાવામાં દાખલ કરવી નહી.

કલમો.

૧૬૩ કાંઈ લાલચ દેખાડવી નહી.
૧૬૪ કહેલા મચકુર તથા કબુલ કરેલી વાત દફતરમાં દાખલ કરવાનો અધિકાર.
૧૬૫ પોલીસ-અમલદારે ઝાડો લેવા બાબત.
૧૬૬ પોલીસ-થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદાર બીજા તેવા અમલદારને ઝાડો લેવાનું વારંટ કાહાડવાનું ક્યારે ફરમાવવાને મુખત્યાર છે.
૧૬૭ જ્યારે ચોવીસ કલાકમાં તપાસ પુરી થઈ શકે નહી ત્યારે કેમ કરવું.
૧૬૮ તાબામાંહેના પોલીસ-અમલદારે તપાસનો રિપોર્ટ કરવો.
૧૬૯ જ્યારે પુરાવો બરોબર ન હોય ત્યારે તોહોમતવાળાને છુટો કરવો.
૧૭૦ જ્યારે પુરાવો પુરતો હોય ત્યારે માજીસ્ત્રેટની પાસે મોકલવું.
૧૭૧ ફરિયાદીઓને તથા શાહેદોને પોલીસ-અમલદારની સાથે જવાનું ફરમાવવું નહી.
ફરિયાદીઓને તથા શાહેદોને પ્રતિબંધ કરવો નહી.
હુકમ નહી માનનારા ફરિયાદીને અથવા શાહેદને પેહેરામાં આપીને મોકલવાનો અધિકાર છે.
૧૭૨ તપાસમાં ચલાવેલાં કામનું રોજનામું.
૧૭૩ પોલીસ-અમલદારનો રિપોર્ટ.
૧૭૪ આત્મઘાત વિગેરેના ચોકસી કરીને પોલીસે રિપોર્ટ કરવો.
૧૭૫ માણસોને બોલાવવાનો અખત્યાર.
૧૭૬ મોતનાં કારણની ચોકસી માજીસ્ત્રેટે કરવી.
દાટેલું મુડદું ખોદી કાહાડવાનો અધિકાર.

---

# ભાગ ૬ ઠો.

## ચાલેલા મુકદમામાં કામ ચલાવવા બાબત.

---

બાબ ૧૫ મો.

ચોકસી તથા ઈનસાફ કરવામાં ફોજદારી કોરટોની હકુમત બાબત.

અ.-ચોકસી અથવા ઈનસાફ કરવાની જગા.

૧૭૭ ચોકસી તથા ઈનસાફ કરવાની મામુલ જગા.

## બાબ ૨૦ મો.

સમનના મુકદમાઓનો માજીસ્ત્રેટોએ ઇનસાફ કરવા બાબત.



## બાબ ૨૧ મો.

વારંટના મુકદમાઓનો માજીસ્ત્રેટોએ ઇનસાફ કરવા બાબત.



## બાબ ૨૨ મો.

સંક્ષેપ રીતે ઇનસાફ કરવા બાબત.

કલમો.

# ભાગ ૭ મો.

અપીલ તથા લખી મોકલવા બાબત તથા તપાસ બાબત.

---

### બાબ ૩૧ મો.

અપીલો બાબત.



---

### બાબ ૩૨ મો.

લખી મોકલવા બાબત તથા દુરસ્તી બાબત

૪૪૨ હૈકોરટના હુકમ બાબત નીચલી કોર્ટને અથવા માજીસ્ત્રેટને દાખલો આપવો.

# ભાગ ૮ મો.

## વિશેષ કામ ચલાવવા બાબત.

## બાબ ૩૩ મો.

યુરોપિયનો તથા અમેરિકનો ઉપર ફોજદારી કામ ચલાવવા બાબત.

૪૪૩ રાણીસાહેબની વિલાયતી રૈયતઉપર મુકેલાં તોહોમત બાબત ચોકસી તથા ઈનસાફ કરવાનો અધિકાર કયા માજીસ્ત્રેટોનેછે.

૪૪૪ સેશન જડજ રાણીસાહેબની વિલાયતી રૈયત હોવી જોઈયે.
આસિસ્ટંટ સેશન જડજ પોતાનો હુદ્દા ઉપર ત્રણ વર્ષ સુધી રહેલો હોવો જોઈયે અને તેને વિશેષે કરીને અધિકાર આપવો જોઈયે.

૪૪૫ રાણીસાહેબની વિલાયતી રૈયતે કરેલો ગુનોહ સાંભળવા બાબત.

૪૪૬ જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર જીલ્હામાહેના માજીસ્ત્રેટોને છે તે.

૪૪૭ (તોહોમતવાળાને) સેશનકોરટમાં ક્યારે અને હૈકોરટમાં ક્યારે કમિટ કરવો.

૪૪૮ જે ગુનાહઓમાંનો એક ગુનાહ મોતની અથવા સમુદ્રપારની શિક્ષાને લાયક હોય, અને બીજા તેવી શિક્ષાને લાયક ન હોય તેવા ગુનાહઓનો ઈનસાફ.

૪૪૯ જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર સેશનકોરટને છે તે.
સેશન જડજને પોતાનો અધિકાર અયોગ્ય જણાય ત્યારે કેમ કરવું.

૪૫૦ સેશન જડજ રાણીસાહેબની વિલાયતી રૈયત નહી હોય ત્યારે કેમ કરવું.

૪૫૧ રાણીસાહેબની વિલાયતી રૈયતનો ઈનસાફ કરવા માટે મિશ્ર જ્યુરી.

૪૫૨ રાણીસાહેબની વિલાયતી રૈયત ઉપર તથા દેશી ઉપર એકઠું તોહોમત આવે ત્યારે તેઓનો ઈનસાફ કરવા બાબત.
દેશી જુદા ઈનસાફ થવાનો દાવો કરવાને ક્યારે મુખતાર છે.

૪૫૩ હું રાણીસાહેબની વિલાયતી રઈયત છું માટે મારી તે પ્રમાણે તજવીજ થવી જોઈએ એવો કોઈ શખસ દાવો કરે ત્યારે કેમ કરવું.

૪૫૪ પોતાની સ્થિતિ વિષે તકરાર ન કરવી, એ હક છોડી દેવા બરાબર છે.

૪૫૫ જે શખસ રાણીસાહેબની વિલાયતી રઈયત ન હોય તે શખશનો આ બાબપ્રમાણે ઈનસાફ કરવામાં આવે તેબાબત.

૪૫૬ રાણીસાહેબની વિલાયતી રઈયતને અટકાવી રાખી હોય ત્યારે પોતાને હૈકોરટની આગળ આણવાનો હુકમ થવા સારૂ અરજી કરવાનો હક.

૪૫૭ સદરહુ અરજી કરવામાં આવે ત્યારે કેમ કરવું.

૪૫૮ કયા મુલકોમાં હૈકોરટ સદરહુ પ્રકારના હુકમ કરવાને મુખતાર છે.

૪૫૯ માજીસ્ત્રેટોને અથવા સેશનકોરટનેહકુમત આપનારા આકટો લાગુ પાડવા બાબત.

૪૬૦ યુરોપિયનો અથવા અમેરિકનોનો ઈનસાફ કરવા માટે જ્યુરી.

૪૬૧ યુરોપિયન અથવા અમેરિકનઉપર અને બીજીકોઈજાતના શખસઉપર એકઠું તોહોમત મુકવામાં આવે ત્યારે જ્યુરી બાબત.

૪૬૨ ૪૫૧ મી અથવા ૪૬૦ મી કલમ પ્રમાણે જ્યુરરોને સમન કરીને તેઓની યાદી કરવા બાબત.

૪૬૩ રાણીસાહેબની વિલાયતી રઈયત વિગેરે ઉપર ફોજદારી કામ ચલાવવા બાબત.

---

## બાબ ૩૪ મો.

ગાંડા માણસો બાબત.

૪૬૪ તોહોમતવાળો ગાંડો હોય તો કેમ કરવું.

૪૬૫ સેશનકોરટમાં અથવા હૈકોરટમાં કમિટ કરેલો શખસ ગાંડો હોય તો કેમ કરવું.

૪૬૬ તપાસ અથવા ઈનસાફ થતાં સુધી ગાંડા શખસને છુટો કરવા બાબત.
ગાંડાને સંભાળીને રાખવા બાબત.

૪૬૭ ચોકસી અથવા ઈનસાફ પાછો જારી કરવા બાબત.

૪૬૮ માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ તોહોમતવાળો હાજર થાય ત્યારે કેમકરવું.

૪૬૯ જ્યારે તોહોમતવાળો દિવાનો જણાય ત્યારે કેમ કરવું.

૪૭૦ ગાંડાપણના સબબપરથી તોહોમતવાળાને બિન તકસીરવાર ઠરાવવાનો ફેસલો.

૪૭૧ સદરહુ સબબપરથી બિન તકસીરવાર

બાબ ૩૫ મો.

ઇનસાફ ચલાવવામાં હરેકત થાય એવા કેટલાએક ગુનાહની બાબતમાં કામ ચલાવવા બાબત.



બાબ ૩૬ મો.

ઓરતોનાં તથા બાળકોનાં ગુજરાન બાબત.



બાબ ૩૭ મો.

હેબિયસકાર્પસના જેવા પ્રકારનાહુકમબાબત.



# ભાગ ૯ મો.

પુરવણી ઠરાવો.

બાબ ૩૮ મો.

પબ્લિક પ્રાસીક્યુટર બાબત (એટલેસરકારની તરફથી ફરિયાદ પક્ષનું કામ ચલાવવા સારૂ ઠરાવેલા માણસ બાબત.)



બાબ ૩૯ મો.

જામીન બાબત.

## બાબ ૪૫ મો.

### ગેરશિરસ્તે ચલાવેલાં કામ બાબત.



---

## બાબ ૪૬ મો.

### પરચુરણ.



---



---




# ACT NO. X. OF 1882.

## THE CODE OF CRIMINAL PROCEDURE.

ઇંડિયાના ગવર્નર જનરલ ઈનકૌન્સિલનો હેઠળ લખેલો આક્ટ, ગવર્નર જનરલ સાહેબે સને ૧૮૮૨ ના માર્ચ માસની ૬ ઠી તારીખે મંજૂર કર્યો, તે સઘળા લોકોને જાણ થવાસારૂ આ ઠેકાણે છાપીને પ્રસિદ્ધ કર્યો છે:—

---

## सने १८८२ नो आक्ट १० मो.

## ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો.

ફોજદારી ન્યાયાધિકારી કોરટોનું કામ ચલાવવાની રીતના કાયદાને એકત્ર કરીને સુધારવા વિશેનો આક્ટ.

ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાને એકત્ર કરીને સુધારવો યોગ્ય છે; વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:— ઉદ્દેશ.

## भाग १ लो.

### પ્રથમ નિયમો.

---

### બાબ ૧ લો.

૧. આ આક્ટને "સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો" કહેવો: અને તે સન ૧૮૮૩ ના જાન્યુઆરી મહિનાની ૧ લી તારિખે અમલમાં આવશે. ટુંકુનામ. સરૂઆત.

ક્યાંહાં ક્યાંહાં લાગુ છે.

આ આક્ટ આખા બ્રિટિશ ઇંડિયાને લાગુ છે; પણ કોઈ વિરુદ્ધ મતનો ખાસ ઠરાવ ન હોય તો, હાલમાં કોઈપણ વિશેષ અથવા સ્થાનિક કાયદો અમલમાં હોય તેને, અથવા બીજો કોઈપણ કાયદો હાલ અમલમાં હોય, અને તેથી કોઈપણ વિશેષ હકુમત અથવા અધિકાર આપેલો હોય તેને, અથવા કામ ચલાવવાની કોઈપણ વિશેષ રીત ફરમાવેલી હોય તેને આ આક્ટમાંહેના કોઈપણ મજકૂરથી બાધ થશે નહીં, અથવા આ આક્ટમાંહેનો કોઈપણ મજકૂર—

(અ) કલકત્તા, મદ્રાસ તથા મુંબાઈ એ શેહેરોમાં પોલીસ-કમિશનરોને અથવા કલકત્તા તથા મુંબાઇ એ શેહેરોમાં પોલીસને લાગૂ નથી;

(બ) જે છાવણીઓમાં તથા થાણાંઓમાં મદ્રાસ ઇલાકાનાં તથા મુંબાઈ ઇલાકાનાં લશ્કરો રેહેતાં હોય તે છાવણીઓ તથા થાણાંઓ આગળ લશ્કરી બજારોમાં ન્હાના ગુન્હાઓનો ઇનસાફ કરવાને જે અમલદારને યોગ્ય રીતે અધિકાર આપ્યો હોય તે અમલદારને લાગૂ નથી.

(ક) મદ્રાસ ઇલાકામાં ગામોના મુખીઓને લાગૂ નથી; અથવા

(ડ) મુંબઈ ઇલાકામાં ગામના પોલીસ અમલદારોને લાગૂ નથી:

(ઈ) અને ૧૬૪ મી તથા ૧૬૫ મી તથા ૧૬૬ મી કલમમાંહેનો કોઈપણ મજકૂર મદ્રાસ શેહેરમાં પોલીસને લાગુ નથી.

આક્ટો રદ કરવા બાબત.

૨. સન ૧૮૮૩ ના જાન્યુઆરી મહિનાની ૧ લી તારિખે અને તે તારિખથી પેહેલાં પરિશિષ્ટમાં કહેલા આક્ટો સદરહુ પરિશિષ્ટનાં ત્રીજા આસનમાં લખ્યું છે તેટલે સુધી રદ થશે, પણ જે હકુમત તે વખતે કાયમ ન હોય અથવા જે રીત પ્રમાણે તે વખતે કામ ચલાવવામાં આવતું ન હોય તે હકુમત અથવા તે રીત ફરીથી સ્થાપિત થાય, અથવા જે કેદ તે વખતે કાયદેસર હોય તે કેદ જારી રાખવી ગેરકાયદેસર થાય, એવી રીતે તે આક્ટો રદ થશે નહીં.

રદ કરેલા આક્ટો પ્રમાણે પ્રસિદ્ધ કરેલી જાહેર ખબરો વિગેરે.

આ કાયદાથી રદ કરેલા હરકોઈ કાયદા પ્રમાણે અથવા એવા કોઈ પણ કાયદાથી રદ કરેલા હરકોઈ કાયદા પ્રમાણે જે જાહેરખબરો પ્રસિદ્ધ કરી હોય, જે જાહેરનામાં કર્યાં હોય, જે અધિકાર આપ્યા હોય, જે નમૂના ઠરાવ્યા હોય, જે સ્થાનિક હદ બાંધી હોય, જે શિક્ષાના હુકમ કર્યા હોય અને જે હુકમો, કાનુનો તથા નિમણુકો કરી હોય, અને જે સન ૧૮૮૩ ના જાન્યુઆરી મહિનાની પેહેલી તારિખની તરત પહેલાં અમલમાં

હોય, તે સર્વે જાહેરખબરો આ આકટની તેત્રીજ કલમ પ્રમાણે પ્રસિદ્ધ કરી છે, તે સર્વે જાહેરનામાં તેજ પ્રમાણે કર્યાં છે, તે સર્વે અધિકાર તેજ પ્રમાણે આપ્યા છે, તે સર્વે નમૂના તેજ પ્રમાણે ઠરાવ્યા છે, તે સર્વે સ્થાનિક હદો તેજ પ્રમાણે બાંધી છે, તે સર્વે શિક્ષાના હુકમ તેજ પ્રમાણે કર્યા છે, અને તે સર્વે હુકમો, કાનુનો તથા નિમણુકો તેજ પ્રમાણે કરી છે એમ સમજવું.

ફોજદારીકામ ચલાવવાની રીત ના કાયદા ઉપર ના તથા બીજા રદ કરેલા કાયદા ઉપરના હવાલા.

૩. આ કાયદો અમલમાં આવે તેની અગાઉ ઠરેલા જે જે કાયદામાં ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા ઉપર એટલે ૧૮૬૧ ના ૨૫ મા આકટ ઉપર, અથવા ૧૮૭૨ ના ૧૦ મા આકટ ઉપર, અથવા તેના હરકોઈ બાબ અથવા કલમ ઉપર, અથવા પ્રસ્તુત કાયદાથી રદ કરેલા બીજા કોઈપણ કાયદા ઉપર હવાલો આપ્યો હોય તે પ્રસ્તુત કાયદા ઉપર અથવા તેના તેવાજ બાબ અથવા કલમ ઉપર આપ્યો છે એવું બની શકે તેટલે સુધી સમજવું.

અગાઉના આકટો માંહેના શબ્દો.

આ કાયદો અમલમાં આવે તેની અગાઉ ઠરેલા દરેક આકટમાં "માજીસ્ત્રેટનો અખત્યાર (અથવા પૂરે પૂરો અખત્યાર') ચલાવનારો (અથવા અખત્યારવાળો) અમલદાર," "પહેલા વર્ગનો તાબામાહેનો માજીસ્ત્રેટ," અને "બીજા વર્ગનો તાબામાહેનો માજીસ્ત્રેટ," આ શબ્દો લખેલા છે તે શબ્દોનો અર્થ યથાક્રમ "પહેલા વર્ગના માજીસ્ત્રેટ," "બીજા વર્ગનો માજીસ્ત્રેટ," અને "ત્રીજા વર્ગનો માજીસ્ત્રેટ," એવા સમજવા; "ડિસ્ટ્રિકટના ભાગનો માજીસ્ત્રેટ," આ શબ્દોનો અર્થ "પેટા ટુકડી માજીસ્ત્રેટ" એવો સમજવો; "ડીસ્ટ્રીકટનો માજીસ્ત્રેટ" આ શબ્દનો અર્થ "જીલા માજીસ્ત્રેટ" એવો સમજવો; અને "પોલીસ માજીસ્ત્રેટ," આ શબ્દોનો અર્થ "પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ" એવો સમજવો.

વ્યાખ્યા.

૪. આ કાયદામાં હેઠળ લખેલા શબ્દોના તથા વાકયોના અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવા, પણ વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી જુદો ઇરાદો દેખાતો નહીં હોય તો હેઠળ લખેલા શબ્દોનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો:—

"ફરિયાદ."

(અ) "ફરિયાદ" એટલે આ કાયદા પ્રમાણે કોઈ માજીસ્ત્રેટ કામ ચલાવે એટલા માટે, કોઈ શખસે કાંઈ ગુન્હો કર્યો છે એવા કોઈ માજીસ્ત્રેટની આગળ મ્હોડેથી અથવા લખીને જાહેર કરેલો મજકુર, પછી તે શખસ જણાયો હોય કે ન જણાયો હોય તોપણ, એવું સમજવું; પણ

તેમાં પોલીસ અમલદારના રિપોર્ટનો સમાવેશ થતો નથી;

"તપાસ;" (બ) "તપાસ" આ શબ્દમાં પોલીસે અથવા (માજીસ્ત્રેટ અથવા પોલીસ-અમલદાર સિવાય બીજા) જે શખસને આ બાબત કોઇ માજીસ્ત્રેટે અધિકાર આપ્યો હોય તે શખસે પુરાવો એકઠો કરવાસાર આ કાયદા પ્રમાણે ચલાવેલાં સઘળાં કામનો સમાવેશ થાય છે:

"ચોકશી" (ક) "ચોકશી" આ શબ્દમાં માજીસ્ત્રેટે અથવા કોરટે આ કાયદા પ્રમાણે કરેલી દરએક ચોકશીનો સમાવેશ થાય છે:

"ઇનિસાફી મુકદમો;" (ડ) "ઇનિસાફી મુકદમો" એટલે કાંઈ કામ ચાલતું હોય ત્યારે પુરાવો લેવામાં આવે છે અથવા કાયદેસર લેવાનો અધિકાર છે તેવું કામ સમજવું:

"લખીને" તથા "લખેલું." (ઇ) "લખીને" તથા "લખેલું" આ શબ્દોમાં "બીબાં છાપનું કામ," "શિલા છાપનું કામ," "ફોટોગ્રાફનું કામ," "કોતર કામ," અને બીજે જે પ્રકારે શબ્દો અથવા આંકડાઓ કાગળ ઉપર અથવા કાંઈ વસ્તુ ઉપર બતાવી શકાય તે પ્રકાર, એઓનો સમાવેશ થાય છે:

"પેટાતુકડી;" (ફ) "પેટાતુકડી" એટલે કાંઈ જીલ્હાની આ કાયદા પ્રમાણે કરેલી પેટાતુકડી સમજવી:

"પ્રાંત" (ગ) "પ્રાંત" એટલે કોઇપણ સ્થાનિક સરકારના અમલ હેઠળ જે વખતે જે કાંઈ મુલક હશે તે વખતે તે મુલક સમજવો:

"ઇલાકાનું મુખ્ય શેહેર" (હ) "ઇલાકાનું મુખ્ય શેહેર" એટલે કલકત્તાની અથવા મદ્રાસની અથવા મુંબઇની ઇનસાફની હૈકોરટની અસલ દિવાની દાવો લેવાની મામૂલ હકુમતની સ્થળસીમમાં જેટલી જગા હોય તેટલી જગા જે વખતે જે હોય તે વખતે તે સમજવી:

"હૈકોરટ" (આઇ) "રાણીની વિલાયતી રૈયતની ઉપર અથવા રાણીના વિલાયતી રૈયતની સાથે જે માણસોની ઉપર તોહોમત મુક્યું હોય તે માણસોની ઉપર કામ ચલાવવાના સંબંધમાં "હૈકોર્ટ" આ શબ્દોનો અર્થ કલકત્તાની અથવા મદ્રાસની

અથવા મુંબઈની હૈકોર્ટ, વાયવ્ય પ્રાંતની હૈકોર્ટ, પંજાબની ચીફ કોર્ટ સમજવી અને રંગુનનો રિકોર્ડર સમજવો:

બીજાં કામમાં "હૈકોરટ" એટલે હરકોઈ સ્થાનિક ક્ષેત્રમાં સર્વના કર્તા મુખ્ય ફોજદારી અપીલની અથવા તપાસ કરનારી કોરટ સમજવી;

અથવા જ્યાં સદરહુ પ્રકારની કોઇપણ કોરટ કોઈપણ ચાલુ કાયદા પ્રમાણે સ્થાપેલી ન હોય ત્યાં જે અમલદારને ગવર્નર જનરલ ઈન્‌કૌંસિલ આ બાબત નિમે તે અમલદાર સમજવો:

"ચીફ જસ્ટીસ" (જ) "ચીફ જસ્ટીસ" આ શબ્દોમાં કોઈ ચીફ કોરટના સીનિયર જડજનો પણ સમાવેશ થાય છે:

"આડવોકેટ જનરલ:" (ક) "આડવોકેટ જનરલ" આ શબ્દોમાં સરકારી આડવોકેટ, અથવા જ્યાં કોઈ પણ આડવોકેટ જનરલ અથવા સરકારી આડવોકેટ ન હોય ત્યાં જે અમલદારને સ્થાનિક સરકાર તેનાં કામસારૂ વખતે વખતે નિમે તે અમલદારનો પણ સમાવેશ થાય છે:

"કલાર્ક ઓફ ધી ક્રૌન:" (લ) "કલાર્ક આફ ધી ક્રૌન" આ શબ્દોમાં આ કાયદાથી કલાર્ક આફ ધી ક્રૌનને જે કામો સોંપ્યાં છે તે કામો બજાવવાને ચીફ જસ્ટીસે વિશેષે કરીને નિમેલા હરકોઇ અમલદારનો સમાવેશ થાય છે:

"પબ્લિક પ્રાસીક્યુટર:" (મ) "પબ્લિક પ્રાસીક્યુટર" એટલે ૪૯૨ મી કલમ પ્રમાણે નીમેલો કોઇપણ શખ્સ સમજવો, અને તેમાં પબ્લિક પ્રાસીક્યુટરના હુકમ પ્રમાણે કામ કરનાર હરકોઇ શખ્સનો સમાવેશ થાય છે; અને હરકોઇ હૈકોરટ પોતાના અસલ ફોજદારી હકુમત ચલાવતી હોય ત્યારે તે કોરટમાં મલીકા મુઆઝમા તરફથી ફરિયાદીનું કામ ચલાવનાર હરકોઇ શખ્સ પણ સમજવો:

"પ્લીડર:" (ન) "પ્લીડર" આ શબ્દ જ્યારે હરકોઈ કોરટમાંહેના કોઈપણ કામના સંબંધથી વપરાયો હોય ત્યારે તેનો અર્થ સદરહુ કોરટમાં કામ કરવાને કોઈપણ ચાલુ કાયદા પ્રમાણે જે પ્લીડરને અધિકાર આપ્યો હોય તે પ્લીડર એવો સમજવો. અને તેમાં (૧) કોઈ હૈકોરટનો સદરહુ અધિકારવાળો કોઈ આડવોકેટ, વકીલ, તથા આટર્ની, અને (૨) સદરહુ

કામમાં કોરટના પરવાનગી લઇને કામ કરવાને નીમેલો હરકોઈ મુખ્તાર અથવા બીજો શખ્સ, એ સર્વેનો સમાવેશ થાય છે:

"પોલીસ-થાણું."

(ઓ) "પોલીસ-થાણું" એટલે જે ઠેકાણાને સ્થાનિક સરકારે આ કાયદાનાં કારણ સારૂ સામાન્યરીતે અથવા વિશેષે કરીને પોલીસ થાણું ઠરાવ્યું હોય તે ઠેકાણું સમજવું, અને તેમાં સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને જણાવેલાં હરકોઈ સ્થાનિક ક્ષેત્રનો સમાવેશ થાય છે; અને "જે અમલદારના હવાલામાં પોલીસ-થાણું હોય તે અમલદાર"

"જે અમલદારના હવાલામાં પોલીસ-થાણું હોય તે અમલદાર."

આ શબ્દોમાં જ્યારે જે અમલદારના હવાલામાં તે થાણું હોય તે અમલદાર તેમાંથી ગેર હાજર હોય અથવા મંદવાડને લીધે પોતાનું કામ બજાવવાને અશકત હોય ત્યારે તેની પછીના દરજ્જાનો અને કાન્સ્ટેબલથી ચઢતા દરજ્જાનો જે પોલીસ અમલદાર તે પોલીસ-થાણામાં હાજર હોય તેનો સમાવેશ થાય છે, અથવા સ્થાનિક સરકાર એમ ફરમાવે ત્યારે, બીજો જે પોલીસ અમલદાર સદરહુ પ્રમાણે હાજર હોય તે પોલીસ અમલદારનો સમાવેશ થાય છે.

"ગુનોહ:"

(પ) "ગુનોહ" એટલે કોઇપણ ચાલુ કાયદાથી શિક્ષાલાયક કરેલું કોઈ પણ કૃત્ય અથવા કસુર સમજવી:

"કાગ્નિઝેબલ ગુનોહ:" "કાગ્નિઝેબલ મુકદમો:"

(ક્યુ) "કાગ્નિઝેબલ ગુનોહ" એટલે જે ગુનાહ બાબત અને "કાગ્નિઝેબલ મુકદમો" એટલે જે મુકદમામાં ઇલાકાના મુખ્ય શેહેરોના માહે અથવા બાહાર પોલીસ અમલદાર બીજા પરિશિષ્ટ પ્રમાણે અથવા હરકોઈ ચાલુ કાયદાપ્રમાણે વગર વારંટે પકડવાને મુખ્તાર છે તે ગુનોહ અથવા મુકદમો સમજવા.

"નાનકાગ્નિઝેબલ ગુનોહ," "નાનકાગ્નિઝેબલ મુકદમો:"

"નાનકાગ્નિઝેબલ ગુનોહ" એટલે જે ગુનાહ બાબત અને "નાનકાગ્નિઝેબલ મુકદમો" એટલે જે મુકદમામાં ઇલાકાના મુખ્ય શેહેરોની માહે અથવા બાહાર પોલીસ અમલદાર વગર વારંટે પકડવાને મુખ્તાર નથી તે ગુનોહ અથવા મુકદમો સમજવો.

"જામીન લઈ

(૨) "જામીન લઇ શકાય એવો ગુનોહ" એટલે જે ગુનાહ બા-

બત બીજા પરિશિષ્ટમાં બતાવ્યા મુજબ જામીન લઈ શકાય તે, અથવા જે ગુનાહ બાબત બીજા કોઈ ચાલુ કાયદાપ્રમાણે જામીન લઈ શકાય તે ગુનોહ સમજવો; અને "જામીન નહી લઈ શકાય એવો ગુનોહ" એટલે બીજો કોઈ ગુનો સમજવો. શકાય એવો ગુનોહ;" "જામીન નહી લઈ શકાય એવો ગુનોહ:"

(સ) "વારંટનો મુકદમો" એટલે જે ગુનાહ બાબત મોતની, અથવા સમુદ્રપારની અથવા છ મહિનાથી વધારે મુદતસુધી કેદની, શિક્ષા કરી શકાય તેવા ગુનાહસંબંધી કોઈ મુકદમો સમજવો. "વારંટનો મુકદમો:"

(ટ) "સમનનો મુકદમો" એટલે જે ગુનાહ બાબત સદરહુ શિક્ષા કરી નહીં શકાય એવા ગુનાહ સંબંધી કોઈ મુકદમો. "સમનનોમુકદમો."

(ક્યુ) "રાણીની વિલાયતી રૈયત" આ શબ્દોનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો, એટલે— "રાણીનીવિલાયતી રૈયત:"

(૧.) ગ્રેટબ્રિટન અને આયર્લાંડના સંયુક્ત રાજ્યમાં અથવા યુરોપમાંહેના અથવા અમેરિકા માંહેની અથવા આસ્ટ્રેલીયા માંહેની મલીકા માઆઝમાની કોઈ પણ વસાહતોમાં અથવા મુલકોમાં, અથવા નીયુઝીલંડની વસાહતમાં અથવા કેપ ઓફ ગુડહોપની અથવા નટાલની વસાહતમાં મલીકા માઆઝમાની જે રૈયત જન્મી હોય અથવા જે રૈયતને ત્યાંનો દેશજ અધિકાર પ્રાપ્ત થયો હોય અથવા જે રૈયતે ત્યાં હમેશાં રહેવાનું ઠેકાણું કરેલું હોય એવી હરકોઈ રૈયત.

(૨.) સદરહુ પ્રકારનાં હરકોઈ માણસનું ઓરસ છોકરૂં અથવા તે છોકરાંનું છોકરૂં.

(વ.) "બાબ" એટલે આ કાયદાનો કોઈ બાબ સમજવો. અને પરિશિષ્ટ એટલે આ કાયદાને જોડેલું કોઈ પરિશિષ્ટ સમજવું. "બાબ:" "પરિશિષ્ટ:"

(ડબલ્યુ.) "જગા" આ શબ્દમાં ઘર, મકાન, તંબુ તથા વાંહાણ એનો પણ સમાવેશ થાયછે. "જગા:"

જે શબ્દો કરેલાં કૃત્યોના સંબંધમાં વાપરયા હોય તે શબ્દો ગેરકાયદેસર કરેલાં કસુરોને પણ લાગુછે; અને કૃત્યોના સંબંધમાં વાપરેલા શબ્દો.

જે શબ્દો તથા વાક્યો આ કાયદામાં વાપરયાં હોય અને જેઓની વ્યાખ્યાઓ હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં આપી હોય અને ઉપર આપી શબ્દોનો જે અર્થ ફોજદારી

કાયદામાંઠેરાવેલેજ અર્થ સમજવો.

નહીં હોય તે સર્વે શબ્દોના તથા વાક્યોના અર્થ સદરહુ કાયદામાં જે પ્રમાણે આપ્યા હોય તે પ્રમાણે સમજવા.

ફોજદારી કાયદા મુજબના ગુનાહોનો ઇનસાફ.

બીજા કાયદાઓ સરૂદ્ધ ગુનાઓનો ઇનસાફ.

૫. હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબના સઘળા ગુનાઓની ચોકસી તથા ઇનસાફ આ કાયદામાં આગળ કહેલા ઠરાવો પ્રમાણે કરવો; અને બીજા કોઈ પણ કાયદા મુજબના ગુનાહઓની ચોકસી તથા ઇનસાફ તેજ ઠરાવ પ્રમાણે કરવો, પણ તે ચોકસી અથવા ઇનસાફ, સદરહુ ગુનાહની ચોકસી અથવા ઇનસાફ કરવાની રીત અથવા જગા સંબંધી નિયમ ન કરવા બાબત કોઈપણ કાયદો ચાલુ હોયતોતેને અનુસરીને કરવો.

---

# भाग २ जो.

## ફોજદારી કોરટોની તથા હુદાઓની રચના તથા અધિકાર.

---

# બાબ ૨ જો.

## ફોજદારી કોરટોની તથા હુદાઓની રચના બાબત.

### અ.—ફોજદારી કોરટોના દરજ્જા.

ફોજદારી કોરટોના દરજ્જા.

૬. હૈ કોરટો શિવાય, તથા આ કાયદા વગર બીજા કોઈ પણ ચાલુ કાયદા પ્રમાણે રચેલી કોરટો શિવાય, બ્રિટિશ ઇંડિયામાં પાંચ દરજ્જાની ફોજદારી કોરટો હશે, એટલે:—

૧.—સેશન કોરટો:

૨.—પ્રેસિડેનસી માજીસ્ત્રેટોની કોરટો:

૩.—પેહલા વર્ગના માજીસ્ત્રેટોની કોરટો:

૪.—બીજા વર્ગના માજિસ્ત્રેટોની કોરટો:

૫.—ત્રીજા વર્ગના માજીસ્ત્રેટોની કોરટો:

### બ.—મુલકની તુકડીઓ.

સેશનતુકડીયો

૭. (ઇલાકાનાં મુખ્ય શેહેરો શિવાય) દરેનક પ્રાંત સેશન તુકડી થશે, અથવા તેમાં સેશન તુકડીઓ આવશે.

જિલ્હા.

અને આ કાયદાનાં કારણ સારૂ દરએક સેશન તુકડી જિલ્હા થશે અથવા તેમાં જિલ્હા આવશે.

*તુકડીઓમ. તથા જિલ્હાઓમાં ફેરફાર કરવાનો અધિકાર.*

સદરહુ તુકડીઓની તથા જિલ્હાઓની સીમાઓમાં, અથવા ગવર્નર જનરલ ઈન કૌંસિલની અગાઉથી મંજુરી લઈને, તેમની સંખ્યામાં ફેરફાર કરવાને સ્થાનિક સરકાર મુખ્ત્યાર છે.

*હાલની તુકડીઓમાં તથા જિલ્હાઓમાં જ્યાં સુધી ફેરફાર કરવામાં ન આવે ત્યાં સુધી તે કાયમ રાખ્યા.*

આ કાયદો અમલમાં આવે ત્યારે ચાલુ હોય એવી સેશન તુકડીઓમાં તથા જિલ્હાઓમાં જ્યાં સુધી સદરહુ પ્રમાણે ફેરફાર કરવામાં ન આવે ત્યાં સુધી તે સેશન તુકડીઓ તથા જિલ્હા રહેશે.

*ઈલાકાનાં મુખ્ય શેહેરોને જિલ્હા ગણવા.*

આ કાયદાનાં કારણ સારુ દરએક ઈલાકાનું મુખ્ય શેહેર જિલ્હો છે એમ સમજવું.

*જિલ્હાની પેટા તુકડીઓ કરવાનો અધિકાર.*

૮. ઈલાકાનાં મુખ્ય શેહેરોની બહારનાં કોઈ પણ જિલ્હાના પેટા તુકડીઓ કરવાનો, અથવા સદરહુ પ્રકારનાં કોઈ પણ જિલ્હાના કોઈપણ ભાગને, પેટા તુકડી કરવાનો, અને કોઈ પણ પેટા તુકડીની હદમાં ફેરફાર કરવાનો, અધિકાર સ્થાનિક સરકારને છે.

*હાલની પેટા તુકડીઓ કાયમ રાખી.*

જે ચાલુ પેટા તુકડીઓ હાલમાં ઘણું કરીને માજિસ્ત્રેટના હવાલામાં મુકવામાં આવે છે તે સઘળી પેટા તુકડીઓ આ કાયદા પ્રમાણે કરેલી છે એવું સમજવું.

**૪.—ઈલાકાનાં મુખ્ય શેહેરોની બહાર કોરટો તથા હુદા.**

*સેશન કોરટ.*

૯. સ્થાનિક સરકારે દરએક સેશન તુકડી માટે એક સેશન કોરટ સ્થાપવી, અને સદરહુ કોરટનો એક જડજ નિમવો.

વળી સદરહુ પ્રકારની એક અથવા વધારે કોરટોમાં હકુમત ચલાવવાને આડિશનલ સેશન જડજો, જાઈનટ સેશન જડજો, તથા આસિસ્ટંટ સેશન જડજોને નિમવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

જ્યારે આ કાયદો અમલમાં આવે ત્યારે જે સેશન કોરટો ચાલુ હોય તે સઘળી સેશન કોરટો આ કાયદા પ્રમાણે સ્થાપેલી છે એમ સમજવું.

*જિલ્હા માજીસ્ત્રેટ.*

૧૦. ઈલાકાના મુખ્ય શેહેરોની બહાર દરએક જીલ્હામાં સ્થાનિક સરકારે પહેલા વર્ગનો એક માજીસ્ત્રેટ નિમવો, અને તેને જીલ્હા માજીસ્ત્રેટ કેહેવો.

*જિલ્હા માજિસ્ત્રેટનો હુદો ખાલી પડવાથી તે*

૧૧. જ્યારે કોઈ જીલ્હા માજીસ્ત્રેટનો હુદો ખાલી પડવાથી કોઈ પણ અમલદાર સદરહુ જીલ્હામાં મુખ્ય અમલ ચલાવવાનાં કામ ઉપર થોડી મુદતને માટે આવે, ત્યારે સદરહુ અમલદારે સ્થાનિક સરકારનો હુ

ઉપર થોડી મુદત ને માટે નિમાય બા અમલદારો.

કમ થતાં સુધી આ કાયદા ઉપરથી જીલ્હા માજીસ્ત્રેટને જે અધિકાર આપ્યા છે તથા તેને જે કામો સોંપ્યાં છે તે સર્વે અધિકારો ચલાવવા તથા તે સર્વે કામો કરવાં.

તાબા માંહેના માજીસ્ત્રેટો.

૧૨. ઇલાકાનાં મુખ્ય શેહેરોના બહાર કોઈ પણ જીલ્હામાં જીલ્હા માજીસ્ત્રેટ શિવાય, પેહેલા વર્ગના અથવા બીજા વર્ગના અથવા ત્રીજા વર્ગના માજીસ્ત્રેટો દાખલ પોતાની નજરમાં આવે તેટલાં માણસોને નિમવાનો અધિકાર સ્થાનિક સરકારને છે; અને સદરહુ માણસોને આ કાયદા પ્રમાણે જે અધિકારો આપવામાં આવે તે સર્વે અથવા તેમાંના કોઈ પણ અધિકાર જે સ્થાનિક પ્રદેશમાં તેણે ચલાવવા તે સ્થાનિક પ્રદેશ વખતે વખતે ઠરાવવાનો અખતિયાર સ્થાનિક સરકારને અથવા સ્થાનિક સરકારના નિર્બંધ હેઠળ રહીને જીલ્હા માજીસ્ત્રેટને છે.

તેમની હકુમતની સ્થાનિક સીમા.

સદરહુ પ્રકારનો પ્રદેશ ઠરાવીને જુદી રીતે ઠરાવ્યું ન હોય તો સદરહુ માણસોની હકુમત તથા તેઓનો અધિકાર સદરહુ જીલ્હામાં સર્વે ઠેકાણે લાગુ પડશે.

પેટા તુકડી માજીસ્ત્રેટના હવાલામાં મુકવાનો અધિકાર.

૧૩. સ્થાનિક સરકાર કોઈ પેટા તુકડી પેહેલા વર્ગના અથવા બીજા વર્ગના કોઈ પણ માજીસ્ત્રેટના હવાલામાં મુકવાને અને જે પ્રસંગે જરૂર પડે તે પ્રસંગે તે હવાલો તેની પાસે છોડાવવાને મુખતિયાર છે.

સદરહુ માજીસ્ત્રેટોને પેટાતુકડી માજીસ્ત્રેટો કેહેવા.

જિલ્હા માજિસ્ત્રેટને અધિકાર સોંપવા બાબત.

સ્થાનિક સરકાર આ કલમમાં કહેલા પોતાના અધિકાર જીલ્હા માજીસ્ત્રેટને સોંપવાને મુખતિયાર છે.

સ્પેશિયલ માજિસ્ત્રેટો.

૧૪. પેહેલા વર્ગના અથવા બીજા વર્ગના અથવા ત્રીજા વર્ગના માજીસ્ત્રેટને જે અધિકાર આ કાયદાથી આપ્યા છે અથવા આ કાયદા પ્રમાણે આપી શકાય તે સર્વે અથવા તેમાંના હરકોઈ અધિકાર ઇલાકાનાં મુખ્ય શેહેરોની બહાર હરકોઈ સ્થાનિક ક્ષેત્રમાં અમુક મુકદમાના સંબંધમાં અથવા કોઈ અમુક વર્ગના અથવા અમુક વર્ગોના મુકદમાના સંબંધમાં અથવા સામાન્ય રીતે સઘળા મુકદમાના સંબંધમાં હરકોઈ માણસને આપવાનો અખતિયાર સ્થાનિક સરકારને છે.

સદરહુ માજીસ્ત્રેટોને સ્પેશિયલ માજીસ્ત્રેટો કેહેવા.

આ કલમના પેહેલા પારેગ્રાફથી આપેલો અધિકાર સ્થાનીક સરકાર પોતાના તાબા માંહેના હરકોઈ અમલદારને ગવર્નર જનરલ ઇનકૌંસિલની અગાઉથી મંજુરી લઈને અને પોતે દુરસ્ત ધારે એટલી હદ રા-

બીને સોંપવાને મુખ્તિયાર છે.

આસિસ્ટંટ ડિસ્ટ્રિક્ટ સુપરીનટેનડેનટથી ઉતરતા દરજ્જાના કોઈપણ પોલીસ અમલદારને આ કલમ પ્રમાણે કાંઈ પણ અધિકાર આપવા નહી, અને સુલેહ જાળવવા સારૂ તથા ગુનોહ અટકાવવા સારૂ અને ગુનેહગારોને માજીસ્ટ્રેટની આગળ લઈ જવા માટે તેઓને ખોળી કાહાડવા સારૂ તથા પકડવા સારૂ તથા અટકાવી રાખવા સારૂ, અને કોઈપણ ચાલુ કાયદાથી તે અમલદારને સોંપેલાં બીજાં કાંઈ પણ કામ તેણે કરવા સારૂ જેટલે સુધી જરૂર હોય તે કરતાં વત્તા કાંઈ પણ અધિકાર સદરહુ પ્રમાણે આપવા નહીં.

૧૫. ઇલાકાનાં મુખ્ય શેહેરોની બહાર હરકોઈ જગામાં હરકોઈ બે અથવા વધારે માજીસ્ટ્રેટોને બેંચ તરીકે બેસવાનું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખ્તિયાર છે, અને પેહેલાં, બીજા, અથવા ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટને જે અધિકારો આ કાયદાથી આપ્યા છે અથવા આ કાયદા પ્રમાણે આપી શકાય તેમાંના હરકોઈ અધિકાર સ્થાનિક સરકાર હુકમ કરીને સદરહુ બેંચને આપવાને મુખ્તિયાર છે, અને સ્થાનિક સરકાર ફરમાવે ત્યારે એવાજ મુકદમામાં અથવા એવાજ વર્ગના મુકદમામાં, અને એવાજ સ્થાનિક હદમાં, સદરહુ અધિકારો ચલાવવાનું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખ્તિયાર છે. માજિસ્ટ્રેટોની બેન્ચો.

આ કલમ પ્રમાણે હરકોઈ હુકમ કરીને જુદી રીતનો ઠરાવ કર્યો નહીં હોય તો સદરહુ બેંચના મેંબરોમાં જે ઊંચામાં ઊંચા દરજ્જાનો માજીસ્ટ્રેટ હોય અને જે સદરહુ બેંચના મેંબર તરીકે હાજર રહીને કામમાં ભાગ લેતો હોય તેવા માજીસ્ટ્રેટને આ કાયદાથી જે અધિકાર આપ્યા હોય તે અધિકાર સદરહુ પ્રકારની દરએક બેંચના છે એવું સમજવું, અને આ કાયદાનાં કારણ સારૂ તે બેંચને, જેટલે સુધી બની શકે તેટલે સુધી, સદરહુ દરજ્જાના માજીસ્ટ્રેટ તરીકે ગણવી. વિશેષ હુકમ ન હોય તો બેન્ચ જે અધિકારો ચલાવી શકે તે.

૧૬. કોઈપણ જિલ્હામાં માજિસ્ટ્રેટોની બેનચોની તેઓનાં કામની સમજુત થવાસારૂ હેઠળ લખેલી બાબતોસંબંધી આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન વખતે વખતે કરવાનિ સ્થાનિક સરકાર અથવા સ્થાનિક સરકારના નિર્બંધ હેઠળ રહીને જિલ્હા માજિસ્ટ્રેટ મુખ્તાર છે:— બેન્ચોની પોતાના કામની સમજુત થવાસારૂ કાનુન કરવાનો અધિકાર.

(અ) ઇનસાફ કરવાના મુકદમાના વર્ગો;

(બ) બેસવાની વખત તથા જગા;

(ક) ઇનસાફ ચલાવવાબાબત બેનચની રચના;

(ક) એવા માજિસ્ટ્રેટો વચ્ચે મતમાં જે ભેદ પડે તેનો નિકાલ કરવાની રીત.

માજિસ્ટ્રેટોએ તથા બેન્ચોએ જિલ્હા માજિસ્ટ્રેટના તાબામાં રેહેવું.

૧૭. ૧૨મી, ૧૩મી, અને ૧૪મી, કલમપ્રમાણે નિમેલા સઘળા માજિસ્ટ્રેટો તથા ૧૫મી કલમપ્રમાણે રચેલી સઘળી બેનચો જિલ્હા માજીસ્ટ્રેટના તાબામાં છે એવું સમજવું, અને સદરહુ માજિસ્ટ્રેટોને તથા બેનચોને કામ વેંહેચી આપવા બાબત આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન વખતે વખતે કરવાને જીલ્લા માજિસ્ટ્રેટ મુખત્યાર છે; અને

માજિસ્ટ્રેટોએ તથા બેન્ચોએ પેટા તુકડી માજીસ્ટ્રેટના તાબામાં રેહેવું.

કોઈ પેટા તુકડીમાં અધિકારો ચલાવનાર (પેટા તુકડી માજીસ્ટ્રેટ શિવાય બીજો) દરએક માજીસ્ટ્રેટ તથા દરએક બેંચ પેટા તુકડી માજીસ્ટ્રેટના તાબામાં છે એવું સમજવું, તોપણ તે જિલ્લા માજીસ્ટ્રેટના સામાન્ય નિબંધ હેઠળ છે એવું સમજવું.

આસિસ્ટંટ સેશન જડજોએ સેશન જડજના તાબામાં રેહેવું.

સઘળા આસિસ્ટંટ સેસન જડજોએ, જે સેશનજડજની કોરટમાં તેઓ હકુમત ચલાવતા હોય તે સેશન જડજના તાબામાં રેહેવું, અને સદરહુ આસિસ્ટંટ સેશન જડજોને કામ વેંહેચી આપવા બાબત આ કાયદાને અનુસરતા હોય એવા કાનુન વખતે વખતે કરવાને સેશનજડજ મુખત્યાર છે.

જિલ્લા માજીસ્ટ્રેટ તેમજ ૧૨ મી, ૧૩ મી, અને ૧૪ મી, કલમ પ્રમાણે નિમેલા માજીસ્ટ્રેટો અથવા ૧૫ મી કલમ પ્રમાણે રચેલી બેંચો સેશનજડજના તાબામાં નથી એવું સમજવું, પણ આ કાયદામાં આગળ ઠરાવેલું છે તેટલે સુધી અને તે રીતે તે તેના તાબામાં છે એવું સમજવું.

## ક.—પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટોની કોરટો.

પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટોના નિમણુક.

૧૮. સ્થાનિક સરકારે (આ કાયદામાં પાછળ જેમને પ્રેસિડેનસી માજીસ્ટ્રેટો કહ્યા છે એવા) જોઇએ તેટલા માણસોને દરએક ઇલાકાનાં મુખ્ય શેહેરના માજીસ્ટ્રેટો તરીકે વખતે વખતે નીમવા, અને સદરહુ માણસોમાંના એકને તે દરએક શેહેરના ચીફ માજીસ્ટ્રેટ તરીકે નીમવો.

સદરહુ માણસોમાંના હરકોઈ બે અથવા વધારે માણસો (આ કાયદામાં પાછળ આપેલા અધિકાર પ્રમાણે ચીફ માજીસ્ટ્રેટે કરેલી કાનુનને અનુસરીને) બેંચ તરીકે એકઠા બેસવાને મુખત્યાર છે.

તેમની હકુમતની સ્થાનિક હદ.

૧૯. દરએક પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટે જે ઇલાકાના મુખ્ય શેહેર માટે પોતે નિમાયો હોય તે માંહેની સઘળી જગાઓમાં, અને સદરહુ શેહેરના બંદરની તથા વાહાણ ચાલી શકે એવી તે બંદર તરફ જતી હરકોઈ નદી અથવા ખાડીની જે હદ બંદરોનું તથા બંદરે દેણાનું નિયમન કરવા બાબતના ચાલુ કાયદા પ્રમાણે ઠરાવેલી હોય તેવી હદ માંહેની સઘળી જગાઓમાં હકુમત ચલાવવી.

૨૦. મુંબઈ શેહેરમાં દરએક પ્રસિડેન્સી માજીસ્ત્રેટે સન ૧૮૭૭ ના એપ્રિલ મહિનાની પેહેલી તારીખની પેહેલાં તરત ચાલુ હોય એવા હરકોઈ કાયદા પ્રમાણે તે શેહેરમાં પેટી સેશનની કોરટે જે હકુમત ચલાવી હોય તે સઘળી હકુમત ચલાવવી. મુંબાઇની પેટી સેશનની કોર્ટ.

પણ એવું ઠરાવ્યું છે કે મુંબઈની મ્યુનિસિપાલીટીના બંદોબસ્ત બાબતના ચાલુ કાયદા મુજબના અપીલો ફક્ત ચીફ માજીસ્ત્રેટને કરવી.

૨૧. દરએક ચીફ માજીસ્ત્રેટે, જે અધિકાર આ કાયદાથી તેને આપ્યાછે તે સઘળા અધિકાર અથવા જે અધિકાર આ કાયદો અમલમાં આવ્યાના પેહેલાં તરત ચાલુ હોય એવા કોઈ પણ કાયદા પ્રમાણે અથવા કાનુન પ્રમાણે હરકોઈ સીનિયર માજીસ્ત્રેટે અથવા ચીફ માજીસ્ત્રેટે ચલાવવા જોઈએ તે સઘળા અધિકાર પોતાની હકુમતના સ્થાનિક હદમાં ચલાવવા, અને નીચે લખેલી બાબતોનું નિયમન કરવા સારૂ આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઈને વખતે વખતે કરવાને તે મુખત્યાર છે:— ચીફ માજીસ્ત્રેટ.

(અ) સદરહુ શેહેરના માજીસ્ત્રેટોની કોરટોમાં કામ ચલાવવા બાબત તથા વેહેચવાબાબત તથા તે કોરટોના વહિવટબાબત;

(બ) જે વખતે તથા જગાએ માજીસ્ત્રેટોના બેંચોએ બેસવું તે બાબત;

(ક) સદરહુ બેંચોની રચના બાબત; અને

(ડ) બેઠેલા માજીસ્ત્રેટો વચ્ચે મતમાં જે ભેદ પડે તેનો નિકાલ કરવાની રીત બાબત.

## ઈ.—જસ્ટિસ આફ ધી પીસ.

૨૨. ઇલાકાનાં મુખ્ય શેહેરોની બાહાર સઘળા બ્રિટિશ ઇંડિયાના સંબંધમાં અથવા તેના હરકોઈ ભાગના સંબંધમાં ગવર્નર જનરલ ઈનકોંસિલ. જીલ્હાઓને માટે જસ્ટીસ આફ ધી પીસ.

અને પોતાના અમલ હેઠળના (સદરહુ શેહેરો વગર બીજા) મુલકોના સંબંધમાં દરએક સ્થાનીક સરકાર.

સરકારી ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને પોતે યોગ્ય ધારે એવી રાણીની વિલાયતી રૈયતને સદરહુ જાહેરનામામાં કહેલા મુલકોની અંદર અને તે મુલકો માટે જસ્ટીસ આફ ધી પીસ તરીકે નિમવાને મુખત્યારછે.

૨૩. કલકત્તા શેહેરના સંબંધમાં ગવરનર જનરલ ઈન કૌંસિલ અથવા સ્થાનિક સરકાર. ઇલાકાનાં મુખ્ય શેહેરો માટે જસ્ટીસ આફ ધી પીસ.

અને મદ્રાસ તથા મુંબઈ શેહેરના સંબંધમાં સ્થાનિક સરકાર.

બ્રિટિશ ઇંડિયામાં રેહેનારા જે શખ્સો કોઈપણ પરરાજ્યની રૈયત ન હોય, અને જેમને (પ્રસંગપ્રમાણે) ગવર્નર જનરલ ઇન કૌંસિલ અથવા સ્થાનિક સરકાર યોગ્ય ધારે, તે શખ્સોને, સરકારી ગ્યાઝિટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને તેમાં કહેલી સદરહુ શેહેરના હદમાં, જસ્ટીસ આફ ધી પીસ તરીકે નિમવાને મુખત્યાર છે.

હાલના જસ્ટી સ આફ ધી પીસ — ૨૪. કોઈ હૈ કોરટે આપેલાં હરકોઈ કમીશનપ્રમાણે સદરહુ શેહેરો વગર બીજા બ્રિટિશ ઇંડિયાના કોઈ પણ ભાગની અંદર અને તે ભાગ માટે જસ્ટીસ આફ ધી પીસ તરીકે હાલમાં કામ કરનારા દરએક માણુસને સદરહુ શેહેરો વગર બીજા આખા બ્રિટિશ ઇંડિયાને માટે જસ્ટીસ આફ ધી પીસ તરીકે કામ કરવાને ૨૨ મી કલમ પ્રમાણે ગવર્નર જનરલ ઇન કૌંસિલે નિમ્યા છે એવું સમજવું.

સદરહુ પ્રકારના કોઈ પણ કમીશનપ્રમાણે સદરહુ શેહેરોમાંના હરકોઈ શેહેરની હદમાં જસ્ટીસ આફ ધી પીસ તરીકે હાલમાં કામ કરનારા દર એક માણુસને ૨૩મી કલમપ્રમાણે સ્થાનિક સરકારે નિમ્યોછે એવું સમજવું.

હુદ્દાના સબબ થી જસ્ટીસ આ ફ ધી પીસ. — ૨૫. પોત પોતાના હુદ્દાના સબબથી ગવર્નર જનરલ તથા ગવર્નર જનરલની કૌંસિલના મામુલ મેંબરો તથા હૈ કોરટોના જડજો તથા રંગુનનો રિકારડર આખા બ્રિટિશ ઇંડિયાની અંદર અને બ્રિટિશ ઇંડિયાને માટે જસ્ટીસ આફ ધી પીસ છે એવું સમજવું, અને પ્રેસીડેંસી માજીસ્ત્રેટો જે શેહેરોના તેઓ માજીસ્ત્રેટો હોય તે શેહેરોની અંદર અને તે શેહેરો માટે જસ્ટીસ આફ ધી પીસ છે એવું સમજવું.

## ૬.—સસ્પેન્ડ કરવા બાબત તથા દુર કરવા બાબત.

જડજોને તથા માજીસ્ત્રેટોને સસ્પેન્ડ કરવા તથા દુર કરવાબાબત. — ૨૬. રાયલ ચારટરથી સ્થાપેલી હૈ કોરટો શિવાય બીજી ફોજદારી કોરટોના સઘળા જડજોને અને સઘળા માજીસ્ત્રેટોને હુદ્દા ઉપરથી સસપેંડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે;

પણ એવું ઠરાવ્યું છે કે જે જડજોને તથા માજીસ્ત્રેટોને હુદ્દા ઉપરથી સસપેંડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર હાલમાં ફક્ત ગવર્નર જનરલ ઇન કૌંસિલને છે તેઓને હુદ્દા ઉપરથી બીજા કોઈપણ અધિકારીએ સસ્પેંડ કરવા નહીં કે દુર કરવા નહીં.

જસ્ટીસ આ ફ ધી પીસને સ- — ૨૭. જે જસ્ટીસ આફ ધી પીસને ગવર્નર જનરલ ઇન કૌન્સિલે નિમ્યો હોય તે જસ્ટીસ આફ ધી પીસને હુદ્દા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌન્સિલને છે, અને

જે જસ્ટીસ આફ ધી પીસને સ્થાનિક સરકારે નિમ્યો હોય તેને હુદ્દા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે. દુરકરવાબાબત.

## બાબ ૩ જો.

### કોર્ટોના અધિકાર.

**અ.—દરએક કોર્ટ કયા કયા ગુન્હા સાંભળી શકે તે ગુન્હાઓનું વર્ણન.**

૨૮. હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબના હરકોઈ ગુન્હાનો ઇનસાફ આ કાયદાના બીજા ઠરાવોને અનુસરીને કરવાનો અધિકાર હૈ કોરટને અથવા સેશન કોરટને અથવા બીજા પરિશિષ્ટના આઠમાં આસનમાં બતાવ્યા પ્રમાણે બીજી જે કોરટથી સદરહુ ગુન્હાનો ઇનસાફ થઈ શકે તે કોરટને છે. ફોજદારી કાયદામુજબના ગુન્હા.

૨૯. બીજા કોઈપણ કાયદા મુજબના હરકોઈ ગુન્હાનો ઇનસાફ, જ્યારે સદરહુ કાયદામાં આ બાબત કોઈ કોરટનું નામ કહ્યું હોય ત્યારે, તે કોરટે કરવો. બીજા કાયદામુજબના ગુન્હા.

જ્યારે કોઈ કોરટનું નામ સદરહુ પ્રમાણે કહ્યું ન હોય ત્યારે તે ગુનાહનો ઇનસાફ કરવાનો અધિકાર હૈ કોરટને અથવા આ કાયદા પ્રમાણે રચેલી હરકોઈ કોરટને છે. પણ એવું ઠરાવ્યું છે કે,—

(અ) સદરહુ પ્રકારનો જે ગુનાહ સાત વર્ષકરતાં વત્તી મુદતની કેદની શિક્ષાને લાયક હોય તેવા કોઈપણ ગુનાહનો ઇનસાફ પહેલા વર્ગના કોઈપણ માજીસ્ટ્રેટે કરવો નહીં;

(બ) સદરહુ પ્રકારનો જે ગુનાહ ત્રણ વર્ષ સુધીના મુદતની કેદની શિક્ષાને લાયક હોય તેવા કોઈ પણ ગુનાહનો ઇનસાફ બીજા વર્ગના કોઈ પણ માજીસ્ટ્રેટે કરવો નહીં; અને

(ક) સદરહુ પ્રકારનો જે ગુનાહ એક વરસ સુધીની મુદતના કેદના શિક્ષાને લાયક હોય તેવા કોઈ પણ ગુનાહનો ઇનસાફ ત્રીજા વર્ગના કોઈ પણ માજીસ્ટ્રેટે કરવો નહીં.

૩૦. જે મુલકોનો રાજ કારભાર, અનુક્રમે, પંજાબને લેફટેનન્ટ ગવરનર અને અયોધ્યાના તથા સેંટરલ પ્રાવીન્સીસના તથા બ્રિટિશ બર્મ્હાના તથા કુર્ગના તથા આસામના ચીફ કમિશનર ચલાવતા હોય તે મોતની શિક્ષાને લાયક નહીં હોય એવા ગુન્હા.

મુલકોમાં અને બીજા પ્રાંતોના જે ભાગોમાં ડેપ્યુટી કમિશનરો અથવા આસિસ્ટંટ કમિશનરો હોય તે ભાગોમાં મોતની શિક્ષાને લાયક નહીં હોય એવા સઘળા ગુનાહઓનો ફેનસાફ માજીસ્ટ્રેટ તરફે કરવાનો અધિકાર, ૨૯મી કલમમાં ગમે તે કહ્યું હોય તોપણ જીલ્હા માજીસ્ટ્રેટને આપવાને સ્થાનિક સરકાર મુખ્તિયાર છે.

### બ—જુદા જુદા દરજ્જાની કોરટોને જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર છે તે.

જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર હૈકોરટને તથા સેશન જડજોને છે તે.

૩૧. જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઈ શિક્ષાનો હુકમ કરવાને હૈકોરટ મુખ્તિયાર છે.

જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઈ શિક્ષાનો હુકમ કરવાને સેશન જડજ, આડીશનલ સેશન જડજ અથવા જાઇનટ સેશન જડજ મુખ્તિયાર છે; પણ સદરહુ પ્રકારના હરકોઈ જડજે મોતની શિક્ષાનો હરકોઈ હુકમ કર્યો હોય તો તે કાયમ થવાને હૈકોરટની મંજુરી જોઇએ.

મોતની અથવા સાત વરસ કરતાં વત્તી મુદતની સમુદ્રપારની અથવા સાત વરસ કરતાં વત્તી મુદતની કેદની શિક્ષા વગર જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઈ શિક્ષાનો હુકમ કરવાને આસીસ્ટંટ સેશન જડજ મુખ્તિયાર છે; પણ કોઈ આસીસ્ટંટ સેશનજડજે ત્રણ વરસ કરતાં વત્તી મુદતની કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય તો તે કાયમ થવાને સેશન જડજની મંજુરી જોઇએ.

જે શિક્ષા ફરમાવવાનો માજીસ્ટ્રેટોને અધિકાર છે તે.

૩૨. માજીસ્ટ્રેટોની કોરટોને હેઠળ લખેલી શિક્ષા ફરમાવવાનો અધિકાર છે; એટલે:—

| | | |
|---|---|---|
| (અ) | પ્રેસિડેનસી માજીસ્ટ્રેટોની તથા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટોની કોરટો. | કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં બે વરસ સુધીની મુદતની કેદ.<br>એક હજાર રૂપિયા સુધી દંડ.<br>ફટકા મારવા. |
| (બ) | બીજા વર્ગના માજીસ્ટ્રેટોની કોરટો. | કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં છ મહિના સુધીની મુદતની કેદ.<br>બસેં રૂપીયા સુધી દંડ.<br>ફટકા મારવા. |

**દ્રષ્ટાંત.**

ચોરી કરવાનો, અથવા ચોરીની મિલકત લેવાનો, અથવા સાપરાધ વિશ્વાસઘાત કરવાનો, અથવા ઠગાઇ કરવાનો ગુન્હો થયો હોય એવાં કાંઈ કૃત્યનું તોહોમત અ ની ઉપર આવ્યુંછે. ત્યારે ચોરી કરવાનું તથા ચોરીની મિલકત લેવાનું તથા સાપરાધ વિશ્વાસઘાત કરવાનું તથા ઠગાઇ કરવાનું તોહોમત તેની ઉપર મુકવાનો અધિકાર છે, અથવા ચોરી કર્‍યાનું અથવા ચોરીની મિલકત લીધાનું અથવા સાપરાધ વિશ્વાસઘાત કર્‍યાનું અથવા ઠગાઇ કર્‍યાનું તોહોમત તેની ઉપર મુકવાનો અધિકાર છે.

જ્યારે કોઇ શખસનીઉપર એક ગુનાહનું તોહોમત મુક્યું હોય, ત્યારે તેની ઉપર બીજો ગુનોહ ઠરી શકે.

૨૩૭. ૨૩૬ મી કલમમાં કહેલી બાબતમાં જો તોહોમત વાળાની ઉપર એક ગુન્હાનું તોહોમત મુક્યું હોય અને જે જુદા ગુન્હા બાબત તે કલમના ઠરાવો પ્રમાણે તેનીઉપર તોહોમત મુકી શકાય તેવો જુદોજ ગુન્હો તેણે કર્‍યો છે એવું પુરાવા ઉપરથી દેખાય તો ફલાણો ગુન્હો તેણે કર્યો છે એવું બતાવવામાં આવે તે ગુન્હાનું તોહોમત તેની ઉપર મુકેલું ન હોય તો પણ તે ગુનોહ તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

**દ્રષ્ટાંત.**

અ ની ઉપર ચોરીનું તોહોમત મુક્યું છે. તેણે સાપરાધ વિશ્વાસઘાત કરવાનો અથવા ચોરીનો માલ લેવાનો ગુનોહ કર્યો એવું જણાયછે,સાપરાધ વિશ્વાસઘાત કરવાનું, અથવા ચોરીનો માલ લેવાનું, (પ્રસંગ પ્રમાણે) તોહોમત તેની ઉપર મુકેલું નથી તોપણ તે ગુનોહ તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

જે ગુનાહનું તોહોમત મુક્યુંહોય તે ગુનાહમાં સાબીતથયલા ગુનાહનો સમાવેશ થાય ત્યારે (કેમ કરવું.)

૨૩૮. જે ગુન્હાનું તોહોમત કોઈ શખ્સની ઉપર મુક્યું હોય તે ગુન્હો કેટલીએક બાબતોનો બનેલો હોય અને તે બાબતોમાંની ફક્ત કેટલીક બાબતોને એકઠી કરવાથી કોઈ પુર્ણ ન્હાનો ગુન્હો થતો હોય અને સદરહુ રીતે એકઠી કરેલી બાબતો સાબિત કરવામાં આવે પણ બાકી રહેલી બાબતો સાબિત ન કરવામાં આવે ત્યારે તે ન્હાના ગુનાહનું તોહોમત તેની ઉપર મુકેલું નથી તોપણ તે ગુનોહ તેનીઉપર સાબિતથયાનો ઠરાવકરવાનો અધિકારછે.

કોઈ શખ્સ ઉપર કોઇ ગુનાહનું તોહોમત મુક્યું હોય અને એવી હકીકત સાબિત થાય કે તેથીતે ગુનોહ ઓછો થઇને ન્હાનો ગુનોહ થાય ત્યારે તે નાહાના ગુનાહનું તોહોમત તેની ઉપર મુકેલું નથી તોપણ તે ગુનોહ તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

જ્યારે ૧૯૮ મી અથવા ૧૯૯ મી કલમથી ફરમાવ્યા પ્રમાણે કાંઇ ફરિયાદ કરવામાં આવી ન હોય ત્યારે તે કલમમાં કહેલો કોઇ પણ ગુનોહ સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર આ કલમ માંહેના કોઈપણ મજકુરથી છે એવું સમજવું નહીં.

દૃષ્ટાંતો.

(અ) અ ને ભારવાહક દાખલ કાંઇ મિલકત સોંપી તે બાબત સાપરાધ વિશ્વાસઘાત કર્યાનું તોહોમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૦૭મી કલમ પ્રમાણે તેના ઉપર મુક્યું છે. તે મિલકત બાબત તેણે ૪૦૬ ઠી કલમ પ્રમાણે વિશ્વાસઘાત કર્યો પણ તે મિલકત તેને ભારવાહક દાખલ સોંપેલી નહીં એમ જણાય છે. ૪૦૬ ઠી કલમ પ્રમાણે એ સાપરાધ વિશ્વાસઘાતનો ગુનોહ તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

(બ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૫ મી કલમ મુજબ અ ની ઉપર મહાબ્યથા કર્યાનું તોહોમત મુક્યુંછે. ભારે તથા આકસ્મીક ક્રોધ ચઢ્યાથી તેણે એમ કરેલું, એવું તે સાબિત્ર કરેછે. તે કાયદાના ૩૩૫ મી કલમ મુજબ તેની ઉપર ગુનોહ સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

કયા શખ્સો ઉપર એકઠાં તોહોમત મુકવાનો અધિકાર છે.

૨૩૯. જ્યારે એકજ ગુનહો કર્યાનું અથવા એકજ કામમાં જુદા જુદા ગુનહા કર્યાનું તોહોમત એક કર્તાં વધા શખ્સોઉપર આવ્યું હોય અથવા કોઇપણ ગુનહો કર્યાનું તોહોમત એક શખ્સનીઉપર આવ્યું હોય અને તે ગુનહામાં મદદગારી કરવાનું અથવા તે ગુનહો કરવાની કોશિસ કરવાનું તોહોમત કોઈ બીજા શખ્સઉપર આવ્યું હોય ત્યારે કોરટની નજરમાં યોગ્ય આવે તે પ્રમાણે તે શખ્સોઉપર એકઠું તોહોમત મુકીને ઇનસાફ કરવાનો અથવા જુદાંજુદાં તોહોમત મુકીને ઇનસાફ કરવાનો અધિકારછે; અને આબાબના પાછલા ભાગમહિના ઠરાવો એવાં સઘળાં તોહોમતોને લાગુપડશે.

દૃષ્ટાંતો

(અ) અ તથા બનીઉપર એકજ ખુનનું તોહોમત આવ્યું છે. તે ખુનબાબત અ તથા બનીઉપર એકઠું તોહોમત મુકીને ઇનસાફ કરવાનો અખત્યાર છે.

(બ) અતથા બનીઉપર અપહરણ કરવાનું તોહોમત આવ્યું છે, તે અપહરણ કરવામાં અએ ખુન કર્યું તે ખુનમાં બનો કાંઈ સંબંધ નથી; અ તથા બ એબેઉની ઉપર અપહરણ કરવાનું તોહોમત મુકીને અને એકલા અનીઉપર ખુનનું તોહોમત મુકીને તેઓનો એકઠો ઇનસાફ કરવાનો અધિકાર છે.

(ક) અ તથા બએ બન્નેની ઉપર એક ચોરી કર્યાનું તોહોમત મુક્યું છે, અને તેજ કામમાં બએ બીજી બે ચોરી કર્યાનું તોહોમત બની-ઉપર મુક્યું છે. અ તથા બએ બન્નેનીઉપર એક ચોરીનું તોહો-

મત મુકીને અને એકલા બની ઉપર બીજી બે ચોરીનું તોહોમત મુકીને એ બન્નેનો એકઠો ઇનસાફ કરવાનો અધિકાર છે.

૨૪૦. જ્યારે એકજ શખસનીઉપર એક કરતાં વત્તાં તોહોમત મુક્યાં હોય અને જ્યારે તેમાંના એક અથવા વધારે તોહોમતઉપરથી ગુનહો ઠરે ત્યારે ફરિયાદી અથવા ફરિયાદીનું કામ ચલાવનારો અમલદાર કોરટની સંમતિ લઇને બાકીનું તોહોમત અથવા બાકીનાં તોહોમતો પાછાં લઈ લેવાને મુખત્યાર છે, અથવા તે કોરટ તે બાકીનાં તોહોમતની અથવા તોહોમતોની ચોકસી અથવા ઇનસાફ કરવાનું પોતાનીજ મેળે બંધ રાખવાને મુખત્યાર છે. સદરહુ પ્રમાણે તોહોમત અથવા તોહોમતો પાછાં લઈ લેવાનું ફળ, સદરહુ તોહોમત અથવા તોહોમતો બાબત ગુનહો નાસાબિત થયાના ઠરાવ જેવું થશે. પણ જો ગુનહો સાબિત થયાનો ઠરાવ રદ કરવામાં આવે તો તે પ્રસંગે (તે ગુનહો સાબિત થયાનો ઠરાવ રદ કરનારી કોરટના હુકમને અનુસરીને) સદરહુ કોરટ એપ્રમાણે લઈ લીધેલાં તોહોમતની અથવા તોહોમતોની ચોકસી અથવા ઇનસાફનું કામ ચલાવવાને મુખત્યાર છે. કેટલાંએક તોહોમતોમાંના એક તોહોમતઉપરથી ગુનોહ ઠરેતો બાકીનાં તોહોમત પાછાં લઈ લેવા બાબત.

---

# બાબ ૨૦ મો.

## સમનના મુકદમાઓના માજીસ્ત્રેટોએ ઇનસાફ કરવાબાબત.

૨૪૧. સમનના મુકદમાઓનો ઇનસાફ કરતી વખતે માજીસ્ત્રેટોએ હેઠળ લખેલી રીતપ્રમાણે કામ ચલાવવું. સમનના મુકદમામાં કામ ચલાવવાની રીત.

૨૪૨. જ્યારે માજીસ્ત્રેટની આગળ તોહોમતવાળો હાજર થાય અથવા તેને આણવામાં આવે ત્યારે જે ગુનહાનું તોહોમત તેનીઉપર આવ્યું હોય તે ગુનહાની વિગત તેને કહી જણાવવી અને તેને પુછવું કે તમારી ઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ શા સારૂ નહી કરવો જોઇએ તેનું કોઇકારણ તમારે બતાવવાનું છે પણ કાંઈ પદ્ધતીપ્રમાણે તોહોમતનામું તૈયાર કરવાની જરૂર નથી. તોહોમતનો સાર કહીજણાવવો.

૨૪૩. તોહોમતવાળાનીઉપર જે ગુનહાનું તોહોમત મુક્યું હોય તે ગુનહો મેં કર્યો છે એવું તે કબુલ કરેતો તેની કબુલત બની શકે તેટલેસુધી તેણે વાપરેલા શબ્દોમાં નોંધી લેવી; અને તેની ઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ શા સારૂ નહીં કરવો જોઇયે તેનું પુરતુ કારણ તે ન બતાવે તો એ પ્રમાણે તેની ઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ માજીસ્ત્રેટે કરવો. તોહોમતસાચું છે એવું કબુલ કરેથી ગુનાહની સાબીતીનોઠરાવ.

૨૪૪. જો તોહોમતવાળો સદરહુ પ્રકારની કાંઈ કબુલત કરે નહી તો માજીસ્ત્રેટે ફરિયાદી હોય તો તેની વાત સાંભળવી, અને ફરિયાદનું કામ સદરહુ પ્રકારની કાંઇ કબુલત

કરવામાં ન આવે ત્યારે કેમ કરવું.

ચલાવવાની પુષ્ટિમાં જે પુરાવો રજુ કરવામાં આવે તે સઘળો લેવો અને વળી તોહોમતવાળાની વાત સાંભળવી તથા તે પોતાના જવાબમાં જે પુરાવો રજુ કરે તે સઘળો લેવો.

જો માજીસ્ત્રેટ દુરસ્ત ધારે તો તે ફરિયાદીની અથવા તોહોમતવાળાની અરજીઉપરથી કોઈપણ શાહેદને હાજર થવાની જરૂર પાડવા બાબત અથવા કોઈપણ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાની જરૂર પાડવાબાબત પ્રોસેસ કહાડવાને મુખ્તયાર છે.

સદરહુ અરજીઉપરથી કોઈપણ શાહેદને સમન કર્તાં પહેલાં તેને તે ઇનસાફનાં કારણસારૂ હાજર થવામાં જે વાજબી ખરચ થાય તે કોરટમાં અનામત મુકવો એવું ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખ્તયાર છે.

ગુનોહો નાસાબીત થયાનો ઠરાવ.

૨૪૫. ૨૪૪મી કલમમાં કહેલો પુરાવો અને પોતે પોતાનાજ મેળે કાંઈ વધારે પુરાવો રજુ કરાવે તો તે પુરાવો લીધાઉપરથી અને ( પોતે યોગ્યધારે તો) તોહોમતવાળાની જબાની લીધાઉપરથી જો માજીસ્ત્રેટ એવું ઠરાવે કે તોહોમતવાળો તકસીરવાર નથી તો તેણે ગુનોહો નાસાબિત થયાનો ઠરાવનો હુકમ દફતરમાં નોંધવો.

શિક્ષાનોહુકમ.

તોહોમતવાળો તકસીરવાર છે એવું માજીસ્ત્રેટ ઠરાવે તો તેણે તેનીઉપર કાયદાપ્રમાણે શિક્ષાનો હુકમ કરવો.

ફરિયાદ અથવા સમનપ્રમાણે ઠરાવ કરવોએવી કાંઇ હદ નથી.

૨૪૬. ફરિયાદનો અથવા સમનનો પ્રકાર ગમે તેવો હોય તો પણ આ બાબપ્રમાણે ઇનસાફ થઈ શકે એવો કોઈપણ ગુનોહો કબુલ કરેલી અથવા સાબિત થયેલી હકીકત ઉપરથી તોહોમતવાળાએ કરેલો છે એમ જણાય તે ગુનહાબાબત તેનીઉપર ૨૪૩મી અથવા ૨૪૫મી કલમપ્રમાણે ગુનોહો સાબિત થયાનો ઠરાવ કરવાને કોઈ માજીસ્ત્રેટ મુખ્તયાર છે.

ફરિઆદીની ગેરહાજરી.

૨૪૭. જો સમન ફરિયાદ થયાઉપરથી કહાડ્યો હોય અને તોહોમતવાળાને હાજર થવાસાર મુકરર કરેલે દિવસે અથવા ત્યારપછી જે દિવસસુધી સુનાવણી મુલતવી રાખવામાં આવે તે દિવસે ફરિયાદી હાજર ન થાય તો આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, માજીસ્ત્રેટે તોહોમતવાળાની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવો. પણ કાંઈ કારણસારૂ પોતે તે કામની સુનાવણી બીજા કોઈ દિવસસુધી મુલતવી રાખવાનું યોગ્યધારે તો તેમ કરવું નહીં."

ફરિયાદ પાછી લઇ લેવાબાબત.

૨૪૮. આ બાબ પ્રમાણે કોઇપણ કામમાં છેવટનો હુકમ થતાં પહેલાં કોઈ પણ વખતે જો કોઈ ફરિયાદી માજીસ્ત્રેટની એવી ખાત્રી કરી આપે કે પોતાની ફરિયાદ પાછી લઈ લેવાની પોતાને પરવાનગી આપવાનાં પાકાં કારણ છે તો તે ફરિયાદ પાછી લઈ લેવાની તેને પરવાનગી આ-

થવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને તે ઉપરથી તોહોમતવાળાનીઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવો.

૨૪૯. ફરિયાદશિવાય બીજીરીતે માંડેલા કોઈપણ મુકદમામાં,ગુન્હો નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ફેસલો આપ્યાવગર કોઈપણ વખતે કામ બંધ કરવાને પ્રેસિડેન્સિ માજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ, અથવા, જીલ્હા માજીસ્ત્રેટની અગાઉથી મંજુરી લઈને બીજો કોઈપણ માજીસ્ત્રેટ મુખત્યાર છે. પણ તેમ કરવાનાં કારણો તેણે દફતરમાં લખવાં. અને પછી તોહોમતદારને છોડી મુકવાને તે મુખતિયાર છે. જ્યારે કોઈ ફરિયાદી ન હોય ત્યારે કામ બંધ કરવાને અખિકાર.

૨૫૦. ફરિયાદઉપરથી માંડેલા કોઈપણ મુકદમામાં જો કોઇ માજીસ્ત્રેટ તોહોમતવાળાની ઉપર ૨૪૫મી અથવા ૨૪૭મી કલમપ્રમાણે ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરે અને તેની નજરમાં એવું આવે કે તે ફરિયાદ નજીવી અથવા તસ્દી આપે એવી છે તો તેના મરજીમાં આવે તો તે માજીસ્ત્રેટ ગુન્હો નાસાબિત થયાના પોતાના હુકમથી તોહોમતવાળાને, અથવા જ્યારે એક કર્તાં વત્તા તોહોમતવાળા હોય ત્યારે તેમાંના દરેકને, ઘણામાંઘણા પચાસ રુપીઆસુધી પોતે યોગ્યધારે તેટલો નુકશાનીનો અવેજ આપવાનું ફરિયાદીને ફરમાવવાને મુખત્યાર છે. નજીવી અથવા તસ્દી આપે એવી ફરિઆદો બાબત.

એપ્રમાણે જે રકમ આપવાનો હુકમ કરવામાં આવે તે રકમ જાણે દંડ હોય એવીરીતે વસુલ થઈ શકશે; પણ એવું ઠરાવ્યું છે કે તે રકમ વસુલ ન થઇ શકે તો જે કેદ ઠરાવવી તે આસાન હોવી જોઇએ અને ઘણામાં ઘણા ત્રીસ દિવસસુધીની જેટલી મુદત માજીસ્ત્રેટ ફરમાવે તેટલી મુદ્દતસુધીની હોવી જોઇએ. નુકસાનીનો અવેજ વસુલ કરવા બાબત.

પછી તેજ બાબતસંબંધી દિવાનીમાં કાંઈપણ ફરિયાદ કરવામાં આવે તેમાં નુકસાનીનો અવેજ આપવાનો હુકમ કરતી વખતે આ કલમમુજબ જે રકમ નુકસાનીના અવેજ દાખલ આપેલી અથવા વસુલ કરેલી હોય તે રકમ કોરટે હિસાબમાં લેવી.

---

## બાબ ૨૧ મો.

### વારંટના મુકદ્દમાઓનો માજીસ્ત્રેટોએ ઈનસાફ કરવાબાબત.

૨૫૧. વારંટના મુકદમાનો ઇનસાફ કરતી વખતે માજીસ્ત્રેટોએ હેઠળ લખેલી રીતપ્રમાણે કામ ચલાવવું. વારંટના મુકદમામાં કામ ચલાવવાની રીત.

૨૫૨. જ્યારે માજીસ્ત્રેટની આગળ તોહોમતવાળો હાજર થાય અથવા તેને આણ્યો હોય ત્યારે તે માજીસ્ત્રેટે ફરિયાદી (જો હોય તો) જે ફરિયાદનુંકામ ચલાવનારની ત

રફનો પુરાવો. કહે તે સાંભળવું અને ફરિયાદનું કામ ચલાવવાના ટેકામાં જે પુરાવો રજુ કરવામાં આવે તે સઘળો પુરાવો લેવો.

જે શખ્સો તે મુકદ્દમાની હકીકતથી વાકેફ હોય એવો અને ફરિયાદનું કામ ચલાવનારની તરફથી શાહેદી આપી શકે એવો સંભવ હોય તે શખ્સોનાં નામ ફરિયાદી પાસેથી અથવા બીજીરીતે માજીસ્ત્રેટે નક્કી કરી લેવાં, અને તેમાંના જે શખ્સોની પોતે જરૂર ધારે તેઓને પોતાની આગળ શાહેદી આપવાસારૂ સમન કરવા.

તોહોમતવાળાને છોડી મુકવા બાબત.

૨૫૩. ૨૫૨મી કલમમાં કહેલો સઘળો પુરાવો અને પોતાને જરૂર લાગે એવી તોહોમતવાળાની જુબાની (જો હોય તો) લીધાઉપરથી જો માજીસ્ત્રેટ એવું ઠરાવે કે તોહોમતવાળાની વિરૂદ્ધ એવી કાંઇ બાબત સાબિત કરવામાં આવી નથી કે જે તોડી પાડવામાં ન આવે તો તેનીઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાનું વાજબી થાયતો તે માજીસ્ત્રેટે તેને છોડી મુકવો.

જો કાંઇ કારણસર કોઇ માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે તોહોમત પાયાવગરનું છે, તો તે માજીસ્ત્રેટને મુકદ્દમો ચાલતો હોય ત્યારે અગાઉ કોઈપણ વખતે તોહોમતવાળાને છોડી મુકવામાં અટકાવ થશે એવું આ કલમમાંહેના કોઇપણ મચકુરથી સમજવું નહીં. સદરહુ કારણો તેણે દફતરમાં નોંધવા જોઇયે.

ગુન્હો સાબિત થયલોજણાયત્યારે તોહોમતનામું તૈયાર કરવું.

૨૫૪. સદરહુ પુરાવો તથા જુબાની લીધા પછી જો તે માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે આ બાબ પ્રમાણે ઇનસાફ થઈ શકે એવા જે ગુન્હાનો ઇનસાફ કરવાનો પોતાને અધિકાર છે તથા જે બાબત પોતાના મતપ્રમાણે પોતે યોગ્ય શિક્ષા કરી શકશે તેવો કાંઈ ગુનહો તોહોમતવાળાએ કર્યો છે એવું અનુમાન કરવાનો સબબ છે, તો તે માજીસ્ત્રેટે તોહોમતવાળાનીઉપર એક તોહોમતનામું લખીને તૈયાર કરવું.

જવાબ.

૨૫૫. પછી તે તોહોમતનામું તોહોમતવાળાને વાંચી સંભળાવવું તથા સમજાવવું, અને તેને પુછવું કે તું તકસીરવાર છે કે તારે કાંઇ જવાબ કરવાનો છે.

જો તે તોહોમતવાળો હું તકસીરવાર છું એવો જવાબ આપે, તો તે જવાબ માજીસ્ત્રેટે દફતરમાં લખી લેવો, અને તેઉપરથી પોતાની નજરમાં આવે તો માજીસ્ત્રેટ તેનીઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ કરવાને મુખત્યાર છે.

તોહોમતવાળાનો જવાબ.

૨૫૬. જો તે તોહોમતવાળો જવાબ આપવાની ના કહે અથવા જવાબ આપે નહીં અથવા મારો ઇનસાફ થવો જોઇયે એવો દાવો કરે તો તેને પોતાનો જવાબ કરવાનું અને પોતાનો પુરાવો રજુ કરવાનું ફરમાવવું, અને તે પોતાનો જવાબ કરતો હોય ત્યારે, કોઇપણ વખતે ફરયાદી

તરફનો કોઈપણ શાહેદ કોરટમાં અથવા કોરટના મકાનુની હદમાં હાજર હોય તેને પાછો બોલાવીને તેની ઉલટ તપાસણી કરવાની તે તોહોમતવાળાને રજા આપવી.

જો તોહોમતવાળો કાંઇ લખેલો મચકુર આપશે તો તે દફતરમાં માજીસ્ત્રેટે ફેલ કરવો.

૨૫૭. કોઇપણ શાહેદની તપાસણી અથવા ઉલટ તપાસણી કરવાસાર (પછી તે મુકદમામાં તે શાહેદને અગાઉ તપાસ્યો હોય કે નહીં હોય તોપણ) તેને હાજર થવાની જરૂર પાડવાબાબત અથવા કાંઇ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાની જરૂર પાડવાબાબત કાંઇપણ પ્રોસેસ કાહાડવાની તોહોમતવાળો માજીસ્ત્રેટને અરજી કરે, અને સદરહુ અરજી તસ્દી આપવાસાર અથવા વિલંબ કરવાસાર અથવા ઇનસાફનો હેતુ પાર ન પડે એમ કરવાસાર કરી છે એવું તેને દેખાઈ ન આવે તો માજીસ્ત્રેટે તે પ્રોસેસ કાહાડવું જોઇયે, તે સબબ માજીસ્ત્રેટે દફતરમાં લખવો. તોહોમતવાળાની અરજી ઉપરથી પુરાવો રજુ કરવાની જરૂર પાડવા બાબત પ્રોસેસ.

સદરહુ અરજીપરથી કોઇપણ શાહેદને સમન કરતાં પેહેલાં તે ઇનસાફનાં કારણસાર તે શાહેદને હાજર થવામાં જે વાજબી ખરચ થાય તે કોરટમાં અનામત મુકવો એવું ફરમાવવાને માજીસ્ત્રેટ મુખતિયાર છે.

૨૫૮. આ બાબ પ્રમાણે જે મુકદમામાં તોહોમતનામું તૈયાર કરેલું હોય તે મુકદમામાં જો માજીસ્ત્રેટ એમ ઠરાવે કે તોહોમતવાળો તકસીરવાર નથી તો તેણે ગુનહો નાસાબિત થયાનો હુકમ દફતરમાં નોંધવો. ગુનોહ નાસાબિતથયાનોઠરાવ.

સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં જો તોહોમતવાળો તકસીરવાર છે એમ માજીસ્ત્રેટ ઠરાવે તો તેણે કાયદા પ્રમાણે તેની ઉપર શિક્ષાનો હુકમ કરવો. ગુનોહ સાબિત થયાનો ઠરાવ.

૨૫૯. જ્યારે ફરિયાદ થયા ઉપરથી કામ ચલાવવા માંડ્યુ હોય અને મુકદમાની સુનાવણી માટે મુકરર કરેલે કોઈપણ દિવસ ફરિયાદી ગેર હાજર હોય અને ગુનહો કાયદા પ્રમાણે માંડીવાળવાનો અધિકાર હોય તો આ કાયદામાં પાછળ ગમે તે કહ્યુ હોય તે છતાં તોહોમતનામું તૈયાર કર્યાની અગાઉ કોઈપણ વખતે પોતે દુરસ્તધારે તો માજીસ્ત્રેટ તોહોમતવાળાને છોડી મુકવાને મુખત્યાર છે. ફરિયાદીની ગેરહાજરી.

---

## બાબ ૨૨ મો.

### સંક્ષેપ રીતે ઇનસાફ કરવા બાબત.

૨૬૦. આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાંઃ— સંક્ષેપરીતે ઇનસાફ કરવાનો અધિકાર.

(૧) જીલ્હા માજીસ્ત્રેટ,

(૨) પહેલા વર્ગના જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ, અને

(૩) માજીસ્ત્રેટોની જે બેંચને પહેલા વર્ગના માજીસ્ત્રેટનો અધિકાર આપ્યો હોય અને જેને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે બેંચ હેઠળ લખેલા સઘળા અથવા હરકોઈ ગુનહાનો ઇનસાફ સંક્ષેપ રીતે કરવાને મુખ્તિયાર છે.

(અ) જે ગુનહા મોતની, સમુદ્રપારની, અથવા છ મહિના કરતાં વધી મુદતની કેદની શિક્ષા કરવાલાયક નહીં હોય તેવા ગુનહા;

(બ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૬૪ મી, ૨૬૫ મી, અને ૨૬૬ મી, કલમ પ્રમાણે કાટલાં તથા માપસંબંધી ગુનહા;

(ક) તેજ કાયદાની ૩૨૩ મી કલમ પ્રમાણે વ્યથા;

(ડ) તેજ કાયદાના ૩૭૯ મી અથવા ૩૮૦ મી અથવા ૩૮૧ મી કલમ પ્રમાણે ચોરી—ચોરીની મિલકતની કિંમત પચાસ રૂપિયા કરતાં વધારે નહીં હોય ત્યારે;

(ઈ) તેજ કાયદાની ૪૧૧ મી કલમ પ્રમાણે ચોરીની મિલકત લેવી અથવા રાખવી—સદરહુ મિલકતની કિંમત પચાસ રૂપિયા કરતાં વધારે નહીં હોય ત્યારે;

(ફ) તેજ કાયદાની ૪૧૪મી કલમપ્રમાણે ચોરીની મિલકત સંતાડવામાં અથવા તેની વ્યવસ્થા કરવામાં મદદ કરવી—સદરહુ મિલકતની કિંમત પચાસ રૂપિયા કરતાં વધારે નહીં હોય ત્યારે;

(ગ) તેજ કાયદાની ૪૨૭ મી કલમ પ્રમાણે બિગાડ;

(હ) તેજ કાયદાની ૪૪૮ મી કલમ પ્રમાણે ગૃહ પ્રવેશ;

(આઈ) તેજ કાયદાની ૫૦૪ થી કલમ પ્રમાણે સુલેહનો ભંગ કરવાના ઇરાદાથી અપમાન કરવું, અને તેજ કાયદાની ૫૦૬ઠી કલમ પ્રમાણે સાપરાધ ધમકી;

(જે) ઉપર કહેલા ગુનહાઓમાંના કોઈપણ ગુનહામાં મદદગારી કરવી,

(કે) ઉપર કહેલા ગુનહાઓમાંનો કોઈપણ ગુનહો કરવાની કોશિસ —તે કોશિસ ગુનહો હોય ત્યારે.

પણ એવું ઠરાવ્યું છે કે જે મુકદમામાં કોઈ જીલ્હા માજીસ્ત્રેટ ૩૪મી કલમમાં આપેલા વિશેષ અધિકાર ચલાવતો હોય તેવા કોઈપણ મુકદમાનો ઇનસાફ સંક્ષેપરીતે કરવો નહીં.

૨૬૧. માજીસ્ટ્રેટોની જે કોઈ બેંચને બીજા અથવા ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર આપેલો હોય તે બેંચને હેઠળ લખેલા સઘળા ગુનહાઓનો અથવા તેઓમાંનાં કોઈપણ ગુનહાનો સંક્ષેપરીતે ઈનસાફ કરવાનો અધિકાર આપવાને સ્થાનિક સરકાર મુખ્ત્યાર છે:— માજીસ્ટ્રેટની જે બેંચને ઓછો અધિકાર આપ્યો હોય તે બેંચને અધિકાર આપવાનો અખ્ત્યાર.

(અ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૭મી, ૨૭૮મી, ૨૭૯મી, ૨૮૫મી, ૨૮૬મી, ૨૮૯મી, ૨૯૦મી, ૨૯૨મી, ૨૯૩મી, ૨૯૪મી ૩૨૩મી, ૩૩૪મી, ૩૩૬મી, ૩૪૧મી, ૩૫૨મી, ૪૨૬મી, તથા ૪૪૭મી, કલમ વિરૂદ્ધ ગુનહા;

(બ) મ્યુનિસિપલ આકટો વિરૂદ્ધ અને શેહેરનું જતન કરવા બાબત જે કલમો પોલીસ આકટોમાં છે તે કલમો વિરૂદ્ધ જે ગુનહા માટે ફકત દંડની, અથવા એક મહિનાસુધીની મુદતની કેદની શિક્ષા થઈ શકે એવા ગુનહા;

(ક) ઉપર કહેલા ગુનહાઓમાંના કોઈપણ ગુનહામાં મદદગારી;

(ડ) ઉપર કહેલા ગુનહાઓમાંનો કોઈપણ ગુનેહા કરવાની કોશિસ— તે કોશિસ ગુનેહા હોય ત્યારે.

૨૬૨. આ બાબપ્રમાણે ઈનસાફ કરતી વખતે સમનના મુકદમા માટે ફરમાવેલી રીત પ્રમાણે સમનના મુકદમામાં કામ ચલાવવું, અને વારંટના મુકદમામાટે ફરમાવેલી રીત પ્રમાણે વારંટના મુકદમામાં કામ ચલાવવું, પણ આ કાયદામાં આગળ કહેલી બાબતોમાં તેમ કરવું નહીં. સમનના તથા વારંટના મુકદમા માટે કામ ચલાવવાની જે રીત છે તે રીત લાગુ પાડવા બાબત.

આ બાબપ્રમાણે હરકોઈ ગુનેહા સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે ત્યારે ત્રણ મહિના કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવો નહીં. કેદની હદ.

૨૬૩. જે મુકદમામાં અપીલ ચાલતી નહીં હોય તે મુકદમામાં માજીસ્ટ્રેટને અથવા માજીસ્ટ્રેટોની બેંચને શાહેદોના પુરાવા દફતરમાં દાખલ કરવાની અથવા પદ્ધતી પ્રમાણે તોહોમતનામું તૈયાર કરવાની જરૂર નથી; પણ સ્થાનિક સરકાર ફરમાવે એવાં પત્રકમાં હેઠળ લખેલી વિગત માજીસ્ટ્રેટે અથવા માજીસ્ટ્રેટોની બેંચે દાખલ કરવી:— જે મુકદમામાં અપીલ ચાલતી ન હોય તે મુકદમાનું દફતર.

(અ) અનુક્રમે ચઢતો નંબર;

(બ) ગુનેહા થયાની તારીખ;

(ક) રિપોર્ટની અથવા ફરિયાદની તારીખ;

(ડ) ફરિયાદી હોય તો તેનું નામ;

(ઇ) તોહોમતવાળાનું નામ, તેના બાપનું નામ, તથા તેનું રેહેવાનું ઠેકાણું;

(ફ) જે ગુનાહની ફરિયાદ થઇ હોય તે ગુનોહ તથા કાંઈ ગુનોહ સાબિત થયો હોય તો તો ગુનોહ, અને ૨૬૦ મી કલમની રકમ (ડ), રકમ (ઈ) અથવા રકમ (ફ) માં આવે એવી બાબતોમાં જે મિલકતના સંબંધમાં ગુનોહ કર્યો હોય તે મિલકતની કિંમત;

(ગ) તોહોમતવાળાનો જવાબ તથા તેની જબાની (જો હોય તો);

(હ) ગુનાહ બાબત ઠરાવ અને ગુનોહ સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તો તેનાં કારણનો મુખ્તેસરમાં મજકુર:

(આઇ) શિક્ષાનો હુકમ અથવા બીજો આખરનો હુકમ; અને

(જ) જે તારિખે કામ પુરૂં થયું તે તારીખ.

જે મુકદમામાં અપીલ ચાલતી હોય તે મુકદમાનું દફતર.

૨૬૪. જે મુકદમાનો ઈનસાફ કોઇ માજીસ્ટ્રેટ અથવા બેંચ સંક્ષિપ્ત રીતે કરે અને જેમાં અપીલ ચાલતી હોય તેવા દરએક મુકદમામાં તે માજીસ્ટ્રેટ અથવા બેંચે શિક્ષાનો હુકમ કરતાં પેહેલાં ફેસલો દફતરમાં દાખલ કરવો અને તે ફેસલામાં શાક્ષી પુરાવાનો સાર દાખલ કરવો અને ૨૬૩ મી કલમમાં કહેલી વિગત પણ દાખલ કરવી.

ફક્ત સદરહુ પ્રકારનો ફેસલો આ કલમ લાગુ હોય તેવા મુકદમાઓનું દફતર છે એવું સમજવું.

દફતર અને ફેસલાની ભાષા.

૨૬૫. ૨૬૩ મી કલમ પ્રમાણે તૈયાર કરેલાં દફતર તથા ૨૬૪ મી કલમ પ્રમાણે દફતરમાં દાખલ કરેલા ફેસલા પ્રમુખ અધિકારીએ અંગ્રેજીમાં અથવા કોરટની ભાષામાં, અથવા તે પ્રમુખ અધિકારી જે કોરટના પ્રત્યક્ષ તાબામાં હોય તે કોરટ ફરમાવે તો પોતાની સ્વભાષામાં લખવા.

બેંચને કલાર્ક રાખવાનો અધિકાર આપવાનો અખત્યાર છે.

માજીસ્ટ્રેટોની જે બેંચને ગુનાહઓનો સંક્ષિપરીતે ઈનસાફ કરવાનો અધિકાર આપેલો હોય તે બેંચ જે કોરટના પ્રત્યક્ષ તાબામાં હોય તે કોરટે આ બાબત નિમેલા કોઈ અમલદાર પાસે સદરહુ દફતર અથવા ફેસલો તૈયાર કરાવવાનો અધિકાર તે બેંચને આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે. અને એ પ્રમાણે તૈયાર કરેલાં દફતર ઉપર અથવા ફેસલાઉપર તે બેંચના જે મેંબર હાજર રહીને કામમાં ભાગ લેતા હોય તેવા દરએક મેંબરે સહી કરવી.

---

# બાબ ૨૩ મો.

## હૈ કોરટની આગળ તથા સેસનકોરટની આગળ ઈનસાફ ચલાવવાબાબત.

### અ.—પ્રથમ નિયમો.

"હૈ કોર્ટ" એ

૨૬૬. ૩૦૭ મી કલમશિવાય આ બાબમાં "હૈ કોરટ" એ શબ્દોનો

અર્થ વિક્ટોરિયાની કારકીર્દીના ચોવીસમાં તથા પચીસમાં વર્ષના સ્ટાટયુટના ૧૦૪.થા બાબપ્રમાણે ઇનસાફની જે હૈ કોરટ સ્થાપી હોય અથવા સ્થાપવાની હોય તે હૈ કોરટ એવા સમજવો, અને તેમાં પંજાબની ચીફ કોરટનો તથા બીજી જે કોરટોને ગવરનર જનરલ ઇન કૌન્સિલ વખતે વખતે ઈંડિયા ગ્યાઝિટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ બાબનાં કારણસારૂ હૈ કોરટ ઠરાવે એવી કોરટોનો સમાવેશ થાય છે. શબ્દોની બાખ્યા.

૨૬૭. હૈ કોરટની આગળ આ બાબપ્રમાણે સઘળા મુકદમાઓનો ઇનસાફ જ્યુરીથી કરવો, હૈકોર્ટની આગળ ઈનસાફ જ્યુરીથી કરવો.

અને આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં આ કાયદાપ્રમાણે અથવા વિક્ટોરિયાની કારકિર્દીના ચોવિસમાં તથા પચીસમાં વર્ષના સ્ટાટયુટના ૧૦૪થા બાબપ્રમાણે સ્થાપેલી કોઇપણ હૈ કોરટના લેટર્સ પેટંટપ્રમાણે કોઈ હૈ કોરટની પાસે મોકલેલા સઘળા ફોજદારી મુકદમામાં, જો તે હૈ કોરટ ફરમાવે તો, ઇનસાફ જ્યુરીથી કરવાનો અધિકાર છે.

૨૬૮. સેશન કોરટની આગળ સઘળા મુકદમાઓનો ઇનસાફ જ્યુરીથી અથવા આસેસરોની મદદથી કરવો. સેશન કોરટની આગળ ઈનસાફ જ્યુરીથી કરવો અથવા આસેસરોની મદદથી કરવો.

૨૬૯. કોઇપણ સેશન કોરટની આગળ સઘળા ગુન્હાઓનો અથવા કોઈપણ અમુક વર્ગના ગુનહાઓનો ઈનસાફ કોઈપણ જિલ્હામાં જ્યુરીથી કરવો એવું સ્થાનિક સરકાર સરકારી ગેઝીટમાં હુકમ પ્રસિદ્ધ કરીને ફરમાવવાને અને વખતે વખતે તે હુકમ રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને મુખતિયાર છે. સેશન કોરટની આગળ ઈનસાફ જ્યુરીથી કરવાનો હુકમ કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

જ્યારે કેટલાએક ગુન્હાનું તોહોમત તોહોમતવાળાઉપર એકજ ઇનસાફની વખતે મુકવામાં આવ્યું હોય અને તેમાંના થોડાએક ગુન્હાઓનો ઇનસાફ જ્યુરીથી થઈ શકે અને થોડાએકનો ઇનસાફ તેવી રીતે ન થઈ શકે એમ હોય ત્યારે તે સઘળા ગુન્હામાટે તેનો ઇનસાફ જ્યુરીથી કરવો.

૨૭૦. સેશન કોરટની આગળ જે જે ઇનસાફ થાય તેમાં ફરિયાદનું કામ પબ્લિક પ્રાસિક્યુટરે ચલાવવું. સેશન કોરટની આગળ ઈનસાફનું કામ પબ્લિક પ્રાસિક્યુટરે ચલાવવું.

### બ.—કામ ચલાવવાની સરૂઆત.

૨૭૧. જ્યારે ઇનસાફ સરૂ કરવાને કોરટ તૈયાર હોયત્યારે તેની આગળ તોહોમતવાળાએ હાજર થવું અથવા તેને આણવો અને તોહોમતનામું કોરટ- ઈનસાફની સરૂઆત.

માં વાંચીસંભળાવવું તથા તેને સમજાવવું અને તેને પુછવું કે જે ગુન્હાનું
મત મુક્યું છે તેનો તું તકસીરવાર છે કે તારો ઇનસાફ થાયએવો તું દાવોકં

તકસીરવાર છું એવો જવાબ આપવો.

જો તોહોમતવાળો એવો જવાબ આપે કે હું તકસીરવાર છું તો તે જ
દફતરમાં દાખલ કરવો અને તેઉપરથી તેતોહોમતવાળાને ગુન્હેગાર ઠરાવ

જવાબ દેવાની ના કેહેવીઅથવા ઇનસાફ કરવાનું કેહેવું.

૨૭૨. જો તોહોમતવાળો જવાબ આપવાની ના કેહે અથવા જ
આપે નહી અથવા મારો ઇનસાફ થવો જોઇએ એવો દાવો કરે તો
જ્યુરરો અથવા આસેસરો આ કાયદામાં આગળ કહ્યાપ્રમાણે
કરીને તે મુકદમાનો ઇનસાફ કરવા માંડવો.

એકપછી એક કેટલાએક ગુનેહગારોનો ઇનસાફ તેજજ્યુરીથી અથવા આસેસરોથી કરવાબાબત.

પણ એવું ઠરાવ્યું છે કે આ કાયદામાં આગળ હરકત લેવાને
હક કહ્યો છે તેને અનુસરીને કોરટને યોગ્ય લાગે તેટલા તોહોમતવાળા શ
સોનો એક પછી એક એ રીતે ઇનસાફ તેનાતેજ જ્યુરી કરી શકે, અ
તેના તેજ આસેસરો તે ઇનસાફના કામમાં મદદ કરી શકે.

સાબિત નથઇ શકે એવાં તોહોમતનામાં ઉપર નોંધ.

૨૭૩. હૈ કોરટની આગળ ઇનસાફ ચાલે તેમાં જે શખ્સની
તોહોમત મુક્યું હોય તે શખ્સનો ઇનસાફ સરૂ થતાં પેહેલાં કોઈપણ વ
તે હૈ કોરટને એમ જણાય કે તોહોમતનામું અથવા તેનો કોઈ ભાગ
બિત થઈ શકશે નહી એ સ્પષ્ટ છે ત્યારે જડજે તે તોહોમતનામા
તે મતલબની એક નોંધ કરવી.

નોંધનું ફળ.

સદરહુ નોંધનું ફળ એવું થશે કે, પ્રસંગપ્રમાણે, તોહોમતનામા
રથી અથવા તેના ભાગઉપરથી ચલાવવાનું કામ બંધ થશે.

**ક.—જ્યુરી પસંદ કરવાબાબત.**

જ્યુરીમાં કેટલાં માણસો જોઇયે.

૨૭૪. હૈ કોરટની આગળ ઇનસાફ થતી વખતે જ્યુરીમાં
માણસો હોવાં જોઇયે.

સેશન કોરટની આગળ જ્યુરીથી ઇનસાફ થતી વખતે, ત્રણ
ઓછી ન હોય અને નવ કરતાં વત્તી ન હોય એવી જે વિષમ સંખ્યા
નિક સરકાર કોઈપણ અમુક જિલ્હાને અથવા તે જિલ્હામાં કોઈપણ
મુક વર્ગના ગુનહાઓને લાગુ પડે એવા હુકમથી વખતે વખતે ફરમા
સંખ્યા જ્યુરીના માણસોની હોવી જોઇયે.

યુરોપિયન અથવા અમેરિકન ન હોય એવા શખ્સોનો સેશન કોરટની આગળ ઇનસાફ કરવા સારૂ જ્યુરી.

૨૭૫. યુરોપિયન અથવા અમેરીકન ન હોય એવા કોઈ શખ્
ઇનસાફ સેશન કોરટની આગળ જ્યુરીથી કરવામાં આવે ત્યારે જો તે
ખસની ઇચ્છા હોય તો તે જ્યુરીમાં અર્ધાધિક યુરોપિયન અથવા અ
કન ન હોય એવા માણસો હોવા જોઇયે.

૨૭૬. જ્યુરેરો ચુંટી કાહાડવા તે જ્યુરર તરીકે કામ કરવાસારૂ સમન કરેલાં માણસો મધ્યેથી હે કોરટ વખતે વખતે કાનુન કરીને ફરમાવે તેવી રીતે ચિઠ્ઠી કાહાડીને ચુંટી કહાડવા: — ચિઠી કાહાડીને જ્યુરેરો પસંદ કરવા.

પણ એવું ઠરાવ્યું છે કે— — વિશેષ ઠરાવ.

**પ્રથમ.**—આ કલમપ્રમાણે કોઇપણ કોરટને માટે કાનુનો કહાડવામાં આવે, ત્યાંસુધી તે કોરટમાં જ્યુરેરો પસંદ કરવાની બાબતમાં જે રીવાજ હાલ ચાલુ હોય તે રીવાજપ્રમાણે ચાલવું; — હાલનોરીવાજ કાયમ રાખ્યો.

**બીજું.**—સમન કરેલા માણસો પૂરતા ન હોય તો બીજા જે માણસો હાજર હોય તે મધ્યેથી કોરટની રજા લઇને જ્યુરેરોની જોઇતી સંખ્યા પસંદ કરવાનો અધિકાર છે, અને — જે માણસોએ સમન ન કર્યા હોય તે કયારેચુંટી કાહાડવાલાયકછે.

**ત્રીજું.**— ઇલાકાના મુખ્ય શેહેરોમાં— — વિશેષ જ્યુરેરોની આગળ ઇનસાફ.

(અ) તોહોમતવાળા શખ્સનીઉપર મોતની શિક્ષા કરવાલાયક કોઈ ગુનેહા કર્યાનું તોહોમત મુક્યું હોય તો, અથવા

(બ) બીજા કોઇપણ મુકદ્દમામાં હે કોરટનો કોઈ જડજ ફરમાવે તો,

આ કાયદામાં આગળ વિશેષ જ્યુરીની જે ટીપકહી છે તે ટીપ મધ્યેથી જ્યુરેરો ચુંટી કહાડવા.

૨૭૭. જ્યુરર ચુંટી કહાડવામાં આવતા જાય તેમ તેમ તે દરએકનું નામ મોટેથી બોલાવવું અને તે હાજર થાય એટલે તોહોમતવાળાને પુછવું કે એ જ્યુરરથી તારો ઇનસાફ થાય એમાં તને હરકત છે. — જ્યુરેરોનાનામ બોલાવવાં.

તે વખતે તે જ્યુરરબાબત તોહોમતવાળો અથવા ફરિયાદનું કામ ચલાવનારો હરકત લેવાને મુખત્યારછે, અને તે હરકતનાં જે કારણ હોય તે કેહેવાં. — જ્યુરેરો બાબત હરકત.

પણ એવું ઠરાવ્યું છે કે, હે કોરટમાં સરકારની તરફથી આઠ સંખ્યાસુધી અને જે શખ્સની અથવા શખ્સોનીઉપર તોહોમત મુક્યું હોય તે શખ્સની અથવા સઘળા શખ્સોની તરફથી આઠ સંખ્યાસુધી કારણો કહ્યાવગર હરકતો લેવા દેવી. — કારણો કહ્યાવગર હરકત.

૨૭૮. કોઈ જ્યુરરબાબત હેઠળ લખેલાં કારણોમાંનાં કોઈપણ કારણપરથી હરકત લીધીહોય અને કોરટની ખાત્રી થાય એવી રીતે તે સાબિત થાય તો તે હરકત મંજુર રાખવી:— — હરકતનાં કારણો.

(અ) તે જ્યુરર અનુમાનપ્રમાણે અથવા ખરેખરો પક્ષપાતી છે;

(બ) જાતનું કાંઈ કારણ, જેમ કે પરદેશનાં વતની હોવું, અથવા કોઇપણ ચાલુ કાયદાથી અથવા કાયદાપ્રમાણે અમલ થતો હોય

એવી કોઇપણ કાનુનથી ફરમાવેલી યોગ્યતામા ખામી હોવી, થવા એકવીસ વરસની અંદરની વયના અથવા સાઠ વર વત્તી વયના હોવું;

(ક) તેણે પોતાની રીતથી અથવા ધર્મસંબંધી સંકલ્પથી દુનિયાદા વાતોની સઘળી ચીંતા તજી દીધી છે;

(ડ) તે કોરટમધ્યે અથવા તેના હાથ તળે કંઈ હુદ્દો ધરાવે છે;

(ઈ) તે પોલીસનું કાંઈ કામ કરે છે અથવા પોલીસનું કાંઈ તેને સોંપેલું છે;

(ફ) તેનીઉપર કોઈપણ ગુનહો સાબિત થયો છે જે પરથી તે કો ની નજરમાં જ્યુરીમાં,કામ કરવાને તે અયોગ્ય થાય;

(ગ) જે ભાષામાં શાહેદી અપાતી હોય તે ભાષા અથવા જ્યારે શાહેદી સમજાવાતી હોય ત્યારે જે ભાષામાં તે સમજાવાતી તે ભાષા સમજવાને તે અશકત છે.

(હ) બીજી કોઈ હકીકતથી તે કોરટની નજરમાં, તે જ્યુરરતરીકે લાયક થાય તે હકીકત.

હરકત વિશે ઠરાવ.

૨૭૯. કોઈ જ્યુરરબાબત જે હરકત લેવામાં આવે તે દરએક રકતવિશે કોરટે ઠરાવ કરવો અને તે ઠરાવ દફતરમાં નોંધવો અને આખરનો છે એવું સમજવું.

જો જ્યુરરની વિરૂધ હરકત મજુર કરવામાઆવે તે જ્યુરરની જગા પુરવા બાબત.

જો તે હરકત મંજુર કરવામાં આવે, તો તે જ્યુરરને ઠેકાણે સમ મુજબ હાજર થયલા અને ૨૬૬મી કલમથી ઠરાવેલી રીતે ચુંટી કાહા બીજા કોઈપણ જ્યુરરને નિમવો; અથવા તેવો બીજો કોઈ જ્યુરર હા ન હોય તો જેનું નામ જ્યુરરોની ટીપમાં હોય અથવા જે માણસ કો ની નજરમાં તે જ્યુરીમાં કામ કરવાને યોગ્ય જણાય એવો બીજો જે ણુસ કોરટમાં હાજર હોય તે માણસને નિમવો; પણ એવું ઠરાવ્યું છે સદરહુ જ્યુરર અથવા બીજા માણસબાબત ૨૭૮મી કલમપ્રમાણે હર લીધી ન હોય અને મંજુર રાખી ન હોય તો તેમ કરવું.

જ્યુરીનો અગ્રેસર.

૨૮૦. જ્યારે જ્યુરરોને પસંદ કરવામાં આવે ત્યારે તેમણે પોતા માંથી એક જણને અગ્રેસર નિમવો,

તે અગ્રેસરે જ્યુરીની તકરારોમાં ઉપરીપણું કરવું, જ્યુરીનો ઠર કોરટને કહી સંભળાવવો, અને જ્યુરીને અથવા તેમાંના કોઈપણ જ્યુરર કાંઈ ખબર જોઈતી હોય તે કોરટપાસેથી પુછી લેવી.

જડજને વાજબી લાગે એટલા વખતમાં જો જ્યુરીમાંના ઘણાજ કોઈ અગ્રેસર નિમવામાં એકમત ન થાય તો તેની નિમણુક કોરટે કર

**જ્યુરરોને સમ ખવડાવવા બાબત.**

૨૮૧. જ્યારે અગ્રેસર નિમવામાં આવે ત્યારે સન ૧૮૭૩ ના હીંદુસ્તાનના સમના આક્ટપ્રમાણે જ્યુરરોને સમ ખવડાવવા.

**જ્યુરર હાજર રેહેતો બંધ થાય ત્યારે કેમ કરવું.**

૨૮૨. જ્યુરીથી ઇનસાફનું કામ ચાલતું હોય તે દરમિયાનમાં જ્યુરીનો ઠરાવ કહી સંભળાવતાં પેહેલાં કોઈપણ વખતે, કાંઈ પુરતાં કારણસર કોઈ જ્યુરર તે ઇનસાફનું કામ પુરૂં થતાંસુધી હાજર ન થઈ શકે અથવા કોઈ જ્યુરર ગેર હાજર રેહે અને તેને હાજર ન કરી શકાય એવું હોય અથવા જે ભાષામાં સાહેદી અપાતી હોય તે ભાષા કોઈ જ્યુરર સમજી શકતો નથી અથવા તે સાહેદી સમજાવાતી હોય ત્યારે જે ભાષામાં તે સમજાવાતી હોય તે ભાષા સમજી શકતો નથી એવું જો દેખાય તો, એક નવો જ્યુરર માંહે લેવો અથવા તે જ્યુરીને રજા આપવી અને નવી જ્યુરી પસંદ કરવી.

સદરહુ પ્રસંગોમાના દરએક પ્રસંગે ઇનસાફ નવેસરથી સરૂ કરવો.

**કેદી માંદોહોય ત્યારે જ્યુરીનેરજા આપવા બાબત.**

૨૮૩. જ્યારે કેદી પાંજરામાં રેહેવાને અશકત થાય ત્યારે જ્યુરીને રજા આપવાને પણ જડજ મુખ્તાર છે.

### ૮.—આસેસરો પસંદ કરવાબાબત.

**આસેસર કેવી રીતે પસંદ કરવા.**

૨૮૪. જ્યારે ઇનસાફ આસેસરોની મદદથી કરવાનો હોય ત્યારે આસેસરતરીકે કામ કરવાને સમન કરેલા માણસોમાંથી જડજને યોગ્ય લાગે તે પ્રમાણે બે અથવા વધારે માણસો ચુંટી કાહાડવા.

**આસેસરથી હાજર થવાતું ન હોય ત્યારે કેમ કરવું.**

૨૮૫. આસેસરોની મદદથી કોઈ ઇનસાફનું કામ ચાલતું હોય તે દરમિયાનમાં જો ઠરાવ થતાં પહેલાં કોઈપણ વખતે કાંઈ પુરતાં કારણસર કોઈ આસેસર તે ઇનસાફનું કામ પુરૂં થતાં સુધી હાજર ન થઈ શકે અથવા ગેરહાજર રહે અને તેને હાજર કરવાનું બની શકે નહી તો બાકીના આસેસરની અથવા આસેસરોની મદદથી તે ઇનસાફનું કામ ચલાવવું.

જો સઘળા આસેસરો હાજર થતા અટકે અથવા ગેર હાજર રેહે તો કામ ચલાવવાનુ બંધ રાખવું અને નવા આસેસરોની મદદથી ઇનસાફનું કામ નવેસરથી ચલાવવું.

### ૯.—ફરિયાદી તરફનો તથા તોહોમતવાળા તરફનો મુકદમો પુરો થતાંસુધી ઇનસાફનું કામ.

**ફરિયાદનુંકામ ચલાવનારની તરફનો મુકદમોસરૂ કરવા બાબત.**

૨૮૬. જ્યુરરો અથવા આસેસરો ચુંટી કાહાડવામાં આવ્યા બાદ ફરિયાદનું કામ ચલાવનારે હીંદુસ્તાનના ફોજદારી કાયદામાંથી અથવા બીજા કાયદામાંથી જે ગુનહાનું તોહોમત મુકયું હોય તે ગુનહાનું વર્ણન વાંચીને તથા કયા પુરાવાઉપરથી તે તોહોમતવાળાની તકસીર સાબિત ક-

રવાની આશા રાખે છે તે ટુંકામાં કહી જણાવીને પોતાનો મુકદ્દમો સરૂ કરવો.

શાહેદોની જબાની.

પછી ફરિયાદનું-કામ-ચલાવનારો પોતાના શાહેદોને તપાસે.

માજીસ્ત્રેટની આગળ તોહોમત વાળાએ-આપેલી જબાનીને પુરાવો ગણવો.

૨૮૭. તોહોમતવાળાની જે જબાની કમિટ કરનારા માજીસ્ત્રેટે અથવા તેની રૂબરૂ યોગ્યરીતે દફતરમાં દાખલ કરી હોય તે જબાની ફરિયાદનું કામ ચલાવનારે રજુ કરવી અને તે પુરાવા દાખલ વાંચવી.

પ્રથમ ચોકશીની વખતે આપેલો પુરાવો દાખલ થઈ શકશે.

૨૮૮. કમિટ કરનારા માજીસ્ત્રેટની આગળ તોહોમતવાળાની સમક્ષ કોઈ શાહેદની જબાની યોગ્યરીતે લેવામાં આવી હોય તે જબાની કોરટમાં અધ્યક્ષસ્થાને બેસનાર જડજની નજરમાં આવે તો, જો સદરહુ શાહેદને રજુ કરવામાં આવે અને તેની તપાસ કરવામાં આવે તો તે કામમાં પુરાવા દાખલ ગણવાનો અધિકાર છે.

ફરિયાદનું કામ ચલાવનારની તરફના શાહેદોની જબાની લીધા પછી કેમ કરવું.

૨૮૯. ફરિયાદનું કામ ચલાવનારની તરફના શાહેદોની જબાની અને તોહોમતવાળાની જબાની (જો હોય તો) પુરી થઈ રહે ત્યારે તોહોમતવાળાને પુછવું કે તારે પુરાવો રજુ કરવો છે કે નહી.

તે કેહે કે મારે પુરાવો રજુ કરવો નથી તો ફરિયાદનું કામ ચલાવનારે પોતાની તરફના મુકદ્દમાનો સાર કહી સંભળાવવો, અને જો કોરટની નજરમાં એવું આવે કે તોહોમતવાળાએ ગુનહો કર્યો છે એવો કોઈ પુરાવો નથી તો પછી આસેસરોની મદદથી જે કામમાં ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ દફતરમાં દાખલ કરવાને, અથવા જે કામમાં જ્યુરીથી ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ કહી સંભળાવવાનું જ્યુરીને ફરમાવવાને, કોરટ મુખ્તાર છે.

જો તોહોમતવાળો અથવા કેટલાએક તોહોમતવાળાઓમાંનો હરકોઈ તોહોમતવાળો કેહે કે મારે પુરાવો રજુ કરવો છે અને કોરટની નજરમાં એમ આવે કે તોહોમતવાળાએ ગુનહો કર્યો છે એવો કાંઇ પુરાવો નથી તો પછી આસેસરોની મદદથી જે કામમાં ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ દફતરમાં દાખલ કરવાને, અથવા જે કામમાં જ્યુરીથી ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ કહી સંભળાવવાનું જ્યુરીને ફરમાવવાને, કોરટ મુખ્તાર છે.

જો તોહોમતવાળો અથવા કેટલાએક તોહોમતવાળાઓમાંનો હરકોઈ તોહોમતવાળો કેહે કે મારે પુરાવો રજુ કરવો છે, અને કોરટની નજરમાં એમ આવે કે તેણે ગુનોહ કર્યો છે એવો પુરાવો છે, અથવા, મારે પુરાવો રજુ કરવો નથી એવું તેના કેહેવા ઉપરથી ફરિયાદનું કામ ચલા-

વનાર પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવે અને કોરટની નજરમાં એમ આવે કે તોહોમતવાળાએ ગુનોહ કર્યોછે એવા પુરાવા છે, તો તોહોમતવાળાને તેનો જવાબ કરવા માંડવાનું કોરટે ફરમાવવું.

૨૯૦. પછી તોહોમતવાળો અથવા તેનો પ્લીડર પોતાની તરફનો મુકદમો સરૂ કરવાને મુખ્તાર છે, અને તેણે તેમાં જે હકીકત ઉપર અથવા કાયદા ઉપર આધાર રાખવાનો પોતાનો ઇરાદો હોય તે હકીકત અથવા કાયદો કેહેવો, તથા ફરિયાદનું કામ ચલાવનારના તરફના પુરાવા ઉપર જે જે ટીકા પોતાને જરૂરની લાગે તે કરવી. પછી તે પોતાના શાહેદો હોય તો તેઓને તપાસવાને મુખ્તાર છે, અને તેઓની ઉલટ તપાસણી અથવા ફરી તપાસણી કરવી હોય તો તે કર્યા પછી પોતાની તરફના મુકદમનો સાર કહી સંભળાવવાને મુખ્તાર છે. જવાબ.

૨૯૧. જે શાહેદનું નામ તોહોમતવાળાએ અગાઉ નહી કહ્યું હોય તે શાહેદ હાજર હોય તો તેની જબાની તોહોમતવાળાને લેવા દેવી; પણ જે માજીસ્ટ્રેટે તેનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કર્યો હોય તે માજીસ્ટ્રેટને આપેલી ટીપમાં જે શાહેદોનાં નામ લખ્યાં હોય તે સિવાય બીજા કોઇ પણ શાહેદને સમન કરીને બોલાવવાનો હક, ૨૧૧ મી તથા ૨૩૧ મી કલમમાં કહેલા પ્રસંગ સિવાય બીજે પ્રસંગે નથી. શાહેદોની જબાની લેવા બાબત તથા તેઓને સમન કરાવવા બાબત તોહોમતવાળાનો હક.

૨૯૨. જો તોહોમતવાળાએ અથવા તોહોમતવાળાઓમાંના હરકોઈએ ૨૮૯ મી કલમ મુજબ પોતાને પુછ્યા ઉપરથી એવું કહ્યું હશે કે મારે પુરાવા રજુ કરવા છે તો ફરિયાદનું કામ ચલાવનારને પ્રત્યુત્તર આપવાનો હક છે એવું સમજવું. પ્રત્યુતર આપવાનો ફરિયાદનું કામ ચલાવનારનો હક.

૨૯૩. જ્યારે કોરટ એમ ધારે કે જે ગુનાહનું તોહોમત મુક્યુંછે તે ગુનોહ જે જગાએ કરયાનું કેહેવામાં આવ્યું છે તે જગા, અથવા બીજી જે જગાએ ઇનસાફને લગતી મુદાની બીજી કોઇપણ વાત બન્યાનું કેહેવામાં આવ્યુ છે તે જગા. જ્યુરીએ અથવા આસેસરોએ નજરે જોવી જોઇયે, ત્યારે કોરટે તે પ્રમાણે હુકમ કરવો, અને કોરટના કોઇ અમલદારના હવાલામાં તે જ્યુરીને અથવા આસેસરોને એકઠા તેજગાએ લઇજવા, અને તે જગા કોરટે નિમેલા કોઈ શખ્સે તેઓને દેખાડવી. જ્યુરીએ અથવા આસેસરોએ કાંઇ જગા નજરે જોવા બાબત.

તે અમલદારે કોરટની રજા સિવાય બીજા કોઇ પણ શખ્સને તે જ્યુરીમાંના અથવા આસેસરોમાંના કોઈની જોડે બોલવા અથવા ચિઠ્ઠીપત્રી વગેરે વડે વ્યવહાર ચલાવવા દેવો નહી અને કોરટ બીજીરીતે ફરમાવે નહી તો તેજગા જોવાનું કામ પૂરૂંથઇરેહે એટલે તુરત તેઓને પાછા કોર્ટમાં લઇજવા.

૨૯૪. કોઈ જ્યુરર અથવા આસેસર સંબંધ રાખનારી કોઇ લગતી જ્યુરરની અ

ચલાવવાની રીત સાથે હોય અથવા તેઓનો અર્થ કાયદાથી નક્કી કર્યો હોય તો એ બેઉ પ્રસંગે તેઓનો અર્થ ઠરાવવો એ જડજનું કામ છે, જ્યુરીનું નથી.

દૃષ્ટાંતો.

(અ) બનાં ખુન બાબત અ નો ઇનસાફ ચાલે છે.

ખુનમાં અને શિક્ષણીય મનુષ્યવધમાં કેટલોક ફેર છે તે જ્યુરીને સમજાવવો અને હકીકતોની કઈ કઈ સમજપ્રમાણે અનીઉપર ખુનનો, અથવા શિક્ષણીય મનુષ્યવધનો, ગુનહો સાબિત થયાનો ઠરાવ કરવો, અથવા કઈ સમજપ્રમાણે અએ ગુનહો કર્યો નથી એવો ઠરાવ કરવો એ તેઓને કેહેવું એ જડજનું કામ છે.

હકીકતોની કઈ સમજ ખરી છે એનો નિશ્ચય કરવો અને જડજનો આદેશ ખરો અથવા ખોટો હોય અને તે પ્રમાણેજ પોતાનું મત હોય કે નહી હોય તોપણ તે આદેશપ્રમાણે પોતાનો ઠરાવ કહી સંભળાવવો એ જ્યુરીનું કામ છે.

(બ) તકરાર એવી છે કે કોઈ અમુકબાબત ઉપર કોઈ શખ્સે વાજબી મત ધારણ કરેલો કે નહીં—કામ ઉચિત હુશિયારીથી અથવા બરાબર મેહેનત કરીને કરેલું કે નહીં.

આમાંની દરએક તકરારનો નિશ્ચય કરવો એ જ્યુરીનું કામ છે.

વિચાર કરવાને એકાંતમાં જવા બાબત.

૩૦૦. જે મુકદ્દમાનો ઇનસાફ જ્યુરીથી કર્યો હોય તે મુકદ્દમામાં જડજે પોતાનો આદેશ પુરો કર્યા પછી જ્યુરી પોતાના ઠરાવબાબત વિચાર કરવાને એકાંતમાં જવાને મુખ્તિયાર છે.

કોરટની રજાવગર જ્યુરર શિવાય બીજા કોઈ શખ્સે સદરહુ જ્યુરીના કોઇપણ મેંબરની જોડે બોલવું નહી અથવા ચિઠ્ઠી પત્રી વગેરે વડે વ્યવહાર ચલાવવો નહી.

ઠરાવ કહી સંભળાવવાબાબત.

૩૦૧. જ્યારે જ્યુરી પોતાના ઠરાવબાબત વિચાર કરી રેહે ત્યારે તેમનો જે ઠરાવ હોય તે અથવા તેમાંના અધિકાધિકોનો જે ઠરાવ હોય તે જ્યુરીના અગ્રેસરે જડજને જણાવવો.

જ્યુરી વાળાઓનાં જુદાં જુદાં મત હોય ત્યારે કેમ કરવું.

૩૦૨. જ્યુરીનાં સઘળાં માણસો એક મત ન હોય તો વધારે વિચાર કરવાસારૂ એકાંતમાં જવાનું તે જ્યુરીને ફરમાવવાને જડજ મુખ્તિયાર છે. જડજ યોગ્યધારે તેટલી મુદત પછી જ્યુરીનાં સઘળાં માણસો એક મત ન હોય તોપણ તે જ્યુરી પોતાનો ઠરાવ કહી સંભળાવવાને મુખ્ત્યાર છે.

દરએક તોહોમતબાબત ઠરાવ

૩૦૩. કોરટે બીજીરીતે હુકમ કર્યો ન હોય તો જે તોહોમતોઉપરથી તોહોમતવાળાનો ઇનસાફ કર્યો હોય તે સઘળાં તોહોમતોબાબત જ્યુરીએ

પોતાનો ઠરાવ કહી સંભળાવવો, અને તેમનો ઠરાવ શો છે તેનો નિશ્ચય કરવાસારૂ જે સવાલો પુછવાની જરૂર હોય તે સવાલો તેઓને પુછવાને જડજ મુખતિયાર છે. કહી સંભળાવવો. જ્યુરીનેસવાલ પુછવાનો જડજને અધિકારછે.

સદરહુ સવાલો તથા તેમના જવાબો દફતરમાં દાખલ કરવા. સવાલો તથા જવાબો દફતરમાં દાખલકરવા.

૩૦૪. જ્યારે અકસ્માતથી અથવા ભુલથી ખોટો ઠરાવ કહી સંભળાવ્યો હોય ત્યારે તે દફતરમાં દાખલ કરતાં પેહેલાં અથવા દાખલ કર્યાપછી તુરત તે ઠરાવમાં સુધારો કરવાને જ્યુરી મુખતાર છે અને આખરે સુધાર્યાપ્રમાણે તે ઠરાવ થવો જોઇએ. જ્યુરીનોઠરાવ સુધારવાબાબત.

૩૦૫. જ્યારે હૈકોરટની આગળ જે મુકદમાનો ઇનસાફ કર્યો હોય તે મુકદમામાં જ્યુરીના સઘળાં માણસો એકમત હોય અથવા જ્યારે તેમાંના છ જણ એકમત હોય અને જડજ તેમનીસાથે મળતો આવે ત્યારે જડજે સદરહુ મતપ્રમાણે ઠરાવ આપવો. હૈકોર્ટમાં જ્યુરીના ઠરાવ પ્રમાણે ક્યારે ચાલવું.

જ્યારે સદરહુ પ્રકારના કોઈપણ મુકદમામાં જ્યુરીની ખાત્રી થાય કે અમે એકમત થઇશું નહીં, પણ તેમાંના છ જણ એક મત હોય ત્યારે અગ્રેસરે જડજને તે મુજબ ખબર આપવી.

જો જ્યુરીમાંના અધિકાધિક સાથે જડજ મળતો ન આવે તો તેણે જ્યુરીને એકદમ રજા આપવી. બીજે પ્રસંગે જ્યુરીને રજા આપવા બાબત.

જ્યુરીમાંના છ જણ એક મત ન હોય તો પોતાને યોગ્ય લાગે એટલો વખત વીત્યા પછી જડજે જ્યુરીને રજા આપવી.

૩૦૬. જે મુકદમાનો ઇનસાફ સેશન કોરટની આગળ કર્યો હોય તે મુકદમામાં જ્યુરરોનો ઠરાવ અથવા જ્યુરરોમાંના અધિકાધિકનો ઠરાવ ના કબુલ કરવાની જરૂર નથી એમ જડજને લાગે, ત્યારે તેણે તે ઠરાવે મુજબ ફેસલો આપવો. સેશન કોરટમાં જ્યુરીના ઠરાવ પ્રમાણે ક્યારે ચાલવું.

તોહોમતવાળો બિન તકસીર ઠરે તો જડજે તેની ઉપર ગુનોહ ના સાબિત થયાનો ફેસલો દફતરમાં દાખલ કરવો. તોહોમતવાળો તકસીરવાર ઠરે તો જડજે કાયદા મુજબ તેની ઉપર શિક્ષાનો હુકમ કરવો.

૩૦૭. સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં જે તોહોમતો ઉપરથી તોહોમતવાળાનો ઇનસાફ કર્યો હોય તે સઘળાં તોહોમતો બાબત અથવા તેમાંના કોઈ પણ તોહોમતબાબત જ્યુરરોના ઠરાવથી અથવા જ્યુરરોમાંના અધિકાધિકોના ઠરાવથી જડજ એટલો બધો જુદો પડે કે ઇનસાફની મતલબ પાર પાડવાસારૂ તે મુકદમો હૈકોરટમાં મોકલવાની તેને જરૂર લાગે, જ્યારે જ્યુરીનો ઠરાવ સેશન જડજ ના કબુલ કરે ત્યારેકેમકરવું.

તો તે મુજબ તે મુકદ્દમો તેણે મોકલવો અને પોતાનાં મતનાં કારણ દફતરમાં દાખલ કરવાં, અને જ્યારે જ્યુરીનો ઠરાવ ગુનહો નાસાબિત થયાનો હોય ત્યારે જે ગુનહો થયેલો પોતાને લાગે તે ગુનહો જણાવવો.

આ કલમપ્રમાણે જડજ કોઈ મુકદ્દમો મોકલે ત્યારે જે તોહોમત ઉપરથી તોહોમતવાળાનો ઇનસાફ કર્યો હોય તેમાંના કોઈ પણ તોહોમતબાબત તેણે ગુનહો નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ફેસલો દફતરમાં દાખલ કરવો નહી, પણ તોહોમતવાળાને પાછો પેહેરામાં મોકલવાને અથવા તેના જામીન લેવાને તે મુખ્તિયાર છે.

અપીલમાં હૈ કોરટ જે અખત્યાર ચલાવી શકે તેમાંનો હરકોઈ અખત્યાર આવીરીતે મોકલેલા મુકદ્દમાની તજવીજ કરતી વખતે ચલાવવાને તે કોરટ મુખ્તિયાર છે; પણ જે તોહોમત તૈયાર કરીને પોતાની આગળ રજુ કર્યું હોય તે તોહોમતઉપરથી જે ગુનહો તોહોમતવાળાની ઉપર જ્યુરી ઠરાવી શકત તેવા કોઈ પણ ગુનહાબાબત તોહોમતવાળાને બિન તકસીરવાર અથવા તકસીરવાર ઠરાવવાને હૈ કોરટ મુખ્તિયાર છે; અને જો તેને પોતે તકસીરવાર ઠરાવે તો જે શિક્ષાનો હુકમ સેશન કોરટ કરી શકત તે શિક્ષાનો હુકમ કરવાને હૈ કોરટ મુખ્તિયાર છે.

### ગ.—જ્યુરીને રજા આપ્યાપછી તોહોમતવાળાનો ફરીથી ઇનસાફ કરવાબાબત.

જ્યુરીને રજા આપ્યાપછી તોહોમતવાળાનો ફરીથી ઇનસાફ કરવા બાબત.

૩૦૮. જ્યારે જ્યુરીને રજા આપવામાં આવે ત્યારે તોહોમતવાળાને (પ્રસંગપ્રમાણે) પેહેરામાં અટકાવી રાખવો અથવા જામીનઉપર છોડવો, અને બીજી કોઈ જ્યુરીથી તેનો ઇનસાફ કરવો, પણ જો જડજની નજરમાં એમ આવે કે તોહોમતવાળાનો ફરીથી ઇનસાફ નહી કરવો જોઇયે તો તે પ્રસંગે જડજે તોહોમતનામાંની ઉપર તે મતલબની નોંધ કરવી અને તે નોંધનું ફળ ગુનહો નાસાબિત થયાના ઠરાવ જેવું થશે.

### ઘ.—આસેસરો લઈને જે મુકદ્દમાનો ઇનસાફ કરવો હોય તે મુકદ્દમામાં ઇનસાફનો છેડો.

આસેસરોનાં મત કહી સંભળાવવા બાબત.

૩૦૯. જે મુકદ્દમાનો ઇનસાફ આસેસરોની મદદથી કર્યો હોય તે મુકદ્દમામાં જ્યારે તોહોમતનો જવાબ દેવાનું કામ પુરૂં થઈ રેહે અને ફરિયાદનું-કામ-ચલાવનારને પ્રત્યુત્તર આપવો હોય તો તે આપે એટલે કોરટ ફરિયાદનું-કામ-ચલાવનારની તરફના અને તોહોમતવાળાની તરફના શાહેદી પુરાવાનો સાર કહી સંભળાવવાને મુખ્તિયાર છે, અને પછી કોરટે દરએક આસેસરને તેનો મત મોહોડેથી કેહેવાનું ફરમાવવું અને તે મત દફતરમાં દાખલ કરવો.

પછી જડજે ફેસલો આપવો; પણ તેમ કરવામાં તે આસેસરોના મત પ્રમાણે ચાલવાને બંધાયલો નથી. ફેસલો.

જો તોહોમતવાળો તકસીરવાર ઠરે તો જડજે તેની ઉપર કાયદા મુજબ શિક્ષાનો હુકમ કરવો.

### આઈ.—અગાઉ ગુનાહની સાબીતીનો ઠરાવ થયો હોય તો કામ ચલાવવાની રીત.

૩૧૦. જ્યુરીથી અથવા આસેસરોની મદદથી ઇનસાફ કરવામાં આવે તેમાં તોહોમતવાળાની ઉપર જે ગુનાહનું તોહોમત મુક્યું હોય તે ગુનોહ અગાઉ કોઇ ગુનાહની સાબિતીનો ઠરાવ થયાપછી કરેલો હોયત્યારે ૨૭૧ મી, ૨૮૯ મી, ૩૦૫ મી, ૩૦૬ ઠી અને ૩૦૯ મી કલમમાં કામ ચલાવવાની જે રીત ઠરાવીછે તેમાં હેઠળ લખ્યામુજબ ફેરફાર કરવોઃ— અગાઉ ગુનાહની સાબિતીનો ઠરાવ થયોહોયતો કેમ કરવું.

(અ) પછવાડેના ગુનાહનો હું તકસીરવાર છું એવો જવાબ તોહોમતવાળાએ દીધો ન હોય અથવા પછવાડેનો ગુનોહ તેની ઉપર સાબીત થયાનો ઠરાવ કર્યો નહી હોય તો અને ત્યાંસુધી, તોહોમતનામાંના જે ભાગમાં અગાઉ ગુનાહની સાબીતીનો ઠરાવ થયાની વાત લખી હોય તે ભાગ કોરટમાં વાંચી સંભળાવવો નહીં, અને તોહોમતનામાંમાં કહ્યા મુજબ અગાઉ તમારી ઉપર ગુનોહ સાબીત થયાનો ઠરાવ થયોછે કે નહી એવું તોહોમતવાળાને પુછવું નહી.

(બ) પછવાડેના ગુન્હાનો હું તકસીરવાર છું એવો જવાબ તે આપે અથવા તે ગુન્હો તેનીઉપર સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે, તો પછી તેને પછવું કે તોહોમતનામામાં કહ્યામુજબ તમારીઉપર અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરેલો છે કે નહી.

(ક) મારીઉપર સદરહુપ્રમાણે અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરેલો છે એવો જવાબ તે આપે તો જડજ તેનીઉપર તે મુજબ શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે; પણ મારીઉપર સદરહુપ્રમાણે અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરેલો નથી એમ તે કહે, અથવા સદરહુ સવાલનો જવાબ દેવાની ના કહે અથવા જવાબ દે નહી, તો પછી જ્યુરીએ અથવા કોરટે અને આસેસરોએ (જેમહોય તેમ) સદરહુપ્રમાણે અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયાની વાતસંબંધી ચોકસી કરવી, અને તે પ્રસંગે (જ્યુરીથી ઇનસાફ થતો હોય ત્યારે) જ્યુરરોને ફરીથી સમ આપવાની જરૂર નથી.

### ભાગ—હૈ કોર્ટસારૂ જ્યુરરોની ટીપ તથા તે કોર્ટસારૂ જ્યુરરોને સમન કરવાબાબત.

જ્યુરરોનીબુક.

૩૧૧. આ કાયદો અમલમાં આવે ત્યારે ચાલતા વર્ષની જ્યુરરોની બુકમાં આ બાબપ્રમાણે જ્યુરરદાખલ કામ કરવાને પાત્ર હોય એવા શખ્સોની ખરી ટીપ આપેલી છે એવું સમજવું.

સ્પેશિયલ જ્યુરરોને માફી.

માત્ર સ્પેશિયલ જ્યુરીઓમાં કામ કરવાને પાત્ર છે એપ્રમાણે જેઓનાં નામ સદરહુ બુકમાં નોંધ્યાં હોય તે શખ્સો જે વર્ષમાટે સદરહુ ટીપ તૈયાર કરેલી હોય તે વર્ષમાં આ બાબપ્રમાણે સ્પેશિયલ જ્યુરરદાખલજ કામ કરવાને હકદાર તથા પાત્ર છે એવું સમજવું.

સ્પેશિયલ જ્યુરરોની સંખ્યા.

૩૧૨. સ્પેશિયલ જ્યુરરોની ટીપમાં એકી વખતે બસેં કરતાં વત્તા શખ્સોનાં નામ નોંધવાં નહી.

કામન તથા સ્પેશિયલ જ્યુરરોની ટીપ.

૩૧૩. દરએક વર્ષમાં અપ્રેલ મહિનાની પેહેલી તારીખની અગાઉ અને હૈ કોરટ વખતે વખતે ફરમાવે તેવી કાનુનોને અનુસરીને કલાર્ક આફ ધી ક્રૌને,—

(અ) કામન જ્યુરરદાખલ કામ કરવાને પાત્ર હોય એવા સઘળા શખ્સોની ટીપ તૈયાર કરવી; અને

(બ) ફક્ત સ્પેશિયલ જ્યુરરદાખલ કામ કરવાને પાત્ર હોય એવા શખ્સોની ટીપ તૈયાર કરવી.

આ બીજી ટીપ તૈયાર કરવામાં, જે શખ્સોનાં નામ તેમાં નોંધવામાં આવે તે શખ્સોની મિલકત, આબરૂ તથા કેળવણીઉપર નજર રાખવી.

કોઈ શખ્સનું નામ કોઈ અગાઉના વર્ષની સ્પેશિયલ જ્યુરરોની ટીપમાં દાખલ કરેલું હતું તેટલાજ સબબપરથી તે શખ્સનું નામ સ્પેશિયલ જ્યુરરોની ટીપમાં દાખલ કરાવવાનો તેનો હક્ક થશે નહી.

કલકતાની હૈ કોરટની બાબતમાં ગવરનર જનરલ ઈન કૌન્સિલ, અને બીજી હૈ કોરટોની બાબતમાં સ્થાનિક સરકાર, કોઈપણ પગારવાળા અમલદારને જ્યુરરદાખલ કામ કરવાનું માફ કરવાને મુખત્યાર છે.

ટીપ તૈયાર કરનાર અમલદારની મુખત્યારી.

ઉપર કહેલી કાનુનોને અનુસરીને સદરહુ ટીપ પોતાને વાજબી જણાય તેવી રીતે તૈયાર કરવાની કલાર્ક આફ ધી ક્રૌનને પુરતી છુટ છે એવું સમજવું, અને તેના ઠરાવ ઉપર કાંઈ અપીલ ચાલશે નહીં અથવા તે ઠરાવની તપાસ થશે નહી.

પ્રારંભનીતથા સુધારેલી ટીપો જાહેર કરવા બાબત.

૩૧૪. કામન જ્યુરરદાખલ અને સ્પેશિયલ જ્યુરરદાખલ કામ કરવાને પાત્ર હોય એવા શખ્સોની પ્રારંભની ટીપો ઉપર કલાર્ક આફ ધી ક્રૌને સહી કરવી, અને તે તૈયાર થાય ત્યારપછીના અપ્રેલ મહિનાની ૧૫ મીતારીખ પેહેલાં એક વખતસ્થાનિક સરકારી ગેઝીટમાં તેટીપો પ્રસિદ્ધકરવી.

કામન જુરરદાખલ તથા સ્પેશિયલ જુરરદાખલ કામ કરવાને પાત્ર હોય એવાં શખ્સોની સુધારેલી ટીપોઉપર સદરહુ મુજબ સહી કરીને તે તૈયાર થાય ત્યાર પછીના બેહે મહિનાની પેહેલી તારીખ પેહેલાં એક વખત સ્થાનિક સરકારી ગેઝીટમાં તે ટીપો પ્રસિદ્ધ કરવી.

સદરેહુ ટીપોની નકલો કોરટનાં મકાનના કોઇ પ્રસિદ્ધ ભાગઉપર ચોહોડવી.

ઇલાકાના મુખ્ય શેહેરમાં કેટલા જુરરોને સમન કરવા.

૩૧૫. સદરહુ સુધારેલી ટીપોમાં જે શખ્સોનાં નામ લખ્યાં હોય તે શખ્સોમાંથી જેઓ સ્પેશિયલ જુરીઓમાં કામ કરવાને પાત્ર હોય તેઓમાંના ઓછામાં ઓછા સત્તાવીશ શખ્સોને, અને જેઓ કામન જુરીઓમાં કામ કરવાને પાત્ર હોય તેઓમાંના ઓછામાં ઓછા ચોપન શખ્સોને, દરએક ઇલાકાનાં મુખ્ય શેહેરમાં દરએક સેશનમાટે સમન કરવા.

કોઈ શખ્સને છ મહિનામાં એક કરતાં વધારે વાર તેનાવગર સંખ્યા પુરી થઈ શકતી ન હોય તો એપ્રમાણે સમન કરવો નહીં.

પુરવણી સમન.

કોઇપણ સેશન ચાલતી હોય તે દરમિયાનમાં જો એમ જણાય કે સદરહુપ્રમાણે સમન કરેલા શખ્સોની સંખ્યા પુરતી નથી, તો ઉપર કહ્યામુજબ કામ કરવાને પાત્ર હોય એવા બીજા શખ્સોની જેટલી સંખ્યાની જરૂર હોય તેટલી સંખ્યાને સદરહુ સેશન માટે સમન કરવી.

ઇલાકાનાં મુખ્ય શેહેરોનીબાહાર જુરરોને સમન કરવા બાબત.

૩૧૬. જ્યારે કોઈ હૈ કોરટે પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવવાસારૂ ઇલાકાનાં મુખ્ય શેહેરોની બાહાર કોઇપણ જગાએ બેઠક કરવાના પોતાના ઇરાદાની નોટીસ આપી હોય, ત્યારે તે હૈ કોરટ કાંઇપણ હુકમ કરે તેને અનુસરીને, સદરહુ જગાની સેશન કોરટે પોતાની આગળ જ્યુરરોને સમન કરવાબાબત આ કાયદામાં આગળ ફરમાવેલી રીતે પોતાની ટીપમાંથી જ્યુરરોની પુરતી સંખ્યાને સમન કરવી.

લશ્કરીજુરરો.

૩૧૭. એપ્રમાણે જુરરદાખલ સમન કરેલા શખ્સોઉપરાંત જો સદરહુ સેશન કોરટને જરૂર લાગે તો મલીકા માઆઝમાના લશ્કરમાંના જે સનદી તથા વગર સનદી અમલદારો પોતાની બેઠકની જગાથી દસ માઇલની અંદર રેહેતા હોય તે અમલદારોની જેટલી સંખ્યાઉપર કહ્યામુજબ હૈ કોરટની આગળ જે શખ્સોનાઉપર ગુન્હાનાં તોહોમત મુક્યાં હોય તે શખ્સોનો ઇનસાફ કરવાસારૂ જોઇતી જુરીઓ પુરી કરવાને પોતે જરૂરની ધારે તેટલી સંખ્યાને તે સેશન કોરટે, કમાંડીગ અમલદારને લખી જણાવ્યા પછી, સમન કરાવવી.

એપ્રમાણે સમન કરેલા સઘળા અમલદારો, આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં સદરહુ જુરીઓમાં કામ કરવાને પાત્ર થશે, પણ સદરહુપ્રકારના જે અમલદારને તેનો કમાંડીંગ અમલદાર તાકીદનાં લશ્કરી

કામના સબબથી, અથવા બીજા કોઈપણ વિશેષ લશ્કરી કારણસારૂ, માફ કરાવવા માંગતો હોય તે અમલદારને સમન કરવો નહી.

જ્યુરરો હાજર થવાને ચુકે તે બાબત.

૩૧૮. ૩૧૫મી, ૩૧૬મી અથવા ૩૧૭મી કલમપ્રમાણે સમન કરેલો જે શખ્સ કાયદેસર કારણવગર તે સમનથી ફરમાવ્યામુજબ હાજર થવાને ચુકે, અથવા હાજર થઈને જડજની રજા લીધાવગર જતો રેહે, અથવા કોરટે કામ મુલતવી રાખ્યાને પછી હાજર થવાનો હુકમ કર્યો હોય તે વખતે હાજર થવાને ચુકે, તે શખ્સે તિરસ્કારનો ગુન્હો કર્યો છે એવું સમજવું, અને જડજને યોગ્ય લાગે એટલો દંડ તેના હુકમથી આપવાને તે શખ્સ પાત્ર થશે; અને, સદરહુ દંડ આપવામાં કસુર થાય તો, તે આપે ત્યાંસુધી દિવાની તુરંગમાં કેદને પાત્ર થશે.

**ક.—સેશન કોર્ટસારૂ જ્યુરરોની તથા આસેસરોની ટીપ, અને તે કોર્ટસારૂ જ્યુરરોને તથા આસેસરોને સમન કરવાબાબત.**

જ્યુરરો અથવા આસેસરો દાખલ કામ કરવાની પાત્રતા.

૩૧૯. હેઠળ કહ્યું છે તેશિવાય કરીને એકવીસથી તે સાઠ વર્ષની ઉમ્મરસુધીના સઘળા મરદો જે જીલ્લામાં તેઓ રેહેતા હોય તે જીલ્લાની અંદર જે ઇનસાફ કરવામાં આવે તેમાં જ્યુરરો અથવા આસેસરો દાખલ કામ કરવાને પાત્ર છે એવું સમજવું.

માફી.

૩૨૦. હેઠળ લખેલા શખ્સોને જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાની જવાબદારીમાંથી માફી છે, એટલેઃ—

(અ) જીલ્હા–માજીસ્ત્રેટથી ઉંચા દરજાના જે અમલદારો મુલકી ખાતામાં ચાકરીએ હોય તે અમલદારો;

(બ) જડજો;

(ક) રેવિન્યુ અથવા કસ્ટમના કમિશનરો તથા કલેકટરો;

(ડ) કસ્ટમ ખાતામાં પ્રિવેનટિવ સર્વિસમાં કામેલાગેલા સઘળા શખ્સો;

(ઈ) રેવિનયુંની વસુલાતના કામમાં લાગેલા જે શખ્સોને તેઓના હુદ્દાના કામના સબબથી માફ કરવાનું કલેકટર યોગ્ય ધારે તે શખ્સો;

(ફ) જે શખ્સો પોતપોતાના ધર્મમાં ખરેખર ઉપાધ્યાય અથવા ઉપદેશકનું કામ કરતા હોય તે શખ્સો;

(ગ) મલીકા માઆઝમાનાં લશ્કરમાંના શખ્સો, પણ જ્યારે કોઈ ચાલુ કાયદાથી તેઓને જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાને વિશેષે કરીને પાત્ર કર્યાહોય તેશિવાય કરીને;

(હ) સર્જન તથા બીજા જે શખ્સો ખુલ્લી રીતે તથા હંમેશ વૈદ્યનો ધંધો કરતા હોય તે શખ્સો;

(આઈ) જે શખ્સો ટપાલ આફીસમાં તથા તાર ખાતાઓમાં નોકર હોય તે શખ્સો;

(જે) દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૪૦મી તથા ૬૪૧મી કલમના ઠરાવો પ્રમાણે જે શખ્સોને કોરટમાં જાતે હાજર થવાનું માફ કરયુ હોય તે શખ્સો;

(કે) બીજા જે શખ્સોને જુરર અથવા આસેસર દાખલ કામ કરવાની જવાબદારીમાંથી સ્થાનિક સરકારે માફી આપી હોય તે શખ્સો;

જુરરો તથા આસેસરોનીટીપ.

૩૨૧. જે શખ્સો જુરર અથવા આસેસર દાખલ કામ કરવાને પાત્ર હોય, અને જેઓ સેશન જડજના તથા જીલ્હાના કલેકટરના અથવા બીજા જે અમલદારને સ્થાનિક સરકાર આ બાબત નીમે તે અમલદારના વિચાર પ્રમાણે જુરર અથવા આસેસર દાખલ કામ કરવાને યોગ્ય હોય, અને જેઓની વીરૂદ્ધ ૨૭૮મી કલમની બ થી હ સુધીની (એ બંનેસુદ્ધાં) રકમો મુજબ સફળ થાય એવીરીતે હરકત લેવાનું સંભવતું ન હોય તે શખ્સોની કક્કાવાર એક ટીપ સેશન જડજે તથા કલેકટરે અથવા ઉપર કહ્યા મુજબ બીજા અમલદારે તૈયાર કરવી.

તે ટીપમાં સદરહુ પ્રકારના દરએક શખ્સનું નામ, રેહેવાનું ઠેકાણું અને તે કોણ છે તે અથવા તેનો ધંધો શો છે, એ લખવું; અને જો તે શખ્સ યુરોપિયન અથવા અમેરિકન હોય, તો તેની કોમ તે ટીપમાં લખવી.

ટીપ પ્રસિદ્ધ કરવા બાબત.

૩૨૨. સદરહુ ટીપની નકલો કલેકટરની અથવા ઉપર કહેલા બીજા અમલદારની આફીસમાં, તથા જીલ્હા માજીસ્ટ્રેટની કોરટના તથા જીલ્હા કોરટનાં મકાનોમાં, તથા જે શેહેર અથવા શેહેરોમાં અથવા જે શેહેર અથવા શેહેરોની પાસે તે ટીપમાં કહેલા શખ્સો રેહેતા હોય તે શેહેર અથવા શેહેરોમાંની કોઈ પ્રસિધ જગામાં ચોડવી.

ટીપબાબત હરકતો.

૩૨૩. તેવી દરએક નકલ નીચે એક નોટીસ જોડવી એવીરીતે કે એ ટીપબાબત જે હરકતો કરવી હોય તે, સેશન કોરટના મકાનમાં ફલાણી વખતે સેશન જડજ તથા કલેકટર અથવા ઉપર લખેલો બીજો અમલદાર સાંભળીને તેનો ફેસલો કરશે, અને તે વખત નોટીસમાં લખવો.

ટીપની તપાસણી.

૩૨૪. સદરહુ હરકતો સાંભળવામાટે સેશન જડજે કલેકટર અથવા ઉપર કહેલા બીજા અમલદારની સાથે બેસવું, અને, તે નોટિસમાં લખેલી વખતે તથા જગાએ, તે ટીપ તપાસવી અને તે સુધરાવવામાં જેઓનું લાગતું વળગતું હોય તેવા શખ્સોની હરકતો (અગર હોય તો)

સાંભળવી, અને પોતાની નજરમાં જે શખ્સ જુરર અથવા આસેસર દાખલ કામ કરવાને યોગ્ય ન જણાય તેવા શખ્સનું નામ અથવા જે શખ્સ ૩૨૦મી કલમમાં કહેલી માફી ઉપર પોતાનો હક સાબિત કરે તેવા શખ્સનું નામ કહાડી નાખવું, અને તે ટીપ મધ્યે જે શખ્સનું નામ લખ્યું નહી હોય પણ જેને તે કામસારૂ પોતે યોગ્ય સમજે તે શખ્સનું નામ તેમાં દાખલ કરવું.

સેશન જડજનું અને કલેકટરનું અથવા ઉપર લખેલા બીજા અમલદારનું મત જુદુ પડે તો જે શખ્સને જુરર અથવા આસેસર કરવાનો વિચાર હોય તેનું નામ ટીપમાંથી કાહાડી નાખવું.

તે તપાસેલી ટીપની એક નકલ ઉપર સદરહુ સેશન જડજે તથા કલેકટરે અથવા ઉપર લખેલા બીજા અમલદારે સહી કરવી અને સેશન કોરટને તે નકલ મોકલવી.

તે ટીપ તૈયાર કરવામાં તથા તપાસવામાં સદરહુ સેશન જડજે તથા કલેકટરે અથવા ઉપર લખેલા બીજા અમલદારે કાંઈપણ હુકમ કર્યો હોય તે આખરનો છે એવું સમજવું.

આ કલમ મુજબ માફીનો દાવો કર્યો નહી હોય તો તે ટીપ પાછી તપાસવામાં આવે ત્યાંસુધી તે માફીનો હક છોડી દીધો છે એમ સમજવું.

ટીપની વરસો વરસ તપાસણી.

૩૨૫. એ પ્રમાણે તૈયાર કરેલી તથા તપાસેલી ટીપ હરવરસે એક વાર ફરી તપાસવી. એ પ્રમાણે તપાસેલી ટીપને નવી ટીપ ગણવી, અને અસલ તૈયાર કરેલી ટીપબાબત આ કાયદામાં પાછળ કહેલી સઘળી કાનુનો તેને લાગુ પડશે.

જીલ્હા માજીસ્ટ્રેટે જુરરોને તથા આસેસરોને સમન કરવા બાબત.

૩૨૬. સેશન ભરવાસારૂ વખતે વખતે જે દીવસ સેશન જડજ ઠરાવે તે દીવસથી ઘણુંકરીને ઓછામાં ઓછા ત્રણ દિવસ પહેલાં સેશન જડજે જીલ્હા માજીસ્ટ્રેટને પત્ર મોકલવો અને તેમાં લખવું કે તે સેશનમાં જુરીથી જે કામોનો ઇનસાફ થવાનો હોય તથા આસેસરોની મદદથી જે કામોનો ઇનસાફ થવાનો હોય તે કામોના ઇનસાફને સારૂ જેટલાનો ખપ સેશન જડજને જણાય તેટલા સદરહુ તપાસેલી ટીપમધ્યે લખેલા શખ્સોને સમન કરવા તેવા હરકોઈ કામના ઇનસાફનેસારૂ જેટલા શખ્સોનો ખપ હોય તેથી બમણાકર્તાં ઓછાને સમન કરવા નહી.

જે શખ્સોને સમન કરવા હોય તેઓનાં નામ ખુલ્લી કોરટમાં ચિઠીથી કાહાડવા, અને તપાસેલી ટીપમાંહેના જે શખ્સોએ છ મહિનામધ્યે કામ કરયું હોય તે શખ્સોને બાતલ કરવા, પણ જોઈતી સંખ્યા તેમના વગર પુરી ન થાય તો તેમને બાતલ કરવા નહી; અને એ પ્રમાણે કહાડેલાં નામ સદરહુ પત્રમાં વિશેષે કરીને જણાવવાં.

૩૨૭. સેશન કોરટની આગળ એટલાં બધાં કામનો ઇનસાફ થવાનો હોય કે એકજ વર્ગના જુરરોને અથવા આસેસરોને એક આખી સેશનસુધી હાજર રાખવા એ જુલમ ભરેલું થાય, અથવા બીજાં કારણોને લીધે તેમ કરવાની જરૂર જણાય, ત્યારે ૩૨૬મી કલમમાં કહેલા વખતશિવાય બીજે વખતે જુરરોને અથવા આસેસરોને સમન કરવાનું ફરમાવવાને તે સેશન કોરટ મુખત્યાર છે. બીજા જુરરોને અથવા આસેસરોને સમન કરવાનો અધિકાર.

૩૨૮. જુરર અથવા આસેસરને જે સમન કરવો તે લખીને કરવો, અને તેમાં એપ્રમાણે ફરમાવવું કે તમે જુરર અથવા આસેસર દાખલ જેમ હોય તેમ ફલાણી વખતે તથા જગાએ હાજર થાઓ; તે વખત તથા જગા સમનમાં લખવી જોઇયે. સમનનો નમુનો તથા તેની બજાવણી.

૩૨૯. જુરર અથવા આસેસરદાખલ કામ કરવાને સમન કરેલો કોઇપણ શખસ સરકારની અથવા કોઈ રેલવે કંપનીની ચાકરીમાં હોય, અને જે આફીસમાં તે નોકર હોય તે આફીસના ઉપરીએ જાહેર કરવા ઉપરથી એમ જણાય કે લોકોને અડચણ થયાવગર તે શખસથી, પ્રસંગપ્રમાણે, જુરર અથવા આસેસરનું કામ થઇ સકશે નહીં, તો જે કોરટમાં કામ કરવાસારૂ તે શખસને એપ્રમાણે સમન કર્યો હોય તે કોરટ તે સખશને હાજર થવાનું માફ કરવાને મુખત્યાર છે. સરકારી અથવા રેલવેના નોકરને ક્યારે માફ કરવાનો અધિકાર છે.

૩૩૦. યોગ્ય કારણસર કોઇપણ જુરરને અથવા આસેસરને કોઇપણ અમુક સેશનમાં હાજર થવાનું માફ કરવાને સેશન કોર્ટ મુખત્યારછે. જુરરઅથવા આસેસરને હાજર થવાનું માફ કરવાને કોરટ મુખત્યાર છે.

૩૩૧. દરએક સેશને તે સેશનમાં જુરર અથવા આસેસર દાખલ જે શખસો હાજર થયા હોય તેઓનાં નામની ટીપ સદરહુ કોર્ટે તૈયાર કરાવવી. હાજર થયલા જુરરોઅને આસેસરોની ટીપ.

૩૨૪મી કલમપ્રમાણે તપાસેલી જુરરોની તથા આસેસરોની ટીપનીસાથે સદરહુ ટીપ રાખવી.

આ કલમપ્રમાણે તૈયાર કરેલી ટીપમાં જે નામો લખેલાં હોય તેમાંના દરએક નામ વિશે સદરહુ તપાસેલી ટીપના હાંસીઆમાં હવાલો આપવો.

૩૩૨. જુરર અથવા આસેસરદાખલ હાજર થવાને સમન કરેલો જે શખસ, કાયદેસર કારણવગર, સમનમાં ફરમાવ્યામુજબ હાજર થવાને ચુકે, અથવા હાજર થઇને કોરટની રજા લીધાવગર જતો રેહે, અથવા કોરટે કામ મુલતવી રાખીને પછી હાજર થવાનો હુકમ કર્યો હોય તે વખતે હાજર થવાને ચુકે, તે શખસ, સેશન કોરટના હુકમથી, ૩૦ા રૂપીયાસુધી દંડને પાત્ર થશે. જુરર અથવા આસેસર હાજર ન થાય તો દંડ કરવો તે બાબત.

સદરહુ જ્યુરરની અથવા આસેસરની કાંઇ પણ જંગમ મિલકત તે હુકમ કરનારી કોરટની હકુમતની સ્થાનિક હદ માંહે હોય તે મિલકત જપ્ત કરીને તથા વેચીને જીલ્હા માજીસ્ત્રેટે સદરહુ દંડ વસુલ કરવો.

સદરહુ જપ્તી તથા વેચાણથી જો તે દંડ વસુલ ન થાય તો, સદરહુ જ્યુરરને અથવા આસેસરને સેશન કોરટના હુકમથી પંદર દિવસની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ કરવાનો અધિકાર છે, પણ જો સદરહુ મુદત પુરી થતાં પેહેલાં તે દંડ આપવામાં આવે તો તેને તરત છોડી મુકવો.

## લ.—હૈ કોરટો બાબત વિશેષ ઠરાવો.

ફરિયાદનુંકામ બંધકરવાનો આડવોકેટ જનરલનો અધિકાર.

૩૩૩. આ કાયદા પ્રમાણે કોઈ હૈકોરટની આગળ કોઈપણ કામનો ઇનસાફ થાય ત્યારે જ્યુરીનો ઠરાવ કહી સંભળાવવામાં આવે તેના અગાઉ કોઈ પણ વખતે આડવોકેટ જનરલને યોગ્ય લાગે તો મલિકા માઆઝમાની તરફથી કોરટને એવું જાહેર કરવાને તે મુખત્યાર છે કે તોહોમતવાળાની ઉપર મુકેલાં તોહોમતબાબત હું ફરિયાદનું કામ આગળ ચલાવીશ નહીં; અને તે ઉપરથી સદરહુ તોહોમતબાબત તોહોમતવાળાનીઉપર સઘળું કામ ચલાવવાનું બંધ કરવું, અને તેને તે તોહોમતબાબત અને તેમાંથી છોડી મુકવો.પણ પ્રમુખ જડજ બીજીરીતે નહીંફરમાવે તો એપ્રમાણે છોડીમુકવાની વાત ગુન્હો ના સાબિત થવાના ઠરાવની બરાબરછે એમ સમજવું નહી.

બેઠકો કરવાનો વખત.

૩૩૪. દરએક હૈકોરટે પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવવા સાર તે કોરટનો ચીફ જસ્ટીસ વખતે વખતે ઠરાવે એવ દિવસે તથા એવે ફાલતે અંતરે બેઠકો કરવી.

બેઠકો કરવાની જગા.

૩૩૫. હૈકોરટે પોતાની બેઠકો જે જગાએ તે હાલ કરતી હોયતે જગાએ, અથવા કલકત્તાની હૈકોરટની બાબતમાં ગવર્નર જનરલ ઇન કૌંસિલ અને બીજી હૈકોરટોની બાબતમાં સ્થાનિક સરકાર ફરમાવે તેવી બીજી (જો હોય તો) જગાએ, કરવી.

પણ કલકત્તાની હૈકોરટ ગવર્નર જનરલ ઇન કૌંસિલની સંમતીથી, અને બીજી સઘળી હૈકોરટ સ્થાનિક સરકારની સંમતીથી, પોતાની અપેલેટ હકુમતની સ્થાનિક હદમાંહેની બીજી જે જગાઓ પોતે મુકરરર કરે તે જગાએ વખતે વખતે બેઠકો કરવાને મુખતિયાર છે.

બેઠકોની નોટીસ.

જે અમલદારને ચીફ જસ્ટીસ ફરમાવે તે અમલદારે હૈકોરટની અસલ ફોજદારી હકુમત ચલાવવાસાર જે બેઠકો કરવાનો વિચાર હોય તે સઘળી બેઠકોની નોટીસ અગાઉથી સ્થાનિક સરકારી ગ્યાઝેટમાં આપવી.

રાણીની વિ-

૩૩૬. હૈકોરટને એવું ફરમાવવાનો અધિકાર છે કે રાણીની જે

વિલાયતી રૈયતનો તથા જે શખ્સોનો ઇનસાફ ૨૨૪મી કલમમુજબ હૈ કોરટથી કરવા યોગ્ય હોય તેઓનો ઇનસાફ હૈ કોરટથી કરવાસારૂ તેઓને કેટલાએક વિશેષ જિલ્હામાં અથવા વર્ષની કોઈ વિશેષ મુદતમાંહે કમિટ કર્યા હોય તેવી સઘળી વિલાયતી રૈયતનો અને તેવા સઘળા શખ્સોનો ઇનસાફ પોતાની મામૂલ બેઠકની જગાએ કરવામાં આવશે,

લાયતી રૈયતનો ઇનસાફ કરવાની જગા.

અથવા એવું ફરમાવવાનો અધિકાર છે કે ફલાણી જગાએ તેઓનો ઇનસાફ કરવામાં આવશે.

---

# બાબ ૨૪ મો.

## ચોકસી તથા ઇનસાફ બાબત સામાન્ય ઠરાવો.

જે શખ્સ ગુનાહમાં સામીલ હોય તે શખ્સને માફી આપવાનું કેહેવા બાબત.

૩૩૭. જે ગુનહાનો ઇનસાફ સેશન કોરટથીજ અથવા હૈ કોરટથીજ થઈ શકે તેવા કોઈ પણ ગુનહાની બાબતમાં ગુનહાની ચોકસી કરનારો જિલ્હા માજીસ્ત્રેટ, પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ, પેહેલા વર્ગનો કોઇપણ માજીસ્ત્રેટ અથવા જિલ્હા માજીસ્ત્રેટની મંજુરીયત લઇને બીજા કોઈ પણ માજીસ્ત્રેટ જે ગુનહાની ચોકસી ચાલતી હોય તે ગુનહામાં ફલાણો શખ્સ પોતે જાતે અથવા પરંપરાથી સામીલ છે અથવા તે બાબત જાણીતો છે એમ ધારવામાં આવતું હોય તે શખ્સની શાહેદી લેવાના હેતુથી તેને, તે ગુનહા સબંધી તથા બીજો જે શખ્સ તે ગુનહો કરવામાં મુખ્ય અથવા મદદગાર તરીકે સામીલ હોય તે શખ્સસંબંધી જે જે કેફિયત તેના જાણ્યામાં હોય તે સઘળી કેફિયત પુરેપૂરી તથા ખરેખરી તેણે જાહેર કરવી એવી શરતથી માફી આપવાનું વચન આપવાને મુખ્તિયાર છે.

આ કલમપ્રમાણે માફી આપવા માંડી હોય તે કબુલ કરનારે દરેએક શખ્સની તે મુકદમામાં શાહેદ દાખલ જુબાની લેવી.

સદરહુ શખ્સને જો જામીનઉપર છોડ્યો ન હોય તો, પ્રસંગપ્રમાણે, સેશન કોરટ અથવા હૈ કોરટ તે ઇનસાફનું કામ પૂરૂં કરે ત્યાંસુધી તેને પેહેરામાં અટકાવી રાખવો.

પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ સિવાય બીજો જે માજીસ્ત્રેટ આ કલમપ્રમાણે માફી આપવાનું કેહે તે માજીસ્ત્રેટે તેમ કરવાનાં પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાં; અને જ્યારે કોઈ પણ માજીસ્ત્રેટે એપ્રમાણે માફી આપવાનું કહ્યું હોય અને જે શખ્સને તે આપવાનું કહ્યું હોય તે શખ્સની જુબાની લીધી હોય, ત્યારે તે મુકદ્દમાનો ઇનસાફ તેણે જાતે કરવો નહી, પછી જે ગુનહો સદરહુ શખ્સે કર્યાનું જણાતું હોય તે ગુનહાનો ઇનસાફ

કરવાનો અધિકાર તે માજીસ્ત્રેટને હોય તોપણ.

માફી આપવાનું કેહેવાનો હુકમ કરવાનો અધિકાર.

૩૩૮. મુકદ્દમો કમિટ થયાપછી પણ ફેસલો કરતાં પહેલાં ગમે તે વખતે જે કોરટમાં મુકદ્દમો કમિટ કર્યો હોય તે કોરટ, સદરહુપ્રકારના કોઈ પણ ગુનહામાં ફલાણો શખ્સ પોતે જાતે અથવા પરંપરાથી સામિલ છે અથવા તે બાબત જાણીતો છે એમ ધારવામાં આવતું હોય તે શખ્સની શાહેદી ઇનસાફની વખતે લેવાના હેતુથી તે શખ્સને તેજ શરતથી માફીનું વચન આપવાને અથવા કમિટ કરનારા માજીસ્ત્રેટે અથવા જિલ્હા માજીસ્ત્રેટે તેજ શરતે તેવા શખ્સને માફીનું વચન આપવું એવું ફરમાવવાને મુખ્તિયાર છે.

જે શખ્સને માફી આપવાનું કહ્યું હોય તે શખ્સને કમિટ કરવા બાબત.

૩૩૯. જ્યારે ૩૩૭મી અથવા ૩૩૮મી કલમપ્રમાણે માફીનું વચન આપ્યું હોય, અને જે શખ્સે સદરહુ માફીનું વચન કબુલ કર્યું તે શખ્સ જાણી જોઇને કાંઈ મુદ્દાની વાત છુપાવીને અથવા ખોટી શાહેદી આપીને, જે શરતથી સદરહુ માફી આપેલી તે શરતપ્રમાણે ચાલ્યો નહી હોય ત્યારે જે ગુનહાબાબત તે માફી એપ્રમાણે આપવાનું કહેલું તે ગુનહામાટે, અથવા તેજ બાબતના સંબંધમાં બીજા જે ગુનહાનો તે તકસીરવાર થયેલો જણાય તે ગુનહા માટે, તેનો ઇનસાફ કરવાનો અધિકાર છે.

જે શખ્સે માફીનું વચન કબુલ કર્યું હોય તે શખ્સે જે મચકુર કહ્યો હોય તે મચકુર, જ્યારે તે માફી આ કલમપ્રમાણે રદ્દ કરી હોય ત્યારે, તેની વિરૂદ્ધ પુરાવામાં આપવાનો અધિકાર છે.

સદરહુ મચકુરના સંબંધમાં ખોટી શાહેદી આપ્યાના ગુન્હાબદલ હૈ કોરટની મંજુરી વગર કાંઈ પણ ફરિયાદ લેવી નહી.

જવાબ કરવાનો તોહોમતવાળાનો હક.

૩૪૦. કોઈ પણ ફોજદારી કોરટની આગળ જે શખ્સની ઉપર તોહોમત આવ્યું હોય તેવા દરએક શખ્સને કોઈ પ્લીડરની મારફતે પોતાનો જવાબ કરવાનો હક છે.

તોહોમતવાળો ચાલેલું કામ સમજતો નહી હોય ત્યારે કેમ કરવું.

૩૪૧. તોહોમતવાળો દિવાનો નહી હોય તોપણ ચાલેલું કામ તેને સમજાવી શકાતું નહી હોય તો ચોકસી અથવા ઇનસાફનું કામ ચલાવવાનો કોરટને અખત્યાર છે; અને હૈ કોરટ શિવાય બીજી કોઈ કોરટની બાબતમાં જો તે ચોકસી કરતાં તોહોમતવાળાને કમિટ કરવો પડે, અથવા તે ઇનસાફ કરતાં તેની ઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ કરવો પડે તો ચલાવેલાં કામના કાગળ તથા તે કામનીહકીકતનો રિપોર્ટ હૈ કોરટમાંમોકલવો, અને હૈ કોરટને યોગ્ય લાગે તેવો તે બાબત હૈ કોરટે હુકમ કરવો.

તોહોમતવાળાની જબાની લેવાનો અધિકાર.

૩૪૨. તોહોમતવાળાની વિરૂદ્ધ પુરવામાં કાંઈ હકીકત જણાતીહોય તેનો ખુલાસો તોહોમતવાળો કરીશકે એટલાસારૂ, હરકોઈ ચોકસી અથવા

ઇનસાફ ચાલતો હોય ત્યારે કોઈ પણ વખતે તેને અગાઉથી તાકીદ આ-પ્યાવગર તેને જે સવાલો પુછવા જરૂર જણાય તે સવાલો પુછવાને તે કોરટ મુખ્તિયારછે અને ફરિયાદનું કામ ચલાવનારની તરફના શાહેદોના જબાની લેવાઈ રહ્યાપછી અને તે તોહોમતવાળાને જવાબ આપવાનું ફરમાવતાં પેહેલાં ઉપર કહેલા કારણસાર કોરટે તે મુકદ્દમાબાબત તેને સવાલ સામાન્યતઃપુછવા.

તે સવાલોના જવાબ આપવાની ના કેહેવાથી અથવા તે સવાલોના ખોટા જવાબ દેવાથી તે તોહોમતવાળો શિક્ષાને લાયક થશે નહી; પણ એ-પ્રમાણે ના કેહેવાઉપરથી અથવા એવા જવાબ આપવાઉપરથી પોતાને વા-જબી લાગે એવું અનુમાન કોરટ તથા જ્યુરી હોય તો તે કરવાને મુખત્યાર છે.

તોહોમતવાળાએ આપેલા જવાબો સદરહુ ચોકસી અથવા ઇનસા-ફની વખતે ધ્યાનમાં લેવાનો અખત્યાર છે, અને સદરહુ જવાબો ઉપરથી બીજો જે ગુનોહ તેણે કરેલાનું દેખાતું હોય તે ગુનાહ બાબત ચોકસી અ-થવા ઇનસાફ થતી વખતે તે જવાબો તેની તરફ અથવા તેની વિરૂધ પુરાવામાં આપવાનો અખત્યાર છે.

તોહોમતવાળાને કાંઈ સોગન આપવા નહી.

૩૪૩. ૩૩૭ મી અને ૩૩૮ મી કલમમાં ઠરાવ્યું છે તે સિવાય, કોઈ તોહોમતવાળા શખસના જાણવામાં કાંઇ પણ વાત હોય તેપ્રગટ કર-વાને અથવા નહી કરવાને તે લલચાય એટલા માટે તેને કાંઈ પણ વચન અથવા ધમકીઆપીને અથવા બીજીરીતે તેનીઉપર કાંઈ દાબ વાપરવો નહી. લલચાવીને કાંઈ વાત પ્રગટ ક-રાવવાનેકાંઈદાબ વાપરવો નહીં.

૩૪૪. કોઈ શાહેદની ગેરહાજરીને લીધે અથવા બીજાં કાંઈ યોગ્ય કારણને લીધે કોઇ પણ ચોકસી અથવા ઇનસાફનું કામ સરૂથી અથવા વચમાં મુલતવી રાખવું જરૂર અથવા યોગ્ય જણાય,તો કોરટ વખતેવખતે લખેલો હુકમ કરીને અને તે બાબતનાં કારણ જણાવીને પોતાને દુરસ્ત લાગે એવી સરતે, અને પોતાને યોગ્ય લાગે એટલી મુદત સુધી, સદરહું ચોકસી અથવા ઇનસાફનું કામ સરૂથી અથવા વચમાંથી મુલતવી રાખ-વાને મુખત્યાર છે, અને તોહોમતવાળો પેહેરામાં હોય તો વારંટ કાહાડીને તેને પાછો મોકલવાને મુખત્યાર છે; કામ ચલાવ-વાનું સરૂથી અ-થવા વચમાં મુલ-તવી રાખવાનો અખત્યાર. પાછોમોકલવો.

પણ એવું ઠરાવ્યું છે કે કોઈપણ માજીસ્ત્રેટે આ કલમ પ્રમાણે કોઈ તોહોમતવાળા શખસને એકફી વખતે પંદર દિવસ કરતાં વત્તી મુદત સુધી પેહેરામાં પાછો મોકલવો નહી.

હૈ કોરટ સિવાય બીજી કોઈ કોરટે આ કલમ પ્રમાણે કરેલો દરએક હુકમ લખેલો હોવો જોઇયે અને તેની ઉપર પ્રમુખ જડજે અથવા માજી-સ્ત્રેટે સહી કરવી.

પાછો મોકલવાની વાજબી સબબ.

**ખુલાસો.**—તોહોમતવાળાએ કાંઈ ગુનોહ કરેલો હશે એવો વેહેમ આવે તેવો પુરતો પુરાવો મળ્યો હોય, અને તેને પાછો મોકલવાથી વધારે પુરાવો મળે તેવુંછે એવું દેખાયતો તેને પાછો મોકલવાનો આ વાજબીસબબ છે.

ગુનાહ માંડી વાળવા બાબત.

૩૪૫. આ નીચેનાં કોષ્ટકનાં પેહેલાં બે આસનમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જે કલમોનું વરણુન કરેલું છે તે કલમો મુજબ શિક્ષા કરવા લાયક ગુનાહઓ તે કોષ્ટકનાં ત્રીજાં આસનમાં કહેલા શખ્સોને માંડી વાળવાનો અધિકાર છેઃ—

| ગુનેહો. | હિંદુસ્તાનનાફોજદારીકાયદાની લાગુ પડતી કલમો. | જે શખ્સને ગુનોહ માંડી વાળવાનો અધિકાર છે તે શખ્સ. |
|---|---|---|
| ધર્મ સંબંધી કોઇ પણ શખ્સનું દીલ દુખવવાના પાકા ઈરાદાથી કાંઇ શબ્દો બોલવા વગેરે. | ૨૯૮ | ધર્મ સંબંધી જે શખ્સનું દીલદુખવવાનો ઈરાદો હોય તે શખ્સ. |
| બ્યથા કરવી. | ૩૨૩, ૩૩૪ | જે શખ્સને બ્યથા કરી હોય તે શખ્સ. |
| હરકોઇ શખ્સને ગેરવાજબી અટકાવકરવો અથવા કેદ કરવો. | ૩૪૧, ૩૪૨ ... | જે સખ્સને અટકાવ કર્યો હોય અથવા કેદ કર્યો હોય તે શખ્સ. |
| હુમલો અથવા સાપરાધ બળ વાપરવું. | ૩૫૨, ૩૫૫, ૩૫૮ | જે શખ્સનીઉપર હુમલો કર્યો હોય અથવા સાપરાધ બળ વાપરેલું હોય તે શખ્સ. |
| કાયદાવિરૂધ જબરાઇથી મજુરી કરાવવી. | ૩૭૪ ... ... | જે શખ્સ પાસે જબરાઇથી મજુરી કરાવી હોય તે શખ્સ. |
| બિગાડ—જયારે જે હાનિ અથવા નુકશાન કરવામાં આવે તે ફકત કોઈ ખાનગી શખ્સને કરેલી હાનિ અથવા નુકશાન હોય ત્યારે— | ૪૨૬, ૪૨૭ ... | જે શખ્સને હાની અથવા નુકશાન કરવામાં આવે તે શખ્સ. |
| સાપરાધ પ્રવેશ. | ૪૪૭ | જે મિલકતમાં પ્રવેશ કર્યો હોય તે મિલકત જે શખ્સના કબજામાં હોય તે શખ્સ. |
| ગ્રહ પ્રવેશ. | ૪૪૮ | (ઉપર પ્રમાણે) |
| નોકરી કરવાનો કરાર સાપરાધ રીતે તોડવો. | ૪૯૦, ૪૯૧, ૪૯૨ | જે શખ્સની સાથે ગુનેગારે કરાર કર્યોહોયતેશખ્સ. |
| છિનાળું. | ૪૯૭ ... | જે સ્ત્રીહોય તેનો ધણી. |
| સાપરાધ ઇરાદાથી કોઇ પરણેલી સ્ત્રીને ફોસલાવી જવી અથવા લઇજવી અથવારોકીરાખવી. | ૪૯૮ ... | (ઉપર પ્રમાણે) |

| ગુન્હો. | હિંદુસ્તાનનાફોજદારી કાયદાનીલાગુ પડતી કલમો. | જે શખ્સને ગુનોહ માંડી વાળવાનો અધિકાર છે તે શખ્સ. |
|---|---|---|
| આબરૂ લેવી. | ૫૦૦ ..... | જે શખ્સની આબરૂ લીધી હોય તે શખ્સ. |
| કાંઈ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી. | ૫૦૧...... | |
| છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી બાબત છે એવુંજાણીનેતેવસ્તુવેચવી. | ૫૦૨...... | |
| સમાધાનીનો ભંગ કરાવવાના ઇરાદાથી તિરસ્કાર કરવો. | ૫૦૪... ... | જે શખ્સને તિરસ્કાર કરેલોહોય તે શખ્સ. |
| સાપરાધ ધમકી,જ્યારે તે ગુન્હો સાત વરસની કેદની શિક્ષા કરવા લાયક ન હોય ત્યારે. | ૫૦૬... ... | જે શખ્સને ધમકી આપી હોય તે શખ્સ. |

બુધિપુરવક બ્યથા કરવાનો અથવા બુધિપુરવક મહાબ્યથા કરવાનો અથવા જીંદગી જોખમમાં આવે એવું કામ કરીને બ્યથા કરવાનો અથવા જીંદગી જોખમમાં આવે એવું કામ કરીને મહાબ્યથા કરવાનો જે ગુનોહ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૪ મી અથવા ૩૩૫ મી અથવા ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક છે તે ગુનોહ જે શખ્સને બ્યથા કરી હોય તે શખ્સને જે કોરટની આગળ તે ગુનહાબાબત કાંઈ પણ ફરિયાદનું કામ ચાલુ હોય તે કોરટની રજા લઇને માંડી વાળવાનો અધિકાર છે.

આ કલમમુજબ હરકોઈ ગુનહો માંડી વાળવાનો અધિકાર હોય ત્યારે તે ગુનહામાં મદદગારી કરવાનો ગુનહો અથવા (જ્યારે સદરહુ ગુનહો કરવાની કોશિસ જાતે ગુનહો હોય ત્યારે) તે કોશિસ કરવાનો ગુનહો એવીજ રીતે માંડીવાળવાનો અધિકાર છે.

જો કોઈ શખ્સ બાળક, અથવા ગાંડો અથવા દિવાનો હોય અને જો તેવો નહોત તો તે આ કલમમુજબ કાંઈ ગુનહો માંડીવાળવાને લાયક થાત તો તે શખ્સની તરફથી કરાર કરવાનો જે ખ્સને અધિકાર હોય તે શખ્સ સદરહુ ગુનહો માંડીવાળવાને મુખ્તિયાર છે.

આ કલમમુજબ.કાંઈ ગુનહો માંડીવાળવાનું ફળ એવું થશે કે તોહોમતવાળાની ઉપર ગુનહો નાસાબિત થયાનો ઠરાવ થશે.

જે ગુનહો આ કલમમાંકહ્યો નથી તેવો કોઈપણ ગુનહો માંડીવાળવો નહી.

૩૪૬. ઇલાકાનાં મુખ્ય શેહેરોની બાહાર કોઈ પણ જિલ્હામાં કોઈ જે મુકદમા

પ્રાંતમાંનો માજી સ્ટ્રેટ ચુકવી શકતો નહીહોય તે મુકદમામાં તેણે કેમ કરવું.

માજીસ્ત્રેટની આગળ કાંઈ ચોકસી અથવા ઇનસાફનું કામ ચાલતું હોય ત્યારે જો પુરાવાઉપરથી તે માજીસ્ત્રેટને એવું અનુમાન કરવું વાજબી જણાય કે સદરહુ જિલ્હામાં બીજા કોઈ માજીસ્ત્રેટે તે મુકદ્દમાનો ઇનસાફ કરવો જોઇએ અથવા ઇનસાફ કરવાસારૂ તે કમિટ કરવો જોઇએ, તો તેણે તે કામ ચલાવવું બંધ રાખીને જે માજીસ્ત્રેટના હાથ તળે પોતે હોય તે માજીસ્ત્રેટની આગળ અથવા જિલ્હા માજીસ્ત્રેટ ફરમાવે તેવા બીજા હકુમતવાળા માજીસ્ત્રેટની આગળ તે મુકદ્દમો મોકલવો, અને તેની સાથે ટુંકામાં એક રિપોર્ટ કરીને તેમાં તે મુકદમાનો પ્રકાર સમજાવવો.

જે માજીસ્ત્રેટની પાસે તે મુકદ્દમો મોકલવામાં આવે તેને જો ઇનસાફ કરવાનો અખત્યાર આપેલો હોય તો તે મુકદ્દમાનો ઇનસાફ તે જાતે કરવાને અથવા પોતાના હાથતળેના જે માજીસ્ત્રેટને હકુમત હોય તે માજીસ્ત્રેટને તે મુકદ્દમો સોંપવાને, અથવા તોહોમતવાળાને તેનો ઇનસાફ થવાસારૂ કમિટ કરવાને મુખત્યાર છે.

ચોકસી અથવા ઇનસાફનું કામ સરૂ કર્યાપછી માજીસ્ત્રેટને એમ જણાયકે મુકદ્દમો કમિટ કરવો જોઇએ ત્યારે કેમ કરવું.

૩૪૭. કોઈ માજીસ્ત્રેટની આગળ કાંઇપણ ચોકસીનું કામ ચાલે તેમાં, અથવા કોઇ માજીસ્ત્રેટની આગળ કાંઇપણ ઇનસાફનું કામ ચાલે તેમાં ફેસલા ઉપર સહી કરતાં પેહેલાં, તેને કાંઈપણ વખતે એમ જણાય કે તે કામનો ઇન્સાફ સેશન કોરટે અથવા હૈ કોરટે કરવો જોઇએ, અને જો ઇન્સાફ થવાસારૂ કમિટ કરવાનો અખત્યાર તેને આપેલો હોય, તો તેણે કામ અગાડી ચલાવવાનું બંધ કરવું અને આ કાયદામાં પાછળ કહેલા ઠરાવોપ્રમાણે તોહોમતવાળાને કમિટ કરવો.

જો ઇનસાફ થવાસારૂ કમિટ કરવાનો અખત્યાર સદરહુ માજીસ્ત્રેટને આપેલો ન હોય તો તેણે ૩૪૬ મી કલમપ્રમાણે ચાલવું.

શિક્કા, સ્ટાંપના કાયદા તથા મિલકત વિરૂધ ગુનાહ જે શખસોની ઉપર અગાઉ કર્યાહોય તે શખસોના ઇનસાફ બાબત.

૩૪૮. હીંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૨ મા અથવા ૧૭ મા બાબપ્રમાણે ત્રણ વર્ષની અથવા તે ઉપરાંતની મુદ્દતસુધી કેદની શિક્ષા કરવાલાયક કોઇ ગુન્હો જે શખસની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે શખસનીઉપર એ બેમાંના ગમે તે બાબપ્રમાણે ત્રણ વર્ષની અથવા તે ઉપરાંતની મુદ્દતસુધી કેદની શિક્ષા કરવાલાયક કાંઈ ગુન્હાનું ફરીથી તોહોમત આવ્યું હોય, ત્યારે જે માજીસ્ત્રેટની આગળ તે શખસની ઉપર તોહોમત આવ્યું હોય તેની નજરમાં એમ આવે કે તે શખસને ગુન્હો કરવાની ટેવછે, તો તેને સામાન્યતઃ પ્રસંગપ્રમાણે સેસન કોરટમાં અથવા હૈ કોરટમાં કમિટ કરવોઃ અથવા જે જીલ્હામાં જીલ્હા માજીસ્ત્રેટને ૩૦ મી કલમપ્રમાણે અધિકાર આપ્યો હોય તે જીલ્હામાં તેનો ઇનસાફ સદરહુ માજીસ્ત્રેટની આગળ કરવો.

૩૪૯. જ્યારે બીજા અથવા ત્રીજા વર્ગના જે માજીસ્ત્રેટને હકુમત હોય તે માજીસ્ત્રેટ ફરિયાદનું કામ ચલાવનારની તરફનો તથા તોહોમતવાળાની તરફનો શાહેદી પુરાવો સાંભળે ત્યાર પછી તેનો મત એવો થાય કે તોહોમતવાળો તકસીરવાર છે, અને તેને જે શિક્ષા કરવાનો પોતાને અધિકાર છે તેથી જુદી જાતની અથવા તે કરતાં વધારે સખ્ત શિક્ષા તે તોહોમતવાળાને મળવી જોઇએ, અથવા તેને ૧૦૬ ઠી કલમપ્રમાણે ખત કરી આપવાનું ફરમાવવું જોઇએ ત્યારે તે માજીસ્ત્રેટ પોતાનો મત દફતરમાં દાખલ કરીને, પોતે ચલાવેલું કામ તથા તોહોમતવાળાને જે જીલ્હા માજીસ્ત્રેટના અથવા પેટા તુકડી માજીસ્ત્રેટના તાબામાં પોતે હોય તેની પાસે મોકલવાને મુખ્તયાર છે. — જોઇયે તેટલી શખ્ત શિક્ષાનો હુકમ માજીસ્ત્રેટ કરી શકેનહી ત્યારે કેમ કરવું.

જે માજીસ્ત્રેટની પાસે તે કામ મોકલવામાં આવે તે માજીસ્ત્રેટને ફરૂરત લાગે તો તે પક્ષકારોની જુબાની લેવાને તથા જે શાહેદ તે મુકદમામાં શાહેદી આપી ચુક્યો હોય તે શાહેદને પાછો બોલાવીને તેની જુબાની લેવાને મુખ્તયાર છે; અને કાંઇપણ વધારે પુરાવો માંગવાને તથા લેવાને મુખ્તયાર છે, અને તે મુકદમામાં પોતાને યોગ્ય લાગે એવો, અને કાયદાપ્રમાણે હોય એવો ફેસલો અથવા શિક્ષાનો હુકમ અથવા હુકમ તે માજીસ્ત્રેટે કરવો; પણ એવું ઠરાવ્યું છે કે ૩૨ મી તથા ૩૩મી કલમપ્રમાણે જેટલી શિક્ષા કરવાનો પોતાને અધિકાર હોય તે કરતાં વધારે સખ્ત શિક્ષા તેણે કરવી નહી.

૩૫૦. જ્યારે કોઈ મુકદમાની ચોકસીમાં અથવા ઇનસાફમાં સઘળો પુરાવો અથવા તેમાંનો કાંઈ ભાગ સાંભળ્યાપછી તથા દફતરમાં દાખલ કર્યાપછી કોઇપણ માજીસ્ત્રેટ તેમાં હકુમત ચલાવતો બંધ પડે, અને તેની પછી તેની જગાઉપર બીજો જે માજીસ્ત્રેટ આવે તેને સદરહુ હકુમત હોય અને તે સદરહુ હકુમત ચલાવતો હોય, ત્યારે જે પુરાવો પોતાની અગાઉના માજીસ્ત્રેટે એપ્રમાણે દફતરમાં દાખલ કર્યો હોય તે પુરાવાને આધારે, અથવા જે પુરાવો થોડોક પોતાની અગાઉના માજીસ્ત્રેટે અને થોડોક પોતે જાતે દફતરમાં દાખલ કર્યો હોય તે પુરાવાને આધારે, સદરહુ પછીથી આવેલો માજીસ્ત્રેટ કામ ચલાવવાને મુખ્તિયાર છે; અથવા તે શાહેદોને ફરીથી સમન કરવાને અને તે ચોકસી અથવા ઇનસાફ ફરીથી સરૂ કરવાને મુખ્તયાર છે. — થોડોક પુરાવો એક માજીસ્ત્રેટે અને થોડોક પુરાવો બીજા માજીસ્ત્રેટે દફતરમાં દાખલ કર્યો હોય તે ઉપરથી ગુનોહ ઠરાવવા બાબત અથવા કમિટ કરવા બાબત.

પણ હેઠળ લખ્યાપ્રમાણે ઠરાવ્યું છે:—

(અ) કોઈપણ ઇનસાફનાં કામમાં તે બીજો માજીસ્ત્રેટ પોતાનું કામ સરૂ કરે ત્યારે શાહેદોને અથવા તેઓમાંના હરકોઇને ફરીથી સ-

મન કરવાની તથા તેઓની જબાની ફરીથી સાંભળવાની માંગણી કરવાને તોહોમતવાળો મુખ્તિયાર છે.

(બ) કોઈ માજીસ્ત્રેટની આગળ ગુનહો સાબિત થયો હોય તે સાબિતી જે પુરાવાઉપરથી થઈ તે સઘળો તેણે લીધેલો નથી તેથી તોહોમતવાળાને મુદાની બાબતમાં ન્યાય મળવામાં હરકત થઈ છે એમ હે કોરટની, અથવા, જે મુકદમાઓનો ઇનસાફ જીલ્હા માજીસ્ત્રેટના તાબામાંહિના માજીસ્ત્રેટો કરે તે મુકદમામાં જીલ્હા માજીસ્ત્રેટની, નજરમાં આવે, તો સદરહુ કોરટ અથવા જીલ્હા માજીસ્ત્રેટ તે ગુનહો સાબિત થયાનો ઠરાવ રદ કરવાને મુખ્તયાર છે, પછી તે ઠરાવઉપર અપીલ થઈ હોય કે નહીં હોય તોપણ; અને નવેસરથી ચોકસી અથવા ઇનસાફ કરવાનો હુકમ કરવાને મુખ્તિયાર છે.

જે મુકદમામાં ૩૪૯ મી કલમપ્રમાણે કામ આગળ ચલાવવાનું બંધ કર્યું હોય તે મુકદમાઓને આ કલમમાંહિનો કોઈપણ મઝકુર લાગુ નથી.

કોર્ટમાં હાજર થયલા ગુનેહગારોને અટકાવી રાખવા બાબત.

૩૫૧. કોઈ શખ્સ ફોજદારી કોરટમાં હાજર હોય, પછી તે પકડાઇને અથવા સમન થઇને નહી આવ્યો હોય તોપણ, તે શખ્સે સદરહુ કોરટ સાંભળી શકે એવો ફલાણો ગુનહો કર્યો છે એવું પુરાવાઉપરથી જણાય તે ગુન્હાબાબત તેની જુબાની લેવાસારૂ તેને અટકાવી રાખવાનો તે કોરટને અખત્યાર છે; અને જાણે તેને પકડેલો હોય અથવા સમન કરેલો હોય એવીરીતે તેનીઉપર કામ ચલાવવાનો અખતિયાર છે.

અટકાવી રાખવો તે ૧૮મા બાબપ્રમાણે ચોકસી ચાલતી હોય ત્યારે અથવા ઇનસાફનું કામ ચાલવા માંડ્યાપછી રાખ્યો હોય ત્યારે તે શખ્સબાબત કામ નવેસરથી ચલાવવું અને શાહેદોની જબાની ફરીથીસાંભળવી.

કોરટો ખુલ્લીછે.

૩૫૨. કોઈ ગુનહાની ચોકસી અથવા ઇનસાફ કરવાસારૂ જે જગાએ કોઇ ફોજદારી કોરટ બેઠીહોય તે જગા ખુલ્લી કોરટ સમજવી, અને તેમાં વગર અડચણે માઈ શકે તેટલેસુધી સામાન્યરીતે સઘળા લોકોને તેમાં જવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે કોઈપણ અમુક મુકદમાની ચોકસી અથવા ઇનસાફ ચાલે ત્યારે કોઈપણ વખતે પ્રમુખ જડજ અથવા માજીસ્ત્રેટ જો તેને યોગ્ય લાગે તો એવો હુકમ કરવાને મુખ્તયાર છે કે સામાન્યરીતે લોકોએ, અથવા કોઈપણ અમુક શખ્સે કોરટના ઉપયોગમાંહિના ઓરડામાં અથવા મકાનમાં આવવું, રેહેવું, અથવા હોવું નહી.

---

# બાબ ૨૫ મો.

## ચોકસી તથા ઈન્સાફ કરતી વખતે પુરાવો લેવાની તથા દફતરમાં દાખલ કરવાની રીતબાબત.

૩૫૩. સ્પષ્ટરીતે જુદી રીતનો ઠરાવ કર્યો છે તે સિવાય ૧૮ મા, ૨૦ મા, ૨૧ મા, ૨૨ મા અને ૨૩ મા બાબપ્રમાણે લેવાનો સઘળો પુરાવો તોહોમતવાળાની સમક્ષ લેવો, અથવા, જ્યારે તેને જાતે હાજર થવાનું માફ કર્યું હોય, ત્યારે તેના પ્લીડરની સમક્ષ લેવો.

"પુરાવો તોહોમતવાળાની સમક્ષ લેવો."

૩૫૪. આ કાયદાપ્રમાણે (પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ સિવાય બીજા) કોઈ માજીસ્ત્રેટે અથવા માજીસ્ત્રેટની આગળ અથવા સેશન જડજે અથવા સેશન જડજની આગળ કરવાની ચોકસીઓમાં તથા (સંક્ષેપરીતે કરવાના ઇનસાફ સિવાય બીજા) ઇનસાફમાં શાહેદોની શાહેદી હેઠળ લખેલી રીતે દફતરમાં દાખલ કરવી.

ઇલાકાના મુખ્ય શેહેરોની બાહાર શાહેદી દફતરમાં દાખલ કરવાની રીત.

૩૫૫. પ્રેસિડેન્સી માજીસ્ત્રેટસિવાય બીજા કોઈ માજીસ્ત્રેટની આગળ સમનના જે મુકદમાઓનો ઇનસાફ કરવામાં આવે તેમાં, તથા ૨૬૦ મી કલમની બથી તે કે (એ બન્ને સુદ્ધાં) રકમોમાં કહેલા ગુનહાઓનો ઇનસાફ પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ત્રેટ કરે ત્યારે તે ગુનહાઓની બાબતમાં દરએક શાહેદની જબાની ચાલતી જાય તેમ તેની શાહેદીની મતલબની યાદ તે માજીસ્ત્રેટે લખવી.

સમનના મુકદમાનું તથા અમુક ગુનાહબાબત પેહેલા અને બીજા વર્ગના માજીસ્ત્રેટોએ કરવાના ઇનસાફનું દફતર.

તે યાદ માજીસ્ત્રેટે પોતાને હાથે લખીને તેઉપર સહી કરવી અને તે દફતરનીસાથે રાખવી.

ઉપર ફરમાવ્યામુજબ જો તે માજીસ્ત્રેટને યાદ લખવામાં પ્રતિબંધ થયો હોય તો તે પોતે કાં લખી શકતો નથી તેનું કારણ દફતરમાં દાખલ કરવું, અને ખુલ્લી કોરટમાં પોતે મોઢેથી બોલીને તે યાદ કરાવીને તેઉપર સહી કરવી અને તે યાદ દફતરનીસાથે રાખવી.

૩૫૬. સેશન કોરટોની આગળ તથા (પ્રેસિડેન્સી માજીસ્ત્રેટો સિવાય બીજા) માજીસ્ત્રેટોની આગળ બીજા સઘળા મુકદમાઓનો ઇનસાફ ચાલે તેમાં, અને ૧૨ મા તથા ૧૮ મા બાબપ્રમાણે ચોકસીઓ ચાલે તે સઘળીઓમાં દરએક શાહેદની શાહેદી માજીસ્ત્રેટે અથવા સેશન જડજે, અથવા તેની હજુરમાં તેસાંભળે તેમ તેના ફરમાવ્યામુજબ તથા તેની નિગેહબાની નીચે કોરટની ભાષામાં લખી લેવી, અને તેઉપર તે માજીસ્ત્રેટે અથવા સેશન જડજે સહી કરવી.

ઇલાકાનાં મુખ્ય શેહેરોની બાહાર બીજા મુકદમાઓનું દફતર.

જ્યારે સદરહુ શાહેદની શાહેદી અંગ્રેજીમાં આપવામાં આવે, ત્યારે તે માજીસ્ત્રેટ અથવા સેશન જડજ તે શાહેદી પોતાને હાથે તે ભાષામાં

અંગ્રેજીમાં આપેલી શાહેદી.

લખી લેવાને મુખતિયાર છે, અને તોહોમતવાળો અંગ્રેજી સારીરીતે જાણતો ન હોય, અથવા કોરટની ભાષા અંગ્રેજી ન હોય, તો કોરટની ભાષામાં સદરહુ શાહેદીનો સહી સાથેનો તરજુમો દફતરમાં રાખવો.

જ્યારે માજીસ્ત્રેટે અથવા જડજે જાતે શાહેદી લખી લીધી નહી હોય ત્યારે યાદ.

જે કામોમાં તે માજીસ્ત્રેટ અથવા સેશન જડજ પોતે શાહેદી લખી લેતો ન હોય તે કામોમાં તેણે દરએક શાહેદની શાહેદી લેવાતી જાય તેમ તે શાહેદની જુબાનીની મતલબની એક યાદ કરવી અને તે યાદ તે માજીસ્ત્રેટે અથવા સેશન જડજે પોતાને હાથે લખીને તેપર સહી કરવી, અને તે દફતરનીસાથે રાખવી.

ઉપર ફરમાવ્યામુજબ તે માજીસ્ત્રેટને અથવા સેશન જડજને યાદ લખવામાં પ્રતિબંધ થયો હોય તો તે પોતે કાં લખી શકતો નથી તેનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું.

શાહેદીનાં દફતરની ભાષા.

૩૫૭. કોઈ જિલ્હામાં અથવા જિલ્હાના કોઈપણ ભાગમાં, અથવા કોઈ સેશન કોરટની આગળ, અથવા કોઈ માજીસ્ત્રેટની અથવા કોઈ પણ માજીસ્ત્રેટના વર્ગની આગળ ચાલેલા કામમાં ૩૫૬ મી કલમમાં કહેલે પ્રસંગે દરએક શાહેદની શાહેદી સેશન જડજે અથવા માજીસ્ત્રેટે પોતાને હાથે પોતાની ભાષામાં લખી લેવી એવું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખ્ત્યાર છે, પણ કાંઈ પૂરતાં કારણને લીધે કોઈ પણ શાહેદની શાહેદી તેનાથી લખી ન લેવાય તો તેનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું, અને પોતે ખુલ્લી કોરટમાં મોડેથી બોલીને તે શાહેદી લખાવવી એવું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખતિયાર છે.

એપ્રમાણે લખી લીધેલી શાહેદી ઉપર તે સેશન જડજે અથવા માજીસ્ત્રેટે સહી કરવી, અને તે દફતરના ભાગ દાખલ ગણવી જોઈએ:

પણ એવું ઠરાવ્યું છે કે સેશન જડજે અથવા માજીસ્ત્રેટે શાહેદી અંગ્રેજી ભાષામાં અથવા કોરટની ભાષામાં લખી લેવી એવું તેને ફરમાવવાને સ્થાનિક સરકાર મુખ્તિયાર છે, તે ભાષા તેની સ્વભાષા ન હોય તોયપણ.

૩૫૫મીકલમ માંહેના મુકદ્દમામાં માજીસ્ત્રેટને છૂટ.

૩૫૮. ૩૫૫ મી કલમમાં કહેલી જાતના મુકદ્દમામાં જો માજીસ્ત્રેટને દુરસ્ત લાગે તો તે કોઈ પણ શાહેદની શાહેદી ૩૫૬ મી કલમમાં ઠરાવેલી રીતે લખી લેવાને મુખ્ત્યાર છે, અથવા, જો સદરહુ માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદની અંદર ૩૫૭મી કલમમાં કહેલો હુકમ સ્થાનિક સરકારે કર્યો હોય તો, તેજ કલમમાં ઠરાવેલી રીતે લખી લેવાને મુખ્ત્યાર છે.

૩૫૬મી અથવા ૩૫૭ મી કલમપ્રમાણે શા-

૩૫૯. ૩૫૬મી અથવા ૩૫૭મી કલમપ્રમાણે લીધેલી શાહેદી ઘણું કરીને સવાલ અને જવાબના રૂપમાં લખી લેવી નહીં, પણ બ્યાનના રૂપમાં લખી લેવી.

માજીસ્ત્રેટની અથવા સેશન જડજની નજરમાં આવે તો કોઈપણ અમુક સવાલ તથા જવાબ લખી લેવાને અથવા લખીલેવડાવવાને તે મુખત્યારછે.

હેદી દફતરમાં દાખલકરવાનીરીત.

૩૬૦. ૩૫૬મી અથવા ૩૫૭મી કલમપ્રમાણે લીધેલી દરએક શાહેદની શાહેદી પુરી થાય ત્યારે જો તોહોમતવાળો હાજર હોય તો તેની સમક્ષ, અથવા તે પ્લીડર મારફતે હાજર થાય તો તેના પ્લીડરની સમક્ષ, તે શાહેદી તે શાહેદને વાંચી સંભળાવવી, અને જરૂર હોય તો સુધારવી.

સદરહુશાહેદી પુરી થઇરેહે ત્યારે તેના સંબંધમાં કેમ કરવું.

જ્યારે તે શાહેદી શાહેદને વાંચી સંભળાવવામાં આવે ત્યારે તે શાહેદ તે શાહેદીના કોઈ ભાગનાં ખરાપણાંની ના કેહે, તો તે શાહેદી સુધારવાને બદલે તે ભાગપર શાહેદે જે હરકત લીધી હોય તેની તેઉપર યાદ કરી લેવાને માજીસ્ત્રેટ અથવા સેશન જડજ મુખતિયાર છે, અને પોતાને જરૂર જણાય એવો અભિપ્રાય માજીસ્ત્રેટે અથવા સેશન જડજે લખવો.

જે ભાષામા તે શાહેદી આપી હોય તેથી જુદી ભાષામાં તે લખી લીધી હોય, અને જે ભાષામાં તે લખી લીધી હોય તે ભાષા શાહેદ સમજતો ન હોય,તો તે લખી લીધેલી શાહેદી જે ભાષામાં આપી હોય તે ભાષામાં, અથવા જે ભાષા શાહેદ સમજતો હોય તે ભાષામાં તેને સમજાવવી.

૩૬૧. તોહોમતવાળો સમજતો ન હોય એવી ભાષામાં કાંઈ પણ શાહેદી આપવામાં આવે, અને તે જાતે હાજર હોય, ત્યારે તે સમજતો હોય એવી ભાષામાં તે શાહેદી તેને ખુલ્લી કોરટમાં સમજાવવી.

તોહોમતવાળાને અથવા તેના પ્લીડરને શાહેદીનો અર્થ કેહેવો.

જો તે પ્લીડરની મારફતે હાજર થાય અને તે શાહેદી કોરટની ભાષાસિવાય બીજી કોઈ ભાષામાં આપવામાં આવે, અને તે ભાષા તે પ્લીડર સમજતો નહોય, તો તે શાહેદી સદરહુ પ્લીડરને કોરટની ભાષામાંસમજાવવી.

જ્યારે પદ્ધતિપ્રમાણે પુરાવાસારૂ દસ્તાવેજો રજુ કર્યા હોય, ત્યારે કોરટની નજરમાં આવશે તો તે દસ્તાવેજના જેટલા ભાગનો તરજુમો કરીને સમજાવવાની જરૂર જણાય તેટલા ભાગનો તરજુમોકરીને સમજાવવો.

૩૬૨. જે મુકદમામાં કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ બસેં રૂપીઆથી વત્તા દંડની, અથવા છ મહિનાથી વત્તી મુદતસુધી કેદની શિક્ષા કરે તેવા દરએક મુકદમામાં તેણે શાહેદોની શાહેદી પોતાને હાથે લખી લેવી, અથવા ખુલ્લી કોરટમાં પોતે મોડેથી બોલીને લખી લેવડાવવી. એ પ્રમાણે લખી લીધેલી સઘળી શાહેદીઉપરે તે માજીસ્ત્રેટે સહી કરવી અને તેને દફતરના ભાગ દાખલ ગણવી જોઈયે;

પ્રેસીડેન્સી માજીસ્ત્રેટોની કોર્ટમાં શાહેદીનું દફતર.

એપ્રમાણે લખી લીધેલી શાહેદી ઘણુંકરીને બયાનનાં રૂપમાં દફતરમાં દાખલ કરવી, પણ માજીસ્ત્રેટની નજરમાં આવે તો કોઈપણ અમુક સવાલ

અથવા જવાબ લખી લેવાને અથવા લખી લેવડાવવાને તે મુખ્ત્યાર છે.

એકજ કામમાં ૩૫મી કલમપ્રમાણે કરેલા શિક્ષાના હુકમેં, આ ક-લમના કારણસાર, એકજ શિક્ષાના હુકમ દાખલ ગણવા જોઈયે.

શાહેદની વર્તણુક બાબતનો શેરો.

૩૬૩. સેસન જડજે અથવા માજીસ્ત્રેટે શાહેદની શાહેદી દફતરમાં દાખલ કરી હોય ત્યારે તેણે શાહેદ શાહેદી આપતો હોય તે વખતની તેની વર્તણુકસંબંધી પોતાને મુદ્દાનો લાગે એવો કાંઈ શેરો હોય તો તે શેરો પણ દફતરમાં દાખલ કરવો.

તોહોમતવાળાની જુબાની દફતરમાં કેવી રીતે દાખલ કરવી.

૩૬૪. જ્યારે કોઈ પણ માજીસ્ત્રેટ અથવા રાયલ ચાર્ટરથી સ્થાપેલી હૈ કોરટ શિવાય અથવા પંજાબની ચીફ કોરટ શિવાય બીજી કોઈપણ કોરટ તોહોમતવાળાની જુબાની લે, ત્યારે તેને પુછેલો દરએક સવાલ અને તેણે આપેલો દરએક જવાબસુદ્ધાં તે સઘળી જુબાની જે ભાષામાં લીધી હોય તે ભાષામાં અથવા તેમ ન બની શકે તો કોરટની ભાષામાં અથવા અંગ્રેજીમાં પુરેપુરી દફતરમા નોંધવી; અને તે જબાની તે તોહોમતવાળાને બતાવવી અથવા વાંચી સંભળાવવી. અથવા જે ભાષામાં તે જબાની લખેલી હોય તે ભાષા તે સમજતો નહી હોય તો જે ભાષા તે સમજતો હોય તે ભાષામાં તેને સમજાવવી અને તેના જવાબોમાંહેની કોઈ વાતનો ખુલાસો કરવાને અથવા કાંઈ વાત વધારવાને તે મુખત્યાર છે.

એ સઘળી જબાની બરોબર છે એવું તે કેહે ત્યારે તે દફતર ઉપર તોહોમતવાળાએ તથા માજીસ્ત્રેટે અથવા સદરહુ કોરટના જડજે સહી કરવી, અને તે જુબાની મારા સમક્ષ અને મારા સાંભળતાં લીધી છે તથા તોહોમતવાળાએ કહેલા મચકુરનું પુરેપુરૂં તથા ખરૂં બયાન તે દફતરમાં છે એપ્રમાણે સદરહુ માજીસ્ત્રેટે અથવા જડજે લખીને તેપર સહી કરવી.

જે મુકદ્દમામાં તોહોમતવાળાની જુબાની તે માજીસ્ત્રેટ અથવા જડજ પોતાની જાતે દફતરમાં દાખલ ન કરે તે મુકદ્દમામાં; જુબાની લેવાતી જાય તેમ તેની યાદ કોરટની ભાષામાં, અથવા, અંગ્રેજી ભાષા પોતાને બરાબર આવડતી હોય તો, તે ભાષામાં, તે માજીસ્ત્રેટે અથવા જડજે, પોતે પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ ન હોય તો, કરવી જોઇયે; અને સદરહુ યાદ તે માજીસ્ત્રેટે અથવા જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી, અને તે દફતરની સાથે રાખવી. ઉપર ફરમાવ્યા મુજબ તે માજીસ્ત્રેટથી અથવા જડજથી યાદ ન થાય તો, તે પોતાથી ન થવાનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું.

આ કલમમાંહેનો કોઈપણ મચકુર ૨૬૩ મી કલમ મુજબની કોઈ તોહોમતવાળા શખસની જુબાનીને લાગુ છે એવું સમજવું નહી.

હૈ કોર્ટમાં શા-

૩૬૫. રાયલ ચાર્ટરથી સ્થાપેલી દરએક હૈ કોરટ તથા પંજાબ-

ની ચીફ કોરટ પોતાની આગળ જે મુકદમા આવે તેમાં શાહેદી લેવાની રીત વખતો વખત સામાન્ય કાનુન કરીને ઠરાવવાને મુખત્યારછે, અને એ પ્રમાણે કાંઈ કાનુન કરવામાં આવી હોય તો સદરહુ કોરટના જડજોએ શાહેદી અથવા તેની મતલબ તે કાનુન પ્રમાણે લખી લેવી. હેદીનું દફતર.

---

# બાબ ૨૬ મો

## ફેસલા બાબત.

૩૬૬. અસલ હકુમતની કોઈપણ ફોજદારી કોરટમાં દરએક મુકદમાના ઇનસાફમાં ફેસલો ખુલ્લી કોરટમાં તુરત અથવા ત્યારપછી કોઈ વખતે કહી સંભળાવવો, પણ પછીથી આપવો હોય તો વખતની યોગ્ય નોટીસ પક્ષકારોને અથવા તેઓના પ્લીડરોને આપવી; અને ફેસલો આપવામાં આવે તે સાંભળવામાટે, જો તોહોમતવાળો પેહેરામાં હોય તો, તેને આણવો જોઇયે, અથવા, જો તે પેહેરામાં ન હોય તો, તેને હાજર થવાનું ફરમાવવું જોઇએ, પણ ઇનસાફ ચાલે ત્યારે જાતે હાજર થવાનું તેને માફ કરેલું હોય અને ફકત દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે તો તે પ્રસંગે તે ફેસલો તેના પ્લીડરની સમક્ષ કહી સંભળાવવાનો અધિકાર છે. ફેસલો આપવાની રીત.

૩૬૭. આ કાયદાથી બીજી રીતનો ઠરાવ સ્પષ્ટરીતે કરેલો હોય તેસિવાય, સદરહુ પ્રકારનો દરએક ફેસલો તે કોરટના પ્રમુખ અમલદારે કોરટની ભાષામાં અથવા અંગ્રેજીમાં લખવો; અને જે મુદ્દાની વાત અથવા વાતો ઠરાવવાની હશે તે તથા તે વિશે કરેલો ઠરાવ, તથા તે ઠરાવનાં કારણ તે ફેસલામાં લખવાં, અને તે ફેસલો કહી સંભળાવતી વખતે પ્રમુખ અમલદારે ખુલ્લી કોરટમાં તેની ઉપર તારીખ લખીને સહી કરવી. ફેસલાની ભાષા. ફેસલામાં શું લખવું જોઇયે.

તોહોમતવાળાની ઉપર કાંઈ ગુન્હો ઠર્યો હોય તો તે ગુન્હો, અને હિંદુસ્તાનના ફોજદારી કાયદાની અથવા બીજા કાયદાની જે કલમપ્રમાણે તેની ઉપર ગુન્હો ઠર્યો હોય તે કલમ, તથા તેની ઉપર જે શિક્ષાનો હુકમ કર્યો હોય તે શિક્ષા, એટલું તે ફેસલામાં લખવું જોઇયે.

જ્યારે હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે ગુન્હો ઠર્યો હોય, અને તે કાયદાની બે કલમોમાંની કઈ કલમમાં અથવા તે કાયદાના એકજ કલમના બે ભાગોમાંના કયા ભાગમાં તે ગુન્હો આવે છે એ વિશે શક હોય, ત્યારે કોર્ટે તે શક સ્પષ્ટરીતે બતાવીને વિકલ્પની રીતે ફેસલો કરવો. વિકલ્પનારીતે ફેસલો.

જો તે ફેસલામાં ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કર્યો હોય તો તોહોમતવાળાની ઉપર જે ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે ગુન્હો તે ફેસલામાં લખવો અને તોહોમતવાળાને છુટો કરવો એવું તેમાં ફરમાવવું.

જે ગુનહા બાબત મોતની શિક્ષા થઈ શકતી હોય તે ગુનહો તોહોમતવાળાના ઉપર ઠરે, અને તેની ઉપર મોતના શિક્ષા સિવાય બીજી કોઈપણ શિક્ષાનો હુકમ તે કોરટ કરે, તો મોતની શિક્ષાના હુકમ નહી કર્યા નું કારણ પોતાના ફેસલામાં તે કોરટે લખવું:

પણ એવું ઠરાવ્યું છે કે જ્યુરીથી ઇનસાફ કર્યા હોય તેમાં ફેસલા લખવાની કોરટને જરૂર નથી, પણ સેશન કોરટે જ્યુરીને આપેલા આદેશનાં મથાળાં દફતરમાં દાખલ કરવા.

મોતની શિક્ષાનો હુકમ.

૩૬૮. જ્યારે કોઈ શખસનીઉપર મોતની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે તે શિક્ષાના હુકમમાં એમ ફરમાવવું કે એ શખસને મરતાંસુધી ગળેથી લટકાવવો.

સમુદ્રપારની શિક્ષાનો હુકમ.

સમુદ્રપારની શિક્ષાના કાંઈપણ હુકમમાં, જે શખસનીઉપર તે શિક્ષાનો હુકમ કર્યો હોયતે શખસનેસમુદ્રપાર કઈજગાએ લઈ જવોતેલખવુંનહી.

કોરટે ફેસલામાં ફેરફારકરવોનહી.

૩૬૯. હૈ કોરટ સિવાય બીજી કાંઈ કોરટે પોતાના ફેસલાઉપર સહી કરી એટલે પછી ૩૯૫મી કલમમાં ઠરાવ્યું છે તે સિવાય અથવા કાંઈ હસ્તદોષની ચુક સુધારવાની હોય તે શિવાય, તે કોરટે તે ફેસલામાં ફેરફાર કરવો નહી અથવા તે તપાસવો નહી.

પ્રેસિડેન્સી માજીસ્ત્રેટનો ફેસલો.

૩૭૦. પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે ફેસલો દફતરમાં દાખલ કરવાને બદલે, હેઠળ લખેલી વિગત દફતરમાં દાખલ કરવી:—

(અ) મુકદમાનો અનુક્રમે ચઢતો નંબર:

(બ) ગુનહો કર્યાની તારીખ;

(ક) ફરિયાદી હોય તો તેનું નામ:

(ડ) તોહોમતવાળા શખસનું નામ, અને (તોહોમતવાળો રાણીની વિલાયતીરૈયત ન હોય તો) તેના બાપનું નામ અને રેહેવાનું ઠેકાણું;

(ઈ) જે ગુનહાવિશે ફરિયાદ થઈ હોય અથવા જે ગુનહો સાબિત થયો હોય તે ગુનહો;

(ફ) તોહોમતવાળાનો જવાબ અને તેની જબાની (જો હોય તો);

(ગ) આખરનો હુકમ;

(હ) સદરહુ હુકમની તારીખ: અને

(આઈ) જે મુકદમામાં તે માજીસ્ત્રેટ કેદની, અથવા બસેં રૂપિઆથી વત્તા દંડની, અથવા એ બન્નેની, શિક્ષા કરે તે સઘળા મુકદમામાં, ગુનહો ઠરાવ્યાનાં કારણોની મુખ્તેસરમાં વિગત.

તોહોમતવાળા

૩૭૧. તોહોમતવાળાને ફેસલો સમજાવવો, અને તેની અરજીઉપરથી

ફેસલાની એક નકલ, અથવા, તે માંગે ત્યારે, બની શકે તો, તેની પોતાની ભાષામાં, અથવા કોરટની ભાષામાં તે ફેસલાનો તરજુમો તેને વગર ઢીલ આપવો. સમનના મુકદમાસિવાય બીજા કોઇપણ મુકદ્દમામાં સદરહુ નકલ મફત આપવી.

ને ફેસલો સમજાવવો તથા નકલ આપવી.

સેશન કોરટમાં જ્યુરીથી ઇનસાફ કરવામાં આવે તેમા તોહોમતવાળો માંગે તો, જ્યુરીને આપેલા આદેશનાં મથાળાંની એક નકલ તેને વગર ઢીલ અને મફત આપવી.

જ્યારે તોહોમતવાળાનીઉપર સેશન જડજ મોતની શિક્ષાનો હુકમ કરે, ત્યારે તે જડજે તેને એપ્રમાણે કેહેવું કે અપીલ કરવાની તમારી મરજી હોય તો, આટલી મુદતમાં તમારે અપીલ કરવી જોઇયે.

જે શખ્સની ઉપર મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખ્સની બાબત.

૩૭૨. અસલ ફેસલો કામનાં કાગળોનીસાથે દફતરમાં દાખલ કરવો, અને, તે અસલ ફેસલો કોરટની ભાષાથી જુદી ભાષામાં લખ્યો હોય, અને તોહોમતવાળો કહે ત્યારે, કોરટની ભાષામાં તેનો તરજુમો કરીને સદરહુ દફતરમાં દાખલ કરવો જોઇયે.

ફેસલાનો તરજુમો ક્યારેકરવો.

૩૭૩. સેશન કોરટે જે મુકદમાનો ઇનસાફ કર્યો હોય તે મુકદમામાં, તે કોરટે પોતાના ઠરાવની તથા (જો હોય તો) શિક્ષાના હુકમની એક નકલ જે જીલ્હા માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં ઇનસાફ કર્યો હોય તે જીલ્હા માજીસ્ત્રેટની ઉપર મોકલવી.

સેશન કોરટે ઠરાવની તથા શિક્ષાના હુકમની નકલ જીલ્હા માજીસ્ત્રેટની ઉપર મોકલવી.



# બાબ ૨૭ મો.

## શિક્ષાના હુકમ મંજુર થવામાટે મોકલવાબાબત.

૩૭૪. જ્યારે સેશન કોરટ મોતની શિક્ષાનો હુકમ કરે, ત્યારે ચલાવેલાં કામના કાગળપત્ર હૈ કોરટમાં મોકલવા જોઇયે, અને તે શિક્ષાનો હુકમ હૈ કોરટે મંજુર કર્યાવગર અમલમાં લાવવો નહીં.

સેશન કોરટે મોતની શિક્ષાનો હુકમ ( મંજુર થવામાટે ) મોકલવા બાબત.

૩૭૫. જ્યારે તે ચલાવેલાં કામનું દફતર હૈ કોરટમાં મોકલવામાં આવે ત્યારે જો હૈ કોરટ એમ ધારે કે જે શખ્સની ઉપર ગુનોહ ઠર્યોછે તે શખ્સ તકસીરવાર છે કે બિન તકસીરવાર છે એ વિશેની ફલાણી બાબત સારૂ વધારે ચોકસી કરવી જોઇએ અથવા વધારે પુરાવો લેવો જોઇયે, તો તે સદરહુ ચોકસી જાતે કરવાને અથવા સદરહુ પુરાવો જાતે લેવાને અથવા તે ચોકસી કરવાનું અથવા તે પુરાવો લેવાનું સેશનકોરટનેફરમાવવાનેમુખત્યારછે.

વધારે ચોકસી કરવાનું અથવા વધારે પુરાવો લેવાનુંફરમાવવાનો અધિકાર.

જ્યુરેરોની અથવા આસેસરોની સમક્ષ સદરહુ ચોકસી કરવી નહી અથવા સદરહુ પુરાવો લેવો નહી, અને, હૈ કોરટ બીજી રીતનો હુકમ ન કરે તો, જે શખ્સના ઉપર ગુનહો ઠર્યો હોય તે શખ્સને તે ચોકસી કરતી વખતે અથવા તે પુરાવો લેતી વખતે હાજર નહીં રાખશે તો ચાલશે.

જ્યારે હૈ કોરટે તે ચોકસી કરી નહીં હોય તથા તે પુરાવો લીધો ન હોય ત્યારે તે ચોકસીના પરિણામનું તથા તે પુરાવાનું સર્ટિફિકેટ તે કોરટને લખી જણાવવું.

શિક્ષાનોહુકમ બાહાલ કરવાનો અથવા ગુનાહની સાબીતીનો ઠરાવ રદ કરવાનો હૈ કોરટનો અખત્યાર.

૩૭૬. જે મુકદમો ૩૭૪ મી કલમપ્રમાણે મોકલ્યો હોય, તે મુકદમાનો ઇનસાફ આસેસરોની મદદથી અથવા જ્યુરીથી કરેલો હોય તે મુકદમામાં હૈ કોરટ—

(અ) શિક્ષાનો હુકમ બાહાલ કરવાને, અથવા બીજો જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તે શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે, અથવા

(બ) ગુનહાની સાબિતીનો ઠરાવ રદ કરવાને તથા જે ગુનહો તોહોમતવાળાની ઉપર સાબિત થયાનો ઠરાવ સેશન કોરટ કરી શકત તેવો કોઈ ગુનહો તેનીઉપર સાબિત થયાનો ઠરાવ કરવાને અથવા તેજ તોહોમતબાબત અથવા સુધારેલાં તોહોમતબાબત નવેસરથી ઇનસાફ કરવાનું ફરમાવવાને મુખતિયાર છે, અથવા

(ક) તોહોમતવાળા શખ્સની ઉપર ગુનહો ના સાબિત થયાનો ઠરાવ કરવાને મુખતિયાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે અપીલ કરવાસારૂ જે મુદત આપી હોય તે મુદત પુરી થાય ત્યાંસુધી અથવા અપીલ સદરહુ મુદતની અંદર કરી હોય તો તે અપીલનો નિકાલ થાય ત્યાંસુધી આ કલમપ્રમાણે મંજુરીયતનો કાંઇપણ હુકમ કરવો નહી.

મંજુરિયત ઉપર અથવા શિક્ષાના નવા હુકમ ઉપર બે જડજો એ સહી કરવી.

૩૭૭. એપ્રમાણે મોકલેલા દરએક મુકદમામાં તે શિક્ષાના હુકમની મંજુરીયત અથવા હૈ કોરટ જે નવી શિક્ષાનો હુકમ અથવા (બીજો હુકમ કરે તે, સદરહુ કોરટમાં બે અથવા વધારે જડજો હોય ત્યારે તેમાંના ઓછામાં ઓછા બે જડજોએ કરવો જોઇયે, કેહેવો જોઇયે અને તેનીઉપર સહી કરવી જોઇયે.

મત ભેદ પડે ત્યારે કેમ કરવું.

૩૭૮. જ્યારે સદરહુ પ્રકારના કોઈ પણ મુકદ્દમાની સુનાવણી જડજોની બેંચ આગળ થાય અને સદરહુ જડજોના બે પક્ષ થઇને તે બેઉ

પક્ષનાં સરખાં મત પડે ત્યારે તેઓનાં મત સુદ્ધાં તે મુકદમો બીજા કોઈ જડજની પાસે મુકવો, અને સદરહુ જડજે પોતાને યોગ્ય લાગે એવી તપાસણી તથા સુનાવણી કર્યા પછી પોતાનો મત આપવો, અને સદરહુ મતને અનુસરીને ફેસલો અથવા હુકમ થવો જોઇયે.

૩૭૯. મોતની શિક્ષાનો હુકમ મંજુર થવાસારૂ સેશન કોરટ જે મુકદમા હૈ કોરટમાં મોકલે તે મુકદમામાં હૈ કોરટ મંજુરીયતનો અથવા બીજો હુકમ કરે ત્યારપછી હૈ કોરટના યોગ્ય અમલદારે તે હુકમની એક નકલઉપર હૈ કોરટની મોહોર કરીને અને પોતાના હુદ્દાની સહી કરીને તે નકલ સેશન કોરટને વગર ઢીલે મોકલી દેવી.

મંજુર થવા માટે હૈ કોરટમાં મોકલેલા મુકદમામાં કેવી રીતે કામ ચલાવવું.

૩૮૦. જે શિક્ષાનો હુકમ આસિસ્ટંટ સેશન જડજે અથવા ૩૪મી કલમપ્રમાણે ચાલનારા કોઈ જિલ્હા માજીસ્ત્રેટે કર્યો હોય તે શિક્ષાનો હુકમ મંજુર થવાસારૂ સેશન જડજની પાસે મોકલવામાં આવે, ત્યારે સદરહુ સેશન જડજ—

આસિસ્ટંટ સેશનજડજ અથવા ૩૪મી કલમ પ્રમાણે ચાલનારો માજીસ્ટ્રેટ જે શિક્ષાનો હુકમ કરે તેની મંજુરિયત બાબત.

(અ) તે શિક્ષાનો હુકમ મંજુર કરવાને અથવા બીજી જે શિક્ષાનો હુકમ નીચલી કોરટ કરી શકત તે શિક્ષામાં બીજો કાંઇપણ હુકમ કરવાને મુખ્ત્યાર છે; અથવા

(બ) ગુનહાની સાબિતીનો ઠરાવ રદ્દ કરવાને, તથા જે ગુનહો તોહોમતવાળાની ઉપર સાબિત થયાનો ઠરાવ નીચલી કોરટ કરી શકત તે ગુનહો તેનીઉપર સાબિત થયાનો ઠરાવ કરવાને, અથવા તેજ તોહોમતબાબત અથવા સુધારેલાં તોહોમતબાબત નવેસરથી ઇનસાફ કરવાનું ફરમાવવાને મુખ્ત્યાર છે; અથવા

(ક) તોહોમતવાળાની ઉપર ગુનહો નાસાબિત થયાનો ઠરાવ કરવાને મુખ્તિયાર છે; અથવા

(ડ) તોહોમતવાળો તકસીરવાર છે કે બિન તકસીરવાર છે એ વિશેની ફલાણી બાબતસર વધારે ચોકસી કરવાની અથવા વધારે પુરાવો લેવાની જરૂર છે એમ તેને લાગે તો, તે પોતાની જાતે સદરહુ ચોકસી કરવાને અથવા સદરહુ પુરાવો લેવાને મુખ્ત્યાર છે, અથવા તે ચોકસી કરવાનું અથવા તે પુરાવો લેવાનું ફરમાવવાને મુખ્તિયાર છે.

સેશન કોરટ બીજી રીતનો હુકમ ન કરે તો, જે શખસની ઉપર ગુનહો ઠર્યો હોય તે શખસને સદરહુ ચોકસી કરતી વખતે અથવા પુરાવો

લેવાતી વખતે હાજર નહી રાખશે તો ચાલશે; અને તે શિક્ષાનો હુકમ આસિસ્ટંટ સેશન જડજે મોકલ્યો હોય ત્યારે જ્યુરરોની અથવા આસેસરોની સમક્ષ સદરહુ ચોકસી કરવી નહી અથવા સદરહુ પુરાવો લેવો નહી.

જ્યારે સેશન કોરટે તે ચોકસી કરી નહી હોય અને તે પુરાવો લીધો નહી હોય ત્યારે સદરહુ ચોકસીનું તથા પુરાવાનું પરિણામ સર્ટિફિકેટ સાથે તે કોરટને લખી જણાવવું.

---

# બાબ ૨૮ મો.

## અમલમાં લાવવાબાબત.

૩૭૮મીકલમ પ્રમાણે કરેલો હુકમ અમલમાં લાવવા બાબત.

૩૮૧. સેશન કોરટે મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તે મંજુર થવાસારૂ હૈ કોરટની પાસે મોકલ્યો હોય ત્યારે, તે ઉપરથી હૈ કોરટ જે મંજુરિયતનો અથવા બીજો હુકમ કરે તે પોહોચેથી, સદરહુ સેશન કોરટે વારંટ કાહાડીને અથવા બીજા જે ઉપાયો જરૂરના હોય તે ઉપાયો કરીને સદરહુ હુકમ અમલમાં અણાવવો.

ગર્ભવંતી સ્રીને મોતની શિક્ષાનો હુકમ કર્યો હોયતે બંધરાખવો.

૩૮૨. જે સ્રીને મોતની શિક્ષાનો હુકમ કર્યો તે ગર્ભવંતી છે એવું દેખાય તો હૈ કોરટે તે શિક્ષાના હુકમનો અમલ બંધ રાખવાનો હુકમ કરવો, અને તે શિક્ષાને બદલે જીવતાંસુધી સમુદ્ર પારની શિક્ષાનો હુકમ કરવાને હૈ કોરટ મુખ્તિયાર છે.

બીજા મુકદ્દમામાં સમુદ્રપારની અથવા કેદની શિક્ષાના હુકમ અમલમાં લાવવાબાબત.

૩૮૩. જે મુકદ્દમાબાબત ૩૮૧ મી કલમમાં ઠરાવ્યું છે તે મુકદ્દમાસિવાય બીજા મુકદ્દમામાં તોહોમતવાળાને સમુદ્ર પારની અથવા કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય, ત્યારે તે શિક્ષાનો હુકમ કરનારી કોરટે જે તુરંગમાં તેને કેદ રાખવો હોય તે તુરંગમાં તાબડતોબ એક વારંટ મોકલવું, અને તોહોમતવાળાને તે તુરંગમાં અગાઉથી કેદ રાખેલો નહી હોય તો તે વારંટ સુદ્ધાં તેને તે તુરંગમાં મોકલવો.

અમલમાં લાવવા બાબતનું વારંટ કોના નામનું કરવું.

૩૮૪. કેદની શિક્ષાનો હુકમ અમલમાં લાવવાબાબતનું દરએક વારંટ, જે તુરંગમાં અથવા બીજી જગામાં કેદીને કેદ રાખ્યો હોય અથવા કેદ રાખવો હોય તે તુરંગ અથવા બીજી જગા જે અમલદારના હવાલામાં હોય તે અમલદારનાં નામનું કરવું.

વારંટ કોનીપાસે રાખવું.

૩૮૫. જ્યારે કેદીને કોઈ તુરંગમાં કેદ રાખવો હોય, ત્યારે તે વારંટ જેલરની પાસે રાખવું.

દંડ વસુલ કરવાબાબતનુંવારંટ.

૩૮૬. કોઈ ગુનેહેગારની ઉપર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે ત્યારે તે દંડ ન આપવામાં આવે તો તે ગુનેહેગારને કેદ કરવો એમ

તે શિક્ષાના હુકમમાં ફરમાવ્યું હોય તો પણ તે શિક્ષાનો હુકમ કરનારી કોરટની નજરમાં આવે તો તે સદરહુ ગુનહેગારની કાંઈપણ જંગમ મિલકત જપ્ત કરીને તથા તે વેચીને તે દંડની રકમ વસુલ કરવાનું વારંટ કાહાડવાને મુખત્યાર છે.

૩૮૭. સદરહુ વારંટ સદરહુ કોરટની હકુમતની સ્થાનિક હદમાં બજાવી શકાશે, અને સદરહુ હદની બાહાર જે જિલ્હા માજીસ્ત્રેટની અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં સદરહુ પ્રકારની કાંઈપણ મિલકત જડે તે જિલ્હા માજીસ્ત્રેટ અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ તે વારંટની પાછળ શેરો કરશે એટલે તે વારંટ ઉપરથી તે મિલકત જપ્ત કરીને વેચી શકાશે.

સદરહુ વારંટનું ફળ.

૩૮૮. કોઈ ગુનહેગારની ઉપર માત્ર દંડનીજ શિક્ષાનો અને તે દંડ ન આપે તો કેદની શિક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય અને ૩૮૬ મી કલમપ્રમાણે કોરટ વારંટ કાહાડે, ત્યારે તે કોરટને એવો અધિકાર છે કે તે કોરટ કેદની શિક્ષાનો હુકમ બજાવવાનું મોકુફ રાખે અને સદરહુ વારંટનાં રિટર્ન માટે મુકરરર કરેલ દિવસે સદરહુ કોરટની આગળ હાજર થવાની શરતનું એક ખત, તે કોરટને દુરસ્ત લાગે તેપ્રમાણે જામીનસાથે કે વગર જામીને, તે ગુનહેગાર પોતાની સહીસાથે કરી આપે એટલે તેને છુટો કરે, અને સદરહુ રિટર્નસારૂ દિવસ મુકરરર કરવો તે જે વખતે તે ખત કરી આપવામાં આવે તે વખતથી પંદર દિવસ કરતાં વધારે લાંબી મુદતનો નીમવો નહીં જોઈયે; અને તે દંડ વસુલ ન થાય તો તે કેદની શિક્ષાનો હુકમ તાબડતોબ બજાવવો એવું ફરમાવવાનો અધિકાર તે કોરટને છે.

કેદની શિક્ષાનો હુકમ અમલમાં લાવવાનું બંધ રાખવા બાબત.

૩૮૯. જે જડજે અથવા માજીસ્ત્રેટે શિક્ષાનો હુકમ કર્યો હોય તે જડજને અથવા માજીસ્ત્રેટને અથવા તેના હુદ્દાઉપર જે સ્થાનાપન્ન થાય તેને તે શિક્ષાનો હુકમ અમલમાં લાવવાબાબતનું દરએક વારંટ કાહાડવાનો અખતિયાર છે.

વારંટ કહાડવાનો કોને અખત્યાર છે.

૩૯૦. જ્યારે તોહોમતવાળાની ઉપર ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે કોરટ ફરમાવે તેવી જગાએ તથા વખતે તે શિક્ષાનો હુકમ અમલમાં લાવવો.

ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબત.

૩૯૧. જે મુકદ્દમામાં અપીલ ચાલી શકતી હોય તે મુકદ્દમામાં તોહોમતવાળાની ઉપર કેદ સિવાય વળી ફટકા મારવાની શિક્ષાનો હુકમ કર્યો હોય, ત્યારે તે શિક્ષાના હુકમની તારિખથી પંદર દિવસસુધી, અથવા, તે મુદ્દતમાં અપીલ કરી હોય તો તે શિક્ષાનો હુકમ અપીલ કોરટ મંજુર કરે ત્યાંસુધી, તે ફટકા મારવા નહીં; પણ પંદર દિવસ થયાપછી જેમ બને તે-

કેદ શિવાય વળી ફટકા મારવાની શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબત.

મ જલદીથી, અથવા, અપીલ કરી હોય તો, શિક્ષાનો હુકમ મંજુર કર્યા-નો અપીલ કોરટનો હુકમ આવી પોહોંચ્યાપછી જેમ બને તેમ જલદીથી તે ફટકા મારવા.

જડજ અથવા માજીસ્ત્રેટ તે ફટકા પોતાના દેખતાં મારવાનો હુકમ ન કરે તો જે અમલદારના હવાલામાં તુરંગ હોય તે અમલદારના દેખતાં તે ફટકા મારવા.

શિક્ષા કરવાની રીત.

૩૯૨. સોળ વરસની ઉમરનો અથવા તે કરતાં વત્તી ઉમરનો શખ્સ હોય ત્યારે જેનો વ્યાસ અડધા ઇંચ કરતાં ઓછો ન હોય એવી ઝીણી નેતર વડે સ્થાનિક સરકાર ફરમાવે તે રીતે અને શરીરના તે ભાગઉપર ફટકા મારવા; અને સોળ વરસ કરતાં ઓછી ઉમરનો શખ્સ હોય તો ઝીણી નેતરવડે નિશાળમાં શિક્ષા કરે છે તે રીતે ફટકા મારવા.

કેટલા ફટકા મારવા તેની હદ.

કોઇપણ પ્રસંગે સદરહુ શિક્ષા ૩૦ ફટકા કરતાં વત્તી હોવી નહીં જોઇએ.

કડકે કડકે અમલમાં લાવવી નહીં.

માફી.

૩૯૩. ફટકા મારવાની શિક્ષાનો કોઇપણ હુકમ કડકે કડકે અમલમાં લાવવો નહીં; અને હેઠળ લખેલા શખ્સોમાંના કોઇપણ શખ્સને ફટકા મારવાની શિક્ષા કરી શકાશે નહીં (એટલે):—

(અ) સ્ત્રીઓને.

(બ) જે મરદોની ઉપર મોતની અથવા સમુદ્રપારની અથવા શાસનિક દાસત્વની અથવા પાંચ વર્ષ કરતાં વત્તી મુદતની કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય તે મરદોને;

(ક) જે મરદો પીસતાલીશ વર્ષ કરતાં વત્તી ઉમરના છે એવું કોરટને લાગતું હોય તે મરદોને;

ગુન્હેગારની પ્રકૃતિ ઠીક નહી હોય તો ફટકા મારવા નહી.

૩૯૪. ફટકા મારવાની શિક્ષા ખમવાલાયક ગુન્હેગારની પ્રકૃતિ છે એવો દાખલો વૈદ્યક અમલદાર હાજર હોય તો તેણે આપ્યાવગર, અથવા વૈદ્યક અમલદાર હાજર નહી હોય તો માજીસ્ત્રેટ અથવા અમલદાર હાજર હોય તેની નજરમાં એપ્રમાણે આવ્યાવગર સદરહુ શિક્ષા કરવી નહી.

ફટકા મારવાનું મોકુફ રાખવું.

ફટકા મારવાની શિક્ષાનો હુકમ અમલમાં આવતો હોય ત્યારે બાકી રહેલી શિક્ષા ખમવાલાયક ગુન્હેગારની પ્રકૃતિ નથી એવો દાખલો વૈદ્યક અમલદાર આપે, અથવા માજીસ્ત્રેટ અથવા અમલદાર હાજર હોય તેની નજરમાં એપ્રમાણે આવે તો ફટકા મારવાનું છેક મોકુફ રાખવું.

૩૯૪ મી કલમ પ્રમાણે શિક્ષા કરાતી નહીં હોય ત્યારે કેમ કરવું.

૩૯૫. ૩૯૪મી કલમપ્રમાણે ફટકા મારવાની શિક્ષાનો હુકમ મુદ્દલ અથવા થોડો ઘણો અમલમાં અણાયો નહી હોય એવે કોઇપણ પ્રસંગે, જે કોરટે તે શિક્ષાનો હુકમ કર્યો હોય તે કોરટ તે હુકમ દુરસ્ત કરે ત્યાંસુધી ગુન્હેગારને કેદમાં રાખવો; અને સદરહુ કોરટની નજરમાં આવે તો તે સદરહુ શિક્ષા માફ કરવાને મુખ્તસાર છે, અથવા ફટકા મારવાને બદલે અ-

થયા ફટકા મારવાની જેટલી શિક્ષાનો હુકમ અમલમાં આણ્યો નહીહોય તેટલી શિક્ષાને બદલે બાર મહિનાસુધીની હરકાંઈ મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવાને મુખ્તાર છે, અને આ ફટકા મારવાને બદલે કરેલી શિક્ષા તેજ ગુન્હાબાબત ગુનહેગાર ઉપર કાંઈપણ બીજી શિક્ષા કરી હશે તે શિક્ષા ઉપરાંત થઇ શકશે.

કાયદાપ્રમાણે જેટલી મુદ્દતની કેદની શિક્ષાને તોહોમતવાળો લાયક હોય તેટલી મુદ્દત કર્તાં અથવા કોરટને જેટલી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકાર હોય તેટલી મુદત કર્તાંવત્તી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકારતે કોરટને આ કલમમાંહેનાકોઇપિણ મચકુરથીછે એમસમજવુંનહી.

ફરારી થયલા ગુન્હેગારની ઉપર શિક્ષાના હુકમ અમલમાં લાવવા બાબત.

૩૯૬. જ્યારે કોઈ ફરારી થયલા ગુનહેગારની ઉપર આ કાયદાપ્રમાણે શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે જો સદરહુ શિક્ષા મોતની, દંડની અથવા ફટકા મારવાની હોય તો આ કાયદામાં પાછળ કહેલા ઠરાવોને અનુસરીને તે તાબડતોબ અમલમાં આવશે, અને જો સદરહુ શિક્ષા કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની હોય તો તે હેઠળ લખેલી કાનુનોપ્રમાણે અમલમાં આવશે, એટલેઃ—

જ્યારે નવી સિક્ષા સદરહુ ગુનહેગારે ફરારી થયો ત્યારે જે શિક્ષા તે ભોગવતો હતો તે કર્તાં વધારે સખત પ્રકારની હોય, તો તે નવી શિક્ષાનો હુકમ તાબડતોબ અમલમાં આવશે.

જ્યારે નવી શિક્ષા તે ગુનહેગાર ફરારી થયો ત્યારે જે શિક્ષા તે ભોગવતો હતો તે કર્તાં વધારે સખત પ્રકારની ન હોય, ત્યારે તે ગુનહેગાર ફરારી થયો તે વખતે તેની આગલી શિક્ષાની જેટલી મુદ્દત બાકી રહેલી હોય તેટલી બીજી મુદતસુધી તેણે, કેદ અથવા શાસનિકદાસત્વ અથવા સમુદ્રપાર, જેમ હોય તેમ, ભોગવ્યાપછી તે નવી શિક્ષાનો હુકમઅમલમાંઆવશે.

**ખુલાસો.**—આ કલમનાં કારણસાર—

(અ) સમુદ્રપારની અથવા શાસનિકદાસત્વની શિક્ષા કેદની શિક્ષા કર્તાં વધારે સખત છે એમ સમજવું;

(બ) એકાંત કેદસાથે કેદની શિક્ષા એકાંત કેદ વગર તેજ પ્રકારની કેદની શિક્ષા કર્તાં વધારે સખત છે એમ સમજવું; અને

(ક) સખત મજુરીસાથે કેદની શિક્ષા, એકાંત કેદસાથે કે એકાંત કેદ વગર આસાન કેદની શિક્ષાકર્તાં વધારે સખત છે એમ સમજવું.

ગુન્હેગાર શિક્ષા ભોગવતો હોય તેને બીજા ગુન્હાબાબતશિક્ષા.

૩૯૭. કોઈ શખ્સે કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષા ભોગવતો હોય તેવામાં તેની ઉપર કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે તેની ઉપર આગળ થયલા શિક્ષાના હુકમમાં ફરમાવેલી કેદની, શાસનિકદાસત્વની અથવા

સમુદ્રપારની શિક્ષાની મુદત પૂરી થયેથી સદરહુ કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષા સરૂ થશે.

પણ એવું ઠરાવ્યું છે કે જો તે શખ્સ કેદની શિક્ષા ભોગવતો હોય, અને તેને એ પ્રમાણે પછવાડેથી ગુનેહેગાર ઠેરવીને કરેલી શિક્ષા સમુદ્રપારની હોય, તો તે કોરટની નજરમાં આવે તો આ બીજી શિક્ષાના હુકમનો અમલ તુરત સરૂ થાય એવું ફરમાવવાને અથવા તે શખ્સને આગળ કરેલી કેદની શિક્ષાની મુદત પૂરી થયેથી તે સરૂ થાય એવું ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

૩૯૬ મી તથા ૩૯૭ મી કલમો બાબત વિશેષ ઠરાવ.

૩૯૮. ૩૯૬ મી અથવા ૩૯૭ મી કલમમાહેના ઠરાવ ઉપરથી એમ સમજવું નહીં કે કોઈપણ શખ્સ તેના આગલા કે પાછલા સાબિત થયલા ગુન્હાને માટે જે શિક્ષાને લાયક થયો હોય તે શિક્ષાના કોઈપણ ભાગમાંથી તે શખ્સ બચી જશે.

નાની ઉમરના ગુન્હેગારોને સન્માર્ગ પ્રવર્તક શાળામાં કેદ કરવા બાબત.

૩૯૯. જ્યારે સોળ વર્ષ કરતાં ઓછી ઉમરના કોઈપણ શખ્સની ઉપર કોઈપણ ગુન્હા માટે કોઈપણ ફોજદારી કોરટ કેદની શિક્ષાનો હુકમ કરે, ત્યારે, તેને ફોજદારી તુરંગમાં કેદ કરવાને બદલે હેઠળ લખેલા પ્રકારની કોઈપણ સન્માર્ગપ્રવર્તક શાળામાં કેદ રાખવો એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે, એટલે કેદ રાખવાની લાયક જગા દાખલ જે સન્માર્ગપ્રવર્તક શાળા સ્થાનિક સરકારે કાહાડી હોય, અને જેમાં ઘટિત કેળવણી આપવાનાં તથા કાંઈ ઉપયોગી ધંધો શિખવવાનાં સાધન હોય, તેવી સન્માર્ગપ્રવર્તક શાળામાં, અથવા સન્માર્ગપ્રવર્તક શાળામાં કેદ કરેલા શખ્સોને કેળવણી આપવા તથા શિખવવા સંબંધી સ્થાનિક સરકાર ફરમાવે એવા નિયમ પ્રમાણે ચાલવાને રાજી હોય એવા કોઈ શખ્સે જે સન્માર્ગપ્રવર્તક શાળા રાખેલી હોય તેમાં કેદ કરવો એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે.

આ કલમ મુજબ કેદ કરેલા સઘળા શખ્સોને ઉપર મુજબ ઠરાવેલા નિયમો લાગુ પડશે.

શિક્ષાનો હુકમ અમલમાં લાવ્યા પછી વારંટ પાછું મોકલવા બાબત.

૪૦૦. જ્યારે કોઈ શિક્ષાનો હુકમ પૂરે પૂરો બજી રેહે, ત્યારે તે બજાવનાર અમલદારે, તે શિક્ષાનો હુકમ શી રીતે બજાવ્યો છે તે વિશે પોતાની સહી સાથેનો તે વારંટની પાછળ શેરો કરીને તે વારંટ જે કોરટમાંથી નિકળ્યું હોય તે કોરટમાં પાછું મોકલી દેવું.

---

## બાબ ૨૯ મો.

### શિક્ષા મોકુફ રાખવા, માફ કરવા તથા બદલવા બાબત.

શિક્ષા મોકુફ

૪૦૧. જ્યારે કોઈપણ શખ્સની ઉપર કાંઈ ગુન્હા બાબત શિક્ષા

નો હુકમ કર્યા હોય ત્યારે કોઈપણ વખતે, બિન શરતે અથવા જે શખ્સની ઉપરે શિક્ષાનો હુકમ કર્યા હોય તે સખ્સ કબુલ કરે એવી કાંઈ શરત કરીને તેની ઉપર જે શિક્ષાનો હુકમ કર્યા હોય તે અમલમાં લાવવાનું મોકુફ રાખવાને અથવા જે શિક્ષાનો હુકમ તેની ઉપર કરેલો હોય તે સઘળી શિક્ષા અથવા તેમાંનો કોઈપણ ભાગ માફ કરવાને ગવર્નર જનરેલ ઈન કૌંસિલ અથવા સ્થાનિક સરકાર મુખત્યાર છે.

રાખવાનો અથવા,માફ કરવાનો અધિકાર.

જ્યારે કોઈ શિક્ષા મોકુફ રાખવા અથવા માફ કરવા સારૂ ગવર્નર જનરલ ઈન કૌંસિલને અથવા સ્થાનિક સરકારને અરજી કરવામાં આવે, ત્યારે જે કોરટની આગળ અથવા જે કોરટે ગુનહાની શાબિતીનો ઠરાવ કર્યો હોય અથવા મંજુર કર્યો હોય તે કોરટના પ્રમુખ જડજને, ગવર્નર જનરલ ઈન કૌંસિલ અથવા સ્થાનિક સરકાર, જેમ હોય તેમ, એવું ફરમાવવાને મુખત્યાર છે કે તે અરજી કબુલ કરવી જોઇએ કે નાકબુલ કરવી જોઇએ તે વિષે તમારો મત તથા તે મતનાં કારણ જણાવો.

જે શખ્સના લાભમાં કોઈ શિક્ષા મોકુફ રાખી હોય અથવા માફ કરી હોય તે શખ્સ, ગવર્નર જનરલ ઈન કૌંસિલે અથવા સ્થાનિક સરકારે જે શરતો ઠરાવી હોય તે શરતો પાળવાને ચુકે તો સદરહુ શિક્ષા મોકુફ રાખવાનો અથવા માફ કરવાનો હુકમ રદ કરવાને, ગવર્નર જનરલ ઈન કૌંસિલ અથવા સ્થાનિક સરકાર, જેમ હોય તેમ, મુખત્યાર છે અને તે પછી, જો સદરહુ સખ્સ છુટો હોય તો, તેને કોઇપણ પોલીસ–અમલદાર વગર વારંટે પકડવાને મુખત્યાર છે, અને બાકી રહેલા ભાગની શિક્ષા ભોગવવા માટે તેને પાછો કેદમાં મોકલવાનો અધિકાર છે.

શિક્ષા માફ કરવાનો અથવા મોકુફ રાખવાનો અથવા મુલતવી રાખવાનો અથવા ઓછી કરવાનો મલીકા માઆઝમાને અધિકાર છે તે અધિકારને આ કલમમાંહેના કોઈપણ મચકુરથી બાધ આવે છે એમ સમજવું નહી.

૪૦૨. જે શખ્સની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખ્સની સંમતિવગર ગવર્નર જનરલ ઇન કૌંસિલ અથવા સ્થાનિક સરકાર હેઠળ કહેલી શિક્ષાઓમાંની કોઇપણ શિક્ષાને બદલે તે શિક્ષાની આગળ લખેલી બીજી કોઇપણ શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે:—

શિક્ષા બદલવાનો અધિકાર.

મોત, સમુદ્રપાર, શાસનિકદાસત્વ, સખત મજુરીસાથે જેટલી મુદતની કેદની શિક્ષાનો હુકમ તે શખ્સની ઉપર થઈ શકત તેટલી મુદત સુધીની કેદ, તેવીજ મુદતસુધીની આસાન કેદ, દંડ.

—⁂—

# બાબ ૩૦ મો.

## અગાઉ બીન તકસીરવાર અથવા તકસીવાર ઠર્યા હોય તે બાબત.

જે શખ્સની ઉપર એક વખત ગુન્હો સાબિત થયાનો અથવા નાસાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખ્સનો તેજ ગુન્હા બાબત ફરી ઇનસાફ કરવો નહીં.

૪૦૩. યોગ્ય હકુમતવાળી કોઇ કોરટે કાંઇ ગુન્હાબાબત કોઈ શખ્સનો એક વખત ઇનસાફ કર્યો હોય, અને તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ કર્યો હોય ત્યારે જ્યાંસુધી તે ગુન્હો સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ અમલમાં રેહે ત્યાંસુધી તે શખ્સ તેજ ગુન્હાબાબત ફરીથી ઇનસાફને પાત્ર થશે નહી, અથવા તેની ઉપર મુકેલાં તોહોમતથી કાંઈ જુદું તોહોમત બીજા જે ગુન્હાબાબત તેનીઉપર ૨૩૬ મી કલમમુજબ મુકી શકાત તે ગુન્હાબાબત, અથવા બીજો જે ગુન્હો ૨૩૭મી કલમ મુજબ તેનીઉપર ઠરી શકત તે ગુન્હાબાબત, તેને તેજ હકિકતઉપરથી તે શખ્સ ફરીથી ઇનસાફને પાત્ર થશેનહી.

જે શખ્સની ઉપર કાંઈ ગુનહો નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખ્સનો અગાઉ ઇનસાફ થયો તે વખતે જે જુદા ગુનહાબાબત તેની ઉપર ૨૩૫મી કલમના ૧લા પારેગ્રાફ મુજબ જુદું તોહોમત મુકી શકાત તેવા ગુનહાબાબત પછી ઇનસાફ કરવાનો અખત્યારછે.

કોઈ શખ્સની ઉપર કાંઈ ગુનહો સાબિત થયાનો ઠરાવ થયો હોય અને જેકૃત્યથી તે ગુનહો બનેલો હોય તે કૃત્ય તથા તે ઉપરથી થયલાં પરિણામ એ બેઉ મળીને એવો એક ગુનહો થાય કે તે સદરહુ સખ્સની ઉપર સાબીત થયેલા ગુન્હાથી જુદો ગુન્હો હોય ત્યારે આ છેલ્લા કહેલા ગુનહાબાબત તે શખ્સનો પછી ઇનસાફ કરવાનો અખત્યાર હેઠળ લખેલે પ્રસંગે છે, એટલે, તે શખ્સની ઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ કર્યો તે વખતે સદરહુ પરિણામ થયલાં નહતાં અથવા તે થયાં છે એવી કોરટને ખબર નહતી એમ હોય તો.

કાંઇપણ કૃત્યોથી બનેલો કાંઈ ગુનહો જે શખ્સની ઉપર નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખ્સે તેજ કૃત્યોથી બનેલો બીજો જે ગુનહો કર્યો હોય તે ગુનહાબાબત આગળ તેની ઉપર, સદરહુ ઠરાવ થયો હોય તોય પણ, તોહોમત મુકીને તેનો ઇનસાફ કરવાનો અખત્યાર હેઠળ લખેલે પ્રસંગે છે, એટલે, જે કોરટથી તેનો પ્રથમ ઇનસાફ થયો તે કોરટને તેની ઉપર જે ગુનહાનું તોહોમત પછી મુક્યું તે ગુનહાનો ઇનસાફ કરવાનો અધિકાર નહોતો એમ હશે તો.

**ખુલાસો.**—કોઈ ફરિયાદ કાહાડી નાંખવી, અથવા ૨૪૯મી કલમમુજબ કામ ચલાવવાનું બંધ કરવું, અથવા તોહોમતવાળાને છોડી મુકવો, અથવા ૨૭૩મી કલમપ્રમાણે તોહોમતનામાં ઉપર નોંધ કરવી, એ આ કલમનાં કારણસાર ગુનહો નાસાબિત થયાના ઠરાવ બરાબર નથી.

દષ્ટાંતો.

(અ) અ એ ચાકર થઇને ચોરી કરી તે વિશેનાં તોહોમતબાબત તેનો ઇનસાફ થયો અને તે બીન તકસીરવાર ઠર્યો. જ્યાંલગી તે ઠરાવ અમલમાં હોય ત્યાંલગી તેનીઉપર ચાકર થઇનેચોરી કર્યાનું અથવા તેની તેજ હકીકતઉપરથી એકલી ચોરી કર્યાનું અથવા સાપરાધ વિશ્વાસઘાત કર્યાનું તોહોમત પછી મુકાશે નહી.

(બ) ખુનનાં તોહોમતબાબત અનો ઇનસાફ થયો અને તે બીન તકસીરવાર ઠર્યો. અપહરણ કરવાનું તોહોમત તેનીઉપર નહી હતું; પણ ખુન કર્યું તે વખતે અએ અપહરણ કર્યું એવું હકીકતઉપરથી જણાય છે; અપહરણ કરવાનું તોહોમત તેનીઉપર પછી મુકીને તેનો ઇનસાફ કરવાનો અખત્યાર છે.

(ક) મહાવ્યથા કરવાબાબત અનો ઇનસાફ થઓ અને તે તકસીરવાર ઠર્યો. જે શખસને નુકસાન કર્યું તે શખસ પછી મરણ પામ્યો. શિક્ષણીય મનુષ્યવધના ગુનહાબાબત અનો ફરીથી ઇનસાફ કરવાનો અખતિયાર છે.

(ડ) બ નું શિક્ષણીયત મનુષ્યવધ કર્યાનું તોહોમત અનીઉપર સેશન કોરટની આગળ મુકવામાં આવ્યું અને તેનીઉપર તે ગુનહો સાબિત થયો. પછી તેજ હકીકતઉપરથી બના ખુનબાબત અનો ઇનસાફ કરી શકાશે નહી.

(ઇ) બને બુદ્ધિપૂર્વકવ્યથા કરવાનું તોહોમત પેહેલા વર્ગના માજીસ્ત્રેટે અનીઉપર મુકીને તે ગુનહો તેનીઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો. તે કામને આ કલમનો ત્રીજો પરિગ્રાફ લાગુ નહોય તો બને બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવાબાબત તેજ હકીકતઉપરથી અનો પાછો ફરીથી ઇન્સાફ કરી શકાશે નહી.

(ફ) બનાં શરીરઉપરથી મિલકત ચોરવાનું તોહોમત બીજા વર્ગના માજીસ્ત્રેટે અનીઉપર મુકીને તે ગુનહો તેનીઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો. પછી તેજ હકીકતઉપરથી અપહરણ કરવાનું તોહોમત અનીઉપર મુકીને તેનો ઇનસાફ કરવાનો અખ્તિયારછે.

(ગ) ડનું અપહરણ કર્યાનું તોહોમત પેહેલા વર્ગના માજીસ્ત્રેટે અ, બ તથા કનીઉપર મુકીને તે ગુનહો તેઓનીઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો. પછી તેજ હકીકતઉપરથી ડાકાઇટી કર્યાનું તોહોમત અ,બ તથા કનીઉપર મુકીને તેઓનો ઇન્સાફ કરવાનો અખત્યારછે.

# भाग ७ मो.

## અપીલ તથા લખી મોકલવાબાબત તથા તપાસબાબત.



## બાબ ૩૧ મો.

### અપીલોબાબત.

બીજી રીતે ઠરાવ્યું નહોય તો અપીલ ચાલશે નહી.

૪૦૪. આ કાયદાથી અથવા બીજા કોઈપણ ચાલુ કાયદાથી ઠરાવ્યું હોય તે શિવાય ફોજદારી કોરટના કોઈપણ ફેસલા અથવા હુકમઉપર અપીલ ચાલશે નહી.

જપ્ત કરેલી મિલકત પાછી આપવા બાબત ની અરજી જેના હુકમથી નાકબુલ કરી હોય તે હુકમ ઉપર અપીલ.

૪૦૫. ૮૯મી કલમ મુજબ મિલકત અથવા તેનાં વેચાણનું ઉત્પન્ન પાછું આપવાબાબતની જે શખ્સની અરજી કોઈ કોરટે નાકબુલ કરી હશે તે શખ્સને તે કોરટે કરેલા શિક્ષાના હુકમોઉપર જે કોરટમાં સામાન્યતઃ અપીલ ચાલતી હશે તે કોરટને અપીલ કરવાનો અધિકાર છે.

સારી રીતે ચાલવા બાબત તારણ માંગવાના હુકમ ઉપર અપીલ.

૪૦૬. જીલ્હા માજીસ્ત્રેટ અથવા પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ સિવાય બીજા કોઈ માજીસ્ત્રેટે ૧૧૮મી કલમપ્રમાણે સારીરીતે ચાલવાબાબત તારણ આપવાનું જે શખ્સને ફરમાવ્યું હોય તે શખ્સ જીલ્હા માજીસ્ત્રેટને અપીલ કરવાને મુખત્યાર છે.

બીજા અથવા ત્રીજા વરગના માજીસ્ત્રેટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ.

૪૦૭. બીજા અથવા ત્રીજા વર્ગના કોઈપણ માજીસ્ત્રેટે ઇન્સાફ કરીને જે શખ્સની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે શખ્સ, અથવા ૩૪૯મી કલમ પ્રમાણે બીજા વર્ગના કોઈ પેટાટુકડી માજીસ્ત્રેટે જે સખ્સની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખ્સ, જિલ્હા માજીસ્ત્રેટને અપીલ કરવાને મુખત્યાર છે.

પેહેલા વર્ગના માજીસ્ત્રેટની પાસે અપીલો મોકલવા બાબત.

આ કલમપ્રમાણે કોઈપણ અપીલ અથવાસદરહુ પ્રકારના કોઈપણ વર્ગની અપીલો જીલ્હા માજીસ્ત્રેટના તાબામહિના પેહેલા વર્ગના જે માજીસ્ત્રેટને સદરહુ અપિલો સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકારે આપ્યો હોય તે માજીસ્ત્રેટે સાંભળવી એવું ફરમાવવાને જીલ્હા માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને તેઉપરથી સદરહુ અપીલ અથવા સદરહુ વર્ગની અપીલો તે તાબામાંહિના માજીસ્ત્રેટને કરવી, અથવા તે જીલ્હા માજીસ્ત્રેટને કરવામાં આવી ચુકી હોય તો તે સદરહુ પ્રકારના તાબામાંહિના માજીસ્ત્રેટ પાસે મોકલવી. એપ્રમાણે કરેલી અથવા મોકલેલી કોઇપણ અપીલ અથવા કોઈપણ વર્ગની અપીલો સદરહુ માજીસ્ત્રેટની પાસેથી લઇ લેવાને જીલ્હા માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૪૦૮. આસિસ્ટંટ સેશન જડજે અથવા જીલ્હા માજીસ્ત્રેટે અથવા પેહેલા વર્ગના બીજા માજીસ્ત્રેટે ઇનસાફ કરીને જે શખ્સની ઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે શખ્સ, અથવા પેહેલા વર્ગના કોઈ માજીસ્ત્રેટે ૩૪૯ મી કલમ પ્રમાણે જે શખ્સની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખ્સ, સેશન કોરટને અપીલ કરવાને મુખત્યાર છે: આસિસ્ટન્ટ સેશન જડજે અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ.

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:

(અ) જ્યારે કોઈપણ મુકદમામાં કોઈ આસિસ્ટન્ટ સેશન જડજ અથવા જીલ્હા માજીસ્ત્રેટ જે શિક્ષાના હુકમને સેશન કોરટની મંજુરીયત જોઈએ તે શિક્ષાનો હુકમ કરે ત્યારે સદરહુ મુકદમામાં દરેક અપીલ હૈ કોરટમાં ચાલશે, પણ જ્યાંસુધી સેશન કોરટે તે મુકદમાનો નિકાલ ન કર્યો હોય ત્યાંસુધી તે અપીલ કરવી નહી.

(બ) રાણીની કોઈ વિલાયતી રૈયતઉપર એ પ્રમાણે ગુનહો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે રૈયત પોતાના નજરમાં આવે તે મુજબ હૈ કોરટને અથવા સેશન કોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

૪૦૯. સેશન કોરટને અથવા સેશન જડજને કરેલી અપીલ સેશન જડજે અથવા આડિશનલ અથવા જાઇનટ સેશન જડજે સાંભળવી. સેશન કોરટને કરેલી અપીલો કેવી રીતે સાંભળવી.

૪૧૦. કોઈ સેશન જડજે અથવા આડિશનલ અથવા જાઇનટ સેશન જડજે ઇનસાફ કરીને જે શખ્સની ઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે શખ્સ હૈ કોરટને અપીલ કરવાને મુખત્યાર છે. સેશન કોરટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ.

૪૧૧. કોઈ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે ઇનસાફ કરીને કોઇપણ શખ્સની ઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય, ત્યારે જો તે માજીસ્ત્રેટે તે શખ્સની ઉપર છ મહિના કરતાં વત્તી મુદતની કેદની શિક્ષાનો હુકમ અથવા બસેં રૂપીયા કરતાં વત્તા દંડની શિક્ષાનો હુકમ કર્યો હોય, તો તે શખ્સ હૈ કોરટને અપીલ કરવાને મુખત્યાર છે. પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ.

૪૧૨. આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જ્યારે તોહોમતવાળા શખ્સે પોતે તકસીરવાર છે એવો જવાબ આપ્યો હોય અને સેશન કોરટે અથવા પ્રેસિડેન્સી માજિસ્ત્રેટે સદરહુ જવાબ ઉપરથી તેની ઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય, ત્યારે શિક્ષા ઘણીછે અથવા કાયદાસર નથી એવા સબબ સિવાય બીજા કોઈ પણ સબબથી અપીલ ચાલશે નહીં. જે કામોમાં તોહોમતવાળો પોતે તકસીરવાર છે એવો જવાબ આપે તે કામોમાં અપીલ ચાલશે નહી.

ન્હાના મુકદ્દમામાં અપીલ નથી.

૪૧૩. આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જે મુકદ્દમામાં સેશન કોરટે અથવા જીલ્હા માજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગના બીજે માજિસ્ત્રેટ ફક્ત એક મહિનાસુધી કેદની, અથવા ફક્ત પચાસ રૂપીયા સુધી દંડની, અથવા ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરે, તે મુકદ્દમામાં જે સખ્સની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે સખ્સની અપીલ ચાલશે નહીં.

ખુલાસો.—દંડ ન આપવામાં આવે તો કેદની જે શિક્ષાનો હુકમ સદરહુ કોરટે અથવા માજીસ્ત્રેટે કરેલો હોય તે શિક્ષાના હુકમઉપર, જ્યારે સ્વતંત્ર કેદની શિક્ષાનો હુકમ કરેલો ન હોય ત્યારે, કાંઇપણ અપીલ ચાલશે નહીં.

સંક્ષેપરીતે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે ઉપર અપીલ નથી.

૪૧૪. આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જે મુકદ્દમાનો ઇનસાફ સંક્ષેપરીતે કરેલો હોય તે મુકદ્દમામાં ૨૬૧મી કલમપ્રમાણે કામ કરવાને જે માજીસ્ત્રેટને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ ફક્ત ત્રણ મહિનાસુધી કેદની, અથવા ફક્ત બસેં રૂપીયાસુધી દંડની, અથવા ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરે તે મુકદ્દમામાં જે સખ્સનાઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખ્સની અપીલ ચાલશે નહીં.

૪૧૩મી તથા ૪૧૪ મી કલમ બાબત વિશેષ ઠરાવ.

૪૧૫. ૪૧૩મી અથવા ૪૧૪મી કલમમાં કહેલા કોઇપણ શિક્ષાના હુકમથી તે કલમોમાં કહેલી કોઇપણ બે અથવા વધારે શિક્ષા એકઠી કરી હોય તે શિક્ષાના હુકમઉપર અપીલ કરવાનો અધિકાર છે; પણ જે શિક્ષાના હુકમઉપર બીજી રીતે અપીલ થઇ શકતી નહીં હોય તે શિક્ષાના હુકમઉપર, જે સખ્સનીઉપર ગુનહો ઠરેલો હોય તે શખ્સને સુલેહ રાખવા માટે તારણ આપવાનું ફરમાવ્યું હોય તેટલાજ સબબથી અપીલ કરવાનો અધિકાર નથી.

ખુલાસો.—દંડ ન આપવામાં આવે તો કેદની શિક્ષાથી આ કલમના અર્થપ્રમાણે બે અથવા વધારે શિક્ષા એકઠી કરવામાં આવી છે એમ સમજવું નહીં.

રાણીસાહેબની વિલાયતી રૈયત ઉપર કરેલા શિક્ષાના હુકમ બાબત અપવાદ

૪૧૬. ૩૩મા બાબ પ્રમાણે રાણીસાહેબની વિલાયતી રૈયતઉપર કરેલા શિક્ષાના હુકમ ઉપર જે અપીલો કરવામાં આવે તે અપીલોને ૪૧૩મી તથા ૪૧૪મી કલમ માંહેનો કોઇપણ મચકુર લાગુ નથી.

ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે બાબતમાંસરકાર તરફથી અપીલ.

૪૧૭. હૈ કોરટ સિવાય બીજી કોઇપણ કોરટે ગુનહો નાસાબિત થયાનો ઠરાવ અસલ કામમાં અથવા અપીલમાં કર્યો હોય તે હુકમઉપર હૈ કોરટને અપીલ કરવાનું પબ્લિક પ્રોસિક્યુટરને ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

૪૧૮. હકીકતની કોઈ વાતબાબત તેમજ કાયદાની કોઈ વાતબાબત અપીલ કરવાનો અધિકાર છે, પણ જ્યારે ઇનસાફ જ્યુરીએ કર્યો હોય ત્યારે ફક્ત કાયદાનીજ કોઈ વાતબાબતઅપીલ ચાલશે. કેવી વાતો બાબત અપીલ દાખલ થઈ શકે.

**ખુલાસો.**—કોઈ શિક્ષાનો હુકમ સખત છે એવું કહેવામાં આવ્યું હોય તે વાત આ કલમનાં કારણુસાર કાયદાની વાત છે એમ સમજવું.

૪૧૯. દરએક અપીલ લખેલી અરજીના રૂપમાં કરવી અને તે અરજી અપેલેન્ટે અથવા તેના પ્લીડરે આપવી, અને (જે કોરટને તે અરજી આપવામાં આવે તે કોરટ બીજી રીતે નહી ફરમાવે તો) જે ફેસલાઉપર અથવા હુકમઉપર અપીલ કરી હોય તે ફેસલાની અથવા હુકમની એક નકલ, અને જે મુકદ્દમાનો ઇનસાફ જ્યુરીએ કર્યો હોય તે મુકદમામાં ૩૬૭મી કલમપ્રમાણે દફતરમાં દાખલ કરેલાં આદેશનાં મથાળાંના એક નકલ, સદરહુ પ્રકારના દરએક અરજીસાથે આપવી. અપીલનીઅરજી.

૪૨૦. જો અપેલેન્ટ તુરંગમાં હોય, તો જે અમલદારના હવાલામાં તે તુરંગહોય તે અમલદારને તે પોતાની અપીલની અરજી તથા તેનાસાથે જ.ડેલી નકલો આપવાને મુખત્યાર છે, અને પછી તે અમલદારે સદરહુ અરજી તથા નકલો યોગ્ય અપીલ કોરટની પાસે મોકલવી. અપેલેન્ટ તુરંગમાં હોય ત્યારે કેમ કરવું.

૪૨૧. ૪૧૯મી અથવા ૪૨૦મી કલમપ્રમાણે અરજી તથા નકલ આવી એટલે અપીલકોરટે તે વાંચી જોવી. અને તે કામમાં હાથ ઘાલવાનો કાંઈ પુરતો સબબ નથી એમ તેની નજરમાં આવે તો તે અપીલ સંક્ષેપરીતે નામંજુર કરવાને તે કોરટ મુખત્યાર છે; પણ એવું ઠરાવ્યું છે કે ૪૧૯મી કલમપ્રમાણે અપીલ કરવામાં આવે ત્યારે તેના ટેકામાં તકરાર કહી સંભળાવવાની વાજબી તક અપેલેન્ટને અથવા તેનાપ્લીડરને આપ્યાવગર તે અપલી કાહાડી નાંખવી નહી. સંક્ષેપ રીતે અપીલ નામંજુર કરવાબાબત.

આ કલમપ્રમાણે કોઈ અપીલ નામંજુર કર્તાં પેહેલાં, સદરહુ કોરટ તે મુકદ્દમાના કાગળપત્ર મંગાવવાને મુખત્યાર છે, પણ તેમ કરવાને તે બંધાયલી છે એમ સમજવું નહી.

૪૨૨. જો અપીલ કોરટ તે અપીલ સંક્ષેપરીતે નામંજુર ન કરે, તો તે અપીલ સાંભળવાના વખતની તથા જગાની નોટીસ અપેલેન્ટને અથવા તેના પ્લીડરને તથા જે અમલદારને સ્થાનિક સરકાર આબાબત નિમે તેને તે કોરટે અપાવવી, અને અપીલના સબબોની એક નકલ સદરહુ અમલદાર માગે તો તેને તે કોરટે આપવી. અપીલની નોટીસ

અને ૪૧૭મી કલમપ્રમાણે કરેલી અપીલોની બાબતમાં તેવીજ એક નોટીસ તોહોમતવાળાને અપીલ કોરટે અપાવવી.

અપીલનો નિકાલ કરવામાં અપીલ કોરટનો અધિકાર.

૪૨૬. પછી તે મુકદમાના કાગળપત્ર અપીલ કોરટમાં આવી મુક્યા ન હોય તો તે કાગળપત્ર તે કોરટે મંગાવવા. સદરહુ કાગળપત્ર વાંચી જોયાપછી અને અપેલેન્ટ અથવા તેનો પ્લીડર હાજર થાય તો તેની તકરાર તથા પબ્લિક પ્રાસીક્યુટર હાજર થાય તો તેની તકરાર અને ૪૧૭મી કલમમુજબ કરેલી અપીલની બાબતમાં તોહોમતવાળો હાજર થાય તો તેની તકરાર સાંભળ્યા પછી જો તે કોરટની નજરમાં એમ આવે કે તે કામમાં હાથ ઘાલવાનો કાંઈ પુરતો સબબ નથી તો, તે સદરહુ અપીલ કાહાડી નાખવાને મુખ્તાર છે, અથવા

(અ) ગુનોહો નાસાબિત થયાના હુકમઉપર અપીલ કરી હોય તેમાં સદરહુ હુકમ રદ કરીને વધારે ચોકસી કરવાનું ફરમાવવાને, અથવા તોહોમતવાળાનો ફરીથી ઇનસાફ કરવાનું અથવા તેને ઇનસાફસારૂ કમિટ કરવાનું, જેમ હોય તેમ, ફરમાવવાને, અથવા તેને તકસીરવાર ઠેરવીને તેનીઉપર કાયદાપ્રમાણે શિક્ષાનો હુકમ કરવાને મુખ્તાર છે;

(બ) ગુનોહો સાબિત થયાના ઠરાવઉપર અપીલ કરી હોય તેમાં (૧) ઠરાવ તથા શિક્ષાનો હુકમ રદ કરીને તોહોમતવાળાનીઉપર ગુનોહો નાસાબિત થયાનો ઠરાવ કરવાને અથવા તેને છોડી મુકવાને, અથવા પોતાના તાબામાંહેની યોગ્ય હકુમતવાળી ફલાણી કોરટે તેનો ફરીથી ઇનસાફ કરવો એમ ફરમાવવાને, અથવા તેને ઇનસાફસારૂ કમિટ કરવો એમ ફરમાવવાને મુખ્તાર છે, અથવા (૨) શિક્ષાનો હુકમ કાયમ રાખીને ઠરાવમાં ફેરફાર કરવાને, અથવા ઠરાવમાં ફેરફાર કરીને અથવા કર્યાવગર શિક્ષા ઓછી કરાવને મુખ્તાર છે, અથવા (૩) એપ્રમાણે શિક્ષા ઓછી કરીને અથવા કર્યાવગર, તથા ઠરાવમાં ફેરફાર કરીને અથવા કર્યાવગર શિક્ષાના પ્રકારમાં ફેરફાર કરવાને મુખ્તિયાર છે, પણ તેથી તે શિક્ષા વધે એમ કરવા નહી જોઇયે;

(ક) બીજા કોઈપણ હુકમ ઉપર અપીલ કરીહોય તેમાં સદરહુ હુકમમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને મુખ્તિયાર છે:

(ડ) આ કલમમાંહેના કોઈપણ મજકુરથી જ્યુરીના ઠરાવમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અધિકાર તે કોરટને છે એમ સમજવું નહી; પણ તે કોરટનાં મતપ્રમાણે જડજે ખોટો આદેશ કર્યો તેથી અથવા તેણે કહ્યાપ્રમાણે કાયદો જ્યુરી ખોટો સમજી તેથી સદરહુ ઠરાવ ભુલ ભરેલો હોય તો અધિકારછે.

૪૨૪. અસલ હકુમતની ફોજદારી કોરટના ફેસલાબાબત ૨૬મા બાબમાંહેની કાનુનો બનીશકે તેટલેસુધી, હૈ કોરટ વગર બીજી કોઈપણ અપીલ કોરટના ફેસલાને લાગુ પડશે.

તાબામાંહેની અપીલ કોરટોના ફેસલા.

પણ એવું ઠરાવ્યું છે કે અપીલ કોરટ બીજી રીતનો હુકમ નહી કરે તો ફેસલો આપવામાં આવે તે સાંભળવાસારૂ તોહોમતવાળાને આણવો નહી અથવા તેને હાજર થવાનું ફરમાવવું નહી.

૪૨૫. જ્યારે આ બાબપ્રમાણે હૈ કોરટ અપીલમાં કોઈ મુકદમાનો ફેસલો કરે ત્યારે જે ઠરાવ અથવા શિક્ષાના હુકમ અથવા (બીજા) હુકમ ઉપર અપીલ કરી હોય તે જે કોરટે દફતરમાં નોંધ્યો હોય અથવા કર્યો હોય તે કોરટને સદરહુ હૈ કોરટે પોતાના ફેસલાબાબત દાખલો આપવો. જો તે ઠરાવ અથવા શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ જીલ્હા માજીસ્ત્રેટ સિવાય બીજા કોઈ માજીસ્ત્રેટે દફતરમાં નોંધ્યો હોય અથવા કર્યો હોય, તો તે દાખલો જીલ્હા માજીસ્ત્રેટની મારફતે મોકલવો.

અપીલમાં હૈ કોરટે કરેલા હુકમ બાબત નિચલી કોરટને દાખલો આપવો.

જે કોરટને હૈ કોરટ પોતાના ફેસલાબાબત અથવા હુકમબાબત દાખલો આપે તે કોરટે તે ઉપરથી હૈ કોરટના ફેસલાને અથવા હુકમને અનુસરતા હુકમ કરવા; અને, જરૂર હોય તો, દફતરમાં તે પ્રમાણે સુધારો કરવો.

૪૨૬. જે શખ્સની ઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખ્સે કરેલી અપીલ ચાલતી હોય ત્યાંહાંસુધી, જે શિક્ષાના હુકમઉપર અથવા (બીજા હુકમઉપર અપીલ કરી હોય તે અમલમાં લાવવાનું મોકુફ રાખવાનો અને, જો તે શખ્સ કેદમાં હોય તો, તેને જામીનઉપર અથવા તેનાં પોતાનાં ખતઉપર છોડવાનો હુકમ કરવાને અપીલ કોરટ મુખતિયાર છે; પણ તેમ કરવાનાં કારણો દફતરમાં લખવાં જોઇયે.

અપીલ ચાલુ હોય ત્યાંસુધી શિક્ષા મોકુફ રાખવા બાબત.

અપેલન્ટનેજામીન ઉપર છોડવા બાબત.

આ કલમથી અપીલ કોરટને જે અધિકાર આપ્યો છે તે અધિકાર, જે શખ્સનીઉપર ગુનહો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખ્સે હૈ કોરટના તાબામાંહેની કોરટમાં અપીલ કરી હોય તે બાબતમાં હૈ કોરટને પણ ચલાવવાનો અખ્તિયાર છે.

જ્યારે અપેલન્ટનીઉપર આખરે કેદની અથવા શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે જેટલો વખત તે એપ્રમાણે છુટો રહેલો હોય તેટલો વખત તેની ઉપર સદરહુ પ્રમાણે કરેલા શિક્ષાના હુકમની મુદત ગણવામાં બાતલ કરવો.

૪૨૭. જ્યારે ૪૧૭મી કલમપ્રમાણે અપીલ કરવામાં આવે, ત્યારે હૈ કોરટ વારંટ કાહાડીને તેમાં તોહોમતવાળાને પકડીને પોતાની આગળ અથવા પોતાના તાબામાંહેની કોઈ પણ કોરટની આગળ આણવાનું ફરમાવવાને મુખતિયાર છે, અને જે કોરટની આગળ તેને આણ્યો હોય તે

ગુનહો નાસાબિત થયાના ઠરાવ ઉપર અપીલ કરી હોય તેમાં

તોહોમતવાળાને પકડવા બાબત.

કોરટ તે અપીલનો નિકાલ થતાંસુધી તેને કેદ કરવાને અથવા તેના જામીન લેવાને મુખ્તિયાર છે.

અપીલ કોરટ વધારે પુરાવો લેવાને અથવા લેવાનું ફરમાવવાને મુખ્તાર છે.

૪૨૮. આ બાબ પ્રમાણે કોઇપણ અપીલની તજવીજ કરવામાં જો અપીલ કોરટને જાસ્તી પુરાવાની જરૂર લાગે તો તે કોરટ સદરહુ પુરાવો પોતાની જાતે લેવાને, અથવા તે લેવાનું કોઈ માજીસ્ત્રેટને ફરમાવવાને અથવા અપીલ કોરટ હૈ કોરટ હોય ત્યારે સેશન કોરટને અથવા કોઈ માજીસ્ત્રેટને ફરમાવવાને, મુખ્તિયાર છે.

જ્યારે તે સેશન કોરટ અથવા તે માજીસ્ત્રેટ જાસ્તી પુરાવો લે, ત્યારે તેણે અપીલ કોરટને તે પુરાવાનો દાખલો આપવો, અને તે પછી સદરહુ કોરટે તે અપીલનો નિકાલ કરવો.

અપીલ કોરટ બીજીરીતે ફરમાવે નહીં તો, જ્યારે તે જાસ્તી પુરાવો લેવાય ત્યારે તોહોમતવાળાએ અથવા તેના પ્લીડરે હાજર રેહેવું; પણ સદરહુ પુરાવો જુરરોની અથવા આસેસરોની સમક્ષ લેવો નહીં.

આ કલમપ્રમાણે પુરાવો લેવો તે ૨૫ મા બાબનાં કારણસારૂ ચોકસી છે એમ સમજવું.

અપીલ કોરટના જડજોના બેપક્ષ થઇને બેઉ પક્ષનાં સરખાં મતપડે ત્યારેકામ ચલાવવાની રીત.

૪૨૯. જ્યારે અપીલ કોરટના જડજોના બે પક્ષ થઇને બેઉ પક્ષનાં સરખાં મત પડે ત્યારે તે મુકદમો તેઓનાં અનુમત સુદાં તેજ કોરટના બીજા કોઇ જડજની પાસે મોકલવો, અને તે જડજને યોગ્ય લાગે એવી તપાસણી તથા સુનાવણી કર્યા પછી તેણે પોતાનો મત આપવો અને ફેસલો અથવા હુકમ તે મત પ્રમાણે થવો જોઇએ.

અપીલમાં કરેલા હુકમો આખરેનાસમજવા.

૪૩૦. અપીલ ઉપરથી જે ફેસલા તથા હુકમ અપીલ કોરટ કરે તે ફેસલા તથા હુકમ આખરેના છે એમ સમજવું, પણ ૪૧૭ મી કલમમાં તથા ૩૨ મા બાબમાં જે બાબતો વિશે ઠરાવ્યું છે તે બાબતોમાં તેમ સમજવું નહી.

અપીલો રદ થવા બાબત.

૪૩૧. ૪૧૭મી કલમમુજબ કરેલી દરએક અપીલ, જ્યારે તોહોમતવાળો મરણ પામે ત્યારે બિલકુલ બંધ પડશે, અને આ બાબપ્રમાણે કરેલી બીજી દરેક અપીલ જ્યારે અપેલેન્ટ મરણપામે ત્યારે, બિલકુલ બંધપડશે.

---

## બાબ ૩૨ મો.

### લખી મોકલવાબાબત તથા દુરસ્તીબાબત.

પ્રેસિડેન્સી માજિસ્ત્રેટે હૈકોરટને લખી મોકલવા બાબત.

૪૩૨. કોઈ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને યોગ્ય લાગે તો તે પોતાની આગળ ચાલતા કોઈ પણ મુકદમાની સુનાવણી વખતે કાયદાની જે તકરાર નિકળે તે તકરાર હૈ કોરટના અભિપ્રાયમાટે લખી મોકલવાને મુખ્તિયાર

છે, અથવા એપ્રમાણે લખી મોકલ્યા ઉપરથી હૈ કોરટ જે ઠરાવ કરે તે ઠરાવને પાત્ર રહે એવા સદરહુ પ્રકારના કોઈ પણ મુકદ્દમામાં ફેસલો આપવાનો મુખત્યાર છે; અને, સદરહુ ઠરાવ થતાંસુધી, તોહોમતવાળાને તુરંગમાં પુરવાને અથવા જ્યારે તેને ફરમાવવામાં આવે ત્યારે ફેસલામાટે હાજર થવાને તેના જામીન લઈને તેને છોડવાને મુખતિયાર છે.

૪૩૩. જ્યારે એપ્રમાણે કાંઈ તકરાર લખી મોકલી હોય, ત્યારે તે ઉપરથી હૈ કોરટે પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો, અને જે માજીસ્ત્રેટે તે તકરાર લખી મોકલી હોય તે માજીસ્ત્રેટને સદરહુ હુકમની એક નકલ મોકલાવવી, અને તે માજીસ્ત્રેટે સદરહુ હુકમને અનુસરીને તે મુકદ્દમાનો નિકાલ કરવો.

હૈકોરટના ઠરાવ પ્રમાણે મુકદ્દમાનો નિકાલ કરવા બાબત.

એપ્રમાણે લખી મોકલવાનો ખરચ કોણે આપવો તેબાબત હૈ કોરટ હુકમ કરવાને મુખત્યાર છે.

ખરચબાબત હુકમ.

૪૩૪. એક કર્તાં વધા જડજોવાળી અને અસલ ફોજદારી હકુમત ચલાવનારી કોઈ હૈ કોરટના કોઈ જડજની આગળ કરેલા ઇનસાફમાં કોઈ પણ શખસની ઉપર કાંઈ ગુનહો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય ત્યારે તે શખસનો ઇનસાફ થતી વખતે કાયદાની જે તકરાર નિકળી હોય અને જેના નિકાલની અસર તે ઇનસાફનાં પરિણામ ઉપર થતી હોય તે તકરાર પોતાને યોગ્ય લાગે તો, અનામત રાખીને સદરહુ કોરટના બે અથવા વધારે જડજોવાળી કોઈ કોરટના ઠરાવ માટે લખી મોકલવાને તે જડજ મુખતિયાર છે.

હૈકોરટનીઅસલ હકુમતમાં જેતકરારોનિકળે તે તકરારો અનામત રાખી મુકવાનોઅધિકાર.

જો તે જડજ સદરહુ પ્રકારની કાંઇપણ તકરાર અનામત રાખી મુકે, તો, તે તકરાર બાબત ઠરાવ થતાંસુધી, જે શખસની ઉપર ગુનહો ઠર્યો હોય તે શખસને તુરંગમાં પાછો મોકલવો, અથવા, જો તે જડજને યોગ્ય લાગે તો, તે શખસના જામીન લેવા,

તકરાર અનામત રાખી મુકવામાંઆવેત્યારે કેમ કરવું.

અને મુકદ્દમો અથવા તેનો જેટલો ભાગ જરૂરનો હોય તેટલો ભાગ તપાસવાનો, તથા સદરહુ તકરારનો છેવટ નિકાલ કરવાનો, અને તે ઉપરથી, અસલ હકુમતવાળી કોરટે જે શિક્ષાનો હુકમ કર્યો હોય તે શિક્ષાના હુકમમાં ફેરફાર કરવાનો, અને પોતાને યોગ્ય લાગે એવો ફેસલો અથવા હુકમ કરવાનો અધિકાર તે હૈ કોરટને છે એમ સમજવું.

૪૩૫. હૈ કોરટની અથવા કોઇ પણ સેશન કોરટની અથવા જિલ્હા માજીસ્ત્રેટની અથવા જે પેટા તુકડી માજીસ્ત્રેટને આબાબત સ્થાનિક સરકારે અખત્યાર આપ્યો હોય તેની હકુમતની સ્થાનિક હદમાં આવેલી કોઈ પણ નીચા દરજ્જાની ફોજદારી કોરટે દફતરમાં દાખલ કરેલો કોઈ પણ ઠરાવ, અથવા તેણે કરેલો કોઈપણ શિક્ષાનો હુકમ અથવા (બીજો)

નીચાદરજ્જાનાકોરટોનાં દફતર મંગાવવાનો અધિકાર.

હુકમ ખરો અથવા કાયદેસર અથવા વાસ્તવિક છે કે નહી તેબાબત, અને સદરહુ નીચા દરજ્જાની કોરટમાં ચલાવેલું કાંઈ કામ નિયમસર ચલાવેલું છે કે નહીં તે બાબત, પોતાની ખાત્રી કરવાસારૂ તે હૈ કોરટ અથવા સેશન કોરટ અથવા જિલ્હા માજીસ્ટ્રેટ અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટ સદરહુ નીચા દરજ્જાની કોરટ આગળ ચાલેલાં કોઈપણ કામનું દફતર મગાવીને તપાસી જોવાને મુખત્યાર છે.

આ કલમ મુજબ ચાલનારા કોઇપણ પેટા તુકડી માજીસ્ટ્રેટની નજરમાં એમ આવે કે સદરહુ પ્રકારનો કોઈપણ ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કાયદેસર અથવા વાસ્તવિક નથી, અથવા સદરહુ પ્રકારનું કોઇપણ કામ નિયમસર ચલાવેલું નથી તો તેણે તે દફતર ઉપર જે શેરો પોતાને યોગ્ય લાગે તે શેરો કરીને જિલ્હા માજીસ્ટ્રેટ ઉપર તે દફતર મોકલી દેવું.

૧૪૩મી તથા ૧૪૪મી કલમપ્રમાણે કરેલા હુકમો તથા ૧૭૬મી કલમમુજબ ચલાવેલાં કામ આ કલમના અર્થપ્રમાણે ચલાવેલાં કામ નથી.

કમિટ કરવાનું ફરમાવવાનો અધિકાર.

૪૩૬. જ્યારે ૪૩૫મી કલમપ્રમાણે અથવા બીજી કોઈ રીતે કોઈ પણ મુકદ્દમાનું દફતર તપાસી જોયાઉપરથી સેશન કોરટની અથવા જિલ્હા માજીસ્ટ્રેટની નજરમાં એમ આવે કે ફક્ત સેશન કોરટ ઇનસાફ કરી શકે એવો સદરહુ મુકદ્દમો છે, અને નીચલી કોરટે તોહોમતવાળા શખ્સને ગેરવાજબીરીતે છોડી મુક્યો છે, ત્યારે સેશન કોરટ અથવા જિલ્હા માજીસ્ટ્રેટ તેને પકડવાને અને ત્યાર પછી નવેસરથી ચોકસી કરવાનું ફરમાવવાને બદલે પોતાનાં મતપ્રમાણે જે બાબતમાં તેને ગેરવાજબીરીતે છોડી મુકેલોહોય તે બાબતપર ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનું ફરમાવવાને મુખતિયાર છેઃ

પણ કેવળ લખ્યાપ્રમાણે ઠરાવ્યું છે—

(અ) કે તોહોમતવાળાને શા સારૂ કમિટ નહીં કરવો જોઇએ તેનું કારણ સદરહુ કોરટને અથવા માજીસ્ટ્રેટને બતાવવાની તક તોહોમતવાળાને મળેલી જોઇએઃ

(બ) કે પુરાવો જોતાં તોહોમતવાળાએ બીજો કોઈ ગુનેહો કરેલો છે એમ સદરહુ કોરટ અથવા માજીસ્ત્રેટ ધારે, તો નીચલી કોરટને સદરહુ ગુનહાની ચોકસી કરવાનું ફરમાવવાને સદરહુ કોરટ અથવા માજીસ્ત્રેટ મુખતિયાર છે.

ચોકસી કરવાનુંફરમાવવાનો અધિકાર.

૪૩૭. ૪૩૫ મી કલમપ્રમાણે અથવા બીજી કોઈ રીતે કોઈ પણ દફતર તપાસી જોયા ઉપરથી હૈ કોરટ અથવા સેશન કોરટ ૨૦૩જી કલમપ્રમાણે કાહાડી નાંખેલી કોઈ પણ ફરિયાદબાબત અથવા જે તોહોમતવાળાને છોડી મુકવામાં આવ્યો હોય તે તોહોમતવાળાના મુકદ્દમાબાબત વ-

ધારે ચોકસી જિલ્હા માજીસ્ત્રેટે પોતાની જાતે કરવી અથવા પોતાના તાબામાહિના કોઈ પણ માજીસ્ત્રેટની પાસે કરાવવી એવું ફરમાવવાને મુખત્યાર છે, અને જિલ્હા માજીસ્ત્રેટ જાતે તે ચોકસી કરવાને અથવા કોઈ પણ તાબામાહિના માજીસ્ત્રેટને તેમ કરવાનું ફરમાવવાને મુખતિયાર છે.

હેકોરટને રિપોર્ટ કરવી બાબત.

૪૩૮. સેશન કોરટને અથવા જિલ્હા માજીસ્ત્રેટને યોગ્ય લાગે તો તે કોઈ પણ ચલાવેલાં કામનું દફતર ૪૩૫ મી કલમપ્રમાણે અથવા બીજી કોઈરીતે તપાસી જોઇને તે તપાસનાં પરિણામનો રિપોર્ટ હે કોરટના હુકમમાટે કરવાને મુખતિયાર છે, અને જ્યારે સદરહુ રિપોર્ટમાં કોઈ શિક્ષાનો હુકમ ફેરવવાની ભલામણ કરવામાં આવે ત્યારે સદરહુ શિક્ષાનો હુકમ અમલમાં લાવવાનું મોકુફ રાખવાનો, અને જો તોહોમતવાળો કેદમાં હોય તો તેને જામીન ઉપર અથવા તેનાં પોતાનાં ખત ઉપર છોડવાનો હુકમ કરવાને મુખતિયાર છે.

તપાસ કરવાનો હે કોરટનો અધિકાર.

૪૩૯. જ્યારે કોઈ પણ ચાલેલાં કામનું દફતર હે કોરટે પોતેજ મંગાવ્યું હોય, અથવા હુકમ થવામાટે તે કામનો રિપોર્ટ આવ્યો હોય, અથવા બીજી રીતે તે કામ હે કોરટના જાણવામાં આવે, ત્યારે ૧૯૫ મી, ૪૨૩ મી, ૪૨૬ મી, ૪૨૭ મી, અને ૪૨૮ મી કલમથી અપીલ કોરટને અથવા ૩૩૮ મી કલમથી કોઈ કોરટને આપેલા અધિકારમાંનો કોઈ પણ અધિકાર પોતાની નજરમાં આવે તો, ચલાવવાને અને શિક્ષા વધારવાને, હે કોરટ મુખતિયાર છે, અને જ્યારે તપાસની કોરટના જડજોના બે પક્ષ થઇને બેઉનાં સરખાં મત પડે, ત્યારે ૪૨૯ મી કલમથી ઠરાવેલી રીતે તે કામનો નિકાલ કરવો જોઇયે.

તોહોમતવાળાને પોતાના જવાબમાં જે કહેવું હોય તે જાતે અથવા પ્લીડરની મારફતે કહી સંભળાવવાની તેને તક આપ્યાવગર તેને નુકસાન થાય એવો કાંઈપણ હુકમ આ કલમપ્રમાણે કરવો નહી.

જે શિક્ષાના હુકમની તજવીજ આ કલમપ્રમાણે કરવામાં આવે તે શિક્ષાનો હુકમ ૩૪ મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય બીજી રીતે કામ કરનારા કોઈ માજીસ્ત્રેટે કર્યો હોય, ત્યારે જે ગુનહો તે કોરટના મતપ્રમાણે તોહોમતવાળાએ કર્યો હોય તે ગુન્હાબાબત જેટલી શિક્ષા કોઈ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ કરી શકત તે કરતાં વત્તી શિક્ષા તે ગુન્હાબાબત તે કોરટે કરવી નહી.

આ કલમમાહિનો કોઈપણ મચકુર ૨૭૩ મી કલમપ્રમાણે કરેલી નોંધને લાગુ પડતો નથી, અથવા આ કલમમાહિના કોઈપણ મચકુરથી હે કોરટને ગુનહો નાસાબિત થયાનો ઠરાવ બદલીને ગુનહો સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે એમ સમજવું નહી.

પક્ષકારોનીહકીકત સાંભળવી કે નહિ એ કોરટની મુખત્યારી ઉપર છે.

૪૪૦. જ્યારે કોઈપણ કોરટ તપાસ કરવાનો પોતાનો અધિ ... ચાલતી હોય ત્યારે તેની આગળ જાતે અથવા પ્લીડરની મારફતે હકીકત કહી સંભળાવવાનો હક્ક કોઈપણ પક્ષકારને નથી; પણ ... ળ્યું છે કે સદરહુ અધિકાર ચલાવતી વખતે કોઈપણ પક્ષકાર ... થવા પ્લીડરની મારફતે જે કહે તે સાંભળવાનું કોરટને દુરસ્ત લા... કોરટ સાંભળવાને મુખત્યાર છે, અને આ કલમઉપરથી ૪૩૯મી ... બીજા પારેગ્રાફને બાધ આવે છે એમ સમજવું નહી.

પ્રેસિડેન્સીમાજિસ્ત્રેટ પોતાના ઠરાવનાં કારણોનો મચકુર મોકલે તે હૈકોરટે ધ્યાનમાં લેવો.

૪૪૧. જ્યારે કોઈપણ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે ચલાવેલાં કામનું દફતર ૪૩૫મી કલમપ્રમાણે હૈકોરટે મંગાવ્યું હોય, ત્યારે ... સ્ત્રેટ પોતાના ઠરાવનાં અથવા હુકમના કારણોનો, તથા જે હકી... રારી વાતબાબત પોતાને મુદાની લાગે તે હકીકતનો મચકુર તે ... સાથે મોકલવાને મુખત્યાર છે; અને સદરહુ ઠરાવ અથવા હુકમ... રતાં પેહેલાં અથવા નામંજુર કર્તાં પેહેલાં તેકોરટેસદરહુ મચકુર ધ્યા...

હૈકોરટના હુકમબાબત નીચલી કોરટને અથવા માજિસ્ત્રેટને દાખલો આપવો.

૪૪૨. જ્યારે આ બાબપ્રમાણે હૈકોરટે કોઈ મુકદમો તપ...ય, ત્યારે તપાસેલો ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ ... દફતરમાં દાખલ કર્યો હોય અથવા કર્યો હોય તે કોરટને હૈકોરટે ... ઠરાવ અથવા હુકમ દાખલા સહીત લખી જણાવવો; અને પછી ... ટને અથવા માજીસ્ત્રેટને તે ઠરાવ અથવા હુકમ એપ્રમાણે દા...હીત લખી જણાવ્યો હોય તે કોરટે અથવા માજીસ્ત્રેટે એપ્રમાણે સહીત લખી જણાવેલા ઠરાવને અનુસરતો હુકમ કરવો; અને ... તો તે મુજબ દફતર સુધારવું.

# ભાગ ૮ મો.

## વિશેષકામ ચલાવવાબાબત.

---

# બાબ ૩૩ મો.

### યુરોપિયનો તથા અમેરિકનો ઉપર ફોજદારી કામ ચલાવવા બ...

રાણીસાહેબનીવિલાયતીરૈયત ઉપર મુકેલાં તોહોમત બાબત ચોકશી તથા ઇન્સાફ કરવાનો અધિકાર ક્યા માજિસ્ત્રેટોને છે.

૪૪૩. જે માજીસ્ત્રેટ જસ્ટીસ આફ ધી પીસ ન હોય ... સિડેન્સી માજીસ્ત્રેટની બાબતમાં શિવાય કરીને) પેહેલા વર્ગનો ... તથા રાણીસાહેબની વિલાયતી રૈયત ન હોય તેવા કોઈપણ માજી... ણીસાહેબની કોઈપણ વિલાયતી રૈયતઉપર મુકેલાં કોઇપણ તહોમ...કશી અથવા ઇનસાફ કરવો નહી.

૪૪૪. સેશન કોરટનો જે કોઈ પ્રમુખ જડજ પોતે રાણીસાહેબની વિલાયતી રૈયત ન હોય તેણે રાણીસાહેબની વિલાયતી રૈયતઉપર હકુમત ચલાવવી નહીં, અને જો તે આસિસ્ટન્ટ સેશન જડજ હોય તો તેણે આસિસ્ટન્ટ સેશન જડજના હુદ્દાઉપર ઓછામાં ઓછા ત્રણ વર્ષસુધી રહ્યાવગર અને આ બાબત સ્થાનિક સરકાર તરફથી પોતાને શિષ્ટેકરીને અધિકાર મળ્યાવગર સદરહુ હકુમત ચલાવવી નહી.

સેશન જડજ રાણી સાહેબની વિલાયતી રૈયત હોવી જોઇયે.

આસિસ્ટન્ટ સેશન જડજ પોતાના હુદ્દા ઉપર ત્રણ વરસ સુધી રહેલો હોવો જોઇયે અને તેને વિશેષે કરીને અધીકાર આપવો જોઇયે.

૪૪૫. ૪૪૩મી અથવા ૪૪૪મી કલમમાહેના કોઈપણ મજકુરથી એમ સમજવું નહી કે બીજા કોઈ શખ્સે કાંઈ ગુનહો કર્યો હોત તો જે બાબતમાં તે ગુનહો જે માજીસ્ત્રેટ સાંભળી શકત તે માજીસ્ત્રેટને તેવો ગુનહો રાણીસાહેબની કોઈપણ વિલાયતી રૈયતે કર્યો હોય, તો તે બાબતમાં તે સાંભળવાની મના છે.

રાણી સાહેબની વિલાયતી રૈયતે કરેલો ગુન્હો સાંભળવાબાબત.

પણ એવું ઠરાવ્યું છે કે રાણીસાહેબની જે વિલાયતી રૈયતઉપર કાંઈ ગુનહાનું તોહોમત આવ્યું હોય તે વિલાયતી રૈયતને હાજર થવાની જરૂર પાડવાસારૂ જો તે માજીસ્ત્રેટ કાંઈપણ પ્રોસેસ કાહાડે, તો તે મુકદમાના ચોકસી અથવા ઇનસાફ કરવાની હકુમત જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટના પાસે સદરહુ પ્રોસેસ પાછું મોકલાય એમ કરવું.

૪૪૬. ૩૨મી અથવા ૩૪મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં, પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ સિવાય બીજા કોઈપણ માજીસ્ત્રેટ રાણીસાહેબની વિલાયતી રૈયતઉપર ત્રણ મહિનાસુધીની મુદ્દતની કેદની, અથવા એક હજાર રૂપીઆસુધી દંડની, અથવા એ બન્નેની, શિક્ષાસિવાય બીજી કોઇપણ શિક્ષાનો હુકમ કરવો નહી.

જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર જીલ્હામાં હેના માજીસ્ત્રેટોને છે તે.

૪૪૭. જ્યારે કોઈ માજીસ્ત્રેટની આગળ રાણીસાહેબની વિલાયતી રૈયતઉપર કોઈ ગુનહાનું તોહોમત આવ્યું હોય, અને, સદરહુ માજીસ્ત્રેટના મનપ્રમાણે, તે ગુન્હાબાબત પોતે યોગ્ય શિક્ષા કરી શકતો નહીં હોય, અને તે ગુનહો મોતની અથવા જીવતાંસુધી સમુદ્રપારની શિક્ષાને લાયક ન હોય, ત્યારે, તોહોમતવાળાને કમિટ કરવો જોઇયે એમ પોતે ધારે તો, તે માજીસ્ત્રેટે તેને સેશન કોરટમાં કમિટ કરવો, અથવા, તે પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ હોય તો, હૈ કોરટમાં કમિટ કરવો જોઇયે.

(તોહોમતવાળાને) સેશન કોરટમાં ક્યારે અને હૈ કોરટમાં ક્યારે કમિટ કરવો.

જે ગુનહો કરેલો જણાતો હોય તે ગુનહો મોતની અથવા જીવતાંસુ-

ધી સમુદ્રપારની શિક્ષાને લાયક હોય, ત્યારે તોહોમતવાળાને હૈ કોરટમાં ક્મિટ કરવો જોઇયે.

જે ગુન્હાઓમાંનો એક ગુન્હો મોતની અથવા સમુદ્રપારની શિક્ષાને લાયક હોય અને બીજા તેવી શિક્ષાને લાયક ન હોય તેવા ગુન્હાઓનો ઇન્સાફ.

૪૪૮. જ્યારે ૪૪૭મી કલમપ્રમાણે હૈ કોરટમાં કમિટ કરેલા કોઈપણ શખ્સઉપર કેટલાએક ગુનહાનાં તોહોમત મુક્યાં હોય તેમાંનો એક ગુનહો મોતની અથવા જીવતાંસુધી સમુદ્રપારની શિક્ષાને લાયક હોય, અને બીજા ગુનહા ઓછી શિક્ષાને લાયક હોય, અને જે ગુનહો મોતની અથવા સમુદ્રપારની શિક્ષાને લાયક હોય તે ગુનહાબાબત તે શખ્સનો ઇનસાફ કરવો નહી જોઇયે એમ હૈ કોરટની નજરમાં આવે, ત્યારે તેમ હોય તોપણ બીજા ગુનહાઓબાબત તેશખ્સનો ઇનસાફ કરવાને હૈકોર્ટ મુખ્ત્યારછે.

જે શિક્ષાનાહુકમ કરવાનો અધિકાર સેશન કોરટને છે તે.

૪૪૯. ૩૩મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં કોઇપણ સેશન કોરટે રાણીસાહેબની કોઈપણ વિલાયતી રૈયતઉપર એક વર્ષસુધીની મુદતના કેદની, અથવા દંડની, અથવા એ બન્નેના, શિક્ષા સિવાય બીજી કોઈપણ શિક્ષાનો હુકમ કરવો નહી.

સેશન જડજને પોતાનો અધિકાર અયોગ્ય જણાય ત્યારે કેમ કરવું.

જો કમિટ થયાપછી અને ફેસલાઉપર સહી કરતાં પેહેલાં કોઇપણ વખતે પ્રમુખ જડજને એમ લાગે કે જે ગુનહો સાબિત થયલો જણાય છે તે ગુનહાબાબત સદરહુ પ્રકારની શિક્ષાના હુકમથી પુરતી શિક્ષા થઈ શકે એમ નથી, તો તેણે તેવી મતલબનો પોતાનો મત દફતરમાં દાખલ કરવો અને તે મુકદમો હૈ કોરટની પાસે મોકલી દેવો. સદરહુ જડજે ફરિયાદીને તથા શાહેદોને હૈ કોરટની આગળ હાજર થવામાટે પોતાની જાતે બાંધી લેવા, અથવા બાંધી લેવાનું કમિટ કરનારા માજીસ્ત્રેટને ફરમાવવું.

સેશન જડજ રાણી સાહેબની વિલાયતી રૈયત નહીં હોય ત્યારે કેમ કરવું.

૪૫૦. જે સેશન તુકડીમાં તે ગુનહાનો ઇનસાફ સામાન્યતઃ થઈ શકે તે સેશન તુકડીનો જડજ રાણીસાહેબની વિલાયતી રૈયત ન હોય, તો કમિટ કરનારા માજીસ્ત્રેટે જે પ્રાંતમાંહે સદરહુ તુકડી આવેલી હોય તે પ્રાંતની ઉંચામાં ઉંચી ફોજદારી અપીલની કોરટના હુકમમાટે તે મુકદમાનો રિપોરટ કરવો.

બ્રિટિશ બર્મામાં રંગુનના રિકાર્ડરની કોરટ આ કલમનાં કારણોસાર ઉંચામાં ઉંચી ફોજદારી અપીલની કોરટ છે એમ સમજવું.

રાણી સાહેબની વિલાયતી રૈતનો ઇનસાફ કરવા માટે મિશ્ર જ્યુરી.

૪૫૧. હૈ કોરટની અથવા સેશન કોરટની આગળ રાણીસાહેબની વિલાયતી રૈયતનો ઇનસાફ કરવામાં આવે ત્યારે, પેહેલાં જુરરને બોલાવવામાં આવે અને કબુલ રાખવામાં આવે તે પેહેલાં, અથવા પેહેલા આસેસરને નિમવામાં આવે તે પેહેલાં, જેમ હોય તેમ, સદરહુ પ્રકારની કોઈ પણ રૈયત મિશ્ર જુરીથી અથવા મિશ્ર આસેસરોથી પોતાનો ઇનસાફ કરવાનું માગે તો ઓછામાં ઓછા અડધા જુરરો અથવા આસેસરો યુરો-

પિયન અથવા અમેરિકન જોઇયે, અથવા યુરોપિયન તથા અમેરિકન એ બન્ને જોઇયે.

૪૫૨. રાણીસાહેબની કોઈ વિલાયતી રૈયત ઉપર, રાણીસાહેબની વિલાયતી રૈયત ન હોય તેવા શખ્સની સાથે એકઠું તોહોમત આવે, અને રાણીસાહેબની સદરહુ વિલાયતી રઇયતને હે કોરટની અથવા સેશન કોરટની આગળ ઇનસાફ થવા સારૂ કમિટ કરવામાં આવે, ત્યારે સદરહુ રૈયતનો તથા શખ્સનો ઇનસાફ એકઠો કરવાનો અધિકાર છે, અને રાણીસાહેબની સદરહુ વિલાયતી રઇયતનો જુદો ઇનસાફ કરયો હોત તો જે રીતપ્રમાણે કામ ચલાવવામાં આવત તેજ રીતે સદરહુ ઇનસાફની વખતે કામ ચલાવવું.

રાણી સાહેબની વિલાયતી રૈયત ઉપર તથા દેશી ઉપર એકઠું તોહોમત આવે ત્યારે તેઓનો ઇનસાફ કરવા બાબત.

પણ એવું ઠરાવ્યું છે કે જો રાણીસાહેબની સદરહુ વિલાયતી રૈયત ૪૫૧મી કલમ પ્રમાણે મિશ્ર જ્યુરીથી અથવા મિશ્ર આસેસરોથી પોતાનો ઇનસાફ કરવાનું માગે, અને જે શખ્સ રાણીસાહેબની વિલાયતી રઇયત ન હોય તે શખ્સ પોતાનો ઇનસાફ જુદો કરવાનું માગે, તો આ છેલ્લા શખ્સનો ઇનસાફ ર૩મા બાબના ઠરાવો મુજબ જુદો કરવો.

દેશી જુદો ઇનસાફ થવાનો દાવો કરવાને ક્યારે મુખત્યાર છે.

૪૫૩. જ્યારે કોઇપણ શખ્સ રાણીસાહેબની વિલાયતી રઇયત પ્રમાણે પોતાની તજવીજ થવી જોઇએ એવો દાવો કરે, ત્યારે જે માજીસ્ત્રેટની આગળ ચોકસી અથવા ઇનસાફનાં કારણસારૂ તેને આણવામાં આવે તે માજીસ્ત્રેટને તે શખ્સે સદરહુ દાવાના સબબો જાહેર કરવા: અને તે માજીસ્ત્રેટ સદરહુ મચકુરનાં ખરાપણા બાબત ચોકસી કરવી, અને તે મચકુર ખરો છે એવું સાબિત કરવા માટે તે મચકુર કહેનારા શખ્સને યોગ્ય વખત આપવો, અને પછી તે રાણીસાહેબની વિલાયતી રઇયત છે કે નહી તે બાબત નિશ્ચય કરવો અને તે પ્રમાણે તે શખ્સની તજવીજ કરવી. જો સદરહુ પ્રકારના કોઇપણ શખ્સનીઉપર ગુનહો સાબિત થવાનો ઠરાવ સદરહુ માજીસ્ત્રેટ કરે અને તે ઠરાવ ઉપર તે શખ્સ અપીલ કરે, તો તે માજીસ્ત્રેટનો સદરહુ નિશ્ચય ખોટો છે એવું સાબિત કરવાનો બોજો તે સખ્સને માથે છે.

હું રાણીસાહેબ નીવિલાયતીરૈયત છું માટે મારી તે પ્રમાણે તજવીજ થવી જોઇએ એવો કોઇ શખ્સ દાવો કરે ત્યારે કેમ કરવું.

જ્યારે સદરહુ પ્રકારના કોઈપણ શખ્સને તે માજીસ્ત્રેટ સેશન કોરટની આગળ ઇનસાફ થવાસારૂ કમિટ કરે, અને તે શખ્સ રાણીસાહેબની વિલાયતી રઇયત પ્રમાણે પોતાની તજવીજ થવી જોઇએ એવો દાવો સદરહુ કોરટના આગળ કરે, ત્યારે કાંઈ પણ જાસ્તી ચોકસી કરવાનું સદરહુ કોરટને યોગ્ય લાગે તો તે કરયાપછી, તે શખ્સ રાણીસાહેબની વિલાયતી રઇયત છે કે નહી તે બાબત નિશ્ચય કરવો, અને તે મુજબ તે શખ્સની તજવીજ કરવી. જો સદરહુ કોરટ તે શખ્સની ઉપર ગુનહો સાબિત થયાનો

ઠરાવ કરે અને તે ઠરાવ ઉપર તે શખ્સ અપીલ કરે, તો તે કોરટનો સદરહુ નિશ્ચય ખોટો છે એવું સાબિત કરવાનો બોજો તેને માથે છે.

જે કોરટની આગળ કોઈપણ શખ્સનો ઇનસાફ કરવામાં આવે તે કોરટ એવો નિશ્ચય કરે કે તે શખ્સ રાણીસાહેબની વિલાયતી રઇયત નથી, ત્યારે સદરહુ ઇનસાફમાં જે શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કરવામાં આવે તે ઉપર અપીલ કરવાને સદરહુ નિશ્ચય એક સબબ થશે.

પોતાની સ્થિતિ વિષે તકરાર ન કરવી એ, હક છોડીદેવા બરાબર છે.

૪૫૪. જો જે માજીસ્ત્રેટની આગળ રાણીસાહેબની વિલાયતી રૈયતનો ઇનસાફ કરવામાં આવે, અથવા જે માજીસ્ત્રેટ તે રઇયતને કમિટ કરે તે માજીસ્ત્રેટે તેની તજવીજ રાણીસાહેબના વિલાયતી રઇયત પ્રમાણે કરવી જોઇએ એવો દાવો તે ન કરે, અથવા જો સદરહુ દાવો કમિટ કરનારા માજીસ્ત્રેટના આગળ કર્યા છતાં તે માજીસ્ત્રેટે નામંજુર કરેચા પછી જે કોરટમાં તેને કમિટ કરવામાં આવે તે કોરટના આગળ તે દાવો જો ફરીથી કરવામાં ન આવે, તો તેણે રાણીસાહેબના વિલાયતી રઇયત પ્રમાણે પોતાની તજવીજ થવાનો પોતાનો હક છોડી દીધો છે એમ ગણવું. અને તેજ મુકદમો ચાલે તેમાં પછી કોઈપણ વખતે તે હક તેણે જાહેર કરવો નહીં.

માજીસ્ત્રેટની આગળ જે શખ્સને આણ્યો હોય તે શખ્સ રાણીસાહેબની વિલાયતી રઇયત નથી એવું માનવાનું કારણ તે માજીસ્ત્રેટને ન હોય તો તે શખ્સ સદરહુ રઇયત છે કે નહીં તે બાબત તેને તે માજીસ્ત્રેટે પુછવું

જે શખ્શ રાણીસાહેબની વિલાયતી રૈયત નહોય તે શખ્સનો આ બાબ પ્રમાણે ઇનસાફ કરવામાં આવે તે બાબત.

૪૫૫. જે શખ્સ રાણીસાહેબના વિલાયતી રઇયત ન હોય તે શખ્સની તજવીજ આ બાબમુજબ રાણીસાહેબની વિલાયતી રઇયત પ્રમાણે કરવામાં આવે, અને તે બાબત તે શખ્સ હરકત ન લે તો, તેની એપ્રમાણે તજવીજ કરેચાના સબબથી તેના ચોકસી અથવા તેને કમિટ કરવાનો હુકમ અથવા ઇનસાફ અથવા શિક્ષાનો હુકમ, જેમ હોય તેમ, ગેરવાજબી થશે નહીં.

રાણીસાહેબની વિલાયતી રૈયતને અટકાવીરાખી હોય ત્યારે પોતાને હૈ કોરટની આગળ આણવાનો હુકમ થવા સારૂ અરજી કરવાનો હક.

૪૫૬. જ્યારે રાણીસાહેબની કોઈ વિલાયતી રઇયતને કોઈપણ શખ્સે કાયદાવિરૂદ્ધ પેહેરામાં અટકાવી રાખી હોય, ત્યારે જે જગાએ તે રૈયતને અટકાવી રાખી હોય તે જગાએ, રાણીસાહેબની સદરહુ વિલાયતી રૈયતે કરેલા કોઇપણ ગુન્હાબાબત તેની ઉપર જે હૈ કોરટને, હકુમત હોય તે હૈ કોરટને, અથવા સદરહુ પ્રકારનો કોઇપણ ગુન્હો તેની ઉપર સાબિત થયાના ઠરાવ ઉપરથી જે હૈ કોરટમાં અપીલ કરવાનો તે રૈયતને હક હોય તે હૈ કોરટને સદરહુ રૈયત અથવા તેની તરફથી કોઇપણ શખ્સ એવી અરજી કરવાને મુખ્તાર છે કે તે રૈયતને અટકાવી રાખનાર માણસ, તેને તે હૈ કોરટની આગળ હાજર કરે અને તે કોરટ બીજો જે હુકમ કરે તે પ્રમાણે તે માણસ ચાલે એવો હુકમ કરો.

૪૫૭. સદરહુ હુકમ કરતાં પેહેલાં જો તે હૈ કોરટને યોગ્ય લાગે તો જે સખ્સોપરથી તે હુકમ થવા બાબત અરજી કરી હોય તે સંબંધવિશે, સોગનનામું લઇને અથવા બીજી રીતે ચોકસી કરીને પછી સદરહુ અરજી કબુલ કરવાને અથવા નાકબુલ કરવાને તે હૈ કોરટ મુખ્ત્યાર છે; અથવા તે હુકમ પ્રથમ કરીને પછી જ્યારે તે હુકમ થવા બાબત અરજી કરનારા શખ્સને તેના આગળ આણવામાં આવે ત્યારે તેને કાંઇપણ ચોકસી કરવાની જરૂર લાગે તો તે કર્યા પછી તેને યોગ્ય લાગે એવો બીજો હુકમ તે કામમાં કરવાને તે હૈ કોરટ મુખ્ત્યાર છે.

સદરહુ અરજી કરવામાં આવેં ત્યારેકેમકરવું.

૪૫૮. હૈ કોરટને પોતાની અપેલેટ ફોજદારી હકુમતની સ્થાનિક હદમાહેના મુલકોમાં, અને ગવર્નર જનરલ ઇનકૌન્સિલ વખતે વખતે ફરમાવે તેવા બીજા મુલકોમાં, સઘળે ઠેકાણે સદરહુ પ્રકારના હુકમ કરવાનો અખ્ત્યાર છે.

કયા મુલકોમાં હૈકોરટ સદરહુ પ્રકારના હુકમ કરવાને મુખ્ત્યાર છે.

૪૫૯. આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો ન હોયતો, ગવર્નર જનરલ ઇનકૌન્સિલે અત્યાર સુધીમાં જે જે આકટો તથા કાયદાઓ કરેલા હોય અથવા હવે પછી તે કરે કે જેમાં ગુનાઓસંબંધી હકુમત માજીસ્ત્રેટોને અથવા સેશન કોરટને આપી હોય તે સઘળા આકટો તથા કાયદાઓ રાણી સાહેબના વીલાયતી રઇયતને લાગુ છે એમ સમજવું, પછી તે રઇયત વિશે તે આકટોમાં સ્પષ્ટ રીતે જણાવ્યું ન હોયતોપણ

માજીસ્ત્રેટોને અથવા સેશન કોરટને હકુમત આપનારા આકટો લાગુ પાડવા બાબત.

આ કલમ માહેના કોઈ પણ મજકુરથી, રાણી સાહેબની વીલાયતી રઇયતને જેટલી શીક્ષા કોઇ પણ કરી શકે તે બાબત આ બાબથી ઠરાવેલી હદ ઉપરાંત જવાનો તે કોરટને અધિકાર છે એમ સમજવું નહી, અને જે માજીસ્ત્રેટ જસ્ટીસ આફ ધી પીસ ન હોય તે માજીસ્ત્રેટને અથવા ઇલાકાના મુખ્ય શેહેરોની બાહારે જે કોઈ માજીસ્ત્રેટ અથવા સેશન જડજ રાણી સાહેબની વિલાયતી રઇયત ન હોય તે માજીસ્ત્રેટને અથવા સેશન જડજને હકુમત મળશે એમ સમજવું નહીં.

૪૬૦. જે મુકદમાનો ઇનસાફ જ્યુરીથી અથવા આસેસરોની મદદથી થઇ શકે તેવા દર એક મુકદમામાં તોહમતવાળો સખ્સ અથવા તોહમતવાળાઓમાંનો એક સખ્સ યુરોપીયન (રાણી સાહેબના વિલાયતી રઇયત ન હોય એવો ) અથવા અમેરીકન હોય, ત્યારે બની શકે તો અને સદરહુ યુરોપીયન અથવા અમેરીકન દાવો કરે તો, ઓછામાં ઓછા અડધા જ્યુરરો અથવા આસેસરો યુરોપીયન અથવા અમેરીકન હોવા જોઇએ.

યુરોપિયનો અથવા અમેરિકનોનો ઇનસાફ કરવા માટે જ્યુરી.

૪૬૧. જ્યારે જ્યારે સેશન કોરટની આગળ કોઈ યુરોપિયન અથવા અમેરિકન ઉપર, યુરોપિયન અથવા અમેરીકન ન હોય એવા સખ્સ

યુરોપિયનઅથવા અમેરિકન ઉપર

અને બીજી કોઈ જાતના શખ્સ ઉપર એકઠું તોહોમત મુકવામાં આવે ત્યારે જ્યુરી બાબત.

સાથે એકઠું તોહમત મુકવામાં આવે, અને ૪૬૦ મી કલમ મુજબ કરેલો દાવો મંજુર કરીને જેમાં ઓછામાં ઓછી અડધી સંખ્યા યુરોપિયનોની તથા અમેરીકનોની હોય એવી જ્યુરીથી અથવા એવા વર્ગના આસેસરોની મદદથી સદરહુ યુરોપિયનનો અથવા અમેરિકનનો ઇનસાફ કરવામાં આવે ત્યારે ત્યારે, જો સદરહુ પાછળ કહેલો સખ્સ દાવો કરે તો, તેનો ઇનસાફ જુદો કરવો.

૪૫૧મી અથવા ૪૬૦મી કલમ પ્રમાણે જ્યુરરોને સમન કરીને તેઓની યાદી કરવાબાબત.

૪૬૨. જ્યારે સેશન કોરટની આગળ કોઈ મુકદમાનો ઇનસાફ થવાનો હોય અને તેમાં તોહોમતવાળા શખ્સને અથવા તોહોમતવાળાઓમાંના એક શખ્સને પોતાનો ઇનસાફ ૪૫૧મી અથવા ૪૬૦મી કલમના ઠરાવો પ્રમાણે રચેલી જ્યુરીથી થવાનો હક હોય, ત્યારે સદરહુ ઇનસાફ કરવામાટે મુકરરર કરેલા દિવસથી ઓછામાં ઓછા ત્રણ દિવસ પેહેલાં તે કોરટે સદરહુ ઇનસાફ સારૂ જેટલા જોઇએ તેટલા યુરોપિયન તથા અમેરિકન જ્યુરરોને, આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે, સમન કરાવવા.

અને વળી તપાસેલી ટીપમાં બીજા જે શખ્સોનાં નાંમ લખ્યાં હોય તે શખ્સોમાંની તેટલીજ સંખ્યા તે કોરટે તેજ વખતે અને તેવીજ રીતે સમન કરાવવી, પણ જો તે સેશનમાં જ્યુરીએ કરવાના ઇનસાફ સારૂ સદરહુ પ્રકારના બીજા શખ્સોની સદરહુ સંખ્યા સમન થઈ ચુકી હોય તો તેમ કરવાની જરૂર નથી.

સમન પોહોચાડીને જેઓનાં નામ રિટર્ન કર્યાં હોય તે સઘળાં શખ્સોમાંથી જ્યુરી રચવામાટે ૨૭૬મી કલમમાં ઠરાવેલી રીતે ચિઠ્ઠી કરીને જ્યુરરો પસંદ કરવા, અને જ્યુરી માટે યુરોપિયનોની અથવા અમેરિકનોની યોગ્ય સંખ્યા, અથવા બની શકે તેટલેસુધી તે સંખ્યાની લગભગ હોય એવી સંખ્યા, પૂરી થઈ રેહે ત્યાંસુધી તેમ કરવું.

પણ એવું ઠરાવ્યું છે કે જે મુકદમામાં યુરોપિયનોની અથવા અમેરિકનોની યોગ્ય સંખ્યા બીજી કોઈરીતે પૂરી ન થઈ શકે તો કોરટની ધ્યાનમાં આવે તો જ્યુરી રચવામાટે જે શખ્સને ૩૨૦મી કલમ મુજબ માફ કર્યાના સબબથી ટીપમાંથી બાતલ કર્યો હશે તેવા કોઈપણ શખ્સને સમન કરવાને તે કોરટ મુખત્યાર છે.

રાણી સાહેબની વિલાયતી રૈયત વિગેરે ઉપર ફોજદારી કામ ચલાવવા બાબત.

૪૬૩. બીજીરીતનો સ્પષ્ટ ઠરાવ કર્યો હોય તે સિવાય, સેશન કોરટની તથા હૈ કોરટની આગળ રાણીસાહેબની વિલાયતી રૈયત ઉપર, તથા રાણીસાહેબની વિલાયતી રૈયત ન હોય એવા યુરોપિયનો ઉપર તથા અમેરિકનો ઉપર ફોજદારી કામ આ કાયદાના ઠરાવો પ્રમાણે ચલાવવું.

# બાબ ૩૪ મો.

## ગાંડા માણસો બાબત.

૪૬૪. કોઇ મુકદમાની ચોકસી અથવા ઇનસાફ કરનારા માજીસ્ત્રેટને એમ માનવાનું કારણ હોય કે તોહોમતવાળો ગાંડો અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશકત છે, ત્યારે તે ગાંડપણની વાત બાબત તે માજીસ્ત્રેટે ચોકસી કરવી, અને તે જીલ્હાના સિવિલ સર્જન પાસે અથવા સ્થાનિક સરકાર ફરમાવે એવા બીજા વૈદક અમલદાર પાસે તે શખસની પરિક્ષા કરાવવી, અને તે ઉપરથી સદરહુ સર્જન અથવા બીજા અમલદારની શાહેદ દાખલ જબાની લેવી, અને તે જબાની લખી લેવી.

તોહોમતવાળો ગાંડો છે અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશકત છે એવો સદરહુ માજીસ્ત્રેટનો મત થાય તો તેણે તે મુકદમામાં આગળ કામ ચલાવવાનું મુલતવી રાખવું.

તોહોમતવાળો ગાંડો હોય તો કેમ કરવું.

૪૬૫. સેશન કોરટમાં અથવા હૈકોરટમાં ઇનસાફ થવાસારુ કમિટ કરેલો શખસ પોતાના ઇનસાફની વખતે તે કોરટને ગાંડો અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશકત જણાય તો તે શખસ એ પ્રમાણે ગાંડો તથા અશકત છે કે કેમ તે વાતનો જુરીએ અથવા આસેસરની મદદથી તે કોર્ટે પ્રથમ ઇનસાફ કરવો, અને તે શખસ એ પ્રમાણે ગાંડો તથા અશકત છે એવી તે કોરટની ખાત્રી થાય તો તેણે તે મુજબ ફેસલો કરવો, અને તે ઉપરથી તે ઇનસાફ મૂલતવી રાખવો

સેશન કોરટમાં અથવા હૈ કોરટમાં કમિટ કરેલો શખસ ગાંડો હોય તો કેમ કરવું.

તોહોમતવાળો ગાંડો તથા અશકત છે કે નહી તે વાતનો જે ઇનસાફ કરવામાં આવે તે સદરહુ કોરટની આગળ તોહોમતવાળાના ઇનસાફનો ભાગ છે એમ સમજવું.

૪૬૬. જ્યારે કોઈ તોહોમતવાળો શખસ ગાંડો તથા પોતાનો જવાબ કરવાને અશકત છે એવું ઠરે, ત્યારે, જો તે મુકદમો એવો હોય કે તેમાં જામીન લેવાનો અધિકાર છે તો તે શખસની બરાબર સંભાળ લેવાબાબત તથા તેની જાતને અથવા બીજા કોઈપણ શખસને નુકસાન નહી કરવાદેવા બાબત, અને, તે માજીસ્ત્રેટની આગળ અથવા કોરટની આગળ અથવા આ બાબત જે અમલદારને તે માજીસ્ત્રેટ અથવા કોરટ નીમે તેની આગળ, હાજર થવાનું ફરમાવવામાં આવે ત્યારે હાજર થવાબાબત પુરતું તારણ આપેથી તે શખસને છુટો કરવાને તે માજીસ્ત્રેટ અથવા કોરટ, જેમ હોય તેમ, મુખત્યાર છે.

તપાસ અથવા ઇનસાફ થતા સુધી ગાંડા શખસને છુટો કરવા બાબત.

ગાંડાને સંભાળીને રાખવાબાબત.

જો તે મુકદ્દમો એવો હોય કે તેમાં જામીન લેવાનો અધિકાર નથી, અથવા પુરતુ તારણ આપવામાં નહી આવે, તો તે માજીસ્ટ્રેટે અથવા કોરટે તે કામનો રિપોર્ટ સ્થાનિક સરકારને કરવો, અને સ્થાનિક, સરકાર તોહોમતવાળાને ગાંડા માણસનાં કોઈ આશ્રયસ્થાનમાં અથવા સારા જાપતાવાળી બીજી યોગ્ય જગામાં પૂરી રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે, અને તે માજીસ્ટ્રેટ અથવા કોર્ટ સદરહુ હુકમ અમલમાં લાવવો.

ચોકસી અથવા ઇનસાફ પાછો જારી કરવા બાબત.

૪૬૭. ૪૬૪મી અથવા ૪૬૫મી કલમ પ્રમાણે કાંઈ ચોકસી અથવા ઇનસાફનું કામ મુલતવી રાખવામાં આવે, ત્યારે તે માજીસ્ટ્રેટ અથવા કોર્ટ જેમ હોય તેમ, કોઈપણ વખતે તે ચોકસી અથવા ઇનિસાફ પાછો જારી કરવાને તથા તોહોમતવાળાને પોતાની આગળ હાજર થવાનું અથવા આણવાનું ફરમાવવાને મુખત્યાર છે.

જ્યારે તોહોમતવાળાને ૪૬૬મી કલમ પ્રમાણે છુટો કર્યો હોય, અને તેના હાજર થવા બાબત જેઓ તેના જામીન થયા હોય તેઓ, જે અમલદારને તે માજીસ્ટ્રેટ અથવા કોરટ આ બાબત નિમે તે અમલદારના આગળ તોહોમતવાળાને રજુ કરે, ત્યારે તે હોમતવાળો પોતાનો જવાબ કરવાને શકિતવાન છે એવું સદરહુ અમલદારનું સર્ટિફિકેટ પુરાવામાં લઈ શકાશે.

માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ તોહોમતવાળો હાજર થાય ત્યારે કેમ કરવું.

૪૬૮. જ્યારે, તે માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ, જેમ હોય તેમ, તહોમતવાળો હાજર થાય અથવા તેને ફરીથી આણવામાં આવે, ત્યારે તે પોતાનો જવાબ કરવાને શકિતમાન છે એવું જો તે માજીસ્ત્રેટના અથવા કોરટના નજરમાં આવે તો તે ચોકસી અથવા ઇનિસાફ આગળ ચલાવવો.

જો તોહોમતવાળો પોતાનો જવાબ કરવાને હજુ અશકત છે એવું તે માજીસ્ત્રેટની અથવા કોરટની નજરમાં આવે, તો તે માજીસ્ત્રેટે અથવા કોર્ટે, જેમ હોય તેમ, ૪૬૪મી અથવા ૪૬૫ મી કલમના ઠરાવો પ્રમાણે પાછું કામ ચલાવવું.

જ્યારે તોહોમતવાળો દિવાનો જણાય ત્યારે કેમ કરવું.

૪૬૯. જ્યારે ચોકસી અથવા ઇનસાફની વખતે તોહોમતવાળો ગાંડો નથી એમ જણાય, અને તે માજીસ્ત્રેટની આગળ આપેલા પુરાવા ઉપરથી તેના એવી ખાત્રી થાય કે જે કૃત્ય તોહોમતવાળાએ કરેલું છે તે કૃત્ય, જો તે ગાંડો ન હોત તો, ગુનહો થાત, અને જ્યારે તે કૃત્ય કરેલું તે વખતે, ગાંડો હોવાને લીધે, તોહોમતવાળો તે કૃત્યનો પ્રકાર, અથવા તે ખોટું અથવા કાયદા વિરુદ્ધ છે એવું જાણવાને અશકત હતો એમ માનવાનું કારણ છે, ત્યારે તે માજીસ્ત્રેટે તે મુકદ્દમો આગળ ચલાવવો, અને, જો તોહોમતવાળાને સેશન કોરટમાં અથવા હૈ કોરટમાં કમિટ કર-

વો જોઈએ એમ હોય તો તેને, સેશન કોરટની અથવા હૈ કોરટની આગળ, જેમ હોય તેમ, ઇનસાફ સારૂ મોકલવો.

ગાંડાપણાના સબબપરથી તોહોમતવાળાનેબિન તકસીરવાર ઠરાવવાનો ફેસલો.

૪૭૦. જ્યારે જ્યારે કોઈ માણસને એવાં કારણ ઉપરથી બિનતકસીરવાર ઠરાવવામાં આવે કે તેણે જે વખતે કાંઈ ગુનહો કર્યાનું કેહેવામાં આવ્યું હોય તે વખતે તે ગાંડો હોવાને લીધે, તેનું જે કૃત્ય ગુનહો થાય છે એવું કેહેવામાં આવ્યું હોય તે કૃત્યનો પ્રકાર જાણવાને, અથવા તે ખોટું અથવા કાયદા વિરૂદ્ધ છે એવું જાણવાને તે શખ્સ અશક્ત હતો ત્યારે ત્યારે ઠરાવમાં તે શખ્સે તે કૃત્ય કરેલું કે નહી તે વિશેષે કરીને જણાવવું.

સદરહુ સબબ પરથી બિન તકસીરવાર ઠરાવેલા શખ્સને સારા જાપતામાં રાખવા બાબત.

૪૭૧. જ્યારે જ્યારે તે ફેસલામાં એમ જણાવવામાં આવે કે, જે કૃત્ય કર્યાનું કેહેવામાં આવ્યુ હોય તે કૃત્ય તોહોમતવાળા શખ્સે કરેલું છે, ત્યારે ત્યારે જે મનની અશક્તિ ઠરાવવામાં આવી તે અશક્તિ ન હોત તો સદરહુ કૃત્ય ગુનહો થાત એમ હોય તો, જે માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ તે શખ્સનો ઇનસાફ થયો હોય તે માજીસ્ત્રેટને અથવા કોરટને યોગ્ય લાગે એવી જગાએ તથા રીતે સદરહુ શખ્સને સારા જાપતામાં રાખવાનો હુકમ તે માજીસ્ત્રેટે અથવા કોરટે કરવો, અને સ્થાનિક સરકારના હુકમ માટે તે મુકદ્દમાનો રિપોર્ટ કરવો.

સ્થાનિક સરકાર સદરહુ શખ્સને ગાંડા માણસનાં કોઈ આશ્રયસ્થાનમાં, અથવા તુરંગમાં અથવા સારા જાપતાવાળી બીજી યોગ્ય જગામાં પૂરી રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

ઇન્સ્પેકટરજનરલે ગાંડા કેદીઓને જોવાજવું.

૪૭૨. જ્યારે કોઇ સખ્સને ૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમના ઠરાવો મુજબ કેદ રાખ્યો હોય, ત્યારે જો તે સખ્સને કોઇ તુરંગમાં કેદ રાખ્યો હોય તો તુરંગનો ઇન્સ્પેકટર જનરલ, અથવા, જો ગાંડા માણસોના આશ્રયસ્થાનમાં કેદ રાખ્યો હોય તો, ગાંડા માણસોના આશ્રયસ્થાનના વિજીટરો, અથવા તેઓમાંના કોઈ બે, તે સખ્સના મનની સ્થીતી કેવી છે એ નક્કી કરવાસારૂ તે શખ્સને જોવા જવાને મુખત્યાર છે; અને દર છ મહિનામાં ઓછામાં ઓછી એકવાર સદરહુ ઇન્સ્પેકટર જનરલે અથવા ઉપર લખેલા વિજીટરોમાંના બે વિજીટરોએ જઇને તે શખ્સને જોવો; અને સદરહુ ઇન્સ્પેકટર જનરલે અથવા વિજીટરોએ તે શખ્સના મનની સ્થિતિસંબંધી એક વિશેષ રિપોર્ટ સ્થાનિક સરકારને કરી મોકલવો.

ગાંડો કેદી પોતાનો જવાબ કરવાને શકિતમાન છે એવો રીપોર્ટ

૪૭૩. જો તે શખ્સને ૪૬૬મી કલમના ઠરાવોપ્રમાણે કેદ રાખ્યો હોય અને સદરહુ ઇન્સ્પેકટર જનરલ અથવા વિજીટરો તે શખ્સ પોતાનો જવાબ કરવાને શકિતમાન છે એવા પોતાના અભિપ્રાયનો દાખલો આપે, ત્યારે, તે માજીસ્ત્રેટ અથવા કોરટ, જેમ હોય તેમ, મુકરર કરે તે

કરવામાં આવે ત્યારે કેમ કરવું.

વખતે માજીસ્ટ્રેટની અથવા કોરટની પાસે તે શખ્સને લઈ જવો, અને તે માજીસ્ટ્રેટે અથવા કોરટે તે શખ્સની તજવીજ ૪૬૮મી કલમના ઠરાવો મુજબ કરવી, અને સદરહુ ઇન્સ્પેકટર જનરલનું અથવા વિજીટરોનું સર્ટિફિકેટ પુરાવામાં લઈ શકાશે.

૪૬૯ મી અથવા, ૪૭૧ મી કલમ પ્રમાણે કેદ રાખેલો ગાંડો શખ્સ છોડી મુકવા લાયક છે એમ જાહેર કરવામાં આવે ત્યારે કેમ કરવું.

૪૭૪. જો તે શખ્સને ૪૬૯મી અથવા ૪૭૧મી કલમના ઠરાવોમુજબ કેદ રાખ્યો હોય, અને સદરહુ ઇન્સ્પેક્ટર જનરલ અથવા વિજીટરો એવો દાખલો આપે કે તેને છોડી મુકવામાં આવે તો તે પોતાની જાતને અથવા બીજા કોઈપણ શખ્સને નુકસાન કરે એવો ભય નથી એવું અમારી નજરમાં આવે છે, તો તે દાખલાઉપરથી સ્થાનિક સરકાર તે શખ્સને છોડી મુકવાનો, અથવા કેદમાં અટકાવી રાખવાનો, હુકમ કરવાને મુખત્યાર છે; અથવા, તેને ગાંડા માણસોના કોઈ સરકારી આશ્રયસ્થાનમાં નહી મોકલ્યો હોય તો તેવા કોઈ આશ્રયસ્થાનમાં મોકલવાનો હુકમ કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે; અને, સ્થાનિક સરકાર તેને આશ્રયસ્થાનમાં મોકલવાનો હુકમ કરે તો, એક ઇનસાફ ખાતાના અને બે વૈદ્યક અમલદારનું કમિશન નિમવાને તે સરકાર મુખત્યાર છે.

જરૂર હોય તેવા પુરાવો લઇને સદરહુ કમિશને તે શખ્સનાં મનની સ્થિતિવિષે પદ્ધતિપ્રમાણે ચોકસી કરવી, અને સ્થાનિક સરકારને રિપોર્ટ કરવો, પછી પોતાની નજરમાં આવે તેપ્રમાણે સ્થાનિક સરકાર તે શખ્સને છોડી મુકવાનો અથવા અટકાવી રાખવાનો હુકમ કરવાને મુખત્યારછે.

ગાંડા માણસને તેનાં સગાંવાહાલાંને સંભાળને માટે સ્વાધીન કરવા બાબત.

૪૭૫. જ્યારે જ્યારે ૪૬૯મી અથવા ૪૭૧મી કલમના ઠરાવોપ્રમાણે કેદ રાખેલા કોઈપણ શખ્સનો કોઈ સગો અથવા મિત્ર તે શખ્સને પોતાની સંભાળમાં તથા કબજામાં લેવાની ખાયશ બતાવે, ત્યારે ત્યારે તે સગો અથવા મિત્ર અરજી કરે એટલે અને તે હવાલે કરેલા શખ્સની બરાબર સંભાળ લેવાબાબત તથા તેની જાતને અથવા બીજા કોઈપણ શખ્સને નુકસાન નહી કરવા દેવાબાબત, સ્થાનિક સરકારની ખાત્રી લાયક તારણ આપે, એટલે તે શખ્સને સદરહુ સગા અથવા મિત્રના હવાલામાં સોંપવાનો હુકમ કરવાને સદરહુ સરકાર મુખત્યાર છે.

જ્યારે તે શખ્સને એપ્રમાણે હવાલે કરવામાં આવે, ત્યારે સ્થાનિક સરકાર ફરમાવે એવો અમલદાર તે સરકાર ફરમાવે એવે વખતે તે શખ્સને જોવામાટે તેને હાજર કરવામાં આવશે એવી શરતે તેને હવાલેકરવો.

૪૭૨મી તથા ૪૭૪મી કલમના ઠરાવો, બની શકે તેટલેસુધી, આ કલમના ઠરાવો પ્રમાણે સોંપેલા શખ્સોને લાગુ પડશે; અને આ કલમપ્રમાણે જે જોનાર અમલદાર નિમવામાં આવે તેણે આપેલો દાખલો પુરાવામાં લેવામાં આવશે.

---

# બાબ ૩૫ મો.

## ઈનસાફ ચલાવવામાં હરકત થાય એવા કેટલાએક ગુન્હાની બાબતમાં કામ ચલાવવાબાબત.

૪૭૬. જ્યારે કોઈપણ દિવાની, ફોજદારી અથવા મુલકી કોરટને એમ લાગે કે ૧૯૫મી કલમમાં કહેલા તથા પોતાની આગળ કરેલા અથવા ઇનસાફી મુકદ્દમો ચાલતો હોય તે દરમિયાનમાં પોતાની નજર હેઠળ આણેલા કોઈ ગુનહાની ચોકસી કરવાનો સબબ છે ત્યારે તે કોરટ કાંઈપણ પ્રથમ ચોકસીની જરૂર હોય તો તે કર્યાપછી, પાસેમાં પાસેના પહેલા વર્ગના માજીસ્ત્રેટની પાસે તે મુકદ્દમો ચોકસી અથવા ઇનસાફ કરવાસાર મોકલવાને, તથા તોહોમતવાળાને પેહેરામાં આપીને સદરહુ માજીસ્ત્રેટની પાસે મોકલવાને, અથવા તે માજીસ્ત્રેટની આગળ હાજર થવાબાબત તેનીપાસેથી પુરતું તારણ લેવાને, મુખ્તયાર છે; અને સદરહુ ઇનસાફની અથવા ચોકસીની વખતે હાજર થઈને પુરાવો આપવામાટે કોઈપણ શખ્સને બાંધી લેવાને મુખ્તયાર છે. ૧૯૫ મી કલમમાં કહેલા મુકદ્દમામાં કામ ચલાવવાની રીત.

સદરહુ માજીસ્ત્રેટે પછી કાયદા મુજબ કામ ચલાવવું જોઈએ, અને ૧૯૨મી કલમપ્રમાણે મુકદ્દમા બીજાનીપાસે મોકલવાનો તેને અધિકાર મળ્યો હોય તો બીજા કોઈ યોગ્ય અધિકારવાળા માજીસ્ત્રેટના પાસે તે ચોકસી અથવા ઇનસાફ કરવાનું કામ મોકલવાને તે મુખ્તિયાર છે.

૪૭૭. ૪૪૪મી કલમમાંહેના ઠરાવોને અનુસરીને, સેશન કોરટ ૧૯૫ મી કલમમાં કહેલા અને પોતાની આગળ કરેલા અથવા કાંઈ ઇન્સાફી મુકદ્દમો ચાલતો હોય તે દરમિયાનમાં તેની નજર હેઠળ આણેલા ગુન્હા બાબત કોઈપણ શખ્સની ઉપર તોહોમત મુકવાને, અને પોતે મુકેલાં તોહોમત ઉપરથી તે શખ્સને કેદમાં મોકલવાને, અથવા તેના જામીન લેવાને અને તેનો ઇન્સાફ કરવાને, મુખ્તાર છે. સદરહુ પ્રકારના ગુન્હા સેશન કોરટની આગળ કરવામાં આવે ત્યારે તે સંબંધી તે કોરટનો અધિકાર.

તે ચોકસીનાં કારણસાર કોઈપણ શાહેદોને હાજર કરાવાનું માજિસ્ત્રેટને ફરમાવવાને સદરહુ કોરટ મુખ્તાર છે.

૪૭૮. જ્યારે સદરહુ પ્રકારનો કોઈપણ ગુન્હો કોઈ દિવાની અથવા મુલકી કોરટની આગળ કરવામાં આવે, અથવા કોઈ ઇન્સાફી મુકદ્દમો ચાલતો હોય તે દરમિયાનમાં કોઈ દિવાની અથવા મુલકી કોરટની નજર હેઠળ આણવામાં આવે, અને તે મુકદ્દમાનો ઇન્સાફ ફકત હૈકોરટ અથવા સેશન કોરટ કરી શકે એમ હોય, અથવા તે મુકદ્દમાનો ઇનસાફ હૈકોરટે અથવા સેશન કોરટે કરવો જોઈએ એમ સદરહુ દિવાની અથવા મુલકી કોરટ ધારે, ત્યારે સદરહુ દિવાની અથવા મુલકી કોરટ તપાસ પુરી કરવાનો તથા હૈકોરટમાં અથવા સેશન કોરટમાં કમિટ કરવાનો દિવાની તથા મુલકી કોરટોનો અધિકાર.

૪૭૬ મી કલમ પ્રમાણે કોઈ માજિસ્ટ્રેટની પાસે તે મુકદ્દમો ચોકસી માટે મોકલવાને બદલે પોતાનીજ મેળે તે ચોકસી પુરી કરવાને, અને, હૈકોરટની અથવા સેશન કોરટની જેમ હોય તેમ, આગળ ઇન્સાફ થવાસારૂ તોહોમતવાળા શખ્સને કમિટ કરવાને અથવા તેના જામીન લેવાને મુખતાર છે.

આ કલમ પ્રમાણે કાંઈ ચોકસી કરવાનાં કારણસાર, તે દિવાની અથવા મુલકી કોરટ ૪૪૩મી કલમ માહેના ઠરાવોને અનુસરીને માજિસ્ટ્રેટના સઘળા અખતાર ચલાવવાને મુખત્યાર છે; અને સદરહુ ચોકસીમાંનું તે કોરટનું કામ, બની શકે તેટલેસુધી, ૧૮મા બાબના ઠરાવો પ્રમાણે ચલાવવું, અને તે કામ કોઈ માજિસ્ટ્રેટે ચલાવ્યું હતું એમસમજવું.

સદરહુ પ્રકારના મુકદ્દમામાં દિવાની કોરટે કેમ કરવું.

૪૭૯. જ્યારે કોઈ દિવાની અથવા મુલકી કોરટ એ પ્રમાણે કોઇ પણ મુકદ્દમો મોકલે ત્યારે તે કોરટે તોહોમતનામું તથા મુકદ્દમો મોકલવા બાબતનો હુકમ તથા તે મુકદ્દમાનું દફતર પ્રેસિડેન્સી માજિસ્ટ્રેટની અથવા જિલ્હા માજિસ્ટ્રેટની અથવા ઇન્સાફસારૂ કમિટ કરવાનો અધિકાર બીજા જે માજિસ્ટ્રેટને હોય તે માજિસ્ટ્રેટની પાસે મોકલી દેવું; અને સદરહુ માજિસ્ટ્રેટે તે મુકદ્દમો તથા ફરિયાદી તરફના અને તોહોમતવાળા તરફના શાહેદોને, હૈકોરટની અથવા સેશન કોરટની આગળ, જેમ હોય તેમ, આણવા.

તિરસ્કારના કેટલાએક મુકદમામાં કેમ કરવું.

૪૮૦. જ્યારે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૫ મી, ૧૭૮મી, ૧૭૯મી, ૧૮૦મી, અથવા ૨૨૮મી કલમમાં વરણવેલો કોઈ પણ ગુન્હો કોઇપણ દિવાની, ફોજદારી, અથવા મુલકી કોરટના દેખતાં અથવા તેની સમક્ષ કરવામાં આવે, ત્યારે તે કોરટ ગુનેગારને પેહેરામાં અટકાવી રખાવાને મુખત્યાર છે, પછી તે ગુનેગાર રાણીસાહેબની વિલાયતી રૈયત હોય કે નહિ હોય તોપણ; અને તેજ દિવસે તે કોરટ ઉઠે તેની પેહેલાં કોઇપણ વખતે, પોતાને દુરસ્ત લાગે તો, તે કોરટ તે ગુનો સાંભળવાને અને ગુનેગારને ઘણામાં ઘણા બસે રૂપીઆસુધી દંડની અને, દંડ ન આપે તો, એક મહિનાસુધીની મુદતની આસાન કેદની શિક્ષા કરવાને મુખત્યાર છે, પણ જો સદરહુ દંડ તે મુદત પુરી થતાં પેહેલાં આપવામાં આવે તો તેને તરત છોડી દેવો.

૪૪૩મી અથવા ૪૪૪મી કલમ માહેનો કોઇપણ મચકુર આ કલમ પ્રમાણે ચલાવેલાં કામને લાગુ પડેછે એમ સમજવું નહિ.

સદરહુ પ્રકારના મુકદમાઓનું દફતર.

૪૮૧. સદરહુ પ્રકારના દરએક મુકદમામાં, તે ગુનહો જે હકીકતનો બનેલો હોય તે હકીકત, તથા ગુનહેગારે કાંઈ મચકુર જાહેર કર્યો હોય તો તે મચકુર, તેમજ ઠરાવ તથા શિક્ષાનો હુકમ, એ તે કોરટે દફતરમાં દાખલ કરવું.

જો તે ગુનહો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૨૮ મી કલમપ્રમાણે હોય, તો જે કોરટને હરકત કરી હોય અથવા જે કોરટની બેઅદબી થઈ હોય તે કોરટે જે ઇનસાફી મુકદમો ચલાવવાને બેઠી હતી તે ઇનસાફી મુકદમાનો પ્રકાર તથા તેનો ભાગ, અને જે હરકત અથવા બેઅદબી કરી હોય તેનો પ્રકાર તે દફતરમાં બતાવવો.

૪૮૨. જો કોઈપણ કોરટને કોઈપણ કામમાં એમ લાગે કે ૪૮૦ મી કલમમાં કહેલા ગુનહાઓમાંનો કોઈપણ ગુનહો પોતાના દેખતાં અથવા પોતાની સમક્ષ કર્યાનું તોહોમત જે શખ્સની ઉપર આવ્યું હોય તે શખ્સને દંડ ન આપેથી કેદની શિક્ષા કરવામાં આવે તે સિવાય બીજી રીતની કેદની શિક્ષા કરવી જોઇએ, અથવા બસે રૂપીયા કરતાં વત્તો દંડ તેને કરવો જોઇએ, અથવા જો બીજાં કોઇપણ કારણને લીધે તે કોરટનો મત એમ હોય કે તે મુકદમાનો નિકાલ ૪૮૦ મી કલમ પ્રમાણે કરવો નહીં જોઇએ, તો તે ગુનહો આ કાયદામાં પાછળ ઠરાવ્યા પ્રમાણે જે હકીકતનો બનેલો હોય તે હકીકત તથા તોહોમતવાળાનો મચકુર દફતરમાં દાખલ કર્યા પછી સદરહુ કોરટ તે મુકદમાનો ઇનસાફ કરવાની હકુમત જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલવાને મુખ્તાર છે, અને તે તોહોમતવાળા શખ્સે સદરહુ માજીસ્ત્રેટની આગળ હાજર થવા બાબત તારણ આપવાનું ફરમાવવાને મુખ્તાર છે, અથવા પુરતું તારણ આપવામાં ન આવે તો, તે કોરટે સદરહુ શખ્સને પેહેરામાં આપીને સદરહુ માજીસ્ત્રેટની પાસે મોકલવો.

મુકદમાની તજવીજ ૪૮૦ મી કલમ પ્રમાણે કરવી નહીં જોઇએ એમ કોરટની નજરમાં આવે ત્યારે કેમ કરવું.

જે માજીસ્ત્રેટની પાસે આ કલમ પ્રમાણે કોઈપણ મુકદમો મોકલવામાં આવે તે માજીસ્ત્રેટે તોહોમતવાળાં શખ્સની ઉપર થયલી ફરિયાદ આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે સાંભળવા માંડવી.

૪૮૩. સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના નોંધવા બાબતના આકટ પ્રમાણે નિમેલો હરકોઈ રજીસ્ટાર અથવા હરકોઈ સબરજીસ્ટાર, સ્થાનિક સરકાર એમ ફરમાવે ત્યારે, ૪૮૦ મી તથા ૪૮૨ મી કલમના અર્થ પ્રમાણે દિવાની કોરટ છે એમ સમજવું.

રજીસ્ટ્રાર અથવા સબરજીસ્ટ્રાર ૪૮૦ મી તથા ૪૮૨મી કલમના અરથ પ્રમાણે દિવાની કોરટ છે એમ ક્યારે સમજવું.

૪૮૪. કોઇ શખ્સને કાયદા મુજબ કાંઈ વસ્તું કરવાનું ફરમાવ્યુ હોય તે કરવાની તેણે ના કહી હોય અથવા કસુર કરી હોય અથવા જાણી જોઇને બેઅદબી અથવા હરકત કરી હોય, તે બાબત કોઈ કોરટે ૪૮૦ મી કલમ પ્રમાણે તેને શિક્ષા કરવાનો ઠરાવ કર્યો હોય ત્યારે, તે ગુ-

ગુન્હેગાર હુકમ માને અથવા માફ માગે એટલે તેને છોડી દેવા બાબત.

નહેગાર' સદરહુ કોરટના હુકમને અથવા માગણીને તાબે થાય, અથવા તે કોરટની ખાત્રી થાય તે રીતે તે માફ માગે, એટલે પોતાની મરજી મુજબ તેને છોડી દેવાને અથવા શિક્ષા માફ કરવાને તે કોરટ મુખત્યાર છે.

જે શખ્સ જવાબ દેવાની અથવા દસ્તાવેજ રજુ કરવાની ના કહે તે શખ્સને કેદ કરવા અથવા હવાલે કરવા બાબત.

૪૮૫. જો કોઈ ફોજદારી કોરટની આગળ કોઇપણ સાહેદને જે સવાલો પુછવામાં આવે તે સવાલોના જવાબ દેવાની અથવા તે શખ્સના કબજામાંહેનો અથવા અખત્યારમાંહેનો જે દસ્તાવેજ રજુ કરવાનું તે કોરટ તેને ફરમાવે તે દસ્તાવેજ રજુ કરવાની તે શખ્સ ના કહે, અને એ પ્રમાણે ના કહેવાનું, કોઇપણ વાજબી કારણ તે શખ્સ ન બતાવે તો સદરહુ કોરટ ઘણામા ઘણા સાત દિવસસુધીની ગમે તે મુદતસુધી તે શાહેદને આસાન કેદની શિક્ષાનો હુકમ કરવાને અથવા પ્રમુખ માજિસ્ત્રેટની અથવા જડજના સહીનું વારંટ કાહાડીને કોરટના કોઈ અમલદારને હવાલે કરવાને મુખત્યાર છે; અને તેમ કરવાનાં કારણો તે કોરટે દફતરમાં લખવાં; પણ જો દરમિયાનમાં સદરહુ શખ્સ જબાની આપવાને તથા જવાબ દેવાને અથવા સદરહુ દસ્તાવેજ રજુ કરવાને કબુલ થાય તો બાકીની શિક્ષા માફ કરવી; જો તે ઉપર મુજબ ના કહ્યા કરે તો ૪૮૦ મી અથવા ૪૮૨ મી કલમના ઠરાવો પ્રમાણે તેની તજવીજ કરવાનો અધિકાર છે, અને, રાયલ ચારટરથી સ્થાપેલી કોઈ કોરટની બાબતમાં, તે શાહેદ તિરસ્કારનો ગુનો કર્યો છે એમ સમજવું

તિરસ્કારનાંકામોમાં ગુન્હાની સાબિતીનાઠરાવ ઉપર અપીલ.

૪૮૬. કોઇપણ શખ્સને ૪૮૦ મી અથવા ૪૮૫ મી કલમપ્રમાણે કોઇપણ કોરટે શિક્ષાનો હુકમ કર્યો હોય ત્યારે આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, તે કોરટમાં કરેલાં હુકમનામાં અથવા હુકમો ઉપર અપીલો સામાન્યતઃ જે કોરટને થઇ શકતી હોય તે કોરટને તે શખ્સ અપીલ કરવાને મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે કરેલી અપીલોને ૩૧ મા બાબના ઠરાવો જેટલે સુધી લાગુ પડી શકતા હોય તેટલે સુધી લાગુ પડશે, અને જે ઠરાવઉપર અથવા જે શિક્ષાના હુકમ ઉપર અપીલ કરવામાં આવી હોય તે ઠરાવમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને અથવા તે શિક્ષા ઓછી કરવાને અથવા તે રદ કરવાને અપીલ કોરટ મુખત્યાર છે.

ઇલાકાનાં કોઈ મુખ્ય શેહેરમાંની સ્માલકાઝ કોરટે એ પ્રમાણે ગુન્હો ઠરાવ્યો હોય તે ઉપર અપીલ હૈકોરટમાં ચાલશે, અને

બીજી કોઈ સ્માલકાઝ કોરટે એ પ્રમાણે ગુન્હો ઠરાવ્યો હોય ત્યારે જે સેશન ટુકડી માહે સદરહુ કોરટ આવેલી હોય તે સેશન ટુકડીની સેશન કોરટમાં તે ઉપર અપીલ ચાલશે.

પક્ષકાર છે અથવા કોઈ મુકદમામાં તેનો પોતાનો હિતસંબંધ છે એવું સમજવું નહિ.

કોરટોની બાધા નક્કી કરવાનો અધિકાર.

૫૫૬. જે મુલકોનો રાજ્યકારભાર સ્થાનિક સરકાર ચલાવતી હોય તે મુલકોમાંની રાયલ ચાર્ટથી સ્થાપેલી હૈ કોરટો સિવાય બીજી દરએક કોરટની બાધા, આ કાયદાનાં કારણુસાર, ફલાણી સમજવી તે નક્કી કરવાને સદરહુ સરકાર મુખ્તાર છે.

ગવરનર જનરલ ઇન કોંસિલના તથા સ્થાનિક સરકારના અધિકાર વખતે વખતે ચલાવી શકાય.

૫૫૭. આ કાયદાથી ગવર્નર જનરલ ઇનકૌન્સિલને અથવા સ્થાનિક સરકારને આપેલા સઘળા અધિકારો જેમ પ્રસંગ પડે તેમ વખતે વખતે ચલાવવાનો અખત્યાર છે.

ચાલુમુકદમા

૫૫૮. આ કાયદો અમલમાં આવે ત્યારે કોઇપણ ફોજદારી કોરટમાં જે મુકદમા ચાલુ હોય તે સઘળા મુકદમાને આ કાયદાના ઠરાવો, બની શકે તેટલેસુધી, લાગુ પડશે.



# પરીશીષ્ટ ૧ લું.

## આકટો રદ કર્યા તે.

### (અ).—સ્ટાટયુટ.

| વર્ષ, કારકીર્દી તથા બાબ. | મથાળું. | કેટલો રદ કીધો. |
| --- | --- | --- |
| ૩જા જાર્જ બાદશાહના કારકીરદીના ૧૩ મા વર્ષના સ્ટાટ્યુટનો ૩૬ મો બાબ. | હીંદુસ્તાનમાં તેમજ યુરોપમાં ઇસ્ટઈંડીયા કંપનીના મામલા સંબંધી વહીવટ વધારે સારી રીતે ચલાવવા માટે કેટલાએક ધારા બાંધવા બાબતનો આકટ. | ૩૮મી કલમ. |

### (બ).—ગવર્નર જનરલ ઇનકૌંસીલના આકટો.

| નંબર તથા વરસ. | મથાળું. | કેટલો રદ કીધો. |
| --- | --- | --- |
| ૧૮૪૦ નો ૨૩ મો ... | પ્રોસેસની બજાવણી ... ... ... | જેટલો રદ થયો નથી તેટલો |
| ૧૮૬૦ નો ૪૫ મો ... | ફોજદારી કાયદો ... .. ... ... | ૨૧૪મી કલમનાં દ્રષ્ટાંતો. |
| ૧૮૬૧ નો આકટ ૫ મો | પોલીસ આકટ ... ... ... ... | ૬ઠી કલમ તથા ૨૪ મી કલમમાંના "અને આખરનો ફેસલો થાય ત્યાંહાં સુધી ગુનેહગાર ઉપર ફરીયાદનું કામ ચલાવવાનો" આ શબ્દો ૩૫ મી કલમના આરંભથી તે "પણ એવું ઠરાવ્યું છે કે," એ શબ્દો સુધી અને એ શબ્દો સુધાં. |
| ૧૮૬૨ નો ૧૮ મો ... | સુપ્રીમ કોરટોમાં ફોજદારી કામ ચલાવવાનારીત... | જેટલો રદ થયો નથી તેટલો. |
| ૧૮૬૪ નો ૬ ઠો. ... | ફટકા મારવાનો ... ... ... ... | ૭ મી કલમ. |
| ૧૮૬૯ નો ૨ જો. ... | જસ્ટીસ આફ ધી પીસ .. ... ... | જેટલો રદ થયો નથી તેટલો. |
| ૧૮૭૦ નો ૨૨ મો. ... | સંક્ષેપ રીતે ઇનસાફ કરવાની હકુમત આપવા બાબતના આકટો રાણી સાહેબની વીલાયતી રઇયતોને લાગુ પાડવા બાબત. .. ... | જેટલો રદ થયો નથી તેટલો. |

| | | |
|---|---|---|
| ૧૮૭૨ નો ૪ થો. ... | પંજાબના કાયદા ... ... ... ... | બંગાળાના ૧૮૨૫ ના ૨૦ મા રેગ્યુલેશન સંબંધી જેટલો છે તેટલો. |
| ૧૮૭૨ નો ૧૦ મો ... | ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો ... | જેટલો રદથયોનથી તેટલો. |
| ૧૮૭૪ નો ૧૧ મો ... | ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો સુધારવા બાબત. | સઘળો. |
| ૧૮૭૪ નો ૧૫ મો ... | કાયદાઓની સ્થાનિક વ્યાપ્તિ. ... ... ... | બંગાળાના ૧૮૨૫ના ૨૦ મા રેગ્યુલેશન સંબંધી જેટલોછે તેટલો. |
| ૧૮૭૫ નો ૧૦ મો ... | હાઇકોરટોમાં ફોજદારી કામ ચલાવવાની રીત ... | ૧૪૪મી કલમ સિવાય તથા ૧૪૬ મી કલમનો જેટલો ભાગ ખબરો સંબંધી છે તેટલા ભાગ સિવાય, સઘળો આકટ. |

## (બ).—ગવર્નર જનરલ ઇનકોંસીલના આકટો—(ચાલુ).

| નંબર તથા વરસ. | મથાળુ. | કેટલો રદ કીધો. |
|---|---|---|
| ૧૮૭૫ નો ૨૦ મો.... | સેંટ્રલ પ્રાવિન્સિસલાઝ ( મધ્ય પ્રાંતોના કાયદા) .. | બંગાળાના ૧૮૨૫ના ૨૦ મા રેગ્યુલેશન સંબંધી જેટલો છે તેટલો. |
| ૧૮૭૬ નો ૧૮ મો... | અયોધાના કાયદા ... ... ... | એજન. |
| ૧૮૭૭ નો ૪ થો. ... | પ્રેસીડેન્સી માજીસ્ત્રેટો ... ... .. | ૫૭મી કલમ સિવાય સઘળો આકટ. |
| ૧૮૭૯ નો ૨૧ મો... | અપરાધીઓને સ્વાધીન કરવા બાબત ... | ૩ જો બાબ. |
| ૧૮૮૧ નો ૧૦ મો... | કારોનર ... ... ... ... | ૮ મી તથા ૯મી કલમો. |

## (ક)—રેગ્યુલેશનો.

| નંબર તથા વર્ષ. | મથાળુ. | કેટલો રદ કીધો |
| --- | --- | --- |
| બંગાળાનો ૧૮૨૫ નો ૨૦ મો રેગ્યુલેશન. | કોરટમાર્શલની હકુમત ... ... ... | જેટલો રદ થયો નથીતેટલો. |
| ૧૮૭૨ નો ૩ જો. ... | સોંતલ પરગણા સેટલમેંટ ... ... ... | ૧૮૭૨ ના ૧૦ મા આક્ટ સંબંધી જેટલોછે તેટલો. |
| ૧૮૭૪ નો ૯ મો. ... | આરાકાન ટેકરીઓની ડિસ્ત્રિકટના કાયદા. ... | ૧૮૬૯ ના ૨જા તથા૧૮૭૨. ના ૧૦ મા તથા ૧૮૭૪ ના ૧૧ મા આક્ટ સંબંધી, જેટલો છે તેટલો. |
| ૧૮૭૭ નો ૨ જો ... | અજમેરના કાયદા ... ... ... | બંગાળાના ૧૮૨૫ ના ૨૦ મા રેગ્યુલેશન સંબંધી જેટલો છે તેટલો. |

## (ડ).—મદ્રાસના ગવર્નર ઇનકૌંશિલનો આક્ટ.

| નંબર તથા વર્ષ. | મથાળુ. | કેટલો રદ કીધો. |
| --- | --- | --- |
| ૧૮૬૭ નો ૮ મો. ... | પોલીસ ... ... ... ... | ૯ મી કલમ. |

# પરિશીષ્ટ ૨ જું.

## ગુન્હાઓની વિગતનું કોષ્ટક ।

**ખુલાસો.**—"ગુન્હો" તથા "હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા" એહેવાં મથાળાંનાં આ પરિશિષ્ટનાં બીજાં તથા સાતમાં આસન મધ્યે જે મચકૂર લખ્યો છે તે તેમના સંબંધની હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જુદી જુદી કલમોમાં બયાન કરેલા ગુન્હાઓ તથાં શિક્ષાઓની વ્યાખ્યા દાખલ લખ્યો છે એમ, અથવા તે કલમોના સાર દાખલ લખ્યો છે એમ પણ, સમજવું નહીં; તે તો પેહેલાં આસન મધ્યે જે કલમની સંખ્યા લખીછે તે કલમમાં શો વિષય છે તેહેની માત્ર સૂચનાર્થ લખ્યો છે.

આ પરિશિષ્ટનું ત્રીજુ આસન કલકતા તથા મુંબઇ શેહેરની પોલીસને લાગૂ છે.

### બાબ ૫ મો.—મદદગારી બાબત.

| ૧<br>કલમ. | ૨<br>ગુન્હો. | ૩<br>વગર વારંટે પોલીસ પકડી શકે કે નહીં | ૪<br>ઘણું કરીને પ્રથમ જ સમન નિકળે કે વારંટ | ૫<br>જામિન લઇ શકાય કે નહીં | ૬<br>માંડીવાળી શકાય કે નહીં. | ૭<br>હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા. | ૮<br>કહી કોર્ટથી ઇનસાફ થઇ શકે. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૦૯. | કોઇ ગુન્હાની મદદગારી, જો તે મદદગારીપરથી મદદગારી કરેલું કામ કરવામાં આવે, અને તેહેવી મદદગારીને માટે બીજે કેથાં સાફ સિક્ષા નહીં ઠરાવી હોય તો. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે અગર વગર વારંટે પકડી શકતા હોય તો વગર વારંટે પકડી શકે, નહીં તો નહીં | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે વારંટ નિકળતું હોય તો વારંટ અને સમન નિકળી શકતો હોય તો સમન. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામિન લઇ શકતો હોય તો જામિન લઇ શકાય, નહીં તો નહીં. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે માંડીવાળી શકાતો હોય તો માંડીવાળી શકાય, નહીં તો નહીં. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઇનસાફ જે કોર્ટથી થઇ શકે તે કોર્ટ. |
| ૧૧૦. | કોઇ ગુન્હાની મદદગારી અગર મદદગારી કરેલો શખ્સ તે કામ મદદગારના ઇરાદા કર્તાં જુદા ઇરાદાથી કરે તો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૧૧. | એક કામમાં મદદગારી કરી હોય અને જુદુજ | એજ. | એજ. | એજ. | એજ. | જે ગુન્હાની મદદગારી કર | એજ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | કામ બને, તો તેહની શરત. | | | | | વાનો ઈરાદો કર્યો હોય તે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. | |
| ૧૧૩. | મદદગારી કરેલાં કામથી મદદગારના ધાર્યા કર્તા જુદી અસર પેદા થાય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | થયલા ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. | એજ. |
| ૧૧૪. | ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૧૫. | મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એહેવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી નહીં થાય તો. | એજ. | એજ. | જામિન નહીં લઈ શકાય. | એજ. | ૭ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ. |
| | અગર જેથી વ્યથા થાય એહેવું કાંઇ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૧૪ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ. |
| ૧૧૬. | કેદની શિક્ષા થઇ શકે એહેવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે, અને તે ગુન્હો મદદગારી ઉપરથી નહીં થાય તો. | એજ. | એજ. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામિન લઇ શકાતો હોય, તો લઇ શકાય, નહીં તો નહીં. | એજ. | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેહની ¼ મુદત સુધી કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |
| | અગર તે મદદગાર અથવા મદદગારી કરેલો શખ્સ સરકારી નોકર હોય, અને તેહની ફરજ તે ગુનોહ અટકાવવાની હોય તો. | એજ. | એજ. | એજ | એજ. | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહની ½ મુદત સુધી કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |
| ૧૧૭. | લોકપાસે અથવા દશથી વધારે માણસોપાસે કાંઇ ગુનોહ કરાવવામાં મદદગારી કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |
| ૧૧૮. | મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એહેવો કોઇ ગુનોહ કરવાની ધારણા છુપાવવી, અગર તે ગુનોહ થાય તો. | એજ. | એજ. | જામિન નહીં લઇ શકાય. | એજ. | ૭ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | અગર તે ગુનોહ નહીં થાય તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ. |
| ૧૧૯. | જે ગુનોહ અટકાવવાની પોતાની ફરજ હોય એહેવો કોઇ ગુનોહ કરવાની ધારણા કોઇ સરકારી નોકરે છુપાવવી, અગર તે ગુનોહ થાય તો. | એજ. | એજ. | જે ગુન્હાનીમદદગારીકરીહોયતેગુન્હાનેમાટેજામીન લઇ શકાતોહોયતોલઈ શકાય નહી તોનહી. | એજ. | તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહની ¼ મુદતસુધી કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |
| | અગર તે ગુનોહ મોત અથવા સમુદ્રપારની શિક્ષા જોગ હોય, તો. | એજ. | એજ. | જામીન નહી લઈ શકાય. | એજ. | ૧૦ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ. | એજ. |
| | અગર ગુનોહ નહીં થાય તો. | એજ. | એજ. | જે ગુનાનીમદદગારીકરીહોય તેગુનાને માટે જામીન લઇશકાતોહોય તોલઈશકાયનહી તો નહી. | એજ. | તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહની ¼ મુદત મુદતસુધી કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |
| ૧૨૦. | કેદની શિક્ષા થઇ શકે એહેવો કોઇ ગુનોહ કરવાની ધારણા છુપાવવી, અગર તે ગુનોહ થાય તો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| | અગર નહીં થાય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | તે ગુનાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાંઘણી મુદત જે ઠરાવી હોય તેના ⅛ મા ભાગ સુધી કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |

## બાબ ૬ઠો—રાજ્ય વિરૂદ્ધ ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨૧. | રાણીની સાહામાં લઢાઇ કરવી, અથવા લઢાઇ કરવાની કોશિસ કરવી, અથવા લઢાઇ કરવામાં મદદગારી કરવી. | વગર વારંટે પકડાય નહી. | વારંટ. | જામીન નહી લઈ શકાય. | માંડીવાળી નહી શકાય. | મોત અથવા જીવતાંસુધી સમુદ્રપાર તથા મિલકત સરકાર જપ્ત થવી. | સેસન કોરટ. |
| ૧૨૧ અ | રાજ્યવિરૂદ્ધ કેટલાએક ગુનાહ કરવાસારૂ સંપ કરવો. | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાંસુધી અથવાહરકોઇ થોડી મુદતસુધી સમુદ્રપારની | એજ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | શિક્ષા, અથવા ૧૦ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ. | |
| ૧૨૨. | રાણીની સાહામાં લઢાઈ કરવાના ઇરાદાથી હથિયારો વગેરે એકઠાં કરવાં. | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાંસુધી સમુદ્રપાર, અથવા ૧૦ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા મિલકત સરકારે જપ્ત થવી. | એજ. |
| ૧૨૩. | લઢાઇનું કામ સેહલ કરવાના ઇરાદાથી લઢાઇની ધારણા છુપાવવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૧૦ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કદ તથા દંડ. | એજ. |
| ૧૨૪. | કાંઇ કાયદેસર અખત્યાર અમલમાં અણાવવા અથવાં નહીં અણાવવાના ઇરાદાથી ગવર્નર જનરલ, ગવર્નર વગેરે પર હુમલો કરવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૭ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ. |
| ૧૨૪ અ. | બેદિલી ઉત્પન્ન કરવી, અથવા ઉત્પન્ન કરવાની કોશિસ કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાંસુધી અથવા હરકાંઈ થોડી મુદતસુધી સમુદ્રપારની શિક્ષા તથા દંડ, અથવા ૩ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ, અથવા દંડ. | એજ. |
| ૧૨૫. | રાણીની સાથે મૈત્રી અથવા સલાહ રાખનારા એશિયાના કોઇ રાજાની ઉપર લઢાઇ કરવી, અથવા તેહેવી લઢાઈ કરવામાં મદદગારી કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાંસુધી સમુદ્રપાર તથા દંડ, અથવા ૭ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ, અથવા દંડ. | એજ. |
| ૧૨૬. | રાણીની સાથે મૈત્રી અથવા સલાહ રાખનાર કોઇ રાજાના મુલકપર લુંટ કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૭ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ, તથા કાંઈ મુકરર મિલકત સરકાર જપ્ત થવી. | એજ. |
| ૧૨૭. | ૧૨૫મી તથા ૧૨૬મી કલમોમાં લખ્યા પ્રમાણે લઢાઇ અથવા લુંટથી મળેલી મિલકત લેવી. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૨૮. | સરકારી નોકર બુદ્ધિપૂર્વક પોતાના હવાલામાંના કોઇ રાજકીય અથવા લઢાઇના કેદીને નાહાસી જવા દે તો. | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨૯. | સરકારી નોકર ગફલતીથી પોતાના હવાલામાંના કોઈ રાજકીય અથવા લડાઈના કેદીને નાહાસી જવા દે તો. | એજ. | એજ. | જામિન લઈ શકાય. | એજ. | ૩ વર્ષસુધી આસાન કેદ તથા દંડ. | સેશન કોરટ અથવા પ્રેસિડેન્સિમાજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૩૦. | તેહેવા કેદીને નાહાસી જવામાં સાહ્ય કરવું છોડાવવો, અથવા ઘરમાં રાખવો, અથવા તેહેને પાછો પકડે તેહમાં સાહામાં થવું. | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાંસુધીસમુદ્રપારે, અથવા ૧૦ વર્ષસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ,તથા દંડ. | સેશન કોરટ. |

બાબ ૭ મો—જમીનપરની તથા દરીયાઈ ફોજ સંબંધી ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩૧. | બંડમાં મદદગારી કરવી, અથવા કોઈ આફિસરને અથવા સોલજરને કે ખલાસીને પોતાની નોકરીથી અથવા પ્રજાધર્મથી ભ્રષ્ટ કરવાની કોશિસ કરવી. | વગર વારંટે પકડી શકે. | વારંટ. | જામીન નહી લઈ શકાય. | માંડવાળી નહી શકાય. | જીવતાંસુધીસમુદ્રપાર અથવા ૧૦ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેસન કોરટ. |
| ૧૩૨. | બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | મોત, અથવા જીવતાંસુધી સમુદ્રપાર, અથવા ૧૦ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ. |
| ૧૩૩. | કોઈ ઉપરી અમલદાર પોતાનો હુદ્દો ચલાવતો હોય તે દરમિયાનમાં તેહેની ઉપર કોઈ આફિસરે, સોલજરે, અથવા ખલાસીએ હુમલો કરવામાં મદદગારી કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વર્ષસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ. | સેશન કોરટ અથવા પ્રેસિડેન્સિ માજીસ્ટ્રેટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૩૪. | અગર તે મદદગારી કરેથી હુમલો થાય તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૭ વર્ષસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ. | સેશનકોરટ. |
| ૧૩૫. | કોઈ આફિસર, સોલજર અથવા ખલાસીને નાહાસી જવામાં મદદગારી કરવી. | એજ. | એજ. | જામિન લઈ શકાય. | એજ. | ૨ વર્ષસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | પ્રેસિડેન્સિમાજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨ જાવર્ગનો માજીસ્ટ્રેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩૯. | નાહાસી આવેલા સદરહુ પ્રકારના કોઈ આફિસર સોલજર, અથવા ખલાસીને ઘરમાં રાખવો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૩૭. | કોઈ વેપારીનાં વાહાંણમાં માસ્તરની અથવા જે ના હવાલામાં તે વાહાંણ હોય તેની ગફલતથી કોઈ નાહાસી જનારો સંતાયો હોય, તો. | વગર વારંટે પકડાય નહી. | સમન. | એજ. | એજ. | ૫૦૦રૂપિયા દંડ. | એજ. |
| ૧૩૮. | કોઈ આફિસર, સોલજરે અથવા ખલાસીને ના ફરમાનીનું કાંઈ કામ કરવામાં મદદગારી કરવી, તે ગુનોહ થાય, તો. | વગર વારંટે પકડી શકે. | વારંટ. | એજ. | એજ. | ૬મહિનાસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | એજ. |
| ૧૪૦. | સોલજરમાં ખપવાના ઇરાદાથી સોલજરનો પોશાક પેહેરવો, અથવા સોલજરનું કાંઈ ચિન્હ ધારણ કરવું. | એજ. | સમન. | એજ. | એજ. | ૩મહિનાસુધી એમાંના ગમે તેપ્રકારની કેદ, અથવા ૫૦૦ રૂપિયા દંડ, અથવા બંને. | કોઈ પણ માજીસ્ત્રેટ. |

## બાબ ૮ મો—લોકની સમાધાની વિરૂદ્ધ ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪૩. | કાયદાવિરૂદ્ધ મંડળીનાં અંગભુત હોવું. | વગર વારંટે પકડી શકે. | સમન. | જામીન લઇ શકાય. | માંડીવાળી નહી શકાય. | ૬ મહિનાસુધી એમાંનાગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | કોઈપણ માજીસ્ત્રેટ. |
| ૧૪૪. | જીવ લે એવું કાંઈ હથિયાર પાસે છતાં કોઈ કાયદાવિરૂદ્ધ મંડળીમાં સામિલ થવું. | એજ. | વારંટ. | એજ. | એજ. | ૨ વર્ષસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |
| ૧૪૫. | કોઈ કાયદાવિરૂદ્ધ મંડળીને વિખરાઈ જવાનો હુકમ થયો છે એમ જાણ્યા છતાં તેહેમાં સામિલ થવું અથવા જારી રેહેવું. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૪૭. | હંગામો કરવો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૪૮. | જીવ લે એવું હથિયાર પાસે રાખીને હંગામો કરવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારના કેદ, અથવા દંડ, અથવા બંને. | સેશન કોરટ અથવા પ્રેસિડેન્સિ માજીસ્ત્રેટ અથવા ૧લા વર્ગનો માજીસ્ત્રેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪૯. | કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત કોઈ ગુનોહ કરે, તો તે મંડળીના બીજા પ્રત્યેક અંગભુતને તે ગુનાહનો તકસીરવાર સમજવો. | તે ગુનાને માટે વગર વારંટે પકડી શકતા હોય તોપકડી શકાય ન-હીતો નહી. | તેગુનાને માટે સમન નિકળતો હોય તો સમન, અને વારંટ નિકળી શકતું હોય તો વારંટ. | તેગુનાને માટે જામીન લઈ શકાતો હોયતો લઈ શકાય નહીતો નહી. | એજ. | તે ગુનાહને માટે જે હોય તેજ. | તેગુનાનો જે કોરટથી ઈનસાફ થઈ શકતો હોય તે કોરટ. |
| ૧૫૦. | કોઈ કાયદાવિરૂદ્ધ મંડળીમાં સામિલ થવાને પૈસા આપવા કરીને અથવા બીજી રીતે કોઈ શખ્સોને રાખવા. | વગર વારંટે પકડી શકે. | તેપધ્ધશાખ્યાપવા કરીનેઅથવા બીજીરીતે રાખેલા સખ્સે જે ગુનોહ કરયોહોય તે મુજબ. | એજ. | એજ. | તે મંડળીના અંગભુતની જે શિક્ષા, તથા તે મંડળીનો કોઈપણ અંગભુત જે ગુનોહ કરે તે ગુનાહની જે શિક્ષા હોય તેજ. | એજ. |
| ૧૫૧. | પાંચ અથવા વધારે શખ્સોની કોઈ મંડળીને વિખરાઈ જવાનો હુકમ થયા પછી જાણી બુઝીને તે મંડળીમાં સામિલ થવું અથવા જારી રેહેવું. | એજ. | સમન. | જામીન લઈ શકાય. | એજ. | ૬ મહિનાસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | કોઈ પણ માજીસ્ત્રેટ. |
| ૧૫૨. | હંગામો બંધ પાડવા વગેરેનું કામ કરતો હોય તેવામાં કોઈ સરકારી નોકરની ઉપર હુમલો કરવો અથવા તેહેને હરકત કરવી. | એજ. | વારંટ. | એજ. | એજ. | ૩ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | સેશન કોરટ અથવા પ્રેસિડેનસિ માજીસ્ત્રેટ અથવા ૧લા વર્ગનો માજીસ્ત્રેટ. |
| ૧૫૩. | હંગામો કરાવવાના ઈરાદાથી દુષ્ટતાથી કોઈનાં મનમાં ક્રોધ ઉત્પન્ન કરવો, અથવા હંગામો થાય તો | એજ. | એજ. | એજ. | એજ. | ૧ વર્ષસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | કોઈ પણ માજીસ્ત્રેટ. |
| | અગર નહી થાય તો. | એજ. | સમન. | એજ. | એજ. | ૬ મહિનાસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | એજ. |
| ૧૫૪. | જમીનનો માલિક અથવા કબજેદાર હંગામા વગેરેની ખબર નહી આપે તો. | વગર વારંટે પકડાય નહી. | એજ. | એજ. | એજ. | ૧૦૦૦ રૂપીઆનો દંડ. | પ્રેસીડેનસીમાજીસ્ત્રેટ અથવા ૧લા અ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | થવા રેજા વર્ગનો માજીશટ્રેટ. |
| ૧૫૫. | જે સખ્સના કાયદાને સારૂ, અથવા જેની વતી કાંઈ હંગામો કરવામાં આવે, તે સખ્સ અગર તે અટકાવવાને સઘળા કાયદેસર ઇલાજો નહી કરેતો. | એજ. | એજ. | એજ. | એજ. | દંડ. | એજ. |
| ૧૫૬. | જે માલિક અથવા કબજેદારના કાયદાને સારૂ કાંઇ હંગામો કરવામાં આવે, તે સખ્સોનો મુખ્ત્યાર અગર તે અટકાવવાને સઘળા કાયદેસર ઈલાજો નહી કરે, તો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૫૭. | કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીને સારૂ પઇશા આપવા કરીને રાખેલા શખ્સોને ઘરમાં રાખવા. | વગર વારંટે પકડી શકે. | એજ. | એજ. | એજ. | ૬ મહિના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |
| ૧૫૮. | કોઇ કાયદા વિરૂધ મંડળીમાં અથવા હંગામામાં સામિલ થવા સારૂ પઇસા લેવા કરીને રેહેવું. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| | અથવા હથિયાર બંધ થઇને ફરવું. | એજ. | વારંટ. | એજ. | એજ. | બે વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |
| ૧૬૦. | બખેડો કરવો. | વગર વારંટે પકડાય નહી. | સમન. | એજ. | એજ. | ૧ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦ રૂપીયાનો દંડ, અથવા બંને. | કોઈપણ માજીસટ્રેટ. |

## બાબ ૯ મો—સરકારી નોકરોના અથવા તેઓ સંબંધી ગુન્હા

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬૧. | સરકારી નોકર છતાં અથવા થવાની ઉમેદ છતાં કાંઈ સરકારી નોકરીના કામ સંબંધી કાયદેસર મેહેનતાણાં સિવાય કાંઈ બીજો અવેજ લેવો. | વગર વારંટે પકડાય નહી, | સમન. | જામીન લઈ શકાય. | માંડીવાળી નહીશકાય. | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | સેશન કોરટ અથવા પ્રેસીડેનશી માજિસટ્રેટ અથવા ૧લા વર્ગનોમાજીસટ્રેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬૨. | કોઈ સરકારી નોકરની સાથે લાંચના અથવા કાયદા વિરૂધ ઉપાયથી વગ ચલાવવા માટે કાંઈ અવેજ લેવો. | વગર વારંટે પકડાય નહી. | સમન. | જામીન લઈ શકાય. | માંડીવાળી નહી શકાય. | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | સેશન કોરટ અથવા પ્રેસીડેનશી માજી-સટરેટ અથવા ૧ લા વર્ગની માજિસટરેટ. |
| ૧૬૩. | કોઈ સરકારી નોકરની સાથે પોતાનો વગ ચલાવવા સારૂ કાંઈ અવેજ લેવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ વરસ સુધીની આસાન કેદ, અથવા દંડ, અથવા બંને. | પ્રેશીડેનશી માજિસટરેટ અથવા ૧ લા વર્ગનો માજિ-સટરેટ. |
| ૧૬૪. | સરકારી નોકર પોતાની બાબતમાં ઉપલી છેલી બે કલમોમાં બયાન કરેલા ગુનહામાં મદદગારી કરે, તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | સેશન કોરટ અથવા પ્રેશીડેનશી માજિ-સટરેટ અથવા ૧લા વર્ગનો માજિસટરેટ. |
| ૧૬૫. | કોઈ સરકારી નોકર કાંઈ મુકદમો અથવા માંમલો ચલાવતો હોય તે મધે નિસબત રાખનારા કોઈ સખસ પાસેથી તે સરકારી નોકરે કીમત આપ્યા વગર કાંઈ કિમતદાર વસ્તુ લેવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વરસસુધીની આસાન કેદ, અથવા દંડ, અથવા બંને. | પ્રેશીડેનશીમાજિસટરેટ અથવા ૧લા અથવા ૨જા વર્ગનો માજિસટરેટ. |
| ૧૬૬. | કોઈ સખસને નુકશાન કરવાના ઇરાદાથી કોઈ સરકારી નોકરે કાંઈ કાયદાનો હુકમ નહી માનવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ વરસ સુધીની આસાન કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |
| ૧૬૭. | નુકશાન કરવાના ઇરાદાથી કોઈ સરકારી નોકરે કાંઈ ખોટો લેખ બનાવવો | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | સેશન કોરટ અથવા પ્રેસિડેનશી માજી-સટરેટ અથવા ૧લા વર્ગનોમાજીસટરેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬૮. | સરકારી નોકરે કાયદા વિરૂધ વેપાર કરવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ વરસ સુધીની આસાન કેદ, અથવા દંડ, અથવા બંને. | પ્રેસીડેનસીમાજીસતરેટ અથવા ૧લા વર્ગનો માજીસતરેટ. |
| ૧૬૯. | સરકારી નોકરે કાયદા વિરૂધ કાંઇ મીલકતની ખરીદી અથવા માગણી કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વરસ સુધીની આસાન કેદ, અથવા દંડ, અથવા બંને, તથા મિલકત ખરીદ કરી હોય તો તે મિલકત સરકાર જપ્ત થવી. | એજ. |
| ૧૭૦. | કોઇ સરકારી નોકરનો વેશ લેવો. | વગર વારંટે પકડી શકે. | વારંટ. | એજ. | એજ. | ૨ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | કોઈપણ માજીસતરેટ. |
| ૧૭૧. | કોઇ સરકારી નોકર જેવો પોશાક પેહેરતો હોય અથવા જેવી નીશાણી સાથે રાખતો હોય, તેવો, પોશાક અથવા તેવી નીશાણી દગલબાજીના ઈરાદાથી પેહેરવો અથવા સાથે રાખવી. | એજ. | સમન. | એજ. | એજ. | ૩ મહિના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૨૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને. | એજ. |

## બાબ ૧૦મો—સરકારી નોકરોના કાયદેસર અખતિયારનો તિરસ્કાર.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૭૨. | કોઇ સરકારી નોકરના તરફથી થયલો સમન કે હુકમ નહી પોચે એટલા માટે નાશી જવું. | વગર વારંટે પકડાય નહી. | સમન. | જામીન લઈ શકાય. | માંડીવાળી નહી શકાય. | ૧ મહિનાસુધીની આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને. | હરેકોઈમાજીસતરેટ. |
| | અગર તે સમન અથવા નોટીસમાં કોઈ સખસને કોઈ ઈનસાફની કોરટમાં જાતે હાજર થવા વગેરે ફરમાવું હોય તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૬ મહિનાસુધીની આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને. | એજ. |
| ૧૭૩. | સમન અથવા નોટીસ પોહોચતી કે ચોહોડાતી અટકાવવી, અથવા ચોહોડ્યા પછી કાહાડી નાંખવી અથવા જાહેરનામું નહી થવા દેવું. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ મહિનાસુધીની આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને. | પ્રેસીડેનસીમાજીસતરેટ અથવા ૧લા અથવા ૨જા વર્ગનો માજીસતરેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | અગર તે સમન વગેરેમાં કોઈ શખ્સને કોઈ ઇનસાફની કોરટમાં જાતે હાજર થવા વગેરે ફરમાવું હોય, તો. | વગર વારંટે પકડાય નહી. | સમન. | જામીન લઈ શકાય. | માંડી વાળી નહી શકાય. | ૬ મહિના સુધીની આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપૈયાનો દંડ, અથવા બંને | એજ. |
| ૧૭૪. | કોઈ ઠેકાણે જાતે અથવા મુખત્યારની મારફતે હાજર થવાનો કાયદેસર હુકમ થયો હોય તે નહીં માનવો, અથવા તે ઠેકાણેથી વગર રજાએ જવું. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ મહીના સુધી આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીયાનો દંડ, અથવા બંને. | હરકોઈ માજીસતરેટ. |
| | અગર તે હુકમમાં કોઈ સખ્સને કોઈ ઇનસાફની કોરટમાં જાતે હાજર થવા વગેરે ફરમાવ્યું હોય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૬ મહીના સુધી આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીયાનો દંડ, અથવા બને. | એજ. |
| ૧૭૫. | કોઈ સરકારી નોકરની આગળ કાંઇ લેખ હાજર કરવાની અથવા સ્વાધીન કરવાની જે સખ્સને કાયદા મુજબ ફરેજ હોય તે સખ્સે તે લેખ હાજર કરવામાં ઇરાદાથી કસુર કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ મહીના સુધી આસાન કેદ, અથવા ૫૦૦ રૂપિયાનો દંડ અથવા બંને | જે કોરટમાં તે ગુનો થયો હોય તે કોરટ આ કાયદાના ૩૫મા બાબના ઠરાવોને અનુસરીને અથવા અગર તે ગુનો કાંઈ કોરટમાં નહી થયો હોય, તો પ્રેસીડેનશી માજીસતરેટ અથવા ૧લા અથવા ૨જા વગનો માજીસતરેટ. |
| | અગર તે લેખ કોઈ ઇનસાફની કોરટમાં હાજર સ્વાધીન કરવાનું ફરમાવ્યું હોય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૬ મહીના સુધી આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીયાનો દંડ, અથવા બંને, | એજ. |
| ૧૭૬. | કોઇ સરકારી નોકરને નોટિસ અથવા ખબર આપવાની જે સખ્સની કાયદા મુજબ ફરેજ હોય તે સખ્સે તે નોટીસ અથવા ખબર ઇરાદાથી | એજ. | એજ. | એજ. | એજ. | ૧ મહિના સુધી આસાન કેદ, અથવા ૫૦૦ રૂપૈયાનો દંડ, અથવા બંને. | પ્રેસીડેનસી માજીસતરેટ અથવા ૧લા અ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | નહી આપવી. | | | | | | થવા રજા વ-ર્ગનો માજીસટ્રેટ. |
| | અગર જે નોટિસ અથવા ખબર આપવી જોઇયે તે કાંઇ ગુનોહ થયા વગેરેની હોય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૬ મહિનાસુધીની આસાન કેદ, અથવા ૧,૦૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | એજ. |
| ૧૭૭. | જાણીબુઝીને કોઇ સરકારી નોકરને ખોટી ખબર આપવી. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| | અગર જે ખબર આપવી જોઇએ તે કાંઇ ગુનોહ થયા વગેરેની હોય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | બે વર્ષસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |
| ૧૭૮. | કોઇ સરકારી નોકરે કાયદા મુજબ સોગંદ ખાવાનું ફરમાવ્યા છતાં સોગંદ ખાવાની ના કેહેવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૬ મહિનાસુધીની આસાન કેદ, અથવા ૧,૦૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | જે કોરટમાં તે ગુનોહ થયો હોય તે કોરટથી આ કાયદાના ૩૫મા બાબના ઠરાવોને અનુસરીને; અને અગર તે ગુનોહ કોઇ કોરટમાં નહી થયો હોય તો પ્રેસિડેન્સી માજિસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજિસ્ટ્રેટ. |
| ૧૭૯. | સાચું બોલવાને કાયદા પ્રમાણે બંધાયા છતાં કાંઇ સવાલોના જવાબ દેવાની ના કેહેવી. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૮૦. | કોઇ સરકારી નોકરની આગળ કહેલા કાંઇ મચકુર ઉપર સહી કરવાને કાયદા મુજબ ફરમાવ્યા | એજ. | એજ. | એજ. | એજ. | ૩ મહિનાસુધીની આસાન કેદ, અથવા ૫૦૦ રૂપિયા | એજ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | છતાં તેમ કરવાની ના કેહેવી. | | | | | નો દંડ, અથવા બંને. | |
| ૧૯૧. | કોઇ સરકારી નોકરની આગળ સોગંદ ખાઇને જુઠો મચકુર જાણીબુઝીને કેહેવો. | એજ. | વારંટ. | એજ. | એજ. | ૩ વર્ષસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ. | સેશન કોર્ટ અથવા પ્રેસિડેન્સી માજિસ્ટ્રેટ અથવા ૧લા વરગનો માજિસ્ટ્રેટ. |
| ૧૯૨. | કોઇ સરકારી નોકરપાસે તેનો કાયદેસર અખત્યાર અમલમાં અણાવીને બીજા શખ્સને નુકસાન અથવા ઇજા કરાવવાસારૂ ખોટી ખબર આપવી. | એજ. | સમન. | એજ. | એજ. | ૬ મહિનાસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧,૦૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | પ્રેસિડેન્સી માજિસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨જા વરગના માજિસ્ટ્રેટ. |
| ૧૯૩. | કોઇ સરકારી નોકરના કાયદેસર અખત્યારથી કાંઇ મિલકત જપ્ત થતી હોય તેમાં સામાં થવું. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૯૪. | કોઇ સરકારી નોકરના અખત્યારથી વેચવા કાહાડેલી મિલકતના વેચાણમાં અડચણ કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ મહિનાસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૫૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | એજ. |
| ૧૯૫. | કોઇ સરકારી નોકરના અખત્યારથી વેચવા કાહાડેલી મિલકત ખરીદ કરવાને જે શખ્સ કાયદા પ્રમાણે અશક્ત હોય તે શખ્સે તેની માગણી કરવી અથવા માગણી કર્યાથી જે ફરજ પોતાની ઉપર આવતી હોય તે અદા કરવાનો ઇરાદો નહીં છતાં માગણી કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ મહિનાસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૨૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | એજ. |
| ૧૯૬. | કોઇ સરકારી નોકરને તેનાં સરકારી કામ કરવામાં અડચણ કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ મહિનાસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૫૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | એજ. |
| ૧૯૭. | કાયદા મુજબ મદદ કરવાની ફરજ છતાં કોઇ સરકારી નોકરને મદદ કરવામાં કસુર કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ મહિના સુધીની આસાન કેદ, અથવા ૨૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | એજ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | કોઈ હુકમ બજાવવામાં, ગુનેહ અટકાવવામાં વગેરે કામોમાં કોઈ સરકારી નોકરે મદદ માગ્યા છતાં તેને જાણી જોઈને મદદ કરવામાં કસુર કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૬ મહિના સુધીની આસાન કેદ, અથવા ૫૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | એજ. |
| ૧૮૮. | કોઈ સરકારી નોકરે કાયદા મુજબ જાહેર કરેલો હુકમ નહીં માનવો, અગર તે નહીં માનવાથી કાયદાસર રહેલા શખ્સોને અડચણ, દુઃખ, કે નુકસાન થાય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ મહીના સુધી આસાન કેદ, અથવા ૨૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | એજ. |
| | અગર તે નહીં માનવાથી માણસની જિંદગીને તંદુરસ્તીને, અથવા સલામતી વગેરેને જોખમ થાય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૬ મહિના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૧,૦૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | એજ. |
| ૧૮૯. | કોઈ સરકારી નોકરને તેહેને ખુદને નુકસાન કરવાનો ડર દેખાડવો, અથવા જેહેની સાથે તેહેનો સંબંધ હોય તેહેને નુકસાન કરવાનો ડર દેખાડવો, એટલા સારૂ કે તે કાંઈ પોતાના ઓહદાનું કામ કરે અથવા નહી કરે. | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને | એજ. |
| ૧૯૦. | કોઈ સરકારી નોકરની પાસે આસરો માગવાની અરજ કરવાથી દુર રેહેવાને કોઈ શખ્સને લલચાવવા સારૂ તેહેને ડર દેખાડવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ વરશસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |

## બાબ ૧૧ મો—ખોટા પુરાવા તથા સરકારી ઇનસાફ વિરૂદ્ધ ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩. | કોઈ ઇનસાફી કામમાં ખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો. | વગર વારંટે પકડાય નહી. | વારંટ. | જામીન લઈ શકાય. | માંડીવાળી નહી શકાય | ૭ વરશ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશનકોરટ અથવા પ્રેસિડેન્સી માજિસ્ટરેટ અથવા ૧લા વરગનો માજિસ્ટરેટ. |
| | બીજા કોઈ કામમાં ખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો. | એજ. | એજ. | એજ. | એજ | ૩ વરશસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ. |
| ૧૯૪. | દેહાંત શિક્ષા જોગ ગુન્હો કોઈની ઉપર સાબિત કરાવવાના ઇરાદાથી ખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો. | એજ. | એજ. | જામીન નહી લઈ શકાય. | એજ | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરશ સુધી સખ્ત કેદ, તથા દંડ. | સેસન કોરટ. |
| | અગર તેમ કરવાથી કોઈ બેગુનાહ શખ્સની ઉપર ગુનોહ સાબિત થઈને તેહેનો જીવ લેવામાં આવે, તો. | એજ. | એજ. | એજ | એજ | મોત અથવા ઉપર મુજબ. | એજ. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૯૫. જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાતવર્ષની અથવા તે કર્તાં વધારે કેદની શિક્ષા થઇ શકે એવો ગુનોહ કોઇની ઉપર સાબિત કરાવવાના ઇરાદાથી ખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો. | એજ | એજ | એજ | એજ | તે ગુનાહને માટે હોય તેજ. | સેશન કોરટ. |
| ૧૯૬. કોઇ ઇનસાફનાં કામમાં બનાવટી અથવા ખોટો જાણેલો પુરાવો વાપરવો. | એજ | એજ | તેહેવીસાહેદી આપવાના ગુનાહને માટે જામીનલઇ શકાતો હોય તો લઇશકાય, નહી તો નહી. | એજ | ખોટી સાહેદી આપવા અથવા ખોટો પુરાવો બનાવવા માટે જે હોય તેજ. | સેશન કોરટ અથવા પરેશીડેનશી માજીસટ્રેટ અથવા ૧લા વર્ગનો માજીસતરેટ. |
| ૧૯૭. જે હકીકતના પુરાવામાં કાયદા મુજબ તેવું સરટિફિકેટ લઇ શકાતું હોય તે હકીકત બાબત જાણી બુઝીને કાંઇ ખોટું સરટિફિકેટ આપવું અથવા તે પર સહી કરવી. | એજ | એજ | જામીન લઇશકાય. | એજ | ખોટી શાહેદી આપવા માટે જે હોય તેજ. | એજ |
| ૧૯૮. કાંઇ જરૂરની બાબતમાં ખોટું છે એવું જાણેલું સર્ટિફિકેટ ખરાનીમાફક વાપરવું. | એજ | એજ | એજ | એજ | એજ. | એજ |
| ૧૯૯. કાયદા પ્રમાણે પુરાવામાં લઇ શકાય એવા કોઇ એકરારમાં લખેલી ખોટી કેફિયત. | એજ | એજ | એજ | એજ | એજ. | એજ |
| ૨૦૦. એવા કોઇ ખોટો જાણેલો એકરાર ખરાની માફક વાપરવો. | એજ | એજ | એજ | એજ | એજ. | એજ |
| ૨૦૧. કોઇ ગુનોહ કરનારને બચાવવાના ઇરાદાથી તે ગુનોહ થયાનો પુરાવો ઉડાવવો, અથવા તે બાબત ખોટી ખબર આપવી, તે ગુનોહ દેહાંત શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ | એજ | ૭ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારના કેદ તથા દંડ. | સેશન કોરટ. |
| જીવતાંસુધી સમુદ્રપારની શિક્ષા જોગ, અથવા ૧૦ વર્ષની કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ | એજ | ૩ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોરટ અથવા પ્રેસિડેન્સી માજીસ્તરેટ અથવા ૧લા વર્ગનો માજીસ્તરેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | ૧૦ વર્ષથી ઓછી મુદતની કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | તે ગુનાહ માટે ઠરાવેલા પ્રકારની તથા પ્રમાણમાં ઘણી મુદત જે ઠરાવી હોય તેથી ¼ મુદત સુધીની કેદ, અથવા દંડ, અથવા બંને. | પરેશીડેનશી માજીસતરેટ અથવા ૧ લા વર્ગનો માજીસતરેટ અથવા જે કોરટથી તે ગુનાનો ઇનસાફ થઇ શકતો હોય તે કોરટ. |
| ૨૦૨. | કાંઈ ગુનાહબાબત ખબર આપવાની જેની ફરજ હોય તેણે ઇરાદાથી તે બાબત ખબર આપવામાં કસુર કરવી. | એજ | સમન | એજ | એજ | ૬ મહિનાસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. | પરેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસતરેટ. |
| ૨૦૩. | કાંઈ ગુનોહ થયો હોય તેની ખોટી ખબર આપવી. | એજ | વારંટ | એજ | એજ | ૨ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારના કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ |
| ૨૦૪. | કોઈ લેખને પુરાવાદાખલ હાજર થતો અટકાવવાને તેનો નાશ કરવો, અથવા તેને સંતાડવો. | એજ | એજ | એજ | એજ | એજ. | પરેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા વરગનો માજીસતરેટ. |
| ૨૦૫. | કોઈ દિવાની કે ફોજદારી મુકદમા મધ્યે કાંઈ કામ કરવાસારૂ અથવા જામિન થવાસારૂ ખોટો વેષ લેવો. | એજ | એજ | એજ | એજ | ૩ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | સેશન કોરટ અથવા પરેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા વરગનો માજીસતરેટ. |
| ૨૦૬. | કાંઈ મિલકત સરકાર જપ્ત થતી, અથવા શિક્ષાના હુકમથી દંડમાં વસુલ થતી અથવા હુકમનામું બજાવવામાં લેવાતી અટકાવવાસારૂ તે મિલકત દગલબાજીથી ખસેડવી અથવા છુપાવવી, વગેરે. | એજ | એજ | એજ | એજ | ૨ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારના કેદ, અથવા દંડ, અથવા બંને. | પરેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસતરેટ. |
| ૨૦૭. | કાંઈ મિલકત સરકાર જપ્ત થતી, શિક્ષાના હુકમથી દંડમાં વસુલ થતી, અથવા હુકમનામું બજાવવામાં લેવાતી, અટકાવવાસારૂ દગલબાજીથી તે મિલકતપર હક નહી છતાં દાવો કરવો, અથવા તેના કાંઈ હકબાબત ઠગાઈ કરવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૨૦૮. | જે રકમ લેહેણી નથી તેનેસારૂ દગલબાજીથી હુકમનામું થવા દેવું, અથવા હુકમનામું પુરૂં થયા પછી તે બજવા દેવું. | એજ | એજ | એજ | એજ | એજ | પરેશીડેનશી માજીસતરેટ અથવા ૧ લા વરગનો માજીસતરેટ |
| ૨૦૯. | કોઈ ઇનસાફની કોર્ટમાં ખોટો દાવો કરવો. | એજ | એજ | એજ | એજ | બે વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારના કેદ, તથા દંડ. | એજ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૧૦. | જે રકમ લેહેણી નહી હોય તેનેસારૂ દગાબાજીથી હુકમનામું કરાવી લેવું, અથવા હુકમનામું પુરૂં થયા પછી તે બજાવવું. | એજ | એજ | એજ | એજ | ૨ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારના કેદ, અથવા દંડ. અથવા બંને. | એજ |
| ૨૧૧. | નુકશાન કરવાના ઇરાદાથી ગુનાહનું ખોટું તોહોમત મુકવું. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| | અગર ગુનાહનું તોહોમત મુકયું હોય તે ગુનોહ દેહાંત શિક્ષા જોગ, અથવા જીવતાંસુધી સમુદ્રપારની શિક્ષા જોગ, અથવા ૭ વર્ષથી વધારે મુદતની કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ | એજ | ૭ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોરટ. |
| ૨૧૨. | કોઈ ગુનેહગારને ઘરમાં રાખવો, તે ગુનોહ જો દેહાંત શિક્ષા જોગ હોય, તો. | વગર વારંટે પકડી શકે. | એજ | એજ | એજ | ૫ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેશન કોરટ અથવા પ્રેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા વર્ગનો માજીસ્રેટ. |
| | તે ગુનોહ જો જીવતાંસુધી સમુદ્રપારની, અથવા ૧૦ વર્ષસુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ | એજ | ૩ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ. |
| | અગર તે ગુનોહ ૧૦ વર્ષસુધી નહી પણ ૧ વર્ષ સુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ | એજ | તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહેની ¼ મુદતસુધી કેદ, અથવા દંડ, અથવા બંને. | પ્રેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા વરગનો માજીસતરેટ અથવા જે કોરટથી તે ગુનાનો ઇનસાફ થઇશકતો હોય તે કોરટ. |
| ૧૩. | કોઈ શખ્સને શિક્ષાથી બચાવવાને બક્ષિસ વગેરે લેવી, તે ગુનોહ દેહાંત શિક્ષા જોગ હોય, તો. | વગર વારંટે પકડાય નહી. | એજ | એજ | એજ | ૭ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોરટ. |
| | તે ગુનોહ જો જીવતાંસુધી સમુદ્રપારની અથવા ૧૦ વર્ષની કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ | એજ | ૩ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોરટ અથવા પ્રેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા વરગનો માજીસતરેટ. |
| | અગર ૧૦ વર્ષ કરતાં ઓછી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ | એજ | તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહેની ¼ મુદતસુધી કેદ, અથવા દંડ અથવા બંને. | પ્રેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા વરગનો માજીસતરેટ અથવા જે કોરટથી તે ગુનાનો ઇનસાફ થઇશકતો હોય તે કોરટ. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૧૪. કોઈ ગુનેગારને બચાવવાના બદલામાં કાંઈ મિલક્ત પાછી આપવી અથવા બક્ષિસ આપવી, તે ગુનોહ જો દેહાંત શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ | એજ | ૭ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોરટ. |
| તે ગુનેહ જો જીવતાંસુધી સમુદ્રપારની, અથવા ૧૦ વર્ષસુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ | એજ | ૩ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેસનકોરટ અથવા પરેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા વરગનો માજીસતરેટ. |
| અગર ૧૦ વર્ષ કરતાં ઓછી કેદની શિક્ષા જોગ હોય તો. | એજ | એજ | એજ | એજ | તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેહેની ¼ મુદતસુધી કેદ, અથવા દંડ, અથવા બંને. | પરેશીડેનશીમાજીસતરેટઅથવા ૧લા વરગનો માજીસતરેટ અથવા જે કોરટથી તે ગુનાનો ઇનસાફ થઈ શકતો હોય તે કોરટ. |
| ૨૧૫. ગુનાહથી થયેલી મિલકત પાછી મેળવવામાં મદદ કરવાસારૂ કાંઈ બક્ષિસ લેવી, અને ગુનેગારને પકડી નહી આપવો. | એજ | એજ | એજ | એજ | ૨ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | પરેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા વરગનોમાજીસતરેટ. |
| ૨૧૬. જે ગુનેહગાર કેદમાંથી નાહાઠો હોય, અથવા જેને પકડવાનો હુકમ થયો હોય, તે ગુનેગારને ઘરમાં રાખવો, તે ગુનોહ દેહાંત શિક્ષા જોગ હોય, તો. | વગર વારંટે પકડી શકે. | એજ | એજ | એજ | ૭ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોરટ અથવા પરેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા વરગનો માજીસતરેટ. |
| જીવતાંસુધી સમુદ્રપારની અથવા ૧૦ વર્ષસુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ | એજ | ૩ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ કરે અથવા ન કરે. | એજ |
| અગર ૧૦ વર્ષ નહી પણ ૧ વર્ષસુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ | એજ | તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહેની ¼ મુદતસુધી કેદ, અથવા દંડ, અથવા બંને. | પરેશી ડેનશી માજીસતરેટ અથવા ૧લા વરગનો માજીસતરેટ અથવા જે કોરટથી તે ગુનાનો ઇનસાફ થઈ શકતો હોય તે કોરટ. |
| ૨૧૭. કોઈ શખ્સને શિક્ષાથી અથવા કાંઈ મિલકતને સરકાર જપ્તથી બચાવવાના ઇરાદાથી કોઈ સરકારી નોકર કાયદાનો હુકમ નહી માને, તો. | વગર વારંટે પકડાય નહીં. | સમન. | એજ | એજ | ૨ વરશસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. | પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૨૧૮. સરકારી નોકર કોઈ શખ્સને શિક્ષાથી અથવા કાંઈ મિલકતને સરકાર જપ્ત થવાથી બચાવવાના ઈ- | એજ | વારંટ. | એજ | એજ | ૩ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, | સેસન કોરટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | શાથી કાંઈ ખોટું દફતર અથવા લખાણ બનાવે તો. | | | | | અથવા દંડ, અથવા બંને. | |
| ૨૧૯. | કાંઈ ઈનસાફી મુકદ્દમામધ્યે, પોતે કાયદા વિરૂદ્ધ છે એમ જાણતો હોય એવો હુકમ, રિપોર્ટ વગેરે કોઈ સરકારી નોકર કરે તો. | એજ | એજ | એજ. | એજ. | ૭ વરશ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ |
| ૨૨૦. | જે શખ્સને અખત્યાર હોય તે શખ્સ હું કાયદાથી વિરૂદ્ધ ચાલું છું એમ જાણીને, કોઈને તેનો ઈનસાફ થવાસારૂ કમિટ કરે અથવા કેદમાં મોકલે, તો. | એજ | એજ | એજ. | એજ. | એજ. | એજ. |
| ૨૨૧. | જે સરકારી નોકરની કાયદામુજબ કોઈને પકડવાની ફરજ હોય તે સરકારી નોકર તેને પકડવામાં ઈરાદાથી કસુર કરે, અને તે ગુનહો દેહાંત શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ. | એજ. | ૭ વરશ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ કરે, અથવા ન કરે | એજ. |
| | અગર જીવતાંસુધી સમુદ્રપારની, અથવા ૧૦ વર્ષ સુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ | એજ | એજ. | એજ. | ૩ વરશ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ કરે, અથવા ન કરે. | સેશન કોરટ અથવા પ્રેસિડેન્સિમાજીસ્ત્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ત્રેટ. |
| | અગર ૧૦ વરશ કરતાં ઓછી કેદની શિક્ષા જોગ હોય તો. | એજ | એજ | એજ. | એજ. | ૨ વરશ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ કરે અથવા ન કરે. | પ્રેસિડેન્સિ માજીસ્ત્રેટ અથવા ૧લા અથવા ૨ જાવર્ગનો માજીસ્ત્રેટ. |
| ૨૨૨. | જે શખ્સની ઉપર કોઈ ઈનસાફની કોરટે શિક્ષાનો હુકમ કર્યો હોય, તે શખ્સને પકડવાની જે સરકારી નોકરની ફરજ હોય, તે શખ્સને પકડવામાં ઈરાદાથી કસુર કરે, અને અગર તેની ઉપર મોતની શિક્ષાનો હુકમ થયો હોય, તો. | એજ | એજ | જામિન નહીં લઈ શકાય. | એજ. | જીવતાં સુધીની સમુદ્રપાર, અથવા ૧૪ વરશ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ કરે અથવા ન કરે. | સેશન કોરટ. |
| | અગર જીવતાંસુધી સમુદ્રપારની, અથવા શાસનિક દાસત્વની અથવા ૨૦ વરશસુધીની કે તેથી વધારે મુદતની સમુદ્રપારની કેદની અથવા શાસનિક દાસત્વની અથવા કેદની શિક્ષાનો હુકમ થયો હોય, તો. | એજ | એજ | એજ. | એજ. | ૭ વરશ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ કરે અથવા ન કરે. | એજ. |
| | અગર ૧૦ વરશ કરતાં ઓછી કેદની શિક્ષાનો હુકમ થયો હોય તો, અથવા કાયદાસરરીતે કેદમાં મોકલ્યો હોય તો. | એજ | એજ | જામિન લઈ શકાય. | એજ. | ૩ વરશ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | સેશન કોરટ અથવા પ્રેસિડેન્સિ માજીસ્ત્રેટ અથવા ૧લા વર્ગનોમાજીસ્ત્રેટ. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૨૩. સરકારી નોકર ગફલતથી કોઈ કેદીને નાહાસી જવા દે તો. | એજ. | સમન. | એજ. | એજ. | ૨ વરશસુધીની આસાન કેદ, અથવા દંડ, અથવા બંને. | પરેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસતરેટ. |
| ૨૨૪. કોઈ શખ્સને કાયદા મુજબ પકડતા હોય તેમાં તેણે સામાં થવું અથવા હરેકત કરવી. | વગરવારંટે પકડી શકે. | વારંટ. | એજ. | એજ. | ૨ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ |
| ૨૨૫. કોઈ શખ્સને કાયદામુજબ પકડતા હોય તેમાં કોઈ બીજા શખ્સે સામા થવું અથવા હરેકત કરવી, અથવા કાયદેસર કેદમાંથી તેને છોડાવવો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ |
| અગર તેનીઉપર જીવતાંસુધીની સમુદ્રપારની અથવા ૧૦ વરશસુધી કેદની શિક્ષા થઈ શકે એવા ગુનહાનું તોહોમત હોય, તો. | એજ. | એજ. | જામીનન હી લઈ શકાય. | એજ. | ૩ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોરટ અથવા પરેશીડેનશી માજીસતરેટ અથવા ૧લાવર્ગનો માજીસ્રેટ. |
| અગર દેહાંત શિક્ષા થઈ શકે એવા ગુનહાનું તોહોમત હોય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૭ વરશ સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદ, તથા દંડ. | સેશનકોરટ |
| અગર તેશખ્સનીઉપર જીવતાંસુધીની સમુદ્રપારની શિક્ષાનો, અથવા ૧૦વરસ સુધીની કે તેથી વધારે સમુદ્રપાર, શાસનિક દાસત્વ, અથવા કેદની શિક્ષાનો હુકમ થયો હોય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ |
| અગર મોતની શીક્ષાનો હુકમ થયો હોય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાંસુધી સમુદ્રપાર અથવા ૧૦ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૨૨૫. અ. સારી રીતે ચાલવા બાબત જામીન આપવાને ચુકવાના સબબથી કેદમાં રાખ્યું હોય ત્યાંથી નાસી જવું. અથવા નાશી જવાની કોશીશ કરવી. | એજ. | એજ. | જામીનલઈ શકાય. | એજ. | ૧ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | પરેશીડેનશી માજીસતરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસટરેટ. |
| ૨૨૬. સમુદ્રપારથી કાયદા વિરુધ પાછું આવવું. | એજ. | એજ. | જામીન નહી લઈશકાય. | એજ. | જીવતાંસુધી સમુદ્રપાર, તથા દંડ, તથા સમુદ્રપાર જતાં પેહેલા ૩ વરેશ શખ્ત કેદ. | સેશન કોરટ. |
| ૨૨૭. શિક્ષાની માફીની શરત તોડવી. | વગર વારંટે પકડાય નહી. | સમન | એજ. | એજ. | અસલ હુકમની શિક્ષા, અથવા, અગર તે માંહેલી કાંઈ ભોગવી હોય, તો બાકી રહી હોય તે. | જે કોરટથી અસલ ગુનાનો ઈનસાફ થઈ શકતો હોયતે કોરટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૨૮. | કોઈ સરકારી નોકર કાંઈ ઈનસાફી મુકદમાનાકાંઈ પણ ભાગમાં બેઠા છતાં તેનું ઈરાદાથી અપમાન કરેવું, અથવા તેને હરેકત કરવી. | એજ. | એજ. | જામીન લઈ શકાય. | એજ. | ૬ મહિના સુધીની આસાન કેદ, અથવા ૧,૦૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને | જે કોરટમાં ગુનો થયો હોય તે કોરટ આ કાયદાના ૩૫મા બાબમાં લખેલા ઠરાવોને અનુસરીને |
| ૨૨૯. | જ્યુરર અથવા આસેસરનો વેષ લેવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | પરેસીડેનશી માજીસતરેટ અથવા ૧ લા વરગનો માજીસતરેટ. |

## બાબ ૧૨ મો—શિક્કા તથા સરકારી સ્ટાંપસબંધી ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૩૧. | શિક્કો ખોટો બનાવવો, અથવા તે ક્રિયાનો કાંઈ પણ ભાગ કરવો. | વગરવારંટે પકડી શકે | વારંટ. | જામીન નહી લઈ શકાય. | માંડીવાળી નહીશકાય | ૭ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોરટ. |
| ૨૩૨. | રાણીનો શિક્કો ખોટો બનાવવો, અથવા તે ક્રિયાનો કાંઈપણ ભાગ કરવો. | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાંસુધીની સમુદ્રપાર અથવા ૧૦ વરશ સુધીની બેમાંના ગમે તેપ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૨૩૩. | શિક્કો ખોટો બનાવવાનાં કારણસર હથિયાર બનાવવાં, ખરીદવાં, અથવા વેચવાં | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરશસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશનકોરટ અથવા પ્રેશીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ત્રેટ |
| ૨૩૪. | રાણીનો શિક્કો ખોટો બનાવવાનાં કારણસર હથિયાર બનાવવાં, ખરીદવાં, અથવા વેચવાં. | એજ. | એજ. | એજ. | એજ. | ૭ વરશ સુધીની બેમાંના ગમેતે પ્રકારનીકેદ,તથા દંડ. | સેશન કોરટ, |
| ૨૩૫. | શિક્કો ખોટો બનાવવાનાં કારણસર કાંઈ હથિયાર અથવા સામન પાસે રાખવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોરટ અથવા પ્રેશીડેન્શી માજીસ્ત્રેટ અથવા ૧ લા વરગનો માજીસ્ત્રેટ. |
| | રાણીનો શિક્કો બનાવવાનાં કારણસર હોય, તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૧૦ વરશસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ,તથા દંડ | સેશનકોરટ. |
| ૨૩૬. | હિંદુસ્તાનમાં રહીને હિંદુસ્તાનની બહાર કાંઈ શિક્કો ખોટો બનાવવામાં મદદગારી કરવી, | એજ. | એજ. | એજ. | એજ. | બ્રિટિશ ઈંડિયામધ્યે તે શિક્કો ખોટો બનાવામાં મદદગારી કરવાને માટે જે શિક્ષા ઠરાવી છે તે શિક્ષા. | એજ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૩૭. ખોટો શીક્કો જાણી બુઝીને આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બાહાર લઈ જવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોરટ અથવા પ્રેશીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧ લા વરગનો માજીસ્ત્રેટ. |
| ૨૩૮. રાણીનો શિક્કો ખોટો બનાવેલો જાણી બુઝીને આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બાહાર લઇ જવો. | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા૧૦ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોરટ. |
| ૨૩૯. કોઇ શિક્કો ખોટો છે એમ તે લેતી વખત જાણીને રાખવો તથા તે બીજાને આપવો, વગેરે. | એજ. | એજ. | એજ. | એજ. | ૫ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશનકોરટ અથવા પ્રેશીડેનશી માજીસ્ત્રેટ અથવા ૧ લા વરગનો માજીસ્ત્રેટ. |
| ૨૪૦. રાણીના કોઈ શિક્કા બાબત તેમ કરવું. | એજ. | એજ. | એજ. | એજ. | ૧૦ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૨૪૧. કોઈ માણસની પાસે કોઇ શિક્કો પેહેલાં આવે તે વખતે તે એમ જાણતો નહીં હોય કે આ શિક્કો ખોટો છે, તે શિક્કો તે માણસે કોઇને ખરા દાખલ આપવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા જેટલા કિમતનો તે ખોટો શિક્કો કર્યો હોય તેથી દશગણો દંડ, અથવા બંને. | પ્રેશીડેનશી માજીસ્ત્રેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસ્ત્રેટ. |
| ૨૪૨. કોઇ શિક્કો કોઈ શખ્સની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ શિક્કો ખોટો છે તે શખ્સે તે ખોટો શિક્કો પાસે રાખવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરશ સુધીનો બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોરટ, પ્રેશીડેનશી માજીસ્ત્રેટ અથવા ૧લા વરગનો માજીસ્ત્રેટ. |
| ૨૪૩. રાણીનો કોઇ શિક્કો કોઇ શખ્સની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ શિક્કો ખોટો છે તે શખ્સે તે ખોટો શિક્કો પાસે રાખવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૭ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૨૪૪. ટંકશાળમાં નોકર રહેલાં માણસે કાયદામાં ઠરાવેલાં વજન અથવા મેળવણીથી જુદાં વજન અથવા મેળવણીનો શિક્કો બનાવવો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | સેશન કોરટ. |
| ૨૪૫. શિકા પાડવાનું કોઇ હથિયાર કોઇ ટંકશાળમાંથી કાયદા વિરૂદ્ધ લઇ જવું. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ |
| ૨૪૬. દગલબાજીથી કોઇ શિક્કાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણીમાં ફેરફાર કરવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, | સેશન કોરટ પ્રેશીડેનશી માજીસ્ત્રેટ અથવા ૧લા વરગ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | તથા દંડ. | નો માજીસ્ટ્રેટ. |
| ૨૪૭. | દગલબાજીથી રાણીના શિક્કાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણી બદલવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૭ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૨૪૮. | કોઈ શિક્કો બીજા શિક્કાને ઠેકાણે ચાલે એવા ઇરાદાથી તે શિક્કાનું રૂપ બદલવું. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૨૪૯. | રાણીનો કોઈ શિક્કો બીજા શિક્કાને ઠેકાણે ચાલે એવા ઇરાદાથી તે શિક્કાનું બદલવું. | એજ. | એજ. | એજ. | એજ. | ૭ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૨૫૦. | આ શિક્કામાં ફેરફાર થયલો છે એવું જાણીને જે શિક્કો પાસે રાખ્યો હોય તે બીજાને આપવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૫ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૨૫૧. | આ શિક્કામાં ફેરફાર થયલો છે એમ જાણીને રાણીનો જે શિક્કો પાસે રાખ્યો હોય તે શિક્કો આપવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૧૦ વરશ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૨૫૨. | કોઈ શખ્સની પાસે કાંઈ ફેરફાર થયલો શિક્કો આવતી વખતે તેમાં ફેરફાર થયલો છે એમ તેણે જાણ્યાં છતાં તે પાસે રાખવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૨૫૩. | કોઈ શખ્સની પાસે કાંઈ ફેરફાર થયલો રાણીનો શિક્કો આવતી વખતે તેમાં ફેરફાર થયલો છે એમ તેણે જાણ્યાં છતાં તે પાસે રાખવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૫ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૨૫૪. | જે શિક્કો કોઈ માણસની પાસે પહેલાં આવતી વખતે તેમાં ફેરફાર થયલો છે એમ તેણે જાણ્યું નહીં હોય તે શિક્કો તેણે બીજાને ખરા શિક્કા દાખલ આપવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા જેટલી કિંમતનો તે શિક્કો હોય તેથી દશગણો દંડ. | પ્રેશીડન્શી માજીસતરેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસતરેટ. |
| ૨૫૫. | સરકારી સ્ટાંપ ખોટો બનાવવો. | એજ. | એજ. | જામિનલઈ શકાય. | એજ. | જીવતાં સુધીની સમુદ્ર પાર, અથવા ૧૦ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેશન કોરટ. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૫૬. કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાનાં કારણસર કાંઈ હથિયાર અથવા સામાન પાસે રાખવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૭ વરશસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ. |
| ૨૫૭. કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાનાં કારણસર હથિયાર બનાવવું, ખરીદવું, અથવા વેચવું. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૨૫૮. સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો વેચવો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૨૫૯. સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો પાસે રાખવો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | સેશન કોરટ અથવા પ્રેસીડેનશી માજીસટરેટ અથવા ૧ લા વર્ગનો માજિસટરેટ. |
| ૨૬૦. કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો છે એમ જાણ્યા છતાં તે ખરા દાખલ વાપરવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૭ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |
| ૨૬૧. સરકારને ગેરવાજબી હાનિ કરવાના ઇરાદાથી જે પર સરકારી સ્ટાંપ હોય એવા કોઈ પદાર્થ ઉપરથી કાંઈ લખાણ ચેહેરી નાખવું અથવા કોઈ લેખને માટે કાંઈ સ્ટાંપ વાપર્યો હોય તે સ્ટાંપ તે લેખ ઉપરથી કાહાડી નાખવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ. |
| ૨૬૨. કોઈ સરકારી સ્ટાંપ આગળ વાપરેલો છે એમ જાણ્યા છતાં તે પાછો વાપરવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | પ્રેશીડેનશી માજિસટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજિસટરેટ. |
| ૨૬૩. સ્ટાંપ વાપરેલો છે એવી રીતની કાંઈ નિશાણી છોલી નાખવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | સેશન કોરટ અથવા પ્રેશીડેનશી માજિસટરેટ અથવા ૧લા વર્ગનો માજિસટરેટ. |

## બાબ ૧૩ મો—કાટલાં તથા માપ સંબંધી ગુન્હા.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૬૪. તોળવાનું ખોટું યંત્ર દગલબાજીથી વાપરવું. | વગર વારંટે પકડાય નહી. | સમન. | જામીન લઈશકાય. | માંડીવાળી નહીશકાય. | ૧ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવાબંને. | પ્રેશીડેનશી માજિસટરેટ અથવા ૧લા અથવા ૨ જા વર્ગનો માજિસટરેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૬૫. | ખોટું કાટલું અથવા માપ દગલબાજીથી વાપરવું. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ વરશ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બન્ને. | એજ. |
| ૨૬૬. | ખોટાં કાટલાં અથવા માપ દગલબાજીથી વાપરવાને પાસે રાખવાં. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૨૬૭. | ખોટાં કાટલાં અથવા માપ દગલબાજીથી વાપરવાને બનાવવાં, અથવા વેચવાં. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |

## બાબ ૧૪ મો—લોકની તંદુરસ્તી, સલામતી, અનુકુલતા, લજ્જા, તથા નીતિ સંબંધી ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૬૯. | જિંદગીને જોખમ પોહોંચે એવા રોગનો ચેપ પસરે એવું ગફલતનું કામ. | વગર વારંટે પકડી શકે. | સમન. | જામીન લઈ શકાય. | માંડીવાળી નહી શકાય. | ૬ મહિના સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બન્ને. | પ્રેસીડેનસી માજીસતરેટ અથવા ૧લા અથવા ૨ જા વર્ગનો માજીશટ્રેટ. |
| ૨૭૦. | જિંદગીને જોખમ પોહોંચે એવા રોગનો ચેપ પસરે એવું દૂષબુદ્ધિનું કામ. | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વરશ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બન્ને. | એજ. |
| ૨૭૧. | રોગના સબબથી દુર રેહેવા સંબંધીની કાંઈ કાનુન નહી માનવો. | વગર વારંટે પકડાય નહી. | એજ. | એજ. | એજ. | ૬ મહિના સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બન્ને. | એજ. |
| ૨૭૨. | વેચવાને ઇરાદે રાખેલી માણસને ખાવાની અથવા પીવાની વસ્તુમાં કાંઈ ભેળ કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૬ મહીના સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧,૦૦૦ રૂપિયાનો દંડ, અથવા બન્ને. | એજ. |
| ૨૭૩. | માણસને ખાવાની અથવા પીવાની કાંઈ વસ્તુ અવગુણકારક છે એમ જાણીને વેચવી. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૨૭૪. | કાંઈ વેચવાનાં વસાણામાં અથવા ઓસડમાં ભેળ કરવી, એવી રીતે કે તેથી તેનો ગુણ ઓછો થાય, અથવા તેહેની અસર બદલાય, અથવા તે અવગુણકારક થાય. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૨૭૫. | ભેળ થયલાં વસાણાં અથવા ઓસડ વેચવાં, અથવા કોઈ દવાખાનામાંથી ભેળ થયલું વસાણું | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | કે ઓસડ જાણી બુઝીને આપવું. | | | | | | |
| ૨૭૬. | જાણી બુઝીને કાંઈ વસાણાને અથવા ઓસડને તે જુદુ વસાણું અથવા તૈયાર કરેલું ઓસડ હોય એ રીતે વેચવું, અથવા દવાખાનામાંથી આપવું. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૨૭૭. | સાર્વજનિક ઝરા અથવા જળાશયનું પાણી મેલું કરવું | વગર વારંટે પકડી શકે. | એજ. | એજ. | એજ. | ૩ મહિના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૫૦૦ રૂપિયાનો દંડ અથવા બંને | કોઈપણ માજીસટરેટ. |
| ૨૭૮. | હવાને તંદુરસ્તીમાં બિગાડ કરે એવી કરવી. | વગર વારંટે પકડાય નહી. | એજ. | એજ. | એજ. | ૫૦૦ રૂપીઆનો દંડ. | એજ. |
| ૨૭૯. | શરિયામ રસ્તાપર બે ફિકરાઈથી હાંકવું અથવા સ્વારી કરવી. એવી રીતે કે તેથી માણસના જિંદગી જોખમમાં રહે, વગેરે. | વગર વારંટે પકડી શકે. | એજ. | એજ. | એજ. | ૬ મહિના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૧,૦૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | એજ. |
| ૨૮૦. | બે ફિકરાઈથી વાહાંણ ચલાવવું, એવી રીતે કે તેથી માણસની જિંદગી જોખમમાં રહે, વગેરે. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | પ્રેસીડેનસી માજીસતરેટ અથવા ૧લા અથવા ૨જા વર્ગનો માજીસતરેટ. |
| ૨૮૧. | ખોટું અજવાળું, નિશાણી અથવા બોયું દેખાડવું. | એજ. | વારંટ. | એજ. | એજ. | ૭ વરશ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | સેશન કોરટ. |
| ૨૮૨. | ઘણો ભાર ભરેલાં અથવા દેહશતવાળાં વાંહાંણમાં ભાડું કરીને કોઈ શખ્સને જળમાર્ગે લઈ જવો, જેથી તેની જિંદગી જોખમમાં રહે. | એજ. | સમન. | એજ. | એજ. | ૬ મહિના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧,૦૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | પ્રેશીડેનશી માજીસતરેટ અથવા ૧લા અથવા ૨જા વર્ગનો માજીસતરેટ. |
| ૨૮૩. | શરિયામ રસ્તામાં અથવા વાંહાંણના રસ્તામાં ભય અથવા અડચણ અથવા નુકસાન કરવું. | એજ. | એજ. | એજ. | એજ. | ૨૦૦ રૂપિયાનો દંડ. | એજ. |
| ૨૮૪. | કાંઇ ઝેહેરી પદાર્થ સંબંધી એહેવું કામ કરવું કે તેથી માણસની જિંદગી વગેરે જોખમમાં રહે. | વગર વારંટે કડાય નહી. | એજ. | એજ. | એજ. | ૬ મહિના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧,૦૦૦ રૂપિયાનો દંડ, અથવા બંને. | એજ. |

થવા આ કોરટની આગળ આણેલો) અને એક ગુનોહ થયાનું કેહેવામાં આવેલું તે ગુનાહની ચો-કશી વખતે શાહેદી આપવાનું તેને આજ રોજ ફરમાવવામાં આવેલું તે છતાં સદરહુ કેહેવામાં આવેલા ગુનાહ સંબંધી તેને પુછીને દફતરમાં બરાબર દાખલ કરેલા એક અમુક સવાલનો (અથવા અમુક સવાલોના) જવાબ દેવાની તેણે ના કહી, અને એ પ્રમાણે ના કહેવાનું કાંઈ પણ વાજબી કારણ કહ્યું નહીં, અને તેણે એ પ્રમાણે કરેલા તિરસ્કાર માટે તેને (આ ઠેકાણે અટકાવી રાખવાની જે મુદત ઠરાવી હોય તે મુદત લખવી) સુધી પેહેરામાં અટકાવી રાખવાની શિક્ષા ઠરાવી છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને પેહેરામાં લેવો, અને દિવસની મુદત સુધી તેને તમારા હવાલામાં સહી સલામત રાખવો, પણ જો દરમિયાનમાં તે જબાની આપવાને અને તેને પુછેલા સવાલોના જવાબ દેવાને કબુલ થાય તો પછી તેમ કરવું નહીં, અને સદરહુ દિવસોમાંના છેલા દિવસે, અથવા સદરહુ કબુલત જાણવામાં આવે એટલે તાબડતોબ, તેની કાયદા પ્રમાણે ત-જવીજ કરવામાં આવે એટલા માટે તેને આ કોરટની આગળ આણવો; અને આ વારંટ કેવી કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે;

તારીખ માહે સને ૧૮

(મોહોર.) (સહી.)

---

### ૪૦.—ગુજરાનનું લવાજમ આપવામાં કસુર થએથી કેદ કરવાનું વારંટ.

(૪૮૮મી કલમ જુઓ.)

ની તુરંગના સુપ્રીન્ટેનડેનટ (અથવા કીપર) જોગ.

( આ ઠેકાણે નામ લખવું તથા વર્ણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું ) ની પાસે પોતાની ઓરતનું (આ ઠેકાણે નામ લખવું) [અથવા પોતાનું બાળક (આ ઠેકાણે નામ લખવું) (આ ઠેકાણે કારણ લખવું)ના સબબથી પોતાની મેળે પોતાનું ગુજરાન ચલાવવાને અશક્ત છે તે બાળકનું] ગુજરાન ચલાવવાની જોઈએ તેટલી દ્રવ્ય શકિત છે, અને તેણે તેમ ન કરવાની ગફલત કરી છે (અથવા ના કહીછે.) એવું મારી આગળ સાબિત થયું છે અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને યોગ્ય રીતે હુકમ કરીને ફરમાવ્યુંછે કે તમારે તમારી સદરહુ ઓરતને (અથવા બાળકને) ગુજરાન બદલ રૂપિયાની રકમનું લવાજમ દર મહીને આપવું, અને વળી એવું સાબીત થયુંછે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) સદરહુ હુકમ જાણી જોઈને ગણકાર્યો નથી અને મહિના ( અથવા મહિનાઓ)નાં લવાજમની રકમના રૂપિયા આપવામાં કસુર કરી છે: અને તે ઉપરથી એક હુકમ કરીને એવું ઠરાવ્યું છે કે તેણે ની મુદત સુધી સદરહું તુરંગમાં આસાન (અથવા સખત મજુરી સાથે) કેદ ભોગવવી;

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરિનટેનડેનટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને આ વા-રંટ સુદ્ધાં સદરહુ તુરંગમાં તમારા પેહેરામાં લેવો, અને ત્યાં સદરહુ હુકમ કાયદા પ્રમાણે અમલ-માં આણવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,
તારીખ     માહે     સન ૧૮
(મોહોર.)     (સહી.)

**૪૧.—જપ્તિ તથા વેચાણ કરીને ગુજરાનનું લવાજમ જબરીથી અપાવવા બાબતનું વારંટ.**

( ૪૮૮મી કલમ જુઓ. )

( આ ઠેકાણે જે પોલીસ અમલદારે અથવા બીજા શખસે તે વારંટ બજાવવાનું હોય તેનું નામ તથા હુદો લખવો) જોગ.

(આ ઠેકાણે નામ લખવું) ને યોગ્ય રીતે હુકમ કરીને ફરમાવ્યું છે કે તમારે તમારી સદરહુ ઓરતને (અથવા બાળકને) ગુજરાન બદલ     રૂપિયાના રકમનું લવાજમ દર મહીને આપવું, અને સદરહુ ( આ ઠેકાણે નામ લખવું ) એ સદરહુ હુકમ જાણી જોઇને ગણકાર્યો નથી અને     મહિના (અથવા મહિનાઓ) નાં લવાજમની રકમના રૂપિયા     આપવામાં કસુર કરી છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની જે જંગમ મિલકત     જીલહામાં જડે તે તમારે લઇને જપ્ત કરવી, અને જો સદરહુ જપતી કરયા પછી (આ ઠેકાણે આપેલા દિવસ અથવા કલાકની સંખ્યા લખવી) માંહે (અથવા તાબડતોબ) સદરહુ રકમ આપવામાં ન આવે તો તમારે તે જપ્ત કરેલી જંગમ મિલકત અથવા તેમાંની જેટલી સદરહુ રકમ પુરી કરી આપવાને બસ થાય તેટલી વેચવી; અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તમે તેની રૂએ જે કરયું હોય તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.
તારીખ     માહે     સન ૧૮
(મોહોર.)     (સહી.)

**૪૨.—માજીસ્ટ્રેટની આગળ પ્રથમ ચોકસી કરતી વખતે ખત તથા જામીન ખત.**

( ૪૯૬ મી અને ૪૯૯મી કલમ જુઓ. )

હું, ( આ ઠેકાણે નામ લખવું ), (આ ઠેકાણે જગા લખવી) નો રેહેવાસી     ના ગુનાહનું તોહોમત મારી ઉપર મુકીને મને (જેમ હોય તે પ્રમાણે લખવું) ના માજીસ્ટ્રેટની આગળ આણીને તેમની કોરટમાં તથા શેસન કોરટમાં જરૂર પડે તો હાજર થવા સારૂ તારણ આપવાનું મને ફરમાવ્યા ઉપરથી બંધાઊં છું કે સદરહુ માજીસ્ટ્રેટની કોરટમાં સદરહુ તોહોમતની પ્રથમ ચોકસી ચાલે ત્યારે દરરોજ હું હાજર રહીશ, અને જો તે મુકદમો સેશન કોરટની પાસે ઇનસાફ થવા સારૂ મોકલવામાં આવે તો મારી ઉપર મુકેલાં તોહોમતનો જવાબ દેવાને જ્યારે ફરમાવવામાં આવે ત્યારે સદરહુ કોરટની આગળ હું હાજર હોઇશ તથા હાજર થઇશ, અને આ બાબતમાં જો હું કસુર કરૂં તો હું બંધાઊં છું કે મલીકા માઆઝમા રાણી સાહેબ કૈસરે હિંદને     રૂપિયાની રકમ મારે ગુનેહગારીમાં આપવી.

તારીખ     માહે     સન ૧૮
(સહી.)

આ ઉપરથી હું એકરાર કરૂંછું ( અથવા અમે દરએકજણ એકઠા તથા જુદા જુદા એકરાર કરીએછીએ) કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) નો હું જામીન થાઉંછું (અથવા અમે જામીન થઈએ છીએ) કે તેની ઉપર જે ગુનાનું તોહમત મુક્યું છે તે ગુનાની પ્રથમ ચોકશી ચાલે ત્યારે દરરોજ ૦ ની કોરટમાં તે હાજર રેહેશે, અને જો તે મુકદમો સેશન કોરટની પાસે ઈનસાફ થવા સારૂ મોકલવામાં આવે તો તેની ઉપર મુકેલાં તોહમતનો જવાબ દેવાને તે સદરહુ કોરટ ની આગળ હાજર હશે તથા હાજર થશે અને એ બાબતમાં જો તે કસુર કરે તો હું બંધાઊં છું (અથવા અમે બંધાઈએછીએ) કે મલીકા માઆઝમા રાણીસાહેબ કૈશરેહીંદને રૂપીઆની રેકમ મારે (અથવા અમારે) ગુનેગારીમાં આપવી.

તારીખ માહે સન ૧૮

(સહી.)

---

### ૪૩.—તારણ આપવામાં કસુર થયેથી કેદ કરેલા શખસને છોડી મુકવાનું વારંટ.

( ૫૦૦ મી કલમ જુઓ. )

ની તુરંગના સુપરિન્ટેન્ડંટ (અથવા કીપર) જોગ (અથવા બીજા જે અમલદારના હવાલામાં તે શખસ હોય તે અમલદાર) જોગ.

( આ ઠેકાણે કેદીનું નામ લખવું તથા તેનું વર્ણન કરવું ) ને ની

તારીખનાં આ કોર્ટનાં વારંટની રૂએ તમારે હવાલે કરવામાં આવેલો, અને ત્યાર પછી તેણે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૪૯૯મી કલમ મુજબ પોતાના જામીન (અથવા જામીનો) સાથે એક ખત યોગ્ય રીતે લખી આપ્યું છે ;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને બીજી કોઈ બાબત સારૂ અટકાવી રાખવો યોગ્ય નહી હોય તો તેને તમારા હવાલામાંથી તાબડતોબ છોડી મુકવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન

(સહી.)

---

### ૪૪.—ખતનો અમલ જબરીથી કરાવવા માટે જપ્તિનું વારંટ.

(૫૧૪મી કલમ જુઓ.)

નું પોલીસ-થાણું જે પોલીસ અમલદારના હવાલામાં હોય તે પોલીસ અમલદાર જોગ. (આ ઠેકાણે જે શખસ હોય તેનું નામ લખવું તથા વર્ણન કરવું તથા તેનું રેહેવાનું ઠેકાણું લખવું) પોતાના મુચલકાની રૂએ (આ ઠેકાણે જે પ્રસંગ હોય તે લખવો) હાજર થવામાં કસુર કરી છે, અને તે સદરહુ કસુરને લીધે મલીકા માઆઝમાં રાણીસાહેબ કૈસરે હિંદને (આ ઠેકાણે ખતમાંહેનો દંડ લખવો) રૂપિયાની રકમ ગુનેહગારીમાં આપવાને પાત્ર થયો છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) નો જે જંગમ મિલકત જિલ્હામાં

તમને જડે તે જંગમ મિલકત લઇને તથા અટકાવી રાખીને તમારે જપ્ત કરવી, અને જો સદરહુ રકમ ત્રણ દિવસમાહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી ઉપર કહેલી રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂએ તમે જે કર્યું હોય તેનો શેરો તમારે લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

---

## ૪૫—ખતની શરત તોડેથી જામીનને નોટીસ.

(૫૧૪ મી કલમ જુઓ.)

ના રેહેવાશી જોગ.

તમે તારીખ માહે સન ૧૮ ને રોજ (આ ઠેકાણે જગા લખવી) ના રેહેવાશી (આ ઠેકાણે નામ લખવું) ના જામીન થયલાકે તે ની તારીખે આ કોરટની આગળ હાજર થશે, અને તમે બંધાયલા કે તે તેમાં કસુર કરશે તો હું મલીકા માઆઝમા રાણી સાહેબ કૈશરેહીંદને રૂપીયાની રકમ ગુનેગારીમાં આપીશ; અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) આ કોરટની આગળ હાજર થવામાં કસુર કરી છે, અને સદરહુ કસુરના કારણથી તમે સદરહુ રૂપિયાની રકમ ગુનેગારીમાં આપવાને પાત્ર થયાછો:

વાસતે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ દંડ આપવો અથવા સદરહુ રકમ તમારી પાસે શા સારૂ જબરીથી નહી અપાવવી જોઇએ તેનું કારણ આ તારીખથી દીવસમાહે બતાવવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

---

## ૪૬.—સારી રીતે ચાલવા બાબતનાં ખતની સરત તોડ્યા વિશે જામીનને નોટીસ.

(૫૧૪ મી કલમ જુઓ.)

ના રેહેવાશી જોગ

તમે તારીખ માહે સન ૧૮ ને રોજ એક ખત લખી આપીને (આ ઠેકાણે જગા લખવી) ના રેહેવાશી (આ ઠેકાણે નામ લખવું) ના જામીન થયલા કે તે ની મુદત સુધી સારી રીતે ચાલશે અને તમે બંધાયલા કે તે એ બાબતમાં કસુર કરશે તો હું રૂપીયાની રકમ મલીકા માઆઝમા રાણીસાહેબ કૈશરેહીંદને ગુનેગારીમાં આપીશ; અને તમે એ પ્રમાણે જામીન થયા ત્યાર પછી (આ ઠેકાણે જે ગુનો થયો હોય તે મુખતેસરમાં લખવા) નો ગુનો કરવામાં આવેલો તે ગુનો સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની ઉપર સાબીત થયાનો ઠરાવ કરવામાં આવ્યો છે, જેથી તમારા જામીન ખતની શરત તોડવામાં આવી છે;

વાસતે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ રૂપીયાનો દંડ આપવો, અથવા તે સા સારૂ નહી આપવો જોઈએ તેનું કારણ દીવસ માહે બતાવવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપી છે, તારીખ  માહે  સન ૧૮
(મોહોર.)  ( સહી. )

## ૪૭.—જામીનની ઉપર જપ્તિનું વારંટ.

(૫૧૪મી કલમ જુઓ.)

જોગ.

( આ ઠેકાણે ખતની શરત લખવી )  એ હાજર થવા બાબત (આ ઠેકાણે નામ લખવું તથા વર્ણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) જામીન તરીકે બંધાયોછે; અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) કસુર કરી છે, અને તેથી તે (આ ઠેકાણે ખતમાંહેનો દંડ લખવો)  રૂપિયાની રકમ મલીકા માઆઝમાં રાણીસાહેબ કૈસરેહિંદને આપવાને પાત્ર થયોછે;

વાસ્તે તમને આ ઉપરથી અધિકાર આપવામાં આવેછે તથા ફરમાવવામાં આવેછે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું)ની જે જંગમ મિલકત  જિલ્લામાં તમને જડે તે લઇને તથા અટકાવી રાખીને તમારે જપ્ત કરવી; અને જો સદરહુ રકમ ત્રણ દિવસમાંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી ઉપર કહેલી રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂએ તમે જે કરયું હોય તેનો શેરો લખી મોકલવો.

મારી સહી તથા કોર્ટની મોહોર કરીને આપ્યુંછે, તારીખ  માહે  સન ૧૮
(મોહોર.)  (સહી.)

## ૪૮.—જે તોહોમતવાળા શખસના જામીન લીધા હોય તેના જામીનને કેદ કરવાનું વારંટ

(૫૧૪મી કલમ જુઓ.)

ની દિવાની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

(આ ઠેકાણે ખતની શરત લખવી)  એ હાજર થવા બાબત (આ ઠેકાણે જામીનનું નામ લખવું તથા તેનું વર્ણન કરવું) જામીન તરીકે બંધાયલો છે, અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) એ બાબતમાં કસુર કરીછે, જેથી સદરહુ ખતમાં લખેલા દંડ ઉપર મલિકા માઆઝમાં રાણીસાહેબ કૈસરે હિંદનો દાવો થયોછે; અને સદરહુ (આ ઠેકાણે જામીનનું નામ લખવું) ને યોગ્ય નોટિસ આપ્યા છતાં તેણે સદરહુ રકમ આપવામાં તેમજ તે રકમ એની પાસે શા સારૂ જબરીથી નહી અપાવવી જોઇએ તેનું પુરતું કારણ બતાવવામાં કસુર કરી છે, અને તેની જંગમ મિલકતની જપ્તિ તથા વેચાણથી સદરહુ રકમ વસુલ થઈ શકતી નથી, અને (આ ઠેકાણે મુદત વિશેષે કરીને લખવી) સુધી તેને દિવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યો છે;

વાસ્તે આ ઉપરથી તમને, સદરહુ સુપરિન્ટેંડંટને (અથવા કીપરને), અધિકાર આપવામાં આવેછે તથા ફરમાવવામાં આવેછે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને આ વારંટસુદ્ધાં તમારા હવાલામાં લેવો અને તેને સદરહુ (આ ઠેકાણે કેદની મુદત લખવી) સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવો, અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોર્ટની મોહોર કરીને આપ્યુંછે, તારીખ      માહે      સન ૧૮
(મોહોર.)      (સહી.)

---

### ૪૯.—સુલેહ રાખવા બાબતનાં ખતની સરત તોડ્યા વિશે મુખ્યને નોટીસ.

(૫૧૪મી કલમ જુઓ.)

( આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) જોગ.

તારીખ      માહે      સને ૧૮      ને રોજ તમે (આ ઠેકાણે તે ખતમાં જેમ હોય તેમ લખવું) નહી કરવા બાબતનું ખત લખી આપેલું, અને તે માંહેની શરત તોડ્યાની સાબિતી મારી આગળ આપવામાં આવી છે અને દફતરમાં બરાબર દાખલ કરવામાં આવી છે.

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવેછે કે તમારે      રૂપિયાનો સદરહુ દંડ આપવો, અથવા તે શા સારૂ તમારી પાસે જબરીથી નહી અપાવવો જોઇએ તેનું કારણ      દિવસ માહે મારી આગળ બતાવવું. તારીખ      માહે      સન ૧૮
(મોહોર.)      (સહી.)

---

### ૫૦.—સુલેહ રાખવા બાબતનાં ખતની શરત તોડેથી મુખ્યની મિલકત જપ્ત કરવા બાબતનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ.)

ના પોલીસ-થાણાના (આ ઠેકાણે પોલીસ-અમલદારનું નામ તથા હુદ્દો લખવો) જોગ.

તારીખ      માહે      સન ૧૮      ને રોજ (આ ઠેકાણે નામ લખવું તથા વર્ણન કરવું) સુલેહનો ભંગ નહી કરવા વગેરે (ખતમાં હોય તે પ્રમાણે લખવું) બાબત      રૂપિયાની રકમનું ખત લખી આપીને બંધાએલો, અને સદરહુ ખતની શરત તોડ્યાની સાબિતી મારી આગળ આવવામાં આવીછે તથા યોગ્ય રીતે દફતરમાં દાખલ કરવામાં આવીછે; અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને નોટિસ આપીને ફરમાવવામાં આવ્યુંછે કે સદરહુ રકમ શા સારૂ નહી આપવી જોઇએ તેનું કારણ તમારે બતાવવું, અને તેમ કરવામાં તેમજ સદરહુ રકમ આપવામાં તેણે કસુર કરીછે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવેછે તથા ફરમાવવામાં આવેછે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની      રૂપિયાની કિમતની જે જંગમ મિલકત      જિલ્હામાં તમને જડે તે તમારે લઇને જપ્ત કરવી, અને જો સદરહુ રકમ      માંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી સદરહુ રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી; અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂએ તમે જે કર્યું હોય તેનો શેરો લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,
તારીખ      માહે      સન ૧૮
(મોહોર.)      (સહી.)

---

### ૫૧.—સુલેહ રાખવા બાબતનાં ખતની શરત તોડેથી કેદનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ.)

ની દિવાની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

(આ ઠેકાણે નામ લખવું તથા વર્ણન કરવું) સુલેહ રાખવા બાબત પોતે લખી આપેલાં ખતની શરત તોડીછે એવી સાબિતી મારી આગળ આપવામાં આવીછે તથા યોગ્યરીતે દફતરમાં દાખલ કરવામાં આવીછે તેથી તે મલીકા મોઆઝમા રાણીસાહેબ કૈસરેહિંદને રૂપિયાની રકમ ગુન્હેગારીમાં આપવાને પાત્ર થયોછે; અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) સદરહુ રકમ આપવાનું અથવા તે શા સારૂ નહી આપવી જોઇએ તેનું કારણ બતાવવાનું તેને યોગ્ય રીતે ફરમાવેલું તે છતાં તેમ કરવામાં કસુર કરીછે, અને તેની જંગમ મિલકત જપ્ત કરીને તે રકમ વસુલ કરી શકાતી નથી, અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને (આ ઠેકાણે કેદની મુદત લખવી) ની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યોછે;

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ દિવાની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટને) અથવા કીપરને) અધિકાર આપવામાં આવેછે તથા ફરમાવવામાં આવેછે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ (આ ઠેકાણે કેદની મુદત લખવી) ની મુદત સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવો, અને આ વારંટ કેવીરીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

---

### ૫૨.—સારીરીતે ચાલવા બાબતનાં ખતની શરત તોડેથી જપ્તિ તથા વેચાણ કરવાનું વારંટ.

(૫૧૪મી કલમ જુઓ.)

નું પોલીસ-થાણું જે પોલીસ-અમલદારના હવાલામાં હોય તે પોલીસ-અમલદાર જોગ.

(આ ઠેકાણે મુખ્યનું નામ વગેરે લખવું) સારી રીતે ચાલે તે બાબત (આ ઠેકાણે નામ લખવું તથા વર્ણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) તારીખ માહે સન ૧૮ ને રોજ રૂપિયાની રકમનું ખત લખી આપીને તારણ આપેલું, અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) નો ગુન્હો કર્યાની સાબિતી મારી આગળ આપવામાં આવીછે તથા યોગ્યરીતે દફતરમાં દાખલ કરવામાં આવીછે, જેથી સદરહુ ખતની શરત તોડવામાં આવીછે; અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને નોટિસ આપીને ફરમાવવામાં આવ્યું છે કે સદરહુ રકમ શા સારૂ નહી આપવી જોઇએ તેનું કારણ તમારે બતાવવું, અને તેણે એ મુજબ કરવામાં તેમજ સદરહુ રકમ આપવામાં કસુર કરીછે;

વાસતે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની રૂપીઆની કીમતની જે જંગમ મિલકત તમને જિલ્લામાં જડે તે લઇને તમારે જપ્ત કરવી, અને જો સદરહુ રકમ માહે આપવામાં

ન આવે, તો એ પ્રમાણે જપ્ત કરેલી મીલકત અથવા તેમાંની જેટલી સદરહુ રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મીલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેના રૂહએ તમે જે કરયું હોય તેનો શેરો લખી મોકલવો.

મારી સહી તથા કોર્ટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

---

### ૫૩.—સારી રીતે ચાલવા બાબતનાં ખતની સરત તોડેથી કેદ કરવાનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ.)

ની દિવાની તુરંગના સુપરીન્ટેનડેન્ટ (અથવા કીપર) જોગ.

(આ ઠેકાણે મુખ્યનું નામ વગેરે લખવું) સારી રીતે ચાલે તે બાબત (આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું,) તારીખ માહે સન ૧૮ ને રોજ રૂપીયાની રકમનું ખત લખી આપીને તારણ આપેલું અને સદરહુ ખતની શરત તોડ્યાની સાબીતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્ય રીતે દફતરમાં દાખલ કરવામાં આવીછે, જેથી સદરહુ (આ ઠેકાણે નામ લખવું) મલોકા મોઆઝમા રાણીસાહેબ કૈસરે હિંદને રૂપિયાની રકમ ગુનેહગારીમાં આપવાને પાત્ર થયા છે; અને સદરહુ રકમ આપવાનું અથવા તે શા સારૂ નહી આપવી જોઇએ તેનું કારણ બતાવવાનું તેને યોગ્ય રીતે ફરમાવવામાં આવેલું તે છતાં તેમ કરવામાં તેણે કસુર કરીછે, અને તે રકમ તેની જંગમ મિલકત જપ્ત કરીને વસુલ થઈ શકતી નથી, અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને (આ ઠેકાણે કેદની મુદત લખવી) ની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યોછે;

વાસ્તે આઉપરથી તમને સદરહુ સુપરીન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધીકાર આપવામાં આવેછે તથા ફરમાવવામાં આવેછે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવા, અને તેને સદરહુ (આ ઠેકાણે કેદની મુદત લખવી) ની મુદત સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવા; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર.)

(સહી.)

(સહી.) આર. જે. ક્રાસ્થવેટ,
આફિશિએટિંગ સેક્રેટરી નિસબત ઇંડિયા સરકાર.

(True Translation.)
S. P. PANDIT,
Oriental Translator to Government.

ઈંડિઆના ગવરનર જનરલ ઈનકાઉનસિલનો હેઠળ લખેલો આકટ ગવરનર જનરલ સાહેબે સન ૧૮૭૯ ના નવેંબર મહીનાની ૧૪ મી તારીખે મંજુર કરયો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છપાવીને પ્રસિધ્ધ કરયો છે.

# સન ૧૮૭૯ નો આકટ ૨૧ મો

બ્રિટિશ ઈંડીઆ બાહારની જગાએ જે ગુન્હા થાય તે ગુનાહનો ઈનસાફ કરવા બાબત અને ગુનહેગારોને સ્વાધીન કરવા બાબત નિયમ ઠરાવવા બાબતનો આકટ.

ઉદેશ. | તહનામાં ઉપરથી તથા કબળાયતી ઉપરથી તથા કરારનામા ઉપરથી તથા સનંદ ઉપરથી તથા રૂઢી ઉપરથી તથા અપ્રતિબંધ વહિવટ ઉપરથી અને કાયદાસર બીજા સાધન ઉપરથી ઈંડીઆના ગવરનર જનરલ ઈનકાઉનસિલને બ્રિટીશ ઈંડીયાની હદ બાહારની ઘણીએક જગાએ અધિકાર અને હકુમત છે વાસ્તે;—અને તે અધિકાર અને હકુમત ગવરનર જનરલ ઈનકાઉનસીલના હુકમ પ્રમાણે કામ કરનારા પોલીટીકલ એજંટ તથા બીજાઓને વખતે વખતે આપવામાં આવીછે વાસ્તે;—અને તે અધિકાર અને હકુમત ચલાવવા ઊપર અને બીજાને આપવા ઊપર બ્રિટિશ ઈંડીઆના કાયદાનો નિરબંધ કેટલો છે અને તેને તે કાયદાનો આધાર કેટલો છે તે બાબત શક પડયો છે વાસ્તે;—અને તે શક દુર કરવા સારૂ અને તે અધિકાર અને હકુમત ચલાવવા બાબતના અને બીજાને આપવા બાબતના અને રાણીની રઈયત બ્રિટિશ ઈંડીઆની હદ બાહાર ગુનાહ કરે તે બાબતના અને ગુનહેગારોને સ્વાધીન કરવા બાબતના કાયદા એકઠા કરીને સુધારવા સારૂ સન ૧૮૭૨ નો પરરાજ્યમાંહેની હકુમત બાબતનો અને પરરાજના ગુનહેગારોને તેઓની સરકારને સ્વાધીન કરવા બાબતનો આકટ પસાર કરયો હતો; અને તે આકટ રદ કરવો અને હેઠળ લખેલા સુધારા સાથે ફરીથી ઠરાવવો પણ યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે;—

## ભાગ ૧ લો. પ્રથમ નિયમો.

ટુંકુ નામ. | ૧. આ આકટને "સન ૧૮૭૯ નો પરરાજમાંહેની હકુમત બાબતનો અને ગુનહેગારોને સ્વાધીન કરવા બાબતનો આકટ" કેહેવો.

આકટ કોહાંકોહાં લાગુછે. | આ આકટ આખા બ્રિટીશ ઈંડીયાને,

બ્રિટિશ ઈંડીઆની હદ બાહાર રાણીની હિંદુસ્થાનની દેશી રઈયત હોય તે સઘળી રઈયતને, અને રાણી સાહેબની સાથે દોસ્તી રાખનારા હિંદુસ્થાન માંહેના રાજાઓના અને સંસ્થાનોના મુલકમાં રાણીની વિલાયતી રઈયત હોય તે સઘળી રઈયતને લાગુછે.

શરૂઆત. | અને આ આકટ ઠરયો એટલે અમલમાં આવશે.

બીજા કાયદા તથા તહનામાં રાખ્યાં. | પણ ગુનહેગારોને સ્વાધીન કરવા બાબતનો જે વખતે જે કાયદો અથવા તહનામું અમલમાં હશે તે કાયદાના અથવા તહનામાના ઠરાવને આ આકટના કોઈ પણ ઠરાવથી બાધ આવતો નથી એમ

સમજવું; અને સદરહુ પ્રકારના કોઇ કાયદા અથવા તહનામું જે જે બાબતમાં લાગુ છે તે તે બાબતમાં તે કાયદામાં અથવા તહનામામાં ઠરાવેલી રીત પ્રમાણે કામ ચલાવવું જોઇએ.

પરરાજના ગુનહેગારોને રદ કરવું.

૨. સન ૧૮૭૨ નો પરરાજ માહેની હકુમત બાબતનો અને પરરાજના ગુનહેગારોને તેઓની સરકારને સ્વાધીન કરવા બાબતનો આકટ રદ કરયો છે; પણ ચાલુ હોય એવી, તે આકટ ઉપરથી જે નેમણુંક કરી હશે તે સઘળી નેમણુંકો જે અધિકાર આપ્યા હશે તે સઘળા અધિકાર, જે દાખલા આપ્યા હશે તે સઘળા દાખલા જે માગણી તથા કાનુન કરી હસે તે સઘળી માગણી તથા કાનુન અને ચાલુ હોય એવી જે જાહેરનામે, સમન્સ, વારંટ, હુકમ તથા તાકીદ કરી હશે તે સઘળાં જાહેરનામાં, સમન્સ, વારંટ હુકમ અને તાકીદ, આ આકટને અનુંસરીને હશે તેટલે સુધી તે આ આકટ પ્રમાણે કરેલ છે તથા આપ્યા છે તથા કરી છે એમ સમજવું.

અરથની કલમ.

૩ આ આકટમાં આગલા પાછલા સંબંધથી બાધ આવતો નહોતો,—

"પોલીટીકલ એજંટ" | "પોલીટીકલ એજંટ" આ શબ્દનો અરથ હેઠળ લખ્યા પ્રમાણે છે અને તે શબ્દોમાં હેઠળ લખેલા અમલદારોનો સમાસ થાય છે એમ સમજવું.—

(૧) બ્રિટીસ ઇંડીયાની હદ બાહારના કોઇ મુલકમાં અથવા જગાએ હિંદુસ્થાનની બ્રિટીશ સરકારની તરફથી મુખ્ય અમલદાર હોય તે અમલદાર

(૨) કોઇ જગા બ્રિટીશ ઇંડીયાનો ભાગ નહી હોય તે જગાએ આ આકટ પ્રમાણે પોલીટીકલ એજંટનો સઘળો અથવા કેટલોએક અધિકાર ચલાવવાને ગવરનર જનરલ ઇનકાઉન્સીલે, અથવા મદ્રાસ અથવા મુંબઇ ઇલાકાના ગવરનર ઇનકાઉન્સીલે બ્રિટીશ ઇંડીયા માહેનો કોઇ અમલદાર નિમ્યો હશે તે અમલદાર; અને

"રાણીની વિલાયતી રઇયત" | "રાણીની વિલાયતી રઇયત" આ શબ્દનો અરથ હાલના કામની રીતના કાયદામાં રાણીની વિલાયતી રઇયતની વ્યાખ્યા કરીછે તે પ્રમાણે સમજવો.

## ભાગ ૨ જો.

બ્રિટીશ ઇંડીયા બાહારની જગાએ બ્રિટીસ અમલદારોના અધિકાર.

ગવરનર જનરલનો અધિકાર બ્રિટીશ ઇંડીયા બાહારની જગાએ ચલાવવા બાબત અને તે બીજાને આપવા બાબત.

૪. ગવરનર જનરલ ઇન કાઉનશીલને જે વખતે જે કાંઇ અધીકાર અથવા હકુમત છે તે બ્રિટીશ ઇંડીયાની હદ બાહારના હરકોઇ મુલકમાં અથવા જગાએ ચલાવવાનો અખત્યાર અને તે અધિકાર અને હકુમત પોતાની નજરમાં આવે તે વખતે આવે તે રીતે અને તેટલે સુધી હિંદુસ્થાન માહેની બ્રિટીશ સરકારના હર કોઇ નોકરને આપવાનો અખત્યાર ગવરનર જનરલ ઇન કાઉનશીલને છે.

૫. સદરહુ પ્રકારનો કોઇ અધિકાર અથવા હકુમત ગવરનર જનરલ ઇનકાઉન્સીલ

## ભાગ ૩ જો

### બરીટીસ ઈંડીયા બહારની જગાએ રાણીની રઈયત ગુનહા કરે તે ગુનહાની બરીટીસ ઇંડીયામાં ચોકશી.

રાણીની રઈયત બરીટીસ ઈંડીયાની હદ બહાર ગુનહા કરે તે બાબત તેઓની જવાબદારી.

૯ રાણીની વીલાયતી રઈયત, રાણી સાહેબની સાથે દોસ્તી રાખનારા હીંદુસ્તાન માંહેના કોઈ રાજાના અથવા સરદારના મુલકમાં જ્યારે કોઈ ગુનહો કરે, અથવા,

બરીટીસ ઈંડીઆની હદ બહારની કોઈ પણ જગાએ રાણીની હીંદુસ્તાનમાંની દેશી રઈયત જ્યારે ગુનહો કરે.

તીયારે સદરહુ પ્રકારના ગુનહા બાબત તે માણસની તજવીજ એવી રીતે કરવી કે તે માણસ બરીટીશ ઈંડીયા માંહેની જે કોઈ જગાએ જડે તે ઠેકાણે તેણે તેવો ગુનહો કરયો હોતતો જે પ્રમાણે તેની તજવીજ થાત તે પ્રમાણે તજવીજ કરવાનો અખતીયાર છે.

ચોકસી કરવા લાયક તો હોમત છે એવો દાખલો પોલિટિકલ એજંટે આપવો.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારના કોઈ ગુનહાના તોહોમતની ચોકસી બ્રિટિશ ઇંડીયામાં કરવી નહી પણ બ્રિટિશ ઈંડિયામાં ચોકસી થવી જોઈએ એવું મહારા અભિપ્રાય પ્રમાણે તોહોમત છે એવો દાખલો જે મુલકમાં ગુનહો કરયાનું કહેતા હોય તે મુલકનો પોલિટિકલ એજંટ હોય અને તે લખી આપે તો બ્રિટિશ ઈંડિયામાં ચોકસી કરવી.

અને વળી એવું ઠરાવ્યું છે કે આ કલમ પ્રમાણે કોઈ માણસ ઊપર કાંઈ કામ ચલાવ્યું હોય તેથી ગુનો બ્રિટિશ ઈંડિયામાં કરયો હોત તો તેજ ગુનહા બાબત તેજ માણસ ઊપર આગળ બીજું વધારે કામ ચાલવાને હરકત થઈ હોત. તે ચલાવેલાં કામને લીધે, તેજ ગુનહો બ્રિટિસ ઈંડીયાની હદ બહારની કોઈ જગાએ કરવા બાબત આ આકટ પ્રમાણે તે માણસ ઊપર આગળ બીજું વધારે કામ ચલાવવાને હરકત થાશે એવું સમજવું.

જુબાનીઓની અને દસ્તાવેજોની નકલ પુરાવામાં લેવાનો હુકમ કરવાનો અખીતીઆર

૧૦ નવમી કલમમાં કહેલા સદરહુ પ્રકારના કોઈ ગુનાની ચોકશી અથવા તજવીજ ચાલતી હોય તીયારે જે જગાએ તે ગુનો કરયાનું કહેતા હોય તે જગામાંના અથવા જગાના પોલીટીકલ એજંટની આગળ અથવા ઈનસાફના અમલદારની આગળ જુબાનીઓ આપી હોય અથવા દસ્તાવેજો રજુ કરયા હોય તે જુબાનીઓની અથવા દસ્તાવેજોની નકલ, તે ચોકશી અથવા તજવીજ કરનારી કોરટ તે જુબાનીઓની અથવા દસ્તાવેજોની વાત બાબત પુરાવો લેવા સારૂ જે પ્રસંગે કમીશન નીમે તે પરસંગે તે કોરટ પુરાવામાં લેવી એવું પોતાની નજરમાં આવશે તો હુકમ કરવાનો અખતીયાર સ્થાનીક સરકારને છે.

## ગુનહેગારને સવાધીન કરવા બાબત

**રાણીની વીલાયતી રહીયત શીવાય બીજા માણસો બ્રીટીશ ઇંડીયામાં નાહાશી આવે તેઓને પકડીને મોકલવા બાબત.**

૧૧ રાણીની વીલાયતી રહીઆત નહી હોય એવા કોઈ માણસે કોઈ સંસ્થાનમાં તે સંસ્થાનના કાયદા વીરૂધ ગુનો કરયો હોય અથવા કરયો કે એવું લાગતું હોય અને તે માણસ બ્રીટિશ ઇંડિયામાં નાહાશી આવે અથવા હોય ત્યારે હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હશે તો તે સંસ્થાનના પોલીટીકલ એજંટને હેઠળ લખ્યા પ્રમાણે કરવા સારૂ વારંટ કરવાનો અખતીયાર છે એટલે,—

ગુનાહની ચોકશી સદરહુ સંસ્થાનમાં થવી જોઈએ એવું તે પોલીટીકલ એજંટની નજરમાં આવશે તો,

અને જે કામ થયાનું કહેતા હોય તે કામ બ્રીટીશ ઇંડીઆમાં કરયુ હોતતો આ આકટને જોડેલા પરીશીસ્ટમાં હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમો લખીછે તે કલમો પ્રમાણે અથવા તે કાયદાની અથવા બીજા કોઈ કાયદાની બીજી જે કલમ ગવરનર જનરલ ઇનકાઉનશીલ ઇંડીઆ ગ્યાજેટમાં જાહેરનામું છપાવીને વખતે વખતે કહે તે કલમ પ્રમાણે ગુનો થયો હોત તો,

તે માણસને પકડવા બાબત અને જે જગા વારંટમાં લખી હોય તે જગાએ વારંટમાં લખેલાં માણસને સ્વાધીન કરવા બાબત વારંટ કરવાનો પોલીટીકલ એજંટને અખતીયાર છે.

**વારંટ કોહોના નામનું કરવું અને શી રીતે બજાવવું.**

૧૨ કયા જીલામાં તોહોમતવાળું માણસ છે એવું લાગતું હોય તે જીલ્લાના માજીસ્ટ્રેટના નામનું તે વારંટ કરવાનો અખતીઆર છે; અને વારંટ બજાવવા બાબત જે વખતે જે કાયદો ચાલુ હોય તે કાયદામાં ઠરાવેલી રીતે તે વારંટ અમલમાં લાવવું; અને તોહોમતવાળું માણસ પકડાય એટલે તેને વારંટમાં લખેલી જગાએ મોકલી દેવું અને વારંટમાં લખેલા અમલદારને સ્વાધીન કરવું.

**પોલીટીકલ એજંટે પોતાની જાતે મુકરદમાનો નીકાલ કરવો અથવા તજવીજ થવા સારૂ માણસને માકુલ કોરટમાં મોકલવું**

૧૩. સદરહુ પોલીટીકલ એજંટે કાંતો તે મુકરદમાનો પોતાની જાતે ફેંસલો કરવો અથવા જો ગવરનર જનરલ ઇનકાઉનશીલે અથવા મદ્રાસ ઇલાકાના ગવરનર ઇનકાઉનશીલે અથવા મુંબાઈ ઇલાકાના ગવરનર ઇનકાઉનશીલે હેઠળ લખ્યા પ્રમાણે કરવા સારૂ તેને સામાન્ય કે વીશેષ રીતે અખતીયાર આપ્યો હોય તો ઉપર કહ્યા પ્રમાણે મોકલેલું માણસ રાણીની હીંદુસ્થાની રઈયત હોય કે નહી હોય તો પણ તેને જે સંસ્થાનમાં ગુનો કરયો હોય તે સંસ્થાનની માકુલ કોરટ પાસે તજવીજ કરાવવા સારૂ તે કોરટોને સ્વાધીન કરવું.

**ગુનેહગારો સ્વાધિન કરવા બાબત બ્રિટીશ સરકારના મુલકના કોઈ ભાગમાં હ**

૧૪. રાણીસાહેબના મુલકના કોઈ ભાગમાં અથવા કોઈ પારકા રાજાના અથવા સંસ્થાનના મુલકમાં ગુનો કરયાનું તોહોમત જે માણસ ઉપર આવ્યું હોય તે માણસ સ્વાધિન કરવાનું તે ભાગમાં અથવા મુલકમાં હકુમત ચલાવનારા માણસો અથવા તેઓ

હકુમત ચલાવનારાઓએ બાથ [illegible] વા પારકા દેશના રાજ્ય [illegible] ખી મોકલે તે બાબત

ના હુકમથી (બીજા માણસો) ગવરનર જનરલ ઈનકૌંસીલને અને [illegible] અથવા બીજી સ્થાનીક સરકારને લખી મોકલે ત્યારે તે ગુનો કોઈ માજીસ્ટરેટના હકુમતના સ્થાનીક હદમાં થયો હોત તો તે ગુનાહની ચોકસી કરવા બાબત તેની હકુમત ચલાવતે તે માજીસ્ટરેટને તે તોહોમતના ખરાપણા બાબત ચોકસી કરવાનો હુકમ કરવાને ગવરનર જનરલ ઈન કૌંસીલ અથવા સ્થાનીક સરકાર (પ્રસંગ પ્રમાણે જેમ હોય તેમ) મુખતીયાર છે.

જ્યારે ગુનો મામુલ પ્રમાણે સમન કરવા લાયક છે કે વારંટ કરવા લાયક છે, જે પ્રમાણે [illegible]માં આવે તે પ્રમાણે તે માણસને પકડવા બાબત સમન અથવા વારંટ ઉપર કહ્યા પ્રમાણે જે માજીસ્ટરેટને હુકમ થયો હોય તેણે કરવું. અને તોહોમતના ખરાપણા બાબત ચોકસી કરવી જોઈએ અને તે ચોકસી કરવાનો પોતાને જે સરકારે હુકમ કરયો હોય તે સરકારને તે બાબત તેણે રીપોર્ટ કરવો જોઈએ. અને તોહોમતવાળું માણસ ઉપર કહેલી દરબારત કરનારાં માણસોને સ્વાધિન કરવું જોઈએ એવું ઉપર કહેલો રીપોર્ટ આવ્યા પછી સદરહુ સરકારની નજરમાં આવશે તો તે તોહોમતવાળા માણસને સંભાળીને રાખવા તથા મોકલવા બાબત વારંટ કરવાને અને તે વારંટમાં કઈ જગાએ તથા તે માણસને કોહોને સ્વાધિન કરવો તે લખવાને તે સરકાર મુખતીયાર છે.

દશમી કલમના ઠરાવ આ કલમ પ્રમાણે ચોકસી થાય તેને લાગુ છે એવું સમજવું.

બ્રિટિશ હંદીવાની બાહાર ગુનો કરયાનું તોહોમત આવેલા માણસને પકડવા સારૂ કંઈ બાબતમાં માજીસ્ટરેટે વારંટ કરવું.

૧૫ બ્રિટીશ હંદીવાની બાહાર કોઈપણ ગુનો કરયાનું તોહોમત અથવા વેહેમ જે માણસ ઊપર હોય એવું કોઈ માણસ જ્યારે જ્યારે બ્રિટીશ હંદીવામાંના કોઈ માજીસ્ટરેટની હકુમતના સ્થળ શીમમાં હશે અને એવા માણસને પકડવા બાબત કોઈ પણ સંસ્થાનના પોલીટીકલ એજંટ અગીયારમી કલમમાંના ઠરાવ મુજબ વારંટ કરી શકે અથવા રાણીસાહેબના મુલકના અથવા કોઈપણ પારકા રાજ્યના અથવા સંસ્થાનના મુલકના કોઈ પણ ભાગનો રાજ કારભાર જે વખતે જે માણસો ચલવતા હશે તે તે માણસને સ્વાધિન કરવાનું કહી શકશે એવું સદરહુ માજીસ્ટરેટને લાગશે ત્યારે ત્યારે તે માજીસ્ટરેટને યોગ્ય લાગે તો તેણે તે માણસને પકડવા સારૂ વારંટ કરવું. આ વારંટ કરવું તે હેઠળ લખ્યા પ્રમાણે હોય તો કરવું; એટલે તેની હકુમતના સ્થળશીમમાં તે ગુનો બન્યો હોત તો જે બાતમી ઊપરથી અથવા ફરિયાદ ઉપરથી અને તેવા પુરાવા ઉપરથી એવું વારંટ કરવું વ્યાજબી છે એવું તેને લાગ્યું હોત તેવી બાતમી ઉપરથી અથવા ફરીયાદ ઉપરથી અને તેવા પુરાવા ઉપરથી તેણે તે કરવું.

માજીસ્તરેટે પોલીટીકલ એજંટને અ[illegible] સરકારને બાતમી મોકલવી.

આ કલમ પ્રમાણે વારંટ કરનારા કોઈપણ માજીસ્ટરેટે જે સંસ્થાનનો પોલીટીકલ એજંટ હોય એવા કોઈ સંસ્થાનમાં તે ગુનો બન્યો છે એવું લાગે અથવા તે ગુનો કરયો એવું કહેવું હશે ત્યારે પોતે ચલાવેલા કામની બાતમી સદરહુ પ્રકારના પોલીટીકલ એજંટને તાબડતોબ મોકલવી જોઈએ અને બીજી બાબતમાં પોતે ચલાવેલાં કામ બાબત સ્થાનિક સરકારને તાબડતોબ રીપોર્ટ કરવો જોઈએ.

૧૬. પંદરમી કલમ મુજબ કોઇ માજીસ્ટ્રેટે કરેલા વારંટ ઉપરથી કોઇ માણસને પકડ્યું હશે તેને પકડ્યાની તારીખથી બે મહીના કરતાં વધારે અટકાવી મુકવું નહી પણ તે માજીસતરેટને સદરહુ મુદતમાં સદરહુ પ્રકારના માણસને સ્વાધીન કરવા બાબત કોઇ સંસ્થાનના પોલીટીકલ એજંટ તરફથી અગીઆરમી કલમ મુજબ વારંટ પહોંચ્યું હશે અથવા ગવરનર જનરલ ઇનકાઉનસીલની તરફથી અથવા સ્થાનીક સરકારની તરફથી તે માણસ બાબત કંઇ પણ હુકમ પહોંચ્યો હશે અથવા એવા માણસને કાયદા પ્રમાણે કોઇ પારકા રાજાને અથવા સંસ્થાનને સ્વાધિન કરયો હશે તો જુદી વાત.

પકડેલા માણસ ઉપરફલાણી વખતની અંદર કામ ચલાવવામાં આવે તેને છોડી મુકવો.

સદરહુ પ્રકારનું વારંટ અથવા હુકમ પહોંચ્યાની અગાઊ કોઇ પણ વખતે માજીસતરેટને યોગ્ય લાગેતો તેણે તહોમતદારને છોડી મુકવો અને તોહોમતદારને છોડી મુકવો એવું સ્થાનીક સરકારે એવું વારંટ અથવા હુકમ પહોંચ્યાની અગાઊ કોઇ પણ વખતે ફરમાવ્યું હોય તો તે માણસને માજીસતરેટે છોડી મુકવો. જોઇએ.

૧૭ જામીન બાબતના ફોજદારી કામની રીતના કાયદામાંના ઠરાવ પંદરમી કલમ પ્રમાણે પકડેલા કોઇ પણ માણસની બાબતમાં લાગુ થશે તે એ રીતે કે જે ગુન્હાનું તોહોમત સદરહુ પ્રકારના માણસ ઊપર મુક્યું છે તે ગુનોહ તેણે બ્રિટીશ ઇંડીયામાં કરયાનું તોહોમત આવ્યું હોત તો જે રીતે લાગુ થાત તેજ રીતે લાગુ થશે.

જામીન.

# ભાગ ૫ મો.

## પરચુરણ.

૧૮ હેઠળ લખેલી વાતો બાબત વખતે વખતે કાનુન કરવાનો અખતિઆર ગવરનર જનરલ ઇનકાઉનસીલને છે.

કાનુનો કરવાનો અખતીયાર.

(૧) રાણીની વીલાયતી અથવા દેશી રઇયતને પોલીટીકલ એજંટે આ આ આકટ પ્રમાણે કેદ કરી હોય તેઓને અટકાવી રાખવા બાબત તથા તેઓના ભાથા બાબત અને તુરંગમાં તેઓની વ્યવસ્થા રાખવા બાબત.

(૨) તોહોમતવાળા માણસને આ આકટ પ્રમાણે મોકલવા બાબત અને તેઓને સ્વાધીન લેવાનો ફલાણાં ફલાણાં માણસને અધિકાર છે એ રીતે જે માણસોના નામ વારંટમાં લખેલા હોય તે માણસોને સ્વાધિન તે તોહોમતવાળા માણસો કરવામાં આવે ત્યાંહાં સુધી તેઓનો બંદોબસ્ત રાખવા બાબત અને તેઓનું ગુજરાન ચલાવવા બાબત અને

(૩) આ આકટની સઘળી મતલબ પાર પાડવા બાબત કાનુનો કરવાનો અખતીઆર છે.

૧૭ કોઈપણ પારકા રાજના અથવા સંસ્થાનના મુલકમાંની કોઈપણ કોરટમાં આ થતા ન્યાય સભામાં ચાલતું હોય એવા કોઈપણ ફોજદારી પ્રકરણની બાબતમાં કોઈપણ સાહેદની જુબાની લેવાની હશે તે કોઈપણ રીતની પ્રકરણની બાબતમાં દીવાની પંચશાહનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ૨૫ મા ભાગ મુજબ જે રીતે મંગાવી શકાય છે તે રીતે મંગાવી લેવાને અખીતીઆર છે અને તે ભાગમાંના ઠરાવનો અરથ કરવો તે તે ભાગના "દીવાની" એ શબ્દમાં ગુનેગાર ઉપર ચલાવેલા કામનો સમાવેશ થતો હોય તે પ્રમાણે કરવો. વળી એમ પણ એવું ઠરાવ્યું છે કે આ કલમના કોઈ પણ ઠરાવ કોઈ પણ પ્રકરણ રાજ્યકી જ પ્રકારનું હશે તે પ્રકરણની બાબતમાં લાગુ છે, એમ સમજવું નહી.

પારકી ફોજદારી કોરટોએ આપેલ કમીસનો બજાવવા.

## શિડ્યૂલ.

હિંદુસ્થાનમાંના ફોજદારી કાયદાની જે કલમો ૧૬ મી કલમમાં કહીછે તે કલમો—

૨૦૬ ઠી, ૨૦૮ મી, અને ૨૨૪ મી કલમ; ૨૩૦ મી કલમના આરંભથી તે ૨૬૩ મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૨૯૯ મી કલમના આરંભથી તે ૩૦૪ થી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૩૦૭ મી, ૩૧૦ અને ૩૧૧ મી કલમ; અને ૩૧૨ મી કલમના આરંભથી તે ૩૧૭ મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૩૨૩ મી કલમના આરંભથી તે ૩૩૩ મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૩૪૭ મી અને ૩૪૮ મી કલમ; અને ૩૬૦ મી કલમના આરંભથી તે ૩૭૩ મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૩૭૫ મી કલમના આરંભથી તે ૩૭૭ મી કલમની આખર સુધીની સઘળી કલમો અને ૩૭૮ મી કલમના આરંભથી તે ૪૧૪ મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૪૩૫ મી કલમના આરંભથી તે ૪૪૦ મી કલમની આખર સુધીની સઘળી કલમો, અને ૪૪૩ મી કલમના આરંભથી તે ૪૪૬ મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૪૬૪ મી કલમના આરંભથી તે ૪૬૮ મી કલમની આખર સુધીની સઘળી કલમો; અને ૪૭૧ મી કલમના આરંભથી તે ૪૭૭ મી કલમની આખર સુધીની સઘળી કલમો.

(True translation)

S. P. PANDIT,
Oriental Translator to Government.

આ આકટ અમદાવાદ હિતેચ્છુ પ્રેસમાં છાપ્યો.

## સને ૧૮૭૯ નો આક્ટ ૨૧ મો પરરાજ્યના ગુનહેગારોનો.

### તે પરની ટીકા.

કલમ ૧.

પરરાજ્યમાં આ લોકપર ફોજદારી કામ ચાલું છે એટલાજ ફક્ત કહેવાપરથી તે લોકોને ફેહેરામાં રાખવા બ્રિટિશ માજીસતરેટને અધિકાર નથી. પરરાજ્યના ગુન્હેગારોને સ્વાધીન કરવા બાબતના આક્ટ પ્રમાણે અકટાવી રાખેલા સખસો બાબત યોગ્ય તજવીજ કરવામાં જો ન આવે તો તેઓને છોડી મુકવા જોઇએ. ( આ ફેંસલો સને ૧૮૭૨ ના પરરાજ્યના ગુનહેગારના આક્ટ નંબર ૧૧ ઉપર તા. ૨૯ મે ૧૮૭૭ ને રોજ મુંબાઇ હાઇ કોરટે કલાદગીના માજીસતરેટનું ત્રોમાશી રીટર્ન તપાસ્યા પરથી કરેલો છે. પણ તે આક્ટ રદ થઇ તેને બદલે આ આક્ટ થવાથી આ ફેંસલો અત્રે દરશાવ્યો છે.)

કલમ ૯

રાણી સાહેબની દેશી પ્રજામાંના એક માણસે રાણી સાહેબની સાથે સ્નેહ રાખનારા હીંદુસ્થાનમાંના એક દેશી રાજ્યમાં રહેવાના ઘરમાં ચોરી કરી; અને તે રાણી સાહેબ સાથે સ્નેહ રાખનાર બીજા રાજ્યમાં પકડાયો (જડયો) અને તેને ત્યાંહાથી અમદાવાદ આણ્યો કીંવા કે પોતે ત્યાંહાં હાજર થયો. આ અપરાધમાં ઇનસાફ બ્રીટીશ સરકારના મુલકમાં થવો જોઇએ એમ મને દેખાય છે એવો દાખલો તીહાંના પોલીટીકાલ એજન્ટે આપીયો હતો તેથી અમદાવાદના એક માજીસતરેટે તેની ચોકશી કરી તે કામ શેસન કમીટ કરીયું તેમાં ઠરાવ્યું કે—" આ કલમ ઉપરથી આ કામનો ઇનસાફ કરવાનો અધિકાર અમદાવાદની શેશન કોરટને હતો કારણ કે આરોપીને જે વખતે અમદાવાદ આણ્યો તે વખતે તે તેજ કલમ પ્રમાણે બ્રિટીશ ઇલાકામાંના મુલકમાં જડયો હતો. "જડે" એવો જે શબ્દ આ કલમમાં છે તેનો અરથ જે ઠેકાણે તે પકડાયો તે ઠેકાણું નહી છતાં જે ઠેકાણે તે પ્રત્યક્ષ હાજર હોય તે ઠેકાણું એમ સમજવું જોઇએ. (મુ. હાં. રી. લા. વા. ૮ પાને ૬૨૨ સરકાર વિરૂધ મગનલાલ).

# સને ૧૮૭૧ નો આક્ટ ૧ લો.

## સન ૧૮૭૧ નો ઢોરોનાં અતિક્રમણ બાબતનો આક્ટ.

ઇંડીઆના ગવરનર જનરલ ઇનકાઊનશીલનો હેઠળ લખેલો આક્ટ.

ગવરનર જનરલ સાહેબે સને ૧૮૭૧ ના જાન્યુઆરી
મહીનાની ૧૪ મી તારીખે મંજુર કરયો તે સઘળા
લોકોને જાહેર થવા સારૂ છપાવીને પ્રસીદ્ધ
કરયો છે.—

ઢોરોનાં અતીક્રમણ બાબત કાયદો છે. તે એકઠા કરીને સુધારવા
બાબતનો આક્ટ.

ઢોરોનાં અતીક્રમણ બાબત કાયદો છે, તે એકઠા કરીને સુધારવા યોગીય છે વા
ઉદેશ. | સ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવીયું છે.

### ભાગ ૧ લો—પરથમ નીયમો.

૧. આ આક્ટને "સને ૧૮૭૧નો ઢોરોના અતીક્રમણ બાબતનો આક્ટ"
નહાનું મથાળું. | કહેવો.

ઇલાકાના મુખ્ય શેહેરો શીવાય અને જે ડીસટરીક્ટોને તથા મુલકના ભાગોને
આક્ટ કયાં | આ આક્ટ લાગુ નથી. એવું સ્થાનીક સરકાર ગવરનર જનરલ ઇન
કયાં લાગુ છે. | કાઊનશીલની મંજુરી લઈને ઠરાવશે. તે ડીસ્ટ્રીક્ટો તથા મુલકના ભાગો
સીવાય આખા બ્રીટીસ ઇનડીઆને આ આક્ટ લાગુ છે.

આક્ટો ક્યારે ચાલુ થશે. | આ આક્ટ કરયો કે અમલમાં આવસે.

૨. આ આક્ટને જોડેલાં પરીશીષ્ટમાં આક્ટો લખીયા છે તે રદ
આક્ટો રદ કરયા તે. | કરયા છે.

સદરહુ આક્ટો પછી કરેલા આક્ટોમાં સદરહુ આક્ટોમાંના કોઈ આક્ટ ઉપર હ
રદ કરેલા આક્ટ ઊપર હવાલા આપ્યા હોય તે. | વાલા આપીયા હોય તે આ આક્ટ ઉપર આપીયા છે એવું સમજવું.

ઢોરોના અતીકરમણ બાબત સને ૧૮૫૭ નો તરીજો આક્ટ છે તે આક્ટ ઊપરથી
જે ડબા કહયા હોય તથા ડબાવાળા નીમીયા હોય અને ગામો ઠરાવ્યાં હોય તે ડબા ત
થા ડબાવાળા અને ગામો આ આક્ટ ઉપરથી કરયાં તથા નીમાયાં અને ઠરાવ્યાં છે
એવું સમજવું.

આરથની કલમ | ૩ આ આક્ટમાં.

"પોલીસનો અમલદાર" આ શબ્દો લખ્યા છે. તેમાં ગામના રખવાળનો સમા
સ થાય છે.

"ઢોરો" આ શબ્દ લખ્યા છે. તેમાં હાથીઓનો તથા ઊંટોનો તથા ભેંસોનો

તથા ઘોડાઓનો તથા ઘોડીઓનો તથા ખાશી કરેલા ઘોડાઓનો તથા ટટ્ટુઓનો તથા વછેરાઓનો તથા વછેરીઓનો તથા ખચરોનો તથા ગધેડાઓનો તથા ડુકરોનો, ઘેટાંઓનો તથા મેઢાંઓનો તથા મેઢીઓનો તથા ઘેટાંના બચાઓનો તથા બકરીઓનો અને બકરીનાં બચાંઓનો સમાસ થાય છે, એવું સમજવું.

## ભાગ ૨ જો—ડબા અને ડબાવાળા.

ડબા કરવા.

૪. સથાનીક સરકારની સામાન્ય નીરબંધ પરમાણે ડીસ્ટ્રીકટનો માજીસતરેટ જે જગ્યાએ ડબા કરવાનું વખતે વખતે ફરમાવે તે જગાએ ડબા કરવા.

કયાં કયાં ગામોએ કયાં કયાં ડબાનો ઉપયોગ કરવો તે ડીશતરીકટના માજીસતરેટ ઠરાવવું.

ડબાં કોના તાબામાં રહે છે. ડબામાં ગોધેલાં ઢોરને ચાર પુંજો નીરવાના ખરચનો દર.

૫. ડબા ડીશતરીકટના માજીશતરેટના નીરબંધમાં રહેશે. અને ડબામાં ગોધેલા ઢોરોને ચાર પુંજો નીરવાનાં તથા પાણી પાવાના ખરચના દર તેણે ઠરાવવા, અને વખતે વખતે તે દરમાં ફેરફાર કરવાનો તેને અખીતાર છે.

ડબાવાળાની નેમણુક.

૬. ડીસતરીકટના માજીશતરેટે દર એક ડબા સારૂ ડબાવાળો નીમવો.

મદરાશમાં તથા મુંબઇમાં હુદાના સબબથી ડબાવાળા

પણ એવું ઠરાવ્યું છે કે મદ્રાસ ઇલાકામાં ગામના મુખીઓએ અને મુંબઇ ઇલાકામાં પોલીસ પટેલોએ અથવા જ્યાંહાં પોલીસ પટેલ નહી હોય તાંહાં ગામના મુખીએ પોતાના હોદાના સબબથી ગામના ડબાવાળાનું કામ કરવું.

ડબાવાળાની મોકુફી અને બરતરફી.

માજીશતરેટે જેને ડબાવાળો નીમયો હોય તે દરએક જણને કામ ઉપરથી માકુફ અથવા બરતરફ કરવાને તે માજીશતરેટ મુખત્યાર છે.

ડબાવાળાઓને બીજી ચાકરી કરવાનો અખીતાર છે.

હરકોઇ ડબાવાળાને સરકારના તાબામાં બીજી હરકોઇ ચાકરી કરવાનો અખીતાર છે.

ડબાવાળા સરકારી નોકર છે.

દરએક ડબાવાળો હીંદુશતાનના ફોજદારી કાયદાના અરથ પરમાણે સરકારી નોકર છે એવું શમજવું.

### ડબાવાળાઓનું કામ.

રજીષ્ટરો રાખવાં અને પત્રકો મોકલવાં.

૭. સ્થાનીક સરકાર વખતે વખતે ફરમાવે તેવાં રજીસટરો (એટલે નોંધો) રાખવી અને પત્રકો મોકલવાં.

પકડેલાં ઢોરો નોંધવાં.

૮. જ્યારે ઢોરો ડબામાં આણે ત્યારે ડબાવાળાએ પોતાના રજીષ્ટરમાં હેઠળ લખેલો મજકુર દાખલ કરવો એટલે,

(અ). જનાવરોની સંખ્યા તથા વરણન.

(બ). તેઓને સદરહુ પરમાણે આણવાની તારીખ તથા વખત.

(ક). પકડી લાવનારનું નામ તથા રેહેવાનું ઠેકાણું, અને

(ડ). માલમ હોય તો ધણીનું નામ તથા રેહેવાનું ઠેકાણું, એણી વીગતે મજકુર દાખલ કરવો.

અને રજીસ્ટરમાં દાખલ કરેલા મજકુરની નકલ પકડનારને અથવા મુખતીઆર ને આપવી.

૯. ડબાવાળાએ ઢોર પોતાને સવાધીન લઇને આ આકટમાં આગળ કહયું છે તે પરમાણે તેઓની વ્યવસ્થા થાય ત્યાં સુધી તેઓને ઘાસ પુંલો વીગરે નાંખવો અને પાણી પાવું.

ઢોરને સ્વાધીન લઇને આર પુંલો નીરવો.

## બાબ ૩ જો. ઢોરોને ડબામાં ઘાલવાં.

૧૦ હરકોઇ જમીન ખેડનારો અથવા તેનો વહીવટ કરનારો.

જમીનનો બીગાડ કરનારાં ઢોરો—અથવા હરકોઇ જમીનના પાકનું અથવા ઉપજનું વાવેતર કરવા સારૂ જે માણસે નાણું ધીરયું હોય તે માણસ.

અથવા સદરહુ પાક અથવા ઉપજ અથવા તેનો હરકોઇ ભાગ વેચાતો લેનારો અથવા ઘરેણે રાખનારો.

સદરહુ પ્રકારની જમીન ઉપર અતીક્રમણ કરીને તે જમીનનો અથવા તેના પાક નો અથવા ઉપજનો બગાડો કરનારાં ઢોરને પકડવાને અથવા પકડાવવાને અને જે ગામની તે જમીન હોય તે ગામને સારૂ કરેલાં ડબામાં તે ઢોરોને અમથી વાર લગા ડયા વગર લેઇ જવાને અથવા લઇ જવડાવવાને મુખતીઆર છે.

ઢોરોને સદરહુ પરમાણે પકડવાની (આ) હરકત નહી થવા બાબત અને ઢોરોને સદરહુ પરમાણે પકડનારા માણસોની પાસેથી ઢોરો (બ) નહી છોડા વવા બાબત મદદ માગે તો પોલીસના સઘળા અમલદારો એ મદદ કરવી.

પકડવામાં પોલીસે મદદ કરવી.

૧૧ સારવજનીક રસતા તથા રમવાની જગા તથા વાડીઓ તથા નેહેરો તથા મોરીના કામો તથા બાંધો અને તેવાંજ બીજાં કામો જે માણસોને સ્વાધીન હોય તે માણસોને તથા પોલીસના અમલદારોને સદરહુ રસતા તથા જગા તથા વાડીઓ તથા નેહેરો તથા મોરીના કામો તથા બાંધો અને તેવાંજ બીજાં કામો અથવા સદરહુ રસતા ની અથવા નેહેરની અથવા મોરીનાં કામની અથવા બાંધની બાજુ અથવા બાજુના ઢોળાવ બગાડનારાં ઢોરોને અથવા તે ઉપર અતીક્રમણ કરનારાં ઢોરોને પકડવાનો અથવા પકડાવવાનો અધીકાર છે.

સારવજનીક રશતાનું તથા નેહેરોનું તથા બાંધોનું નુકશાન કરનારાં ઢોરો.

અને તે ઢોરોને અમથી વાર વાર લગાડયા વગર છેક પાસેના ડબામાં તેઓએ લઇ જવાં.

૧૨. ઉપર કહયા પરમાણે ડબામાં ગોંધેલાં દરએક ઢોર બાબત ડબાવાળાએ હેઠળ લખેલા પરીણામ પરમાણે દંડ લેવો.

ડબામાં ગોંધેલાં ઢોરો બાબત દંડ.

હાથી .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. બે રૂપીઆ.

ઉંટ અથવા ભેંસ .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. આઠ આના.

ઘોડો અથવા ઘોડી અથવા ખાશી કરેલો ઘોડો અથવા ટટુ અથવા વછેરો અથવા વછેરી અથવા ખચર અથવા બળદ અથવા ગોધો અથવા સાંહાંડ અથવા ગાય અથવા કલોડી.. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. ચાર આના.

વાછરડો અથવા વાછરડી અથવા ગધેડું અથવા ડુક્કર .. .. .. .. બે આના.
પેઠો અથવા મેંઢી અથવા મેંઢો અથવા પેઠાનું બચ્ચું અથવા બકરું અ
થવા બકરીનું બચ્ચું .. .. .. .. .. .. .. .. .. .. .. એક આનો.

કલમ સદર પરમાણે જે ડંડ લીધો હોય તે સઘળો ડંડ સ્થાનીક સરકાર વખતે વ
ખતે ફરમાવે તે અમલદારની મારફતે ડીસતરીકટના માજીસટરેટની પાસે મોકલવો.

*ડંડની તથા ચાર પુંજો નીરવાના ખરચની યાદી.*

ડંડની અને ઢોરને ચાર પુંજો નીરવાના તથા પાણી પાવાના ખરચના દરની યા
દી દરએક ડબા ઉપર અથવા ડબા પાસે લોકોની નજરે પ
ડેજ પડે તેવે ઠેકાણે મારવી.

## ભાગ ચોથો—ઢોરો સ્વાધીન કરવાં અથવા તેઓનું લીલામ કરવું.

*ધણી ઢોર બાબત દાવો કરે અને દંડ તથા ખરચ આપે તો કેમ કરવું.*

૧૩. ડબામાં ઘાલેલા ઢોરનો ધણી અથવા તેઓનો મુખતીઆર હાજર થઈને
ઢોર વીશે દાવો કરે અને તે ઢોર બાબતનો દંડ તથા થએલો ખ
રચ આપે એટલે ડબાવાળાએ તે ઢોર તેને સવાધીન કરવાં.

ધણીએ અથવા તેના મુખતીઆરે ઢોર પાછાં લીધી વખત તે બાબત ડબાવાળાના ર
જીસટરમાં પહોચ ઊપર સહી કરવી.

*એક અઠવાડીઆમાં ઢોર બાબત કોઈ દાવો ન કરે તો કેમ કરવું.*

૧૪. ઢોર ડબામાં ઘાલ્યાની તારીખથી સાત દીવસની અંદર ઢોર બાબત કોઈ દાવો
ન કરે તો ડબાવાળાએ છેક પાસેના પોલીસ થાણાના
અમલદારને તે બાબત રીપોરટ કરવો, અથવા તે કામ
સારૂ ડીસતરીકટના માજીસતરેટે જે બીજો અમલદાર નીમીયો હોય તેને રીપોટ કરવો.

પછી તે અમલદારે પોતાની કચેરીનો જે ભાગ લોકોની દરશટીએ સેહેજ પડતો
હોય તે ભાગમાં એક નોટીસ (એટલે સુચના) મારવી. તે નોટીસમાં હેઠળ લખેલો મ
જકુર લખવો એટલે,

(अ) ઢોરોની સંખ્યા તથા વરણન.

(ब) જે ઠેકાણે તે પકડયાં હોય તે ઠેકાણું.

(क) જે ઠેકાણે તેઓને ગોંધીયાં હોય તે ઠેકાણું એણી રીતે મજકુર લખવો.

અને ઢોરો પકડવાની જગા પાસે જે ગામ તથા બજાર હોય તે ગામમાં તથા
બજારમાં દાંડી પીટાવવી.

નોટીસની તારીખથી શાત દીવશની અંદર ઢોર બાબત કોઈએ દાવો ન કીધો તો
ડીસતરીકટના માજીસતરેટ વખતે વખતે સામાન્ય અથવા વીશેશ હુકમ કરીને જે જ
ગા તથા વખત અને સરત ઠરાવી હોય તે જગાએ તે વખતે અને તે સરત પરમાણે
તે અમલદારે તે ઢોર જાહેર લીલામ કરીને વેચવાં; અથવા એ કામ સારૂ તે અમલદા
રની કચેરીમાંથી કામદાર મોકલ્યો હોય તેણે જાહેર લીલામ કરીને વેચવાં.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પરકારના ઢોર ઊપર કહ્યા પરમાણે વેચતાં વા
જબી કીંમત ઉપજે તેવું નથી એવો ડીસ્ટ્રીકટ માજીસતરેટનો અભીપરાય હોય તો યો
ગ્ય જણાય તે રીત તેણે તે ઢોરની વ્યવસ્થા કરવી.

ઢોરો કાયદાસર રીતે પકડયાં બાબતમાં ધણી તકરાર કરશે. પણ આવેજ અનામત મુકશે તો ઢોરો તેને સ્વાધીન કરવાં.

૧૫. ધણી અથવા તેનો મુખ્તીઆર હાજર થશે અને ઢોરો પકડાં તે વાત કાયદા વીરૂધ છે અને ૨૦ કલમ પ્રમાણે ધણી ફરીયાદ કરનારએ એના સબબથી દંડ તથા ખરચ આપવાની ના કહેશે તો ઢોરો બાબત થએલો દંડ તથા ખરચ તે અનામત મુકે એટલે ઢોર તેને સ્વધીન કરવાં.

ધણી દંડ તથા ખરચ આપવાની ના કહે અથવા નહી આપેતો કેમ કરવું.

૧૬. ધણી અથવા તેનો મુખ્તીયાર હાજર થઈને સદરહુ દંડ તથા ખરચ આપવાની ના કહે અથવા નહી આપે અથવા ૧૫ મી કલમમાં કહેલ પ્રસંગે અનામત નહી મુકે તો તે ઢોરો અથવા તેમાંથી જેટલાંની જરૂર હોય તેટલાં ૧૪ મી કલમમાં કહેલી જગાએ તથા વખતે અને સરત પ્રમાણે સદરહુ અમલદારે જાહેર લીલામ કરીને વેચવાં.

દંડ તથા ખરચ બાદ કરવો.

દંડ લેવો હોય તે તથા ઢોરોને ચાર પુંજો નીરવાનો અને પાણી પાવાનો ખરચ અને વેચવાનો કાંઈ ખરચ થયો હોયતો તે ખરચ વેચાણની ઉપજ માંથી બાદ કરવો.

બાકીના ઢોર તથા વેચાણના અવેજમાંથી કંઈ બાકી રહ્યું હોય તો તે તથા હેઠળ લખ્યા પ્રમાણે હીસાબ ધણીને અથવા તેના મુખ્તીઆરને આપવો એટલે.

(अ) ઢોર કેટલાં પકડયાં તેના,
(ब) કેટલી મુદત સુધી તે ગોંધી મુકયાં હતાં તે મુદતનો.
(क) દંડ અને ખરચ મળીને કેટલા રૂપીયા લેવા તેનો,
(ड) કેટલાં ઢોરો વેચીયાં તેનો,
(इ) લીલામની ઉપજનો અને,
(फ) તે ઉપજની વ્યવસ્થા શી રીતે કરી તેનો હીસાબ આપવો.

પોહોચ.

સદરહુ પ્રકારના હીસાબ પ્રમાણે પોતાને સ્વાધીન ઢોર થાય તથા વેચાણના અવેજમાંથી કાંઈ અવેજ બાકી રહ્યો હોય અને પોતાને મળે તે બાબત ધણીએ અથવા તેના મુખત્યારે પોહોચ આપવી.

દંડની તથા ખરચની અને વેચાણની ફાજલ ઉપજની વ્યવસ્થા.

૧૭ સદરહુ પ્રમાણે કાપી લીધેલો દંડ જે અમલદારે લીલામ કીધું હોય તે અમલદારે ડીસ્ત્રીકટના માજીસ્ત્રેટ પાસે મોકલવો.

ચાર પુંજો કરવાનો તથા પાણી પાવાનો ખરચ ૧૬ મી કલમ પ્રમાણે કાપી લીધો હોય તે ડબાવાળાને આપવો. ૧૩ મી કલમ પ્રમાણે સદરહુ પ્રકારના ખરચ બાબત જે રકમો ડબાવાળાને પહોચે તે સઘળી રકમો તેણે પાસે રાખીને ખરચ કરવી.

ઢોરના લીલામની ફાજલ ઉપજ બાબત દાવો કરયો નહી હોય તે ડીસ્ત્રીકટ માજીસ્તરેટની પાસે મોકલવી માજીસતરેટે જે અવેજ ત્રણ મહીના સુધી અનામત રાખવો; અને તે મુદતમાં તે અવેજ બાબત કોઇ દાવો કરીને સાબેત નહી કરે તો મુદત પુરી થયા પછી આ આકટમાં આગળ કહ્યું છે તે પ્રમાણે માજીસ્તરેટે તે અવેજની વ્યવસ્થા કરવી.

દંડ તથા વેચાણની જે ઉપજ બાબત દાવો કીધો નહી હોય તે શામાં વાપરવી.

૧૮ જે દંડની તથા ઢોરના વેચાણની ઉપજ બાબત દાવો કરયો નહી હોય તે ઉપજના અવેજની રકમો આવે તેમાંથી.

(આ) સ્થાનીક સરકારના હુકમથી ડબાવાળાનો પગાર ઠરાવ્યો હોય તે આપવો,
(ઈ) ડબા બાંધવાનો તથા તેને ઠીકઠાક રાખવાનો ખરચ થાય તે અથવા આ આકટ અમલમાં લાવવા સંબંધી બીજા કાંઇ કામ બાબત ખરચ થાય તે આપવો.

અને કાંઈ અવેજ ફાજલ રહે તો તે સ્થાનીક સરકારના હુકમ પ્રમાણે રસ્તા તથા પુલો બાંધવામાં તથા તેઓની મરામત કરવામાં અને લોકો ઉપયોગી બીજા કામમાં ખરચવો.

આ આકટ પ્રમાણે લીલામ થાય તેમાંથી પોલીસ અમલદારે તથા ડબાવાળાએ ઢોર ખરીદ કરવાં નહી.

૧૯ આ આકટ પ્રમાણે ઢોરનું લીલામ થાય ત્યારે પોલીસ અમલદારે અથવા આ આકટ પ્રમાણે નીમેલા બીજા અમલદારે અથવા ડબાવાળાએ હસ્તે અથવા પરહસ્તે તે ઢોર ખરીદ કરવાં નહી.

ડબામાં ઘાલેલું ઢોર ડબાવાળાએ ક્યારે છોડી મુકવું નહી.

ડબામાં ઘાલેલું ઢોર છોડી મુકવાનો અથવા સ્વાધિન કરવાનો માજીસ્તરેટે અથવા દીવાની કોરટે હુકમ કીધો નહી હોય તો કોઇ ડબાવાળાએ તે ઢોર આ બાબના પહેલા ભાગમાં જે રીત કહી છે તે રીત શીવાય બીજી રીતે છોડી મુકવું નહી અથવા સ્વાધિન કરવું નહી.

## બાબ ૫ મો—ઢોરો કાયદા વીરૂધ પકડયા બાબતની ફરીઆદી.

ફરીયાદી કરવાનો અધિકાર

૨૦ જે માણસનાં ઢોરો આ આકટ પ્રમાણે પકડીને અટકાવી રાખ્યાં હોય તેને તે ઢોર પકડવા બાબત પકડયાની તારીખથી દશ દીવસમાં ગમે તે વખતે ડીસ્ટ્રિકટના માજીસ્તરેટને ત્યાં અથવા ડીસ્ટ્રિકટ માજીસ્તરેટને ત્યાંહથી ફરીઆદ આવ્યા વગર ફરીઆદ લઇને ઇનશાફ કરવાનો અધિકાર જે માજીસ્તરેટને આપ્યો હોય તે માજીસ્તરેટને ત્યાંહાં ફરીઆદ કરવાનો અધિકાર છે.

ફરીઆદ આવ્યા પછી કામ ચલાવવાની રીત

૨૧ ફરીઆદ કરવી તે ફરીઆદ કરનારે પોતાની જાતે કરવી અથવા જે માણસ પોતાની જાતે તે બાબતની હકીકતથી વાકેફગાર હોય તેવા મુખત્યારની પાસે કરાવવી તે ગરજીમાં આવે તો લખીને કરવી અથવા મુખજુબાનીએ કરવી. મુખજુબાનીએ ફરીયાદ થાય ત્યારે તે ફરીઆદની મતલબ માજીસ્તરેટે લખી લેવી.

ફરીઆદ કરનારની અથવા તેના મુખત્યારની જુબાની લીધા પછી ફરીઆદ બાજબી છે એવું માનવાનો માજીસ્તરેટની નજરમાં સબબ આવે તો જે માણસ ઉપર ફરીયાદ કરી હોય તેણે તેને સમન કરવો, અને તે મુકરદમાની ચોકશી કરવી.

કાયદા વીરૂદ્ધ ઢોર પકડવાના બાબતની નુકશાનીનો બદલો.

૨૨ ઢોર પકડયાં તે વાત કાયદા વીરૂધ છે એવું ઠરે તો તેઓને પકડીને અટકાવી રાખ્યા બાબત ફરીઆદ કરનારને જે નુકશાન થયું હોય તે બાબત માજીસ્તરેટને યોગ્ય જણાય તે પ્રમાણે તેણે ઢોર પકડનારની પાસે ફરીઆદ કરનારને સો રૂપીયા સુધી નુકશાનનો બદલો અપાવવો અને ઢોર છોડાવવાનો ફરીઆદ કરનારને જે ખરચ થયો હોય તે સઘળો ખરચ અને તેણે દંડ ભરયો હોય તે દંડ પણ અપાવવો.

અને ઢોર છોડી મુકયાં નહી હોય તો બદલો આપવાનો હુકમ કરયો હોય તે શીવાય ઢોર છોડી મુકવાં. | વળી તે ઢોર છોડી મુકવાનો અને આ આકટ પ્રમાણે દંડ તથા ખર ચ લેવો તે ઢોર હોય તે ઢોર પકડી લાવનારે આપવો એવો હુકમ માજીસ્રેટ કરયો.

૨૩. ૨૨ મી કલમમાં કહેલો નુકશાની બદલો તથા દંડ અને ખરચ માજીસ્રેટે દં ડ કરયો હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

## ભાગ ૬ ઠો_શીક્ષા.

### નુકશાનીના બદલાની વસુલાત.

૨૪ આ આકટ પ્રમાણે પકડવા લાયક જે ઢોરો પકડવાના કામમાં કોઈ માણસ જ બરાઇથી હરકત કરશે.

ઢોર પકડવાના કામમાં જબરાઇથી હરકત કરશે અથવા છોડાવશે તો શીક્ષા થશે.

અથવા તે પકડયા પછી તેઓને ડબામાંથી અથવા જે માણસ તેઓને ડબામાં લઈ જતો હોય અથવા લઈ જનાર હોય તે માણસની પાસેથી તે માણસ પાસે હોય ત્યારે અને આ આકટ ઉપરથી આપેલા અધિકાર પ્રમાણે કામ કરતો હોય ત્યારે છોડાવશે.

તેની ઉપર તે વાત માજીસ્રેટની આગળ સાબીત થશે તો ઘણામાંઘણા છ મહીના સુધી કેદની સજા કરવી. અથવા પાંચસેં રૂપીઆ સુધી દંડ કરવો અથવા એ બેઉ શી ક્ષા કરવી.

૨૫. જમીન ઉપર ઢોરોની પાસે અતીક્રમણ કરાવીને બીગાડ કરવાના ગુનાહ બાબ ત દંડ થયો હોય તે દંડ જે ઢોરોએ અતીક્રમણ કર્યું હોય તે ઢોરો અથવા તેમાંનાં કેટલાંએક વેચીને વસુલ કરી લેવાનો અધિકાર છે, પછી તે ઢોરો અતીક્રમણ ક રતાં પકડાયાં હોય અથવા ન હોય તોપણ તે વાતની ચિંતા નથી અને જે માણસ ઉ પર ગુનેહ સાબીત થયો હોય તેનાં તે ઢોર હોય અથવા અતીક્રમણ થયું ત્યારે તે ઢોર ફક્ત તેને સ્વાધિનજ હોય તોપણ તે વેચવાનો અધિકાર છે.

ઢોરોની પાસે અતીક્રમણ કરાવીને બીગાડ કરે તે બાબત દંડ વસુલ કરવો.

૨૬. કોઈ માણસ ડુકરનો ધણી અથવા રાખનારો હોય તો ગફલતથી અથવા બીજી રીતે કાંઈ જમીન ઉપર અથવા પાક ઉપર અથવા જમી ની ઉપજ ઊપર અથવા હરકોઈ સારવજનીક રસ્તા ઉ પર ડુકરોને અતીક્રમણ કરવા દેઈને જમીનનો અથવા પા કનો અથવા જમીનની ઉપજનો અથવા સારવજનીક રસ્તાનો બીગાડ કરશે અથવા કરાવશે અથવા કરવા દેશે તો તે વાત માજીસ્રેટની આગળ સાબીત થાય એટલે તેને દસ રૂપીઆ સુધી દંડ કરવો.

જમીનનો અથવા પાકનો અ થવા સારવજનીક રસ્તાનો બીગાડ કરે તે બાબત શીક્ષા.

૨૭ કોઈ ડબાવાળો ૨૯ મી કલમના ઠરાવ વીરૂધ ઢોર છોડી મુકશે અથવા ખરી દ કરશે અથવા બીજાને સ્વાધીન કરશે અથવા ડબામાં ઘાલેલાં ઢોરને જોઈએ તટલો ચારપુંજો નાખશે નહી અને પાણી પાસે નહી અથવા જે કામો કરવાનું તેને આ આકટમાં કહ્યુંછે તેમાંનું કાંઈ કામ કરવાને ચુકશે તો તે બીજી કાંઈ શીક્ષાને લાયક હશે

ડબાવાળો પોતાનું કામ કર વાને ચુકશે તો તે બાબત શી ક્ષા થશે.

તે શીક્ષા શીવાય મળી તેને માજીસ્ત્રેટની આગળ તેની ઊપર તે ગુનેહ સાબીત થાય તો પ આસ રૂપીઆ સુધી દંડ કરવો.

ઊપર કહેલો દંડ કબાવાળાના પગારમાંથી કાપી લેવાનો અધિકાર છે.

૨૫ મી અથવા ૨૬ મી અથવા ૨૭ મી કલમ પ્રમાણે કરેલા દંડ શેમાં વાપરવો.

૨૮. ૨૫ મી અથવા ૨૬ મી અથવા ૨૭ મી કલમ પ્રમાણે જે દંડ વસુલ થયો હોય તે સઘળો દંડ અને તેનો કોઈ ભાગ ગુનેહ ઠરાવનાર માજીસ્ત્રેટની ખાતરી થાય તે રીતે સાબીત કરેલા તોટાનો અથવા નુકશાનનો બદલો આપવામાં વાપરવાનો અખીકાર છે.

## બાબ ૭ મો—નુકશાની ભરી લેવા બાબતની ફરીઆદ.

નુકશાની ભરી લેવાસારૂ દાવો કરવાનો હક કાયમ રાખ્યોછે

૨૯. ઢોરો અતીક્રમણ કરવાથી જે માણસની જમીનના પાકનો અથવા બીજી ઉપજનો બીગાડો થયો હોય તે માણસને હરકોઈ મુખત્યાર કોરટમાં નુકશાન ભરી લેવા સારૂ ફરીઆદ કરવાની આ આકટમાંહેના કોઇ ઠરાવ ઉપરથી મનાઈ છે એવું સમજવું નહી.

મજરે આપવું.

૩૦ ગુનેહ ઠરાવનારા માજીસ્ત્રેટના હુકમથી સદરહુ પ્રકારના કોઈ માણસને આ આકટ પ્રમાણે બદલો આપ્યો હોય તે સદરહુ પ્રકારના મુકદમામાં જેટલા રૂપીઆનો દાવો કરયો હોય અથવા જે રકમ તેણે નુકશાનીના બદલામાં આપવાને ઠરાવી હોય તેમાં મજરે લઇને કાપી લેવી.

પરીશીષ્ટ.

(૨ જી કલમ જુઓ.)

| નંબર અને વરસ. | આકટનું મથાળું. |
|---|---|
| સન ૧૮૫૭ નો આકટ ૩ જો. | ઢોરોના અતીક્રમણ બાબતનો આકટ. |
| સન ૧૮૬૦ નો આકટ ૫ મો. | ઢોરોના અતીક્રમણ બાબત સને ૧૮૫૭ નો ૩ જો. આકટ છે તે સુધારવા બાબતનો આકટ. |
| સન ૧૮૬૧ નો આકટ ૨૨ મો | |

(True Translation).

VENAYEK WASSOODEW,

Oriental Translator to Government.

અમદાવાદ હિતેચ્છુ પ્રેસમાં પટેલ જેશંગ મુળજીએ છાપી પ્રસિદ્ધ કરયો.

ડબાનો આક્ટ સને ૧૮૮૧ નો ૧ લો—તે પરની ટીકા.

કલમ ૨૫

આ કામના આરોપીને કબુલ કર્યું કે પકડાયેલી ભેંસ મારી છે અને તેણે ફરી યાદીની મિલકતને નુકશાન પણ કરેલું છે. તોપણ આરોપીની તરફ ઇરાદા જેવી માહીતી વીશે તોહોમત નથી તથા સાબીતી પણ નથી, તેથી ઠરાવ્યું કે ડુકરો પાસે ગફલતીથી નુકશાની કરવા દેવામાં આવે તો તેને શારૂ આ આક્ટની ક. ૨૬ માં બંદોબસ્ત કરેલો છે. પણ બીજા જાનવર સારૂ તો નુકશાની કરવા વીશેનો ઇરાદો ઉઘાડી રીતે દેખાવો જોઇએ. અથવા નુકશાન થવાનો સંભવ છે એવી માહીતી જોઇયે. પણ આમાં તેમ નથી માટે ગુનેહો નથી. (મું૦ હા૦ તારીખ ૧૧ જાન્યુઆરી ૧૮૭૨ સરકાર વી૦ બીગુડોમ સેગાજી.)

કલમ ૨૬

ગુનેહગારોની ગફલતથી તેમના ડુકરોએ એક સારવજનીક રસ્તો ખરાબ કરયો. પણ ડુકરોએ રસ્તો જ્યાં તેમ કરયું કાંઇ રસ્તાને અથવા કોઇ માણસને નુકશાન કરવાનો ઇરાદો ગુનેહગારોનો નહોતો તેથી તેઓપર તોહોમત રહે કે નહી એવી શંકા થવાથી ઠરાવ્યું કે સાર્વજનીક રસ્તાનો ઉપયોગ કરવાનો હક હદવાળો છે; અને જે કારણ સર તે ઉપયોગમાં લેવાનો છે તે શીવાય બીજા કારણસર ઉપયોગમાં લેવામાં આવે તો તે ઉપર અતીક્રમણ થાય છે યાને પ્રવેશ થાય છે. (આ ફેંસલો સને ૧૮૫૭ના આક્ટ ૩ ડબાનો તેની કલમ ૧૮ ઉપર છે પણ તે કલમને બદલે આ આક્ટમાં આ કલમ છે તેથી અહીંઆં લખ્યો છે તે જુઓ. મું૦ હા૦ વા૦ ૪ પાને ૧૪ સરકાર વી૦ લીંગના બીન ગીચુબના (વિગરે)

વળી કલમ ૨૫ નીચે લખેલો ફેંસલો પણ જુઓ.

કલમ ૨૭

એક મુખી પોલીસ પટેલ હતો તેથી ગોઆણી રૂલથી ડબાગોના ઢોરાં સાચવવાનું અને તેના ઘાસપાણીનો બંદોબસ્ત રાખવાનું તેનું કામ હતું. સદરહુ મુખીએ પોતાની જગે એક માણસ નીમ્યો તેણે તે કામ કરવામાં કસુર કરયાથી તેના પર આ કલમ પ્રમાણે તોહોમત રાખી શિક્ષા કરી તેમાં ઠરાવ્યું કે જે માણસ પોતે ડબાવાળો નહી છતાં તેને ફકત આ આક્ટની કલમ ૬ ના આધારે ગોઆણી રૂલથી ડબાવાળા (પોલીસ પટેલ) એ નીમ્યો હોય તેને માજીસતરેટ તેજ આક્ટની ક. ૨૭ ના આધારે શિક્ષા કરી શકતા નથી માટે રદ કરી (મું૦ હા૦ વા૦ ૯ પાને ૧૬૪ સરકાર વિ૦ વકતપબાઇ બાપુ).

ઇંડીયાના ગવરનર જનરલ ઇન કાંઉનશીલનો હેઠળ લખેલો આકટ ઇંડીયાના ગવરનર જનરલે સન ૧૮૭૪ ના એપ્રીલ મહીનાની ૭ મી તારીખે મંજુર કરયો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છપાવી પ્રસિધ કરયોછે.

# સન ૧૮૭૪ નો આકટ ૯ મો*

નીરૂદીયોગી ભટકનારા યુરોપીયન લોકો સંબંધી કાયદા છે તે એકઠા કરીને સુધારવા બાબતનો આકટ.

યુરોપીયનનાં પેટનાં જે માણસો હિંદુસ્થાનમાં નીરાશ્રીત સ્થિતિમાં ભટકે છે તેઓ

ઉદેશ. | સંબંધી કાયદા છે તે એકઠા કરીને સુધારવા યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

## ભાગ ૧ લો.

### પ્રથમ નિયમો.

૧ આ આકટને "સન ૧૮૭૪ નો યુરોપીયન વેગ્રન્સી આકટ" (નીરૂદ્યોગી એટલે

ન્હાનું મથાળું | કામ ધંધા વગર ભટકનારા યુરોપીયન લોકોને સારૂ આકટ) કહેવો.

આ આકટ આખા બ્રિટીશ ઇંડીયાને અને મલીકામાઆઝમાની સાથે દોસ્તી

ક્યાંહાં ક્યાંહાં લાગુ છે. | રાખનારા હિંદુસ્થાનમાંહેના રાજાઓના અને સંસ્થાનોના મુલકને લાગુછે.

અને તે તાબડતોબ અમલમાં આવશે, પણ એવું ઠરાવ્યું છે કે ચોથી કલમથી

ચાલુ થવા બાબત: | સોળમી સુધી કલમો તથા ઓગણીસમી તથા વીસમી તથા ચોવીસમી તથા ઓગણત્રીસમી કલમ કુરંગમાં અથવા એડેમાન તથા નીકોબાર ટાપુમાં અથવા મલીકા માઆઝમાની સાથે દોસ્તી રાખનારા હિંદુસ્થાન માંહેના રાજાઓના અને સંસ્થાનોના મુલકમાંનો હરકોઇ મુલક હરકોઇ પરશીડેન્સીની અથવા બ્રિટીશ ઇંડીયાના લેફટેનેંટ ગવરનરની અથવા ચીફ કમીશનરની હદમાં નહી હોય તે મુલકમાં જે તારીખે અથવા જુદી જુદી તારીખે અમલમાં આવશે એવું ઇંડીયા ગ્યાઝેટમાં જાહેરનામું છપાવીને ગવરનર જનરલ ઇન કાઉનશીલ ઠરાવશે તે તારીખ સુધી અથવા જુદી જુદી તારીખો સુધી ત્યાંહાં અમલમાં આવશે નહી.

૨ યુરોપીયન લોકોએ નીરૂદ્યોગી ન ભટકવા બાબત બંદોબસ્ત કરવા બાબત સન

આકટો રદ કરવા બાબત. | ૧૮૬૯ નો ૨૧ મો આકટ છે તે અને સન ૧૮૬૯ નો યુરોપીયન વેગ્રન્સી આકટ છે તે સુધારવા બાબત સન ૧૮૭૧ નો ૨૮ મો આકટ છે તે આ કલમ ઉપરથી રદ કરયા છે.

પણ અગાઉના આકટો ઉપરથી નેમણુંકો તથા હુકમ કરયા હશે તે સઘળા તથા પરકહાડેલી કરી આપ્યા હશે તે તથા સરટીફીકેટો તથા અખીકાર આપ્યા હશે તે તથા

કાનુંનો કરાવી હશે તે તથા માફી આપી હશે તે આ આકટ ઉપરથી કરેલા છે તથા કરી આપ્યા છે તથા આપ્યાછે તથા કરાવી છે તથા આપીછે એમ સમજવું.

અરથની કલમ.

૩ આ આકટમાં,

યુરોપીયનના પેટનું માણુસ.

"યુરોપીયનના પેટનું માણુસ" આ શબ્દોમાં.

(અ) યુરોપ અથવા અમેરીકા અથવા ઇસ્ટ ઇંડીઝ અથવા આસતરેલીઆ અથવા ટાસમેનીઆ અથવા નીયુઝીલંડ અથવા નેટલ અથવા કેપ કાલોનીમાં જનમેલા માણસોનો.

(બ) સદરહુ પ્રકારનાં માણસોના પુત્ર તથા પઉત્રનો સમાસ થાયછે પણ જે માણસોને યુરેઝીયન અથવા ઇસ્ટ ઇંડીયન ઘણું કરીને કહેછે તેઓનો સમાસ થતો નથી.

નીરૂદ્યોગ ભટકનારો.

યુરોપીયનના પેટનું જે માણસ ભીખ માગતાં માલમ પડે અથવા કામ ધંધા વગર અથવા ગુજરાન ચલાવવાના દેખાઇતા સાધન વગર ભટકતા માલમ પડે તે માણસ એવો અરથ નીરૂદ્યોગ ભટકનારો આ શબ્દોનો સમજવો.

"વાહાણનો માસ્તર"

"વાહાણનો માસ્તર" આ શબ્દોમાં માલવાળું વાહાણ જે માણસને સ્વાધીન હોય તે માણસનો સમાસ થાયછે એવું સમજવું.

"માજીસતરેટ"

અને આ આકટના ૩ જા અને પાંચમા ભાગમાં "માજીસ્ટરેટ" આ શબ્દોનો અરથ કલકતા, મદ્રાસ, અને મુંબાઇ શેહેરની હદમાં પોલીસ માજીસ્ત્રેટ એવો જાણવો; અને તે હદબાહાર જે માણસ બીજા વરગના માજીસ્ત્રેટનો અખીકાર કરતાં ઓછો અધિકાર ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે ચલાવતો નહી હોય તે માણસ એવો સમજવો.

## ભાગ બીજો

### કામ ચલાવવાની રીત.

નીરૂદ્યોગ ભટકનારો દેખાઇતો હોય તેને માજીસ્ટરેટની આગળ જવાનો હુકમ કરવાનો અખીકાર.

૪ કલકત્તા, મદ્રાસ અને મુંબાઇ શેહેરની હદમાં કોઇ માણસ નીરૂદ્યોગ ભટકનારો દેખાતો હોય તેને પાસેના પોલીસ માજીસ્ત્રેટની પાસે જઇને તેની આગળ હાજર થવા સારૂ અમારી સાથે ચાલ અથવા બીજા પોલીસ અમલદારની સાથે જા એવું કેહેવાનો અખીકાર, અને તે શેહેરોની હદ બાહાર હોયતો જે છેક પાસેનો જસ્ટીસ આફ ધી પીસ ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે પેહેલા વરગના માજીસ્ત્રેટરેટનો અખતીયાર ચલાવતો હોય તેની પાસે જઇને તેની આગળ હાજર થવા સારૂ અમારી સાથે ચાલ અથવા બીજા કોઇ પોલીસ અમલદારની સાથે જા એવું કેહેવાનો અખીકાર હરકોઇ પોલીસ અમલદારને છે.

નીરૂદ્યોગ ભટકનારાની સ્થિતિબાબત સંક્ષેપ રીતે ચોકશી કરવી.

૫. સદરહુ પ્રકારને પ્રસંગે અથવા જે બીજે પ્રસંગે નીરૂદ્યોગ ભટકનારો દેખાતો હોય તેવો કોઇ માણસ પોતાની સમક્ષ આવે તે બીજે પ્રસંગે નીરૂદીયોગ ભટકનારો દેખાતો હોય તેની સ્થિતિ બાબત તથા ચાલ ચલગત બાબત પોલીસ માજીસ્ટરેટ અ-

થવા જસ્ટીસ આફ ધી પીસે સંક્ષેપ રીતે ચોકશી કરવી. અને સદરહુ પ્રકારનો સખસ નીરૂદ્યોગ ભટકનારો છે એવી તેની ખાત્રી થાયતો તેણે તેવો ઠરાવ કરીને તે ઠરાવ પોતાની કચેરીના દફતરમાં લખી મુકવો.

નીરૂદ્યોગ ભટકનારને તાબડતોબ ચાકરી ધંધો મળે તેમ નથી એવું વળી તેની

વરકહાઉસમાં જવાનો હુકમ.

નજરમાં આવે, અથવા તે નીરૂદ્યોગ ભટકનારો છે એ વાત બાબતનો ઠરાવ અગાઉ કલાણી વખતે દફતરમાં લખી મુકેલો છે એવું માનવાનો સબબ હોય તો તેણે તે નીરૂદ્યોગ ભટકનારને સરકારી × વરકહાઉસમાં જવાનો હુકમ કરવો, અને તે પ્રમાણે હુકમ લખવો.

પછી તે નીરૂદ્યોગ ભટકનારને વરકહાઉસમાં મોકલવા સારૂ પોલીસને સ્વાધીન કરવો અને તેને વરકહાઉસમાં લઈ જતી વખતે તેને પોતાને સ્વાધીન રાખવા બાબત પોલીસને તે હુકમ પુરો આધાર છે, અને તે નીરૂદ્યોગ ભટકનારને વરકહાઉસમાં લઈને ત્યાંહાં તેને અટકાવી રાખવા બાબત વરકહાઉસના ગવરનરને (એટલે ઉપરી અધિકારીને) પણ તે હુકમ પુરો આધાર છે એવું સમજવું.

૬ નીરૂદ્યોગ ભટકનારને સ્થાનીક સરકારના તાબા માંહેની કલાણી જગાએ અથવા

નીરૂદ્યોગ ભટકનારને ધંધા ની જગાએ મોકલવો.

નીરૂદ્યોગ ભટકનારો પેહેલી કલમમાં કહેલા મુલકના કોઈ ભાગમાં હોય ત્યારે પાસેની સ્થાનીક સરકારના તાબામાંહે ની કલાણી જગાએ તેને ચાકરી ધંધો મળે તેમ છે એવું ૫ મી કલમમાં કહેલી ચોકશી કરનારા અમલદારની નજરમાં આવે તો તે અમલદાર તે નીરૂદ્યોગ ભટકનારને પોલીસને સ્વાધીન કરીને સદરહુ જગાએ મોકલવાને અને તે પ્રમાણે હુકમ લખવાને મુખતીયાર છે.

નીરૂદ્યોગ ભટકનારો ધંધાની સદરહુ જગાએ જાય તીયારે તેને પોતાને સ્વાધીન રાખવા બાબત પોલીસને તે હુકમ પુરો આધાર છે એવું સમજવું.

૭. નીરૂદ્યોગ ભટકનારો ધંધાની જગાએ આવી પોહાંચે એટલે તેને છેક પાશેના

ચાકરી ધંધો મળવા ને મદદ.

પોલીસ માજીસ્ટરેટની પાસે અથવા જે જસટીસ આફ ધી પીસ ઉપર કહ્યા પ્રમાણે અખતીયાર ચલાવતો હોય તેની પાસે લઈજઈને તે મોકલવાનો હુકમ તે માજીસ્ટરેટને અથવા જસટીસ આફ ધી પીસને સ્વાધીન કરવો.

પછી તે અમલદારે નીરૂદ્યોગ ભટકનારને ચાકરી ધંધો મળવા સારૂ પોતાનાથી થાય તેટલી મદદ કરવી, અને પોતાની નજરમાં આવે તો તે નીરૂદ્યોગ ભટકનારને (ચાકરી ધંધો મળે તાંહાં સુધી) પોલીસને સ્વાધીન રાખવો.

નીરૂદ્યોગ ભટકનારો ઉપર કહ્યા પ્રમાણે આવી પોહોંચે તીયાર પછી વ્યાજબી મુદતમાં (તે મુદત ઘણામાંઘણા અંદર દીવસ કરતાં વધી નહીં જોઈએ) તેને યોગ્ય ચાકરી

---

×નીરૂદ્યોગી અને સદગુણી માણસ પાસે કામ કરાવવા સારૂ તેને જે જગામાં અટકાવી મુકેછે તે જગા.

ધંધો નહી મળે તો તે અમલદાર તેને ૫ મી કલમમાં કહેલી રીતે સરકારી વર્કહાઉસમાં મોકલવો.

**પેટ ખરચ.**

૮. કોઇ માંણસ નીરઉદ્યોગ ભટકનારો છે તે વાત બાબતની ચોકસી થયાં પેહેલાં અથવા કોઇ માણસ ૫મી કલમ પ્રમાણે વરકહાઉસમાં જતો હોય ત્યારે અથવા છઠી કલમ પ્રમાણે ધંધાની જગાએ જતો હોય તીયારે તે પોલીસના તાબામાં હોય તે વખતે રોજ આઠ આના લગે તેને પેટ ખરચ મળવો જોઇએ.

પોલીશના જે માજીસ્ટરેટની આગળ અથવા જસટીસ આફ ધી પીસના આગળ નીરૂદ્યોગ ભટકનારને ૭ મી કલમ પ્રમાણે લઇ જવામાં આવે તે માજીસ્ટરેટની અથવા જસટીસ આફ ધી પીસની નજરમાં આવશે તો તે નીરઉદ્યોગ ભટકનાર ચાકરી ધંધો સોધતો હશે ત્યાં સુધી તેને સદરહુ પ્રમાણે (પેટ) ખરચ આપવાનો હુકમ કરવાને તે મુખતીયારછે.

સ્થાનીક સરકારના હાથમાં જે ફંડો હોય તેમાંથી અને પોતે વખતે-વખતે ફરમાવે તે રીતે સદરહુ પ્રકારનો (પેટ ) ખરચ અપાવવો.

**સરટીફીકેટ આપવાનો અખીકાર.**

૯. યુરોપીયનનાં પેટનું કોઇ માણસ નીરૂદ્યોગ ભટકનાર થાય તેમ નથી એવી ખાત્રી પોલીસના કોઇ માજીસતરેટની અથવા ઊપર કહ્યા પ્રમાણે અખતીયાર ચલાવનારા જસટીસ આફ ધી પીસની થશે તો તે તે માણસને પોતાની સહીનું હેઠલ લખેલા મજકુરનું સરટીફીકેટ આપવાને મુખત્યાર છે એટલે સરટીફીકેટની તારીખથી છ મહીના કરતાં વતી નહીં એવી આટલી (તે મુદત લખવી ) મુદત સુધી અને ફલાણી (તે હદ લખવી ) હદમાં ૪ થી, ૫ મી, ૬ ઠી અને ૭ મી કલમનો કોઇ ઠરાવ સરટીફીકેટવાળાને લાગુ થશે નહી એવા મજકુરનું સરટીફીકેટ આપવાને મુખત્યારછે. અને પછી સરટીફીકેટ અમલમાં હશે તાંહાં સુધી ૪ થી, ૫ મી, ૬ ઠી અને સાતમી કલમનો કોઇ ઠરાવ તે માણુસને સદરહુ હદમાં લાગુ થશે નહી.

**સરટીફીકેટનો નમુનો.**

સદરહુ પ્રકારનું હરએક સરટીફીકેટ આ આકટને જોડેલાં પેહેલા પરીશીષ્ટમાં લખેલા નમુના પ્રમાણે અથવા હકીકત પ્રમાણે બને તાંહાં સુધી તે નમુના પ્રમાણે લખવું જોઇએ.

**૫ મી તથા ૭મી તથા ૮ મી તથા ૯ મી કલમ પ્રમાણે જસ્ટીસ આફ ધી પીસોની હકુમત કેટલાએક હોદેદારોને આપવાનો અખીકાર.**

૧૦. ઊપર કહ્યા પ્રમાણે અખતયાર ચલાવનારા જસ્ટીસ આફ ધી પીસને આ ભાગ ઊપરથી જે હકુમત તથા અધિકાર આપ્યો છે તે હકુમત તથા અખીકાર સરકારી ગેજેટમાં જાહેરનામું છપાવીને હરકોઇ જસ્ટીસ આફ ધી પીસને અથવા પોલીસના ડીસ્ટ્રીકટ સુપરઇનટેન્ડેન્ટને વખતે વખતે આપવાને સ્થાનીક સરકાર મુખતીયારછે.

---

# ભાગ ૩ જો*

## સરકારી વરકહાઊસ.

**સરકારી વરકહોસો કરી આપવા બાબત.**

૧૧. નીરૂદ્યોગ ભટકનારાને હાલ તુરત થોડી મુદત સુધી રાખવા સારૂ પોતાને યોગ્ય જણાય તે જગાએ જરૂરીના સામાન તથા કામદાર લોકો સુધાં વરકહોસો ઇંડીઆના ગવરનર જનરલ ઇન કોનસીલની આગાઊથી મંજુરી લઇને કરી આપવાનો અધીકાર અથવા જે ઇમારત અથવા જે ઇમારતનો ભાગ આ કલમના પેહેલા ભાગ પ્રમાણે વરકહોસ તરીકે કરી આપ્યો નહીં હોય તે આ આકટના કારણ સારૂ વરકહોસને લાયક છે એવું લખેલું સરટીફીકેટ પોતાના સેક્રટરીની સહીનું આપવાનો અધીકાર સ્થાનીક સરકારને છે. સદર હુ પ્રકારનું દર એક સરટીફીકેટ ઠેકાણાં ઠેકાણાંનાં સરકારી ગાઝેટમાં છપાવીને પ્રસીધ્ધ કરવું અને પછી તે ઇમારત અથવા ઇમારતનો ભાગ સ્થાનીક સરકાર બીજી રીતે હુકમ કરે ત્યાંહાં સુધી આ આકટ પ્રમાણે સરકારી વરકહોસ છે એવું સમજવું.

**ખોરાકનું પરીમાણ.**

ઠેકાણાં ઠેકાણાંના તુરંગમાં અથવા પેનીટેનશરીમાં (એટલે ગુનેહગાર લોકોને સુધારવાની જગામાં) અટકાવી મુકેલા યુરોપીયન લોકોને જે પરીમાણ પ્રમાણે ખોરાકી મળતી હોય તેજ પરીમાણ પ્રમાણે ખોરાકી વરક હાઊસમાં રાખેલા નીરૂદ્યોગી ભટકનારનાં ગુજરાનને સારૂ સ્થાનીક સરકારે આપવી.

**વરકહોસની તપાસ.**

૧૨. સદરહુ પ્રકારનું દરએક વરકહાઊસ ગવરનરના (એટલે ઉપરી અધીકારીના) પરત્યક્ષ તાબામાં જોઇએ તેની નીમણુક સ્થાનીક સરકારે કરવી અને તેને કામ ઉપરથી મોકુફ અથવા બરતરફ કરવાને તે સરકાર મુખતીયારછે.

સદર હુ પ્રકારના દર એક ગવરનરે સ્થાનીક સરકારની નજરમાં આવે તો તે સરકારે વખતે વખતે જે વ્યવસ્થાપક મંડળી નીમી હોય તે મંડળીના હુકમને તાબે રહેવું જોઇએ, અથવા લેવી મંડળી નહીં હોય તો સ્થાનીક સરકાર તે કામ સારૂ જે અમલદારને વખતે વખતે નીમે તેના હુકમને તાબે રેહેવું જોઇએ.

**નીરૂદ્યોગ ભટકનારનો ઝાડો લેવા બાબત.**

૧૩ સદરહુ પ્રકારના દર એક ગવરનરના તાબા માંહેના વરકહોસમાં લીધેલા નીરૂદ્યોગ ભટકનારનો ઝાડો લેવાનો અને તે નીરૂદ્યોગ ભટકનારની ગાંસડી પોટલી વગેરે બીજી સામાન જોવાનો હુકમ કરવાને અને તે વખતે તે નીરૂદ્યોગ ભટકનારની પાસે અથવા તેના શરીર ઉપર જે નાણું જડે તે સ્થાનીક સરકારના હુકમનું ધોરણ રાખીને આ આકટ અમલમાં લાવવાના ખરચમાં વાપરવાનો હુકમ કરવાને અને તે સઘળું સામાન અથવા તેમાંનું કોઇ સામન વેચવાનો અને જે ઊપજે તે સદરહુ પ્રકારનાં કામમાં સદરહુ પરકારના હુકમનું ધોરણ રાખીને વાપરવાનો હુકમ કરવાને તે ગવરનર મુખતીયારછે.

**વ્યવસ્થા**

૧૪ સ્થાનીક સરકારે ગવરનર જનરલ ઇન કઊનસીલની આગાઉથી મંજુરી લઇને બંદોબસ્ત તથા વ્યવસ્થા રાખવા બાબત જે કાનુનો વખતે વખતે ઠરાવશે તે કાનુનો આ આકટ પ્રમાણે વરકહઉસમાં લીધેલા નીરૂદ્યોગ ભટક-

નારને લાયક થશે.

કોઈ નીરૂદ્યોગી ભટકનારો સદરહુ પ્રકારની કાનુન પ્રમાણે જાણી જોઈને નહી ચાલશે અથવા ચાલવાની ગફલત કરશે તેણે હેઠલ લખેલી હરકોઈ શીક્ષા (સ્થાનીક સરકારને યોગ્ય દેખાય તે પ્રમાણે વ્યવસ્થાપક મંડળીની નીમણુકની હેઠળ તથા હુકમ પ્રમાણે અથવા નીમણુકની વગર તથા હુકમ વગર) કરવાનો અખતીઆર વરકહાઉસના ગવરનરને આપવાને સ્થાનીક સરકાર મુખતીયાર છે.

(અ) ઘણામાં ઘણા સાત દીવસ સુધી વરક હાઉસમાં એકાંત કેદ.

(બ) સ્થાનીક સરકાર ઠરાવે તેટલે સુધી ઓછા ખોરાક ઉપર ઘણામાં ઘણાં ત્રણ દીવસ સુધીની વરક હાઉસમાં એકાંત કેદ.

(ક) ઘણામાં ઘણાં સાત દીવસ સુધી સકત મજુરી.

(ડ) ઘણામાં ઘણાં પાંચ દીવસ સુધી સ્થાનીક સરકાર ઠરાવે તેટલું ખાણું ઓછું કરવાની સીક્ષા.

અથવા સદરહુ પ્રકારની હરકોઈ શીક્ષાને બદલે સદરહુ પ્રકારના કોઈ નીરૂદ્યોગ ભટકનારા ઉપર સદરહુ પ્રકારના જાણી જોઈને ન ચાલવાના અથવા ચાલવાની ગફલત કરવાના ગુન્હાની માજીસ્ટરેટની આગળ શાબીતી થશે તો તેને ઘણામાં ઘણાં ત્રણ મહીના સુધી શકત મજુરી સાથે કેદની સજા કરવાનો અધિકાર છે.

*ચાકરી ધંધો કબુલ કરવાની ના કેહેવી.*

૧૫. સદરહુ પ્રકારના દરએક વરક હાઉસમાં રાખેલા નીરૂદ્યોગ ભટકનારને વરકહાઉસ બાહાર હરકોઈ ઠેકાણે લાયક ચાકરી ધંધો મળવી આપવાને પોતાનો ચાલે તેટલો ઉપાય તે વરકહાઉસના ગવરનરે અને વ્યવસ્થાપક મંડળી હોય તો તે મંડળીએ કરવો.

તેવી ચાકરી ધંધો જડયા પછી સદરહુ પ્રકારનો કોઈ નીરૂદ્યોગ ભટકનારો તે ચાકરી ધંધો કરવાની ના કેહેશે અથવા ગફલત કરશે તો તે વાત તેની ઉપર માજીસ્ટ્રેટની આગળ સાબીત થયા પછી તે ઘણામાં ઘણા એક મહીના સુધી શકત મજુરી સાથે કેદની સજાને લાયક થશે.

# ભાગ ૪ થો

## હિંદુસ્થાનમાંથી લઈ જવા બાબત.

*નીરૂદ્યોગ ભટકનારને લઈ જવા બાબત.*

૧૬ યોગ્ય મુદત વીતી ગયા પછી પણ કાંઈ લાયક ચાકરી ધંધો સદરહુ પ્રકારના કોઈ નીરૂદ્યોગ ભટકનારને મળતો નહીં હોય તીયારે તે આ કટમાં આગળ કહ્યા પ્રમાણે કરારનામું લખી આપે ત્યાર

*લઈ જવાનો ખરચ*

પછી તેને આ આકટમાં આગળ કહેલી રીત બ્રિટીશ ઈંડીઆમાંથી લઈ જવડાવવાને સ્થાનીક સરકાર મુખતીયાર છે અને લઈ જવાનો ખરચ સરકાર આપશે.

અથવા ૨૯ મી અને ૩૦ મી કલમ તેને વાંચી સંભળાવીને પછી તેને છોડી મુકવાને સરકાર મુખતીયાર છે.

નીરૂદ્યોગ ભટકનારની સાથે કરારનામું.

૧૭. કોઈ નીરૂદ્યોગ ભટકનાર અથવા યુરોપીયનના પેટનું બીજું માણસ ઈન્ડીયાના સ્ટેટ સેક્રેટરી ઇનકાઉનશીલને હેઠળ લખ્યા પ્રમાણે કરાર નામું લખી આપવાને મુખતીયાર છે. એટલે—

(અ) બ્રિટીશ ઈંડીયામાંહેનું જે બંદર કરારનામામાં લખ્યું હોય તે બંદર જવા બાબત

(બ) અને તે બંદર જે મુલકમાં હોય તે મુલકની સરકારે આ કામ સારૂ નીમેલા અમલદારે તે માણસને સ્ટેટ સેક્રેટરી ઇનકાઉનશીલને ખરચે હિંદુસ્તાનમાંથી જવા સારૂં તે બંદરમાં જે વાહાણ ઉપર જે વખતે ચઢવાનો હુકમ કરયો હશે તે વાહાણ ઉપર તે વખતે ચઢવા બાબત,

(ક) જે બંદર તે વાહાણ જવાનું હોય તે બંદર તે પોહોચે ત્યાંહાં સુધી તે વાહાણ ઊપર રેહેવા બાબત, અને

(ડ) એ પ્રમાણે વાંહાણ ઊપર ચઢયાની તારીખથી પાંચ વરસ થાય ત્યાં સુધી હિંદુસ્થાનમાં પાછા નહી આવવા બાબત કરારનામું લખી આપવાને મુખતીયાર છે.

કરારનામાંનો નમુનો.

સદરહુ કરારનામું વગર સ્ટાંપના કાગળ ઉપર હશે તોપણ ચાલશે, પણ તે આ આકટને જોડેલા બીજા પરીશીષ્ટમાં લખેલા નમુના પ્રમાણે અથવા હકીકત પ્રમાણે બને ત્યાંહાં સુધી તે નમુના પ્રમાણે લખવું જોઇએ.

કરારનામાં પ્રમાણે કરવાનો અધિકાર.

૧૮. સ્ટેટ સેક્રેટરી ઇનકાઉનશીલની તરફથી તે કરારનામું અમલમાં લાવવા સારૂ લઈ જવા બાબત અથવા બીજા કશાં બાબત કરારનામું કરવાનો અને જે બીજા કામોની જરૂર હોય તે કરવાનો અધિકાર જે મુલકમાં ઉપર કહેલું બંદર હોય તે મુલકની સરકારને છે.

## ભાગ ૫ મો.

### શીક્ષા.

માજીસ્ત્રેટની આગળ જવાની ના કેહેવી.

૧૯. પોલીસ માજીસ્ટરેટની પાસે અથવા જસ્ટીસ આફ ધી પીસની પાસે અથવા તેની આગળ પ્રથમ ચોકશી થવા સારૂ હાજર થવાને માટે કોઈ માણસને પોલીસ અમલદારની સાથે જવાનું ૪ થી કલમ પ્રમાણે ફરમાવ્યું હોય તે પ્રમાણે તે જવાને ના કેહેશે, અથવા ચુકશે, તો, તે યુરોપીયન બ્રિટીશ રઈયત હોય કે નહી હોય તોપણ તેને વગર વારંટે પકડવાનો અધિકાર છે તથા તેની ઉપર તે વાત માજીસ્ટરેટની આગળ સાબીત થયા પછી તે ઘણા માં ઘણા એક મહીના સુધી કેદની શીક્ષાને અથવા દંડને અથવા એ બેઊ શીક્ષાને લાયક થશે.

પોલીસ અમલદારની ઉપર હુમલો કરવો.

અને કોઇ માણસને પોલીસ માજીસ્ટરેટની પાસે અથવા જસ્ટીસ આફ ધી પીસની પાસે અથવા તેની આગળ હાજર થવા માટે પોલીસ અમલદારની સાથે જવાનું ૪ થી કલમ પ્રમાણે ફરમાવ્યું હોય તે

માણસ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૩૫૩ મી કલમ પ્રમાણે સજા કરવા લાયક ગુનો કરશે તો તે યુરોપીયન બ્રિટીશ રઈયત હોય કે નહી હોય તોપણ તે ગુન્હા બાબત તેનો ઇનસાફ કરવાને માજીસ્ટરેટ મુખ્તીયાર છે.

*પોલીસના હાથમાંથી નાશી જવું.*

૨૦. ૫ મી અને ૭ મી કલમમાં કહેલા હુકમ પ્રમાણે કોઇ નીરદોગ બાદકનારને પોલીસને સ્વાધિન કરયો હોય તે તેઓના હાથમાંથી નાશી જશે.

*વગર રજાએ વરકહોસ મુકીને જવું.*

*વરકહોસમાં પાછા આવવાને ચુકવું.*

અથવા આ આકટ પ્રમાણે વરકહોસ હોય તે વરકહોસ ગવરનરની પરવાનગી વગર મુકીને જશે અથવા સદરહુ પ્રકારની પરવાનગીથી નીયમીત ઠરાવેલી મુદત સુધી અથવા કહેલા કારણ સારૂ વરકહોસ મુકી જઇને સદરહુ પ્રકારની મુદત પુરી થયાં પછી અથવા સદરહુ કારણ કરી રહ્યા પછી અથવા અશક્ય છે એવું કરયા પછી પાછો આવવાને ચુકશે તો તેવા દરેક ગુના બાબત તે માજીસટરેટની આગળ સાબીત થયા પછી ઘણામાં ઘણા બે વરસ સુધી સખત મજુરી સાથે કેદની સજાને લાયક થશે.

*વાહાણ ઉપર ચઢવાને બંદર જવાને ચુકવું*

૨૧. કોઇ માણસ ૧૭ મી કલમ પ્રમાણે કરારનામું લખી આપીને તે કરાર નામામાં લખેલે બંદર તે કરારનામામાં લખ્યા પ્રમાણે જવાને ચુકશે.

*વાહાણ ઉપર ચઢવાની ના કેહેવી.*

અથવા તેજ કલમ પ્રમાણે તેને વાહાણ ઉપર ચઢવાનું કહ્યું હોય અને તે તે પ્રમાણે કરવાની ના કેહેશે.

*વાહાણ ઉપરથી નાહાસી જવું.*

અથવા તે ઉપર કહ્યા પ્રમાણે જે વાહાણ ઉપર ચઢયો હોય તે વાહાણ જે બંદર જવાનું હોય તે બંદર પોહોચ્યા પેહેલાં તે તે વાહાણઉપરથી નાહાસી જશે.

તો એવા દરએક ગુન્હા બાબત તે યુરોપીયન બ્રીટીશ રઈયત હોય કે નહી હોય તો પણ માજીસ્ટરેટની આગળ સાબીતી થયા પછી તે ઘણામાં ઘણા છ મહીના સુધી સકત મજુરી સાથે કેદની સજાને લાયક થશે.

*હીંદુસ્થાનમાં પાછું આવવું*

૨૨ ૧૭ મી કલમ પ્રમાણે કરારનામું લખી આપીયું હોય તે કરારનામાં પ્રમાણે વાહાણ ઉપર ચઢયાની તારીખથી પાંચ વરશમાં કોઇ માણસ ઇંડીઆના સટેટ સેક્રેટરીએ ખસુસ કરીને પરવાનગી આપીયા વગર હીંદુસ્થાનમાં પાછો આવસે તો એવા દરએક ગુન્હા બાબત તે યુરોપીયન બ્રિટીશ રઇયત હોય કે નહી હોય તો પણ માજીસ્ટરેટની આગળ સાબીત થયા પછી તે ઘણામાંઘણા બે વરસ સુધી સકત મજુરી સાથે કેદની સજાને લાયક થશે.

*ભીખ માગવી.*

૨૩ યુરોપીયનનાં પેટનાં કોઇ માણસને પોતાનો ઉદર નીરવાહ એટલે ગુજરાન ચલાવવાનું પુરૂં સાધન હોય અને તે ભીખ માગતો માલમ પડશે.

અથવા ધમકી દેખાડીને કે દાંડાઈ કરીને ભીખ માગતાં માલમ પડશે,

અથવા જવાનું કહ્યા પછી પણ તે કોઈ માણસ પાસે ભીખ માગ્યાં કરતું માલુમ પડશે.

અને તે યુરોપીયન બ્રીટીશ રઇયત હોય કે નહી હોય તો પણ તેની ઊપર માજીસ્ટરેટની આગળ ગુન્હો સાબીત થશે અને તે પેહેલો ગુન્હો હશે તો ઘણામાં ઘણા એક મહીનાસુધી, અને બીજો ગુન્હો હશે તો ઘણામાંઘણા બે મહીનાસુધી અને ત્યાર પછીનો ગુનહો હશે તો ઘણામાંઘણા ત્રણ મહીનાસુધી સકત મજુરી સાથે કેદની સજાને લાયક થશે.

કેદ પુરીથયા પછી કામ ચલાવવાની રીત.

૨૪. ૧૯ મી અથવા ૨૦ મી અથવા ૨૧ મી અથવા ૨૨ મી અથવા ૨૩ મી કલમ પ્રમાણે જે માણસને કેદમાં રાખ્યું હોય તેની કેદની મુદત પુરી થાય એટલે તેને છેક પાસેના માજીસ્ટરેટની આગળ અથવા ઊપર કહ્યા પ્રમાણે અખત્યાર ચલાવનારા જસ્ટીસ આફ ધી પીસની આગળ લઈ જવો. પછી તે માજીસ્ટરેટની અથવા જસ્ટીસ આફ ધી પીસની નજરમાં આવે તો તેણે ૫ મી અને છઠી કલમમાં કહેલી રીતે તેની તુરત તજવીજ કરવી.

મોકલવાના હુકમમાં, અગાઊ ગુન્હો સાબીત થયો હોય તે વાતનો દાખલો લખવો.

વાહાણનો માસ્તર યુરોપીન ગુનહેગારોને હીંદુસ્થાનમાં લાવે તેને શીક્ષા.

૨૫. યુરોપીયનનાં પેટનાં જે માણસ ઊપર "ફેલની" નો ગુન્હો કરયાની અથવા જે ગુનહો ઇંગલંડમાં કરયો હોત તો ફેલનીનો ગુનહો થયો હોત તેવો કાંઇ ગુનહો કરયાની સાબીતી મલીકા માઆઝમાનાં રાજના બીજા કોઇ ભાગમાં થઇ હોય તે માણસને કોઇ વાહાણનો માસતર બ્રીટીશ હીંડીયાના હરકોઇ ભાગમાં ઉતારશે અથવા ઉતરવા દેશે તો તે વાત માજીસ્ટરેટની આગળ સાબીત થયા પછી તે દરએક માસ્તર એ પ્રમાણે ઊતારેલા અથવા ઊતારવા દીધેલાં દરેક માણસ બાબત સો રૂપીઆ કરતાં ઓછો નહી અને પાંચસેં રૂપીયા કરતાં વધતો નહી એટલી દંડને લાયક થશે; અને દંડ નહી આપે તો ઘણામાંઘણા બે મહીના સુધી કેદની સજાને લાયક થશે.

પણ ઊપર કહ્યા પ્રમાણે ઊતરેલાં અથવા ઉતરવા દીધેલાં માણસ બાબત મેં યોગીય ચોકસી કરી હતી અને તે માણસ ઉપર સદરહુ પ્રકારના ગુનાહની સાબીતી થઇ છે એવું માનવાને કાંઇ સબબ નહી હતો એવી પ્રતીવાદી (પોતાને જે પુરાવો આપવાનો આ કલમ ઉપરથી અધિકાર છે તે) પુરાવા ઊપરથી માજીસ્ટરેટની ખાતરી કરશે તો તેને દંડ થશે નહી.

કેટલાએક વહાણોના માસ્તરોને માફી આપવાનો અધિકાર.

ગવરનર જનરલ ઇનકાઊનસીલને યોગ્ય જણાય તે સરતોથી અને વાહાણ ઉપરનાં સઘળાં માણસો બાબત અથવા તેમાંનાં કેટલાએક માણસો બાબત હરેકોઇ વરગના વહાણોના માસ્તરોને આ કલમનો પહેલો ભાગ લાગુ નથી એવું ઇંડીઆ ગેજેટમાં જાહેરનામું છપાવીને વખતે વખતે ઠરાવવાનો ગવરનર જનરલ ઇનકાઊનસીલને અધિકાર છે.

આ કલમ પ્રમાણે કાંઈ માફી આપી હશે તે ઊપર કહેલી રીતે રદ કરવાનો ગવરનર જનરલ ઇનકાઉનસીલને અધિકાર છે.

**દંડની વસુલાત.** ૨૬. આ આકટ પ્રમાણે દંડ કરયો હોય તે કલકત્તા, મદ્રાસ અને મુંબાઈ એ શેહેરોની હદબાહાર કરેલા ગુના બાબત કરયો હોય તો તે સઘળો દંડ ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં કહેલી રીતે વસુલ કરવો અને સદરહુ હદમાં કરેલા ગુન્હા બાબત દંડ કરયો હોય તો તે દંડ તે શેહેરની પોલીસનો બંદોબસ્ત કરવા બાબત જે આકટ ચાલું હોય તે આકટમાં જે રીત કહેલી હોય તે રીતે વસુલ કરવો.

**દંડનું ભરાણું.** આ આકટ પ્રમાણે જે દંડ વસુલ થયો હોય તે સઘળો દંડ ઇંડીયા સરકારને ખાતે અથવા ગવરનર જનરલ ઇન કાઉનસીલ વખતે વખતે ફરમાવે તે પ્રમાણે જમે કરવો.

**ફરીઆદી.** ૨૭ આ આકટ પ્રમાણે ફરીયાદ કરીને કામ ચલાવવું પડે તે સ્થાનીક સરકાર વખતે વખતે જે અમલદારને તે કામ સારૂ નીમે તે અમલદાર કરીને તેનું કામ ચલાવવાને મુખતીઆર છે.

**હકુમતની હદ.** ૨૮ આ આકટના આ ભાગ પ્રમાણે અને ૩ જા ભાગ પ્રમાણે શીક્ષા કરવી વખતે કોઈ માણસે પોતાના અખતીઆરથી વધતી શીક્ષા કરવી નહી એટલે જે ગુનેહગારો યુરોપીયન બ્રિટીશ રઈયત નહી હોય તે ગુનેહગારોની બાબતમાં ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે પોતાને જે અખતીયાર મળેલો હોય તે કરતાં વધતી શીક્ષા કરવી નહી.

**માજીસ્ટ્રેટ છેક પાસે નહી હોય ત્યારે ચલાવેલું કામ કાયદાસર જાણવું.** ૨૯ કોઈ માણસ નીરૂદ્યોગી ભટકનારો દેખાતો હોય તે માણસને જે પોલીસ માજીસ્ટ્રેટની આગળ અથવા જસટીસ આફધી પીસની આગળ હાજર થવાનો હુકમ કરયો હોય અથવા ચોવીસમી કલમ પ્રમાણે કોઈ માણસને પોલીસ માજીસ્ટ્રેટની પાસે અથવા જસટીસ આફ ધી પીસની પાસે લઈ ગયા હોય તે માજીસ્ટ્રેટ અથવા જસટીસ આફ ધી પીસ છેક પાસેનો નહી હોય તેટલાજ સબબથી આ આકટ પ્રમાણે ચલાવેલું કામ કાયદાસર નથી એવું સમજવું નહી.

## ભાગ ૬ ઠો.

### પરચુરણ.

**ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે યુરોપીયન બ્રિટીશ રઈયતને જે અધિકાર છે તે તેઓના કહાડી નાખવા.** ૩૦ ૫ મી કલમમાં કહેલી સંક્ષેપ રીતે ચોકશી કરયા પછી કોઈ યુરોપીયન બ્રિટીશ રઈયત નીરૂદ્યોગી ભટકનારો ઠરયો હશે અથવા ૨૨ મી કે ૨૩ મી કલમ પ્રમાણે તેની ઉપર ગુનાહની સાબીતી થઈ હશે તે હિંદુસ્તાનમાં રહેશે ત્યાં સુધી તેને સદરહુ શેહેરોની હદ બહાર હેઠળ લખેલા ઠરાવ લાગુ થશે એટલે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ૩૮ મા

બાબના ઠરાવ શીવાય તેજ કાયદાના જે બીજા ઠરાવ યુરોપીયન બ્રિટીશ રઈયત નહી હોય તેવા યુરોપીયનને લાગુછે તે લાગુ થશે એવું સમજવુ.

હાઈકોરટમાં તેનો ઇનસાફ થવા સારૂ તેને જસટીસ આફ ધી પીસે કાંઈ સબબથી મોકલ્યો હોય અથવા તેનો હાજર જામીન લીધો હોય તો આ કલમના પહેલા ભાગમાં કાંઈ ઠરાવ હોય તોપણ તે સબબથી તે જસટીસ આફ ધી પીસની અથવા હાઈકોરટની હકુમત બાબત હરકત લેવાનો તેને અધિકાર નથી.

આ આકટ ઠરયો ન હોત તો જે માજીસ્ટ્રેટોની યુરોપીયન બ્રિટીશ રઈયત ઉપર હકુમત ન હોત તે માજીસ્ટ્રેટને સદરહુ ઠરાવ કરયોછે તે શીવાય આ કલમના હરકોઈ ઠરાવ ઊપરથી તે હકુમત આપવામાં આવીછે એવું સમજવું નહી.

જે યુરોપીયન અથવા સોલજરો નીરૂદ્યોગી ભટકનારા થાય તે યુરોપીયનોને આ દેશમાં લાવનારાઓને માથેનો અથવા તે સોલજરોને ચાકરીએ રાખનારાઓને માથેનો જોખમ.

૩૧ યુરોપીયનના પેટનો કોઈ શખસ.

હરકોઇ બીજા માણસની અથવા કંપનીની અથવા મંડળીની હરકોઇ ચાકરી કરવાનો કરાર કરીને તે પ્રમાણે હિંદુસ્તાનમાં આવશે.

અથવા તે શખસ મલીકા મઆઝમાના લશકરમાં હેનો ગેરસનંદી આફીસર (એટલે અમલદાર) અથવા સોલજર (એટલે શીપાઇ) હશે અને તે તેણે કરાર કરીને તે લશકર (ની ચાકરી) હિંદુસ્થાનમાં મુકી દેશે.

અને બ્રિટીશ રઈયત ન હોય તેવા યુરોપીઅનના પેટના સેલર (ખલાસી) અને બ્રિટીશ ઇંડીઆના હરકોઇ બંદરમાં તેના વહાણમાંથી કહાડી મુકશે.

અને હિંદુસ્થાનમાં આવ્યા પછી અથવા લશકર (ની ચાકરી) મુકી દીધા પછી અથવા તેના વહાણમાંથી કહાડી નાખ્યા પછી એક વરસમાં તે નીરૂદ્યોગ ભટકનારા થઈ કે તેનો ખરચ સરકાર ઉપર પડશે ત્યારે જે માણસની અથવા કંપનીની અથવા મંડળીની ચાકરી કરવા સારૂ તે ઊપર કહ્યા પ્રમાણે હિંદુસ્થાનમાં આવ્યો હશે અને તેણે લશકર(ની ચાકરી) મુકી દીધી હશે તે માણસને અથવા કંપનીને અથવા મંડળીને અથવા તે સેલરને પ્રસંગે તેને જે વહાણમાંથી સદરહુ પ્રમાણે કહાડયો હશે તે વહાણનો જે માણસ કહાડી મુકવાની તારીખે ધણી અથવા એજન્ટ (આડતીયો) હશે તે માણસને હેઠળ લખેલો ખરચ આપવો પડશે એટલે તે માણસ નીરૂદ્યોગી ભટકનારા થયાના સબબથી તેને આ આકટ પ્રમાણે મોકલવાનો ખરચ અને બીજો ખરચ સરકારને થયો હોય તે સઘળો ખરચ સરકારમાં આપવો પડશે.

ખરચની વસુલાત.

સદરહુ પ્રકારનો ખરચ ફરીઆદ કરીને વસુલ કરવો તે એ રીતે કે તે ખરચ આપવાનો જે માણસને અથવા કંપનીને અથવા મંડળીને અથવા ધણીને અથવા એજંટને માથે જોખમ હોય તે માણસે અથવા કંપનીએ અથવા મંડળીએ તે ખરચ આપવાને ઇંડીઆના સ્ટેટ સેક્રેટરી ઇન કાઊંનસીલની સાથે ખસુસ કરીને કરાર કરયો હોય તે પ્રમાણે વસુલ કરવો.

માજીસ્ત્રેટોને તથા જસટીસ આફ ધી પીસોને અને પોલીસને આપેલો અધિકાર એતદેશીય સંસ્થાનમાં ચલાવવા બાબત.

ચલાવનારા જસટીસ આફ ધી પીસોને અને પોલીસના અમલદારોને જે અધિકાર આપ્યો છે અને જે કામો સોંપ્યાંછે તે અધિકાર અને કામો ગવરનર જનરલ ઇન કાઊનશીલ ઇંડીઆના ગેજીટમાં જાહેરનામું છપાવીને જે માણસોને વખતે વખતે નીમશે તે માણસોને બ્રિટીશ ઇંડીઆની હદ બહારની જગાએ ચલાવવાનો અધિકાર છે.

અમલદારોએ શી રીતે વહીવટ ચલાવવોઅને તે વાતની તેઓને સમજણ પડવા સારૂ કાનુનો કરવાનો અધિકાર.

૩૬ આ આકટ અમલમાં લાવવા બાબતના કામમાં અમલદારોએ શી રીતે વહીવટ ચલાવવો તે વાતની તેઓને સમજણ પડવા સારૂ આ આકટની મળતી આવે તેવા કાનુનો કરવાનો અધિકાર ઇંડીઆના ગવરનર જનરલ ઇનકાઊનશીલને છે.

તે સઘળા કાનુનો ઇંડીયા ગેજીટમાં છપાવીને પ્રસિધ કરવી અને પછી તે કાયદાની પેઠે ચાલશે.

## પેહેલું પરીશીસ્ટ.

( ૯ મી કલમ જુઓ. )

________ નો રા. ક. યુરોપીયનના પેટનું માણસ જેને આ સરટીફીકેટ આપ્યુંછે તે મારી આગળ હાજર થયો અને સને ૧૮૭૪ નો યુરોપીઅન વગરના આકટ છે તે આકટ પ્રમાણે તે નીરૂદ્યોગ ભટકનારો થાય તેવો નથી એવી તેણે મારી ખાત્રી કરી વાસ્તે તેને બીજા માગતો માલુમ પડ્યા વગર આ સરટીફીકેટ (એટલે દાખલા)ની તારીખથી ________ મહીના સુધી અને ________ પ્રાંતનાં અથવા ડીસ્ટ્રીકટમાં સદરહુ આકટની ૪ થી, ૫ મી, ૬ ઠી અને ૭ મી કલમનો કોઇ ઠરાવ લાગુ છે એવું સમજવું નહી. તે બીજા માગતો માલમ પડશે તો આ સરટીફીકેટ રદ બાતલ છે એવું સમજવું.

તારીખ માહે ________ સને ૧૮ (સહી ગ. ક.

________ શેહેરની પોલીસનો માજીસ્ત્રેટ અથવા ________ વરગના માજીસ્ત્રેટનો અખતીયાર ચલાવનારો ________ નો જસટીસ આફ ધી પીસ.

## બીજું પરીશીસ્ટ.

(૧૭.મો કલમ જુઓ.)

આજ તારીખ માહે ________ સને ૧૮ ને રોજ ઇંડીયાના સ્ટેટ સેક્રેટરી ઇનકાઊનશીલ અને ________ નો ક. ડ. નીરૂદ્યોગ ભટકનારા એ બેઉ જણાની દરમીયાન થએલા કરારનામાની કલમો આ કરારનામા

ના દરેક પક્ષકારે જે કામો કરવાં જોઇએ તે બાબત તે બીજા પક્ષકારની સાથે આ કરારનામાની રૂએ હેઠળ લખ્યા પ્રમાણે કરાર કરે છે:—

૧. સદરહુ ક. ડ. (વહાણ ઉપર ચઢવાને બંદર)ને બંદર તુરત જશે.

૨. તે બંદરમાં સદરહુ ક. ડ. તે સ્થાનીક સરકારે જે અમલદારને નીમ્યો હોય તે અમલદાર હુકમ કરશે તે વહાણ ઉપર અને તે વખતે ચડશે.

૩ જે બંદર તે વહાણ જવાનું હોય તે બંદર તે પહોંચે ત્યાં સુધી તે વહાણ ઉપર સદરહુ ક. ડ. રહેશે.

૪. સદરહુ ક. ડ. ઉપર કહ્યા પ્રમાણે વહાણ ઉપર ચઢ્યાની તારીખથી પાંચ વરસ થશે ત્યાં સુધી સદરહુ સ્ટેટ સેક્રેટરીની મુદામ પરવાનગી વગર હીંદુસ્તાનમાં પાછો આવશે નહીં.

૫. સદરહુ સ્ટેટ સેક્રેટરી ઇન કાઉન્શીલ સદરહુ ક. ડ. ને સદરહુ બંદર લઇ જવાનો ખરચ તથા સદરહુ પ્રમાણે તેને મોકલતા તથા તે બંદરમાં તેને ખોટી થવું પડે તો જેટલી મુદત સુધી થવું પડે તેટલી મુદત સુધીનો તેના ઉતારાનો અને ખાવા પીવાનો ખરચ આપશે. અને સદરહુ વહાણ ઉપર સદરહુ ક. ડ. ને લઇ જવાનો તથા જે સફરે જવા સારૂ તે ઉપર કહ્યા પ્રમાણે વહાણ ઉપર ચડશે તે સફરની મુદત સુધી તેને ખવડાવવા પીવડાવવાનો સદરહુ વહાણના ધણીની સાથે અથવા તેના મુખત્યાર સાથે કરાર કરશે.

ઇન્ડીઆના ગવરનર જનરલ ઇનકાઉનશીલના અથવા ______ ના ગવરનર ઇનકાઉનશીલના અથવા ______ ના લેફટેનંટ ગવરનરના અથવા (______ ના ચીફ કમીશનર)ના હુકમથી સદરહુ સ્ટેટ સેક્રેટરી ઇન કાઉનશીલની તરફથી અ. બ. એ અને ક. ડ. એ આ કરારનામા ઉપર સદરહુ વરસની સદરહુ તારીખે સહી કરી છે.

(True translation)
Anundrao Champajee,
For Oriental Translator to Government.

અમદાવાદ ઊતિરક્ષ પ્રેસમાં છાપ્યું.

# સને ૧૮૭૮ નો મુંબઈનો ઍક્ટ ૫ મો.

## મુંબાઈ ઈલાકાનો આબકારી કાયદો એકઠો કરીને સુધારવા બાબતનો આક્ટ.

મુંબઈ ઈલાકામાં દારૂ તથા કેફ લાવનારાં વસાણાં લાવવા તથા બાહાર મોક લવા તથા એક જગોએથી બીજી જગોએ મોકલવાં તથા તઈઆર કરવાં તથા વેચવા અને કબજામાં રાખવા સંબંધી કાયદો છે તે એકઠો કરીને સુધારવો યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠેરાવ્યું છે.

### પ્રથમ નિયમ.

ટુંકું નામ. | ૧ આ આક્ટને "સને ૧૮૭૮ નો મુંબઈનો આબકારી આક્ટ" કેહેવો.

ક્યાં ક્યાં લાગુ છે. | આ આક્ટ આખા મુંબઈ ઈલાકાને લાગુ છે.

અને આ આક્ટ સદરહુ ઈલાકાના હરકોઈ ભાગમાં મુંબઈના સરકારી ગ્યાઝેટમાં સરકાર જાહેરનામું પ્રસીધ કરીને જે તારીખ ઠરમાવશે તે તારીખે અમલમાં આવશે.

સરૂ થવું. |

૨ આ આક્ટને જોડેલા પરીશિષ્ટમાં કાયદા તથા આક્ટ લખ્યા છે તે તેજ પરીશિષ્ટના ત્રીજા આસનમાં નીરદીસ્ટ કરેલા છે તેટલે સુધી રદ કરયા છે.

કાયદા તથા આક્ટ રદ કરવા. |

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ કાયદા પઈકી અથવા આક્ટો પઈકી કોઈ પણ કાયદા પ્રમાણે અથવા આક્ટ પ્રમાણે આપેલા જે લાઇસેનસ આ આક્ટ અમલમાં આવે તે તારીખે અમલમાં હોય તે સઘળા લાઇસેનસ જે જે મુદતના આપ્યાં હશે તે તે મુદત સુધી જે કાયદા પ્રમાણે અથવા આક્ટ પ્રમાણે તે આપ્યાં હશે તે કાયદાના અથવા આક્ટના ઠરાવોને અનુસરીને તે ચાલુ રેહેશે.

વળી એવું ઠરાવ્યું છે કે આ આક્ટ અમલમાં આવવાની આગાઉ કાંઈ કૃતીય અથવા ગુનોહ કરીયો હશે તેને અથવા કાંઈ પ્રકરણ સરૂ થયું હશે તેને અથવા કાંઈ દાવો ઉતપન થયો હશે તેને અથવા કાંઈ શીક્ષાના પેચ આવ્યા હશે તેને સદરહુ રદ કરયા ઉપરથી બાધ આવે છે એમ સમજવું નહીં.

૩ આ આક્ટમાં વિષય ઊપરથી અથવા આગલા પાછલા સંબંધ ઊપરથી બાધ આવતો ન હોય તો.

અર્થ. |

(૧) "આબકારી મેહેસુલ" આ શબ્દોનો અરથ આ આક્ટના અથવા દારૂ બાબત અથવા કેફ લાવનારાં વસાણાં બાબત જે વખતે જે બીજો કાયદો અથવા આક્ટ અમલમાં હોય તે બીજા કાયદાના અથવા આક્ટના ઠરાવ પ્રમાણે કાંઈ ડીયુટી અથવા ફી અથવા કર અથવા ડંડ બેસાડયો હશે અથવા કાંઈ જપ્ત કરીને સરકાર દાખલ કરવાનો હુકમ કરયો હશે તેથી મળેલું અથવા મળવાનું મેહેસુલ.

"આબકારી મેહેસુલ." |

"તઈયાર કરવો."

(૧૧) "તઈયાર કરવો" આ શબ્દોમાં જે જે સ્વભાવીક અથવા માનુષી ક્રિયાથી કાંઈ ગાળેલો અથવા ફરમેંટેડ અથવા કેફ લાવનારો દારૂ અથવા કેફ લાવનારો વસાણો તઈયાર થાય છે તે તે ક્રીયાનો સમાસ તથા દારૂ ગાળીને શુધ કરવાની દરએક ક્રિયાનો પણ સમાસ થાય છે.

મેળ કરવો એ આ વ્યાખ્યાના અર્થ પ્રમાણે ક્રિયા છે.

"શેર."

(૧૨) "શેર" આ શબ્દનો અરથ હેંશિ તોલા ભાર.

## ૨ એસટાબલીસમેંન્ટ તથા નીબંધ.

આ આકટ અમલમાં લાવવાનું કલેકટરને સોપું છે.

૪. કમીસનરના નીરબંધને તથા હુકમને અને સરકારના હુકમોને અનુસરીને આબકારી મેહેસુલ વસુલ કરવાનું તથા આ આકટના ઠરાવ અમલમાં લાવવાનું કામ કલેકટરને સોપીયું છે.

આ આકટનાં કારણ સારૂ સરકાર ઠેરવાવશે તે કમીશનરના તાબામાં મુંબઈનો કલેકટર ગેહેશે.

આબકારી મેહેસુલનો સીવાય કલેકટર જોસંબ્ય તો નીમવો.

૫. આ આકટ પ્રમાણે કલેકટરને આપેલાં સઘળાં અધીકાર તથા કહેલાં સઘળાં કરતવીય કરમો કમીસનરના તથા સરકારના નીરબંધ સીવાય વળી જે બીજા નીરબંધ સરકાર વખતેવખતે ઠરાવે તે નીરબંધને ( તે નીરબંધ હોય તો ) અનુસરીને હરકોઈ ડીસતરીકટમાં અથવા જગામાં ચલાવવા શારૂ તથા કરવા સારૂ જમીન મેહેસુલના કલેકટર સીવાય બીજા કોઈ માંણસને મુંબઈના સરકારી ગેજેટમાં જાહેરનામું પ્રસિધ કરીને નીમવાને સરકાર મુખતીઆર છે.

તાબાગીના અમલદાર.

૬. આ આકટનાં ઠરાવ અમલમાં લાવવાના કામમાં કલેકટરને મદદ કરવાસારૂ કમિશનરને, આ બાબત સરકારે વખતે વખતે જે હુકમ કરયા હશે તે હુકમને અનુસરીને પોતાને યોગ્ય લાગે તેવા તાબાના આફિસરોને પોતાને યોગ્ય લાગે તેવા નામથી નીમવાનો તથા પોતાને યોગ્ય લાગે તેવા આ આકટ પ્રમાણે અધિકાર તથા કર્તવ્યકર્મો તે દરએકને સોંપવાનો અધિકાર છે.

આ આકટ પ્રમાણે જે અધિકાર તથા કર્તવ્યકર્મો પોતાને યોગીય લાગે તે અધિકાર તથા કરતવ્ય કરમો કોઈ ખાતાના કોઈ સરકારી આફિશરને તેના જાતના અથવા તેના હુદાના સંબંધથી અથવા બીજા કોઈ માણસને આપવાનો તથા કેહેવાનો અધિકાર સરકારને અથવા સદરહુ પ્રકારના હુકમોને અનુસરીને કમીશનરોને છે. અને પછી સદરહુ પ્રકારના કોઈ આફીશરે પોતાના મુખ્ય હુદાના અધીકાર સીવાય તથા કરતવીય કરમો શીવાય વળી સદરહું અધીકાર ચલાવવા તથા સદરહુ કરતવીય કરમો કરવા.

પણ એવું ઠરાવીયું છે કે છત્રિસમી કલમ પ્રમાણે તથા ચાલીશમી કલમની (બ) રકમ પ્રમાણે અધિકાર કોઈ ખાતાનાં જે કોઈ આફીસરનો દરજો પટાવાળાના અથવા કાનસટેબલના કરતાં મહોટો નહી હોય તે આફિસરને કોઈ પણ પ્રસંગે આપવો

નહી, અને આ કલમ પ્રમાણે કાંઈ અધિકાર અથવા કરતવીય કરમો સોંપ્યા હોય અથવા કહ્યાં હોય, તે સોંપવું અથવા કહેવું જે અધિકારીએ કર્યું હોય તેને, તે હરકોઈ વખતે રદ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અધિકાર છે.

ગેરચાલ બાબત તાબામાંના આફીશરોને શિક્ષા

૭. ઉપરની છેલી કલમના ઠરાવ પ્રમાણે કમિશનરોએ જે કોઈ તાબામાંના આફીસરને નીમ્યો હોય અથવા જે કોઈ આફિસરને વળી બીજો અધિકાર આપ્યો હોય અથવા કરતવ્યકરમો કહ્યા હોય તેને ખાતાની કાનુન અથવા બંદોબસ્ત તોડ્યા બદલ અથવા બેફીકરાઈ કર્યા બદલ અથવા ના લાયકી બદલ અથવા કરતવીય કરમની ગફલત બદલ અથવા બીજી ઘેરચાલ બદલ ચોકસી કરીને તથા તે દફતરમાં લખી રાખીને હરકોઈ વખતે દંડ કરવાનો અથવા બર તરફ કરવાનો અથવા સસપેનડ કરવાનો અથવા ઓછી દરજા ઉપર ઉતારવાનો અધિકાર કમીશનરોને સદરહુ પ્રકારના હુકમને અનુસરીને છે.

કમીશનરોએ કલેકટરોને અધિકાર આપવા.

૮. ઉપરની બેઉ કલમો ઉપરથી પોતાને જે અધિકાર હોય તે સઘળો અથવા થોડો કલેકટરોને અથવા પોતાના તાબામાંનાં કોઈ કલેકટરને આપવાનો અખતીઆર કમીશનરોને છે. અને સદરહુ પ્રમાણે કાંઈ અધિકાર આપીયો હોય તે આપવાનું હરકોઈ વખતે રદ કરવાનો અધિકાર કમિશનરોને છે.

**૩. લાવવું તથા બાહાર મોકલવું તથા એક જગાએથી બીજી જગાએ મોકલવું.**

દારૂ અથવા કેફ લાવનારા વસાણાં લાવવાં

૯. હેઠળ લખ્યા પ્રમાણે હકિકત હોયા વગર કોઈપણ દારૂ અથવા કેફ લાવનારૂ વસાણું મુંબઈ ઈલાકાના કોઈ ભાગમાં ખુશકીને રસ્તે અથવા જળ મારગે લાવવું નહી એટલે—

(અ) સન ૧૮૭૫ ના હીંદુસ્થાનના તારીફના આકટ પ્રમાણે અથવા બ્રીટીશ ઈંડીઆમાં આણેલા માલ ઉપરની કસ્ટમની ડયુટી સંબંધી જે વખતે જે બીજો કોઈ કાયદો ચાલુ હોય તે બીજા કાયદા પ્રમાણે ડયુટી આપવાને દારૂ અથવા કેફ લાવનારૂ વસાણું પાત્ર હોયાવગર તથા સદરહુ પ્રકારના આકટમાં અથવા કાયદામાં કહેલી તેની ડયુટી આપીયા વગર; અથવા.

(બ) સદરહુ પ્રમાણે લાવવાની પરવાનગી આ કલમમાં આગળ આપેલા અધીકાર પ્રમાણે આપેલી હોયા વગર લાવવું નહી.

સરકારના હુકમને અનુસરીને હેઠળ લખ્યા પ્રમાણે વખતે વખતે કરવાનો અધિકાર કલેકટરને છે, એટલે

(ક) દારૂ અથવા કેફ લાવનારાં વસાણાં અથવા સદરહુ પ્રકારના કાયદા પ્રમાણે ડયુટી આપવાને પાત્ર હોય તેવા દારૂ શીવાય અથવા કેફ લાવનારાં વસાણાં શિવાય બીજી કોઈ જાતનો દારૂ અથવા કેફ લાવનારાં વસાણાં આ આકટ પ્રમાણે જે ડયુટી આપવાને પાત્ર હોય ( જો હોય તો ) તે ડયુટી આપે તો તથા જે બીજી શરતો પોતાને યોગીય લાગે તે બીજી શરતો પ્રમાણે લાવવાની પરવાનગી આપવાનો; અને

(ડ) સદરહુ પ્રકારની પરવાનગી રદ કરવાનો અધીકાર છે.

દારૂ અથવા કેફ લાવનારૂ વસાણું બહાર મોકલવું.

૧૦. હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હોયા વગર કાંઇપણ દારૂ અથવા કેફ લાવનારૂ વસાણું મુંબઇ ઇલાકાના કોઇ ભાગમાંથી ખુશકીને રસ્તે અથવા જળ મારગે બાહાર મોકલવું નહી; એટલે—

(અ) દારૂ અથવા કેફ લાવનારૂ વસાણું સદરહુ ઇલાકામાંના કોઇ બંદરમાં કાયદાસર રીતે જળ મારગે આણેલું હોયા વગર અને તે એક વહાણ ઉપરથી બીજા વહાણ ઉપર ચઢાવેલું હોય તો અથવા ફરીથી બાહાર મોકલ્યું હોય તો. જે ફીને અથવા ડ્યુટીને જે વખતે જે કાયદો અમલમાં હશે તે કાયદા પ્રમાણે પાત્ર હશે તે ફી અથવા ડ્યુટી આપીઆ પછી યોગીય અધીકાર વાળા અધિકારીએ તે બાહાર મોકલવાની પરવાનગી આપેલી હોયા વગર, અથવા

(બ) આ કલમમાં આગળ અધિકાર કહો છે તે અધીકાર પ્રમાણે બહાર મોકલવાની પરવાનગી આપેલી હોયા વગર શદરહુ પ્રમાણે બહાર મોકલવું નહી.

સરકારના હુકમને અનુસરીને હેઠળ લખ્યા પ્રમાણે વખતે વખતે કરવાનો અધીકાર કલેકટરને છે.

(ક) આ આકટ પ્રમાણે જે ડયુટી આપવાને દારૂ અથવા કેફ લાવનારાં વસાણાં અથવા કોઇ જાતનો દારૂ અથવા કેફ લાવનારાં વશાણાં પાત્ર હશે (હોયતો) તે ડીયુટી આપેતો તથા જે બીજી સરતો પોતાને યોગીય લાગે તે શરતો પ્રમાણે તે દારૂ અથવા કેફ લાવનારાં વશાણાં બહાર મોકલવાની પરવાનગી આપવાનો, અને

(ડ) શદરહુ પ્રકારની પરવાનગી રદ કરવાનો અધીકાર છે.

૯ મી તથા ૧૦ મી કલમ ઉપરથી કેટલાએક કાયદાઓને તથા ગવરનર જનરલ ઇન કઉનશિલના અધીકારને બાધ આવતો નથી.

૧૧. પણ એવું ઠરાવું છે કે ઉપરની છેલી બેઉ કલમોના કોઇ પણ ઠરાવ ઉપરથી હેઠળ લખેલી વાત બાબત જે વખતે જે કોઇ કાયદો અમલમાં હોય તેને બાધ આવે છે એવું સમજવું નહી એટલે જે કાયદા ઉપરથી કાંઇ દારૂ અથવા કેફ લાવનાર વસાણું શદરહુ ઇલાકામાં લાવવાની મના હશે અથવા મરીયાદા કરી હશે તે કાયદાને અથવા જે કાયદા ઉપરથી શદરહુ પ્રકારના લાવવાની મના કરવાનો અથવા મરયાદા ઠરાવવાનો અધિકાર ગવરનર જનરલ ઇનકાઉનશીલને હશે તે કાયદાને અથવા જે વખતે જે કાંઇ કાયદો અમલમા હશે તે કાયદા ઉપરથી કોઇ દારૂ અથવા કેફ લાવનાર વસાણું કસ્ટમની જે ડયુટીને પાત્ર હશે તે ડયુટી સઘળી અથવા થોડી તે દારૂની અથવા કેફ લાવનાર વસાણાની માફ કરવાનો અધિકાર જે કાયદા ઉપરથી ગવરનર જનરલ ઇનકાઉનશીલને હશે તે કાયદાને બાધ આવેછે એમ સમજવું નહી.

વળી એવું ઠરાવ્યુ છે કે કોઇ દારૂ અથવા કેફલાવનાર વસાણું, સદરહુ બેઉ કલમો પઇકી હરકોઇ કલમ પ્રમાણે અથવા આકટના બીજા ઠરાવો પઇકી હરકોઇ ઠરાવ પ્રમાણે, જે ડયુટીને પાત્ર હશે તે ડયુટી તે દારૂની અથવા કેફલાવનાર વસાણાની માફ કરવાનો અધિકાર ગવરનર જનરલ ઇનકાઉનશીલને અથવા મુંબાઇના ગવરનર ઇનકાઉનશીલને છે.

દારૂ તથા કેફ લાવનારાં વસાણાં એક જગાએથી બીજી જગાએ મોકલવાં.

૧૨ એકંદર રીતે આમ પ્રજા સારૂ અથવા કોઈપણ પ્રદેશ સારૂ અથવા ડીસ્ટ્રીકટ સારૂ અથવા શહેર સારૂ અથવા કસબા સારૂ અથવા ગામ સારૂ જે પરિમાણ સંબંધના સરકારી ગાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને ઠરાવવાનું સરકારને વખતો વખત યોગ્ય લાગે તે પરિમાણના કરતાં વધારે દારૂ અથવા કેફ લાવનારાં વસાણાં હેઠળ લખ્યા પ્રમાણે હકિકત હોયા વગર એક જગાએથી બીજી જગાએ મોકલવાં નહીં અથવા લઈ જવાં નહીં, એટલે—

(અ) ગામઠી દારૂ સિવાય બીજો દારૂ હોય તે પ્રસંગે તે જેટલો મોકલ્યો હોય અથવા લઈ ગયા હોય તેટલો તે, જે જગાએ તે મોકલવામાં અથવા લઈ જવામાં આવતો હોય તથા જે જગાએ વેચવાવિશે આ આકટના ઠરાવ પ્રમાણે યોગ્યરીતે લૈસેન્સ અથવા પરવાનગી આપેલી હોય તે જગાએ ખાનગી ઉપયોગસારૂ અથવા વેચવાસારૂ શુલ્ક ભરેલો જોઈએ તે હોયા વગર, અથવા

(બ) આગલી કલમના ઠરાવ પ્રમાણે આ બાબત યોગ્યરીતે અધિકાર આપેલા આબકારી અધિકારીએ આપેલી પરવાનગી ચિઠી હોયા વગર, મોકલવો નહીં અથવા લઈજવો નહીં.

એક જગાએથી બીજી જગાએ મોકલવા બદલ પરવાનગી ચિઠી.

૧૩. દારૂ અથવા કેફ લાવનારાં વસાણાં એક જગાએથી મોકલવા બદલ અથવા લઈ જવા બદલ પરવાનગી ચિઠીઓ આપવાનો અધિકાર કલેકટરને અથવા આ બાબત યોગ્યરીતે અધિકાર આપેલા બીજા કોઈ પણ આબકારી અધિકારીને છે.

સદરહુ પ્રકારની પરવાનગી ચિઠીઓ ચાલુ કરીને નિયમિત મુદતસુધી અથવા નિરદિષ્ટ કરેલા પ્રસંગે સારૂજ માત્ર આપવાનો અધિકાર છે.

સદરહુ પ્રકારની દરએક પરવાનગી ચિઠીમાં હેઠળ લખેલી વાત નિર્દિષ્ટ કરેલી જોઈએ—

(અ) જે માણસને દારૂ અથવા કેફ લાવનારાં વસાણાં એક જગાએથી બીજી જગાએ મોકલવાનો અથવા લઈજવાનો અધિકાર આપેલો હોય તે માણસનું નામ, અને

(બ) જે મુદતસુધી તે પરવાનગીચિઠી અમલમાં રહેવાની હોય તે મુદત, અને

(ક) જે દારૂબદલ અથવા કેફ લાવનારાં વસાણાં બદલ પરવાનગીચિઠી આપી હોય તે દારૂ અથવા કેફ લાવનારાં વસાણાં કેટલાં તથા કયા પ્રકારનાં છે તે, અને

(ડ) જે જગાએથી તથા જે જગામાં દારૂ અથવા કેફ લાવનારાં વસાણાં મોકલવાનાં અથવા લઈ જવાનાં હોય તે જગા, અને દશ મૈલના કરતાં વધારે અંતરઉપર જગા હોય તેવી જગાને પ્રસંગે જે માર્ગે તે લઈજવાનાં હોય તે માર્ગ.

## ૪ તૈયાર કરવું.

આ આકટના ઠરાવને અનુસર્યા વગર દારૂ અથવા કેફ લાવનારૂં વસાણું તૈયાર કરવાની મના છે.

૧૪ આ બાબત કલેક્ટરે આપવાના લૈસેન્સના આધાર વગર તથા તેમાંની મર્યાદા તથા શરતને અનુસર્યાવગર અથવા ત્રેવિસમી કલમની શરતને અનુસર્યાવગર,

કાંઈપણ દારૂ અથવા કેફ લાવનારૂ વસાણું તૈયાર કરવું નહી, અને

કોઈ ઝાડમાંથી તાડી કાહાડવી નહી, અને

કોઈ ભઠી અથવા *ઝપ્પુઆરી બાંધવી નહી અથવા ચલાવવી નહી, અને

કોઈ માણસે દારૂ અથવા કેફ લાવનારૂ કાંઈ વસાણું તૈયાર કરવાસારૂ કાંઈ પણ પદાર્થનો અથવા અર્ક કાહાડવાનાં યંત્રનો અથવા પાત્રનો અથવા ઓઝારનો અથવા સંચનો ઉપયોગ કરવો નહી અથવા એ રાખવું નહી અથવા પોતાના કબજામાં રેહેવાદેવું નહી.

સરકારી ભઠીઓ સ્થાપવી. | ૧૫ સરકારની આગાઉથી મંજુરી લઈને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર કલેક્ટરને છે—

(અ) જે શરતો બેસાડવાનું સરકારને યોગ્ય લાગે તે શરતોથી દારૂ અથવા કોઈ જાતનો દારૂ ઉપરની છેલ્લી કલમ પ્રમાણે આપેલાં લૈસેન્સ ઉપરથી જે ભઠીમાં તૈયાર કરીશકાય તેવી સરકારી ભઠી પોતાની હકુમતની કોઈ જગામાં સ્થાપવાનો, અને

(બ) સદરહુ પ્રમાણે સ્થાપેલી હોય સરકારી ભઠી બંધ કરવાનો અધિકાર છે.

## ૫ વેચાણ.

૧૬. આ કલમમાં આગળ બીજીરીતના ઠરાવ કરયા છે તે શિવાય દારૂ તથા કેફ લાવનારાં વસાણાં કલેક્ટરે આપેલાં લૈસેન્સવગર અથવા પાસ વગર વેચવાં નહી.

લૈસેન્સવગર અથવા પાસ વગર દારૂ તથા કેફ લાવનારાં વસાણાં વેચવાની મના.

પણ એવું ઠરાવ્યું છે કે કોઈ દારૂ હીંદુસ્થાનમાં તૈયાર કરેલો નહી હોય અથવા ઉત્પન્ન કરયો નહી હોય તે જે અસલનાં પીપમાં અથવા પ્યાકેજમાં આણેલો હશે તે વાજ તે તેના અસલનાં પીપમાં અથવા પ્યાકેજમાં હોય ત્યારે અથવા શુદ્ધબુદ્ધથી નમુનાસારૂ થોડો થોડો મુંબઈ શેહેરમાં તથા જે બીજી જગા સરકાર વખતે વખતે ઠરાવે તે બીજી જગામાં વેચવાને સદરહુ પ્રકારનાં કોઈ પણ લૈસેન્સની જરૂર નથી.

વળી એવું ઠરાવ્યું છે કે જે ઝાડમાંથી કાંઈ કેફ લાવનારૂં વસાણું ઉત્પન્ન થતું હશે તે ઝાડનું વાવેતર કરનારાએ અથવા ધણીએ તે ઝાડના જે ભાગમાંથી કેફ લાવનારૂં વસાણું તૈયાર કરવામાં આવતું હશે અથવા ઉત્પન્ન થતું હશે તેનું વેચાણ, કેફ લાવનારાં વસાણાં વેચવાનું આ કલમ પ્રમાણે લૈસેન્સ જે માણસ ધારણ કરતું હશે તે માણસને કરવા બાબત અથવા કેફ લાવનારાં વસાણાં તૈયાર કરવાબાબતનું અથવા બાહાર મોકલવા બાબતનું જે માણસને આ આકટપ્રમાણે યોગ્ય રીતે લૈસેન્સ આપેલું હશે તે માણસને કરવાબાબત સદરહુ પ્રકારનાં કોઈ લૈસેન્સની જરૂર નથી.

૧૭ ગામઠીદારૂ અથવા કાંઈ કેફ લાવનારૂ વસાણું કોઈ નિર્દિષ્ટ કરેલા પ્રદેશમાં પરચુરણ વેચાણની મર્યાદા— અથવા જગામાં એકજ વખતે અથવા કોઈ એકજ દિવ

---

*ઝપ્પુઆરી એટલે બાર વગેરે હરકોઈ દારૂ તૈયાર કરવાનું કારખાનું.

સે એકજ માણસને એક દર કેટલું પરચુરણ વેચવાનો અધિકાર છે તેની મરયાદા મું-
બાઇના સરકારી ગ્યાઝેટમાં વખતે વખતે જાહેરનામું પ્રસિદ્ધ કરીને ઠરાવવાનો અધિ-
કાર સરકારને છે.

કોઈ પ્રદેશમાં અથવા જગામાં સદરહુ પ્રકારની મરયાદા ઠરાવી હોય ત્યારે તે મ-
રયાદાના કરતાં વધારે ગામઠી દારૂ અથવા કેફ લાવનાર કોઈ વસાણું કોઇ કોઇ વખ-
તે વેચવા બાબતનો વિશેષ હુકમ પાંત્રીસમી કલમ પ્રમાણે કમિશનરે ઠરાવેલી કાનુનને
અનુસરીને આપવાનો અધિકાર કલેકટરને અથવા આ બાબત યોગ્યરીતે અધિકાર આ-
પેલા કોઇ અબકારી આફિસરને છે.

૧૮ તાડી ઉત્પન્ન થનાર કોઇ ઝાડના ધણીએ તથા સદરહુ પ્રકારનાં કોઇ ઝાડના
તાડીનું વેચાણ. | રસ ઉપર હક હોય તેવા કોઈ માણસે તથા કોઇપણ તા-
ડી કાહાડનારે તાડી વેચવી નહી અને બારમી કલમની બ. રકમ પ્રમાણે આપેલી પ-
રવાનગીચિઠી ઉપરથી તાડી એક જગાએથી બીજી જગાએ મોકલનાર અથવા લઇજ-
નાર કોઇ માણસે હેઠળ લખેલા લૈસેન્સવગર બીજી રીતે અથવા હેઠળ લખેલાં માણ-
સશિવાય બીજા માણસને તાડી વેચવી નહીં, એટલે—

(અ) સોળમી કલમપ્રમાણે આપેલાં લૈસેન્સ વગર, અથવા

(બ) દારૂ બનાવવાનું અથવા વેચવાનું લૈસેન્સ આ આકટ પ્રમાણે જે માણસને
આપ્યું હશે તે માણસશિવાય બીજા કોઇ માણસને વેચવી નહી.

પણ એવું ઠરાવ્યું છે કે આ આકટના તાડીસબંધી સઘળા ઠરાવ મુંબઇના સર-
કારી ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને કોઇ પ્રદેશબાબત વખતે વખતે સસ્પેંડ (મો-
કુફ) કરવાનો અધિકાર સરકારને છે અને પછી આ આકટમાં ગમે તે ઠરાવ હોય
તોપણ સદરહુ પ્રકારનું જાહેરનામું જે મુદતસુધી અમલમાં રહેશે તે મુદતમાં સદરહુ
પ્રકારના પ્રદેશમાં લૈસેન્સ વગર અથવા પાસવગર તાડી કાહાડવાનો તથા વેચવાનો
અધિકાર છે.

## ૬ ડયુટી

૧૯ હેઠળ લખેલા સઘળાં દારૂની ડયુટી આપવી એવું સરકાર ફરમાવે તો જે દર
દારૂની ડયુટી. | સરકાર વખતે વખતે ઠરાવશે તે દરે લેવી એટલે—

(અ) નવમી કલમની (ક) રકમના ઠરાવપ્રમાણે મુંબઇ ઇલાકાના કોઇ પણ ભાગ-
માં જે દારૂ લાવવાની પરવાનગી આપી હશે તે દારૂ, અથવા

(બ) દશમી કલમની (ક) રકમના ઠરાવપ્રમાણે મુંબઇ ઇલાકાના કોઇ ભાગમાંથી
જે દારૂ બાહાર મોકલવાની પરવાનગી આપી હશે તે દારૂ, અથવા

ચૈદમી કલમપ્રમાણે આપેલાં કોઇ લૈસેન્સ ઉપરથી તઇયાર કરેલો દારૂ, અથવા

(ડ) પંદરમી કલમપ્રમાણે સ્થાપેલી કોઇ ભઠીમાં તઇયાર કરેલો દારૂ, અથવા

(ઈ) તેરમી કલમપ્રમાણે એક જગાએથી બીજી જગાએ મોકલવાની અથવા
લઇજવાની પરવાનગી જે દારૂ બાબત મળેલી હોય તે દારૂ.

સદરહુ બેસાડવાની ડયુટી ફલાણા કસના કરતા વધારે નહી હોય એવા દારૂના દર

ઇંપીરિયલ ગ્યાલને ફલાણા દરપ્રમાણે તથા સદરહુ કસનાકરનાં દારૂનો કસ વધારે હોય તે પ્રમાણ પ્રમાણે તે દર વધારીને બેસાડવાનો અધિકાર છે અથવા વિશેષ. અધિકાર આપ્યા બદલ રોજ અથવા મહિને મહિને અથવા નિરદિષ્ટ કરેલી બીજી મુદતે મુદતે આપવાની ઉધડી રકમ અથવા જે બીજી કોઇરીત ફરમાવવાનું સરકારને યોગ્ય લાગે તે બીજી રીત આપવી એ પ્રમાણે બેસાડવાનો અધિકાર છે.

૨૦ તાડી ઉત્પન્ન થનારાં જે જે ઝાડમાંથી તાડી કાહાડવામાં આવતી હશે તે તે ઝાડ ઉપર જે મુદતમાં તે તે ઝાડ છેદવામાં આવે તે મુદત બદલ સરકાર ફરમાવે તો સરકાર વખતે વખતે ફરમાવે તે ડયુટી લેવી.

તાડનાં ઝાડ છેદવા બદલ ડયુટી.

અને તાડી કાહાડવા બાબત ચઉદમી કલમ પ્રમાણે આપેલા દરએક લાઇસેન્સમાં ત્રીસમી કલમ પ્રમાણે જે બીજી કાંઇ તપશીલ સરકારે ઠરાવી હશે તે શિવાય વળી હેઠળ લખેલી વાત નિરદિષ્ટ કરેલી જોઇએ.—

(અ) છેદવાનાં ઝાડ કેટલાં તથા કયા પ્રકારનાં તથા કયાંહાં છે તે.

(બ) લાઇસેન્સમાં દાખલ કરેલાં દરએક ઝાડ બાબત લેવાની ડયુટીની રકમ.

(ક) સદરહુ ડયુટી હફતે હફતે લેવાની હોયતો કયે કયે હફતે તથા કઇ કઇ મુદતે લેવી તે હફતા તથા તે મુદત.

૨૧. સદરહુ ડયુટી તાડી કાહાડવાનું લાઇસેન્સ ધારણ કરનારા માણસની પાસેથી પ્રથમતઃ લેવાનો અધિકાર છે અને તે તે આપવાને ચુકે તો અથવા વગર લાઇસેન્સે ઝાડ છેદે તો ઝાડના ધણીની પાસેથી લેવાનો અધિકાર છે.

ડયુટી કોણે આપવી.

૨૨. ઝાડના ધણી પાસેથી ઉપરની છેલ્લી કલમ પ્રમાણે કોઇ ડયુટી વસુલ કરવામાં આવે ત્યારે તે લાઇસેન્સ ધારણ કરનાર માણસની પાસેથી વસુલ કરવા સારૂ સદરહુ ધણીને હેઠળ લખેલી કાયદાસર મદદ મળવાનો હક છે એટલે જમીનના ઉપરી ધારણ કરનારાને તેના ખેડુત પાસેથી પોતાનું લેણું વસુલ કરવા બાબત જે વખતે જે કાયદો અમલમાં હોય તે કાયદાના ઠરાવ પ્રમાણે મદદ મળવાનો હક છે.

પોતે ડયુટી આપી હોય તે લાઇસેન્સવાળાની પાસેથી વસુલ કરવામાં મદદ મળવાનો હક ધણીને છે.

૨૩ જે કોઇ પ્રદેશને આ કલમના ઠરાવ લાગુ કરવાનું સરકારને યોગ્ય લાગે તે પ્રદેશમાં જે જે ઝાડમાંથી તાડી કાહાડવામાં આવતી હશે તે તે ઝાડ ઉપર વીસમી કલમ પ્રમાણે ડયુટી લેવાનું ફરમાવ્યાને બદલે સદરહુ પ્રકારના પ્રદેશમાંના તાડી ઉત્પન્ન થનારા સઘળાં ઝાડમાંથી તાડી કહાડવાના હકનો ઇજારો પોતાને યોગ્ય લાગે તે મુદતનો તથા પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે ડયુટી ઉધડી રકમે અથવા મુદતે મુદતે હપતાથી આપે તો તથા પોતાને યોગ્ય લાગે તે શરતો ઠરાવીને આપવાનો અધિકાર સરકારને છે.

કોઇ પ્રદેશમાં તાડી કાહાડવાના હકનો ઇજારો આપવો.

સદરહુ પ્રકારના કોઇ પ્રદેશમાં સદરહુ હક જે માણસને ઇજારે આપ્યો હોય

તેની લખેલી પરવાનગી વગર કોઇ માણસે તાડી ઉત્પન થનારાં કોઇ ઝાડમાંથી તાડી કાહાડવી નહી.

૨૪ કેટલીએક ડિસ્ત્રિકટમાં તાડ છેદવા બાબત આજ સુધી કર લેવામાં આવ્યો છે તે અથવા સદરહુ પ્રકારના ઝાડમાંથી તાડી કાહાડવા બાબત લાઇસેનના ફી લીધીછે તે કાયદાસર લીધીછે એમ સમજવું. અને તે કર અથવા ફી લેવાનુ, આ આકટના ઠરાવને અનુસરીને તથા હાલ જે દર તથા કાનુન અમલમાં છે તેજ દરે તથા કાનુન પ્રમાણે હેઠળ લખેલા વખત સુધી ચાલુ રાખવાનો અધિકાર છે એટલે આ આકટ ઉપરથી આપેલો અધિકાર ચલાવીને સરકાર બીજી રીતે ફરમાવે તે વખત સુધી ચાલુ રાખવાનો અધિકાર છે.

આ આકટ કરવાની અગાઉ તાડ ઉપર કર અથવા ફી લીધી તે કાયદાસર લીધી એવું ઠરાવ્યું છે.

સદરહુ પ્રકારનો જે કાંઇ કર અથવા ફી આ આકટ કરવાની અગાઉ આપવાનો થયો હશે તે કરની અથવા ફીની ચડેલી બાકી, આ આકટ પ્રમાણે આપવાની થયેલી ડયુટી પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

૨૫. જે ઝાડ ઉપર સરકારનો હક્કછે તે ઝાડમાંથી તાડી કાહાડવાનો અધિકાર સરકારના સામાન્ય હુકમને અનુસરીને જે શરતો કલેકટરને યોગ્ય લાગે તે શરતો પ્રમાણે દરસાલ લિલામકરીને અથવા બીજીરીતે વેચવાનો અધિકાર છે.

સરકારી ઝાડમાંથી તાડી કાહાડવાનો અધિકાર.

૨૬ એકજ માણસને હેઠળ લખેલી વાત કરવાની પરવાનગી આપી હોય ત્યારે એટલે—

સંયુકત અધિકાર આપ્યો હોય ત્યારે ડયુટીનો ઠરાવ કરવો.

(અ) તાડી કાહાડવાની તથા તે અનફરમેંટેડ સ્થિતીમાં વેચવાની; અથવા

(બ) તાડી કાહાડવાની તથા તે અનફરમેંટેડ સ્થિતીમાં બાહાર મોકલવાની; અથવા

(ક) અનફરમેંટેડ તાડી લાવવાની તથા તે અનફરમેંટેડ સ્થિતીમાં વેચવાની; અથવા

(ડ) ફરમેંટેડ અથવા અનફરમેંટેડ તાડી કાહાડવાની અથવા લાવવાની અને બીજા દારૂ તઇઆર કરવામાં તેનો ઉપયોગ કરવાની; અથવા

અનફરમેંટેડ તાડી શીવાય બીજો કોઇ ગામઠી દારૂ.

(ઇ) તૈયાર કરવાની અથવા લાવવાની તથા વેચવાની; અથવા

(ફ) તૈયાર કરવાની તથા બાહાર મોકલવાની પરવાનગી આપી હોય ત્યારે સંયુકત અધિકાર આપ્યા બદલ જે ડયુટી; સરકારના સામાન્ય અથવા વિશેશ હુકમ પ્રમાણે ચાલીને કલેકટરને યોગ્ય લાગે તે લેવાનો અધિકારછે.

૨૭ કોઇ કેફલાવનારૂ વસાણું તૈયાર કરવાબાબતનું અથવા વેચવા બાબતનું આ આકટ પ્રમાણે લૈસેન્સ આપ્યુ હોય ત્યારે અને કોઇ કેફલાવનાર વસાણું લાવવાની અથવા બાહાર મોકલવાની અથવા એક જગાએથી બીજી જગાએ મોકલવાની અથવા લઇજવાની પરવાનગી આ આક

કેફ લાવનારાં વસાણાંની ડયુટી.

ટ પ્રમાણે આપી હોય ત્યારે સદરહુ અધિકાર આપવા બદલ જે ડયુટી સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમ પ્રમાણે ચાલીને કલેકટરને યોગ્ય લાગે તે ડયુટી લેવી.

**ડયુટીનો ઇજારો આપવાનો અધિકાર છે.**

૨૮. કોઈ પણ પ્રદેશમાં આ આકટ પ્રમાણે જે ડયુટી લેવાની હોય તે સઘળી ડયુટીનો અથવા તેઓ પૈકી કોઈ પણ ડયુટીનો ઇજારો, સરકારની મંજુરીથી તથા સરકાર જે નાણું આપવાનું ઠરાવે તે આપવાની શરતે તથા સરકાર જે બીજી શરત ઠરાવે તે શરત મુજબ આપવાનો અધિકાર છે.

**પોતાની લેણી થયલી રકમ વસુલ કરવા સારૂ કલેકટરને અરજી કરવાનો અધિકાર ઇજારદારને છે.**

૨૯. સદરહુ પ્રકારના કોઈ પણ ઇજારદારને પોતાના લેસેન્સવાળાની પાસેથી લેસેન્સ બાબત કાંઈ પણ રકમ લેણી હશે ત્યારે તે ઇજારદારને અથવા તાડી કાહાડવાના હક્કના ઇજારદારને, તાડી ઉત્પન થનાર કોઈ પણ ઝાડમાંથી જે માણસે તાડી કાહાડી હશે. તે માણસની પાસે કાંઈ રકમ લેણી હશે ત્યારે પોતાની તરફથી સદરહુ પ્રકારની રકમ વસુલ કરવી એ પ્રમાણે કલેકટરને અરજી કરવાનો અધિકાર સદરહુ પ્રકારના ઇજારદારને છે. અને સદરહુ પ્રકારની રકમ, જમીન મેહેસુલની ચઢેલી બાકી હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધિકાર કલેકટરને પોતાના પ્રસંગાનુસાર વરતનાધિકારથી છે. અને સદરહુ પ્રમાણે વસુલ કરેલી રકમ કલેકટરે તે અરજદારને આપવી.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની રકમ વસુલ કરવા સારૂ કલેકટરે કરેલા કોઈ પણ પ્રોસેસ બજાવવા હોય તે હેઠળ લખ્યા પ્રમાણે હકિકત હોયતો મોકુફ રાખવા; એટલે સદરહુ પ્રકારની રકમ જે માણસની પાસેથી વસુલ કરવાની હશે તે માણસ ઇજારદારના માગણાંનો ઇનસાફ થવાસારૂ દિવાની કોરટમાં ફરિયાદ કરે તથા પોતે સદરહુ પ્રકારના ઇજારદારને જે રકમ આપવી એવું કોરટ ઠરાવે તે રકમ આપવા બાબત કલેકટરની ખાત્રી થાય તેવો જામીન આપે તો મોકુફ રાખવા.

વળી એવું ઠરાવ્યું છે કે આ કલમના કોઈપણ ઠરાવ ઉપરથી અથવા તે કલમ પ્રમાણે કરેલી કોઈપણ વાત ઉપરથી હેઠળ લખેલા હકને બાધ આવેછે એવું સમજવું નહી. એટલે સદરહુ પ્રકારના કોઈપણ ઇજારદારની સદરહુ પ્રકારના કોઈપણ માણસની પાસેથી કાંઈ રકમ લેણી હશે તે દિવાની કોરટમાં ફરિયાદ કરીને અથવા બીજી રીત વસુલ કરવાના તે ઇજારદારના હક્કને બાધ આવેછે એમ સમજવું નહી.

## ૭ લેસેન્સ વગેરે.

**લેસેન્સનો નમુનો અને શરતો વગેરે.**

૩૦. આ આકટ પ્રમાણે જે જે લેસેન્સ અથવા પરવાનગીચિઠી અથવા પાસ આપવી તે,

આ બાબત સાધારણરીતે અથવા કોઈ વિશેષ પ્રસંગે કરેલી જે કાનુન અથવા હુકમ આ આકટ વિરૂદ્ધ નહી હોય તે કાનુનમાં અથવા હુકમમાં સરકારે ફરમાવેલી,

(અ) ફી આપવાની હોય તો તે ફી આપે તો; અને

(બ) ફરમાવેલી મુદતની, અને

(ક) ફરમાવેલી મર્યાદા મુજબ તથા શરતમુજબ, અને

(ડ) ફરમાવેલા નમુના પ્રમાણે તથા ફરમાવેલી તપસીલની આપવી.

૩૧. કોઈ દારૂ અથવા કેફલાવનારૂ વસાણું તઈયાર કરવા બાબત અથવા વેચવા બાબત આ આકટ પ્રમાણે જે જે માણસ લાઇસેન્સ લેશે તેણે પોતાના લાઇસેન્સના ધોરણ પ્રમાણે સામી કબુલાયત સહી કરી આપવી જોઈએ અને પોતાની કબુલાયત પૂરી કરવા સારૂ કલેક્ટર જામીન માગે તેવા જામીન આપવા જોઈએ.

લાઇસેન્સવાળાએ સામી કબુલાયત સહી કરીને આપવી.

૩૨. આ આકટ પ્રમાણે આપેલું કોઈ લાઇસેન્સ અથવા પરવાનગી ચિઠી અથવા પાસ હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હોયતો સંક્ષેપ રીતે કામ ચલાવીને પાછી લેવાનો અથવા રદ કરવાનો અધિકાર કલેક્ટરને છે; એટલે—

લાઇસેન્સ વગેરે પાછાં લેવાનો અધિકાર.

(અ) તેના ધારણ કરનારાએ કાંઈ ફી અથવા ડયુટી આપવાની હોય તે યોગ્ય રીતે ન આપેતો; અથવા

(બ) સદરહુ પ્રકારનાં લાઇસેન્સના અથવા પરવાનગી ચિઠીના અથવા પાસના ધારણ કરનારાએ અથવા તેના નોકરે અથવા તેની સ્પષ્ટ અથવા ગરભિત અર્થની પરવાનગીથી તેની તરફથી કામ કરનારા કોઈ માણસે સદરહુ પ્રકારનાં લાઇસેન્સની અથવા પરવાનગી ચિઠીની અથવા પાસની મરીયાદા પઈકી અથવા શરતો પઈકી કોઈ મરીયાદા અથવા શરત તોડી હોય ત્યારે; અથવા

(ક) તેના ધારણ કરનારા ઉપર આ આકટ વિરૂધ અથવા અબકારી મેહેસુલ સંબંધી બીજો કોઈ કાયદો જે વખતે જે અમલમાં હોય તે બીજા કાયદા વિરૂધ કોઇ ગુન્હાની અથવા કોઈ ફોજદારી ગુન્હાની સાબેતી થઇ હોયતો સંક્ષેપ રીતે કામ ચલાવીને તે પાછી લેવાનો અથવા રદ કરવાનો અધિકાર કલેક્ટરને છે.

## ૮ સામાન્ય ઠરાવ.

૩૩. જે જે માણસ આ આકટ પ્રમાણે આપેલા લાઇસેન્સ ઉપરથી દારૂ તઈયાર કરશે અથવા વેચશે તે માણસે હેઠળ લખ્યા પ્રમાણે કરવાની જરૂર છે, એટલે—

કેટલાએક લાઇસેન્સવાળાએ માપ વગેરે રાખવાની જરૂરછે.

(અ) જે માપ તથા દારૂનો કસ અથવા પ્રત તપાસવાના જે યંત્રો કલેક્ટર કહે તે માપ તથા યંત્રો પોતે મેળવી લેવાં તથા તે સારી સ્થિતિમાં રાખવાં; અને

(બ) આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા કોઈ અબકારી આફીસરે ફરમાવ્યું હોય તો પોતાના કબજામાંનો કાંઈ દારૂ સદરહુ અબકારી આફીસર કહે તે રીતે હરકોઈ વખતે માપવાની અથવા તેનો કસ અથવા પ્રત તપાસવાની જરૂર છે.

૩૪. આ આકટના અથવા આ આકટ પ્રમાણે આપેલા લાઇસેન્સના અથવા પરવાનગીચિઠીના અથવા પાસના પાછલા ઠરાવ પઈકી કોઈ

ડયુટી વગેરે વસુલ કરવી.

ઠરાવ પ્રમાણે જે ડયુટી તથા કર તથા દંડ તથા ફી લેવાની હોય તે સઘળી અને આ આક્ટ પ્રમાણે કોઇ ઇજારદાર પાસે જે રકમ લેણી હોય તે સઘળી રૂકમ હેઠળ લખેલી રીતે વસુલ કરવાનો અધિકાર છે એટલે તે આપવાને જે માણસ પ્રથમ પાત્ર હશે તે માણસની પાસેથી અથવા તેનો જામીન હોય તો તે જામીનની પાસેથી જમીન મેહેસુલની ચઢેલી બાકી હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

## ૯ અબકારી આફિસરોનો અધિકાર.

૩૫. હેઠળ લખેલી વાત બાબત વખતે વખતે કાનુન કરવાનો અધિકાર કમિશનરોને છે.

*કાનુન કરવાનો કમિશનરનો અધિકાર*

(અ) લાઇસેન્સવાળા તાડી વેચનારાને અથવા જે માણસો બીજો દારૂ તઇયાર કરવામાં તાડીનો ઉપયોગ કરતા હશે તેઓને તાડી પુરી પાડવાની રીતનું નિયમન કરવા બાબત,

(બ) કોઈ ડિસ્ટ્રિક્ટમાં અથવા જગામાં આપવાના દરએક પ્રકારના લાઇસેન્સની સંખ્યા ઠરાવવા બાબત,

(ક) કોઇ ભઠીમાં ઉપયોગ કરવાનાં અર્ક કાહાડવાનાં યંત્રો કેટલાં તથા કેવડાં મ્હોટાં તથા કયા પ્રકારનાં જોઇએ તેનું નિયમન કરવા બાબત,

(ડ) અર્ક કાહાડવાના યંત્રો તથા ભઠીઓ તથા બરૂઆરીઓ તપાશી જોવાની તથા તેઓની ઉપર દેખરેખ રાખવાની તજવીજ કરવા બાબત,

(ઈ) પંદરમી કલમ પ્રમાણે સ્થાપેલી કોઇ સરકારી ભઠીની વ્યવસ્થા રાખવા બાબત,

(ફ) આ આક્ટનાં કારણ સારૂ જે દેખરેખ રાખવાની જરૂર લાગે તે દેખરેખ હેઠળ કેફલાવનારાં વસાણાં તઇયાર કરવાનું કામ અને દારૂ અથવા કેફલાવનારાં વસાણાં ભરી રાખવાનું અથવા લાવવાનું અથવા બાહાર મોકલવાનું અથવા એક જગાએથી બીજી જગાએ મોકલવાનું અથવા લઇ જવાનું કામ રાખવા બાબત;

(ગ) સતરમી કલમ પ્રમાણે કરેલાં કોઇ જાહેરનામામાં પરિમાણ કહ્યું હોય તેના કરતાં વધારે ગામઠી દારૂ અથવા કેફલાવનારાં વસાણાં પરચુરણ વેચવા બાબત તે કલમ પ્રમાણે વિશેષ હુકમ જે પ્રસંગે આપવાનો અધિકાર છે તે પ્રસંગ અને સદરહુ વેચાણ જે શરતે કરવાં તે શરતો ઠરાવવા બાબત,

(હ) દારૂ અથવા કાંઇ પણ કેફલાવનાર વસાણું તઇયાર કરવામાં જે કોઇ પદાર્થ ઉપદ્રવ્યકારક અથવા બીજી રીતે હરકત ભરેલો છે એવું પોતાને લાગે તેનો ઉપયોગ કરવાની મના કરવા બાબત કાનુન કરવાનો અધિકાર છે.

૩૬. કોઇ કમિશનરને અથવા કલેક્ટરને અથવા આ બાબત જે બીજા અબકારી આફીસરને યોગ્યરીતે અધિકાર આપ્યો હોય તે બીજા અબકારી આફિસરને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર છે.

*તઇયાર કરવાની તથા વેચવાની જગામાં પેશવાનો તથા તે તપાશી જોવાનો અને કોઇ ઘેરી લીધેલી જગામાં દારૂ વગેરે ગેરકાયદાસર રીતે રાખ્યો છે એવી બાતમી મળ્યા પછી તે જગામાં પેશવાનો તથા પકડવાનો અધિકાર.*

(અ) જે કોઈ દુકાનમાં અથવા ઠેકાણામાં કોઈ લાઈસેન્સવાળો કારખાનાવાળો અથવા વેચનારો કોઈ દારૂ અથવા કેફ લાવનારૂં વસાણું તઈયાર કરવાનું અથવા વેચવાનું કામ ચલાવતો હોય અથવા તાડી કાહાડતો હોય અથવા સદરહુ પ્રકારનો કોઈ દારૂ અથવા વસાણું ભરી રાખતો હોય તે દુકાનમાં અથવા ઠેકાણામાં દિવસે અથવા રાત્રે હરકોઈ વખતે પેસવાનો તથા તે દુકાન અથવા ઠેકાણું તપાશી જોવાનો અને સદરહુ પ્રકારના કોઈ માણસનું દારૂનું અથવા વસાણાનું અથવા માલ મસાલાનું દાસ્તાન તપાસવાનો તથા તેઓનો કસ કાહાડવાનો અથવા તે માપવાનો અથવા વજન કરવાનો, અથવા

(બ) જે કોઈ ઇમારતમાં અથવા વાહાણમાં અથવા ઘેરી લીધેલી જગામાં આ આક્ટ પ્રમાણે જપ્ત થઈને સરકાર દાખલ થવાને પાત્ર હોય તેવો દારૂ અથવા કેફ લાવનારૂં વસાણું તઈયાર કરવામાં આવેછે અથવા રાખ્યું છે અથવા સંતાડ્યું છે અથવા તાડી કાહાડવામાં આવેછે અથવા દારૂ અથવા કાંઈ કેફ લાવનારૂં વસાણું આ આક્ટના ઠરાવ વિરૂધ તઈયાર કરવા સારૂ કોઈ અર્ક કાહાડવાના યંત્રનો અથવા પાત્રનો અથવા ઓજારનો અથવા સંચનો ઉપયોગ કરવામાં આવેછે અથવા રાખ્યું છે અથવા સંતાડ્યું છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે ઇમારતમાં અથવા વાહાણમાં અથવા ઘેરી લીધેલી જગામાં દાહાડે અથવા રાતરે હરકોઈ વખતે પેશવાનો; અને

(ક) કોઈ અટકાવ હોય તો સદરહુ પ્રકારની કોઈ દુકાનમાં અથવા ઠેકાણામાં અથવા ઇમારતમાં અથવા વાહાણમાં અથવા બીજી જગામાં પોતે પેસવા સારૂ કોઈ દરવાજો ભાંગવાનો તથા બીજો કાંઈ પ્રતિબંધ હોય તે કાહાડી નાંખવાનો; અને

(ડ) કોઈ દારૂ અથવા વસાણું તથા તે તઈયાર કરવામાં ઉપયોગ કરેલો કાંઈ માલ મસાલો અને અર્ક કાહાડવાનું કોઈ યંત્ર અથવા પાત્ર અથવા ઓજાર અથવા સંચ અને બીજી કાંઈ વસ્તુ જે આ આક્ટ પ્રમાણે અથવા આબકારી મેહેસુલ સંબંધી જે વખતે જે બીજો કાયદો અમલમાં હોય તે બીજા કાયદા પ્રમાણે જપ્ત થઈને સરકાર દાખલ થવાને પાત્રછે એવું લાગવાનો પોતાને સબબ હોય તે પકડવાનો; અને

(ઇ) જે માણસે આ આક્ટ પ્રમાણે અથવા આબકારી મેહેસુલ સબંધી જે વખત જે બીજો કાયદો અમલમાં હોય તે બીજા કાયદા પ્રમાણે કાંઈ ગુન્હો કર્યો છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે માણસને અટકાવી રાખવાનો તથા તેનો ઝાડો લેવાનો અને પોતાને યોગ્ય લાગેતો તેને પકડવાનો અધિકાર છે.

ખુલ્લી જગામાં દારૂ વગેરે પકડવાનો તથા અટકાવી રાખવાનો તથા ઝાડા લેવાનો તથા પકડવાનો અધિકાર.

૩૭. કોઈ કમિશનરને અથવા કલેકટરને અથવા આ બાબત જે બીજા આબકારી આફિસરને યોગ્યરીતે અધિકાર આપ્યો હોય તે બીજા આબકારી આફિસરને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર છે, એટલે—

(અ) કોઇ દારૂ અથવા કેફ લાવનારૂં વસાણું અથવા બીજી કાંઇ વસ્તુ આ આકટ પ્રમાણે અથવા આબકારી મેહેસુલસબંધી જે વખતે જે બીજો કાયદો અમલમાં હોય તે બીજા કાયદા પ્રમાણે જપ્ત થઇને સરકાર દાખલ થવાને પાત્ર છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે દારૂ અથવા કેફ લાવનાર વસાણું અથવા બીજી વસ્તુ કોઇ ખુલ્લી જગામાં અથવા રસ્તામાં જતાં પકડવાનો,

(બ) જે માણસે આ આકટવિરૂદ્ધ અથવા સદરહુ પ્રકારના બીજા કોઇ કાયદાવિરૂદ્ધ ગુન્હો કર્યો છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે માણસને અટકાવી રાખવાનો તથા તેનો ઝાડો લેવાનો અને સદરહુ પ્રકારનાં માણસના કબજામાં સદરહુ પ્રકારનો કાંઇ દારૂ અથવા વસાણાં અથવા બીજી વસ્તુ હોય તો તેને પકડવાનો અધિકાર છે.

ઝાડા કેમ લેવા. | ૩૮ ઉપરની છેલ્લી બે કલમ પ્રમાણે લેવાના સઘળા ઝાડા ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ઠરાવ પ્રમાણે લેવા.

કેટલાએક ખાતાંના આ ફિસરોએ મદદ કરવાની જરૂર છે. | ૩૯ પોલીસના અથવા કસ્ટમના અથવા મીઠાનાં અથવા અફીણનાં અથવા મેહેસુલનાં અથવા મુંબઇના પોર્ટ ટ્રસ્ટનાં ખાતાના સઘળા આફિસરોએ આ આકટના ઠરાવ અમલમાં લાવવામાં કોઇપણ આબકારી આફિસરને મદદ કરવી એ કાયદાપ્રમાણે જરૂર છે.

વારંટ કરવું. | ૪૦ હેઠળ લખેલાં કારણ સારૂ વારંટ કરવાનો અધિકાર કોઇ પણ કમિશનરને અથવા કલેક્ટરને અથવા આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા બીજા આબકારી આફિસરને અથવા માજીસ્ત્રેટને છે—

(અ) જે કોઇ માણસે આ આકટ વિરૂધ અથવા આબકારી મેહેસુલ સબંધી જે વખતે જે બીજો કાયદો અમલમાં હોય તે બીજા કાયદા વિરૂદ્ધ ગુન્હો કરયો છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે માણસને પકડવા સારૂ; અથવા

(બ) જે કોઇ ઇમારતમાં અથવા વાહાણમાં અથવા જગામાં આ આકટના ઠરાવ વિરૂધ દારૂ અથવા કેફ લાવનારૂં વસાણું તઇયાર કરવામાં આવેછે અથવા વેચવામાં આવેછે અથવા તાડી કાહાડવામાં આવેછે અથવા આ આકટ પ્રમાણે અથવા આબકારી સંબંધી જે બીજો કાયદો જે વખતે જે અમલમાં હોય તે કાયદાના ઠરાવ પ્રમાણે જપ્ત થઇને સરકાર દાખલ થવાને પાત્ર હોય તેવો કાંઇ દારૂ અથવા કેફ લાવનારૂં વસાણું અથવા બીજી વસ્તુ રાખીછે અથવા સંતાડી છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે ઇમારતનો અથવા વાહાણનો અથવા જગાનો દિવસે અથવા રાતરે ઝાડો લેવા સારૂ વારંટ કરવાનો અધિકાર છે.

આ કલમ પ્રમાણે કરેલાં સઘળાં વારંટો, પોલીસ આફિસરે અથવા આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા આબકારી આફિસરે અથવા વારંટ કરનારા આફિસરને યોગ્ય લાગેતો બીજા કોઇપણ માણસે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ઠરાવ પ્રમાણે બજાવવાં.

*પકડેલાં માણસની અથવા વસ્તુની વ્યવસ્થા.*

૪૧. છત્રીસમી અથવા સાડત્રીસમી અથવા ચાળીસમી કલમ પ્રમાણે પકડેલું દરએક માણસના તથા પકડેલી દરએક વસ્તુ વાર ન લગાડતાં છેક નજીકનું પોલીસ થાણું જે આફિસરને સ્વાધીન હોય તે આફિસરની પાસે મોકલવી. તેણે પછી તે મુકરદમાની, જે ગુન્હા બાબત વગર વારંટે પકડવાનો અધિકાર પોલીસને છે તેવા ગુન્હાના મુકરદમા પ્રમાણે ચોકશી કરીને વ્યવસ્થા કરવી.

*લોકોમાં સ્વસ્થતા રેહેવા સારૂ દુકાન બંધ કરવી.*

૪૨. જે દુકાનમાં દારૂ અથવા કેફ લાવનારૂં કાંઇ વસાણું પરચુરણ વેચવામાં આવતું હોય તે દુકાન લોકોમાં સ્વસ્થતા રેહેવા સારૂ જે જે વખતે બંધ રાખવાની પોતાને અવશ્ય લાગે તે તે વખતે તે બંધ કરવી એવું લાઇસેન્સવાળાને લખેલી નોટીસ આપીને ફરમાવવાનો કલેક્ટરને અધિકાર છે.

સદરહુ પ્રકારની દુકાનની આસપાસ હંગામો થયો હોય અથવા કાયદા વિરૂધ મંડળી એકઠી થઇ હોયતો જે માજીસ્ત્રેટ અથવા પોલીસ આફીસર હાજર હોય તેને હેઠળ લખ્યા પ્રમાણે ફરમાવવાનો અધિકાર છે એટલે પોતાને યોગ્ય લાગે તે મુદત સુધી તે દુકાન બંધ રાખવી એવું ફરમાવવાનો અધિકાર છે.

## ૧૦ શિક્ષા.

*ગેરકાયદાસર રીતે લાવવા વિગેરે બાબત.*

૪૩. જે કોઇ આ આકટ અથવા આ આકટ પ્રમાણે કરેલી કોઇ કાનુન અથવા હુકમ અથવા આ આકટ પ્રમાણે લીધેલું કોઇ લાઇસેન્સ અથવા પરવાનગીચિઠી અથવા પાસ તોડીને—

(અ) મુંબઇ ઇલાકાના કોઇ ભાગમાં દારૂ અથવા કેફ લાવનારૂં કાંઇ વસાણું લાવશે અથવા મુંબઇ ઇલાકાના કોઇ ભાગમાંથી દારૂ અથવા કેફ લાવનારૂં કાંઇ વસાણું બાહાર મોકલશે, અથવા

(બ) દારૂ અથવા કેફ લાવનારૂં કાંઇ વસાણું એક જગાએથી બીજી જગાએ મોકલશે અથવા લઇ જશે, અથવા

(ક) દારૂ અથવા કેફ લાવનારૂં કાંઇ વસાણું તઇયાર કરશે અથવા

(ડ) કોઇ ઝાડમાંથી તાડી કાહાડશે, અથવા

(ઇ) કોઇ ભઠી અથવા બરૂઆરી બાંધશે, અથવા ચલાવશે, અથવા

(ફ) દારૂ અથવા કેફ લાવનારૂં કાંઇ વસાણું તઇયાર કરવાના કોઇ કારણ સારૂ માલ મસાલાનો અથવા અર્ક કાહાડવાનાં કોઇ યંત્રનો અથવા પાત્રનો અથવા ઓઝારનો અથવા સંચનો ઉપયોગ કરશે અથવા રાખશે અથવા પોતાના કબજામાં રાખશે, અથવા

(ગ) દારૂ અથવા કેફ લાવનારૂં કોઇ વસાણું વેચશે,

તેને સદરહુ પ્રકારના દરએક ગુન્હા બાબત ઘણામાં ઘણા એક હજાર રૂપીયા સુધી દંડની અથવા ઘણામાંઘણા છ મહિના સુધી કેદની શિક્ષા અથવા આ બેઉ શિક્ષા થશે.

૪૪ જે કોઇ આ આકટ અથવા આ આકટ પ્રમાણે કરેલી કોઇ કાનુન અથવા

માપ વિગેરે રાખવાની ગફલત કરવા બાબત.

હુકમ અથવા આ આકટ પ્રમાણે લીધેલું કાંઇ લાઇસેન્સ અથવા પરવાનગી ચીઠી અથવા પાસ તોડીને—

(અ) દારૂ માપવા સારૂ માપ અથવા દારૂનો કસ તપાસવા સારૂ યંત્રો પોતે મળેલી રાખવાની અથવા તે સારી સ્થિતિમાં રાખવાની ગફલત કરશે, અથવા

(બ) પોતાના કબજામાંનો કોઇ દારૂ માપવાની અથવા તેનો કસ અથવા પ્રત કાહાડવાની ના કહેશે.

તેને સદરહુ પ્રકારના દરએક ગુન્હા બાબત ઘણામાંઘણા બસેં રૂપીયા સુધી દંડ થશે.

લાઇસેન્સવાળાઓ ગેરચાલ વગેરે કરવા બાબત.

૪૫ જે કોઇ આ આકટ પ્રમાણે આપેલું લાઇસેન્સ અથવા પરવાનગીચિઠી અથવા પાસ ધારણ કરનારો હોઇને,

(અ) સદરહુ પ્રકારનું લાઇસેનસ અથવા પરવાનગીચિઠી અથવા પાસ માગવાનો યોગ્ય રીતે અધિકાર આપેલા કોઇ આબકારી આફીસરે અથવા એોગણચાળીસમી કલમમાં કહેલાં ખાતાનો કોઇ આફીસર પટાવાળાના કરતાં અથવા કાનસ્ટેબલના કરતાં વરિષ્ઠ દરજ્જાનો હોય તે તે લાઇસેનસ અથવા પરવાનગી ચિઠી અથવા પાસ માગે ત્યારે હાજર કરવાને ચુકશે; અથવા

(બ) આ આકટ પ્રમાણે કરેલો કાંઇ કાનુન અથવા હુકમ તોડીને કાંઇ વાત જાણીજોઇને કરશે અથવા કરવાની તે વરજ કરશે; અથવા

(ક) જે કાંઇ કૃત્યબાબત આ આકટમાં બીજી રીતનો ઠરાવ કરેલો નહી હોય એવું કૃત્ય પોતાનાં લૈસેન્સમાંની શરતો પૈકી કોઇ શરત વિરૂધ્ધ કરશે, અથવા

(ડ) આ આકટની પંદરમી કલમ પ્રમાણે સ્થાપેલી સરકારી ભઠીની વ્યવસ્થા રાખવાસારૂ કમિશનરે ઠરાવેલો કાંઇ કાનુન જાણીજોઇને તોડશે, અથવા

(ઇ) સદરહુ પ્રકારની કોઇ સરકારી ભઠીમાં દારૂ તૈયાર કરવાની પરવાનગી પોતાને જે શરતે આપી હશે તે શરત વિરૂધ્ધ કાંઇ કૃત્ય કરશે, અથવા

(ફ) જે દુકાનમાં અથવા જગામાં સદરહુ પ્રકારનો દારૂ અથવા વસાણાં વેચવામાં આવતાં હોય અથવા તૈયાર કરવામાં આવતાં હોય તે દુકાનમાં અથવા જગામાં લોકોને દારૂપીને છાકટા થવા દેશે અથવા હંગામો કરવા દેશે અથવા જુગાર રમવા દેશે, અથવા

(ગ) સદરહુ પ્રકારની કોઇ દુકાનમાં અથવા જગામાં મશહુર ગેરચાલના માણસોને એકઠાં થવા દેશે અથવા રેહેવા દેશે,

તેને સદરહુ પ્રકારના દરએક ગુન્હાબાબત ઘણામાંઘણા સો રૂપિયાસુધી દંડ થશે.

લૈસેન્સવાળા વેચનારે અથવા તૈયાર કરનારે ગેરચાલ કરવા બાબત.

૪૬ જે કોઇ આ આકટપ્રમાણે દારૂ અથવા કેફ લાવનારૂં વસાણું વેચવાનું અથવા તૈયાર કરવાનું લૈસેન્સ ધારણ કરનાર હોઇને,

(અ) પોતે વેચવાના અથવા તૈયાર કરેલા દારૂનો અથવા કેફ લાવનારાં વસાણાંનો વાસ્તવિક અથવા દેખાઇતો કેફ લાવવાનો ગુણ અથવા કસ વધારે

તેવું કાંઈ ઉપદ્રવકારક વસાણું અથવા બાહારની કાંઈ જણસ અથવા પાંત્રીસમી કલમની (હ) રકમ પ્રમાણે કરેલી કોઈ કાનુન ઉપરથી મના કરેલો કાંઇ પદાર્થ તે દારૂમાં અથવા કેફ લાવનારાં વસાણામાં મિશ્ર કરવું કરશે અથવા મિશ્ર કરવા દેશે અને સદરહુ પ્રકારનું મિશ્ર કરવું હિંદુસ્થાનના ફોજદારી કાયદાની બસો બોહોતેરમી કલમપ્રમાણે ભેળ કરવાનો ગુન્હો થતો નહી હોય, ત્યારે અથવા

(ગ) જે દારૂ ગામઠી દારૂ છે એવી પોતાને ખબર છતાં અથવા લાગવાનો સબબ છતાં તે દારૂ યુરોપના અથવા પારકાદેશના દારૂ તરીકે વેચશે અથવા રાખશે અથવા વેચવાને માંડી મુકશે, અથવા

(ઘ) જે બાટલીમાં અથવા પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા બીજા પાત્રમાં ગામઠી દારૂ હશે તે બાટલીના બુચ ઉપર અથવા બાટલીઉપર અથવા પેટી ઉપર અથવા પ્યાકેજઉપર અથવા બીજાં પાત્રઉપર ઠેકળ ભરેલા ઇરાદાથી નિશાણી કરશે અથવા જે બાટલીમાં અથવા પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા બીજા પાત્રમાં ગામઠી દારૂ હોય તે બાટલીનો અથવા પેટીનો અથવા પ્યાકેજનો અથવા બીજા પાત્રનો તેનીઉપર અથવા તેના બુચઉપર કાંઇ નિશાણી હોય તેનો ઠેકળ ભરેલા ઇરાદાથી ઉપયોગ કરશે એટલે તે બાટલીમાં અથવા પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા બીજા પાત્રમાં યુરોપનો અથવા પારકાદેશનો દારૂ છે એવું લાગે એવા ઇરાદાથી નિશાણી કરશે અથવા ઉપયોગ કરશે અને સદરહુ પ્રકારનું કૃત્ય, કોઇ માણસને ફસાવવાના અથવા તેને નુકશાન કરવાના ઇરાદાથી વેપારની ખોટી નિશાણી કરવાનો ગુન્હો હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ચારશે બ્યાસીમી કલમપ્રમાણે થતું નહી હોય ત્યારે, અથવા

(ઙ) કોઇ બાટલીઉપર અથવા પેટીઉપર અથવા પ્યાકેજઉપર અથવા બીજાં પાત્રઉપર અથવા તેના બુચ ઉપર કાંઇ નિશાણી હોય ને ઠેકળ ભરેલા ઇરાદાથી તે બાટલીમાં અથવા પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા બીજાં પાત્રમાં કાંઇ ગામઠી દારૂ વેચશે અથવા રાખશે અથવા વેચવાને માંડી મુકશે એટલે તે બાટલીમાં અથવા પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા બીજાં પાત્રમાં યુરોપનો અથવા પારકાદેશનો દારૂ છે એવું લાગે એવા ઇરાદાથી વેચશે અથવા રાખશે અથવા વેચવાને માંડી મુકશે અને તે કૃત્ય, વેપારની બનાવટની નિશાણી જેના ઉપર છે એવો માલ વેચવાનો ગુન્હો હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ચારશે છાસીમી કલમપ્રમાણે થતું નહી હોય ત્યારે,

તેને સદરહુ પ્રકારના દરએક ગુન્હાબાબત પાંચશે રૂપિયાસુધી દંડની અથવા ઘણુમાં ઘણા ત્રણ મહિનાસુધી કેદની શિક્ષા અથવા આ બેઉ શિક્ષા થશે.

ગેરકાયદાસર રીતે દારૂ કબજામાં રાખવા વગેરે બદલ.

૪૭ આ આક્ટપ્રમાણે લીધેલા કોઇ લૈસેન્સના અથવા પરવાનગીચિઠીના અથવા પાસના અથવા વિશેષ હુકમના આધારવગર જે કોઇ, સતરમી કલમના ઠરાવપ્રમાણે જેટલો ગામઠી દારૂ અથવા

કેફ લાવનારૂં કાંઈ વસાણું પરચુરણ વેચવાનો કાયદાસરરીતે અધિકાર હોય તેના કરતાં વધારે ગામઠી દારૂ અથવા કેફલાવનારૂં વસાણું જે પ્રદેશને અથવા જગાને સદરહુ કલમના ઠરાવ લાગુ કર્યા હશે તે પ્રદેશમાં અથવા જગામાં પોતાના કબજામાં રાખશે તેને ઘણામાંઘણા બશે રૂપિઆસુધી દંડ થશે.

**દ્વેષથીખોટી બાતમી આપ્યા બાબત.**

૪૮ કોઈ માણસે આ આકટવિરૂધ્ધ ગુન્હો કરયો છે અથવા તેમાં સામેલ છે એવી ખોટી બાતમી દ્વેષથી જે કોઇ હેઠળ લખેલા ઇરાદાથી આપશે એટલે તે માણસને પકડવામાં આવે અથવા કોઇ ઇમારતનો અથવા વાહાણનો અથવા બીજી જગાનો ઝાડો લેવામાં આવે તથા તેથી કરીને સદરહુ પ્રકારનાં માણસનું અથવા બીજાં કોઈ માણસનું નુકશાન થાય અથવા તે ત્રાહે ત્રાહે થાય એવા ઇરાદાથી આપશે તેને ઘણામાંઘણા છ મહિનાસુધી કેદની શિક્ષા અથવા ઘણામાંઘણા પાંચશે રૂપિઆસુધી દંડ અથવા આ બેઉ શિક્ષા થશે.

**ત્રાસદાયક ઝાડા. અથવા પકડવું એ બાબત.**

૪૯ જે કોઇ આબકારી અથવા બીજો આફિસર વેહેમના વાજબી સબબવગર કોઇ ઇમારતમાં અથવા વાહાણમાં અથવા જગામાં પેસશે અથવા તેનો ઝાડો લેશે અથવા ઝાડો લેવરાવશે,

અથવા આ આકટ પ્રમાણે જપ્ત થઇને સરકાર દાખલ થવાને પાત્ર હોય તેવી કોઇ વસ્તુ પકડવાનાં અથવા તેબાબત ઝાડા લેવાનાં બાહાનાંથી કોઈ માણસનો માલ ત્રાસદાયક રીતે તથા કારણવગર પકડશે,

અથવા કોઈ માણસને ત્રાસદાયક બુધ્ધીથી તથા કારણવગર અટકાવી રાખશે અથવા તેનો ઝાડો લેશે અથવા તેને પકડશે,

તેને સદરહુ પ્રકારના દરએક ગુન્હાબાબત ઘણામાંઘણા પાંચશે રૂપિયાસુધી દંડ થશે.

**ત્રાસદાયક બુધ્ધીથી વાર લગાડવા બાબત.**

૫૦ જે કોઈ આબકારી અથવા બીજો આફિસર અથવા માણસ આ આકટ પ્રમાણે પકડેલાં કોઇ માણસને અથવા પકડેલાં ગેરકાયદાસર પદારથને આ આકટની એકતાળીસમી કલમમાં કહ્યા પ્રમાણે છેક નજીકનું પોલીસથાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારની પાસે મોકલવાને ત્રાસદાયક બુધ્ધિથી તથા કારણ વગર વાર લગાડશે તેને ઘણામાં ઘણા બસેં રૂપીઆ સુધી દંડ થશે.

**પકડેલાં માણસો નાશી જવા તરફ આંખ આડા કાન કરવા વગેરે બાબત.**

૫૧. જે કોઇ આબકારી અથવા બીજો આફીસર આ આકટ પ્રમાણે પકડેલા કોઇ માણસને ગેરકાયદાસર રીતે છોડી દેશે અથવા તે નાશી જવા તરફ આંખ આડા કાન કરશે અથવા આ આકટ વીરૂધ કાંઇ ગુનોહ કરવા તરફ આંખ આડા કાન કરશે, અથવા

જે કોઈ વાત ઊપરથી આ આકટના ઠરાવો પઇકી કોઇ ઠરાવમાંથી છટકી જવાય અથવા તે તોડવાની અથવા આબકારી મેહેસુલ ડુબાડવાની વાત કોઇ માણસથી કરી શકાય એટલા સારૂ પોતાનાં કરતવ્ય કરમ વીરૂધ કોઇ રીતે વરતશે.

અને ઓગણચાળીસમી કલમમાં કહેલાં બીજાં કોઇ ખાતાંના જે કોઇ આફીસરને સ્થાનીક હકુમત આપેલી હશે તે તથા જે પોતાની હકુમતમાંહેની કોઇ જગામાં

આ આકટ વીરૂધ કોઈ ગુનોહ કરવા તરફ આંખ આડા કાન કરશે,

તેને સદરહુ પ્રકારના હરએક ગુનાહ બાબત ઘણામાં ઘણા પાંચસે રૂપીયા સુધી દંડની અથવા ઘણામાં ઘણા છ મહીના સુધી કેદની શીક્ષા અથવા આ બેઊ શીક્ષા થશે.

આબકારી આફીસરને મદદ કરવાની ગફલત કરવા બાબત.

૫૨. ઓગણચાળીસમી કલમમાં કહેલાં ખાતાં પયકી કોઈ ખાતાંનો જે કોઈ અમલદાર આ આકટના ઠરાવ અમલમાં લાવવામાં કોઈ આબકારી આફીસરને મદદ કરવામાં કાયદાસર કારણ વગર ગફલત કરશે અથવા ના કહેશે તેને પાંચસે રૂપીયા સુધી દંડ થશે.

કેટલાએક મુકદમામાં ગુનોહ કરયા બાબત સિધવત સમજવું.

૫૩. સેતાળીસમી અથવા ૪૭ મી કલમ પ્રમાણે ફરીઆદ થાય તેમાં ઉલટું સાબેત કરવામાં આવે ત્યાં સુધી હેઠળ લખ્યા પ્રમાણે સિધ્ધવત સમજવું એટલે જે કોઈ દારૂ અથવા કેફ લાવનારૂં વસાણું તઈયાર કરવાનું કોઈ અરક કહાડવાનું યંત્ર અથવા પાત્ર અથવા ઓજાર અથવા સંચ. અથવા દારૂ અથવા કોઈ કેફ લાવનારૂં વસાણું તઈયાર કરવામાં જે માલ મસાલો ઘણું કરીને ઉપયોગ કરેછે તે માલ મસાલો પોતાના કબજામાં હોવા બાબત જે તોહોમતદારથી ખાત્રિ થાય એવો જવાબ આપી શકાતો ન હોય તેણે તે દારૂ બાબત અથવા કેફ લાવનારાં વસાણાં બાબત અથવા અરક કહાડવાનાં યંત્ર બાબત અથવા પાત્ર બાબત અથવા ઓજાર બાબત અથવા સંચ બાબત અથવા માલ મસાલા બાબત સદરહુ કલમ પ્રમાણે ગુનોહ કરયો છે એવું સિધ્ધવત સમજવું.

અને વાસતવીક ગુનોહ કરનાર જવાબદાર થશે તેજ પ્રમાણે આ આકટ મુજબ લાઇસેન્સ અથવા પરવાનગી ચીઠી અથવા પાસ ધારણ કરનાર પણ પોતાની ચાકરીમાંનું અથવા પોતાની તરફથી કામ કરનારૂં કોઈ માણસ તેતાળીસમી અથવા ચુમાળીસમી અથવા પીતાળીસમી અથવા છેતાળીસમી કલમ પ્રમાણે કાંઈ ગુનોહ કરયા બાબત તે ગુનોહ પોતે જાતે કરયો હોય તે પ્રમાણે જવાબદાર થશે. પણ સદરહુ પ્રકારનો ગુનોહ ન થાય એટલા માટે પોતે સઘળા યોગ્ય તથા વાજબી પુરતોપાય કરયા હતા એવું તે સાબેત કરશે તો જવાબદાર થનાર નથી.

કંઈ વસ્તુ જપ્ત થઈને સરકાર દાખલ થવાને પાત્ર છે.

૫૪. આ આકટ અથવા આ આકટ પ્રમાણે કરેલી કોઈ કાનુન અથવા હુકમ અથવા આ આકટ પ્રમાણે લીધેલું કોઈ લાઇસેન્સ અથવા પરવાનગી ચીઠી અથવા પાસ તોડીને આણેલો અથવા બહાર મોકલેલો અથવા એક જગાએથી બીજી જગાએ મોકલેલો અથવા લેઈ ગએલો અથવા તઈયાર કરેલો અથવા વેચેલો અથવા કબજામાં હોય તે સઘળો દારૂ અથવા કેફ લાવનારાં વસાણાં, અને

આ આકટ અથવા સદરહુ પ્રકારની કોઈ કાનુન અથવા હુકમ અથવા લાઇસેન્સ અથવા પરવાનગીચીઠી અથવા પાસ તોડીને કોઈ ઝાડમાંથી કહાડેલી સઘળી તાડી; અને

સદરહુ પ્રમાણે આણેલા અથવા બહાર મોકલેલા અથવા એક જગાએથી બીજી જગાએ મોકલેલા અથવા લેઈ ગએલા અથવા તઇયાર કરેલા અથવા વેચેલા અથવા કબજામાં હોય તે દારૂ સાથે અથવા દારૂ શીવાય વળી બીજો અથવા કેફ લાવનારાં વસાણાં સાથે અથવા વસાણાં શીવાય વળી બીજો કાયદાસર રીતે આણેલો અથવા બહાર મોકલેલો અથવા એક જગોએથી બીજી જગોએ મોકલેલો અથવા લઇ ગએલો અથવા તઇયાર કરેલો અથવા વેચેલો અથવા કબજામાં હોય (જો હોય તો) તે સઘળો દારૂ તથા કેફ લાવનારાં સઘળાં વસાણાં અથવા સદરહુ પ્રમાણે કહાડેલી તાડી સાથે અથવા તે શીવાય વળી બીજી કાયદાસર રીતે કહાડેલી (હોય તો) તે સઘળી તાડી અને

દારૂ અથવા કેફ લાવનારાં કાંઇ વસાણાં તઇયાર કરવાનાં અરક કહાડવાનાં યંત્રોનો અથવા પાત્રોનો અથવા ઓજારોનો અથવા સંચનો આ આકટ અથવા આ આકટ પ્રમાણે કરેલો કોઇ કાનુન અથવા હુકમ અથવા આ આકટ પ્રમાણે લીધેલું કાંઇ લાઇસેન્સ તોડીને ઉપયોગ કર્યો હોય અથવા તે રાખ્યાં હોય અથવા કબજામાં હોય તે સઘળાં અરક કહાડવાનાં યંત્રો અથવા પાત્રો અથવા ઓજારો અથવા સંચ, અને

દારૂ અથવા કેફ લાવનારૂં કાંઇ વસાણું ગેરકાયદાસર રીતે તઇયાર કરવા સારૂ એકઠો કરેલો અથવા કબજામાં રાખેલો સઘળો માલ મસાલો, અને

સદરહુ પ્રકારનો કાંઇ દારૂ અથવા કેફ લાવનારૂં વસાણું અથવા અરક કહાડવાનું યંત્ર અથવા પાત્ર અથવા ઓજાર અથવા સંચ અથવા માલ મસાલો જે પાત્રમાં તથા પાકેજમાં તથા બારદાનમાં મળ્યો હોય તે પાત્રો તથા પાકેજો તથા બારદાનો અને તે પાત્રોમાં અથવા પાકેજોમાં બીજો પદાર્થ હોય તો તે બીજો પદાર્થ અને તે લઇ જવામાં ઉપયોગ કરેલાં જનાવરો અથવા ગાડાં અથવા વહાણો અથવા બીજાં વાહનો, જપ્ત થઇ સરકાર દાખલ થવાને પાત્ર થશે.

જપ્ત કરીને સરકાર દાખલ કરવાનો હુકમ કોણે કરવો.

૫૫. આ આકટ પ્રમાણે જપ્ત કરીને સરકાર દાખલ કરવાના સઘળા ઠરાવ કલેકટરે કરવા જોઇએ.

પણ એવું ઠરાવ્યું છે કે જપ્ત કરીને સરકાર દાખલ કરવાનો હુકમ, જે વસ્તુ જપ્ત કરીને સરકાર દાખલ કરવાનો ઇરાદો હોય તે વસ્તુ પકડાયાની તારીખથી એક મહીનો થયા વગર અથવા તે વસ્તુ બાબત જે માણસો દાવો કરતાં હોય તેઓનું બોલવું તથા તે પોતાના દાવાની સાબેતી સારૂ કાંઇ પુરાવો હાજર કરે તે પુરાવો સાંભળી લીધા વગર કરવો નહી.

છોડાવી લેવાનો અધિકાર છે.

આ આકટ પ્રમાણે જપ્ત કરીને સરકાર દાખલ કરવાનો હુકમ કર્યો હોય ત્યારે પોતાને યોગ્ય લાગે તેવો દંડ આપીને, જપ્ત કરેલો માલ છોડાવી લેવાની છૂટ તે માલના ધણીને આપવાને કલેકટર પોતાના પ્રસંગાનુસાર વર્તનાધિકારથી મુખત્યાર છે.

## ૧૧ કામ ચલાવવાની રીત.

ગુનાહનો ઇનસાફ કરવાનો અધિકાર.

૫૬ આ આકટ વીરુદ્ધ જે ગુનાહ હોય તેઓનો ઇનસાફ કરવાનો અધિકાર માજીસ્ટ્રેટને છે.

હીંદુસ્તાનના ફોજદારી કાયદાના કેટલાએક ભાગ લાગુ કરવા.

૫૭. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ચોસઠમીથી તરીતેરમી સુધીની કલમા માંહેના ઠરાવ આ આકટ પ્રમાણે માજીસ્ટ્રેટે કરેલા સઘળા દંડને લાગુ થશે અને આ આકટ પ્રમાણે ઠરાવેલી કોઈ કેદ, હીંદુસ્તાનના ફોજદારી કાયદાના અર્થ પ્રમાણે એ મધ્યકી ગમે તે એક પ્રકારની હોય તોપણ ચિંતા નથી.

જપ્ત કરીને સરકાર દાખલ કરેલી, વસ્તુની વ્યવસ્થા.

૫૮. આ આકટ પ્રમાણે જપ્ત કરીને સરકાર દાખલ કરેલી સઘળી વસ્તુની વ્યવસ્થા આ બાબત ધણુંકરીને અથવા કોઈ વીશેષ પ્રસંગે કરેલા કાનુનમાં અથવા હુકમમાં કમીશનરોએ વખતે વખતે જે રીત ઠરમાવી હશે તે રીતે કરવી.

બક્ષીસો આપવી.

૫૯ આ આકટ પ્રમાણે દંડ કરેલો હોય તથા વસ્તુ જપ્ત કરીને સરકાર દાખલ કરી હોય તેઓની ઉપજમાંથી આફીસરોને તથા બાતમીદારોને બક્ષિસો આપવાનું નીયમન કરવા સારૂ વખતે વખતે કાનુન કરવાનો અધિકાર સરકારને છે.

અપીલો.

૬૦. કલેકટર અથવા કમિશનર શીવાય બીજા કોઈ અમલદારી આફિસરે આ આકટપ્રમાણે કરેલા સઘળા હુકમઉપર અપીલ હુકમની તારીખથી સાઠ દિવસની અંદર હરકોઈ વખતે ચાલશે.

કલેકટરે કરેલા સઘળા હુકમ ઉપર કમિશનરને ત્યાંહાં અથવા કમિશનરે કરેલા સઘળા હુકમ ઉપર સરકારમાં અપીલ હુકમની તારીખથી નેવું દિવસની અંદર હરકોઈ વખતે ચાલશે.

પણ એવું ઠરાવ્યું છે કે કમિશનરે અપીલમાં કરેલા હુકમઉપર અપીલ ચાલશે નહીં.

રેવેન્યુખાતામાં અપીલસબંધી કાનુન જે વખતે જે અમલમાં હશે તે કાનુન આ આકટપ્રમાણે કરેલી અપીલોને પાછલા ઠરાવોને અનુસરીને લાગુ થશે.

## ૧૨ પરચુરણ.

કેટલાએક આકટ કાયમ રાખ્યા.

૬૧ છાવણીમા ગાળેલા દારૂવગેરેનાં વેચાણનું નિયમન કરવા બાબતનો આકટ એ નામનો સન ૧૮૫૩ નો ૧૮ મો આકટ છે તે આકટને અથવા મુંબઈ ઈલાકાની લશ્કરી છાવણીઓની વ્યવસ્થા રાખવાસારૂ નિયમ ઠરાવવાબાબતનો આકટ એ નામનો સન ૧૮૬૭ નો મુંબઈનો ૩ જો આકટ છે તેની એકવીસમીથી તે સત્તાવીસમી કલમ સુધીની કલમાને અથવા કળા કૌશલ્યમાંજ અથવા કારખાનામાંજ અથવા રશાયણમાંજ માત્ર જે અર્કાશ્રિત દારૂનો ઉપયોગ કરવાનો હોય તે દારૂની લૈસેસની જકાત સેવાબાબત વિશેષ ઠરાવ કરવા બાબતનો આકટ એ નામનો સન ૧૮૬૩ નો ૧૬ મો આકટ છે તે આકટને અથવા સન ૧૮૬૧ ના નવેંબર મહિનાની ૧૬મી તારીખે હિંદુસ્થાનનો કૌસિલનો આકટ અમલમાં આવ્યો તે તારીખથી ગવરનર જનરલ ઈનકૌંસીલે ઠરાવેલા હરકોઈ આકટને આ આકટના કોઈપણ ઠરાવથી બાધ આવેછે એમ સમજવું નહીં.

શુદ્ધબુદ્ધિથી કાંઈ ઓસડ તરીકે તૈયાર કરેલા પદાર્થને આ આકટ લાગુ નથી.

૬૨ શુદ્ધબુદ્ધિથી કાંઈ ઓસડ તરીકે કરેલો પદાર્થ ઓશડના કારણસારૂ વૈદોએ અથવા રસાયણ શાસ્ત્ર સંબંધી પદારથ તૈયાર કરનારાઓએ અથવા વેચનારાઓએ અથવા વસાણાં વેચનારાઓએ અથવા આપાથેકરીઓએ અથવા દવાખાંનાવાળાઓએ તઈયાર કરવાને અથવા વેચવાને અથવા પુરો પાડવાને આ આકટના પાછલા ઠરાવ લાગુ છે એમ સમજવું નહી. પણ કોઈ નિર્દિષ્ટ કરેલા પ્રદેશમાં અથવા જગામાં કલેક્ટરે આપેલાં લૈસેન્સ વગર સદરહુ પ્રકારનો કાંઈ પદારથ વેચવાની મના હરકોઈ વખત કરવાનો અધિકાર સરકારને મુંબઈના સરકારી ગ્યાજેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને છે. સદરહુ પ્રકારનું લૈસેન્સ જે ફી તથા જે શરતો ઠરાવવાનું સરકારને યોગ્ય લાગે તે ફી આપે તો તથા તે શરત મુજબ આપવું.

સને ૧૮૬૭ના મુંબાઈના ૯ મા આકટપ્રમાણેનાણું પહોચતું હયે તેને બદલે મુંબાઈના મ્યુનીશીપલ કારપોરેશનને વારશીક અવેજ આપવો તે.

૬૩. સને ૧૮૬૩ ના મુંબાઈના ૯ મા આકટ પ્રમાણે લાઈસેન્સ આપ્યાથી અથવા વસ્તુ સરકાર દાખલ કર્યાથી અથવા દંડ કર્યાથી તથા ગુનેહગારી ઠરાવ્યાથી જે નાણું વસુલ થાય અથવા જમા થાય અથવા મળે તે સઘળું મ્યુનીશીપલ કારણ સારૂ મુંબાઈ શેહેરના મ્યુનીશીપલ ફંડ ખાતે જમે કરવું એવું સદરહુ આકટની ૧૪ મી કલમમાં ઠરાવ્યું છે, વાસ્તે આ કલમ ઉપરથી એવું ઠરાવ્યું છે કે જે નાણું મુંબાઈ શેહેરના મ્યુનીશીપલ કારપોરેશનને આજ સુધી સદરહુ પ્રમાણે પોહોચતું હતું તેને બદલે સને ૧૮૭૮ ના આગષ્ટ મહીનાની પહેલી તારીખથી સરકારે સદરહુ કારપોરેશનને સદરહુ કારણ સારૂ દર વરસ ૧,૪૩,૭૫૦ રૂપીઆની મુકરર રકમ આપે જવી.

પવઈ ઈસ્ટેટના માલેકના આબકારીના વિશેષ હક બંધ થશે.

૬૪. "પવઈ ઈસ્ટેટ" એ નામથી મશહુર થાણા જીલ્લાના સાષ્ટી બેટમાં એક ઈસ્ટેટ છે. તે સન ૧૮૩૭ના ફેબરૂવારી મહિનાની ૧૫ મી તારીખના ઈનડેંચરથી (ખતથી) ઈસ્ટ ઈંડિયા કંપનીએ ફરામજી કાવસજી નામના એક સખસને આસઈન કરયુ હતું અને સદરહુ ફરામજી કાવસજી, હાલ મૈયત, એઓના કાયદાસર વારસાવકીલને તે ઈનડેંચર મુજબ બીજી વાત બાબત હક્ક છે તેમાં સદરહુ ઈસ્ટેટના આબકારી મેહેસુલ સબંધી કેટલાએક હક્ક તથા માફી છે વાસ્તે, અને સદરહુ વિશેષ પ્રકારના હક્ક તથા માફી ચાલુ રાખવી એ તે ડિસ્ટ્રીકટના એકંદર આબકારી મેહેસુલને નુકસાનકારક છે વાસ્તે એવું ઠરાવ્યું છે કે જે તારીખે આ આકટ અમલમાં આવે તે તારીખે તથા તે તારીખથી સદરહુ હક્ક તથા માફી બંધ થશે તથા પુરી થશે અને સદરહુ ઈનડેંચર કદી પણ થયું ન હોત તે પ્રમાણે આ આકટના એકંદર ઠરાવ સદરહુ ઈસ્ટેટમાં અમલમાં આવશે.

પણ નુકશાનનો બદલો સરકારે આપવો.

પણ એવું ઠરાવ્યું છે કે સન ૧૮૭૦ નો મુકદમો નંબર ૮૭૭ જેમાં મીઠીબાઈ વિધવા વિગેરે વાદી છે તથા ભીખાજી નવરોજજી બનાજી વગેરે પ્રતિવાદી છે અને જે મુકદમો સદરહુ ફરામજી કાવસજીના સ્ટેટનો વહિવટ કરવા બાબતનો છે તે મુકદમામાં મુંબઈની ઈનસાફની હાઈકોર્ટે

આસલ દિવાની ફરિયાદ લેવાની પોતાની મામુલ હકુમત ચલાવીને જે વખતે જે રિસીવર યોગ્યરીતે નિમેલો હશે તેને સદરહુ હક્ક તથા માફી ગયા બાબત તથા તે પુરી થયા બાબત નુકશાનનો બદલો સરકારે આપવાનો હશે અને સરકારે આપવાને ક

રકમ વગેરેનો નિકાલ જ રૂર હોય તો સન ૧૮૭૦ ના ૧૦ મા આકટ પ્રમાણે કરવો.

રાડેલી નુકશાનના બદલાની રકમથી સદરહુ પ્રકારનો રિસીવર નારાજ હશે તો આપવાની રકમ તથા સદરહુ પ્રકારનો અવેજ આપવા સંબંધી બીજી સઘળી તકરારો સરકાર તથા સદરહુ પ્રકારનો રિસીવર જે માણસને કબુલ કરે તે માણસને પંચાયત સારૂ સોંપવી અને તે ફેસલો કરશે તે આખરનો થશે અથવા સદરહુ પ્રમાણે પંચાયતને સોંપવાને ચુકે તો સદરહુ પ્રકારના આપવાના અવેજની રકમ બાબતનો તથા સદરહુ પ્રકારની બીજી સઘળી તકરાર બાબતનો નિકાલ, સદરહુ હક્ક તથા માફી સાર્વજનિક કામ સારૂ જોઇતી હોય એવી થાણા ડિસ્ટ્રીકટમાંની જમીનજ હોય તે મુજબ સન ૧૮૭૦ ના જમીન લેવા બાબતના આકટના કલમ જેટલી સુધી લાગુ હોય તેટલે સુધી તે ઠરાવ પ્રમાણે કરવો.

નુકશાનનો બદલો એક વખત આપયો એટલે વળી બીજા દાવા બંધ થશે.

વળી એવું ઠરાવ્યું છે કે નુકસાનનો બદલો સદરહુ પ્રકારના રિસીવરને આપયો એટલે તે બાબત બીજા કોઇ માણસના સરકાર ઉપરના સઘળા દાવા બંધ થશે.

સાષ્ટીમાંના કેટલાએક ગામો બાબત કેટલાએક હક બંધ થશે.

૬૫ અને માલાડ તથા દહીંસર તથા મગાઠાન તથા તુળસી તથા આરેમ તથા એકસર તથા કાનેરી અને પાહાડી સદરહુ સાષ્ટી પેટમાંના ગામ સન ૧૮૧૯ ના જાનેવારી મહિનાની ૨૫ મી તારીખના કાનડેમ્યર મુજબ ખરસેદજી આરદેસરજી તથા જાંહાંગીર આરદેસરને ઇસ્ટ ઇંડિયા કંપનીએ આસેન કરયાં હતાં. અને તે કાનડેમ્યર મુજબ આસેન કરેલી જમીનમાં ઉગેલાં અથવા ઉત્પન્ન થયલાં સઘળાં તથા દરએક તાડનાં તથા બીજાં ઝાડ તથા હરકોઇ પ્રકારનું બીજું સઘળું ઉત્પન્ન કાંઇપણ કર અથવા આકાર નપડતાં તથા લાગુ નથતાં મળવાનો તથા ધારણ કરવાનો અને ઉપભોગ લેવાનો હક્ક તે કાનડેમ્યર મુજબ સદરહુ ખરસેદજી આરદેસર તથા જાંહાંગીર આરદેસર તથા તેઓના કાયદાસર વારસ વગીરેને છે વાસ્તે; અને આ પ્રમાણે છે તથાપી સદરહુ કાનડેમ્યર કહી પણ ખરું નહી હોય તે પ્રમાણે સદરહુ ગામના ધારણ કરનારાઓને આ આકટમાંહેના સઘળા ઠરાવ લાગુ કરવા યોગ્ય છે વાસ્તે એવું ઠરાવ્યું છે કે આ આકટપ્રમાણે બેસાડેલી અથવા બેસાડવાની કાંઇ પણ ડયુટીબાબત અથવા કરબાબત અથવા ફી બાબત માફીનો હક આ આકટ જે તારીખે અમલમાં આવે તે તારીખે સદરહુ કાનડેમ્યર મુજબ સદરહુ ગામોના ધારણ કરનારાઓને હશે તે સઘળો હક્ક તે તારીખથી બંધ થશે તથા પુરો થશે.

પણ નુકશાનનો બદલો સરકારે આપવો.

પણ એવું ઠરાવ્યું છે કે માફીનો સદરહુ પ્રકારનો હક બંધ થયાને લીધે કાંઇ પણ નુકશાન થશે તેનો બદલો સદરહુ ખરસેદજી આરદેસર તથા જાંહાંગીર આરદેસરને અથવા જે બીજા માણસના કબજામાં સદરહુ ગામો અથવા તેનો કાંઇ ભાગ કાયદાસર રીતે હશે તે બીજા માણસને સ

રકારમાંથી આપવાનો થશે. અને નુકશાનના બદલાની રકમ સરકાર આપવાને કાહાડશે તે રકમથી સદરહુ ખરસેદજી અરદેસર અથવા જાંહાગીર અરદેસર અથવા બીજું માણસ અથવા તેઓ પછી કોઈ નારાજ હશે તો આપવાની રકમ તથા નુંકશાનના બદલાના હક સંબંધી બીજી સઘળી તકરાર સરકાર તથા સદરહુ ખરસેદજી અરદેસર

રકમ વગરેનો નિકાલ જ રૂર હોય તો સન ૧૮૭૦ ના ૧૦ મા આકટ પ્રમાણે કરવો.

અથવા જાંહાગીર અરદેસર અથવા સદરહુ પ્રકારનું બીજું માણસ જે માણસને કબુલ કરે તે માણસને પંચાયત સારૂ સોંપવી અને તે ફેસલો કરશે તે આધારનો થશે. અથવા સદરહુ પ્રમાણે પંચાયતને સોંપવાને ચુકે તો સદરહુ પ્રકારના આપવાના અવેજની રકમ બાબતનો તથા સદરહુ પ્રકારની બીજી તકરાર બાબતનો નિકાલ, માફીનો સદરહુ હક સાર્વજનિક કામ સારૂ જોઈતી હોય એવી થાણાં ડીસ્ટ્રીકટમાંની જમીનજ હોય તે મુજબ સન ૧૮૭૦ ના જમીન લેવા બાબતના આકટના ઠરાવ જેટલે સુધી લાગુ હશે તેટલે સુધી તે ઠરાવ પ્રમાણે કરવો.

વળી એવું ઠરાવ્યું છે કે સદરહુ ગામો બાબત અથવા તેઓના કાંઈ ભાગ બા

નુંકશાનનો બદલો એક વખત આપ્યો એટલે વળી બીજા દાવા બંધ થશે.

બત નુકશાનનો બદલો સદરહુ ખરસેદજી અરદેસરને અથવા જહાંગીર અરદેસરને અથવા બીજા માણસને આપ્યો એટલે તે બાબતબીજા કોઈ માણસના સરકાર ઉપરના સઘળા દાવા બંધ થશે.

૬૬. ઊપરની છેલ્લી કલમમાં કહેલા ગામો શિવાય સાષ્ટી ટાપુમાહેનાં કોઈ પણ

પાછલી કલમમાંના ઠરાવ બીજા ગામોને લાગુ કરવાનો અધિકાર છે.

ગામનો કોઈ ધારણ કરનાર, આ આકટ અમલમાં આવ્યા પછી બાર મહીનાની અંદર હરકોઈ વખતે ગવરનર ઈનકાઉનસીલને અરજી કરશે અને સન ૧૮૧૯ ના જાન્યુઆરી મહીનાની ૨૫ મી તારીખના સદરહુ ઈનડેંચરમાં કરેલી અથવા આકારની માફી બાબત જે શરત છે તેવીજ શરતનાં અથવા તેવાજ મજકુરની શરતનાં કોઈ પણ ઈનડેંચર ઉપરથી પોતે પોતાનું સદરહુ ગામ ધારણ કરે છે એવું ગવરનર ઈનકાઉનસીલની ખાત્રિ થાય એવી રીતે સાબિત કરશે તેને હેઠળ લખ્યા પ્રમાણે હક પ્રાપ્ત થશે; એટલે ઉપરની છેલ્લી કલમમાં કહેલાં ગામનાં ધારણ કરનારની જે રીતે તજવીજ થવાની તેજ રીતે પોતાની તજવીજ થવાનો હક પ્રાપ્ત થશે. અને સદરહુ પ્રકારને હરકોઈ પ્રસંગે ઉપરની છેલ્લી કલમમાંના ઠરાવ, સદરહુ પ્રકારના ધારણ કરનારનું ગામ તે કલમમાં ખાસુસ લખ્યું હોય તે પ્રમાણે લાગુ થશે.

૬૭ સરકારે અથવા કોઈ અખત્યારી આફીસરે આ આકટ પ્રમાણે અથવા અખત્યારી

ફરીયાદ ચાલનાર નથી.

મેહેસુલ સબંધી જે વખતે જે કોઈ કાયદો અમલમાં હોય તે કાયદા પ્રમાણે કાંઈ કૃત્ય શુભબુધિથી કરયું હોય અથવા કરવાનો હુકમ કરયો હોય તે બાબત સરકાર ઉપર અથવા અખત્યારી આફીસર ઉપર કોઈ પણ દિવાની કોરટમાં નુંકશાનની ફરીયાદી ચાલનાર નથી.

અને કોઈ અખત્યારી આફીસર ઊપર ફરીયાદ કરવી હોય તે સઘળી અને આ આકટ પ્રમાણે કાંઈ વાત કરયા બાબત અથવા કરયાનું કેહેતાં હોય તે બાબત જે ફરીયાદી સરકાર ઉપર અથવા કોઈ અખત્યારી આફીસર ઉપર કાયદાસર રીતે કરવાનો અધિકાર છે તે સઘળી ફરીયાદી જે કૃત્ય વિશે ફરીયાદ હશે તે કૃત્ય કરયાની તારીખથી બાર મહીનાની અંદર કરવી તથા તે પછી કરવી નહી.

અને સદરહુ પ્રકારની કાંઈ પણ ફરિયાદ હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હોયતો કાહાડી નાખવી એટલે—

(અ) આ આકટ પ્રમાણે અથવા જે વખતે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તે કાયદા પ્રમાણે જે અપીલો ચાલેછે તે સઘળી અપીલો ગારાથા કરી શકાઈ તેટલી સદરહુ ચાર મહિનાની મુદતમાં સદરહુ પ્રકારની ફરીયાદ કરવાની અગાઉ મે કરી એવું વાદી સાબિત નકરે તો, અથવા

(બ) નુકશાનની ફરીયાદ હોય તે પ્રસંગે ફરિયાદ થયાની અગાઉ નુકશાનનો પુરતો બદલો આપવાને કાહાડયો હોય તો અથવા ફરિયાદ થયા પછી પ્રતીવાદીએ અથવા પ્રતીવાદીની તરફથી ખરચ સુધાં પઈસાની પુરતી રકમ કોરટમાં ભરી હોયતો કાહાડી નાખવી.

પણ એવું ઠરાવ્યું છે કે આ કલમના કોઈ પણ ઠરાવ ઉપરથી મુંબઈની મલિકામાં આઝમાંની ઈનસાફની હાઈકોરટનાં અથવા નહાના દાવાની કોરટના અધિકારને અથવા હુકમને બાધ આવેછે એમ સમજવું નહી.

## પરિશિષ્ટ.

(બીજી કલમ જુવો.)

| કાયદો અથવા આકટ. | વીષય. | કેટલો રદ કરયો. |
|---|---|---|
| સન૧૮૨૭નો કાયદો૨૧મો | ગાળેલો દારૂ.......... | ૧૦ મો તથા ૧૧ મો તથા ૧૨ મો તથા ૧૩મો બાબ જેટલો રદ કરયો નથી તેટલે |
| સન૧૮૨૭નો કાયદો ૨૨મો | લશ્કરી અધિકારી.... | કલમ ઓગણત્રીસ તથા અડતાળીસથી પંચાવનમી સુધીની કલમો જેટલે સુધી રદ કરી નથી તેટલે સુધી. |
| સન૧૮૫૨નો આકટ ૩ જો | અર્કાશ્રિત તથા કેફલાવનારો દારૂ તથા વસાણાં. | સઘળો આકટ જેટલો રદ થયો નથી તેટલે |
| સન૧૮૫૭નો આકટ ૩૪મો | ગાંજાનાં વેચાણ....... | એજન. એજન |
| સન૧૮૫૯નો આ. ૨૧મો | મુંબઈ ટાપુમાં આબકારી મેહેસુલ. | એજન. એજન. |
| સન૧૮૬૭નો મુંબઈનો આકટ ૯ મો. | એજન .......... | એજન. એજન |
| સન ૧૮૭૮નો મુંબઈનો આકટ ૧ લો | એજન ......... | સઘળો આકટ |

(True Translation,)
Venayek Wassoodew,
Oriental Translator Government.

અમદાવાદ હીતેચ્છુ પ્રેસમાં છાપ્યો.

# ACT NO. I of 1878.

ઇંડિયાના ગવરનર જનરલ ઈન કૌંસિલનો હેઠળ લખેલો આક્ટ ગવરનર જનરલ સાહેબે સન ૧૮૭૮ ના જાન્યુઆરી મહિનાની ૯ મી તારીખે મંજુર કર્યો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છાપીને પ્રસિદ્ધ કર્યો છે.

# સન ૧૮૭૮ નો આક્ટ ૧ લો.

### અફીણ સંબંધી કાયદો સુધારવા બાબતનો આક્ટ.

**ઉદ્દેશ.** અફીણ સંબંધી કાયદો સુધારવો યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

**ટુંકું નામ.** ૧. આ આક્ટને "સન ૧૮૭૮ નો અફીણનો આક્ટ" કેહેવો.

**સ્થાનિક વ્યાપ્તી.** આ આક્ટ ગવરનર જનરલ ઈન કૌંસિલ ઇંડિયા ગ્યાઝિટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને વખતે વખતે ફરમાવશે તે પ્રદેશને લાગુ થશે.

**સરૂ થવું.** અને આ આક્ટ સદરહુ પ્રદેશો પૈકી દરએક પ્રદેશમાં જે જે દિવશે અમલમાં આવશે એવું ગવરનર જનરલ ઈન કૌંસિલ તેવીજ રીતે ફરમાવશે તે તે દિવશે તે તે પ્રદેશમાં અમલમાં આવશે.

**કાયદા તથા આક્ટ રદ કરવા.** આ આક્ટને જોડેલાં પરિશિષ્ટમાં કાયદા તથા આક્ટ લખ્યા છે તે સદરહુ પરિશિષ્ટમાં ત્રીજા આસનમાં કહ્યું છે તેટલે સુધી રદ છે એમ સમજવું.

**આક્ટ સુધારવા.** અને સન ૧૮૪૯ ના ૧૧ મા આક્ટમાં તથા સન ૧૮૫૬ ના ૨૧ મા આક્ટમાં તથા સન ૧૮૭૧ ના ૧૦ મા આક્ટમાં અને સન ૧૮૭૬ ના બંગાળાના ૨ જા આક્ટમાં "કેફ લાવનારાં વસાણાં" આ શબ્દો જ્યાંહાં જ્યાંહાં છે ત્યાંહાં ત્યાંહાં તે શબ્દોમાં અફીણનો સમાસ થતો નથી એમ સમજવું.

**સન ૧૮૩૬ ના ૭ મા આક્ટની ૧ લી કલમ સુધારવી.** ૨. સન ૧૮૩૬ ના ૭ મા આક્ટમાં મુંબઈના સન ૧૮૨૭ ના ૨૧ મા કાયદા ઉપર તથા સન ૧૮૩૦ ના ૨૦ મા કાયદા ઉપર હવાલો આપ્યો છે તે આ આક્ટની તેવીજ કલમો ઉપર આપ્યો છે એમ સમજવું.

**અર્થની કલમ.** ૩. વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો આ આક્ટમાં.

**"અફીણ"** "અફીણ" આ શબ્દમાં ખસખસનાં ઝિંડવાનો તથા અફીણનો અથવા અફીણમાં મેળવણી કરીને તૈયાર કરેલા પદાર્થનો અને ખસખસનાં ઝાડથી તૈયાર કરેલાં કેફ લાવનારાં વસાણાંનો સમાસ થાય છે.

**"માજિસ્ટ્રેટ"** "માજિસ્ટ્રેટ" આ શબ્દનો અર્થ, ઈલાકામાં મુખ્ય શેહેરમાં પ્રેસિડેન્સી માજિસ્ટ્રેટ અને બીજે ઠેકાણે પેહેલા વર્ગનો માજિસ્ટ્રેટ અથવા

(આ આક્ટ પ્રમાણે મુકદ્દમાનો ફેંસલો કરવા સારૂ સ્થાનિક સરકારે ખાસ અધિકાર આપ્યો હોય ત્યારે) બીજા વર્ગનો માજિસ્ટ્રેટ.

"અંદર લાવવું" — "અંદર લાવવું." આ શબ્દનો અર્થ જે મુલકનો રાજ્યકારભાર કોઈ સ્થાનિક સરકાર ચલાવતી હશે તે મુલકની અંદર જળમાર્ગે અથવા પારકા મુલકમાંથી અથવા જે મુલકનો રાજ્યકારભાર બીજી કોઈ સ્થાનિક સરકાર ચલાવતી હશે તે મુલકમાંથી લાવવું.

"બાહાર મોકલવું" — "બાહાર મોકલવું" આ શબ્દનો અર્થ જે મુલકનો રાજ્યકારભાર કોઈ સ્થાનિક સરકાર ચલાવતી હશે તે મુલકની બાહાર જળમાર્ગે અથવા કોઈ પારકા મુલકમાં અથવા જે મુલકનો રાજ્યકારભાર બીજી સ્થાનિક સરકાર ચલાવતી હશે તે મુલકમાં લઈ જવું.

"એક જગાએથી બીજી જગાએ મોકલવું." — "એક જગાએથી બીજી જગાએ મોકલવું" આ શબ્દોનો અર્થ સ્થાનિક સરકાર જે મુલકનો રાજ્યકારભાર ચલાવતી હશે તે મુલકની અંદર એક જગાએથી બીજી જગાએ લઈ જવું.

ખસખસનાં ઝાડનું વાવેતર કરવાની તથા અફીણ કબજામાં રાખવા વિગેરેની મના.

૪. આ આક્ટ ઉપરથી અથવા અફીણ સંબંધી બીજા કોઈ ચાલુ કાયદા ઉપરથી અથવા આક્ટ ઉપરથી અથવા આ આક્ટ પ્રમાણે અથવા સદરહુ પ્રકારના હર કોઈ કાયદા પ્રમાણે અથવા આ આક્ટ પ્રમાણે કરેલી કાનુન ઉપરથી પરવાનગી હશે તે શિવાય બીજી રીતે કોઈ માણસે હેઠળ લખ્યા પ્રમાણે કરવું નહીં.

(અ) ખસખસનાં ઝાડનું વાવેતર કરવું નહીં, અથવા
(બ) અફીણ તૈયાર કરવું નહીં, અથવા
(ક) અફીણ કબજામાં રાખવું નહીં, અથવા
(ડ) અફીણ એક જગાએથી બીજી જગાએ મોકલવું નહીં, અથવા
(ઈ) અફીણ અંદર લાવવું નહીં અથવા બાહાર મોકલવું નહીં, અથવા
(ફ) અફીણ વેચવું નહીં.

સદરહુ પ્રકારની વાતની પરવાનગી આપવાબાબતની કાનુન કરવાનો અધિકાર.

૫. સ્થાનિક સરકાર જે મુલકનો રાજ્યકારભાર ચલાવતી હશે તે સઘળા મુલકમાં અથવા તે મુલકના હરકોઈ નિર્દિષ્ટ કરેલા ભાગમાં હેઠળ લખેલી સઘળી વાત બાબત અથવા તેઓ પૈકી હર કોઈ વાત બાબત અનિર્બંધ રીતે અથવા ડયુટી આપે તો અથવા બીજી કોઈ શરતે પરવાનગી આપવા સારૂ અને નિયમન કરવા સારૂ ગવરનર જનરલ ઇન કૌંસિલની અગાઉથી મંજુરી લઇને તથા સ્થાનિક ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને વખતો વખત આ આક્ટને અનુસરીને કાનુન કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે; એટલે—

(અ) ખસખસનાં ઝાડનું વાવેતર કરવું, તથા
(બ) અફીણ તૈયાર કરવું, તથા
(ક) અફીણ કબજામાં રાખવું, તથા
(ડ) અફીણ એક જગાએથી બીજી જગાએ મોકલવું, તથા
(ઈ) અફીણ અંદર લાવવું અથવા બાહાર મોકલવું, તથા

(ઈ) અફીણનું વેચાણ તથા અફીણનાં પરચુરણ વેચાણ ઉપર લેવાની ડ્યુટીનો ઇજારો.

પણ એવું ઠરાવ્યું છે કે હેઠળ લખેલા પ્રકારનાં હરકોઈ અફીણ ઉપર સદરહુ પ્રકારની હરકોઈ કાનુન પ્રમાણે ડ્યુટી લેવી નહીં એટલે જે કાંઈ અફીણ આણ્યું હશે તથા જેની ઉપર જળમાર્ગની જકાત સંબંધી ચાલુ કાયદા પ્રમાણે અથવા છઠી કલમ પ્રમાણે ડ્યુટી બેસાડી હશે તે અફીણ ઉપર ડ્યુટી લેવી નહીં.

ખુશ્કીને રસ્તે આણેલા અફીણ ઉપર ડ્યુટી.

૬. બ્રિટિશ ઇંડિયાની અંદર અથવા તેના હરકોઈ નિર્દિષ્ટ કરેલા ભાગની અંદર ખુશ્કીને રસ્તે આણેલા અફીણ ઉપર અથવા આણેલા હરકોઈ જાતના અફીણ ઉપર ઇંડિયા ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને વખતે વખતે પોતાને યોગ્ય લાગે તે ડ્યુટી બેસાડવાનો તથા સદરહુ પ્રમાણે બેસાડેલી ડ્યુટીમાં ફેરફાર કરવાને અથવા તે કાહાડી નાખવાનો અધિકાર ગવરનર જનરલ ઇન કૌંસિલને છે.

અફીણ વખારમાં રાખવું.

૭. ઇંડિઆ ગ્યાઝેટમાં હુકમ પ્રસિદ્ધ કરીને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો ગવરનર જનરલ ઇન કૌંસિલ મુખત્યાર છે. એટલે;

(અ) હર કોઈ સ્થાનિક સરકાર જે મુલકનો રાજ્યકારભાર ચલાવતી હશે તે મુલકમાં કાયદાસર રીતે આણેલા અફીણ સારૂ અથવા તે મુલકમાંથી જે અફીણ બાહાર મોકલવાનો ઈરાદો હોય તે અફીણ સારૂ વખાર સ્થાપવાનો અધિકાર સ્થાનિક સરકારને આપવાને; અને

(બ) સદરહુ પ્રકારનો કોઈ પણ હુકમ રદ કરવાને મુખત્યાર છે.

સદરહુ પ્રકારનો હુકમ અમલમાં છે ત્યાંહાં સુધી સરકારી ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે, એટલે

(ક) પોતે જે મુલકનો રાજ્યકારભાર ચલાવતી હશે તે મુલકમાં અથવા તેના હર કોઈ નિર્દિષ્ટ કરેલા ભાગમાં કાયદાસર રીતે આણેલાં સઘળાં અથવા કાંઈ અફીણ સારૂ (તે અફીણ ઉપર લેવાની કાંઈ ડ્યુટી આપ્યાની અગાઉ અથવા આપ્યા પછી) અથવા ત્યાંહાંથી જે અફીણ બાહાર મોકલવાનો ઈરાદો હશે તે સઘળાં અથવા કાંઈ અફીણ સારૂ ફલાણી જગા વખાર છે એવો ઠરાવ કરવાનો; અને

(ડ) સદરહુ પ્રકારનો કોઈ ઠરાવ રદ કરવાનો અધિકાર છે.

(બ) રકમ પ્રમાણે કરેલા હુકમ ઉપરથી હેઠળ લખેલા સઘળા ઠરાવ રદ છે એમ સમજવું એટલે જે મુલકને સદરહુ પ્રકારનો હુકમ લાગુ હશે તે મુલક માંહેની જગા સંબંધી આ કલમની (ક) રકમ પ્રમાણે કરેલા અગાઉના સઘળા ઠરાવ રદ છે એમ સમજવું.

સદરહુ પ્રકારનો ઠરાવ અમલમાં હશે ત્યાંહાં સુધી સદરહુ પ્રકારના સઘળા અફીણના માલેકને તે અફીણ સદરહુ પ્રકારની વખારમાં રાખવાની અવશ્ય છે.

વખાર સંબંધી કાનુન કરવાનો અધિકાર.

૮. ગવરનર જનરલ ઇન કૌંસિલની અગાઉથી મંજુરી લઈને તથા સ્થાનિક ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને હેઠળ લખેલી બાબતનું નિયમન કરવા બાબત વખતે વખતે આ આકટને અનુસરીને

કાનુન કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે. એટલે સાતમી કલમ પ્રમાણે વખારમાં રાખેલું અફીણ સંભાળી રાખવું એ વાતનું તથા સદરહુ પ્રમાણે વખારમાં રાખવા બાબત ફી લેવી એ વાતનું તથા સદરહુ પ્રકારનું અફીણ વેચવા સારૂ અથવા બાહાર મોકલવા સારૂ કાહાડી લઈ જવું એ વાતનું તથા કાંઈ પણ ડયુટી અથવા ફી લેવાની તે અફીણ વખારમાં રાખ્યાની તારીખથી બાર મહિનાની અંદર નહીં આપે તો તે અફીણની જે રીતે બંદોબસ્ત કરવાની તે રીતનું નિયમન કરવા સારૂ આ આકટને અનુસરીને કાનુન કરવાનો અધિકાર છે.

કયદા વિરૂદ્ધ રીતે ખસખસનાં ઝાડનું વાવેતર વિગેરે કરવા બાબત શિક્ષા.

૯. આ આકટ અથવા પાંચમી અથવા આઠમી કલમ પ્રમાણે કરેલા તથા પ્રસિદ્ધ કરેલા કાનુન તોડીને, જે કોઈ માણસ.

(અ) ખસખસનાં ઝાડનું વાવેતર કરશે; અથવા

(બ) અફીણ તૈયાર કરશે; અથવા

(ક) અફીણ કબજામાં રાખશે; અથવા

(ડ) અફીણ એક જગાએથી બીજી જગાએ મોકલશે; અથવા

(ઈ) અફીણ લાવશે અથવા બાહાર મોકલશે; અથવા

(ફ) અફીણ વેચશે; અથવા

(ગ) અફીણ વખારમાં રાખવાનું વર્જ કરશે અથવા વખારમાં રાખેલું અફીણ કાહાડી લઈ જશે અથવા તે અફીણ બાબત કાંઈ પણ કૃત્ય કરશે.

અને જે કોઈ માણસ સદરહુ પ્રકારનો કોઈ કાનુન બીજી રીતે તોડશે.

તેની ઉપર માજીસ્ત્રેટની રૂબરૂ શાબેતી થશે તો તેને સદરહુ પ્રકારના દરએક ગુન્હા બાબત ઘણામાં ઘણા એક વરસ સુધીના કેદની શિક્ષા થશે અથવા ઘણામાં ઘણા એક હજાર રૂપિયા સુધી દંડ થશે અથવા આ બેઉ શિક્ષા થશે.

અને દંડ કર્યો હોય ત્યારે દંડ આપવામાં નહીં આવે તો ગુન્હેગારને ઘણામાં ઘણા છ મહિના સુધી કેદમાં રાખવા બાબતનો હુકમ ગુન્હાના શાબેતી કરનારા માજિસ્ત્રેટે કરવો; અને સદરહુ પ્રકારની કેદ, બીજી કાંઈ પણ કેદની શિક્ષા તેને કરવા બાબત હુકમ કર્યો હશે તે કેદ શિવાય વળી બીજી છે એમ સમજવું.

નવમી કલમ પ્રમાણે ફરિયાદી થશે તેમાં સમજવું તે.

૧૦. નવમી કલમ પ્રમાણે ફરિયાદી થાય તેમાં ઉલટું શાબેત કરવામાં આવે ત્યાંહાં સુધી હેઠળ લખ્યા પ્રમાણે સમજવું; એટલે જે અફીણ બાબત તોહોમતદાર ખાત્રી થાય એવો જવાબ આપી શકતો નથી તે સઘળું અફીણ, જે અફીણ બાબત તેણે આ આકટ પ્રમાણે ગુન્હો કર્યો છે તે અફીણ છે એમ સમજવું.

અફીણ પકડીને સરકાર દાખલ કરવું.

૧૧. જે કામમાં નવમી કલમ પ્રમાણે ગુન્હો કર્યો હશે તે કામમાં—

(અ) સદરહુ પ્રમાણે વાવેતર કરેલાં ખસખસનાં ઝાડો, તથા

(બ) જે અફીણ બાબત તેજ કલમ પ્રમાણે કાંઈ ગુન્હો કર્યો હશે તે અફીણ, તથા

(ક) તેજ કલમની (ડ) અથવા (ઈ) રકમ પ્રમાણે ગુન્હો કર્યાના કામમાં ગુન્હેગાર, પોતાને જેટલું અફીણ એક જગાએથી બીજી જગાએ મોકલવાની અથવા લાવવાની અથવા બાહાર મોકલવાની પરવાનગી (હોય તો) હશે તેથી વધારે અફીણ એક જગાએથી બીજી જગાએ મોકલતો હશે અથવા લાવતો હશે અથવા બાહાર મોકલતો હશે, ત્યારે પ્રસંગ પ્રમાણે તે જે અફીણ એક જગાએથી બીજી જગાએ મોકલતો હશે અથવા લાવતો હશે અથવા બાહાર મોકલતો હશે તે સઘળું અફીણ, તથા

(ડ) તેજ કલમની (ફ) રકમ પ્રમાણે ગુન્હો કર્યાના કામમાં જે અફીણ બાબત ગુન્હો કર્યો હશે તે અફીણ શિવાય બીજું અફીણ ગુન્હેગારના કબજામાં હશે ત્યારે તે સઘળું બીજું અફીણ પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર થશે.

(ઈ) આ કલમ પ્રમાણે પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર હશે તે અફીણ જે પાત્રોમાં તથા પ્યાકિજોમાં અને બારદાનમાં મળ્યું હશે તે પાત્રો તથા પ્યાકિજો તથા બારદાનો અને જે પાત્રોમાં અથવા પ્યાકિજોમાં સદરહુ પ્રકારનું અફીણ સંતાડ્યું હશે તે પાત્રોમાં અથવા પ્યાકિજોમાં બીજો કાંઈ પણ પદાર્થ હશે તો તે તથા તે અફીણ લઈ જવા સારૂ ઉપયોગ કરેલાં જાનવરો તથા વાહનો પણ પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર થશે.

અફીણ પકડીને સરકાર દાખલ કરવાબાબતનો હુકમ કોણે કરવો.

૧૨. ગુન્હેગાર તકશીરવાર ઠરે ત્યારે અથવા હર કાંઈ અફીણ બાબત ગુન્હો કર્યાનું તોહોમત જે માણસની ઉપર મુક્યું હોય તે બિનતકશીર છે એવો ઠરાવ થાય પણ તે અફીણ પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર છે એવું માજિસ્ટ્રેટ ઠરાવે ત્યારે તે અફીણ સદરહુ પ્રમાણે પકડીને સરકાર દાખલ કરવા બાબતનો હુકમ કરવાનો અધિકાર માજિસ્ટ્રેટને છે.

કંઈ પણ જનસ પકડીને સરકાર દાખલ કરવાનો અધિકાર આ આકટ ઉપરથી હોય ત્યારે તે પકડીને સરકાર દાખલ કરવા બાબતનો હુકમ કરનારો અમલદાર હેઠળ લખ્યા પ્રમાણે કરવાને મુખત્યાર છે, એટલે જે જનસ પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર હોય તે સરકાર દાખલ કરવાને બદલે પોતાને યોગ્ય લાગે તેવો દંડ આપવાની તેના માલિકની મરજી હોય તો તે પ્રમાણે દંડ આપવાના તેને છુટ આપવાને મુખત્યાર છે.

આ આકટ વિરૂદ્ધ ગુન્હો થયો હશે, પણ ગુન્હેગારની ખબર નહીં હોય અથવા મળતો નહીં હોય ત્યારે અથવા કોઈ માણસના કબજામાં નહીં હોય એવાં અફીણ બાબત ખાત્રી થાય એવી હકિકત જણાતી નહીં હોય ત્યારે તે કામની ચોકશી કરીને ડિસ્ત્રિકટના કલેકટરે અથવા ડેપ્યુટી કમિશનરે અથવા આ કામ સારૂ જે બીજા અમલદારને તે ફલાણો માણસ છે માટે અથવા તેના હુદ્દાના હકથી સ્થાનિક સરકારે અધિકાર આપ્યો હશે તે બીજા અમલદારે નિકાલ કરવો. અને સદરહુ પ્રકારના અમલદારને સદરહુ પ્રમાણે જનસ પકડીને સરકાર દાખલ કરવા બાબત હુકમ કરવાનો અધિકાર છે. પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારનો હુકમ, જે જનસો પકડીને સરકાર દાખલ કરવાનો ઇરાદો હોય તે જનસો પકડ્યાની તારીખથી એક મહિનો થયા વગર અથવા તે

જનસો ઉપર હક છે એવો દાવો કરનારો કોઈ માણસ હોય તેનું બોલવું સાંભળ્યા વગર તથા તેના દાવાના પુરાવામાં તે કાંઈ પુરાવો હાજર કરતો હોય તો તે પુરાવો લીધાવગર કરવો નહીં.

*કાનુન કરવાનો અધિકાર.*

૧૩. ગવરનર જનરલ ઇનકૌંસિલની અગાઉથી મંજુરી લઈને તથા સ્થાનિક ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને હેઠળ લખેલી વાતનું નિયમન કરવા બાબત આ આક્ટને અનુસરીને કાનુન વખતે વખતે કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે, એટલે—

*પકડીને સરકાર દાખલ કરેલી જનસોની વ્યવસ્થા કરવા બાબત.*

(અ) આ આક્ટ પ્રમાણે પકડીને સરકાર દાખલ કરેલી સઘળી જનસોની વ્યવસ્થા કરવા બાબતની, અને.

*તથા બક્ષીસો બાબત.*

(બ) આ આક્ટ પ્રમાણે કરેલા દંડની તથા પકડીને સરકાર દાખલ કરેલી જનસોની ઊતપજમાંથી અમલદારોને તથા બાતમી આપનારાઓને આપવાની બક્ષિસો બાબતના કાનુન કરવાનો અધિકાર છે.

*ઘેરી લીધેલી કોઇ જગામાં કાયદા વિરુદ્ધ રીતે અફીણ રાખ્યું છે એવી બાતમી મળ્યા ઉપરથી પેશવાનો તથા પકડવાનો અધિકાર.*

૧૪. એકસેસનાં અથવા પોલીસનાં અથવા કસ્ટમનાં અથવા મિઠાંનાં અથવા અફીણનાં અથવા મેહેસુલનાં ખાતાંપૈકી હરકોઇ ખાતાનો જે કોઇ અમલદાર પટાવાળા કરતાં અથવા કાનસ્ટેબલના કરતાં ઊંચા દરજાનો હશે તથા જેને તેના હુદ્દાના હક્કથી સ્થાનિક સરકારે આ કામબાબત અખત્યાર આપ્યો હશે તથા જેને ખુદ પોતાની માહિતી ઉપરથી અથવા કોઇ માણસે બાતમી આપી હશે તથા તે લખી લીધી હશે તે બાતમી ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે લાગવાનો સબબ હશે એટલે આ આક્ટ પ્રમાણે પકડીને સરકાર દાખલ કરવાને જે અફીણ પાત્ર હશે તે અફીણ કોઈ ઇમારતમાં અથવા વાંહાણમાં અથવા ઘેરી લીધેલી જગામાં તૈયાર કરે છે અથવા રાખ્યું છે અથવા સંતાડ્યું છે એવું લાગવાનો સબબ હશે તે અમલદારને સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર છે; એટલે,

(અ) સદરહૂ પ્રકારની હરકોઈ ઇમારતમાં અથવા વાંહાણમાં અથવા જગામાં પેશવાનો, અને.

(બ) હરકત કરવામાં આવે તે પ્રસંગે કોઈ બારણું ભાગવાનો તથા સદરહૂ પ્રમાણે પેશવાને કાંઈ બીજો પ્રતિબંધ હશે તે દૂર કરવાનો, અને.

(ક) સદરહૂ પ્રકારનું અફીણ તથા તે તૈયાર કરવામાં ઉપયોગ કરેલા સઘળા પદાર્થ અને જે બીજી કાંઈ જનસો અગિયારમી કલમ પ્રમાણે અથવા અફીણ સંબંધી જે વખતે જે બીજો કોઈ કાયદો ચાલૂ હશે તે કાયદા પ્રમાણે પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર છે એમ લાગવાનો પોતાને સબબ હોય તે બીજી જનસો પકડવાને, અને.

(ડ) જે કોઈ માણસે આ આક્ટ પ્રમાણે અથવા જે વખતે જે બીજો કાયદો ચાલૂ હશે તે કાયદા પ્રમાણે સદરહૂ પ્રકારના અફીણ સંબંધી કાંઈ ગુન્હો કર્યો છે એવું

લાગવાનો પોતાને સબબ હશે તે માણસને અટકાવી રાખવાનો તથા તેનો ઝાડો લેવાનો અને પોતાને યોગ્ય દેખાય તો તેને પકડવાનો અધિકાર છે.

ખુલ્લી જગામાં અફીણ પકડવાનો અધિકાર.

૧૫. સદરહુ ખાતાંઓ પૈકી કોઇપણ ખાતાંના હરકોઇ અમલદારને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર છે, એટલે.

(અ) કોઈ અફીણ તથા જે બીજી કોઈ જનસ અગિયારમી કલમ પ્રમાણે અથવા અફીણ સંબંધી જે વખતે જે બીજો કોઈ કાયદો ચાલુ હોય તે કાયદા પ્રમાણે પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર છે એવું પોતાને લાગવાનો સબબ હોય તે અફીણ અથવા તે બીજી જનસ કોઈ ખુલ્લી જગામાં અથવા રસ્તેજતી હોય ત્યારે પકડવાનો.

અટકાવી રાખવાનો તથા ઝાડો લેવાનો તથા પકડવાનો અધિકાર.

(બ) જે કોઇ માણસે આ આકટ વિરુદ્ધ અથવા સદરહુ પ્રકારના બીજા કોઈ કાયદા વિરુદ્ધ ગુન્હો કર્યો છે એવું લાગવાનો પોતાને સબબ હશે તે માણસને અટકાવી રાખવાનો તથા તેનો ઝાડો લેવાનો અને સદરહુ પ્રકારના માણસના કબજામાં અફીણ હોય તો તેને તથા તેની સાથે જે કોઈ બીજું માણસ હોય તેને પકડવાનો અધિકાર છે.

ઝાડા કેમ લેવા.

૧૬. ચૌદમી કલમ પ્રમાણે અથવા પંદરમી કલમ પ્રમાણે લેવાના સઘળા ઝાડા ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા માંહેના ઠરાવ પ્રમાણે લેવા.

અમલદારોએ એક બીજાને મદદ કરવી.

૧૭. ચૌદમી કલમમાં કહેલા જૂદા જૂદા ખાતાઓના અમલદારોને સૂચના આપી હોય તો અથવા દરખાસ્ત કરી હોય તો આ આકટ માંહેના ઠરાવ અમલમાં લાવવાનાં કામમાં એક બીજાઓને મદદ કરવી એ કાયદા પ્રમાણે અવશ્ય છે.

ત્રાસ થાય એવી રીતે પેશવું તથા ઝાડો લેવો અને પકડવું.

૧૮. સદરહુ ખાતાંઓ પૈકી કોઇપણ ખાતાનો જે કોઈ અમલદાર વહેમના વાજબી સબબ વગર હરકોઈ ઇમારતમાં અથવા વાહાણમાં અથવા જગામાં પેસશે અથવા તેનો ઝાડો લેશે અથવા તેમાં પેસાડશે અથવા તેનો ઝાડો લેવરાવશે.

અથવા આ આકટ પ્રમાણે પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર હોય એવું કાંઈ અફીણ અથવા બીજી જનસો પકડવાનાં અથવા તેને સારૂ ઝાડો લેવાનાં બાહાનાં ઉપરથી કોઈ માણસના માલ તેને ત્રાસ થાય એવી રીતે તથા વગર કારણે પકડશે.

અથવા હરકોઈ માણસને ત્રાસ થાય એવી રીતે તથા વગર કારણે અટકાવી રાખશે અથવા તેનો ઝાડો લેશે અથવા તેને પકડશે.

તે અમલદારને સદરહુ પ્રકારના દરએક ગુન્હા બાબત ઘણામાં ઘણા પાંચસેં રૂપિયા સુધી દંડ થશે.

વારંટ કરવી.

૧૯. કોઈ માણસે અફીણ સંબંધી ગુન્હો કર્યો છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે માણસને પકડવા સારૂ અથવા પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર હોય એવું અફીણ જે ઘરમાં અથવા વાહાણમાં અથવા જગામાં રાખ્યું છે અથવા સંતાડ્યું છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે ઘરનો અથવા વાહાણનો અથવા જગાનો દિવસે અથવા રાત્રે ઝાડો લેવાસારૂ પોતાનું વારંટ કરવાનો અધિકા

ડિસ્ટ્રિક્ટના કલેક્ટરને અથવા ડેપ્યુટી કમિશનરને છે, અથવા સ્થાનિક સરકારે આ કામસારૂ જે બીજા અમલદારને તે ફલાણો માણસ છે માટે અથવા તેના હુદ્દાના હક્કથી અધિકાર આપ્યો હશે તેને છે અથવા માજીસ્ત્રેટને છે.

આ કલમ પ્રમાણે કરેલાં સઘળાં વારંટો ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા માહેના ઠરાવ પ્રમાણે બજાવવાં.

પકડેલાં માણસના અથવા જનસોની વ્યવસ્થા.

૨૦. ચૌદમી અથવા પંદરમી કલમ પ્રમાણે પકડેલું દરએક માણસ તથા જનસ વાર ન લગાડતાં, છેક નજીકનું પોલીસ થાણું જે અમલદારને સ્વાધીન હોય તેની પાસે મોકલવી અને ઓગણીસમી કલમ પ્રમાણે પકડેલું દરએક માણસ તથા જનસ જે અમલદારે વારંટ કર્યું હોય તેની પાસે વાર ન લગાડતાં મોકલવી.

જે જે અમલદારની પાસે આ કલમ પ્રમાણે કોઈ માણસ અથવા જનસ મોકલવામાં આવે તે તે અમલદારે સદહૂ પ્રકારનાં માણસની અથવા જનસની કાયદા પ્રમાણે વ્યવસ્થા કરવા સારૂ જે તજવીજ કરવી અવશ્ય હોય તે તજવીજો બને તેટલી જલદી કરવી.

માણસો તથા જનસ પકડ્યાનો રિપોર્ટ.

૨૧. કોઈ અમલદાર આ આક્ટ પ્રમાણે કોઈ માણસને અથવા જનસને પકડશે ત્યારે તેણે સદહૂ પ્રમાણે પકડ્યા પછી અડતાળીસ કલાકની અંદર સદહૂ પ્રમાણે પકડ્યાની સઘળી હકીકતનો સંપૂર્ણ રિપોર્ટ પોતાના ઉપરી અમલદારને કરવો.

ખસખસનાં ઝાડનું ગેરકાયદાસર રીતે વાવેતર કર્યાનાં કામમાં કામ ચલાવવાની રીત.

૨૨. ખસખસનાં ઝાડનું ગેરકાયદાસર રીતે વાવેતર કર્યાનું કહેતા હોય તેવાં કામમાં પાક કાહાડી લઈ જવો નહીં પણ તે પાક તે કામનો નિકાલ થાય ત્યાંહાંસુધી હેઠળ લખેલા અમલદારે જપ્ત કરવો એટલે પટાવાળા કરતાં અથવા કાનસ્ટેબલના કરતાં ઊંચા દરજ્જાવાળા જે અમલદારને તેના હુદ્દાના હક્કથી આ કામસારૂ સ્થાનિક સરકારે અખત્યાર આપ્યો હશે તે અમલદારે જપ્ત કરવો. અને તે કામનો નિકાલ જે માજિસ્ત્રેટે કરવાનો હોય તે માજિસ્ત્રેટની રૂબરૂ તે વાવેતર કરનારાએ હાજર થવાસારૂ તેને વાજબી રકમનો ( તે રકમ સદહૂ અમલદારે ઠરાવવી ) જામીન આપવાને સદહૂ અમલદારે ફરમાવવું. અને સદહૂ વાવેતર કરનાર સદહૂ જામીન વાજબી વખતમાં આપવાને ચુક્યા વગર તેને પકડવો નહીં.

પણ એવું ઠરાવ્યું છે કે બંગાળા માહેના ફોર્ટ વિલિયમ ઇલાકામાં ખસખસનાં ઝાડનું વાવેતર કરવા સંબંધી તથા અફીણ તૈયાર કરવા સંબંધી કાયદા છે તે એકઠા કરીને સુધારવા બાબતનો સન ૧૮૫૭ નો ૧૩ મો આક્ટ છે તે અથવા તે આક્ટનો કાંઈ ભાગ જ્યાંહાં જ્યાંહાં અમલમાં હશે ત્યાંહાં ત્યાંહાં આ કલમના હરકોઈ ઠરાવ સદહૂ વાવેતરને લાગૂ છે એમ સમજવું નહીં.

ફી તથા ડ્યુટી વગેરે ચહડેલો અવેજ વસુલ કરવો.

૨૩. આ આક્ટ પ્રમાણે અથવા આ આક્ટ પ્રમાણે કરેલી કોઈ કાનુન પ્રમાણે બેસાડેલી કાંઈ ફીનો અથવા ડ્યુટીનો કાંઈ ચહડેલો અવેજ હશે તે.

અને અફીણના મેહેસુલના કોઈ ઇજારદારની પાસે કાંઈ ચડેલો અવેજ, લેણો હશે તે, જે માણસ સરકારને આપવાને પ્રથમતઃ પાત્ર હશે તેની પાસેથી અથવા તેનો જામીન હોય તો તેની પાસેથી તે અવેજ, જમીનનાં મેહેસુલનો ચડેલો અવેજ હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

લૈસેન્સવાળાની પાસે ઇજારદારની જે રકમ લેણી હશે તે વસુલ કરવાસારૂ કલેકટરને ત્યાંહાં અથવા બીજા અમલદારને ત્યાંહાં અરજી કરવાનો અધિકાર તે ઇજારદારને છે.

૨૪. અફીણના મેહેસુલના ઇજારદારની લૈસેન્સ બાબત પોતાના લાઇસેન્સવાળાની પાસે કાંઈ રકમ લેણી હશે ત્યારે સદરહુ પ્રકારના ઇજારદારને મારી તરફથી સદરહુ રકમ તમે વસુલ કરો એવા મજકુરની અરજી હેઠળ લખેલા અમલદારને કરવાનો અધિકાર છે એટલે ડિસ્ટ્રિક્ટના કલેકટરને અથવા ડેપ્યુટી કમિશનરને અથવા આ બાબત સ્થાનિક સરકારે જે બીજા અમલદારને અખત્યાર આપ્યો હશે તેને અરજી કરવાનો અધિકાર છે. અને સદરહુ પ્રકારની અરજી પોહોંચ્યા પછી સદરહુ પ્રકારની રકમ, જમીન મેહેસુલની ચડેલી બાકી હોય તે પ્રમાણે તે પોતાની નજરમાં આવે તો વસુલ કરવાનો અધિકાર સદરહુ પ્રકારના કલેકટરને અથવા ડેપ્યુટી કમિશનરને અથવા બીજા અમલદારને છે, અને સદરહુ પ્રમાણે વસુલ કરેલી કાંઈ પણ રકમ સદરહુ પ્રકારના કલેકટરે અથવા ડેપ્યુટી કમિશનરે અથવા બીજા અમલદારે અરજદારને આપવી.

પણ એવું ઠરાવ્યું છે કે, સદરહુ પ્રકારની રકમ વસુલ કરવાસારૂ સદરહુ પ્રકારના કલેકટરે અથવા ડેપ્યુટી કલેકટરે અથવા બીજા અમલદારે કરેલાં કોઈ પણ પ્રોસેસની બજાવણી હેઠળ લખેલ પ્રસંગે મોકુફ રાખવી. એટલે ઇજારદારના માગણાનો ઇનસાફ થવાસારૂ લાઇસેન્સવાળો દિવાની કોર્ટમાં ફરિયાદ કરશે તથા જે રકમ પોતે સદરહુ પ્રકારના ઇજારદારને દેવી છે એવું સદરહુ પ્રકારની કોર્ટ ઠરાવશે તે રકમ આપવા બાબત સદરહુ પ્રકારના અમલદારની ખાત્રીનો જામીન તે આપે તો મોકુફ રાખવી.

વળી એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારના લાઇસેન્સવાળાની પાસે કાંઈ પણ રકમ અફીણના મેહેસુલના કોઈ ઇજારદારની લેણી હશે તે દિવાનીકોર્ટમાં ફરિયાદ કરીને અથવા બીજી રીતે વસુલ કરવાના તે ઇજારદારના હકને આ કલમના હરકોઈ ઠરાવ ઉપરથી અથવા આ કલમ પ્રમાણે કરેલી કોઈ વાત ઉપરથી બાધ આવેછે એમ સમજવું નહીં.

બાંડ પ્રમાણે આપવો થયલો દંડ વસુલ કરવો.

૨૫. કાંઈ પણ કર્તવ્યકર્મ અથવા કૃત્ય કરવાસારૂ કોઈ માણસ આ આક્ટ પ્રમાણે કરેલી કોઈ કાનુન મુજબ બાંડ લખી આપે ત્યારે પ્રસંગ પ્રમાણે સદરહુ પ્રકારનું કર્તવ્યકર્મ અથવા કૃત્ય સન ૧૮૭૨ ના ઇંડિયાના કરાર બાબતના આક્ટની ૭૪ મી કલમના અર્થ પ્રમાણે જે સરકારી કામમાં અથવા કૃત્યમાં સર્વ લોકોનો સંબંધ છે તેવું કર્તવ્યકર્મ અથવા કૃત્ય છે એમ સમજવું. અને સદરહુ પ્રકારના બાંડની શરત તે તોડે તો હેઠળ લખેલી સઘળી રકમ જમીન મેહેસુલની ચડેલી બાકી પ્રમાણે તેની પાસેથી વસુલ કરવાનો અધિકાર છે. એટલે બાંડની શરત સદરહુ પ્રમાણે તે તોડે તો જે રકમ આપવાનું તે બાંડમાં લખ્યું હશે તે સઘળી રકમ વસુલ કરવાનો અધિકાર છે.

# પરિશિષ્ટ.

## ગવરનર જનરલ ઈન કૌંસિલના આક્ટો.

| નંબર અને વરસ. | વિષય. | કેટલો રદ કર્યો. |
|---|---|---|
| સન ૧૮૪૯ મો આક્ટ ૨૧ મો. | કલકત્તાનું આબકારી મેસુલ. | ૫ મી કલમમાં "અફીણ" શબ્દ.<br>૬ ઠી કલમમાં "અફીણ" શબ્દ તથા છેલ્લા એકત્રીસ શબ્દો.<br>૧૫ મી કલમમાં "તે પ્રસંગે શિવાય" આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં છેવટ સુધી તે કલમ.<br>૩૩ મી કલમમાં "અફીણ શિવાય" આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં "દર શેર" આ શબ્દો સુધી તથા આ શબ્દો સુધાં; અને "અથવા સદરહુ પ્રમાણે અફીણને પ્રસંગે દર શેરે એક રૂપિયો આઠ આના ઈનામ" આ શબ્દો. |
| સન ૧૮૫૨ મો આક્ટ ૩ જો. | ગાળેલો દારૂ મુંબઈ ... | ૧૦ મી કલમ જેટલે સુધી અફીણને લાગુ છે તેટલે સુધી તે કલમ. |
| સન ૧૮૫૬ મો આક્ટ ૨૧ મો. | બંગાળાનો આબકારી આક્ટ. | ૨૮ મી કલમમાં "અફીણ" શબ્દ.<br>૩૪મી તથા ૫૧મી તથા ૫૨ મી તથા ૫૩મી અને ૮૭મી કલમ.<br>૩૫ મી કલમમાં "અથવા અફીણ" આ શબ્દો.<br>૪૯ મી કલમમાં "અફીણ શિવાય" આ શબ્દો.<br>૫૯મી કલમ જેટલેસુધી અફીણને લાગુછે તેટલેસુધી તે કલમ.<br>૭૫ મી કલમમાં "અફીણ શિવાય" આ શબ્દો અને "પકડેલું અફીણ" આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં છેવટ સુધી તે કલમ.<br>૭૬ મી કલમમાં "અફીણ શિવાય" આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં "દર શેર" આ શબ્દો સુધી તથા આ શબ્દો સુધાં; અને "આરઈન" આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં "દર શેર" આ શબ્દો સુધી તથા આ શબ્દો સુધાં.<br>૯૦મી કલમના ૮મા પારેગ્રાફમાં "અને અફીણ" આ શબ્દો. |
| સન ૧૮૫૭ મો આક્ટ ૧૩ મો. | ખસખસનાં ઝાડનું વાવેતર તથા અફીણ તૈયાર કરવું. | ૨૭ કલમ. |
| સન ૧૮૭૧ મો આક્ટ ૧૦ મો. | ઉત્તર હિંદુસ્થાનનો એક સાયર આક્ટ. | ૩૭ કલમના ૫ મા પારેગ્રાફમાં "અફીણ" શબ્દ.<br>૧૮મી તથા ૬૫મી તથા ૬૬મી તથા ૬૭મી અને ૮૭મી કલમ.<br>૧૯ મી કલમમાં "અથવા અફીણ" શબ્દ.<br>૪૬મી કલમ જેટલેસુધી અફીણને લાગુછે તેટલેસુધી તે કલમ.<br>૪૯ મી કલમના ત્રીજા પારેગ્રાફમાં "આઝ વેલ આઝ" આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં "અફીણનો વેપાર" આ શબ્દો સુધી તથા આ શબ્દો સુધાં. |

| | | |
|---|---|---|
| | | ૬૩ મી કલમમાં "અફીણ શિવાય" આ શબ્દો.<br>૭૮મી કલમમાં "અફીણશિવાય" આ શબ્દો અને રજો પારેગ્રાફ.<br>૭૯ મી કલમમાં "અફીણ શિવાય" આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં "દર શેર" આ શબ્દો સુધી તથા આ શબ્દો સુધાં; અને "આર, ધન" આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં "દર શેર" આ શબ્દો સુધી તથા આ શબ્દો સુધાં. |
| સન૧૮૭૨નો આક્ટ ૪ થો. | પંજાબના કાયદાનો આક્ટ. | ૪૯ મી કલમ. |
| સન ૧૮૭૨ નો આક્ટ ૨૬ મો. | પંજાબના અફીણના કાયદાનો સુધારો | સઘળો આક્ટ. |
| સન ૧૮૭૩ નો આક્ટ ૬ ઠો. | એક વાહાણ ઉપરથી બીજા વાહાણમાં માલ ચહડાવવો. | ૭ મી કલમ. |
| સન૧૮૭૫નો આક્ટ૧૬મો. | હિંદુસ્થાનનો તારીફનો આક્ટ. | ૯ મી કલમ. |
| સન ૧૮૭૬ નો આક્ટ ૨૬ મો. | અફીણ સંબંધી કાયદો સુધારવા બાબતનો આક્ટ. | સઘળો આક્ટ. |
| સન ૧૮૭૭ નો આક્ટ ૬ ઠો. | સન ૧૮૭૬ નો આફીણનો આક્ટ જે તારીખે અમલમાં આવવાનો તે તારીખ બદલીને આગલી તારીખ ઠરાવવા બાબતનો આક્ટ. | સઘળો આક્ટ. |

## બંગાળાના લફટેનંટ ગવરનર ઈન કૌંસિલના આક્ટ.

| | | |
|---|---|---|
| સન ૧૮૭૬ નો આક્ટ ૨ જો. | સન ૧૮૪૯ નો ૧૧મો આક્ટ તથા સન ૧૮૫૬ નો ૨૧ મો આક્ટ તથા સન ૧૮૬૬ નો (બં. કા.) ૪ થો આક્ટ સુધારવા બાબત. | ૩ જી કલમમાં, સન ૧૮૪૯ ના ૧૧ મા આક્ટની ૩૩ મી કલમને બદલે જે કલમ દાખલ કરીછે તે કલમમાં "અફીણ શિવાય" આ શબ્દો અને "પકડીને સરકાર દાખલ કરેલું અફીણ" આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં "જનરલ આડર" આ શબ્દો સુધી તથા આ શબ્દો સુધાં શબ્દો. |

| | | |
|---|---|---|
| | | ૬ ૭ કલમમાં સન ૧૮૪૯ ના ૧૧ મા આક્ટની ૩૪ મી કલમને બદલે જે કલમ દાખલ કરી છે તે કલમમાં "અફીણને પ્રસંગે માત્ર ખારેજ કરીને" આ શબ્દો અને "તથા અફીણને પ્રસંગે" આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં; "તેમજ વેહેચી આપવું." આ શબ્દો સુધી તથા આ શબ્દો સુધાં શબ્દો. |
| | | ૧૦ મી કલમમાં સન ૧૮૫૬ ના ૨૧ મા આક્ટની ૭૫ મી કલમને બદલે જે કલમ દાખલ કરી છે તે કલમમાં "અફીણ શિવાય" આ શબ્દો અને "પકડીને સરકાર દાખલ કરેલું અફીણ" આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં "જનરલ આર્ડર" આ શબ્દો સુધી તથા આ શબ્દો સુધાં શબ્દો. |
| | | ૧૦ મી કલમમાં, સન ૧૮૫૬ ના ૨૧ મા આક્ટની ૭૬ મી કલમને બદલે જે કલમ દાખલ કરી છે તે કલમમાં "અફીણને પ્રસંગે માત્ર ખારેજ કરીને" આ શબ્દો અને "તથા અફીણને પ્રસંગે" આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં "તેમજ વેહેચી આપવું" આ શબ્દો સુધી તથા આ શબ્દો સુધાં શબ્દો. |

## મુંબઈના કાયદા.

| | | |
|---|---|---|
| સન ૧૮૨૭ નો મુંબઈનો કાયદો ૨૧ મો. | અફીણ ઉપર ડ્યુટી. | "વિથ ધી કંબાઈંડ" (એ બેઉ) આ શબ્દોથી તથા આ શબ્દો સુધાં "મના કરવી" આ શબ્દો સુધી તથા આ શબ્દો સુધાં ઉદ્દેશ. |
| સન ૧૮૩૦ નો મુંબઈનો કાયદો ૨૦ મો. | માળવા અફીણ. | ૧ લો તથા ૨ જો તથા ૩ જો અને ૪ થો બાબ. જેટલો ૨૬ થયો નથી તેટલો. |

(True Translation.)

VENAYEK WASSOODEW,

Oriental Translator to Government.

હીંદુસ્તાનના ગવરનર જનરલ ઇનકાંઉનસીલનો હેકળ લખેલો આકટ સને ૧૮૮૨ ના મારચ મહીનાની ૧૦ મી તારીખે ગવરનર જનરલ સાહેબે મંજુર કરયો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છપાવીને પ્રસીધ કરયોછે.

# સને ૧૮૮૨ નો ૧૨ મો આકટ.

## સને ૧૮૮૨ નો હીંદુસ્તાનનો મીઠાનો આકટ.

---

અનુક્રમણીકા.

બનાવવામાં આવતી હોયતે જગામાં ઝડતી લેવાનો અધીકાર.

૧૬ શકવાળા માણસોને રોકી રાખવાનો તથા જપતી કરવા લાયક માલ પકડવાનો અધીકાર.

૧૭ (માણસને) પકડવાનો અધીકાર.

૧૮ (મીઠું અથવા સુરોખાર) ગેરકાયદેસર રીતે પકડવામાં આવેછે એમ માનવાનુ જે અમલદારને કારણ હોયતે અમલદારે કેમ કરવું પ્રવેશ કરવાનો અને ઝડતી લેવાનો અધીકાર.

૧૯ પોલીસ અમલદારે હાજર થવાને ચુકે તે બાબત.

૨૦ (માણસને) પકડવાનો તથા જનસ પકડવાનો તથા ઝડતી લેવાનો રીપોર્ટ.

૨૧ પકડેલી જનસોની બાબતમાં કેમ કરવું.

૨૨ જે જનસ જસ્તી જકાતને પાત્ર હોય તે જનસ અટકાવી રાખવામાં આવે ત્યારે કેમ કરવું.

૨૩ પકડેલા સખ્સની બાબતમાં કેમ કરવું.

૨૪ કયા અમલદારોએ મીઠાંનાં મેહેસુલના અમલદારોને મદદ કરવી જોઇએ.

૨૫ મીઠાંનાં મેહેસુલનો અમલદાર તસ્તી આપે એવી રીતે ઝડતી લે. જનસ પકડે તે બાબત વીગેરે.

૨૬ વસ્તુ પકડવા બાબત તથા પકડેલી વસ્તુઓની વ્યવસ્થા કરવા બાબત નીયમન કરવાનો અધીકાર.

બાબ ૬ ઠો.

પરચુરણ.

૨૭ મીઠું અંદર લાવવાની તથા એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાની મના કરવાનો અધીકાર.

૨૮ બીજી જે વાતો બાબત ગવરનર જનરલ ઈનકાઉન્સીલને કાનુનો કરવાનો અધીકાર છે તે.

૨૯ કાનુનો પ્રસીધ કરવા બાબત.

૩૦ આસીસટન્ટ કમીસનરના તથા મીઠાંનાં મેહેસુલના અમલદારોના અધીકાર આપવાનો અખતીયાર.

૩૧ સન ૧૮૭૧ ના મદ્રાસના આક્ટ ૯ ઠાનો સુધારો.

પરીસિષ્ટ. આક્ટો રદ કર્યા તે.

---

## મીઠાની જકાતનું નિયમન કરવા બાબત તથા બીજાં કામ બાબત આક્ટ.

ઉદ્દેસ. | મીઠાપર જકાત નાખવા સબંધી તથા તે બ્રીટીસ ઈંડીયાની અંદર લાવવા સબંધી તથા તે બ્રીટીશ ઈંડીયામાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવા લાવવા સંબંધી તથા મીઠું તથા સુરોખાર હીંદુસ્તાનમાં પકવવા સબંધી આક્ટને સુધારવો યોગ્ય છે માટે નીચે પ્રમાણે ઠરાવવામાં આવ્યું છે.

### બાબ ૧ લો.

### પરથમ નિયમો.

ટુંકું નામ. શરૂવાત. | ૧. આ આક્ટને "સને ૧૮૮૨ નો હીંદુસ્તાનનો મીઠાનો આક્ટ" કહેવો. અને તે તાબડતોબ અમલમાં આવશે.

ક્યાંક્યાં લાગુ છે. | આ કલમ, તથા બીજી, સાતમી, અને આઠમી કલમો, અને આ આક્ટનો જેટલો ભાગ તેના હરકોઈ ઠરાવની વિરૂધ અથવા આ આક્ટ પ્રમાણે કરેલી હરકોઈ કાનુન વીરૂધ ગુન્હાઓ સબંધી છે તેટલો ભાગ આખા બ્રીટીશ ઈંડીયાને લાગુ છે.

જે મુલકોનો વહીવટ વાયવ્ય પ્રાંત તથા પંજાબના લેફટેનન્ટ ગવરનર તથા અયોધ્યાના, મધ્ય પ્રાંતના તથા અજમેરના તથા મેવાડના ચીફ કમીશનર ચલાવતા હોય તે

મુલકોને, તથા સીંધ પ્રાંતને, તથા જે મુલકોના વહીવટ બંગાળાનો લેફટેનન્ટ ગવરનર ચલાવે છે તે મુલકમાં પટનાડીવીઝાના ડીસ્ટ્રીક્ટોને અને હીંદુસ્તાનમાં ગવરનર જનરલનાં એજંટની હકુમત હેઠળના બ્રીટીશ મુલકને આ આકટનો બાકીનો ભાગ લાગુ પડે છે.

આ આકટ લાગુ કરવાનો અધીકાર. | અને આ કલમના બીજા પારેગ્રાફમાં કહેલા ભાગો શીવાય આ આકટનો બીજો કોઈ પણ ભાગ આ કલમના ત્રીજા પારેગ્રાફમાં કહેલા મુલકો, પ્રાંત, તથા ડીસ્ટ્રીક્ટો શીવાય બ્રીટીશ ઈંડીયાના બીજા કોઇ પણ ભાગને ઈંડીયા ગ્યાજેટમાં પ્રસીદ્ધ કરેલા એવા ગવરનર જનરલ ઈનકાંઉસીલના હુકમથી લાગુ કરવાનો અધીકાર છે.

આકટો રદ કરવા બાબત. | ૨. આ આકટને જોડેલા પરીસીસ્ટમાં કહેલા આકટો તેજ પરીસીષ્ટના ત્રીજા આસનમાં કહ્યુંછે તેટલે સુધી રદ કર્યાછે પરંતુ સદરહુ પ્રકારના કોઈપણ આકટ પ્રમાણે અનુસરીને કરેલી જે કાનુનો તથા હુકમો તથા ઠરેલી જે કીમતો તથા જકાતો તથા પ્રસીધ કરેલાં જે જાહેરનામાં તથા આપેલા જે અધીકાર હાલ અમલમાં હોય તે સરવે કાનુનો તથા હુકમો આ આકટ પ્રમાણે કર્યા છે તથા સરવે કીમતો તથા જકાતો આ આકટ પ્રમાણે ઠરાવી છે તથા સરવે જાહેરનામાં આ આકટ પ્રમાણે પ્રસીધ કરયાં છે તથા તે સરવે અધીકાર આ આકટ પ્રમાણે આપ્યા છે એમ સમજવું.

અરથની રકમ. | ૩. આ આકટમાં વીશય ઉપરથી અથવા આમલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો.—

'સદરહુ મુલકો' | "સદરહુ મુલકો" આ શબ્દોનો અરથ આ આકટની જે કલમમાં એ શબ્દો આવ્યા હોય તે કલમ જે જે મુલકોને લાગુ પડતી હોય તે તે મુલક એવો સમજવો.

'આશીસ્ટંટ કમીશનર.' | "આસીસ્ટંટ કમીશનર" આ શબ્દનો અરથ ઉતર હીંદુસ્તાનનાં મીઠાંનાં મેહેસુલનો આસીસ્ટંટ કમીશનર એવો સમજવો. અને એમાં જે જે સખસને સ્થાનીક સરકારે આ આકટ પ્રમાણે આસીસ્ટંટ કમીસનરનો અધીકાર આપ્યો હોય તે સખસનો પણ સમાવેશ થાય છે.

"મીઠાનાં મેહેસુલનો અમલદાર." | "મીઠાંનાં મેહેસુલનો અમલદાર" આ શબ્દોનો અરથ ઉતર હીંદુસ્તાનનાં મીઠાંનાં ખાતાનો હરકોઈ અમલદાર એવો સમજવો; અને એમાં જે કોઈ સખસને સ્થાનીક સરકારે આ આકટ પ્રમાણે મીઠાંનાં મેહેસુલના અમલદારના અધીકારમાંનો હરકોઈ અધીકાર હોય તે સખસનો સમાવેશ થાયછે.

'સુરોખાર' | "સુરોખાર" આ શબ્દમાં રસો. સજી, અને ખારવાળી જમીનમાંથી બનાવેલા બીજા સઘળા પદાર્થોનો અને ખારીનુન તથા દરેક પરકારના સલ્ફેટ આફ સોડાનો તથા કારબોનેટ આફ સોડાનો સમાવેશ થાય છે.

"મીઠુ પકવવું" | "મીઠુ પકવવું" એ શબ્દોમાં સુરોખાર પકવતી વખતે મેળવેલું મીઠુ જુદુ કરવાનો અથવા સ્વચ્છ કરવાનો તથા ખાવાના ઉપયોગમાં આવે એવું મીઠુ પેદા થાય તેવી રીતે જમીનમાંથી અથવા બીજા કોઈ પદાર્થમાંથી મીઠુ જુદુ પાડવાનો તથા સ્વભાવીક રીતીએ જમેલા ખારને અથવા અંદરથી નીકળી આવેલા

ખારને ખોદી કહાડવાનો તથા તેનું બીજે ઠેકાણે લઇ જવાનો સમાવેશ થાય છે.

વિભાગના કમીસનરનો અધીકાર કોણે ચલાવવો.

૪. વીભાગના કમીસનરને આ આકટથી આપેલો અધીકાર તથા સોંપેલાં કામ જે ઠેકાણે એવા કમીશનર ન હોય તે ઠેકાણે જે અમલદારને ગવરનર જનરલ ઇન કાંઉનસીલ આ બાબત વખતે વખતે નીમે તે અમલદારને ચલાવવાનો તથા બજાવવાનો અધીકાર છે.

ઉતર હીંદુસ્તાનના મીઠાના મેહેસુલનો કમીસનર.

૫. આ આકટ મુજબ મીઠાંનાં મેહેસુલના વહીવટ ખાતાનો એક ઉપરી અમલદાર જોઇએ તેને ઉતર હીંદુસ્તાનનાં મીઠાંનાં મેહેસુલનો કમીશનર કહેવો અને તેને ગવરનર જનરલ ઇનકાંઉનશીલે નીમવો અને તેને સસપેંડ કરવાનો અથવા દુર કરવાનો અધીકાર ગવરનર જનરલ ઇન કાંઉનસીલને છે.

---

## બાબ ૨ જો.

### મીઠું તથા સુરોખાર પકવવા તથા સ્વચ્છ કરવા બાબત.

ગવરનર જનરલ ઇન કાંઉસીલનો અધીકાર.

૬. ગવરનર જનરલ ઇન કાંઉનસીલ કાનુન કરીને વખતે વખતે હેઠળ લખ્યા પ્રમાણે કરવાને મુખ્તીયાર છે.

મીઠું અને સુરોખાર પકવવાનું તથા સ્વચ્છ કરવાનું નીયમન કરવા બાબત.

(અ) સદરેહુ બધા મુલકોમાં અથવા તેના કોઇપણ ભાગમાં મીઠું અથવા સુરોખાર પકવવાની અથવા સ્વચ્છ કરવાની બીલકુલ મના કરવાને અથવા પોતાને યોગ્ય લાગે તેવી શરતોનુ ધોરણ રાખીને મના કરવાને મુખ્તીયાર છે.

પરવાનાની ફી ઠરાવવા બાબત.

(બ) હેઠળ લખેલા પરવાનાની "ફી" ઠરાવવાને મુખ્તીયાર છે પરંતુ એવા દરેક પરવાનાની "ફી" હેઠળ કહેલી રકમથી વધારે હોવી નહીંજોઇએ.

| | |
|---|---|
| સુરોખાર પકવવાનો તથા સ્વચ્છ કરવાનો તથા સદરેહુ પ્રમાણે પકવવાની તથા સ્વચ્છ કરવાની ક્રીયામાં મીઠું જુદું પાડવાનો તથા ચોખ્ખુ કરવાનો પરવાનો. ... | ૫૦ |
| સુરોખાર પકવવાનો પરવાનો ... ... ... ... ... | ૨ |
| હવા રૂપે ઉડી જાય એવા વાસણમાં સુર્યની ગરમીથી આફ સોડા (ખારીનુન) પકવવાનો પરવાનો ... ... ... ... ... ... ... | ૧૦ |
| ત્રીમ ગરમીથી સલ્ફેટ આફ સોડા (ખારીનુન) પકવવાનો પરવાનો. ... | ૨ |
| ખારવાળા બીજા પદાર્થો બનાવવાનો પરવાનો... ... ... ... | ૨ |

જકાત એકઠી કરવાનુ નીયમન કરવા બાબત.

(ક) આ આકટ પ્રમાણે લાગુ કરેલી હરકોઇ જકાત સદરેહુ મુલકોમાં કેવી રીતે, ક્યારે, ક્યાં, અને કોણે કોણે એકઠી કરવી એ ઠરાવવાને મુખ્તીયાર છે.

તે જગામાં સુરોખાર પકાવવામાં આવતો હોય તે જગાની નજદીકમાં મીઠાનાં કબજાનું નીયમન કરવા બાબત.

(ડ) જે જગામાં સરકાર મીઠું ભરી રાખતી હોય અથવા સરકારની તરફથી ભરી રખાતુ હોય અથવા સરકાર વેચતી હોય કે સરકારની તરફથી વેચાતુ હોય તે જગાના અથવા જે કારખાનામાં તથા તેના જે ઉપાંગોમાં સુરોખાર

પકવવામાં આવતો હોય અથવા જે કારખાના ઉપરે [illegible] થતો હોય તેવી જગાંના નજદીકમાં નજદીક સ્થળથી જે વીસ્તારમાં સોવાર કરતાં વધારે આઘુ કોઇપણ સ્થળ ન હોય એવી હદ નક્કી કરવાને તથા એવા વીસ્તારમાં મીઠું ભરી રાખવા સંબંધી તથા તેના કબજા સંબંધી નીયમો બાંધવાને મુખ્તીયાર છે.

જે જગાએ મીઠું પકવવામાં આવતુ હોય તે જગાની નજીકમાં મીઠાના કબજાનું નીયમન કરવા બાબત.

(ઇ) બીજી જે જગાએ મીઠું પકવવામાં આવતુ હોય તે જગાની આસપાસ હદ ઠરાવવાને તથા તે હદમાં મીઠાનાં કબજા સંબંધી તથા મીઠું ભરી રાખવા તથા વેચવા સંબંધી નીયમન કરવાને મુખ્તીયાર છે.

---

## બાબ ૨ જો.

## મીઠાંની જકાત તથા કીમત બાબત.

ગવરનર જનરલ ઇન કાઉનશીલનો અધીકાર.

૭. ગવરનર જનરલ ઇન કાઉનશીલ આ આક્ટને અનુસરતી કાનુનો કરીને વખત વખતે હેઠળ લખ્યા પ્રમાણે કરવાને મુખ્તીયાર છે.

મીઠુ પકવવા ઉપર જકાત લાગુ કરવાબાબત.

(અ) બ્રીટીસ ઇંડીઆના કોઈપણ ભાગમાં મીઠુ પકવવામાં આવ્યું હોય અથવા ખુસ્કીને રસ્તે આણ્યું હોય એવાં મીઠાં ઉપર જકાત લાગુ કરવાને મુખ્તીયાર છે તે જકાત દર મણે એટલે એવરદુ પોઇઝ ૮૨ ૨/૭ પઊંડે ૩ રૂપીઆથી વધારે ન હોવી જોઇએ.

જકાત ઓછી કરવા અથવા માફ કરવાબાબત.

(બ) એ પ્રમાણે લાગુ કરેલી હરકોઈ જકાત ઓછી કરવાને અથવા માફ કરવાને અને એ પ્રમાણે ઓછી કરેલી અથવા માફ કરેલી હરકોઈ જકાત ફરીથી લાગુ કરવાને મુખ્તીયાર છે.

સરકારે જે મીઠુ ખોદી કાઢ્યુ હોય વગેરેતે મીઠાની ઓછામાંઓછી કીમત ઠરાવવા બાબત.

(ક) ઇંડીઆ સરકારે અથવા સરકાર તરફથી જે મીઠુ ખોદી કહાડ્યું હોય અથવા પકાવ્યું અથવા વેચ્યું હોય તે મીઠુ ઓછામાં ઓછી કેટલી કીમતે વેચવુ તે ઠરાવવાને મુખ્તીયાર છે.

આ કલમ મુજબ આપવાની જકાતની રકમની ગણતરી કરવામાં પા મણના અપુરણાંકને પા મણ તરીકે ગણવાનો અધીકાર છે.

જે મીઠુ ખોદી કાઢ્યુ હોય વગેરેતે મીઠાની ઓછામાંઓછી કીમત ઠરાવવાનો સ્થાનીક સરકારનો અધીકાર.

૮. જે સામાન્ય કાનુન અથવા વીશેષ હુકમ ગવરનર જનરલ ઇન કાઉનસીલ આ બાબત વખતે વખતે કરે અને તેને અનુસરીને સ્થાનીક સરકાર પોતે અથવા પોતાની તરફથી જે મીઠુ ખોદી કહાડ્યું હોય અથવા પકાવ્યુ અથવા વેચ્યું હોય તેવું મીઠુ ઓછામાં ઓછી કેટલી કીમતે વેચવું તે વખતે વખતે સ્થાનીક સરકાર ગેજેટમાં જાહેરનામુ પ્રસીદ્ધ કરીને ઠરાવવાને મુખ્તીયાર છે.

---

## ભાગ ૪ થો.

### મીઠાંના મેહેસુલ વીરૂધ ગુનાઓ.

શીક્ષા. | ૯. જે માણસ નીચે લખેલા ગુન્હાઓમાંનો કોઇપણ ગુનોહ કરશે એટલે:—

(અ) આ આકટ વીરૂધ અથવા આ આકટ પ્રમાણે કરેલી કોઈપણ કાનુન વીરૂધ કાંઈ પણ વાત કરશે.

(બ) આ આકટ પ્રમાણે અથવા સદરહુ પ્રકારની કોઈપણ કાનુન પ્રમાણે જે જકાત અથવા ચારજ આપવાનો હોયતે જકાત અથવા ચારજ આપવાનું ઉડાવશે; અથવા

(ક) આ કલમની અ તથા બ રકમોમાં કહેલા ગુન્હાઓમાંના હરકોઈ ગુન્હો કરવાની કોશીશ કરશે અથવા હીંદુસ્તાનના ફોજદારી કાયદાના અરથ પ્રમાણે તેવા ગુન્હો કરવામાં મદદગારી કરશે.

તે માણસને તેવા દરેક ગુન્હાને માટે પાંચસે રૂપીયા સુધીના દંડની અથવા છ મહીનાની મુદત સુધીની કેદની અથવા તે બંને શીક્ષા કરવામાં આવશે.

અને આ આકટની ઠરાવ વીરૂધ અથવા સદરહુ પ્રકારની કોઇપણ કાનુન વીરૂધ મીઠું અથવા સુરોખાર પકવવા અથવા સ્વચ્છ કરવા સારૂ જે બાંધ કામ કર્યાં હશે અને જે સાહીત્ય અને ઓજારો તઈયાર કર્યાં હશે તે સઘળાં બાંધકામ, અને તે સઘળાં સાહીત્યો અને ઓજારો જપ્ત થયાં છે એમ ગુન્હો ઠરાવનારો માજીસ્ત્રેટ આસીસ્ટંટ કમીશનરની અથવા મીઠાંનાં મેહેસુલના અમલદારની અરજી ઉપરથી ઠરાવવાને મુખ્તીઆર છે.

બીજીવાર અને તે પછી ગુનહો સાબીત થયેથી શીક્ષા. | ૧૦. નવમી કલમ પ્રમાણે જે સખસની ઉપર ગુનોહ ઠર્યો હોય તે શખસની ઉપર તે કલમ પ્રમાણે અથવા સને ૧૮૭૫ ના ઈંગલાંડ કસ્ટમ આકટની ૧૧ મી કલમ પ્રમાણે અથવા તે આકટથી રદ થયેલા કોઇપણ આકટ પ્રમાણે અગાઉ કોઈ ગુનોહ ઠર્યો હોય તો તે શખસને ૯ મી કલમ પરમાણે પ્રથમ ગુન્હાને માટે જે સીક્ષા કરી શકાય તે ઉપરાંત છ મહીના સુધીની મુદતની કેદની શીક્ષા કરવામાં આવશે.

અને એવા જે શખસની ઉપર પછવાડેથી જેટલીવાર નવમી કલમ પ્રમાણે ગુનોહ ઠરે તે શખસને તેટલી વાર છેલા ગુનાહને માટે જે મુદત કેદની સીક્ષાને તે પાત્ર હશે તે ઉપરાંત બીજા છ માસ સુધીની કેદની સીક્ષાને તે પાત્ર થશે.

તોહોમત કોણે આણવું. | ૧૧ નવમી કલમ પ્રમાણે અથવા સને ૧૮૭૫ ના ઈંગ્લાંડ કસ્ટમ આકટની ૧૧ મી કલમ પ્રમાણે કોઈ ગુનાહનું તહોમત કોઈ આસીસ્ટંટ કમીશનરની અથવા સબઇનસ્પેકટરથી ઉતરતા દરજાનો ન હોય એવા બીજા મીઠાંનાં મહેસુલના અમલદારની ફરીઆદ વગર લેવું નહી.

મુદત. | અને જે ગુનાહના સંબંધમાં સદરહુ પ્રકારની કોઈ ફરીયાદ હોય તે ગુનોહ કરેથા પછી છ મહીનાની અંદર તે ફરીઆદ કરવામાં ન આવે તો તે દાખલકરવી નહી.

હકુમત. | જે માજીસ્ત્રેટ બીજા વરગના માજીસ્ત્રેટથી ઓછા અધીકાર ચલાવતો ન હોય તેવા માજીસ્ત્રેટે સદરહુ પ્રકારના સઘળા ગુનાહઓનો ઇનસાફ કરવો.

જે જનસના સબંધમાં ગુનેહો કરેચો હોય તે જનસ જપ્તી કરવા બાબત.

૧૨ જે મીઠાંના અથવા સુરોખારના સંબંધમાં નવમી કલમમાં કહેલો કોઈ પણ ગુનોહ કરયો હોય તે સઘળું મીઠુ અથવા સુરોખાર તથા જે વાસણોમાં અથવા ગાંસડીઓમાં, અથવા બારદાનમાં સદરહુ મીઠું અથવા સુરોખાર ભરેચો હોય તે વાસણો, ગાંસડીઓ અથવા બારદાન અને તે લઈ જવામાં જે જાનવરોનો તથા વાહનોનો ઉપયોગ કરેચો હોય તે જાનવારો તથા વાહનો જપત થવાને પાત્ર થશે.

જ્યારે પકડાયેલી જણસ વજનમાં પાંચશેરથી વધારે હોય ત્યારે જે વીભાગમાં જણસ પકડાઈ હોય તે વીભાગનો કમીશનર, જો કોઈ મીઠાનાં મહેસુલના અમલદારના રીપોટ ઉપરથી અથવા પોતાને યોગ્ય લાગે એવી તજવીજ ઉપરથી તેની ખાતરી થાય કે સદરહુ ગુનોહ કરેચોછે તો તે જણસ જપત કરીછે એવું ઠરાવવાને અથવા જપતી કરેચાને બદલે પોતાને યોગ લાગે તેવી ઓછી શીક્ષા કરવાને મુખતીયાર છે.

જો પકડાયલી જનસ વજનમાં પાંચસેરથી વધારે ન હોય તો, પાંચ શેરથી વધારે જનની બાબતમાં બ્યવસ્થા કરવાને વીભાગના કમીસનરને આ કલમ પ્રમાણે જે અધીકાર આપીયોછે તેજ અધીકાર સદરહુ જનસની બ્યવસથા કરવાની બાબતમાં આસીસટંટ કમીશનરને છે એમ સમજવું. જે વાસણમાં, ગાંસડીમાં કે બારદાનમાં એવી જનસ રાખી હોય તે વાસણ, ગાંસડી કે બારદાન જપત કરવાને સદરહું આશીસટંટ કમીશનર મુખતીઆર છે.

જ્યારે સદરહુ કોઈપણ જનસ જપત કરીછે એમ સદરહુ કમીસનર આ કલમ પ્રમાણે ઠરાવે તારે જે વાસણમાં કે ગાંસડીમાં કે બારદાનમાં એવી જનસ રાખી હોય તે વાસણ કે ગાંસડી કે બારદાન તથા જે જાનવર કે વાહન તે જનસ લઈ જવાના કામમાં લીધુ હોય તે જાનંવર કે વાહન પણ જપત કરયું છે એવું ઠરાવવાને તે કમીશનર મુખત્યારછે.

શીક્ષા દાખલ જાસતી જકાત નાખવાનો અધીકાર.

૧૩. ગવરનર જનરલ ઇનકાઉનસીલ વખતે વખતે કાનુનો કરીને હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવવાને મુખતીઆર છે એટલે, આસીસટંટ, ઇનસપેકટરથી ઉતરતા દરજ્જાનો ન હોય એવા કોઇપણ મીઠાનાં મહેસુલના અમલદારની સદરહુ કાનુનથી ફરમાવેલી રીતે ખાતરી થાય કે જકાત લઈ શકાય એવા મીઠાને સબંધે નવમી કલમમાં કહેલો કોઇપણ ગુનોહ કરેચો છે તો માજીસતરેટને ફરીઆદ કરેચાને બદલે અથવા જપ્તી કરાવવાના હેતુથી કામ ચલાવવાને બદલે આ આકટના તરીજા બાબ પ્રમાણે સદરહુ મીઠા ઉપર જે જકાત નાખી શકાય તે કરતાં વધારે ન હોય એવી જાસતી જકાત સીક્ષા દાખલ સદરહુ મીઠાં ઉપર લાગુ કરવી, એવું ફરમાવવાને મુખતીયાર છે.

સદરહુ પરકારની દરેક સીક્ષા, લાગુ કરેચા બાબત હેઠળ લખ્યા પ્રમાણે તાબડતોબ રીપોટ કરવો, એટલે જે મીઠાની બાબતમાં ગુનોહ કરયો હોય તે મીઠુ જો વજનમાં પાંચશેરથી વધારે હોય તો જે વીભાગમાં સદરહુ સીક્ષા લાગુ કરી હોય તે વીભાગના કમીસનરને રીપોટ કરવો અને જો સદરહુ મીઠુ વજનમાં પાંચશેરથી વધારે ન હોયતો આશીસટંટ કમીશનરને રીપોટ કરવો.

સદરહુ શીક્ષા લાગુ કરવા બાબત પ્રસંગ પ્રમાણે જે કમીશનરને અથવા આસીસટંટ કમીસનરને સદરહુ પ્રમાણે રીપોટ કરયો હોય તે કમીશનરની અથવા આશીસટંટ કમીસનરની મંજુરી લેવી જોઇએ.

નવમી કલમમાં કહેલા ગુનહાઓ તરફ અસ્મપોશી કરવા બાબત શીક્ષા.

૧૪. કોઈ જમીનદાર અથવા જમીનનો બીજો ધણી અને જમીનદારનો અથવા જમીનના ધણીનો મુખતીયાર નવમી કલમમાં કહેલા હરકોઈ ગુનાહ તરફ જાણી જોઈને અસ્મપોસી કરશે તો તે દરેક ગુનહા બાબત તેને જે માજીસતરેટ બીજા વરગના માજીસતરેટથી ઓછા અધીકાર અજાવતો ન હોય તેવો હરકોઈ માજીસતરેટ રૂ૫૦૦) સુધીના દંડની અથવા ૭ મહીના સુધીની મુદતની કેદની અથવા એ બેનેની શીક્ષા કરી શકશે.

---

## બાબ ૫ મો.

## અટકાવવાના, જડતી લેવાના, (જનસ) પકડવાના તથા (માણુસને) પકડવાના અધીકાર.

જે જગાઓમાં પરવાના મુજબ જનસ બનાવવામાં આવતી હોય તે જગાની ઝડતી લેવાનો અધીકાર.

૧૫. મીઠાંનાં મેહેસુલના જે અમલદારને સ્થાનીક સરકારે આ બાબત અધીકાર આપ્યો હોય તે અમલદાર જે જગાએ આ આક્ટ પ્રમાણે કરેલી કોઈ કાનુન મુજબ આપેલા પરવાના પ્રમાણે કાંઈ જણુસ બનાવવામાં આવતી હોય અથવા સ્વચ્છ કરવામાં આવતી હોય તે જગામાં હરકોઈ વખતે પેશીને તેની ઝડતી લેવાને મુખત્યાર છે.

શકવાળા સખ્સને રોકી રાખવાનો તથા જપ્તી કરવા લાયક માલ પકડવાનો અધીકાર.

૧૬. ફલાણો સખસ આ આક્ટ પ્રમાણે શીક્ષાને પાત્ર છે એવું માનવાનું પોતાને કારણ હોય તે સખ્સને અટકાવવાનો તથા રોકી રાખવાનો અધીકાર મીઠાંનાં મેહેસુલના હરકોઈ અમલદારને છે.

અને ફલાંણા મીઠાંની અથવા સુરોખારની બાબતમાં નવમી કલમમાં કહેલો કોઈ પણ ગુન્હો કર્યો છે એમ અથવા કાંઈ પણ જકાત આપવાની છે એમ માનવાનું કારણ હોય તે મીઠું અથવા સુરોખાર તથા જે વાસણોમાં અથવા ગાંસડીઓમાં અથવા બારદાનમાં સદરહુ મીઠું અથવા સુરોખાર રાખ્યો હોય તે વાસણો અથવા ગાંસડીઓ અથવા બારદાન અને જે જાનવરો અથવા વાહનો તે મીઠું અથવા સુરોખાર લઈ જવાના કામમાં લીધાં હોય તે જાનવરો અથવા વાહનો પકડવાનો અધીકાર સદરહુ અમલદારનેછે.

(માણુસને) પકડવાનો અધીકાર.

૧૭. ફલાણા સખ્સે ઉપર કહેલા પ્રકારનો કોઈ પણ ગુન્હો કર્યો છે એમ માનવાનું પોતાને કારણ હોય તે સખ્સને પકડવાનો અધીકાર મીઠાના મેહેસુલના હરકોઈ અમલદારને છે.

(મીઠું અથવા સુરોખાર) ગેરકાયદેસર રીતે પકડવામાં આવે

૧૮. સબ ઇન્સ્પેક્ટરથી ઉતરતા દરજાનો ન હોય એવા મીઠાના મેહેસુલના કોઈ અમલદારને એવું માનવાનું કારણ હોય કે પરવાના વગરની કોઈ જગામાં મીઠું અથવા સુરોખાર ગેરકાયદેસર રીતે પકવ-

કે એમ માનવા નું જે અમલદાર ને કારણ હોયતે અમલદારે કેમ કરવું.

વામાં, સ્વચ્છ કરવામાં અથવા ભરી રાખવામાં આવે છે ત્યારે.

તે અમલદારે (બની શકે તેટલે સુધી) હેઠળ કહેલી વીગત દફતરમાં લખવી, એટલે (અ) જો કોઈ ખબર આપનાર હોયતો તેનું નામ, ઠેકાણું તથા ધંધો, (બ) ફલાણા ઘરમાં, હોડીમાં અથવા જગામાં મીઠું અથવા સુરોખાર સદરહુ પ્રમાણે પકવવામાં, અથવા સ્વચ્છ કરવામાં અથવા ભરી રાખવામાં આવે છે એમ તે અમલદાર માનતો હોય તે ઘરનો અથવા હોડીનો અથવા જગાનો લતો અને તેનું વર્ણન; અને (ક) જે સખ્સ, અથવા જે સખ્સને માટે તે મીઠું અથવા સુરોખાર સદરહુ પ્રમાણે પકવવામાં અથવા સ્વચ્છ કરવામાં અથવા ભરી રાખવામાં આવતો હોય તે સખ્સનું નામ અને (ડ) તે મીઠાનું અથવા સુરોખારનું ધારેલું વજન તથા વર્ણન અને તે મીઠું અથવા સુરોખાર ગેરકાયદેસર રીતે પકવવામાં અથવા સ્વચ્છ કરવામાં અથવા ભરી રાખવામાં આવે છે એમ માનવાના સબબો.

અને પછી જેના હવાલામાં પોલીસની ચોકી હોય એવા જે અમલદારની હકુમત માંહે જડતી લેવાનું ઘર અથવા હોડી અથવા જગા હોય તે અમલદારને પોતાની સાથે હાજર રહેવા સારૂ લખીને સમન કરવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.

પ્રવેશ કરવાનો અને જડતી લેવાનો અધીકાર.

અને પછી સુર્યોદય પછી અને સુર્યાસ્ત પહેલાં (પરંતુ હમેશ હેડકાનસટેબલથી ઉતરતા દરજાનો નહોય એવા પોલીસ અમલદારની રૂબરૂ ફલાણા ઘરમાં અથવા હોડીમાં અથવા જગામાં મીઠું અથવા સુરોખાર એવી રીતે પકવવામાં અથવા સ્વચ્છ કરવામાં અથવા ભરી રાખવામાં આવે છે એમ માનવાનું કારણ હોય તે ઘરમાં, હોડીમાં અથવા જગામાં પ્રવેશ કરી તેની જડતી લેવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.

અને સામું થવામાં આવે તો ગમે તે બારણું ફોડવાને તથા સદરહુ પ્રવેશ કરવામાં બીજી જે અડચણ આવે તે અડચણ આવે જબરાઇથી દુર કરવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.'

અને સદરહુ પ્રમાણે પકાવેલું અથવા સ્વચ્છ કરેલું અથવા ભરી રાખેલું સઘળું મીઠું અથવા સુરોખાર અને સદરહુ મીઠું અથવા સુરોખાર પકવવામાં અથવા સ્વચ્છ કરવામાં જે સાહીતો વાપરયાં હોય, તે સરવે સાહીત્યો પકડવાને તથા લઈ જવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.

અને વળી સદરહુ ઘર અથવા હોડી અથવા જગાનો ભોગવટો કરનારાને તથા મીઠું અથવા સુરોખાર પકવવામાં અથવા સ્વચ્છ કરવામાં અથવા ભરી રાખવામાં અથવા તે છુપાવવામાં જે સખ્સો સામીલ હોય તે સખ્સોને રોકી રાખીને તેમની જડતી લેવાને અને પોતાને યોગ્ય લાગે તો તેને અથવા તેઓને પકડવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.

સદરહુ પ્રમાણે પરવેશ કરવાની જગા ઓરડો હોય તેમાં જે બયરી દેશ રીવાજ મુજબ ચાર લોકમાં હાજર થતી ન હોય તેવી કોઈ બયરી ખરેખર રહેતી હોય તો તેમાં

પરવેશ કરનારા અમલદારે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં આવા પ્રસંગને માટે ઠરાવેલી કાનુનને અનુસરીને ચાલવું જોઇએ.

આ કલમ પ્રમાણે જડતી લેતાં પહેલાં તે જડતી લેનારા અમલદારે જે લતામાં સદરહુ ઘર અથવા હોડી અથવા જગા હોય તે લતાના બે અથવા વધારે આબરૂદાર રહેવાશીઓ હોય તો તેઓને તે જડતી લેતી વખતે હાજર થઇને તે જોવા સારૂ બોલાવવા અને જડતી સદરહુ રહેવાશીઓ હોય તો તેઓની સમક્ષ અને વળી (બની શકે તો) જડતી લેવાનાં ઘરનો અથવા હોડીનો અથવા જગાનો ભોગવટો કરનારા માણુસની સમક્ષ લેવી.

જ્યારે કોઇ બઇરીની જડતી લેવાડવાની જરૂર હોય ત્યારે તે જડતી બીજી કોઇ બઇરીએ લાજ ઉપર પાકી નજર રાખીને લેવી.

પોલીસ અમલદાર હાજર થવાને ચુકે તે બાબત.

૧૯. જે અમલદારના હવાલામાં પોલીસ ચોકી હોય તે અમલદાર અરાડમી કલમમાં કહેલાં કારણો પઇકી હરકોઇ કારણું સારૂ હાજર થવા બાબત મીઠાનાં મહેસુલના અમલદારે લખી મોકલ્યા ઉપરથી તે અમલદાર વાજબી મુદતમાં એ પ્રમાણે હાજર થવાની અથવા હેડ કાનસટેબલથી ઉતરતા દરજાનો ન હોય એવા કોઇ તાબા માંહેના અમલદારને એ પ્રમાણે હાજર થવા સારૂ મોકલવાની ના કહેશે અથવા તેમ કરવાને ચુકશે તો તે અમલદારને એવા પ્રતેક ગુનહા બદલ પાંચશે રૂપીઆ સુધી દંડની શીક્ષા કરવામાં આવશે.

(માણુસને) પકડવાનો તથા જનસને પકડવાનો તથા ઝડતી લેવાનો રીપોટ.

૨૦. મીઠાંનાં મહેશુલનો જે અમલદાર આશીસટંટ કમીશનરથી ઉતરતા દરજાનો હોય તે અમલદાર આ આકટ પ્રમાણે કોઇ શખસને પકડે.

અથવા આ આકટ પરમાણે જપતી કરવા લાયક કોઇ જનસ પકડે.

અથવા સદરહુ પરકારની કોઇ જનસ બાબત જડતી લેવાના કારણુ સારૂ કોઇ ઘરમાં અથવા હોડીમાં અથવા જગામાં પરવેશ કરે.

ત્યારે (અગર પકડેલા સખસને માજીસતરેટ પાશે મોકલવા બાબત તે અમલદારને આસીસટંટ કમીશનરે શામાન્ય રીતે અધીકાર આપ્યો ન હોય તો) તે અમલદારે સદરહુ શખસને અથવા જનસને પકડ્યા પછી અથવા સદરહુ પ્રમાણે પ્રવેશ કર્યા પછી ૪૮ કલાકની અંદર સદરહુ સખસને અથવા જનસને પકડ્યાની અથવા સદરહુ પ્રમાણે પ્રવેશ કર્યાની સઘળી વીગત સંબંધી આશીસટંટ કમીશનરને ખબર કરવા સારૂ પોતાની કચેરીના વરીસટ અમલદારને પુરે પુરો રીપોર્ટ કરવો.

આ આકટ પ્રમાણે કોઇ પણ સખસને પકડનાર અમલદારે અથવા પોતાની કચેરીના વરીસટ અમલદારે, જો તેને આ બાબતમાં આસીસ્ટંટ કમીશનરે સામાન્ય રીતે અધીકાર આપ્યો હોય તો, પકડેલા સખસને તે કામની તજવીજ કરવાની હકુમતવાળા માજીસ્ત્રેટની પાસે બનતી તાકીદે મોકલવો અથવા સદરહુ સખસને છોડી દેવાનો હુકમ કરવો.

૧૮ મી કલમ પ્રમાણે જડતી લેવાતી વખતે પોલીસનો જે અમલદાર હાજર હોય તે અમલદારે તે બાબતનો રીપોટ પોતાની કચેરીના વરીસ્ટ અમલદારને કરવો.

પકડેલી જનસો નીબાબતમાં કેમ કરવું.

૨૧. પાંચશેરથી વધારે વજનવાળી જે જનસ આ આકટ પ્રમાણે જપતી કરવા લાયક હોય તે જનસ પકડાયાની ખબર આશીસટંટ કમીસનરને થાય તીયારે તેણે જે વીભાગમાં તે સદરહુ જનસ પકડી હોય તે વીભાગના કમીશનરને બંનતી તાકીદે તે કામની હકીકતનો રીપોટ કરવો અને તે ઉપરથી તે કમીસનર બારમી કલમ પ્રમાણે ચાલવાને મુખતીઆર છે.

પકડેલી જનસનું વજન પાંચશેરથી વધારે ન હોય તો સદરહુ આસીટંટ કમીશનર સદરહુ કલમ પરમાણે પોતાનીજ મેળે તે કામની બ્યવસથા કરવાને મુખતીઆર છે,"

જેજનશ જાશતી જકાતનેપાતર હોય તે જનસ અટકાવીરાખવામાં આવે તારે કેમ કરવું.

૨૨. જે જનસની બાબતમાં ૧૩ મી કલમ પ્રમાણે સીક્ષા લાગુ કરેલી હોય તે જનસ તેજ કલમ પ્રમાણે ફરમાવેલો રીપોટ કર્યા ઉપરથી પ્રસંગ પ્રમાણે વીભાગના કમીશનરનો અથવા આશીસટંટ કમીશનરનો હુકમ પોહોચતાં શુધી અટકાવી રાખવાનો અધીકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે આવી રીતીએ અટકાવી રાખેલી કોઈ પણ જણસનો ધણી મીઠાના મેહેસુલના જે અમલદારે તે જનસ અટકાવી રાખી હોય તે અમલદારની પાશે સદરહુ દંડની રકમ અનામત મુકે તથા સદરહુ જનસ ઉપર આપવાની સઘળી માસુલ જકાત તથા ચારજ સદરહુ અમલદારને આપે તો તે તાબડતોબ છુટી કરવી.

કોઈ જનસ આવી રીતે અટકાવી રાખી હોય ત્યારે સદરહુ હુકમ પહોંચ્યા પછી આ બાબત આ આકટમાં કરેલી કાનુનો પરમાણે તે જનસની તજવીજ કરવી.

આ કલમના બીજા પારેગરાફ પરમાણે કોઈ જનસ છુટી કરી હોય અને પરસંગ પ્રમાણે વીભાગનો કમીશનર અથવા આશીસટંટ કમીશનર સદરહુ જનશની બાબતમાં લાગુ કરેલો દંડ કમી કરે અથવા તે મંજુર કરવાની ના કહે ત્યારે જે રકમ તે જનશના ધણીને પાછી આપવા લાયક હોય તે રકમ બાબત તે ધણી છ મહીનાની અંદર આશીસટંટ કમીશનરને અરજ કરે એટલે તે રકમ તેને આપવી સદરહુ છ મહીના હેઠળ લખ્યા પ્રમાણે ગણવા એટલે (વીભાગના કમીશનરે હુકમ કર્યો હોય ત્યારે) જે દીવશે આસીસટંટ કમીશનરને તે હુકમ પોહોચ્યો હોય તે દીવસથી ગણવા અને (આસીસટંટ કમીશનરે હુકમ કર્યો હોય ત્યારે) જે દીવસે હુકમ કર્યો તે દીવસની તારીખથી ગણવા.

જે દંડની રકમ આ કલમની બીજી રકમ મુજબ અનામત મુકી હોય તે દંડ મંજુર કર્યો હોય ત્યારે.

અથવા જે રકમ આ કલમ પ્રમાણે પાછી આપવા લાયક હોય તે રકમ બાબત સદરહુ છ માસની મુદતની અંદર દાવો ન કર્યો હોય ત્યારે.

ઉત્તર હીંદુસ્તાનના મીઠાના મેહેસુલનો કમીશનર બીજી રીતે ન ફરમાવે તો સદરહુ પ્રમાણે અનામત મુકેલી રકમ અથવા સદરહુ પ્રમાણે પાછી આપવા લાયક રકમ મલીકા માવાઝમાને ખાતે જમે કરવામાં આવશે.

પકડેલા સખસની બાબતમાં કેમ કરવું.

૨૩. કોઈ પણ સખસને પકડાયાની ખબર આસીસ્ટન્ટ કમીશનરને કરવામાં આવે ત્યારે (વીસમી કલમના ઉપાતય પેરેગ્રાફ પ્રમાણે સદરહુ સખસની તજવીજ કરી ન હોય તો) તે આસીસ્ટન્ટ કમીશનરે

પકડેલા સખ્સને તે કામની તજવીજ કરવાની હકુમતવાળા માજીસ્ટ્રેટ પાસે બનતી તાકીદથી મોકલવો અથવા સદરહુ સખ્સને તાબડતોબ છોડી દેવાનો હુકમ કરવો.

ક્યા અમલદારો એ મીઠાના મેહેસુલના અમલદારોને મદદ કરવી જોઇએ.

૨૪. પોલીસના સઘળા અમલદારોને અને જમીન મેહેસુલ વસુલ કરવાના કામમાં લાગેલા સઘળા સરકારી અમલદારોને આ આક્ટ ઉપરથી અધીકાર આપવામાં આવ્યો છે તથા તેમને ફરમાવવામાં આવેછે કે તેઓને આ આક્ટનો અમલ કરવામાં મીઠાના મેહેસુલના અમલદારોને મદદ કરવી.

મીઠાના મેહેસુલનો અમલદાર તસ્દી આપે એવી રીતે ઝડતી લે, જનસ પકડે તે બાબત વીગેરે.

૨૫. મીઠાના મેહેસુલનો જે અમલદાર.

(અ) શક આપવાના જવાબી સબબ વગર કોઇ પણ ઘરની. હોડીની અથવા જગાની ઝડતી લે અથવા લેવરાવે:

(બ) તસ્દી આપે એવી રીતે તથા જરૂર વગર કોઈ પણ સખ્સને અટકાવી રાખે અથવા તેની ઝડતી લે અથવા પકડે.

(ક) આ આક્ટ પ્રમાણે જપતી કરવા લાયક કોઈપણ જનસ પકડવાને અથવા તે બાબત શોધ કરવાને, અથવા ઝડતી લેવાને બાને તસ્દી આપે એવી રીતે તથા જરૂર વગર કોઈ સખ્સની જંગમ મીલકત પકડે.

(ડ) બીજું કાંઈ પણ કામ પોતાની ફરજ બજાવવા સારૂ જરૂરનું છે એમ માનવાનું તે અમલદારને કારણ ન હોય ત્યારે તે કામ કોઈ પણ સખ્સને નુકસાન થાય એ પ્રમાણે પોતાના હુદ્દાના સબબથી કરે.

તે અમલદારને જે માજીસ્ટ્રેટ બીજા વરગના માજીસ્ટ્રેટના અધીકાર કરતાં ઓછા અધીકાર ચલાવતો ન હોય તે માજીસ્ટ્રેટ સદરહુ પ્રકારના દરેક ગુન્હા બદલ પાંચસે રૂપીઆ સુધી દંડની શિક્ષા કરી શકશે.

જે સખ્સ રાજીખુશીથી તથા દ્વેશથી ખોટી ખબર આપીને આ આક્ટ પ્રમાણે ઝડતી લેવરાવશે તે સખ્સને સદરહુ અધીકાર ચલાવનારો માજીસ્ટ્રેટ પાંચસે રૂપીઆ સુધીના દંડની અથવા બેવરસ સુધીની મુદતની કેદની અથવા એ બંનેની સીક્ષા કરી સકશે.

વસ્તુ પકડવા બાબત તથા પકડેલી વસ્તુઓની વ્યવસ્થા કરવા બાબત નીયમન કરવાનો અધીકાર.

૨૬. આ આક્ટ પ્રમાણે પકડવા લાયક વસ્તુઓ પકડવા બાબત તથા તેમની વ્યવસ્થા કરવા બાબત તથા તેનો નાસ કરવા બાબત નીયમન કરવા સારૂ આ આક્ટને અનુસરતી કાનુનો વખતે વખતે કરવાનો અધીકાર ગવરનર જનરલ ઈન કાંઉનશીલને છે.

સદરહુ કાનુનોથી બીજી બાબતો સીવાય હેઠળ લખ્યા પ્રમાણે કરાવવાનો અધીકારછે.

(અ) જે જાનવર પકડ્યું હોય અથવા અટકાવી રાખ્યું હોય તે જાનવરના ધણીએ અથવા જે શખ્સના હવાલામાં તે જાનવર હોય તે સખ્સે જ્યાં સુધી તે જાનવરને અટકાવી રાખવામાં આવે ત્યાં સુધી તેનો ખોરાક વીગેરે પુરો પાડવા બાબત રોજ રોજ ગોઠવણ કરવી, અને જો તે એ પ્રમાણે ન કરેતો સદરહુ જાનવરને જાહેર લીલામ કરીને વેચવાનો અને તે બાબત કાંઈ ખરચ થયો હોય તો તે ખરચ વેચાણના ઉતપનમાંથી અદા કરવાનો અધીકાર છે.

(બ) જ્યારે કાંઈપણ વસતુ પકડી હોય અને તે છુટી કરવા બાબત પછવાડેથી હુકમ કરેલો હોય અને સદરહુ કાનુનો મુકરર કરવાની મુદતની અંદર તેનો ધણી એવી વસતુ ઉપર દાવો કરવા તથા તે વસતુના સંબંધમાં કાંઈ જકાત દંડ તથા ચારજ (આપવાનો હોય તે) રજુ કરવાને હાજર ન થાય ત્યારે તે વસતુ જાહેર લીલામ કરીને વેચી નાખવાનો તથા સદરહુ જકાત તથા દંડ તથા ચારજ તે વેચાણના ઉતપનમાંથી અદા કરવાનો અધીકાર છે.

(ક) આ કલમની (અ) અથવા (બ) રકમ પરમાણે કરેલાં વેચાણનાં બાકી રહેલાં ઉતપન ઉપર તે પકડેલી વસતુનો ધણી તરણ મહીનાથી ઓછી ન હોય એવી જે મુદત સદરહુ કાનુનોથી ઠરાવવામાં આવે તે મુદતની અંદર પોતાનો દાવો સાબીત ન કરે તો સદરહુ ઉતપન મલીકામાઆઝમાને ખાતે જમા કરવામાં આવશે.

---

## બાબ ૬ ઠો.

## પરચુરણ.

મીઠું અંદરે લાવવાની તથા એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાની મના કરવાનો અધીકાર.

૨૭. ગવરનર જનરલ ઇનકાઉનસીલ વખતે વખતે કાનુન કરીને સદરહુ મુલકોમાં અથવા તેના હરકોઇ બાગમાં મીઠું લાવવાની અથવા સદરહુ મુલકોમાં અથવા તેના હરકોઈ બાગમાં મીઠું એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાની તદન મના કરવાને અથવા સરતો લાગુ કરીને મના કરવાને મુખતીઆર છે.

આ કલમ પરમાણે મના કરવાની બાબત શીવાય બીજી બાબતમાં સદરહુ મુલકોમાંના હરકોઈ મુલકમાંથી બરીટીશ ઇંડીઆના હરકોઈ બાગમાં અથવા સદરહુ મુલકો શીવાયના બરીટીસ ઇંડીઆના બીજા હરકોઈ બાગમાંથી તે મુલકોમાંના હરકોઇ મુલકમાં મીઠું લઇ જવાને આ આકટના કોઇપણ મજકુરથી બાધ થશે નહી.

બીજી જે વાતો બાબત ગવરનર જનરલ ઇન કાઉનસીલને કાનુનો કરવાનો અધીકાર છે તે.

૨૮. જે કાનુનો કરવાનો અધીકાર ગવરનર જનરલ ઇનકાઉનસીલને આ આકટમાં પાછળ આપોએછે તે કાનુનો શીવાય વળી તે હેઠળ લખેલી બાબતોનુ નીયમ કરવા સારૂ આ આકટને અનુસરતી કાનુનો વખતે વખતે કરવાને મુખતીઆર છે. એટલે.

(અ) જે વાત આ આકટ પ્રમાણે કરવાની હોય તે વાત કયા માણસોએ તથા કઈ વખતે, કઈ જગાએ, અને કેવી રીતે કરવી તે બાબત.

(બ) આ આકટ પરમાણે મીઠાનાં મહેશુલના અમલદારે આપેલા હુકમો ઉપર, કેવા કામોમાં, તથા કયા અમલદારોને તથા કેવી સરતોથી અપીલ કરી શકાય તે બાબત.

(ક) જે પરવાનો, પાસ, સરટીફીકેટ, દાખલો રેવાના અથવા એવો બીજો દસતાવેજ આ આકટ પરમાણે આપ્યો હોય તે બદલ કેટલી ફી લાગુ કરવી તે બાબત.

અને આ આકટો માહેના ઠરાવો અમલમાં લાવવા સારૂ સામાન્ય રીતે સદરહુ પરકારની કાનુનો વખતે વખતે કરવાને ગવરનર જનરલ ઇનકાઉનસીલ મુખત્યાર છે.

કાનુનો પ્રશીધ કરવા બાબત.

૨૯. આ આકટ પ્રમાણે કરેલી સઘળી કાનુનો ઇંડીઆ ગેજીટમાં પ્રસીધ કરવી અને તાર પછી તે કાનુનો કાયદા પ્રમાણે ચાલશે.

આસીસટંટ કમીશનરના તથા મીઠાના મેહેસુલના અમલદારોના અધીકાર આપવાનો અખતીઆર.

૩૦. આ આકટ માહેના ઠરાવોને તે આધીન રહી તથા ગવરનર જનરલ ઇનકાઉનસીલે કરેલી જે કાનુનો અમલમાં હોય તે કાનુનોને અનુસરીને સ્થાનીક સરકાર અથવા ઉતર હીંદુસતાનનો મીઠાનાં મેહેસુલનો કમીશનર હરકોઈ શખસને આ આકટ પ્રમાણેના આશીસટંટ કમીશનરના અધીકાર અથવા આ આકટમાં પાછળ મીઠાંનાં મેહેસુલના અમલદારોને આપેલા સઘળા અથવા હરકોઈ અધીકાર આપવાને મુખતીઆર છે.

સને ૧૮૭૧ ના મદરાસના આકટ ૬ નો સુધારો.

૩૧. સને ૧૮૭૧ ના મદરાસના મીઠાના એકસાઈસ આકટની ૧૧ મીકલમને બદલે હેઠળ લખેલો મજકુર દાખલકરવો.

મીઠા ઉપર જકાત લેવા બાબત.

"૧૧ જે ડીસટરીકટને અથવા તેના જે ભાગને આ આકટ લાગુ કરવામાં આવે તે ડીસતરીકટમાં અથવા તે ભાગમાં પકવેલા મીઠા ઉપર એકસાઇસ બોરડ આફ રેવન્યુ આ બાબત જે હુકમો વખતે વખતે કરે તે હુકમો પરમાણે આપવી પણ કોઠારની જગોએથી મીઠું ખસેડવાની તઇઆરી થાય તાંહાં સુધી સદરહુ પ્રકારની કાંઈપણ જકાત લઈ શકાએ નહી અને મીઠું કોઠારમાંથી ખસેડવાનો અધીકાર આપવા બાબતના પરવાના વગર તે મીઠું સદરહુ પ્રમાણે ખસેડવુ નહી અને જેટલું વજન ખસેડવું હોય તે ઉપર જે એકસાઇસ લીધી હોય અથવા દેવી હોય તે સદરહુ પરવાનામાં વીગેવે કરીને જણાવવું."

# પરિશિષ્ટ.

## (૨૭ કલમ જુવો.)

આકટો રદ કરેલા તે.

**ગવરનર જનરલ ઇન કૌંસિલના આકટો.**

| નંબર તથા વરસ. | ટુંકું નામ. | કેટલે સુધી રદ કરેલો. |
|---|---|---|
| સન ૧૮૭૫નો ૮મો | સન ૧૮૭૫ નો ઇંગલાંડ કસ્ટમ આકટ. | સઘળો આકટ. |
| સન ૧૮૭૬નો ૨જો | સન ૧૮૭૬ નો બરમાનો જમીન તથા મેહેસુલ બાબતનો આકટ. | ૩૯ મી કલમ. રકમ બ અને તે જ કલમની (ક) રકમમાં "(બ) રકમ પ્રમાણે" એ શબ્દો. |
| સન ૧૮૭૭નો ૧૮મો | સન ૧૮૭૭ નો મીઠાનો આકટ. | સઘળો આકટ. |

**રેગ્યુલેશન.**

| | | |
|---|---|---|
| સન ૧૮૭૭નો ૩જો | સન ૧૮૭૭ નો અજમેરના કાયદાનો રેગ્યુલેશન. | ૩૬ મી તથા ૩૭ મી કલમો. |

**બંગાલાના લેફટેનન્ટ ગવરનર ઇનકાઉન્સિલનો આકટ.**

| | | |
|---|---|---|
| સન ૧૮૬૪નો ૭મો | સન ૧૮૬૪ નો મીઠાનો કાયદો. | ૬ મી કલમ. |

(True Translation.)

S. P. PANDIT,

Oriental Translator to Government.

# ACT NO. XI OF 1878.

## સન ૧૮૭૮ નો આકટ ૧૧ મો.

**હથીયાર તથા યુધસામગરી તથા લશ્કરી સ્ટોર (સામાન) સંબંધી કાયદો છે તે એકઠો કરીને સુધારવા બાબતનો આકટ.**

ઉદ્દેશ. | હથીયાર તથા યુદ્ધ સામગરી તથા લશ્કરી સ્ટોર સંબંધી કાયદો છે તે એકઠો કરીને સુધારવો યોગ્ય છે વાસતે હેઠળ લખ્યા પરમાણે ઠરાવ્યું છે.

### પ્રથમ નિયમ.

ટુંકું નામ. ક્યાંહાં ક્યાંહાં લાગુ છે. | ૧. આ આકટને "સન ૧૮૭૮ નો હીંદુસ્થાનનો હથીયાર બાબતનો આકટ" કહેવો. અને આ આકટ આખા બ્રીટીસ ઇંડિયાને લાગુ છે.

ખારેજ કરવું. | પણ આ કલમના કોઈ પણ ઠરાવ હેઠળ લખેલાંને લાગુ નથી એમ સમજવું.

(અ) સમુદરમાં જનારાં કોઈ વાહાણ ઉપર હથીયાર અથવા યુધ સામગરી અથવા લશ્કરી સ્ટોર હશે તથા તે તે વાહાણના સામાનીય હથીયારનો અથવા સામાન સરંજામનો ભાગ હશે તે હથીયારને અથવા યુધ સામગરીને અથવા લશ્કરી સ્ટોરને, અથવા

(બ) સરકારી કોઈ નોકર અથવા સન ૧૮૬૯ ના હીંદુસ્થાનના *વાલેનટીયરોના આકટ પરમાણે પટામાં નામ દાખલ થયલા કોઈ વાલેનટીયર સદરહુ પરકારના સરકારી નોકર અથવા વાલેનટીયર તરીકે પોતાનું કરતવ્ય કરમ કરતો હોય ત્યારે અથવા સરકારના હુકમથી હથીયાર અથવા યુધ સામગરી અથવા લશ્કરી સ્ટોર તઇયાર કરવાને અથવા તેઓનું રૂપાંતર કરવાને અથવા તે વેચવાને અથવા તે (દેશના અંદર લાવવાને અથવા (દેશની) બાહાર મોકલવાને અથવા એક જગાએથી બીજી જગાએ મોકલવાને અથવા ધારણ કરવાને અથવા કબજામાં રાખવાને લાગુ નથી.

શરૂ થવું. | ૨. જે તારીખ ગવરનર જનરલ ઇનકોંશીલ ઇંડિયા ગેજીટમાં જાહેરનામુ પરસીધ કરીને નીમશે તે તારીખે આ આકટ અમલમાં આવશે.

આકટ રદ કરવા. | ૩. સદરહુ તારીખે તથા તે તારીખથી આ આકટને જોડેલા પેહેલા પરીશીષ્ટમાં આકટ લખ્યા છે તે સદરહુ પરીશીષ્ટના ત્રીજા આસનમાં નારદીષ્ટ કરેલું છે તેટલે સુધી રદ છે એમ સમજવું. પણ આ આકટ ઉપરથી રદ કરેલા કોઈ આકટ મુજબ જે અખીકાર તથા પરવાનગીઓ તથા લાઇસન્સ તથા માફી આપી હશે અને જે હુકમ તથા નીમુણુકો કરી હશે અને જાહેરનામાં પરસીધ કરેલાં હશે અને જે

---

* વાલેનટીયર એટલે પોતાની ખુશીથી વગર પગારે શીપાઇગીરીની ચાકરી કરનાર.

કાનુન તથા સરતો અને નમુના ઠરાવીયા હશે તે સઘળા અધીકાર તથા પરવાનગીઓ તથા લાઇસિન્સ તથા માફી તથા હુકમ તથા નીમણુકો તથા જાહેરનામાં તથા કાનુન તથા સરતો અને નમુના આ આકટ પરમાણે આપી છે તથા કરયાં છે તથા પરસીધ કરેયાં છે તથા ઠરાવીયાં છે એમ સમજવું.

અને સદરહુ પ્રકારના સઘળા અધીકાર તથા પરવાનગીઓ તથા લાઇસિન્સ તથા માફી જે મુદત સુધીની આપી હશે તે મુદત સુધી તે આ આકટમાં બીજી રીતનો ઠરાવ કરેલોછે તે ખારેજ કરીને ચાલુ રેહેશે. અથવા સદરહુ પ્રકારની મુદત ખસુસ ઠરાવેલી નહી હોય ત્યારે જે તારીખે આ આકટ અમલમાં આવશે તે તારીખથી એક વરસ સુધી ચાલુ રેહેશે અને પછી બંધ થશે.

અરથની કલમ. | ૪. આ આકટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો.

"તોપ" આ શબ્દમાં સઘળા *હાવિટઝરે તથા ગરનાલ તથા *વાલપીસિસ તથા મોટરેસુસ તથા બીજા પ્રકારની તોપ તથા મશીનગન્સ તથા તેઓના સઘળા ભાગનો પણ તથા તે ચહાવવાનો તથા એક જગાએથી બીજી જગાએ લઇ જવાના તથા તેનાં કામમાં ઉપયોગી પડવાની સઘળી ગાડીઓ તથા પ્લાટફારમ તથા તે ચહાવવાનાં સાધનોનો પણ સમાસ થાય છે.

"હથિઆરો" આ શબ્દમાં અગની શસ્ત્રોનો; તથા સંગીનનો, તથા તરવારનો તથા ખંજરનો એટલે કટારીનો, તથા ભાલાનો, તથા ભાલાના ફાળનો તથા કાંમઠાનો તથા તીરનો સમાસ થાયછે, અને તોપ તથા હથીઆરના ભાગનો અને હથીઆરો તઇયાર કરેવાના યંત્રનો પણ સમાસ થાય છે.

"યુદ્ધસામગ્રી" આ શબ્દમાં ટારપીડોના કામમાં ઉપયોગી પડવા સારૂ અથવા સમુદ્રની હેઠળ સુરંગ મારવા સારૂ ખસુસ યોજેલા સઘળા પદારથ તથા બાણ તથા ગનકાટન તથા ડઇનમઇટ તથા લીથોકરાકટર તથા અવાજસાથે ફુટે તેવા તથા ધક્કો લાગ્યાથી અથવા ઘસાયા વગેરેથી મ્હોટો અવાજ થઇને ફુટનારા બીજા પદારથ તથા બંદુકનો ચકમક તથા ગનવાડસ તથા તોટી તથા ફયુજી અને ફરીકશન ટયુબ, તથા યુધ સામગ્રીના સઘળા ભાગ તથા યુધ સામગરી કરવાના સઘળા યંત્રોનો પણ સમાસ થાયછે, પણ સીસુ અથવા ગંધક અથવા સુરોખારનો સમાસ થતો નથી.

બ્રીટીસ ઇંડીઆના કોઇ ભાગને લાગુ કરેલી આ આકટની કોઇ કલમ માંહેના લશ્કરી સ્ટોર" આ સબ્દનો અરથ જે કોઇ લશકરી સ્ટોરને સદરહુ કલમ સદરહુ પ્રકારના ભાગમાં ગવરનર જનરલ ઇનકાંઉસીલ ઇંડીઆ ગેજેટમાં જાહેરનામું પ્રસીધ કરીને ખસુસ લાગુ કરશે તે લશકરી સ્ટોર એવો સમજવો. અને "લશકરી સ્ટોર" આ શબ્દોમાં સઘળુ સીસુ તથા ગંધક તથા સુરોખાર તથા બીજા પદારથ જેને સદરહુ ગવરનર જનરલ ઇનકાંઉસીલ વખતે વખતે સદરહુ પ્રમાણે લાગુ કરશે તેનો પણ સમાસ થાયછે એમ સમજવું.

* એક જાતની તોપ—કોટ ઉપરની તોપ.—મોરચો.—

૨"લૈસેન્સ" આ આકટ પ્રમાણે લાઇસેન્સ અને "આને લાઇસેન્ન આપ્યું" શબ્દનો અરથ સદરહુ પ્રકારનું લાઇસેન્સ ધારણ કરવું.

**તૈયાર કરવું તથા રૂપાંતર કરવું તથા વેચવું.**

લાઇસેન્સ વગર તયાર કરવાનીતથા રૂપાંતર કરવાની તથા વેચવાનીમના.

૪. કોઈ માણસે કોઈ હથીયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશ્કરી સ્ટોર લાઇસેન્સ વગર તથા તે લાઇસેન્સ ઉપરથી જે રીતનીપરવાનગી આપી હશે તે શીવાય બીજી રીતે તથા જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે તઇયાર કરવો નહીં અથવા તેઓનું રૂપાંતર કરવું નહીં અથવા તે વેચવો નહીં, અથવા વેચવા સારૂ રાખવો નહીં અથવા વેચવા સારૂ કાહાડવો નહીં અથવા માંડી મુકવો નહીં.

કોઈ માણસના કાયદાસર કબજામાં પોતાના ખાનગી ઉપયોગ સારૂ હથીયારો અથવા યુદ્ધ સામગ્રી હશે તે વેચવાના આ કલમના કોઈ ઠરાવ ઉપરથી તેને મનાછે એમ સમજવું નહીં એટલે તે હથીયારો અથવા યુદ્ધસામગ્રી કબજામાં રાખવાની મના જે માણસે જે વખતે તે આકટ અમલમાં હશે તે આકટ મુજબ નહી હોય તે માણસને વેચવાની મનાછે એમ સમજવું નહી. પણ જે માણસને આ આકટની સતાવીસમી કલમ પ્રમાણે આપેલી માફીના સબબથી હથીઆરો અથવા યુદ્ધ સામગ્રી કબજામાં રાખવાનો હક્ક હશે તે માણસ શીવાય બીજાં કોઈ માણસને જે જે માણસ હથીયારો અથવા યુદ્ધ સામગ્રી સદરહુ પ્રમાણે વેચશે તે તે માણસે તે વેચાણ બાબતની તથા ખરીદદારનાં નામ તથા ઠેકાણા બાબતની નોટીસ વગર કારણે વાર ન લગાડતાં ડીશટીકટ માજીસટરેટને અથવા છેક નજીકનુ પોલીસ થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને આપવી.

**૩. દેશની અંદર લાવવું. તથા બાહાર મોકલવું તથા એક જગાએથી બીજી જગાએ લઈ જવું.**

લાઇસેન્સ વગર (દેશની) અંદર લાવવાની તથા બાહાર મોકલવાની મના.

૬. કોઈ માણસે કોઈ હથીયારો અથવા યુધસામગરી અથવા લશકરી સ્ટોર લાઇસેન્સ વગર તથા સદરહુ પ્રકારના લાઇસનસ ઉપરથી જે રીતના પરવાનગી આપી હશે તે શીવાય બીજી રીતે અથવા જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે બ્રીટીસ ઇંડીયામાં અથવા બ્રીટીસ ઇંડીયાની બાહાર જળ મારગે અથવા ખુશકીને રસ્તે લાવવો નહી અથવા લઈ જવો નહી.

ખાનગી વાપર સારૂ હથીયારો તથા યુધ સામગ્રી લાવવા અથવા બાહાર મોકલવા વીશે,

જે કોઇ માણસને હથીયારો અથવા યુધસામગરી કબજામાં રાખવાનો કાયદાસર રીતે હક હશે તે માણસે પોતાના ખાનગી વાપર સારૂ માફક પરીમાણ પ્રમાણે આણેલાં અથવા બાહાર મોકલેલાં (તોપ શીવાય બીજાં) હથીયારોને અથવા યુધસામગરીને આ કલમની પેહેલી રકમના કોઈ ઠરાવ લાગુ નથી. પણ સદરહુ પ્રકારનાં હથીયારો બાબત અથવા યુધસામગરી બાબત સ્થાનીક સરકારનો પોતાને હુકમ પોહોચતાં લગી તે હરકોઈ વખતે અટકાવીરાખવાનો અધીકાર કસટમના કલેકટરને અથવા આ બાબત જે બીજા અમલદારને તેના નામથી અથવા હુદાના સંબંધથી સ્થાનીક સરકારે અખતીયાર આપ્યો હશે તેને છે.

ખુલાસો.—જે હથીઆરો તથા યુધસામગરી તથા લશકરી સ્ટોર બ્રીટીસ ઈંડીઆના એક ભાગમાંથી બીજા ભાગમાં જળ મારગે અથવા બ્રીટીસ ઈંડીયાનો ભાગ નહી હોય તેવાં દરમીયાનના મુલકમાંથી લઈ ગયા હશે તે આ કલમના અરથ પરમાણે બ્રીટીશ ઈંડીઆમાંથી લઈ ગયા છે તથા બ્રીટીસ ઈંડીયામાં આણેલો છે એમ સમજવું.

હથીઆરો વગેરે વખારઈમાં રાખવા સારૂ સ્થાનીક સરકારની મંજુરી જોઈએ

૭. સન ૧૮૭૮ ના જળ મારગની કસટમના આકટમાં ગમે તે ઠરાવ હોય તોપણ કો હથીઆરો અથવા યુધસામગરી અથવા લશકરી સ્ટોર તે આકટની સોળમી કલમ પરમાણે લાઈસન્સ આપેલી કોઈ વખારમાં સ્થાનીક સરકારની મંજુરી વગર રાખવો નહી.

જળ મારગે આણેલાં હથીઆરો વગેરે ઉપર ડયુટી લેવી.

૮. આ આકટને જોડેલા બીજા પરીશીષ્ટમાં જે પદારથ લખીયા છે તે જળમારગે આણીયા હશે તીયારે તેઓની ઉપર સન ૧૮૭૫ ના હીંદુસ્થાનના તારીફના આકટ ઉપરથી બેસાડેલી ડયુટીને બદલે તેજ પદારથો ઉપર તેજ પરીશીષ્ટમાં નિરદીષ્ટ કરેલી ડયુટી બ્રીટીસ ઈંડીઆના દરએક ભાગમાં બેસાડવી તથા વસુલ કરવી.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પદારથ કબજામાં રાખવાનો જે માણસને કાયદાસર રીતે હક હશે તે માણસે તે પોતાની ખાનગી વાપર સારૂ માફક પરીમાણ પ્રમાણે આણેલા પદારથો પઇકી કોઈ પણ પદારથ ઉપર કીમત પ્રમાણે દર સેંકડે દસ ટકા કરતાં વધારે ડયુટી લેવી નહી.

વળી એવું ઠરાવીયું છે કે જે પદારથ બીજી રીતે આંણીયા હશે તથા જેની ઉપર આ કલમ પ્રમાણે ડયુટી લીધી હશે અથવા લેવાનો અધીકાર હશે તે પદારથ લાવનારની પાસેથી સદરહુ પ્રમાણે કાયદાસર રીતે જે માણસને હક હશે તે માણસે પોતાના ખાનગી વાપર સારૂ તે પદારથ માફક પરીમાણ પ્રમાણે પરચુરણ ખરીદ કરયા હશે તીયારે તેના ઉપરની ડયુટીનો જેટલો ભાગ કીમત પ્રમાણે દર સેંકડે દસ ટકા કરતાં વધારે હશે તેટલો ભાગ (પરસંગ પ્રમાણે) પાછો મળવા સારૂ અથવા માફ થવા સારૂ કસટમના કલેકટરને અરજી કરવાનો અધીકાર (તે પદારથન) લાવનારને છે. અને તે પદારથ તેજ છે એ બાબત તથા સદરહુ પ્રકારના લાવનારને સદરહુ પ્રમાણે ( ડયુટી) પાછી મળવાનો અથવા માફ થવાનો બીજે પ્રકારે હક છે એ બાબત તે કલેકટરની ખાતરી થાય તો તેણે તે પરમાણે તે પાછી આપવી અથવા માફ કરવી.

ખુસકીને રસ્તે આણેલા માલ ઉપર ડયુટી બેસાડવાનો અધીકાર

૯. જે પદારથ આ આકટને જોડેલા બીજા પરીશીષ્ટમાં નિરદીષ્ટ કરેલા છે તથા જે બ્રીટીસ ઈંડીયાના કોઈ ભાગમાં ખુસકીને રસ્તે આંણીયા હશે તે પદારથો ઉપર તે પરીશીષ્ટમાં નીરદીષ્ટ કરેલી ડયુટી કરતાં વધારે ડયુટી લેવી નહી એવું ઈંડીયા ગેજીટમાં જાહેરનામુ પરસીધ કરીને વખતે વખતે ફરમાવવાનો અધીકાર અને તેજ રીતે સદરહુ પરકારનું કોઈ જાહેરનામુ રદ કરવાનો અધીકાર ગવરનર જનરલ ઈનકોંશીલને છે.

એક જગાથી બીજી જગાએ લઈ જવાની મના કરવાનો અધીકાર.

૧૦. ઇંડીયા ગેજીટમાં જાહેરનામુ પરસીધ કરીને વખતે વખતે હેઠળ લખ્યીયા પરમાણે કરવાનો અધીકાર ગવરનર જનરલ ઇન્કોંશીલને છે.

(અ) આખા બ્રીટીસ ઇંડીયામાં અથવા તેના કોઈ ભાગમાં કોઈ પરકારનાં હથીયારો અથવા યુધસામગરી અથવા લશકરી સ્ટોર એક જગાથી બીજી જગાએ લઈ જવાનું નીયમન અથવા મના બીલકુલ અથવા લાઇસન્સ ન હોય તે પરસંગે તથા લાઇસન્સમાં જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે તથા જે રીતની પરવાનગી આપી હશે તે શીવાય બીજી રીતે કરવાનો અધીકાર અને,

(બ) સદરહુ પરકારનું કોઈ જાહેરનામુ રદ કરવાનો અધીકાર છે.

હથીયારો એક વાહાણનામાંથી બીજા વાહાણમાં ચઢાવવાં,

ખુલાસો.—હથીયારો અથવા યુધસામગરી અથવા લશકરી સ્ટોર બ્રીટીસ ઇંડીયા કોઈ બંદરમાં એક વાહાણમાંથી બીજા વાહાણમાં ચઢાવ્યાં હશે તે આ કલમના અરથ પ્રમાણે એક જગાએથી બીજી જગાએ લઈ ગયા છે એમ સમજવું.

ઝાડો લેવાનાં થાણાં સ્થાપવાનો અધીકાર.

૧૧. બ્રીટીસ ઇંડીયા તથા પારકા મુલકની દરમીયાનની હદની લાઇન ઉપર કોઈ જગાએ તથા તે લાઇનની અંદર પોતાને યોગ્ય લાગે તે અંતર ઉપર ઝાડા લેવાનાં થાણાં સ્થાપવાનો અધીકાર ગવરનર જનરલ ઇનકોંશીલની અગાઉથી મંજુરી લઇને સ્થાનીક સરકારને છે. તે થાણામાં સઘળાં વાહાણ તથા ગાડાં તથા ભાર બરદારી જનાવરો તથા સઘળી પેટીઓ તથા ગાંસડીઓ તથા પાકીટો રસ્તે જતાં હોય તે ઉભાં રાખવાનો તથા હથીયારો સારૂ તથા યુધસામગરી સારૂ તથા લશકરી સ્ટોર સારૂ તેઓનો ઝાડો લેવાનો અધીકાર જે કોઈ અમલદારને તેના નામથી અથવા હુદાના સંબંધથી આ બાબત સદરહુ પ્રકારની સરકારે અખતીયાર આપીયો હશે તે અમલદારને છે.

શકને પરસંગે હથીયારો વગેરે લઈ જનાર માણસોને પકડવા.

૧૨. કોઈ હથીયારો અથવા યુધસામગરી અથવા લશકરી સ્ટોર (તે બાબત લાઇસન્સ હોય કે ન હોય તોપણ) હેઠળ લખેલી રીતે તથા હેઠળ લખેલ પરસંગે લઇ જતાં કોઈ માણસ મળે તીયારે એટલે કોઈ ગેરકાયદેસર કારણ સારૂ વાપરવાના ઇરાદાથી અથવા તે ઉપયોગી પડવાના ઇરાદાથી તે લઈ જવામાં આવે છે એવો શક આવવાનો બાજબી સબબ મળે એવી રીતે અથવા એવે પરસંગે લઈ જતાં જડે તીયારે વગર વારંટે તેને પકડવાનો તથા તેની પાસેથી સદરહુ પ્રકારનાં હથીયારો અથવા યુધસામગરી અથવા લશકરી સ્ટોર લેવાનો અધીકાર કોઈ પણ માણસને છે.

માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર નહી હોય તેવા માણસે પકડ્યુ હોય તીયારે કામ ચલાવવાની રીત.

માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર નહી હોય તેવા કોઈ માણસે પકડેલુ કોઈ માણસ અને સદરહુ પ્રમાણે લીધેલાં હથીયારો અથવા યુધસામગરી અથવા લશકરી સ્ટોર બને તેમ જલદી પોલીસ અમલદારને સવાધીન કરવાં.

પોલીસ અમલદારે પકડેલા અથવા પોલીસ અમલદારને સવાધીન કરેલા સઘળા માણસો અને સદરહુ પ્રકારના કોઈ અમલદારે પકડેલા અથવા આ કલમ પરમાણે તેને સવાધીન કરેલાં સઘળાં હથીયારો તથા યુધસામગરી વગર કારણે વાર ન લગાડતાં માજીસ્ટ્રેટની પાસે લઈ જવી.

**૪ હથીયાર બાંધીને ફરવું તથા હથીયારો કબજામાં રાખવાં વગેરે.**

લાઇસેન્સ વગર હથીયાર બાંધીને ફરવાની મના.

૧૩. લાઇસેન્સ વગર તથા લાઇસેન્સમાં જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે તથા જે રીતના પરવાનગી આપી હશે તે શીવાય બીજી રીતે કોઈ પણ હથીયારો બાંધીને કોઈ માણસે ફરવું નહીં.

લાઇસેન્સ વગર અથવા લાઇસેન્સના ઠરાવ તોડીને કોઇ માણસ હથીયારો બાંધીને સદરહુ પ્રમાણે ફરશે તેની પાસેથી હથીયારો લેવાનો અધીકાર કોઈ માજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને અથવા જે બીજા અમલદારને તેના નામથી અથવા તેના હુદાના સંબંધથી સ્થાનીક સરકારે આ બાબત અખતીયાર આપ્યો હશે તેને છે.

લાઇસેન્સ વગર અગ્નીશસ્ત્રો વગેરેનો કબજો.

૧૪. લાઇસેન્સ વગર તથા લાઇસેન્સમાં જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે તથા જે રીતના પરવાનગી આપી હશે તે શીવાય બીજી રીતે કોઈ માણસે તોપ અથવા અગ્નાશસ્ત્રો અથવા યુધ સામગરી અથવા લસકરી સ્ટોર પોતાના કબજામાં અથવા પોતાનાં નીરબંધમાં રાખવો નહીં.

જે તારીખે આ આકટ અમલમાં આવશે તે તારીખ પછીના ત્રણ મહીના સુધી આ કલમના પેહેલા ભાગ માહેના કોઈ ઠરાવ, જે જગાને સન ૧૮૬૦ ના ૩૧ મા આકટની ૩૨ મી કલમની ૨જી રકમ સદરહુ પ્રકારની તારીખે લાગુ નહી હશે તે જગામાં કોઈ માણસના કબજામાં કાંઈ અગ્નીશસ્ત્રો અથવા યુદ્ધ સામગ્રી અથવા લસકરી સ્ટોર હશે તેઓને લાગુ નથી એમ સમજવું.

તરણ મહીનાના સદરહુ મુદતની અંદર સદરહુ પ્રકારની કોઈ જગામાં જે માણસના કબજામાં કાંઈ અગ્નાશસ્ત્રો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર હશે તે માણસને તે છેક નજીકનું પોલીસ થાણું જે અમલદારને સવાધીન હશે તે અમલદારના પાસે અનામત મુકવાનો અધીકાર છે અને તે મુદત પુરી થાય તે વખત સદરહુ પ્રકારની કોઇ જગામાં જે માણસના કબજામાં કોઇ અગ્નાશસ્ત્રો અથવા યુદ્ધસામગ્રી અથવા લશકરી સ્ટોર લાઇસેન્સ વગર હશે તે માણસે તે છેક નજીકનું પોલીસ થાણું જે અમલદારને સવાધીન હશે તે અમલદારની પાસે અનામત મુકવો જોઇયે.

આ કલમ પ્રમાણે અનામત મુકેલા કોઈ પદારથનો ધણી જે તારીખે આ આકટ અમલમાં આવે તે તારીખ પછીના વરસની અંદર સદરહુ પ્રકારનો પદારથ પોતાના કબજામાં રાખવાના અધીકાર બાબતનું લાઇસન્સ નહી લે તથા તે પદારથ મળવા બાબત અરજી નહી કરે તો સદરહુ પ્રકારનું પદારથ સરકાર દાખલ થશે.

કોઇ પણ પ્રકારનાં હથીયારો લાઇસન્સ વગર કેટલી એક જગામાં કબ

૧૫. જે જગામાં સન ૧૮૬૦ના ૩૧મા આકટની ૩૨ મી કલમની ૨ જી રકમ આ આકટ અમલમાં આવશે તે વખતે લાગુ હશે તે જગામાં અથવા જે જગાને આ કલમ સ્થાનીક સરકાર ગવરનર જનરલ

જામાં રાખવાની મના કરી છે.

ઇનક્કોઉશીલની અગાઉથી મંજુરી લઇને તથા સ્થાનીક સરકારી ગેજેટમાં જાહેરનામું પ્રસાધ કરીને ખસુસ લાગુ કરશે તે જગામાં કોઈ માણસે કોઇ પ્રકારનાંહથીઆરો લાઇસન્સ વગર તથા લાઇસન્સમાં જે રીતની પરવાનગી આપી હશે તે રીત શીવાય બીજી રીતે તથા જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે પોતાના કબજામાં રાખવા નહી.

જે હથીયારો કબજામાં રાખવાગેરકાયદેશર થયાં હશે તે પોલીસ થાણામાં અનામત મુકવાં.

૧૬. કોઇ માણસે હથીઆરો અથવા યુધ સામગ્રી અથવા લશકરી સ્ટોર પોતાના કબજામાં રાખવો એ લાઇસન્સ રદ થયાને લીધે અથવા તેની મુદત પુરી થયાને લીધે અથવા પંદરમી કલમ પ્રમાણે જાહેરનામુ કરેયાને લીધે ગેર કાયદાસર થયું હશે તે માણસના કબજામાં હથીઆરો અથવા યુધ સામગ્રી અથવા લશકરી સ્ટોર હશે તે તેણે છેક નજીકનું પોલીસ થાણું જે અમલદારને સવાધીન હશે તે અમલદારની પાશે વગર કારણે વાર ન લગાડતાં અનામત મુકવો.

આ કલમ પ્રમાણે અનામત મુકેલા કોઇ પદારથનો માલિક તે પદારથ પોતાના કબજામાં રાખવાનો અધીકાર પોતાનેછે. એ બાબતનું લાઇસન્સ સદરહુ પરકારનો પદારથ સદરહુ પ્રમાણે જે તારીખે અનામત મુકયો હશે તે તારીખથી તરણ વરસની અંદર હાજર નહી કરે તો તથા તે પદારથ પોતાને સોંપવા બાબતની અરજી નહી કરે તો તે પદારથ સરકાર દાખલ થશે.

## ૫ લાઇસન્સ.

લાઇસન્સ બાબત કાનુન કરવાનો અધીકાર.

૧૭. લાઇસિનસ કયા અમલદારે આપવું તે અમલદાર ઠરાવવા બાબતની તથા જે નમુના પ્રમાણે તથા જે મરીયાદાથી તથા શરતથી તથા જે મરીયાદાને તથા શરતને અનુસરીને કોઈ લાઇસન્સ આપવું તે મરીયાદા તથા શરત ઠરાવવા બાબતની ઇંડીઆ ગેજેટમાં જાહેરનામું પરશીધ કરીને વખતે વખતે કાનુન કરવાનો અધીકાર અને સદરહુ પરકારની કાનુનમાં બીજી વાત ઠરાવવાની તેમાં હેઠળ લખેલી વાત ઠરાવવાનો અધીકાર ગવરનર જનરલ ઇનકાંઉશીલને છે.

(અ) સદરહુ પરકારનું લાઇસિન્સ અમલમાં રેહેવાની મુદત ઠરાવવાનો, અને,

(બ) આ આકટ અમલમાં આવશે તે વખતે જે જગાને સન ૧૮૬૦ના ૩૧ મા આકટની ૩રમી કલમની ૨જી રકમ લાગુ હશે તે જગામાં આપેલાં સદરહુ પરકારમાં કોઈ લાઇસન્સ બાબત અથવા બીજી કોઇ જગામાં (હથીઆર વગેરે રાખવાના) કબજા બાબત આપેલા લાઇસનસ શીવાય સદરહુ પરકારનાં બીજા કોઇ લાઇસનસ બાબત સ્ટાંપથી અથવા બીજી રીતે લેવાની ફી ઠરાવવાનો અને.

(ક) (હથીઆર વગેરે) કબજામાં રાખવા બાબતનાં લાઇસનસ શીવાય સદરહુ પરકારનાં બીજા કોઇ લાઇસનસના ધારણ કરનારાએ તે બીજા લાઇસનસ પરમાણે કરેલી કોઇ વાત બાબત સ્થાનીક સરકાર ફરમાવે તેવા નમુના પરમાણે દફતર અથવા હીસાબ રાખવો તથા સકારનો અમલદાર સદરહુ પરકારનું દફતર અથવા હીસાબ બતાવવાનું કહેતો તે બતાવવો એવું ફરમાવવાનો, અને

(ડ) પાંચમી કલમમાં અથવા છઠી કલમમાં કહેલા પરકારનું લાઇસન્સ ધારણ કરનાર કોઈ માણસ જે ઠેકાણે હથીઆરો અથવા યુધસામગ્રી અથવા લશકરી સ્ટોર તઇઆર કરતુ હોય અથવા તેણે રાખ્યો હોય તે ઠેકાણામાં પેસવાનો તથા તે તપાસી જોવાનો અખતીઆર સરકારના કોઇ પણ અમલદારને આપવાનો, અને

(ઈ) સદરહુ પરકારના કોઈ માણસના કબજામાં અથવા તેના નીરબંધમાં હથિયારોનો તથા યુધસામગ્રીનો તથા લશકરી સ્ટોરનો સંગરેહ હશે તે સઘળો તેણે સદરહુ પ્રમાણે અખતીઆર આપેલા સરકારના અમલદારને બતાવવો એવું ફરમાવવાનો, અને-

(ફ) કોઇ લાઇસન્સ ધારણ કરનાર માણસને અથવા કોઇ લાઇસન્સ ઉપરથી કામ ચલાવનાર માણસને તે લાઇસન્સ હાજર કર અને તે લાઇસન્સ જે હથિઆરો બાબત અથવા યુધસામગરી બાબત અથવા લશકરી સ્ટોર બાબત હશે તે હથીઆરો અથવા યુધસામગરી અથવા લશકરી સ્ટોર હાજર કર અથવા તે બાબતનો જવાબ દે એવું સરકારનો અમલદાર કહેતો તેણે તે હાજર કરવો અથવા જવાબ આપવો એવો ઠરાવ કરવાનો અધિકાર છે.

| લાઇસન્સ રદ કરવું તથા મોકુફ કરવું- | ૧૮. કોઈ પણ લાઇસન્સ રદ કરવાનો અથવા મોકુફ કરવાનો અધીકાર હેઠળ લખેલા અમલદારને છે. એટલે:— |
|---|---|

(અ) જે અમલદારે તે લાઇસન્સ આપીયું હશે તેને અથવા તે અમલદાર જે કોઈ અધીકારીના તાબામાં હશે તેને અથવા ડીસટરીકટનો કોઈ માજીસટરેટ અથવા ઇલાકાના મુખ્ય શેહેરની પોલીસનો કમીશનર જેની હકુમતની સ્થળ સીમમાં સદરહુ પ્રકારનો લાઇસન્સ ધારણ કરનારો હશે તે ડીસટરીકટના માજીસટરેટને અથવા પોલીસના કમીશનરને લોકની સુલેહ રાખવા સારૂ સદરહુ પ્રકારનુ લાઇસન્સ રદ કરવાની અથવા મોકુફ કરવાની જરૂર લાગે તવારે કારણ હોય તે દફતરમાં લખીને તે પ્રમાણે કરવાનો અધીકાર સદરહુ પ્રકારના અમલદારને અથવા અધીકારીને અથવા માજીસ્ત્રેટને અથવા કમીશનરનેછે, અને

(બ) જે કોઈ જડજની પાસે અથવા માજીસ્ત્રેટની પાસે આ આકટ વીરૂધ ગુનો કરેઆની સબીતી સદરહુ પ્રકારના લાઇસન્સ ધારણ કરનારની ઉપર થશે. તે જડજને અથવા માજીસ્ત્રેટને છે, અને.

જે મુલકનો રાજકારભાર પોતે ચલાવતા હશે તે આખા મુલકમા અથવા તેના કોઈ ભાગમાં સઘળા અથવા કોઈ પણ લાઇસન્સો સ્થાનીક સરકારી ગેજેટમાં જાહેરનામું પરસીધ કરીને પોતાના પરસંગાનુંસાર વરતનાધીકારથી રદ અથવા મોકુફ કરવાનો અધીકાર સ્થાનીક સરકારને છે.

## ૬ શિક્ષા.

| પમી તથા ૬ઠી તથા ૧૦ મી તથા ૧૩મીથી તે ૧૭મી સુધીની કલમો તોડયા બદલ | ૧૯. જે કોઈ હેઠળ લખેલા ગુનહા પઇકી કોઇપણ ગુનોહો કરશે, એટલે— |
|---|---|

(અ) પાંચમી કલમના ઠરાવ તોડીને કોઇ હથીઆરો અથવા યુદ્ધસામગ્રી અથવા લશક-રી સ્ટોર તઇયાર કરશે અથવા તેનું રૂપાંતર કરશે અથવા તે વેચશે અથવા રાખ-શે અથવા વેચવાને કાહાડશે અથવા માંડી મુકશે. અથવા.

(બ) તેજ કલમમાં નોટીસ આપવાનું કહ્યું છે તે પ્રમાણે નોટીસ આપવાને ચુકશે, અથવા

(ક) છઠી કલમના ઠરાવ તોડીને કોઈ હથીયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશ્કરીસ્ટોર લાવશે અથવા બાહાર મોકલશે; અથવા.

(ડ) દશમી કલમ પ્રમાણે કરેલા કોઈ નીયમ અથવા મના તોડીને કોઈ હથીયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશ્કરી સ્ટોર એક જગાએથી બીજી જગાએ લઈ જશે; અથવા

(ઇ) તેરમી કલમના ઠરાવ તોડીને હથીયાર બાંધીને ફરશે, અથવા

(ફ) ચઉદમી અથવા પંદરમી કલમના ઠરાવ તોડીને કોઈ હથીયાર અથવા યુદ્ધસામગ્રી અથવા લશ્કરી સ્ટોર પોતાના કબજામાં અથવા નીરબંધમાં રાખશે; અથવા.

(ગ) સતરમી કલમની (ક) રકમ પ્રમાણે કરેલી કાનુન પ્રમાણે જે દફતર અથવા હીસા-બ તેણે રાખવો જોઇયે તેમાં ખોટો મજકુર જાણી જોઇને લખશે, અથવા.

(હ) સતરમી કલમના (ઇ) રકમ પ્રમાણે કરેલી કાનુન મુજબ જે પદારથ તેણે બતાવવો જોઇએ તે પદારથ તે બતાવવાને જાણી જોઇને ચુકશે; અથવા.

(ઐ) ચઉદમી અથવા સોળમી કલમમાં કહ્યા પ્રમાણે હથીયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશ્કરી સ્ટોર અનામત મુકવાને ચુકશે.

તેને ઘણામાં ઘણા ત્રણ વરસ સુધી કેદની અથવા દંડની શીક્ષા અથવા આ બેઉ શીક્ષા થશે.

પમી તથા છઠી. તથા ૧૦મી તથા ૧૪મી અને ૧૫ મી કલમ ચુપકી થી તોડયા બદલ.

૨૦. ઓગણીસમી કલમના (અ) અથવા (ક) અથવા (ડ) અથવા (ફ) રકમમાં કહેલાં કોઈ કૃત્ય હીંદુસ્તાનના ફોજદારી કાયદામાં સરકારી નોકરની વ્યાખ્યા કરી છે તેવા કોઈ સરકારી નોકરને અથવા લોહોડાના સડક ઉપર ચાકરીએ હોય તેવા કોઈ માણસને અથવા કોઈ હુડા ભાડું કરનારના નોકરને ખબર ન પડે એવા ઇરાદા જે રીતે માલમ પડે તે રીતે જે કોઇ સદરહુ પ્રકારનું કૃત્ય કરશે.

હથીયારો વગે રે સંતાડવા બા બત.

અને પચાસમી કલમ પરમાણે ઝાડો લેવામાં આવતો હોય ત્યારે જે કોઇ માણસ હથીયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશકરી સ્ટોર સંતાડશે અથવા સંતાડવાની કોશીશ કરશે.

તેને ઘણાંમાં ઘણી સાત વરસ સુધીની કેદની અથવા દંડની શીક્ષા અથવા આ બેઉ શીક્ષા થશે.

લાઇસેન્સની સ રત તોડવા બા બત.

૨૧. જે સરતને અનુસરીને લાઇસેન્સ આપ્યું હશે તે સરત તોડીને જે કોઇ હેઠળ લખેલ પરસંગે કાંઇ કૃત્ય કરશે અથવા કરવાનું વરજ કરશે એટલે સદરહુ પરકારનું કૃત્ય કરયા બદલ અથવા કરવાનું વરજ કરયા બદલ ઓગણીસમી અથવા વીસમી કલમ પરમાણે શીક્ષા થઇ શકતી નહી હોય તેવું કાંઇ કૃત્ય કરશે અથવા કરવાનું વરજ કરશે તેને ઘણામાં ઘણા છ મહીના સુધી કેદની

અથવા ઘણામાં ઘણા પાંચસે રૂપીઆ સુધી દંડના શીક્ષા અથવા આ બેઉ શીક્ષા થશે.

લાઇસેન્સ નમળેલા માણસની પાસેથી હથીઆર વગેરે જાણી જોઇને ખરીદ કરવા બદલ. જે માણસને હથીઆર વગેરે કબજામાં રાખવાનો અધીકાર આપ્યો નહીહોય તેને તે આપવા બાબત.

૨૨. જે માણસ હથીઆરો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશકરી સ્ટોર વેચવા બાબતનું જે માણસને પાંચમી કલમના વીશેષ ઠરાવ મુજબ લાઇસેન્સ આપ્યું નહી હોય અથવા અધીકાર આપ્યો નહી હોય તેના પાસેથી જાણી જોઇને તે ખરીદ કરશે અથવા કોઈ હથીઆરો અથવા યુધ સામગ્રી અથવા લશકરી સ્ટોર કબજામા રાખવાનો કાયદાસર રીતે અધીકાર આપ્યો છે કે નહી તેની અગાઉથી ચોકશી કરેવા વગર તે કોઈ માણસના કબજામાં આપશે.

તેને ઘણામાં ઘણા છ મહીના સુધી કેદના અથવા ઘણામાં ઘણા પાંચસે રૂપીઆ સુધી દંડના અથવા આ બેઉ શીક્ષા થશે.

કાનુન તોડવા બાબત શીક્ષા.

૨૩. જે કાનુન આ આકટ પ્રમાણે કરી હશે તથા જે તોડવા બાબત આ આકટમાં શીક્ષા ઠરાવી નહી હોય તે કાનુન જે માણસ તોડશે તે માણસને ઘણામાં ઘણા એક મહીના સુધી કેદની અથવા ઘણામાં ઘણા બસે રૂપીઆ સુધી દંડની શીક્ષા અથવા આ બેઉ શીક્ષા થશે.

જપતી કરવાનો અધીકાર.

૨૪. કોઈ હથીઆર બાબત અથવા યુધસામગ્રી બાબત અથવા લશકરી સ્ટોર બાબત આ આકટ પ્રમાણે શીક્ષા કરવા જોગ ગુનોહ કરેવાની સાબેતી થઇ હશે ત્યારે સદરહુ પ્રકારના સઘળાં હથીઆરો અથવા યુધસામગ્રી અથવા લશકરી સ્ટોર અથવા તેનો કોઈ ભાગ અને તે લઈ જવા સારૂ ઉપયોગ કરેલું કોઈ વાહાણ અથવા ગાડુ અથવા બારબરદારી જનાવર અને જે પેટીમાં અથવા પાકીટમાં અથવા ગાંસડીમાં તે સંતાડ્યા હોય તે પેટી અથવા પાકીટ અથવા ગાંસડી તથા તે પેટીમાંનો અથવા પાકીટમાંનો અથવા ગાંસડીમાંનો બીજો માલ જપત કરવા બાબતના વળી બીજા હુકમનો પ્રસંગાનુસાર વરતનાધીકાર ગુનાહની સાબેતી કરનાર કોરટને અથવા માજીસ્ત્રેટને છે.

## ૭. પરચુરણ.

માજીસ્ત્રેટે ઝાડા લેવા તથા પકડવું.

૨૫. પોતાની હકુમતની સ્થળ શીમમાં રેહેનાર કોઈ માણસના કબજામાં કોઈ ગેરકાયદાસર કામ સારૂ કોઈ હથીઆરો અથવા યુધસામગ્રી અથવા લશકરી સ્ટોર છે એવું લાગવાનો.

અથવા લોકની સુલેહને ધોકો લાગ્યા વગર સદરહુ પ્રકારનાં કોઈ હથીઆરો અથવા યુધસામગ્રી અથવા લશકરી સ્ટોર સદરહુ પ્રકારના કોઈ માણસના કબજામાં રાખી સકાશે નહી એવું લાગવાનો કોઈ માજીસ્ત્રેટને સબબ હોય ત્યારે.

પોતાને લાગવાનાં કારણ હોય તે પરથમ દફતરમાં લખી મુકીને જે ઘરનો અથવા ઠેકાણાનો ઉપયોગ સદરહુ પ્રકારનું માણસ કરતુ હોય તે ઘરનો અથવા ઠેકાણાનો અથવા જે ઘરમાં અથવા ઠેકાણામાં સદરહુ પ્રકારનાં હથીઆરો અથવા યુધસામગ્રી અથવા લશકરી સ્ટોર છે અથવા મળશે એવું લાગવાનો પોતાને સબબ હોય તે ઘરનો અથવા ઠેકાણાનો

ઝાડો લેવરાવવાનો અધીકાર અને તે બાબત લાઇસેન્સ હોય તોય પણ તે પકડાવાનો તથા પોતાને જરૂર લાગે તે વખત સુધી સુરક્ષીત જગાએ અટકાવી રાખવાનો અધીકાર સદરહુ પ્રકારના માજીસ્ટ્રેટને છે.

સદરહુ પ્રકારને પ્રસંગે માજીસ્ટ્રેટે અથવા માજીસ્ટ્રેટની સમક્ષ અથવા જે અમલદારને તેના નામથી અથવા હુદ્દાના સંબંધથી સ્થાનીક સરકારે આ બાબત ખસુસ અધીકાર આપ્યો હશે તે અમલદારે અથવા તે અમલદારની સમક્ષ ઝાડો લેવો.

સ્થાનીક સરકારે પકડવું તથા અટકાવી રાખવું.

૨૬. કોઇ હથીઆરો અથવા યુદ્ધસામગ્રી અથવા લશકરી સ્ટોર કબજામાં રાખવા બાબતનું કોઈ માણસને લાઇસેન્સ આપેલું હશે તોપણ તે માણસના કબજામાંના કોઈપણ હથીયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશ્કરી સ્ટોર હરકોઈ વખતે પકડવા બાબતનો હુકમ કરવાનો અથવા પકડાવવાનો અધીકાર અને લોકના સલામતી સારૂ પોતાને જરૂર લાગે તે વખત સુધી તે અટકાવી રાખવાનો અધીકાર સ્થાનીક સરકારને છે.

માફી આપવાનો અધીકાર.

૨૭. ઇંડિયા ગાઝેટમાં જાહેરનામુ પ્રસીદ્ધ કરીને વખતે વખતે હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધીકાર ગવરનર જનરલ ઇનકાઉન્સીલને છે એટલે.—

(અ) આ આક્ટમાંહેની કોઈ મનાના અથવા હુકમના અમલમાંથી કોઈ માણસને તેના નામથી અથવા તેના હુદ્દાના સંબંધથી અથવા હરકોઈ વરગના લોકને કાહાડવાનો, અથવા હરકોઈ પ્રકારનાં હથિયારો અથવા યુદ્ધસામગ્રી ખારેજ કરવાનો અથવા બ્રીટીસ ઇંડીયાનો કોઈપણ ભાગ કાહાડવાનો અને.

(બ) સદરહુ પ્રકારનું કોઈ જાહેરનામુ રદ કરવાનો અને સદરહુ પરકારની મનાનો અથવા હુકમનો અમલ તે માણસોને અથવા પદારથોને અથવા જાહેરનામાંમાં લખેલા બ્રીટીશ ઇંડીયાના ભાગને ફરીથી લાગુ કરવાનો અધીકાર છે.

ગુન્હા બાબત. ખબર આપવી.

૨૮. આ આક્ટ મુજબ શીક્ષા કરવા જોગ કોઈ ગુન્હો કર્યાની જે જે માણસને ખબર હશે તેને તે બાબતની ખબર ન આપવાનું વાજબી કારણ ન હોય ત્યારે છેક નજીકના પોલીસ અમલદારને અથવા માજીસ્ટ્રેટને ખબર આપવી જોઇયે. વાજબી કારણ નહીં હતું એ સાબીત કરવાનો બોજો તે માણસ ઉપર રહેશે.

જે હથીયારો બાબત અથવા યુદ્ધસામગ્રી બાબત અથવા લશકરી સ્ટોર બાબત આ આક્ટ વીરૂધ્ધ ગુનહો કરયોછે અથવા કરવામાં આવેછે તે હથીયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશકરી સ્ટોર રસ્તે જતી કોઈ પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા ગાંસડીમાંછે એવો પોતાને શક હોય તે પેટી બાબત અથવા પ્યાકેજ બાબત અથવા ગાંસડી બાબત ખબર ન આપવાનું વાજબી કારણ નહીં હશે ત્યારે કોઈ લોહોડાની સડક ઉપર ચાકરીમાં હોય તેવાં અથવા કોઈ હોડા બાડું કરનારે ચાકરીમાં રાખેલાં દર એક માણસે છેક પાસેના પોલીસ અમલદારને ખબર આપવી જોઇયે. વાજબી કારણ ન હતું એ સાબીત કરવાનો બોજો તે માણસ ઉપર રેહેશે.

૧૯મી કલમની (ક) રકમ પ્રમાણે કામ ચલાવવા સારૂ મંજુરી નીં જરૂરછે.

૨૯. ઓગણીસમી કલમની (ક) રકમ પ્રમાણે શીક્ષા કરવા જોગ કાંઈ ગુન્હો હેઠળ લખેલા પ્રાંતમાં આ આક્ટ જે તારીખે અમલમાં આવે તે તારીખથી ત્રણ મહીનાની અંદર કરયો હશે ત્યારે એટલે જે પ્રાંતને અથવા ડીસ્ત્રીકટને અથવા જગાને સન ૧૮૬૦ ના ૩૧ મા આક્ટની ૩રમી કલમની ૨જી રકમ સદરહુ પરકારની તારીખે લાગુ હશે તે પ્રાંતમાં અથવા ડીસ્ત્રીકટમાં અથવા જગામાં કરયો હશે ત્યારે અથવા બ્રીટીસ ઈંડીઆનો જે ભાગ સદરહુ પ્રકારનું પરાંત અથવા ડીસ્ત્રીકટ અથવા જગા નહીં હશે તે ભાગમાં કરવામાં આવશે તીયારે સદરહુ પ્રકારના ગુનહા બાબત કોઈ માણસ ઉપર કામ ચલાવવું હોય ત તે ડીસટરીકટના માજીસ્ત્રેટની અથવા ઈલાકાના મુખ્ય શેહેરમાં પોલીશના કમીશનરની મંજુરી લીધા વગર ચલાવવું નહીં.

૧૯મી કલમની (ક) રકમ વીરૂધ કરેલા ગુન્હાને પ્રસંગે ઝાડા કેમ લેવા.

૩૦. ઓગણીસમી કલમની (ક) રકમ પ્રમાણે શીક્ષા કરવા જોગ ગુનહા બાબત કોઈ કામ ચલાવ્યું હોય તે ચાલતું હોય ત્યારે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે અથવા સન ૧૮૭૭ના પ્રેસિડેન્સી માજીસ્ત્રેટોના આક્ટ પ્રમાણે ઝાડા લેવાના હશે ત્યારે તે ઝાડા સદરહુ કાયદામાં અથવા આક્ટમાં ગમે તે ઠરાવ હોય તોપણ આ બાબત જે અમલદારને નામથી અથવા હુદાના સંબંધથી સ્થાનિક સરકારે ખસુસ નીમ્યો હશે તે અમલદારના રૂબરૂ લેવા અને બીજી રીતે લેવા નહીં.

બીજા કાયદાના અમલને હરકત નથી.

૩૧. જે કાંઈ કૃત્ય કરયું હોય તો અથવા કરવાનું વરજ કરયું હોય તો આ આક્ટ વીરૂધ અથવા આ આક્ટ પ્રમાણે કરેલી કાનુન વીરૂધ ગુન્હો થતો હશે તે કૃત્ય બાબત અથવા વરજ કરયા બાબત કોઈ માણસ ઉપર બીજા કોઈ કાયદા પ્રમાણે કામ ચલાવવાને અથવા આ આક્ટમાં ઠરાવેલી શીક્ષા કરતાં અથવા દંડ કરતાં કોઈ મોટી શીક્ષાને અથવા દંડને સદરહુ પ્રકારના બીજા કાયદા ઉપરથી તે માણસ પાત્ર થવાને આ આક્ટના કોઈ ઠરાવ ઉપરથી હરકત છે એમ સમજવું નહી પણ એવું ઠરાવ્યુંછે કે કોઈ માણસને એકજ ગુના બદલ બે વખત શીક્ષા કરવી નહીં.

અગ્નીશસ્ત્રોની ગણત્રી કરવાનો અધિકાર

૩૨. સ્થાનિક સરકારી ગ્યાજેટમાં જાહેરનામુ પ્રસિધ કરીને હરકોઈ પ્રદેશમાંહેનાં સઘળાં અગ્નીશસ્ત્રોની ગણત્રી કરવી એવો હુકમ વખતે વખતે કરવાનો અધીકાર અને સદરહુ પરકારની ગણત્રી કરવાનો અખત્યાર કોઈપણ માણસને તેના નામથી અથવા હુદાના સંબંધી આપવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

સદરહુ પ્રકારનું કોઈ જાહેરનામું પ્રસિદ્ધ કરયું હોય ત્યારે સદરહુ પ્રકારના પરદેશમાં સદરહુ પ્રકારનાં કાંઈ હથિયારો જે માણસોના કબજામાં હશે તે સઘળાં માણસોએ તે હથીયારો બાબત જે માહિતી સદરહુ પ્રમાણે અખત્યાર આપેલુ માણસ માગે ત તેને આપવી. અને સદરહુ પ્રકારનાં હથિઆરો તેણે પોતાની પાસે હાજર કરવાનું કહ્યું હોય તો હાજર કરવાં.

સદરહુ પરકારનાં કોઈ હથિયારો હાજર કરવાનું કહ્યુ હોય ત્યારે તે હાજર કરવાની કોઇ માણસ ના કહેશે અથવા ગફલત કરશે તેને ઘણામાં ઘણા એક મહિના સુધી કેદની અથવા ઘણામાં ઘણા બશેં રૂપીઆ સુધી દંડની શીક્ષા અથવા આ બેઉ શીક્ષા થશે.

**કામ ચલાવવાની નોટીશ તથા મુદત.**

૩૩. આ આક્ટ પ્રમાણે કોઇ વરતન કર્યા બદલ કોઇ માણસ ઉપર ફરિયાદ શિવાય બીજુ કાંઈ પણ કામ ચલાવવું હોય તો, કામ ચલાવવાનો ઇરાદો હોય તે બાબત એક મહિના આગમજ લખેલી નોટીસ તેને આપ્યા વગર અથવા સદરહુ પ્રકારનું કારણ ઉત્પન્ન થયાની તારીખથી ત્રણ મહિના થયા પછી ચલાવવું નહીં.

# પેહેલું પરિશિષ્ટ.

| નંબર તથા વરસ. | મથાળું. | કેટલો રદ કર્યો. |
|---|---|---|
| સન ૧૮૪૧નો ૧૮ મો. | લશકરી સ્ટોર બહાર મોકલવા સંબંધી કાયદો તથા આક્ટછે તે એકઠાકરીને સુધારવા સંબંધી આક્ટ. | જેટલો રદ થયો નથી તેટલો. |
| સન ૧૮૫૪નો ૩૦ મો. | આરાકાન તથા પેગુ તથા મારતાબાન તથા તેનસરીમ પ્રાંતમાં કસ્ટમની જકાતી લેવા બાબતના નિયમ ઠરાવવા બાબતનો આક્ટ. | "અને યુધ સામગ્રી આ પ્રાંતો પઇકી કોઇ પણ પ્રાંતમાંથી પારકાં સંસ્થાનમાં મોકલવાની મનાકરવી જોઇયે" આ ઉદ્દેશમાંના શબ્દો. ૧૧ મી કલમ. |
| સન ૧૮૬૦નો ૩૧ મો. | હથિયારો તથા યુધસામગ્રી કરવા બાબત તથા મુલકમાં લાવવા બાબત તથા વેચવા બાબત અને તે રાખવાના તથા વાપરવાના હક બાબત નિયમ ઠરાવવા બાબત અને કેટલેએક પ્રસંગે હથીયારો લઇ લેવાનો અધિકાર આપવા બાબતનો આક્ટ. | જેટલો રદ થયો નથી તેટલો |
| સન ૧૮૬૬ નો ૬ ઠો. | હથિયારો તથા યુધસામગ્રી કરવા બાબત તથા મુલકમાં લાવવા બાબત તથા વેચવા બાબત અને તે રાખવાના તથા વાપરવાના હક બાબત નિયમ ઠરાવવા બાબત અને કેટલેએક પ્રસંગે હથિયારો લઇ લેવાનો અધિકાર આપવા બાબત" સન ૧૮૬૦ નો ૩૧ મો આક્ટ છે તે જારી રાખવા બાબતનો તથા બીજી વાતો બાબતનો આક્ટ. | સઘળો. |
| સન ૧૮૭૨ નો ૩ જો. | સંથાલ પ્રગણાના સેટલમેંટનો કાયદો... ... .. | પરીશિષ્ટનો જેટલો ભાગ સન ૧૮૬૦ના ૩૧મા આક્ટ સંબંધી તથા સન ૧૮૬૬ ના ૬ ઠા આક્ટ સંબંધી છે તેટલો ભાગ. |
| સન ૧૮૭૪ નો ૯ મો. | આરાકાન હિલ્સ ડિસ્ટ્રીક્ટ લાજ બાબત સન ૧૮૭૪ નો કાયદો. | પરીશિષ્ટનો જેટલો ભાગ સ ૧૮૪૧ના ૧૮ મા આક્ટ સંબંધીછે તેટલો ભાગ |
| સન ૧૮૭૪નો ૧૫ મો. | કેટલાએક આક્ટોની સ્થાનીક વ્યાપતી ઠરાવવા બાબત તથા બીજાં કારણ બાબતનો આક્ટ. | પેહેલા પરીશિષ્ટનો જેટલો ભાગ સન૧૮૪૧ના ૧૮મ આક્ટસંબંધીછેતેટલોભાગ |

## બીજું પરિશિસ્ટ.

( ૮ મી કલમ જુઓ.)

| | | રૂ. આ. |
|---|---|---|
| (૧) | પિસતોલ શીવાય બીજાં અગ્નીશસ્ત્રો દરએક બદલ ... ... ... | ૫૦—૦ |
| (૨) | તેઓ સારૂ નળીઓ; તેપછી એક નળી હોય કે બેવડી નળી હોય દરએક બદલ | ૩૦—૦ |
| (૩) | પીસતોલ દરએક બદલ .. ... ... ... ... | ૧૫—૦ |
| (૪) | તેઓ સારૂ નળીઓ, તે પછી એક નળી હોયકે બેવડી નળી હોય દરએક બદલ | ૧૦—૦ |
| (૫) | અગ્નીશસ્ત્રો સારૂ વાપરવાની કમાનો, દરએક બદલ ... ... ... ... | ૮—૦ |
| (૬) | બંદુકનો કુંદો તથા સાઈટસ તથા બ્લાકસ તથા રોલરસ, દરએક બદલ ... | ૫—૦ |
| (૭) | રીવાલવર બ્રીચીસ, જે કારતુસો તેની સાથે હશે તે દરએક કારતુસ બદલ | ૨—૮ |
| (૮) | એક્સ્ટરાક્ટસર તથા નાપરસ, તથા હીલ પલેટસ તથા પીન ઈસકરૂ તથા ટાંગસ તથા બોલટ તથા થંબ પીસીસ તથા ટીરગસર તથા ટીગર ગારડસ તથા હામરે તથા પીસટન તથા પલેટો તથા થંબ અગનીશસ્ત્રોના જે બીજા ભાગ બાબત આમાં બીજી રીતનો ઠરાવ કર્યો નથી તે બીજા ભાગ અને તે સાફ કરવા સારૂ અથવા જોડવા સારૂ અથવા ભરવા સારૂ વાપરવાનાં સઘળાં હથીયારો, દરએક બદલ | ૧—૮ |
| (૯) | કારતુસ કરવાનાં અથવા ભરવાનાં અથવા બંધ કરવાનાં યંત્રો દરએક બદલ | ૧૦—૦ |
| (૧૦) | કારતુસો કપાપ કરવાનાં યંત્રો દર એક બદલ ... ... ... ... ... | ૨—૮ |

**અપવાદ.**

આ પરશીષ્ટનાં ૫ માં ૬ ઠાં અથવા ૮ માં અથવા ૯ માં અથવા ૧૦ માં મથાળાં હેઠળ આવનાર પદારથો ૧લાં અથવા ૩ જાં મથાળાં હેઠળ આવનારાં અગ્નીશસ્ત્રો સંબંધી હોય તથા તે અગ્નીશસ્ત્રો સાથે એકજ પેટીમાં બેસાડેલાં હોય ત્યારે તે પદારથ.

( True Translation. )

ANUNDRAO CHAPAJEE.

For Oriental Translator to Government.

**મુંબઇના ગવરનર ઇનકૌન્સીલનો હેઠળ લખેલો આક્ટ સન ૧૮૭૪ ના અકટોબર મહિનાની ૧૬ મી તારીખે ગવરનર સાહેબે મંજુર કર્યો અને સંને ૧૮૭૪ ના ડીસેંબર મહીનાની ૩૧ મી તારીખે ગવરનરજનરલ સાહેબે મંજુર કર્યો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છાપીને પ્રસીદ્ધ કર્યોછે.-**

---

# સંને ૧૮૭૪ નો મુંબઇનો આકટ ૨ જો.

---

મુંબઈ શેહેરની તથા મુંબઈ ઇલાકાની તુરંગનું નીયમન કરવા બાબત અને ત્યાંહાં વ્યવસ્થા અમલમાં લાવવા બાબતનો આક્ટ.

મુંબઈ શેહેરની તથા મુંબઈ ઇલાકાની તુરંગો સંબંધી કાયદા છે તે સુધારવાની જરૂર થઇછે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

---

## ભાગ ૧ લો.

### પ્રથમ નીયમો.

કાયદા રદ કર્યા તે.

૧. સને ૧૮૨૭ નો કાયદો ૩ જો તથા સન ૧૮૬૨ નો મુંબઇનો આક્ટ ૧૦ મો તથા સને ૧૮૬૫ નો મુંબઇનો આક્ટ ૪ થો અને સને ૧૮૬૫ નો મુંબઇનો આક્ટ ૫ મો એ આ કલમ ઉપરથી રદ કર્યાછે.

તુરંગનો ઇન્સ્પેક્ટર જનરલ.

૨. "તુરંગનો ઇન્સ્પેકટર જનરલ" આ શબ્દનો અર્થ ગવરનર ઇનકૌન્સીલના હુકમને અનુસરીને મુંબઈ ઇલાકાની તુરંગ તપાસી જોવા સારૂ તથા તેના ઉપર દેખરેખ રાખવા સારૂ સને ૧૮૫૬ ના ૮ મા આક્ટની ૨ જી કલમના ઠરાવ પ્રમાણે હરકોઈ માણસને નિમ્યો હોય તે માણસ એવો સમજવો.

સને ૧૮૫૬ નો ૮ મો આક્ટ મુંબઈ શેહેરની તુરંગોને લાગુ.

૩. સને ૧૮૫૬ ના ૮ મા આકટના (મદ્રાસ તથા મુંબઈ ઇલાકાની તુરંગોનો વધારે સારો બંદોબસ્ત કરવા બાબતના આક્ટના) ઠરાવ હૌસ-આફ કરેકસન સુધાં મુંબઈ શેહેરની સઘળી તુરંગોને લાગુછે એવું આ કલમ ઉપરથી ઠરાવ્યું છે અને તે તુરંગની દેખરેખ રાખવાનું કામ તુરંગના ઇન્સ્પેકટર જનરલને આપ્યું છે

શેરીફનો અધીકાર તથા પાત્રતા કાયમ રાખવી.

૪. મુંબઇના શેરીફ અને સુપરિન્ટેન્ડેન્ટ આફ ધિ કામન જેલને સ્વાધીન જે માણસો હાઇકોરટ હુકમનામું બજાવવા સારૂ અથવા કોરટનો તિરસ્કાર કરેલા સારૂ અથવા બીજા કારણ સારૂ કરેલા હશે. તે માણશોની ઉપરના તથા તે માણસો બાબતના તેના અધીકારને અથવા પાત્રતાને પાછલી કલમની કોઇપણ ઠરાવ ઉપરથી હરકત થાયછે અથવા બાધ આવેછે એવું સમજવું.—

૫. સઘળી તુરંગના નીબંધ રાખવાનો અને તુરંગ તપાસીને જોવા

અર્થ. | સાર તથા તેઓની ઉપર દેખરેખ રાખવા સારૂ માણસો નીમવાનો અને પોતાનો યોગ્ય

દેખાય તે પ્રમાણે તે કારણસારૂ તેઓને અધિકાર તથા અખતાર આપવાનો અધિકારૂ

ગવરનર સનકોનસીલને સન ૧૮૫૨ના ૮ મા આકટ પ્રમાણેછે તે અધીકારને આ આ-

કટના કોઈપણ ઠરાવ ઉપરથી હરકત થાયછે એવો તે ઠરાવનો અર્થ કરવો નહી.

આકટનું સરૂ થવું, આકટ સરૂ થતી વખતે જે કેદીઓ તુરંગમાં હોય તે કાયદાસર કેદમાંછે એવું સમજવું.

૬. આ આકટ ગવરનર જનરલે મંજુર કર્યાની વાત ગવરનરે પ્રસીદ્ધ

કરયા પછી ત્રણ મહીને આ આકટ અમલમાં આવશે અને આ આ-

કટ અમલમાં આવતી વખતે જે કેદીઓ તુરંગમાં હશે તેઓની સીક્ષાના

ઠરાવની મુદત પુરી થાય ત્યાંહાં સુધી તેઓ તેઓને ગમે તે સીક્ષા કરવાનો

ઠરાવ થયો હોય તોપણ કાયદાસર કેદમાંછે એવું આકટમાં ગમે તે ઠરાવ

હોય તોપણ હેઠળ લખેલે પ્રસંગે સમજવું એટલે હમણાં રદ કરેલા કોઈ

પણ આકટ પ્રમાણે તે કેદ ગેરકાયદાસર ન હોય તો સમજવું.

---

# ભાગ ૨ જો.

## તુરંગનો પ્રકાર.

દિવાની તથા ફોજદારી તુરંગ સ્થાપવાબાબત.

૭. જે તારીખે આ આકટ અમલમાં આવશે તે તારીખથી મુંબઈ

શેહેરમાં તથા એડન તથા સિંધ પ્રાંત મળીને મુંબાઈ ઇલાકા બે પ્રકા-

રની તુરંગ સ્થાપવી.

(૧) દિવાની તુરંગમાં કેદમાં અથવા અટકાવમાં રાખવા સારૂ મોકલેલા માણસોને કે-

દમાં રાખવાની અથવા કેદમાં અથવા અટકાવમાં રાખવા સારૂ મોકલેલાં માણસોને દિવાની

તુરંગમાં રાખવા એવું જે પ્રસંગે કાયદામાં ફરમાવ્યુ હશે તેવે પ્રસંગે હરકોઈ દિવાની કોર-

ટના પ્રોસેસ ઉપરથી અથવા હરકોઈ બીજી કોરટના હુકમ ઉપરથી માણસોને કેદમાં રાખ-

વાની દીવાની તુરંગ.

(૨) હીંદુસ્થાનનો ફોજદારી કાયદો એ નામનો સન ૧૮૬૦ નો ૪૫ નો આકટ છે તેની

૫૩ મી કલમ પ્રમાણે શિક્ષા અમલમાં લાવવાની અને દિવાની તુરંગમાં માણસોને કેદમાં

રાખવા જોઈએ એવું જે પ્રસંગે કાયદામાં અસુસ ફરમાવ્યું નહી હોય તેવે સઘળે પ્રસંગે

ફોજદારી હકુમતવાળી હરકોઈ કોરટ અટકાવમાં અથવા કેદમાં રાખવા સારૂ મોકલેલાં

માણસોને કેદમાં રાખવાની ફોજદારી તુરંગ.

---

# ભાગ ૩ જો.

## દિવાની તુરંગ.

૮. આ ભાગના ઠરાવ મુંબઈ શેહેરમાં સ્થાપેલી દિવાની

લાગ થવાની મર્યાદા ઠરાવવા બાબત. | તુરંગને લાગુ નથી.

જે ઠેકાણે ડિસ્ટ્રિકટ કોર્ટ હોય તે ઠેકાણે દીવાની તુરંગ જોઇએ, અને જોઇએ તો બીજે ઠેકાણે સ્થાપવાનો અધીકાર છે.

૯. સંને ૧૮૬૯ ના ૧૪મા આક્ટની ૩ જી કલમ પ્રમાણે કરેલી દરએક ડીસ્ત્રીકટ સારૂ દીવાની તુરંગ ડીસ્ત્રીકટ કોર્ટ જે ઠેકાણે હોય તે ઠેકાણે જોઇએ પણ એવું ઠરાવ્યુંછે કે બીજી વગપડતી જગાએ દીવાની તુરંગ સ્થાપવાનો અધીકાર ગવરનર ઇનકૌન્સિલને છે.

ડીસ્ત્રીકટ કોર્ટનો નાજર દીવાની તુરંગનો કીપર થશે અને તેના હાથ હેઠળ એસ્ટાબ્લિસમેન્ટ રહેશે.

૧૦. ડીસ્ત્રીકટ કોર્ટનો અથવા દીવાંની તુરંગ જે જગાએ હશે તે જગાની મુખ્ય દીવાંની કોર્ટનો નાજર પોતાના હુદ્દાના સબબથી તે દીવાંની તુરંગનો કીપરછે એવું સમજવું અને કેદીઓને સંભારી રાખવાની અને તુરંગ તથા કેદી સ્વચ્છ તથા બવસ્થાથી રાખવાની જવાબદારી તેને માથે રહેશે અને ગવરનર ઇન કૌન્સિલની મંજુરીથી ડીસ્ત્રીકટ જડજ ફરમાવશે તેટલું એસ્ટાબ્લિસમેન્ટ (કામ કરનારા માણસો) તેના હેઠળ રહેશે.

ડીસ્ત્રીકટ જડજે દીવાની તુરંગ જોવાને જયાં કરવું.

૧૧. જે ડીસ્ત્રીકટમાં દીવાની તુરંગ હોય તે ડીસ્ત્રીકટના જડજે અથવા આસીસ્ટંટ જડજે મહીનામાં નેદાન એકવાર તે દીવાની તુરંગ જોવા સારૂ જવું અને તુરંગની બવસ્થા બાબત અને કેદીઓના સારા બંદોબસ્ત બાબત તથા તેઓની આરોગ્યતા બાબત અને તેઓની જગાની સગવડ બાબત પોતાને યોગ્ય દેખાય તેવો લખેલો હુકમ કરવો. પોતે જે તારીખે તુરંગ જોવા યોગ્ય હોય તે તારીખ તથા પોતાને જે અભીપ્રાય લખવો હોય તે લખી રાખવા સારૂ એક બુક રાખી હશે તેમાં લખી રાખવો.

વૈદકીય અમલદારે એ તુરંગમાં જયાં કરવું સરકારના ખરચે ઓસડપાણી કરવું.

૧૨. ગવરનર ઇનકૌન્સીલ એક વૈદકીય અમલદાર નામશે તેને દીવાની તુરંગમાં જયાં કરવું અને કેદીઓના આરોગ્યતા સારૂ તુરંગની સ્થિતી કેવી જોઇએ તે બાબત પોતાને યોગ્ય દેખાય તે સલાહ ડીસ્ત્રીકટ જડજને અથવા જે બીજા અમલદારને સ્વાધીન દીવાની તુરંગ હોય તે અમલદારને તેણે આપવી જોઇએ જે માંદા હોય તેઓને તેણે સરકારના ખરચે ઓસડ પાણી પણ કરવું પણ એવું ઠરાવ્યું છે કે પોતાને યોગ્ય દેખાય તેવા કોઈ પણ વૈદની પોતાને ખરચે સલાહ લેવાની મનાઈ દીવાની તુરંગના કેદીઓને આ કલમના કોઈ પણ ઠરાવ ઉપરથી છે એવું સમજવું નહી.

બાહારનાં માણસોને દીવાની તુરંગમાં આવવા દેવા.

૧૩. કેદીઓને મળવાની જે માણસોની ઇચ્છા હોય તે માણસોને આવવા દેવા સારૂ સવારના ૯ વાગ્યાથી બાર ઉપર ત્રણ વાગતા સુધી દરરોજ દીવાની તુરંગ ઉઘાડવી અને ડીસ્ત્રીકટ જડજની અથવા આસીસ્ટંટ જડજની પરવાંનગી વગર અથવા વૈદકીય અમલદારની સીફારસ ઉપરથી જે નાજરને સ્વાધીન તુરંગ હોય તે નાજરે પરવાંનગી આપ્યા વગર કોઈ બાહારના માણસને દીવાંની તુરંગમાં સદરહુ કલાક સુધી રહેવા દેવું નહી.

દીવાની તુરંગના કેદીઓનાં ખાવા પીવા બાબત.

૧૪. રકમ ૧ દીવાની તુરંગ માંહેના કેદીઓએ પોતાના ખાવા પીવાનો બંદોબસ્ત જોઇએ તો પોતપોતે કરવો અથવા જે કોરટે તેઓને તુરંગમાં મોકલ્યા હોય તે કોરટે બાંધી ઠરાવ્યું હોય તેમાંથી ખાવાનું તથા બીજી જરૂરની જણશો જે પક્ષકારની ફરીઆદી ઉપરથી તેઓને તુરંગમાં રાખ્યા હોય તે પક્ષકારે ભાથાના પઇશા આપ્યા હોય તેટલે સુધી આપવાનું નાજરને કહેવું પણ એવું ઠરાવ્યું છે કે કેફીદારૂ અથવા વસાણાં ઘણાં ખાવાની સખત મના જોઇએ. દર મહીનાની પહેલી તારીખે ડીસ્ટ્રીકટ જડજે મંજુર કરેલી નીરખની યાદી દરેક દીવાની તુરંગમાં રાખવી જોઇએ અને તે સઘળા કેદીઓને જોવાને મળવી જોઇએ.

રકમ ૨જી. પુરતાં કપડાં તથા બીછાંના પોતાને પુરાં પાડવાનું સામર્થ્ય જે જે દીવાની કેદીઓને ના હોય તેને આ આકટની ૧૧મી કલમના ઠરાવ પ્રમાણે જે કપડાં તથા બીછાનાં આપવાનો જડજ અથવા આસીસ્ટંટ જડજ હુકમ કરે તે કપડાં તથા બીછાનાં નાજરે પુરાં પાડવાં.—

સદરહુ પ્રકારના હરકોઈ કેદીને કોઈ માણસની તરફથી થએલું હુકમ ઠામું બજાવવા સારૂ તુરંગમાં મોકલ્યો હશે તારે તે કેદીને સદરહુ પ્રમાણે પુરાં પાડેલા કપડાં બાબત તથા બીછાના બાબત થએલો ખર્ચ નાજરે લખીને માગ્યા એટલે તે આપવાને તે માણસ અથવા તેના વારસ વકીલ પાત્ર થશે અને તે ખર્ચ આપવામાં ના આવ્યો તો કેદીને છોડી મુકવો.

દીવાની તુરંગમાં કેદી મરણ પામે તો તેનાં મડદાંની વ્યવસ્થા.

૧૫. કોઈ કેદી દીવાની તુરંગમાં મરણ પામે તે તેનાં મર્ણ બાબત નાજરે છેક નજીકના માજીસ્ત્રેટને તાબડતોબ રીપોટ કરવો પછી તે માજીસ્ત્રેટે મરણના કારણની ચોકસી કરીને તુરંગના ઇનસપેકટર જનરલને તે બાબત લખેલો રીપોટ કરવો અને તે મર્ણ પામ્યા બાબતનો દાખલો આ આકટની ૧૨ મી કલમ પ્રમાણે નીમેલો વૈદકીય અમલદારે આપે તાર પછી તેનું મડદું તેના સગાવાલાને સ્વાધીન કરવું અથવા તે મડદું તેઓ ના લેઈ જાય તો આ આકટમાં આગળ ઠરાવ્યા પ્રમાણે સીવલજેલ ફંડમાંથી દીવાની તુરંગના ફંડમાંથી ખર્ચ કરીને તે મડદું દાટવું અથવા બાળવું અથવા તેની બીજી વ્યવસ્થા કરવી.

કેદી મરતી વખતે અથવા તેને છોડી દેતી વખતે ભાથાના પઇસા બાકી રહ્યા હોઆ તેની વ્યવસ્થા.

૧૬. કેદી મરતી વખતે અથવા તેને છોડી દેતી વખતે ભાથાના પઇશા બાકી રહ્યા હોય તે સીવીલજેલ ફંડ એ નામના ફંડ ખાતે જમે કરવા અને તે ફંડમાંથી ખરચ કરીને જે કેદીઓનાં મડદાં દાટવાના અથવા બાળવાનાં અથવા તેની બીજી વ્યવસ્થા કરવાની હોય એવાં મડદાં દાટવાનો અથવા બાળવાનો અથવા તેની બીજી વ્યવસ્થા કરવાનો ખર્ચ તેમાંથી કરવો અને કેદીઓ આજારી હોય તેઓને સુખ થવાસારૂ જે ખચ કરવો પડે તો એ ખર્ચ કરવો અને દિવાંની તુરંગ યથાસ્થીતી રાખવા સારૂ સાધારણ રીતે જે કારણ સાર જે ખર્ચ કરવાનો ગવરનર ઇનકૌન્સીલ અધીકાર આપશે તે કારણ સારૂ તે ખર્ચ કરવો.

---

# ભાગ ૪ થો.

## ફોજદારી તુરંગ અને તેમાં કેદ કરવાના કેદીઓનો પ્રકાર તથા વર્ગ.

ફોજદારી તુરંગ ત્રણ પ્રકારની જોઇએ,

૧૭. ફોજદારી તુરંગ ત્રણ પ્રકાની જોઇએ.

(૧) સબાર્ડિનેટ ( તાબા માંહેની. )

(૨) ડીસ્ટ્રીક્ટ અને.

(૩) સેંટ્રલ (મધ્યસ્થાંનની. )

સબાર્ડિનેટ જેલ.

૧૮. સબાર્ડિનેટ જેલ જરૂર પડે તે પ્રમાણે ગવરનર ઇન કોન્સીલના હુકમ ઉપરથી મુલકના હરકોઈ ભાગમાં સ્થાપવાનો અધીકારછે અને કારણ હોય તે પ્રમાણે તેજ વખતે વખતે કાડી નાખવાનો અથવા બીજી જગોએ લેઈ જવાનો પણ અધીકારછે.

ડીસ્ટ્રીક્ટ જેલ.

૧૯. શેસન જડજનો કોરટ જે ઠેકાણે હોય તે ઠેકાણે ડીસ્ટ્રીક્ટ જેલ સ્થાપવી અને ડીટાચ સ્ટેશનનો આસીસટંટ શેસન જડજની કોરટ જે ઠેકાણે હોય તે ઠેકાણે તથા ગવરનર ઇનકાઊનસીલ જે બીજે ઠેકાણે સ્થાપવા બાબત વખતે વખતે ફરમાવે તે ઠેકાણે સ્થાપવાનો અધીકાર છે.

સેંટ્રલ જેલ.

૨૦ ગવરનર ઇનકાઊન્સીલને યોગ્ય જણાય તેવે હરકોઈ ઠેકાણે સ્ટ્રાલ જેલ સ્થાપવાનો અધીકાર છે અને ગવરનર ઇનકાઊન્સીલ સામાન્ય નીયમ વખતે વખતે કરે તે નીયમ પ્રમાણે કેદીઓની તે તુરંગમાં મોકલવા.

ડીસ્ટ્રીક્ટ જેલમાં તથા સબોર્ડિનેટ જેલમાં કીયા માણસોને કેદ રાખવા.

૨૧. રકમ ૧. ગુનેહગાર ઠરાવેલા જે માણસોને સખત મજુરી સાથેની કેદ જેની મુદત ઘણામાં ઘણા ચૌદ દીવસની હોય તે કેદમાં અથવા આસન કેદમાં રાખવા બાબત ફોજદારી કોરટે ઠરાવ કરયો હોય તે સઘળા માણસોને પોતપોતાની સીક્ષા ભોગવવા સારૂ ડીસ્ટ્રીક્ટ જેલ અથવા તેજ ડીસ્ટ્રીક્ટની સબોર્ડિનેટ જેલ આ બેમાંથી જે તુરંગ જે જગાએ ગુનેહગાર ઠરાવેલા માણસની ઉપર સીક્ષાનો ઠરાવ થયો હશે તે જગાની વધારે પાસે અથવા વધારે સુગમ હોય તે તુરંગમાં મોકલવો પણ સરકારી ગેજીટમાં હુકમ પ્રસીધ કરીને હેઠળ લખ્યા પ્રમાણે ફરમાવાનો અધીકાર ગવરનર ઇનકાઊન્સીલનેછે એટલે જે ગુનેહગાર ઠરાવેલા માણસોને ઘણામાં ઘણા ત્રણ મહીનાની મુદત સુધી સખત મજુરી સાથેની કેદમાં રાખવાનો ઠરાવ થયો હશે તેઓને તેઓની શીક્ષા ભોગવવા સારૂ મોકલવા તે તે કામને લાયક જે સબોર્ડિનેટ જેલ સદરહુ હુકમમાં લખી હશે તે સબોરર્ડનિટ જેલમાં જોઇએ તો મોકલવા એવું ફરમાવાનો અધીકાર છે.

રકમ ૨ જી. શેશન કોરટની આગળ ઇનસાફ થાય ત્યાં સુધી જે માણસોની દરમીયાન અટકાવવામાં રાખવા સારૂ ફોજદારી કોરટે મોકલ્યા હશે તે સઘળા માણસોને ડીસ્ટ્રીક્ટ જેલ અથવા તે ડીસ્ટ્રીક્ટની સબોરર્ડનિટ જેલ આ બેમાંથી જે તુરંગ જે ઠેકાણે શેસન કોરટ ભરાતી હોય તેની વધારે નજીક હશે તે તુરંગમાં મોકલવા.

ગુનેહગાર ઠરાવેલા માણસોને ક્યાં કેદમાં રાખવા.

૨૨. ગુનેહગાર ઠરાવેલા જે માણસો બાબત શેસનકોર્ટે સીક્ષાના ઠરાવ કર્યા હોય તે સઘળા માણસોને અને જે બીજા માણસોને સ·બોર્ડિનેટ જેલમાં કેદ રાખવા બાબત ખસુસ હુકમ કર્યો નહી હોય અથવા ઊપરની છેલી કલમ પ્રમાણે જરૂર નહી હોય તે સઘળા બીજા માણસોને ડીસ્ટ્રીકટ જેલમાં કેદ રાખવા. કેદીઓને એક તુરંગમાંથી બીજી તુરંગમાં મોકલવા બાબતનો હુકમ કરવાનો જે અધીકાર સ્થાનીક સરકારને છે તે અધીકારને અથવા તે અધીકાર તુરંગના ઇનસપેકટર જનરલને સરકારે ખસુસ આપ્યો હોય તો તે અધીકારને આ કલમના હરકોઈ ઠરાવ ઉપરથી હરકત થાયછે અથવા સેંટ્રાલ જેલ તથા ડીસ્ટ્રીકટ જેલ એકઠી કરીને એકજ જેલ કરવાને આ કલમના હરકોઈ ઠરાવથી મનાછે એવું સમજવું નહી.

ફોજદારી તુરંગના કેદીઓને ખાવાનું આપવા બાબત.

૨૩. ફોજદારી તુરંગમાં રાખેલા સઘળા કેદીઓને સરકારનું ખરચે ખાવાનું આપવું, અને તેઓને ખાવાનું આપવું તેનું પ્રમાણ તુરંગના ઇનસપેકટર જનરલે સરકારના હુકમ પ્રમાણે ઠરાવવું. અને ખાવાનું આપવું તે હમેશાં અનાજ જીનસી આપવું રોકડ આપવું નહી.

જે લુગડાં વીગેરેની જરૂર હોય તે સરકાર ખર્ચે આપવાં.

૨૪. ફોજદારી તુરંગ માંહેના કેદીઓને જે લુગડાંના તથા બીછાનાની તથા બીજા ઘરકામના સામાનની જરૂર હોય તે તુરંગના સુપ્રીંટિન્ડેન્ટે તુરંગના ઇનસપેકટર જનરલના કેવા પ્રમાણે સરકારને ખર્ચે આપવા.

કેદીઓના વર્ગ.

૨૫. પુરૂષ જાતના કેદીઓને સ્ત્રી જાતના કેદીઓથી હમેશાં અને સઘળી તુરંગમાં જુદા રાખવા અને સીક્ષા ભોગવવા સારૂ જે કેદીઓને તુરંગમાં મોકલ્યા હોય તેઓને દરમ્યાંન અટકાવમાં રાખવા સારૂ મોકલેલા માણસોથી જુદા રાખવા. માંદા કેદીઓને જેલ હાસ્પીટલ (તુરંગનું દવાખાનું) હોય તો તેમાં હમેશાં મોકલવા અને આસ્પીટલમાં મોકલેલા કેદીઓને તુરંગમાં મામુલ કેદમાં પાછા લેઈ જવા એવું સર્જન (વૈદ) કહે ત્યાં સુધી તેઓને ત્યાંહાં રાખવા અને કેદીઓના બીજા પેટાના વર્ગ કરવા બાબત તુરંગના સુપરીન્ટેન્ડેન્ટના હુકમ પોતાના ઉપર આવે તે પ્રમાણે જેલરે કરવું પણ એવું ઠરાવ્યુંછે કે આ આકટના હેતુને અનુસરીને કેદીઓનું ધર્મ બાબત જે મત હોય તે ઉપર યોગ્ય રીતે ધ્યાન આપવાં.—

કેદીઓને બેડી ક્યારે ઘાલવી.

૨૬. જે કેદીઓને સખત મજુરીની અથવા સખત કેદની અથવા કાળે પાણીએ મોકલવાની અથવા સાસનીક દાસત્વની અથવા મરણની સીક્ષા ઠરાવી હોય તેઓને તુરંગના સુપ્રીટિન્ડેન્ટની નજરમાં આવે તે પ્રમાણે બેડી ઘાલવી અથવા તેઓના હાથમાં બેડી ઘાલવી અથવા તેઓને હેડમાં નાંખવા અને બંદોબસ્ત રાખવાસારૂ તથા કેદીને નાહાસી નહી જવા દેવા સારૂ જરૂર તરીકે માત્ર આ અટકાવના ઉપાય કરવાના છે અને સીક્ષાના ભાગ તરીકે કરવાના નથી. એમ સમજવું જરૂરે હોય ત્યારે અટકાવના સદરહું ઉપાય બીજા કેદીઓ વીષે પણ કરવાનો અધીકાર છે.

---

# ભાગ ૫ મો.

## ફોજદારી તુરંગના સુપરિન્ટેન્ડેંટ તથા તેઓનાં કર્તવ્ય કર્મો.

ફોજદારી તુરંગ સુપ્રીટેન્ડેન્ટના તાબામાં રહેશે અને તેના તાબામાં જેલર રહેશે.

૨૭. આ આકટમાં આગળ કહેલા ઠરાવને અનુસરીને દરએક ફોજદારી તુરંગનો બંદોબસ્ત તથા દેખરેખ ગવરનર ઇનકાઊન્સીલના હુકમથી નીમેલાં માણસે રાખવી તે માણસને તુરંગનો સુપ્રીટેન્ડેન્ટ કહેવો, અને જ્યાંહાં જેલરને નીમ્યો હશે ત્યાંહાં તે જેલરે સુપ્રીન્ટેન્ડેન્ટના તાબામાં રેહેવું. કેટલીએક તુરંગમાં જેલરનો હોદો જે માણસને સુપ્રીન્ટેન્ડેન્ટ, નીમ્યો હોય તેણે ધારણ કરવો એવો ઠરાવ કરવાનો અધીકાર ગવરનર ઇનકાઊન્સીલને છે.

સુપ્રીન્ટેન્ડેન્ટનાં કર્તવ્ય કર્મો.

૨૮. તુરંગના ઇનસપેકટર જનરલના હુકમને અનુસરીને સુપ્રીન્ટેન્ડેન્ટે વ્યવસ્થા તથા મંજુરી તથા ખરચ તથા સીક્ષા તથા નીબંધ એ સંબંધી સઘળી વાત બાબત તુરંગનો બંદોબસ્ત રાખવો.

તુરંગ સંબંધી સઘળી વાત બાબત ઇનસપેકટર જનરલની સાથે તથા તેની મારફતે પત્ર વેહેવાર કરવો.

તુરંગના ખર્ચનાં સઘળાં બીલો યોગ્ય વૌચરો સુધાં આડિટ સારૂ ઇન્સપેકટર જનરલની પાસે મોકલવાં.

કેદીનું નાહસવું તથા તેઓને પાછા પકડવા એ વાત જ્યારે જ્યારે બને ત્યારે ત્યારે તે સઘળી બાબત તથા સ્પર્શથી લાગે તેવા રોજ જ્યારે જ્યારે થાય ત્યારે ત્યારે તે સઘળાં બાબતે ઇન્સપેકટર જનરલને રીપોટ કરવો.

જે કેદીઓને કાળે પાણીયે મોકલવાનો ઠરાવ થયો હશે તે સઘળા કેદીઓનાં પત્રકો ઇન્સપેકટર જનરલે મોકલવાં.

પોતાને સ્વાધીન સરકારી માલ હોય તે સઘળો મુદતે મુદતે તપાસી જોઇ તે બાબત ઇન્સપેકટર જનરલને રીપોરટ કરવો અને પોતે શી રીતે કામ ચલાવવું એ બાબત પર ની કલમ પ્રમાણે કાનુન કરી હોય તે સઘળી કાનુન પ્રમાણે સઘળી રીતે ચાલવું.

જે કેદીઓ વીશે સીક્ષાના ઠરાવ થયા હશે અથવા જે કેદીઓને તુરંગમાં દરમીઆન અટકાવમાં રાખવા સારૂ મોકલ્યા હશે તે કેદીઓએ સરકારના નામની કરેલી સઘળી અરજીઓ સુપ્રીન્ટેન્ડેન્ટે વાર ના લગાડતાં સરકારમાં મોકલવી.

---

# ભાગ ૬ ઠો.

## જેલર તથા તેઓનાં કર્તવ્ય કર્મો.

જેલરની નીમણુંક.

૨૯. આ આકટમાં પાછળ જે ઠરાવ કરેલો છે તે સીવાય ડીસ્ટ્રીકટ તથા સેંટરલ તથા સબારડિનેટ જેલના જેલરની નીમણુક તુરંગના ઇનસપેકટર જનરલે કરવી પણ એવું ઠરાવ્યું છે કે ફલાંણા ફલાંણા ઓફીસર પોતાના હોદાના સબબથી સબાર્ડિનેટ જેલના અથવા મુંબઇ શેહેરની તુરંગના સુપ્રીન્ટેન્ડેન્ટ અથવા

જોઈએછે એવું સરકારી ગાઝેટમાં જાહેરનામું પ્રસીધ કરીને ઠરાવવાનો અધીકાર ગવરનર ઈનકાઉન્સીલને છે.

કેદીઓને સંભાળીને રાખવાને અને વારંટ યોગ્ય રીતે બજાવવાને જેલર જવાબદાર છે.

૩૦. કેદીઓ તુરંગમાં આવે ત્યારથી તે તેઓ કાયદાસર આધારથી છુટે ત્યાં સુધી તેઓને સંભાળીને રાખવા વીશે અને કેદીઓ બાબતનાં તથા તેઓની સીક્ષા બાબતનાં સઘળાં વારંટ તથા હુકમ યોગ્ય રીતે બજાવવા વીશે અને તુરંગમાં બંદોબસ્ત રાખવા વીશે જેલર જવાબદાર છે.

જેલરે વારંટ વગર કેદીને લેવો નહી.

૩૧. તુરંગમાં અથવા અટકાવવામાં મોકલવાનો અધીકાર જે કોરટને અથવા અમલદારને હોય તે કોરટનાં અથવા અમલદારનાં વારંટ વગર અથવા કોરટ માર્સલે કેદીને સીક્ષા કરવાનો ઠરાવ કર્યો હોય ત્યારે જે મ્યુટીનીનો આકટ અથવા હીંદુસ્તાનની લશ્કરી આજ્ઞા અમલમાં હોય તેમાં કહ્યા પ્રમાણે સીક્ષા ઠરાવાની અથવા હુકમની સહીવાળી નકલ વગર અથવા કેદી તે એક તુરંગમાંથી બીજી તુરંગમાં મોકલવાનો અધીકાર જે કોરટને અથવા અમલદારને હોય તે કોરટનાં અથવા અમલદારનાં વારંટ વગર કોઈ કેદીને જેલરે કેદમાં લેવો નહી.

કેદીનાં લુગડાં તથા માલ જેલરે સ્વાધીન લેવો કેદીને તુરંગમાં લીધા પછી તેના કબજામાં માલ જડે તેની વ્યવસ્થા.

૩૨. ફોજદારી કેદીને તુરંગમાં લેતી વખતે જે લુગડાં તથા બીજો માલ તથા પઈશા તેની સાથે આવ્યા હોય અથવા તેનાં શરીર ઉપર જડે તે સરવે જેલરે પોતાને સ્વાધીન લેવાં અને તે સંભાળીને રાખવા બાબત અથવા તેની વ્યવસ્થા કરવા બાબત તુરંગના ઇન્સપેકટર જનરેલ સરકારની મંજુરીથી જે કાનુન કરે તે કાનુન પ્રમાણે જેલરે તે રાખવા અને કેદી છુટે ત્યાહાં સુધી તેનો દાવો તેના ઉપર ચાલશે નહી કેદી સીક્ષા ભોગવતો હોય ત્યારે તે મર્ણ પામે તો તે માલ લેના સારૂ તેણે જે માણસને નીમ્યું હોય તેને સ્વાધીન તે માલ કરવો અને તેવી નીમણુક કરી નહી હોય તો માલ સ્વાધીન લેવાના અધીકારવાળો અથવા રાજી હોય તેવો વારસ અથવા એક સીક્યુટર (મ્રત્યુપત્ર ચલાવનારો નહી હોય તો ઇસવી સને ૧૮૨૭ ના ૮ મા કાયદાના બીજા બાબ પ્રમાણે જેમ માલ દિવાની કોરટને સ્વાધીન કરેછે તેમ તે માલ દિવાની કોરટને સ્વાધીન કરવો પણ એવું ઠરાવ્યું છે કે ફોજદારી કેદીને તુરંગમાં લીધા પછી આગળ જતાં કોઇ વખતે કાંઈ માલ અથવા પઈશા તેના કબજામાંથી જડશે તો તે સરકાર દાખલ થશે.

---

# ભાગ ૭ મો.

## વૈદકીય અમલદાર.

માંદા કેદીયોને ઓશડ પાંણી કરવા બાબત.

૩૩. ડીસ્ત્રીકટ તથા સેંટ્રલ જેલને પ્રસંગે ગવરનર ઇનકાઉન્સીલે નીમેલા વૈદકીય અમલદારે દરરોજ તુરંગમાં જઈને માંદાં માણસોને ઓસડ પાંણી કરવું અને જેઓને જેલ આસ્પીટાલમાં મોકલવાનું પોતાને યોગ્ય દેખાય તેઓને ત્યાહાં મોકલવા બાબત હુકમ કરવો અને જે કેદી જુદો અથવા

એકાંત કેદમાં હોય તેઓને પણ દરરોજ જઇને જોવા આ આક્ટની ૨૭ મી કલમ પ્રમાણે સીવીલસર્જનને તુરંગનો સુપ્રીટેન્ડેન્ટ નીમ્યો હોય ત્યારે તેને વૈદકીય અમલદાર દાખલ તુરંગમાં જઇને માંદાં માણસોને ઓસડ પાણી કરવું.

---

# ભાગ ૮ મો.

## તુરંગમાંના ગુન્હા.

**તુરંગમાના ગુન્હાની ત્યાદી.** ૩૪. હેઠળ લખેલા કર્મ તુરંગની વ્યવસ્થાની વીરૂધ ગુન્હા છે એવું ઠરાવ્યુ છે.

(૧) કોઈ કેદીએ તુરંગના કાયદા પ્રમાણે જાણી જોઇને ના ચાલવું.

(૨) કોઈ કેદીએ હુમલો કરવો અથવા સાપરાધ બળ વાપરવું.

(૩) કોઈ કેદીએ કોઈ અમલદારને અથવા કેદીને તીરસ્કાર ભરેલું અથવા ધમકીનું ભાષણ કહેવું.

(૪) કોઈ કેદીએ નીર્લજ અથવા દંડાઇની ચાલ ચલાવવી.

(૫) મજુરી ના કરી શકાય એવી રીતે જાણી જોઇને પોતાને અપંગ કરવો.

(૬) કામ કરવાની દુરાગ્રહથી ના કેવી.

(૭) બેડી અથવા સળિયા કાનસથી કાનસવા અથવા કાપવા.

(૮) જે ફોજદારી કેદી ઉપર ગુન્હાની સાબેતી થઈ હોય તે કામ ઉપર હોય ત્યારે તેણે આળસ અથવા ગફલત કરવી.

(૯) જે ફોજદારી કેદી ઉપર ગુન્હાની સાબેતી થઈ હોય તેણે કામની જાણી જોઇને અવ્યવસ્થા કરવી.

(૧૦) તુરંગના માલનું જાણી જોઇને નુકશાન કરવું.

(૧૧) નાહાસી જવા બાબત અથવા નાહાસી જવામાં મદત કરવા બાબત અથવા ઉપર કહેલા ગુન્હા પૈકી બીજા કોઈ ગુન્હા કરવા બાબત મસલત કરવી.

(૧૨) માંદગીનો ઢોંગ કરવો.

**તુરંગની વ્યવસ્થા તોડવા બાબત શીક્ષા.** ૩૫. ઉપરની છેલી કલમમાં કહેલા ગુન્હામાંનો કોઇ પણ ગુન્હો કેદી કરયાનો રીપોરટ જેલરે કરયા પછી અને તે વાત બાબત પોતાની ખાત્રી થયા પછી અથવા પાછલી કલમમાં કહેલા પ્રકારની હરકંઈ ઘેર ચાલ પોતાની રૂબરૂ કરવામાં આવે અથવા બનાવવામાં આવે ત્યારે તે ઘેર ચાલ બાબત અથવા વ્યવસ્થા તોડવા બાબત હેઠળ લખેલી શીક્ષા આ આક્ટની ૫૨ મી કલમ પ્રમાણે કરેલી કાંનુનને અનુસરીને કરવાનો અધીકાર તુરંગના સુપ્રીટેન્ડેન્ટને છે.

(૧) ઘણાંમાં ઘણાં સાત દિવસ સુધી એકાંત કેદ.

(૨) ઘણામાં ઘણાં બાર કલાક સુધી હેડમાં નાખવું.

(૩) સાસનીક અન્ન.

(૪) ઘણામાં ઘણાં ½ ઇંચ જાડાઇની નેતર વતે ઘણામાં ઘણાં પચ્ચીશ ફટકા સુધીની શરીર શીક્ષા.

પણ એવું ઠરાવ્યું છે કે પુરૂષ જાતના કેદીને શરીર શીક્ષા કરવી તે કેદીની એકંદર તબીયતને ધોકો લાગ્યા વગર તે શીક્ષા ખમી શકશે એવું તુરંગના વૈદકીય અમલદારે કહ્યા વગર કરવી નહી અને શીક્ષા કોઇપણ સબાડિનેટ જેલમાં કરવી નહી અને કોઈ પણ સેંટ્રલ અથવા ડીસ્ટ્રીક્ટ જેલમાં શરીર શીક્ષા કરવી તે તુરંગના સુપ્રીન્ટેન્ડેન્ટ તથા ૩૩ મી કલમ પ્રમાણે સુપ્રીન્ટેન્ડેન્ટ વૈદકીય અમલદાર હાજર હોયા વગર અથવા ગેરહાજર હોય તો તાબેદારીનો વૈદકીય અમલદાર હાજર હોયા વગર કરવી નહી અને સ્ત્રી જાતના કોઇપણ કેદીને શરીર શીક્ષા કોઈ પ્રસંગે કરવી નહી પણ એવું ઠરાવ્યું છે કે શીક્ષા દાખલ સાસનીક બંધ આપવાનો ઠરાવ કરેયો હોય ત્યારે તે જાથુ ૯૬ કલાકથી વધારે વખત સુધી આપવું નહી અને એકજ કેદીને સાત દિવશ ગયા વગર પાછું આપવું નહી.

**પનીસમેન્ટ બુક રાખવી.**

૩૬. તુરંગના સુપ્રીન્ટેન્ડેન્ટે પનીસમેન્ટ બુક એટલે શીક્ષાની બુક એ નામની એક બુક રાખવી તે બુકમાં કેદીનું નામ તથા તેણે તુરંગની વ્યવસ્થા વીરૂધ કાંઈ ચાલ ચાલવી તે તથા તે ચલાવ્યાની તારીખ તથા તે બાબત જે શીક્ષા કરી હોય તે તથા તે શીક્ષા શરીર શીક્ષા હોય તો તે કર્યાની તારીખ અને પુરાવા ઉપરથી તે ગુન્હો સાબીત થયોછે એવું દેખાતું હશે તે પુરાવાનો સારાંસ લખવો.

---

# ભાગ ૯ મો.

## તુરંગ સંબંધી ગુન્હા.

**દારૂ અથવા તમાકુ અથવા વસાણાં તુરંગમાં લેઇ જવા.**

૩૭. જે કોઈ તુરંગના નીયમ વીરૂધ હરેક જાતનો ગાળેલો દારૂ અથવા ફરમેંટેડ ( ગાળ્યા વગર તૈયાર થાયછે તે ) દારૂ અથવા તમાકુ અથવા કેફ આણનારા અથવા ઝેરી વસાણાં તુરંગમાં લાવશે અથવા નાંખશે અથવા હરકોઇ કેદીને આપવાનો અથવા તુરંગમાં લાવવાનો હરએક ઉપાયથી યત્ન કરશે તે.

અને તુરંગનો જે જે અમલદાર જાણી જોઇને સદરહું પ્રકારનો કોઇપણ દારૂ અથવા તમાકુ અથવા વસાણાં સદરહું પ્રકારના નીયમ વીરૂધ તુરંગ વેચવા દેશે અથવા તેનો ઉપયોગ કરવા દેશે અથવા લાવવા દેશે તે.

અને કાંઈ પત્ર અથવા બીજી જણશ તુરંગની અંદર અથવા તુરંગમાંથી બાહાર લેઇજવાની પરવાંનગી સદરહુ પ્રકારના નીયમ ઉપરથી ના છતાં જે કોઈ તે પત્ર અથવા બીજી જણસ તુરંગની અંદર અથવા તુરંગમાંથી બાહાર સદરહુ પ્રકારના નીયમ વીરૂધ લેઈ જશે અથવા લેઈ જવાનો યત્ન કરશે. તે માજીસ્ત્રેટની આગળ તે વાતની સાબેતી થશે તો ઘણાંમાં ઘણું છ મહીના સુધી શખત મજુરી સાથે કેદની શીક્ષાને અથવા ઘણામાં ઘણા બસેં રૂપીઆ સુધી દંડને અથવા આ બંને શીક્ષાને પાત્ર થશે.

**શીક્ષાની નોટીસ તુરંગની બાહાર લગાડવી.**

૩૮. આ આકટની ૩૭મી કલમમાં કહેલો હરકોઈ ગુન્હો કરનાર માણસને શીક્ષા થશે તે નોટીસમાં લખી કાહાડીને તે તુરંગની બાહારની પ્રસીધ જગાએ સુપ્રીન્ટેન્ડેન્ટે લગાડવી.

# ભાગ ૧૦ મો.

## કેદીની મુલાકાત તથા તેઓનો પત્ર વેહેવાર.

**કેદીઓની મુલાકાત લેવા બાબત.**

૩૯. દરમીઆંન અટકાવમાં રાખેલા કેદીઓની સાથે જે માણસો વાતચીત કરવાની ઇચ્છા હશે તે માણસોને યોગ્ય વખતે તથા યોગ્ય હદિયત્તા પ્રમાણે તુરંગમાં આવવા દેવા બાબત યોગ્ય બંદોબસ્ત કરવો.

કેદીઓએ પોતાનાં સગા વાહાલા સાથે બોલવું તથા પત્ર વેહેવાર કરવો તે બાબત તુરંગમાં વ્યવસ્થા તથા બંદોબસ્ત રાખવા સારૂ જરૂર દેખાય તેવી હયત્તા ઠરાવવાનો પણ અધીકાર સરકારને છે.

**મળવા આવનારાઓ બાબત જેલરનો અધીકાર.**

૪૦. કેદીઓને કોઇ મળવા આવે તેનું નામ તથા ઠેકાણું પુછી લેવાનો અધીકાર જેલરને છે અને વેહેમ આવવાનો કાંઇ સબબ જેલરને હોય તો મળવા આવનારાનો ઝાડો લેવાનો અથવા લેવરાવાનો અધીકાર તેને છે પણ ઝાડો લેવો તે કોઇ કેદીની અથવા બીજા કોઇ મળવા આવ્યો હશે તેની સમક્ષ લેવો નહીં.

મળવા આવેલું સદરહું પ્રકારનું કોઇ માણસ ઝાડો આપવાનું ના કેહેશે ત્યારે તેને અંદર આવવા દેવા બાબત ના કેહેવાનો અધીકાર જેલરને છે ને સદરહુ પ્રમાણે કરવાના સબબ તેની વીગત સુધાંત તેને દફતરમાં લખી રાખવા અને તે વીશે સુપ્રીટિન્ડેન્ટને રીપોર્ટ કરવો.

# ભાગ ૧૧ મો.

## કેદીને છોડી દેવા બાબત.

**કેદીની શીક્ષાના ઠરાવની મુદત પુરી થએથી પછી કેમ કરવું.**

૪૧. શીક્ષાનો ઠરાવ પુરતી રીતે અમલમાં આવે એટલે ૩૨ મી કલમ પ્રમાણે કેદીના પાસેથી જે લુગડા લીધેલા હોય તે અથવા બીજા યોગ્ય લુગડા સુપ્રીટિન્ડેન્ટે તેને આપવા અને સરકારને અર્થે જે લુગડા તથા બીજી જણશો એને આપેલી હોય તે તેના પાસેથી પાછી લેવરાવવી અને વારંટ શીરીતે બજાવ્યું તે બાબતનો મજકુર વારંટની પીઠ ઉપર લખવો અને પછી કેદીને છોડી મુકાવવો. પછી તુરંગના સુપ્રીટિન્ડેન્ટે જે અમલદારના પાસેથી વારંટ આવેલું હોય તેને તે વારંટ પોતાના શેરા સુધાં પાછું મોકલવું.

**કેદીની જંગમ માલ મીલકત કેદીને છોડી દેતી વખતે પાછી આપવી.**

૪૨. બીજો કાંઇ માલ અથવા પઇશા કેદીની સાથે પોચેલા હોય અથવા તેનાં શરીર ઉપર જડેલા માલ હોય અને જે ૩૨મી કલમમાં કહ્યા પ્રમાણે પોતાના કબજામાં લીધેલા હોય તે તુરંગનાં સુપ્રીટિન્ડેન્ટે તેને છોડી દેતી વખતે પાછા આપવા તથા તે બાબત તેની પોચ લેવી અને તે પોચ ઉપર સુપ્રીટિન્ડેન્ટની સહી થઇ એટલે તે પોચ સદરહુ પ્રકારનાં માલ મીલકત બાબત અથવા પઇસા બાબત જેલરની ઉપરનાં કેદીના અથવા તેનાં વારસ વકીલના સઘળા દાવાની પુરે પુરી ફારગતી છે એવું સમજવું.

**કેદીને છોડતી વખતે તેને પેટ ખરચી આપવાનો અધીકાર.**

૪૩. કેદીને છોડી મુકાવામાં આવે ત્યારે તે પોતાનાં ગામ પોંચે ત્યાં સુધી અથવા જે જગાએ તેને પકડ્યો હતો તે જગાએ તે પોંચે ત્યાં સુધી તેનો પેટ ખર્ચ ચાલે એટલા પઇસા પોતાને પુરો સબબ દેખાય તો તેને આપવાનો અધીકાર તુરંગના સુપ્રીટિન્ડંટને છે.

કેદની શીક્ષાની મુદત પુરી થતી વખતે કેદી દવાખાનામાં હોય તેના કેવી અવસ્થા કરવી.

૪૪. ફોજદારી તુરંગમાંના કેદીની શીક્ષાની મુદત પુરી થતી વખતે તે દવાખાનામાં હોય તો તેને દવાખાનામાંથી છોડી દેવો નહી પણ તે કેહે કે મને મુકી દોતોજ તેને છોડી દેવો અથવા તેને છોડી મુકશું તો તેનકે જીવને ધોકો પોહચે નહી અથવા તેનું દરદ લબાંણમાં પડવા જેવું નથી એવો દાખલો સર્જન (વૈદ) આપે તો તેને છોડી દેવો. તારી શીક્ષાના ઠરાવની મુદત પુરી થઈ છે એવું સુપ્રીટિન્ડેન્ટે તેણે જણવવું અને સર્વે પ્રતીબંધ દુર કરવાનો હુકમ કરેલો અને હવે તે સારો થઇને હરતો ફરતો થયો છે તથા દવાખાનું છોડનાર છે એવો રીપોર્ટ સર્જન કરશે તારે તુરંગનાં સુપ્રીટિન્ડેન્ટે જરૂર દેખાવતો પાછલી કલમમાં કહ્યા પ્રમાણે તેના પેટ ખર્ચ સારૂ તેને પઇસા આપવા.

# ભાગ ૧૨ મો.

## તુરંગના વિઝીટર.

ડીસ્ત્રીકટ જેલના વીઝીટર.

૪૫. રકમ ૧ જીલામાંના ડીસ્ત્રીકટ જેલને પ્રસંગે ડીસ્ત્રીકટનાં માજીસ્ત્રેટે અથવા પોતાના તાબામાંના જે માજીસ્ત્રેટને તેને નામ્યો હશે તેણે રાવ સંભાળવા સારૂ અને સ્વચ્છતા તથા આરોગ્યતા તથા બંદોબસ્ત કેવો રાખ્યોછે અને સઘળી બાબતના બરાબર બવસ્થા રાખીછે કે નહી તે જોવા સારૂ અઠવાડીઆમાં એકવાર ડીસ્ત્રીકટ જેલમાં તથા હોસપીટાલમાં જવું તેણે "પનિસમેન્ટબુક" એટલે શીક્ષાની બુક તપાસી જોવી અને "વીઝીટરસબુક" એ નામના બુકમાં પોતે કરેલું કામ તથા પોતાનો અભીપ્રાય લખી રાખવો. વીશેષ વાત હોય તે તુરંગના ઇનસપેક્ટર જનરલને અથવા જરૂર હોય તો સરકારને તેને ખસુસ જાહેર કરવી અને કેદીઓને સરકારમાં અરજી કરવી હોય તે તૈયાર કરીને મોકલાવાનો હુકમ કરવાને તે મુકતીઆર છે.

રકમ ૨ જી સેસનજડજ તથા આસીસ્ટંટ સેસનજડજ તથા પોલીસનો ડીસ્ત્રીકટ સુપ્રીટિન્ડેન્ટ તથા ડીસ્ત્રીકટનો એક્ઝીકયુટીવઇંજનીઅર તથા સીવીલસર્જન (એ તુરંગનો સુપ્રીટિન્ડેંટ નહી હોય ત્યારે) એ પોતાના હોદાના સબબથી ડીસ્ત્રીકટ જેલનાં વીઝીટર છે એવું સમજવું અને બીજા માણસોને વખતે વખતે વીઝીટર નામવાનો અધીકાર સરકારને છે વીઝીટરમાંથી અથવા વધારે જણાઓએ તેમાંથી એક ડીસ્ત્રીકટનો માજીસ્ત્રેટ જોડેએ દર તે માહીમાં નેહાંન એક વખત કમેટી કરવી રાવ સંભાળવા સારૂ અને સ્વચ્છતા તથા આરોગ્યતા તથા બંદોબસ્ત કેવો રાખ્યોછે અને સઘળી બાબતના બરાબર બવસ્થા રાખી છે કે નહી તે જોવા સારૂ ડીસ્ત્રીકટ જેલનો તથા હોસપીટાલનો દરએક ભાગ જઇને જોવો. કોઈ માણસને તુરંગમાં ગેરકાયદે અટકાવી રાખવામાં નહી આવે અથવા ઇનસાફ થવાનોછે એ સબબથી વાજબી કરતાં વધારે વખત સુધી રાખવામાં નહી આવે એવી તજવીજ રાખવા સારૂ તેને જે કેદી ઉપર ગુન્હાની સાબેતી થઈ હશે તથા જેની ચોકશી ચાલતી હશે. તેનું રજીસ્ટર તથા પનીસમેન્ટ બુક તપાસવી અને પોતે કરેલા કામ વીજીસ્ટર બુકમાં દાખલ કરવે તથા તેના નકલ તુરંગનાં ઇનસપેકટર જનરલને મોકલવી.

કાયદાના ડીસ્ત્રીકટોની બાહારની જગાને આ આકટ લાગુ કર

૪૬. મુંબાઈ ઇલાકાને લાગુ હોય તેવી સામાન્ય કાયદાના તથા આકટના અમલમાંની ડીસ્ત્રીકટની બાહારની હરકોઈ જગાને આ આકટના ઠરાવ લાગુ કરવામાં આવશે ત્યારે સદરહું જગાએ સ્થાપેલી કોઈ પણ

વામાં આવે ત્યારે તે જગાની ડીસ્ટ્રીકટ જેલ જોવા જવું. | દીસ્ટ્રીકટ જેલ જોવા સારૂ આ આક્ટમાં પાછળ ઠરેમાવ્યા પ્રમાણે અઠવાડીએ અઠવાડીએ તથા મુદતે મુદતે જાહાને જોવી તે જે અમલદારોને વખતે વખતે નીમ્યો હોય તે અમલદારોએ જાહાને જોવી અનેહોદાના સબબથી ઠરાવેલા વેઝીસ્ટરોને કલમ પ્રમાણે જે અધીકાર આપ્યાછે તથા જે કર્તવ્યકર્મો તેઓએ કરવા એવું કહ્યુંછે તેજ અધીકાર તથા કર્તવ્યકર્મો સદરહુ પ્રમાણે નીમેલા વીઝીટરોનો છે એવું સમજવું.

સેંટ્રલ જેલ તથા સબાર્ડીનેટ જેલ અને મુંબાઈ શેહેરના જેલનાં વીઝીસ્ટાર | ૪૭. પાછલી કલમમાં કહેલા કારણ સાર સેંટ્રલ જેલનાં ત્યા સબોર્ડીનેટ જેલનાંને મુંબઈ શહેરની તુરંગનાં વીઝીટર સરકારે નીમવા તે વીઝીટરો ઉપલી કલમના ઠરાવ પ્રમાણે સઘળી વાતે ચાલવું.

# ભાગ ૧૩ મો.

## તુરંગની બાહારની ટોળી.

તુરંગની બાહારના કામ ઉપર કેદીઓને લગાડવા. | ૪૮. રસ્તા અથવા નેહરો અથવા બીજાં સાર્વજનીક બાંધવામાં કામ ઉપર અથવા જે કસ્બામાં તુરંગ હોય તે કસ્બાનો સુધારો અથવા જતન કરવાના કામ ઉપર જે કેદીઓને સખત મજુરી સાથે કેદની અથવા માસનાક દાસત્વની અથવા કાળા પાણીની શીક્ષા થઈ હોય તે કેદીઓની ટોળીને પોતે વખતે વખતે જે સરતો ઠરાવે તે શરતે લગાડવાનો હુકમ કરવાનો અધીકાર ગવરનર ઇનકૌન્સીલને છે અને સદરહુ પ્રકારનાં કેદી સદરહુ પ્રમાણે કામો ઉપર હોય ત્યારે તે તુરંગના હદમાં બરોબર કેદમાં હોત ત્યારે જે કાયદાસર કેદને તથા બંદોબસ્તને પાત્ર હોત તે કાયદાસર કેદને તથા બંદોબસ્તને પાત્ર છે એમ સમજવું અને કોઈ પણ કેદી સદરહુ પ્રમાણે કામ ઉપર હોય ત્યારે તે કેદમાંથી નાહાશી જશે અથવા નાશવાનો યત્ન કરશે તો તે કેદી અને સદરહુ પ્રકારના નાશવામાં તેને જે જે માણસ મદત કરશે.

અથવા મદત કરવાનો યત્ન કરશે તે હેઠળ લખેલી શીક્ષાને પાત્ર થશે એટલે સદરહુ પ્રમાણે નાશવું અથવા નાશવાનો યત્ન કરવો એ તુરંગમાંથી નાશવું અથવા નાશવાનો યત્ન કરવો એ હોત તો,જે શીક્ષા થાત તે શીક્ષાને પાત્ર થશે.

# ભાગ ૧૪ મો.

## પરચુરણ.

શીક્ષાનો ઠરાવ પુરીરીતે અમલમાં આવવાની અગાઉ કેદી તુરંગમાં મર્ણ પામે તો કામ ચલાવવાનીરીત. | ૪૯. શીક્ષાનો ઠરાવ પુરેપુરો અમલમાં આવવાની અગાઉ કોઇ કેદી તુરંગમાં મર્ણ પામે તારે સુપ્રીટેંડેન્ટે છેક નજીકનાં માજીસ્ત્રેટને અથવા મુંબાઈ શહેરની તુરંગમાં કેદી મર્ણ પામે ત્યારે કોરોનરને તે મોત બાબત તરત રીપોટ કરવો પછી માજીસ્ત્રેટે અથવા કોરોનરે મોતના કારણની ચોકશી કરીને તુરંગના ઇન્સપેકટર જનરલને લખેલ રીપોટ કરવો અને આ પ્રમાણે મોત થાય ત્યારે વારંટ કેટલી બજાવી. તે બાબત વારંટની પીઠ ઉપર શેરો લખીને તે વારંટ કેદી મર્ણ પામવા વીશેના વૈદકીય અમલદારનાં દાખલા સહીત સુપ્રીટેન્ડેન્ટે જે અમલદારે વારંટ આપ્યું હોય તેની તરફ પાછું મોકલવું. સદરહુ પ્રકારના કોઈ પણ કેદીનો મડદું અથવા ગુન્હાની સાબીતી થયેલા જે માણસનાં ઉપર મોતની શીક્ષા

અમલમાં આણી હશે તેનું મડદુ સરકારે બીજી રીતે ફરમાવ્યું નહી હોય તો તેનાં સગાવાહાલાને સ્વાધીન કરવું અથવા તે મડદૂં તેઓ ન લેઈ જાયતો તે સરકારને ખર્ચે દાટવું અથવા બાળવું અથવા તેની બીજી વ્યવસ્થા કરવી.

**કેદીને એક તુરંગમાંથી બીજી તુરંગમાં લેઈ જતાંહોઅ ત્યારે અથવા તુરંગની હદબાહાર થોડો વખત સુધીરાખ્યા હોય ત્યારે તેઓ કાયદાસર કેદમાંછે એવુંસમજવું.**

૫૦. કેદીને એક તુરંગમાંથી બીજી તુરંગમાં લેઈ જવા બાબત સરકાર અથવા સરકારની મંજુરીથી તુરંગમાંનો ઇનસપેકટર જનરલ ફરમાવે અથવા રોગ થયાથી અથવા બીજા કોઇ કારણથી કેદીઓને તુરંગની બહાર થોડા વખત સુધી રાખવા વીશે ફરમાવે. ત્યારે તે કેદીઓને લેઈ જવાની મુદતમાં અથવા તેઓને સદરહુ પ્રમાણે બીજે ઠેકાણે થોડો વખત સુધી રાખ્યા હોય તે મુદતમાં તેકેદીઓ તેઓને લેઈ જવાનો અથવા બીજે ઠેકાણે રાખવાનો અધીકાર આપેલા માણસની અથવા માણસોની કાયદાસર કેદમાંછે તથા હેઠળ લખેલા પ્રતીબંધને તથા કેર ચાલ ચાલતી હોય તો હેઠળ લખેલી શીક્ષાને પાત્રછે એવું સમજવું એટલે તેઓ તુરંગમાં હોત અને તેઓને લેઈ જવાની અગાઉ અથવા બાહાર કાહાડીને રાખવાને અગાઉ તેઓ જે તુરંગમાં કેદ હતા તે તુરંગનો જેલર અથવા સુપ્રીટેંડંટ તેઓને લેઈ જવા બાબત તથા બીજે ઠેકાણે રાખવા બાબત અધીકાર વાળો માણસ અથવા માણસો હોત તો તેઓ જે પ્રતીબંધને તથા શીક્ષાને પાત્ર થાત તે પ્રતીબંધને તથા તે શીક્ષાને પાત્રછે એમ સમજવું અને કોઇ કેદી સદરહુ પ્રકારની કેદમાંથી નાશી જશે અથવા નાશવાને યત્ન કરશે તો કેદી તથા સદરહું પ્રમાણે નાશવામાં તેને જેજે માણસ મદત કરશે અથવા મદત કરવાનો યત્ન કરશે તે માણસ હેઠલ લખેલી શીક્ષાને પાત્ર થશે એટલે સદરહું પ્રકારનું નાશી જવું અથવા નાશી જવાનો યત્ન કરવો. તુરંગમાંથી નાશી જવું હોત અથવા નાશી જવાનો યત્ન કરવો હોત તો તે શીક્ષાને પાત્ર થાત તે શીક્ષાને પાત્ર થશે.

**નાશી જવું.**

૫૨. હરકોઇ કેદી તુરંગમાંથી નાશી જાય તો તેની શીક્ષાનો ઠરાવ કેટલો અમલમાં આવે તથા તેના નાશી જવાની તારીખ તેના વારંટની પીઠ ઉપર સુપ્રીટેંડંટે લખવી અને અમલદારે વારંટ આપ્યું હોય તેને તે પાછું મોકલવું અને કેદીની ઉપર ગુન્હાની સાબેતી થઈ હતી તથા વારંટની પીઠ ઉપર લખેલીછે તેટલી શીક્ષા તેને ભોગવીછે અને લખેલી તારીખે તે કેદમાંથી નાશી ગયો છે તે બાબત તે વારંટ તથા સેરો પુરાવોછે એવું સઘળી કોરટોએ સમજવું.

**તુરંગના ઇનસપેકટર જનરલને કાનુનકરવાનો અધીકાર છે.**

૫૨. કેદીઓની ઉપર દેખરેખ રાખવા બાબત તથા તેઓને કામે લગાડવા બાબત તથા તેઓને અટકાવમાં રાખવા બાબત તથા તેઓને લુગડાલતા તથા ખાવા પીવાનું આપવા બાબત તથા તેઓને કીરીતે ચલાવવા તથા શીક્ષા કરવી તથા તેઓનાં વર્ગ કરવા બાબત અને તુરંગનો બંદોબસ્ત રાખવા બાબત જરૂર દેખાય તેવી કાનુન તથા હુકમ સરકારની મંજુરી લેઇને તુરંગના ઇનસપેકટર જનરલે વખતે વખતે કરવા.

VENAYEK WASSOODEV,

Oriental Translator to Government.